# SELF-HELP

BY

SAMUEL SMILES, LL. D.

AUTHOR OF 'CHARACTER,' 'THRIFT,' 'DUTY,' &C. &C. &C.

TRANSLATED AND ADAPTED
INTO GUJARATI
WITH
THE AUTHOR'S PERMISSION

BY

GANPATRÁM ANUPRÁM, TRAVÁDI,

AUTHOR OF 'MITHI MITHI VATO,' 'ACROSS THE SEA' OR
'EUROPE ILLUSTRATED AND DESCRIBED,'
AND 'CHARACTER.'
From English into Gujarati.



:BOMBAY :

**N. M. TRIPATHI & CO.,**

Booksellers & Publishers

1912.



ડૉ० સામ્યુઅલ સ્માઇલ્સ, એલ. એલ. ડી.

ઈ. સ. ૧૮૧૨—૧૯૦૪, ઉમર ૯૨.

Self-Help ( જાત-મહેનત ), Character ( સદ્‌વર્તન )
Duty ( કર્તવ્ય ) આદિ ગ્રંથોના કર્તા.

'The Lakshmi Art' Byculla.

# જાત-મહેનત.

અથવા

आप समान बल नहि, अने मेघ समान जल नहि.

સદાચરણ, રહેણી અને આગ્રહનાં દૃષ્ટાંતો
સહિત.

કર્તા
સામ્યુઅલ સ્માઇલ્સ, એલ. એલ. ડી.

ભાષાન્તર-કર્તા.
ગણપતરામ અનુપરામ ત્રવાડી,
મીઠી મીઠી વાતો, સદ્વર્તન, અને દરિયા પારના
દેશોની વાતો, અંગ્રેજી ઉપરથી રચનાર.

**આવૃત્તિ બીજી.**

છપાવી પ્રસિદ્ધ કર્તા,
એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ.



આ પુસ્તક યુનિયન પ્રેસ, ધોબીતળાવ, મુંબઈ, મધ્યે
નશરવાનજી ખરશેદજીએ છાપ્યું.

કિંમત રૂ. ૩-૦-૦

તું પોતાના પંડને, ઠગીશ માં કો દિન;
જાતે નિમક હલાલીથી, ચાલ રાત ને દિન;
એવા સદ્વર્તન થકી, અન્ય માણસની સાથ;
તું સદા ચાલશે સત્યથી, સ્મરણ રાખ એ વાત.—શેક્સ્પિયર.

કોઈ જુવાન માણસને મારે સલાહ આપવી હોય, તો હું તેને એમ કહું કે, તારા કરતાં ચઢિયાતાની સોબતમાં તું બેસવા ઉઠવાનો મહાવરો રાખજે. સંસારવ્યવહારમાં એવીજ સોબત રાખવી; પુસ્તકો પણ એવાંજ વાંચવાં; તેથી ઘણો લાભ થશે. સાચી વસ્તુની પ્રશંસા કરતાં શીખ; તેથી તું સુખી થશે. મહાન્ પુરુષો શું શું વખાણેછે, તે નજરમાં રાખ. તેઓ મહાન્ વસ્તુની જ સ્તુતિ કરેછે; અને નાના મનનાં માણસ નીચ વસ્તુને વખાણેછે, અને અધમ વસ્તુની આરાધના કરેછે.—

ડબ્લ્યુ. એમ. થાકરે.

# अर्पण-पत्र.

अंग्रेजी भाषा-ज्ञानना संस्कार रहित

मारां गुर्जर भाइ बेनो,

आ भाषान्तर

आत्मोन्नति

तथा

देशोन्नति

अर्थे

प्रत्येक रुडा कार्यमां

'देहं पातयामि वा अर्थं साधयामि'

ए महान् फलप्रद सूत्रनां

उद्योग–आग्रह–उत्साहथी भरपूर

रुडां नीति–वचनो तमारा अंतःकरणमां

उंडां अंकित थाओ,

एवी मोटी आशाए, शुद्ध भावे, शुभ इच्छाथी, प्रेमपूर्वक

अर्पण करुंछुं.

भाषान्तर-कर्ता.

# પ્રાવેશિક વચન.

લૉર્ડ બેકન તેના એક અમર નિબંધમાં સૂત્રના સંક્ષિપ્તપણાથી જણાવેછે કે, 'વાંચનથી માણસમાં પરિપૂર્ણતા આવેછે, લેખનથી તેનામાં બારીકી આવેછે અને વાતચીતથી તે સમયસૂચકતા સંપાદન કરેછે.' વળી તે કહેછે કે, 'કેટલાંએક પુસ્તકોનો ચાવી ચાવીને કૂચો કરવો અને તેને મગજની હોજરીમાં પચાવવાં, અને કેટલાંએક તો વગર ચાવે ગટ દઈને ઉતારી દેવાથી પણ ચાલશે.' વેદાન્તની ગંભીર પરિભાષામાં બોલીએ તો શિષ્ટ ગ્રંથોનું અવલોકન કરવામાં 'અધ્યયન, મનન અને નિદિધ્યાસન' નો કઠિણ પણ ફળદાયક પરિપાઠ કરવો અવશ્યનો છે.

પ્રાત:કાળના પ્રથમ પ્રહરના શાન્ત સમયમાં નિદ્રામાંથી જાગ્રત થએલા તાજા મગજને પ્રમાણુ–પુસ્તકોના બોધથી ભરપૂર કરવું ઉચિત છે. ગુર્જર પ્રજાની બદલાતી જતી વર્તમાન–સ્થિતિમાં આ ગ્રંથની એવી રીતે ગણના કરવી ઘટિત છે.

આ સ્તુતિ મૂળ ગ્રંથને માટે છે. ભાષાન્તરને માટે એમ ઉન્મત્ત સાહસ હું ન જ કરૂં; કેમકે મારા સમજવામાં છે કે, પુસ્તક પ્રકટ થવાના સ્થળથી દૂર હોવાથી જાણે–અજાણે શબ્દ–જોડણીના, ટાઇપના, મારા પોતાના વિચાર ગ્રંથ–કર્તાના વિચારથી કૌષ ( ) મૂકી જૂદા ન પાડવાના દોષો કદી કદી થયા હશે; તે માટે બનતી કાળજી રાખવામાં આવી છે; છતાં જે ભૂલો રહી ગઈ હોય, તે દરગુજર કરી સાર ગ્રહણ કરવા વિનતિ છે.

આ ભાષાન્તરની મૂળ પ્રેરણા મને કેવી રીતે થઇ, તે મારા સ્મરણમાં રહેવા માટે અને મૂળ ગ્રંથની ખુબી ઉપર સર્વેનું ધ્યાન ખેંચવાને માટે તા. ૧–૬–૮૭ ની મારી જાહેરખબરમાંથી નીચે મુજબ ફકરા દાખલ કરી કંટાળો આપું, તો તે સહન કરવા વિનતિ છે :—

૧. ઑનરબલ સર. જે. બી. પીલ, કે. સી. એસ. આઇ. જ્યારે કેળવણી ખાતાના વડાની ખુરશીએ બિરાજતા હતા, તે વખત તેમણે સન ૧૮૭૨ ના એપ્રિલના એજ્યુકેશનલ રેકર્ડમાં રૂ. ૪૦૦ ના ઇનામની એ ગ્રંથના ભાષાન્તર માટે જાહેરખબર છપાવીને જણાવ્યું કે તેમાં જે પ્રકરણો બહુ કઠણ પડે અને આ દેશને અનુકૂળ પડે નહિ, તેનો તરજૂમો ન કરતાં તે મૂકી દેવાં. એ જ કારણસર સુરતની ફૉર્બ્સ—કમિટીએ રૂ. ૨૦૦ નું અને અમદાવાદની ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ રૂ. ૫૦૦ નું ઇનામ છપાવ્યું હતું.

૨. એ પુસ્તક મેં આગળ વાંચ્યું હતું. તે વખતથી જ મને તેના ઉપર મોહ થયો હતો; તેથી એ જાહેરખબરો વાંચતાં જ મેં તેનું ભાષાન્તર કરવા માંડયું; અને

તે પુસ્તક મને એવું ઉપયોગી લાગ્યું કે કોઈ પણ પ્રકરણ મૂકી દેવાનો હું વિચાર જ કરી શકયો નહિ. એ કામમાં મને ઘણો વખત લાગ્યો; અને ઠરાવેલી મુદ્દત વીતી ગઈ; તોપણુ કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે અને ફૉર્બ્સ-કમિટીના પ્રમુખ મે. ડિકસન સાહેબે મને મુદ્દત વધારી આપવાની મહેરબાની કરી.

૩. ભાષાન્તર તો મેં પૂરૂં કર્યું; પણ મને લાગ્યું કે એ પુસ્તકમાં સ્થળ અને પુરુષોનાં અસંખ્ય નામ આવેછે, તેની કાંઇક પણ ઓળખ ગૂજરાતી વાંચનારને આપવી જોઇએ. એ કામ જેવું અગત્યનું હતું, તેવું જ મુસ્કેલ હતું. મેં ઇનામની લાલચ છોડી દીધી; અને એ પુસ્તકને યથાશક્તિ સર્વ પ્રકારે સંપૂર્ણ કરવાનો લોભ રાખ્યો. સાધનો અને સંધિઓની તંગીને લીધે તથા વ્યયસાયને લીધે એ કામ આજ સુધી ન બની શકયું. હવે 'વિશ્વકોષ' આદિ સારાં પુસ્તકોની સહાયતાથી પુસ્તકને અંતે વિશેષ નામોનું ઓળખાણુ આપીને તે કામ પૂરૂં કર્યું છે.

૪. જે વખતે ગુજરાત શાળાપત્ર અને બીજાં માસિક દ્વારાએ આડિસન તથા જૉન્સનના ગંભીર વિષયોનું ભાષાન્તર કરવાનો હું મહાવરો કરતો હતો, તે અરસામાં મેં 'સેલ્ફ—હેલ્પ' (જાત-મહેનત) નો તરજૂમો કર્યો હતો. વાકયની રચના અને ભાષાની શૈલી આજ આટલે વર્ષે મને સંતોષકારક ન લાગે, એ સહજ સમજી શકાય એમ છે; તેથી એ બંને બાબતમાં પરિપૂર્ણ ફેરફાર અને સુધારો કરવામાં કાંઇ કસર રાખવામાં આવી નથી; તથાપિ મારે જણાવવું જોઈએ કે 'મીઠી મીઠી વાતો' નું જે નાનું પુસ્તક માત્ર બાળકોને માટે કેળવણીખાતાની માર્ફત મેં બહાર પાડયું છે, તેની સાદી શૈલી આ ગ્રંથમાં નથી. શુદ્ધ સરળતા રાખવાનો સંપૂર્ણ પ્રયત્ન કરતે છતે ભાષામાં વિષયાનુસાર પ્રૌઢતા આવી હોય, તો તાજુબી નહીં.

૫. દેશમાં વાંચવાનો શોખ ઉત્પન્ન કરવાને માટે,–કદાચ્ સામાન્ય જ્ઞાન આપવાને માટે અને જૂની, બગડેલી, નુકસાનકારક રૂઢિ અને રશમો ઉપર ધિક્કાર ઉપજાવવાને માટે વર્તમાનપત્રો, ચોપાનીઆં, નાટકો તથા વાર્તાઓ ઉપયોગી કહેવાય. પરંતુ પ્રત્યેક સ્ત્રી અને પુરુષની તેમ જ આખા દેશની સ્થિતિ સુધારવાને આવાં પુસ્તકોનું મહત્ત્વ અવર્ણનીય છે. દરેક માણસને અને આખા જનમંડળને પોતાની પતિત દશાનું ભાન કરાવવું અને ઉન્નત સ્થિતિએ પહોંચવાને તેમને ઉત્સુક અને સાધનયુકત કરવા, એ પરમ કલ્યાણની વાત છે; અને આ પુસ્તકનો એ મહાન્ ઉદ્દેશ છે; તથાપિ જો તે તેના મહેચ્છ ઉદ્દેશ પ્રમાણે વાંચનારના દિલ ઉપર અસર ન કરે, તો તે મૂળ ગ્રંથનો દોષ ન કાઢતાં, ભાષાન્તરનો દોષ કાઢવો, એમ મારી પ્રાર્થના છે.

જેવી રીતે ડૉ. સ્માઇલ્સે પોતાના દેશના અને ખંડના પુરુષોનાં સ્વપરાક્રમની હકીકત એકઠી કરીને બહાર પાડી છે, તેવી જ રીતે દરેક દેશે પોતાના મહાપુરુષોના સ્વાશ્રયી જીવનની કથા બહાર પાડવી જોઈએ; અને આ પુસ્તક ઉપરથી ઈટલીમાં સીનાર મીકલ લેસોનાએ એતદ્દેશીય દૃષ્ટાંતોથી સાંકળીને પુસ્તક બહાર પાડયું છે; પરંતુ આપણામાં તો જીવન-ચરિત્રો લખવાનો આગળથી વહીવટ નથી, તેથી

એવો સંગ્રહ કરવાનું સહેલું નથી ; પણ હવે પાશ્ચાત્ય રૂઢિનું અનુસરણ કરી ચારિત્ર્ય લેખો લખાતા જાય છે, તો યોગ્ય સમયે કોઈ દેશભક્ત એ અમૂલ્ય કાર્ય પાર પાડશે એવી આશા બંધાતી જાય છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ છપાઇને બહાર પડતા પહેલાં જ જામનગરની કન્યાશાળાઓને ઉંચી સ્થિતિએ લાવનાર ત્યાંના એન્જિનિયરનાં પરોપકારી પત્ની મિસિસ માકલેલંડે આ કામમાં મને મદદ આપવા અપાવવામાં અત્યંત શ્રમ લીધો છે, તેથી તેમનો તથા આગળથી ગ્રાહક થનાર રાજવંશીઓનો, યૂરોપિયન તથા દેશી અધિકારીઓનો અને ગૃહસ્થોનો હું ઘણો આભારી થયો છું.

ડૉ. સામ્યુઅલ સ્માઇલ્સે કૃપા કરીને પોતાના તા. ૨૪–૩–૮૮ના પત્રથી આ ભાષાન્તર પ્રકટ કરવાની મને પરવાનગી આપી તેથી આ પ્રસંગે હું તેમનો ઉપકાર માનુંછું અને તેમના પ્રતિ મારા હૃદયના પૂજ્ય ભાવ તરીકે મારા ઉપર તેમણે સ્નેહે મોકલેલા તેમના મુખ–ચિત્રને આ પુસ્તકના શિરો ભાગમાં આપી કૃતાર્થ થાઉંછું.

મું. સુરત. }
જાન્યુઆરી ૧૯૧૧. } ભાષાન્તર-કર્તા.



# પેહેલી આવૃત્તિની ગ્રંથકર્તાની પ્રસ્તાવના.

આ પુસ્ત લખવાનું મૂળ કારણ શી રીતે નીપજ્યું, તે ટૂંકામાં નીચે પ્રમાણે કહેવાય છે.

પરસ્પર શીખવા—શીખવવાને કેટલાએક જુવાન માણસો ઈંગ્લંડની ઉત્તરમાં એક કસ્બામાં સાંજે ભેગા થતા હતા; તેમણે પંદરેક વરસ ઉપર મને એક ભાષણ આપવાને વિનતિ કરી. તેની હકીકત નીચે લખી છે.

ઘણી જ ગરીબ હાલતના બે ત્રણ જુવાનીઆઓએ ભેગા થઈને નક્કી કર્યું કે, આપણે રોજ શિયાળાની સાંજે મળવું અને એક બીજાના સુધારાને માટે ભણવું તથા ભણાવવું. એમનામાંનો એક જણ એક નાના ઘરમાં રેહેતો હતો; તેના એક ઓરડામાં તેમણે પ્રથમ મળવા માંડ્યું; પણ બીજા માણસો એમના વર્ગમાં શામેલ થવા માંડ્યા, તેથી થોડા વખતમાં એ જગા તો બહુ નાની પડવા માંડી. ઉનાળાની મોસમ આવી, ત્યારે તેઓ ઘરની બહાર વાડી હતી, તેમાં બેઠક જમાવવા લાગ્યા. તે વાડીમાં લાકડાંના પાટિયાંની એક નાની સરખી બંગલી બનાવી હતી; તેમાં શિક્ષકો બેસતા; અને બગીચામાં જે વિદ્યાર્થીઓ ખુલ્લી હવામાં મળતા, તેમને તેઓ દાખલા મંડાવતા, અને સાંજના પાઠ લેતા. જે દિવસ ચોકખો, વાદળાં વગરનો હોય, તે દહાડે પેલા જુવાનો છેક રાત પડતા સુધી, તે બંગલીની આસપાસ મધમાખીના પૂડાની પેઠે ગણગણાટ કરી મૂકતા; તેવામાં ભોગજોગે જો એકાદ ઝાપટું પડ્યું, તો તે બાપડાના હિસાબ પાણીમાં તણાઇ જતા; અને તેમને નાઉમેદ થઇને ઘેર જવું પડતું.

હવે શિયાળાની મોસમ બેઠી; અને રાતે ટાઢ પડવા માંડી; એવી વખતે તેમણે ટાઢમાંથી બચવાને માટે શું કરવું? આટલી મુદ્દતમાં તો તેમની સંખ્યા એટલી બધી વધી ગઇ કે, સાધારણ ઘરના ઓરડામાં તો તેમનો સમાસ થાય જ નહિ. આ વર્ગના ઘણાખરા માણસો તો રોજ કામે જતા અને મજુરીના થોડા પૈસા દર હપ્તે લાવતા; તેથી તેમની ગુંજાશ નહિ છતાં, તેમણે એક ઓરડો ભાડે લેવાની હિમ્મત ધરી; તપાસ કરતાં, તેમને જણાયું કે, એક મોટો જુનો જીર્ણ ઓરડો જેમાં આગળ હગોકના દર્દીઓને રાખવામાં આવતા હતા, તે ખાલી હતો એ ઘરમાં હજુ કોઇ રહેવા જ ગયું નહતું; કારણકે લોકોના મનમાં એવો ત્રાસ પેસી ગયો હતો કે, જાણે એ ઘરને હજુ કૉલેરા વળગી રહ્યો છે, એમ તેઓ ધારતા. પણ આ જુવાનો એક બીજાને સુધારવાના દૃઢ ઠરાવથી એકઠા થતા. તેઓ પાછા ન હઠતાં એ કોગળીઆવાળા ઘરનું ભાડું ઠરાવીને તે કિરાયે રાખ્યું; તેમાં દીવા કરી

દીધા; થોડીએક પાટલીઓ ગોઠવી દીધી; એક મેજ પણ આણીને મૂકયું; અને રાતનો અભ્યાસ શરૂ કરી દીધો. એ સ્થળ તો પછી રોજ રાત્રે ઉદ્યોગ અને ઉત્સાહનું થાનક થઈ પડયું. શિક્ષણનું કામ તો પૂરૂં પાંશરૂં કયાંથી જ હોય? તોપણ તેઓ જે કરતા તે પૂર્ણ ભાવથી કરતા. જેમને કંઇ થોડું ઘણું આવડતું, તેઓ તેમનાથી કમઆવડતવાળાને ભણાવતા; પોતે પોતાની જાતે સુધરતા અને બીજાને સુધારતા; અને ગમે તે પ્રકારે પણ, બીજાઓના આગળ પોતાનો રૂડો દાખલો મૂકતા. એપ્રમાણે આ જુવાન માણસો,—તેમાં વળી કેટલાએક તો પુખ્ત ઉમરના મરદો પણ હતા, તેઓ—પોતાની જાતે તેમજ બીજાઓને વાંચતાં લખતાં, અંકગણિત તથા ભૂગોળ; વળી ગણિતશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર અને કેટલીએક અર્વાચીન ભાષાઓ શીખવા–શીખવવા મંડયા.

આ રીતે આશરે સોએક માણસોનો જમાવ થવા લાગ્યો; પછી તેમને ભાષણો સાંભળવાની તૃષ્ણા થઈ; અને આ સમયે હું તેમનાં કામકાજથી વાકેફગાર થયો. એમનામાંથી કેટલાએક માણસો મારી પાસે આવીને નમ્રતાથી કહેવા લાગ્યા કે, અમે આટલું કામ કર્યું છે; અને હાલ ફલાણું કામ કરીએ છીએ; અને હવે આપ મહેરબાની કરીને અમને કંઈક પ્રાસ્તાવિક ભાષણ આપો. તેમણે આપ–બળે મહેનત કરીને સુધરવાનો જે આગ્રહ બતાવ્યો, તે ખરેખરો સ્તુતિપાત્ર હતો; અને તેની અસર મને થયા વિના રહી નહિ. જાહેર સભાઓમાં ભાષણો આપવાથી કંઇ ઝાઝું ફળ થતું નથી, એમ હું સારી પેઠે સમજતો હતો; તોપણ મેં વિચાર્યું કે, મનના ખરા ઉમળકાથી અને પ્રામાણિકપણાથી ઉત્તેજનના જે બે બોલ કહેવામાં આવશે, તેની કંઈક પણ સારી અસર થશે જ થશે. આવા ઉદ્દેશથી મેં કેટલીએક વાર તેમની સભામાં ભાષણો આપ્યાં. બીજાં માણસોએ કેવાં કેવાં કામ કર્યાં હતાં, તેના દાખલા આપીને તેમને સમજાવ્યું કે, તમારામાંનો દરેક માણસ, જો ચાહે તો, થોડેઘણે દરજજે પણ એવાં જ કામ કરી શકે; વળી તેમને મેં કહ્યું કે, હવે પછીની તમારી બધી જિંદગીના સુખ અને કલ્યાણનો આધાર તમારા પોતપોતાના ઉપર રહેલો છે; તે કારણસર તમારે તમારી જાતને ખંત રાખીને કેળવવી જોઇએ; તમારે પોતાને સારી વરઝશ આપીને ઉત્તમ ટેવો પાડવી જોઈએ; અને તમારે તમારા મનને કબજામાં રાખીને ચાલવું જોઇએ; વળી, એ બધાને માથે માણસ જાતના સદ્વર્તનની સઘળી ખુબી અને બધો મહિમા પોતાની કર્તવ્ય–નિષ્ઠા ઉપર રહેલ છે; તો તમારે દરેક જણે પોતપોતાની ફરજ સાચવટથી અને એક નિષ્ઠાથી બજાવવી જોઇએ.

આ ઉપદેશમાં કંઇ પણ નવું ન હતું; કે નવા વિચાર કંઇ બતાવ્યા ન હતા; સુલેમાનની કહેવતો જેટલી જ આ શિખામણ પણ કંઇ કાળની જૂની હતી; અને સૌ લોકોના પણ તે જાણવામાં હોવી જ જોઇએ. એપ્રમાણે, મારૂં બોલવું જુના વિચારોનું પુનરાવર્તન છતાં, એ જુવાનીઆઓએ તેનો સારો સત્કાર કર્યો. તેઓ પોતાના અભ્યાસમાં આગળ વધતા ચાલ્યા; ઉત્સાહ અને દૃઢ મનથી મહેનત કરવા લાગ્યા; અને મોટી ઉમરના થતા તેઓ દુનિયામાં જૂદે જૂદે ધંધે લાગ્યા. તેમાંના

ઘણાખરા હાલ વિશ્વાસુ અને ઉપયોગી જગાઓ ઉપર છે. ઉપરનો બનાવ બન્યા પછી કેટલેક વરસે એક જુવાન માણુસ લોઢું ગાળવાના કારખાનામાંથી બારોબાર મારે ઘેર સાંજે મને મળવાને આવ્યો; તે ઉપરથી મને આ વાત પાછી યાદ આવી. તેણે મને કહ્યું કે, મારે હાલ કારખાનું છે; તેમાં હું મજુરો અને કારીગરો રાખીને કામ લઉંછું; અને હાલ હું સુખી સ્થિતિમાં છું. આપે ઘણાં વરસ ઉપર મારા આગળ અને મારા સહવર્ગીઓના આગળ ખરા દિલથી જે શિખામણથી ભરેલાં ભાષણો આપ્યાં હતાં, તે આજ પણ હું ઉપકારના ઉભરાથી સંભારૂંછું; અને આપે ઉપદેશ આપ્યા પ્રમાણે મારાથી બનતો પ્રયત્ન કરીને હું ચાલ્યો છું અને ચાલુંછું, તેથી જ મને કેટલેક દરજ્જે સુખ સમૃદ્ધિનો મોટો લાભ થયો છે, એમ હું માનુંછું.

આ એત્તેફાક બનવાથી '**જાત-મહેનત**'ના વિષય ઉપર મારૂં ધ્યાન વધારે ખેંચાયું; અને તેમાં મને રસ પડવા માંડ્યો; તેથી મેં આ જુવાન માણુસો આગળ જે ભાષણ આપ્યાં હતાં, તેમાં હું ઉમેરો કરતો ગયો; અને કામકાજ કરી પરવાર્યા પછી, મારી નવરાશની વેળામાં સાંજે હું જે વાંચતો, અથવા જે મારા જોવામાં આવતું, અથવા સંસારનો મને જે અનુભવ થતો, તેમાંથી એ વિષયને જે જે લાગુ પડતું હોય, એમ મને લાગતું, તે બધું હું તેમાં ઉમેરવા લાગ્યો. મારાં પ્રથમનાં ભાષણોમાં એંજિનિયર જૉર્જ સ્ટીવન્સનનું દૃષ્ટાંત મેં મોખરે મૂક્યું હતું. એ પુરુષના જીવન—ચરિત્રમાં પ્રથમથી જે રસ રહ્યો હતો, તેથી તેમ જ તેની જિંદગી અને વર્તણુકનો ચિતાર આપવાને મારી પાસે ખાસ સાધન હતાં અને મને બીજી ઘણી જોગવાઈ હતી; તેથી ફુરસદે તેમાં વધારો કરી કરીને, છેવટ જતાં મેં તેનું જીવન—ચરિત્ર છપાવ્યું. આ ગ્રંથ પણ એવા જ ઉદ્દેશથી રચ્યો છે; કારણકે બંનેના ફણગા એક જ બીજમાંથી ફૂટ્યા છે. આ પુસ્તકમાં જે દૃષ્ટાંતિક ચિતાર આપવામાં આવ્યા છે, તે બહુ જ ટુંકામાં પતવવા પડ્યા છે. પૂરી તસ્વીર ન ચીતરતાં, માત્ર મુખ—દર્શન જ કરાવ્યાં છે; અને ઘણાએક દાખલાઓમાં તો માત્ર કંઇ જાણવા જેવી, છક થઈ જવાય એવી બાબતની જ ફકત નોંધ લીધી છે. જેમ એક પ્રજાની તવારીખમાં જે મોટી લખવા જેવી વાતો હોય, તેટલી જ માત્ર થોડા ફકરામાં બતાવી દેવામાં આવેછે; તેવી જ રીતે આ ઠેકાણે પણ પ્રત્યેક મહા પુરુષની જિંદગીમાં જે તેને જેબ આપનારી વાત હોય, જેથી તેની જિંદગીને રોશની મળતી હોય, તેવી જ માત્ર રસભરી અને તેજદાર બાબતો દાખલ કરવામાં આવી છે. આ પુસ્તક હવે ગમે તેવું નીવડો; પણ એમાં ઉદ્યોગ, આગ્રહ અને સ્વ-સુધારણાનો જે ઉપદેશ આપવામાં આવ્યો છે, તે તેનાં દૃષ્ટાંતોથી ઉપયોગી, સુબોધકારક અને ઘણેભાગે મનોહારી લાગશે, એવી આશાથી હું આ ગ્રંથને વાંચનારના હાથમાં મૂકુંછું.

મુ. લંડન. સપ્ટેમ્બર, સન. ૧૮૫૯.

---

# નવી આવૃત્તિ માટે ગ્રંથકર્તાની પ્રસ્તાવના.



આ પુસ્તકને અત્રે તેમ જ પરદેશમાં ઘણા ભાવથી સ્વીકારવામાં આવ્યું છે; તેની આ સુધારેલી આવૃત્તિ છે. અમેરિકામાં આ પુસ્તક જૂદા જૂદા કદમાં છપાઈ ગયું છે. ડચ્ચ એને ફ્રેંચ ભાષામાં એનો તરજુમો છપાઇને બહાર પડી ચૂકયો છે અને ડેનિશ તથા જર્મન ભાષામાં એનું ભાષાન્તર પ્રકટ થવાની તૈયારી છે. આ પુસ્તકમાં જુદાં જુદાં માણસોની જિંદગી અને રહેણીનાં તરેહ તરેહનાં દષ્ટાંતો દાખલ કરવામાં આવ્યાં છે; અને બીજા માણસોને આ સંસારમાં જે સંકટ સહન કરવાં પડયાં છે; જે વિપત્તિઓ વેઠવી પડી છે; અને તરફડીઆં મારી મારીને તેમણે જે પરાક્રમ કર્યો છે; તેમાં સર્વેને થોડો યા ઘણો રસ લાગેછે; એ બે કારણોને લીધે જ આ ગ્રંથ જુદા જુદા દેશના વાંચનારાઓને ચિત્તાકર્ષક થઇ પડયો છે. આ ગ્રંથ કટકે કટકે ગૂંથવામાં આવ્યો છે, એ વાત બીજાઓના કરતાં મારા સમજવામાં વધારે છે; પણ તેનું કારણ એટલું જ છે કે, પ્રથમ જ એ પુસ્તકરૂપે તૈયાર ન કરતાં જુદે જુદે વખતે ભાષણના આકારમાં લખેલું હતું; વળી, ઘણાં વરસ સુધીમાં જે જે નોંધો લેવામાં આવી હતી, તે ને તે જ મુખ્યત્વે કરીને ગોઠવીને પુસ્તકના આકારમાં બહાર પાડી છે. પહેલાં તો માત્ર જુવાન માણસોના આગળ આ વિષયો વાંચી સંભળાવવા, એટલો જ હેતુ હતો; છપાવવાનો વિચાર જ ન હતો. આ આવૃત્તિ છપાવવાનો મને લાગ મળવાથી મેં કેટલુંએક, વધારે પડતું લખેલું હતું, તે કાઢી નાખ્યું છે; અને તેને ઠેકાણે બીજાં નાના પ્રકારનાં નવાં દૃષ્ટાંતો દાખલ કર્યાં છે; તે સૌને રસિક લાગશે, એમ આશા છે.

એક રીતે જોવા જતાં, આ પુસ્તકનું નામ કંઇ સારા શુકનમાં પડયું હોય, એમ લાગતું નથી; અને હવે, નામ પડી ગયા પછી બદલાય પણ નહિ. એ નામ ઉપરથી જ કેટલાએક પોતાના મન સાથે એમ જ નક્કી કરી બેઠા કે, એમાં તો એકલપેટાપણાની જ સ્તુતિ હશે; જાત—મહેનત એટલે જાતનાં જ વખાણ ગાયાં હશે, અને સ્વાર્થને ઉંચે ચઢાવ્યો હશે; પણ વાસ્તવિક જોવા જઇએ તો તેમાં એથી ઉલટી જ વાત છે; સ્વાર્થની સ્તુતિ ન કરતાં પરમાર્થનાં જ ગીત છે; ગમે તેમ હો, પણ મારા મનમાં તો મેં એમ જ કરવા ધાર્યું હતું; પછી હોય તે ખરૂં. બેશક, આ ગ્રંથનો મુખ્ય ઉદ્દેશ તો એ છે કે, જુવાન વાંચનારાઓને ખંત રાખીને ખરે રસ્તે ચલાવવા માટે ઉત્તેજવા—પોતાના મનની ધારેલી મુરાદો હાંસલ કરવામાં, મહેનત કરવામાં કે કષ્ટ વેઠવામાં કે મનને વશ રાખવામાં કંઇ મણા ન રાખે, તેવા તેમને બનાવવા,—બીજા માણસોની મહેનત અને મદદ ઉપર આધાર રાખવાના કરતાં

પોતાના પુરુષ–પ્રયત્ન ઉપર જ ઇતબાર રાખવાની ટેવ પાડવી. આ પ્રમાણેનો મૂળ હેતુ હતો; તોપણ સાહિત્ય–રસિક જનોના અને વિજ્ઞાનના પંડિતોના, કળાધરો, નવીન શોધ કરનારા, કેળવણીના મહાન્ આચાર્યો, પરદુઃખ ભંજક પુરુષો, ધર્મોપદેશકો અને મહાન્ કામો કરવામાં પ્રાણ ત્યાગ કરનાર મહાત્માઓનાં દૃષ્ટાંતોથી સ્પષ્ટ જણાશે કે, આત્માવલંબન એટલે પોતે પોતાના પંડને આશ્રય આપવો, એનું ઉચ્ચતમ અર્થ–ગાંભિર્ય જોશો તો પોતાના જાતીભાઈઓને સાહાય્ય આપવું એમ જ પરિણામે નીકળશે.

વળી, આ પુસ્તક સંબંધી એક બીજો વાંધો લેવામાં આવ્યો છે; તે એ કે જે માણસો આપ—બળથી પોતાના કામમાં પાર પડ્યા છે, તેવાઓના દાખલા એમાં વધારે દાખલ કરવામાં આવ્યા છે, પણ જેઓ પ્રયત્ન કરતા છતાં પાછા પડ્યા છે, તેમનાં સંખ્યાબંધ નામ છતાં, તે દાખલ કરવામાં આવ્યાં નથી. કેટલાએક એવો સવાલ કરેછે કે, વિજયી પુરુષોનાં વૃતાંત લખવાં, ત્યારે નિષ્ફળ ગએલા પ્રયત્નોની નોંધ શામાટે ન લેવી ? હું કબૂલ કરૂંછું કે અફળ ગએલા ઉદ્યોગની નોંધ ન લેવાનું કારણ નથી; પણ આ પુસ્તકમાં તેમ કરવા જતાં, જુવાન વાંચનારનું મન પાછું હઠી જાય; તેઓ નિરાશ થઇ જાય; અને તેમાંથી કંઇ બોધ કે ઉપદેશ મળવાનો નહિ. તથાપિ આ ગ્રંથ વાંચવાથી માલમ પડશે કે, પ્રયત્નો નિષ્ફળ જવાથી પણ પ્રયત્ન કરનારને લાભ થાયછે; ખરા કામ કરનારને નિષ્ફળતાથી શ્રેષ્ઠ પ્રકારની કસરત મળેછે; ફરી ફરી મહેનત કરવાને તેનું મન ઉસ્કેરાયછે; તે પોતાના પુષ્કળ બળથી બધી શક્તિઓને જાગ્રત કરેછે; અને તે જાત—કેળવણીમાં, આત્મ—નિગ્રહમાં, અને જ્ઞાન તથા ડહાપણની કેળવણીમાં આગળ વધતો જાયછે; નિષ્ફળ પ્રયત્નો આવી દૃષ્ટિથી નિહાળવામાં આવે, અને આગ્રહથી નિષ્ફળ પ્રયત્નોને સફળ કરવામાં આવે, તો તે નિષ્ફળતા સદા રસભરી અને બોધકારક જ છે; અને તે વાત અમે ઘણાં દૃષ્ટાંતોથી આગળ જતે સિદ્ધ કરી આપી છે.

કેવળ નિષ્ફળ મહેનત ઉપર જ આપણે નજર કરીએ, તો કદાચ્ આપણી આખર અવસ્થામાં આપણને કંઈક દિલાસો મળે ખરો; પણ એવી વાતો જુવાન માણસોના મ્હોં આગળ સંસાર–સાગરમાં પડતા પહેલાં મોખરે જ મૂકી દેવી, એ અમને સંશયયુક્ત લાગેછે. ફલાણું કામ કેવી રીતે કર્યું હોય, તો તે નહિ થાય, એ વાત તો તરત જ સહેલથી સમજાઇ જાયછે. એ કંઇ શીખવવું પડતું નથી; તેમ જ એ શીખવામાં કંઇ પ્રયત્ન કરવો પડતો નથી; મનને કોઇ લાલચોની સામા વશ રાખવાનો ખપ પડતો નથી; એ ખાતે કંઈ ઉદ્યોગ મચાવવો પડતો નથી; ધીરજ, આગ્રહ કે વિચારને તસ્દી પડતી નથી. વળી, જે સેનાપતિ લડાઇમાં હાર જ ખાયા કરેછે; જે એંજિનિયરનાં એંજિન ફાટીને ચૂરેચૂરા થઇ જાયછે; જે બાંધકામ કરનાર ઇમારતોના બેડોળ ઘાટનો જ નકશો દેખાડેછે; જે ચિતારો ચિત્રને બદલે ચાંદાં જ પાડ્યા કરેછે; જે શોધક પોતાના ધારેલા સંચાને બનાવી શકતો નથી; અને જે શાહુકારનું નામ દેવાળીઆની ટીપમાં નોંધાયા વિના રહેતું નથી; એવાં માણસો

વિષે વાંચનાર જાણવાની દરકાર રાખતો નથી. એ વાત ખરી છે કે કામ કરનાર સારામાં સારો માણસ હોય, અને કામ પણ સારામાં સારૂં હોય; છતાં, તે પાર ન પડે. પણ તેથી તે માણસો કંઇ નિષ્ફળ જવાને માટે મહેનત નહોતા કરતા; અથવા પોતે પાછા પડયા, તે કંઇ પોતે પરાક્રમ કર્યું, એમ નહોતા સમજતા; તેઓ તો ફતેહ મેળવવાને જ મહેનત કરતા; છતાં, તેમાં નિષ્ફળ જતા, તો તે એક મોટું દુઃખ જ માનતા. કોઇ ભૂંડા કામમાં ફતેહ મેળવવી, એ તો મોટી બદનામી છે; તેના કરતાં રૂડા કામમાં નિષ્ફળ જવું, એ વધારે માન ભરેલી વાત છે. બેશક, એ તો ખરૂં જ કે, સારા કામમાં પાછા પડવાના કરતાં તે પાર પાડવું, એ વધારે સારૂં છે. પણ કોઇ પણ કામમાં તેનું પરિણામ કેવું આવેછે, તે ઉપર લક્ષ રાખવાના કરતાં તે કામનો ઉદ્દેશ જોવો જોઈએ; તે કરવામાં જે મહેનત કરવી પડે, ધીરજ રાખવી પડે, હિમ્મતથી મંડયા રહેવું પડે, અને જે પ્રયત્નથી એવાં પાત્ર અને રૂડાં કામો પાછળ લાગ્યા રહેવું પડે, તે ઉપર દૃષ્ટિ રાખવી ઘટેછેઃ-- કહ્યું છે કે,

વિજય-પરાજય વિષય તો, નથી આપણે હાથ;
પામર પ્રાણી માનવી, થવું વિજયને પાત્ર.

આ પુસ્તકનો આશય એ છે કે, આ જૂના કાળના, જૂની ઢબના પણ લાભકારક ધડા વાંચનારના મન ઉપર ફરી ફરી ઠસાવવા, કેમકે એવા ઉપદેશ જેટલી વાર કરીએ, તેટલો ઓછો છે. જુવાન માણસોએ સુખ ભોગવવું હોય, તો તેમણે મહેનત કરવી; ખંત રાખીને ઉદ્યોગ કર્યા વગર કંઇ ખરેખરૂં રૂડું, શોભા અપાવે એવું કામ થતું નથી; વિદ્યાર્થીએ અડચણોથી હારી ન બેસવું; પણ ધીરજ રાખીને આગ્રહ કરી કરીને તે ઉપર જીત મેળવવી; અને સૌને માથે શિરોમણિ વાત તો એ છે કે તેણે પોતાનું સદ્વર્તન જેમ શ્રેષ્ઠ થાય તેમ કરવું; કારણ કે, અનુપમ સદાચરણ વિના મનની શક્તિ કહો કે બુદ્ધિ કહો, તે નિર્માલ્ય છે અને દુનિયામાં ફાવ્યા એ ન ફાવ્યા જેવું જાણવું. એવી મતલબથી આ ગ્રંથ રચવામાં આવ્યો છે, તથાપિ જો એ પ્રકારનો ઉપદેશ સ્પષ્ટ રીતે, દાખલા દલીલોથી હું સમજાવી શક્યો ન હોઉં, તો મારા ઉદ્દેશમાં હું નિષ્ફળ ગયો, એમ જ સમજવું.

* * * * *

લંડન, મે. સન ૧૮૬૬.

# 'જાત-મહેનત' ની બીજી આવૃત્તિ માટે બે બોલ.

આ પુસ્તક ચોવીશ વરસ ઉપર પ્રથમ પ્રકટ થયું, તે વેળાએ વર્તમાન પત્રોએ તથા માસિકોએ તેને ખરે વધાવી જ લીધું, તે છેડે આપેલા ઉતારાથી વાંચનારના જાણવામાં આવશે. તેથી તેનો ફેલાવ ઘણો થઇ શકયો, એમ માનુંછું, માટે તેમનો તેમ જ ઘણા દેશી-વિદેશી, નાના-મોટા સજ્જનોએ એ ગ્રંથ માટે ઉંચા અભિપ્રાય આપતાં જે ઉદ્દગાર કાઢયા છે, તે માટે તેમનો, મુંબઇ સરકારે 'સેલ્ફ-હેલ્પ'ના ભાષાન્તર માટે ઈ. સ. ૧૮૭૨ માં રૂ. ૪૦૦ નું ઇનામ જાહેર કર્યું હતું, તેની મુદ્દત વીત્યા કેડે અઢાર વર્ષે એ કાર્ય-સિદ્ધિ માટે સંતોષ બતાવીને તે આપવા માટે તેમનો અને ઉદાર દિલના રાજા સાહેબોએ તથા દીવાન સાહેબોએ મોટો આશ્રય આપ્યો, તે ખાતે તેમનો હું મારા હૃદયના અંતસ્તમ ભાગમાંથી ઉપકાર જાહેર કરૂં છું.

૨. આ આવૃત્તિ માટે જેમ બને તેમ સાદી અને સમજાય એવી શૈલી પસંદ કરવાની કાળજી રાખી છે; પૃષ્ઠોને છેડે ફુટનોટ હતી, તેથી વાંચનારને ચાલતા વિષયમાંથી તે જોવાને ધ્યાન ખસેડવું પડે, માટે તે સર્વને પુસ્તકને અંતે કક્કાવારી ક્રમમાં ગોઠવીને મૂકી છે તથા તેને નવી 'એન્સાઇક્લોપીડિયા' ની મદદથી સંપૂર્ણ કરવામાં આવી છે; પ્રત્યેક પૃષ્ઠને મથાળે ત્યાં ચાલતા વિષયનો ગર્ભ આપવામાં આવ્યો છે; શબ્દ-શુદ્ધિ અને જોડણી માટે સરકારનાં તથા સાહિત્ય-પરિષદનાં ધોરણોનું બને ત્યાં સુધી અનુકરણ કરવામાં આવ્યું છે; ડૉ. સ્માઇલ્સનું 'બસ્ટ' મૂકયું છે; એ પ્રમાણે વૃદ્ધાવસ્થાને લીધે આ મારા તર્ફની છેલ્લી આવૃત્તિ હોવાથી તેમાં બનતા સુધારા કર્યા છે.

૩. પુસ્તકમાં આવેલો પદ્ય-ભાગ પિંગળના દોષ રહિત કરવા માટે રાજકોટની રાજકુમાર કૉલેજના શાસ્ત્રી અને કાઠિયાવાડ મેઇલ ટ્રેઇનિંગ કૉલેજના હાઉઝ-માસ્ટર અને સીનિયર મેડલિસ્ટ મારા સ્નેહી શ્રીયુત મંગળજી હરજીવન ઓઝાનો ઉપકાર માનવાનું મારે ભૂલવું ન જોઇએ; છતાં તેમાં તથા આખા પુસ્તકમાં ભુલચુક રહી ગઇ હોય, તેને માટે ક્ષમા માગી લઉં છું.

૪. આ પુસ્તકની તથા એ જ કર્તાના 'સદ્વર્તન' ની બીજી આવૃત્તિ હાલમાં જ અમદાવાદની ગુજરાત વર્નાકયુલર સોસાઇટી તર્ફથી શુદ્ધ કરી આપવામાં મેં જે શ્રમ અને સમય લીધાં છે, તેના પ્રમાણમાં વાચકવૃંદને સંતોષ થાઓ, એમ ઇચ્છું છું. ઇતિ શં.

ગણપતરામ અનુપરામ ત્રવાડી.

સુરત, તા. ૩૦-૯-૧૨.

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.

### જાત-મહેનત.

આખા દેશની મહેનત અને તેમાંના દરેક જણની મહેનત વિષે.

જાત મહેનતનો જુસ્સો—પ્રજા અને તેના કાયદા—રાજ્ય, એ પ્રજાના સમગ્ર પુરુષત્વનું પ્રતિબિંબ છે—ગતકાળનો મિથ્યા શોચ અને સ્વાશ્રય—સ્વતંત્રતા વિષે વિલિયમ ડાર્ગનના વિચાર—ધીરવીરનો પાક સઘળી કોમમાંથી ઉતરેછે—આત્માવલંબન અંગ્રેજ પ્રજાનો એક ખાસ ગુણ છે-વ્યવહારોપયોગી કેળવણી ઉપર જે દાખલા અને કામ નજરે જોવામાં આવે, તેની અસર-જીવનચરિત્રો વાંચવાના લાભ-મહાન્ પુરુષો કંઈ અમુક જાતમાં કે અમુક કુળમાં પેદા થાય, એમ નથી-નીચ કુળમાંથી કેવા કેવા નામાંકિત નરો થયા છે-શેકસ્પિયર-ઘણા પ્રસિદ્ધ પુરુષો જૂદી જૂદી જાતનાં ગરીબ ઘરમાંથી ઉત્પન્ન થયાછે-પ્રખ્યાત ખગોળ શાસ્ત્રીઓ-પાદરીઓના પ્રસિદ્ધ પુત્રો-વકીલોના વખાણવા જોગ વંશજ-મહાન્ પરદેશીઓનાં નીચ કુળ-વૉકેલૉં, રસાયન શાસ્ત્રી-ફ્રેંચ લશ્કરમાં સિપાઇઓ પણ સરદારને દરજ્જે ચઢેછે-આગ્રહી ઉદ્યોગ અને ઉત્સાહના દાખલા-જોઝફ બ્રાધર્ટન-ડબ્લ્યુ જે. ફૉક્સ-ડબ્લ્યુ. એસ. લિંડ્સે-વિલિયમ જાકસન-રિચર્ડ કૉબ્ડન—લોકોપયોગી થવું હોય અને નામ મેળવવું હોય, તો ઉદ્યોગ વિના ચાલે તેમ નથી-બધા શ્રીમંત લોકો કંઈ આળસુ નથી-દાખલા—લશ્કરી માણસો—પંડિતો—વિદ્યાશાસ્ત્રીઓ—રાજ્યનીતિ વેત્તાઓ—અક્ષર શાસ્ત્રીઓ—સર રૉબર્ટ પીલ—લૉર્ડ બ્રૂઅમ—લિટન—ડિઝ્રાએલિ—સ્વાશ્રય વિષે વર્ડ્સ્વર્થના વિચાર—ડ ટૉકવીલ, એનો ઉદ્યોગ; પરાપેક્ષાની અગત્ય છે.—માણસો પંડે જ પોતાના ઉત્તમ સહાયક છે. પૃષ્ઠ ૧-૨૭.

## પ્રકરણ ૨ જું.

### ઉદ્યોગની રણભૂમિના નાયકો.

નવાં નવાં યંત્રો શોધનારા અને નવો માલ બનાવનારા.

અંગ્રેજ લોકોનો ઉદ્યોગ—કામ, એ ઉત્તમ શિક્ષક છે—હ્યુ મિલર—દુઃખ અને દરિદ્રતાનાં વિઘ્નો અજેય નથી—કારીગરોના શોધ—

વરાળ યંત્રનો શોધ—જેમ્સ વૉટ; એનો ઉદ્યોગ અને લક્ષ ચોંટાડવાની ટેવ—માથ્યુ બોલ્ટન—વરાળયંત્રના ભિન્ન ભિન્ન ઉપયોગ—રૂનું કારખાનું—પ્રાચીન શોધકો—પૉલ અને હાઇઝ—આર્કરાઇટ; તેની પૂર્વ દશાનું ચરિત્ર; વાળંદ, શોધક અને કારખાનું સ્થાપનાર—તેની સત્તા અને સદ્વર્તન—દક્ષિણ લાંકાશિયરનું પીલ કુટુંબ—તેનો મૂળ પુરુષ—પહેલો સર રૉબર્ટ પીલ, સૂતરાઉ કાપડનો છાપગર—લેડી પીલ—પગનાં સૂતરાઉ મોજાં બનાવવાનો સંચો શોધનાર રેવરંડ વિલિયમ લી—પરદેશમાં દુઃખી થઈને મરણ પામે છે—જેમ્સ લી—નૉટિંગામમાં ફીત વણવાનું કારખાનું—સૂતરાઉ ફીત વણવાનો સંચો બનાવનાર જૉન હીથકોટ—તેની પૂર્વ દશાનું ચરિત્ર, તેની બુદ્ધિની ચપળતા અને અડગ આગ્રહ—તેના સંચાનો શોધ—લૉર્ડ લિંડહર્સ્ટની વાત—સૂતરાઉ ફીતના વેપારની વૃદ્ધિ—'લડ'ની સરદારી હેઠળ મજુરોએ ભેગા થઈને હીથકોટના બધા સંચાઓ તોડી નાખ્યા—તેની વર્તણુક—ઝાકર્ડ, તેના શોધો અને તેનાં પરાક્રમ—વોકાંસૉં; તેની યાંત્રિક બુદ્ધિ; રેશમના કારખાનામાં સુધારા—ઝાકર્ડ, વોકાંસૉંના સંચામાં સુધારો કરેછે—ઝાકર્ડની શાળ પસંદ કરવામાં આવેછે—ઊન શુદ્ધ કરવાના સંચાનો શોધક જોશુઆ હીલ્મન—એ શોધનો ઇતિહાસ—એ શોધથી થએલા ફાયદા. પૃષ્ઠ ૨૮–૬૨.

## પ્રકરણ ૩ જું.

### કુંભાર-જાતિના કુળ-દીપક.

પાલિસિ, બટ્ઝર, વેજવુડ.

---

પ્રાચીન કુંભારકામ—એટ્રુસ્કાનાં વાસણ—ફ્લૉરેન્સના શિલ્પશાસ્ત્રી લ્યુકા ડેલા રોબિયા મીનો કરવાના હુનરનો પુનર્શોધ કરેછે—બરનર્ડ પાલિસિ; તેની જિંદગી અને તેના શ્રમનું ચરિત્ર—ઇટલિનો એક પ્યાલો દેખીને તેનું મન જાગૃત થાયછે—મીનાના શોધ પાછળ તેની માથાકૂટ—કેટલાં વરસ મિથ્યા મહેનતના તેના પ્રયોગ—તેની જાતનું દુઃખ અને તેના કુટુંબનું દુઃખ—તેનો ધીટ આગ્રહ—ભઠ્ઠીને તપાવવાને તે પોતાનો સામાન પણ ફુંકી મૂકેછે—આખરે ફતેહ પામે છે—વળી, તેને દરિદ્રાવસ્થા ભોગવવી પડેછે—મોતની શિક્ષાનો હુકમ અને તેમાંથી છૂટકારો—તેના ગ્રંથ—બાસ્ટીલની તુરંગમાં તે મરણ પામેછે—બર્લિનનો કીમિયાગર જૉન ફ્રેડરિક બટ્ઝર—કીમિયો કરવામાં તેની ઠગાઈ, અને તેથી તેને માથે કેવાં કેવાં દુઃખ આવી પડેછે—તેને સાકસનીમાં નાસી જવું પડેછે—ડ્રેસ્ડનમાં તેને પકડવામાં આવેછે—તે રાતાં અને ધોળાં વાસણ બનાવવાની હિકમત

## પ્રકરણ ૪ થું.

### અખંડ ઉદ્યોગ તથા આગ્રહ.



## પ્રકરણ ૫ મું.

### સૃષ્ટિ-જન્ય પદાર્થોનાં શાસ્ત્રો પાછળ સતત ઉદ્યોગ.

### તેમાં સાધનોની સહાયતા અને સંધિઓ સાચવવા વિષે.

## પ્રકરણ ૬ ઠું.

### કળા કૌશલ્યના કારીગરો.

## પ્રકરણ ૭ મું.

### ઉદ્યોગ અને અમીરાત.



## પ્રકરણ ૮ મું.

### હિમ્મત અને હોંસ.

## પ્રકરણ ૯ મું.

### સચોટ કામના કરવાવાળા

અથવા

### સંસાર વ્યવહારના વીર પુરુષો વિષે.

## પ્રકરણ ૧૦ મું.

### નાણું,

### સુમાર્ગે વાપર્યું ક્યારે કહેવાય અને કુમાર્ગે વાપર્યું ક્યારે કહેવાય?



## પ્રકરણ ૧૧ મું.

### જાત-કેળવણી વિષે અથવા પોતે પોતાના પંડને સુધારવા વિષે

### તથા

### એ કાર્યની સિદ્ધિમાં કેવાં કેવાં સુખ દુઃખ આવી પડેછે, તે વિષે.

કામ કરવાથી શરીર આરોગ્ય રહે છે—મૅલ્થસની પોતાના દીકરાને શીખામણ—અંગ-આરોગ્યની આવશ્યકતા—હૅાડ્સન—ઘોડેસવારોની પલટણવાળો હૅાડ્સન—કૅનિંગ પંડિત—પૂર્વાવસ્થામાં મહેનત—ઓજારો વાપરતાં શીખવાની કેળવણી—મોટા પુરુષોનું આરોગ્ય—સર વૅાલ્ટર સ્કૅાટની તાલીમબાજ કસરતો—બારો, કુલર, કલાર્ક—શ્રમ સર્વને જીતે છે—ચાટર્ટન, ફર્ગ્યુસન, સ્ટોન તથા હ્યુનાં વચન—સુરસ્તે કરેલી મહેનત—સર જોશુઆ રેઈનૅાલ્ડઝ, ફૅાવેલ બકસ્ટન, રૅાસ પંડિત, ફ્રાન્સિસ હૅાર્નર, લૅાયૅાલા, અને લૅાર્ડ સેંટ લેનાડર્સના વિચારો—પરિપૂર્ણતા, બારીકી, દૃઢ સંકલ્પ અને શિતાબી—ધીરજથી મહેનત કરવાનાં ફળ—મહેનત બચાવવાની ક્રિયાઓમાં ‘ગોખણુ’થી થતા ગેરફાયદા અને ઘણી જૂદી જૂદી ચોપડીઓ વાંચવાથી થતાં નુકસાન—જ્ઞાનનો ખરો ઉપયોગ—ચોપડીઓ વાંચવાથી વિદ્યા આવે ખરી; પણ જ્ઞાનને તથા અનુભવને સારે માર્ગે વાપર્યાં હોય, તો ડહાપણ દેખાઇ આવે છે—સ્વતંત્રતાની મોટી સનદ—‘માગ્ના ચાર્ટા’ મેળવનારાં માણસ—બ્રિંડ્લી, સ્ટીવન્સન, હંટર અને બીજાઓ પોથી-પંડિત નહતા, તથાપિ મહાન્ પુરુષો હતા—સ્વમાન—જીન પૅાલ રીશ્ટર—જ્ઞાન એ અભ્યુદયનો એક ઉપાયછે—જ્ઞાનની કીમતના હલકા વિચાર—બેકન અને સાઉધીના વિચાર—હાસ્યજનક વિદ્યા વિષયો ઉપર ડગ્લાસ જેરોલ્ડના વિચાર—મોજ શોખ અને ભોગ વિલાસમાં બે-હદ પ્રીતિ રાખવાનાં નુકસાન—બેન્જામિન કૅાંસ્ટંટ; તેના ઉમદા વિચાર અને અધમ રહેણી—ટીએરી; એનું ઉત્કૃષ્ટ સદ્વર્તન—કોલરિજ્જ અને સાઉધી—કોલરિજ્જ વિષે રૅાબર્ટ નિકલના વિચાર—આગ્રહ વિષે ચાર્લ્સ જેમ્સ ફૅાકસના વિચાર—ઠોકરો ખાવાથી ડહાપણ અને કૌવત આવેછે—હંટર, રૅાસિનિ, ડેવી, મેંડલસોહન—વિઘ્ન અને વિપત્તિના ફાયદા—ખાઈ પીને ખંતથી મંડયા રહેવા ઉપર લિંડહર્સ્ટ, ડાલાંબેર, કારિસિમી, રેઈનૅાલ્ડઝ અને હેન્રી કૂલેના વિચાર—પ્રમાણિકપણું છતે દરિદ્રતા ઉપર કરનના વિચાર—અડચણો સાથે યુદ્ધ; અલેકઝાંડર મરે, વિલિયમ ચેમ્બર્સ અને કૅાબેટ—ફ્રેંચ સલાટ વિદ્યા-પાઠક થયો—જાત મહેનતથી જ કેળવણી પામનાર સર સામ્યુઅલ રૅામિલી—જૅાન લેઇડનનો આગ્રહ—વિદ્યા ગુરુ લી; ભાષાપંડિત તરીકે એનો આગ્રહ અને જ્ઞાન—ઉત્તરાવસ્થામાં અભ્યાસ કરનારા; સ્પેલ્મન, ફ્રાંકિલન, ડ્રાઇડન, સ્કૅાટ, બોક્કાચીઓ, આર્નલ્ડ અને બીજા—નામાંકિત નરો બાલ્યાવસ્થામાં મૂર્ખ હતા; સેનાપતિ ગ્રાંટ, સ્ટોનવૅાલ જાકસન, જૅાન હાવર્ડ, ડેવી અને બીજા—એક મૂર્ખની વાત—વિજયનો આધાર આગ્રહ ઉપર રહેલો છે. પૃષ્ઠ ૩૪૬—૩૯૭.

## પ્રકરણ ૧૨ મું.

### દાખલા અને દૃષ્ટાંતથી કેવી અસર થાય છે?

### મનમાં કેવો નમુનો રાખીને ચાલવું જોઇએ?



## પ્રકરણ ૧૩ મું.

### સદ્વર્તન.

### સજ્જન કોને કહેવો? ખરો ગૃહસ્થ તે કોણ?

---

# जात-महेनत

## अथवा

## "आप समान बल नहि अने मेघ समान जल नहि."



## પ્રકરણ ૧ લું.

### આખા દેશની મહેનત અને તેમાંના દરેક જણની મહેનત વિષે.

કોઈ પણ દેશની તુલના સારે સર્વાળે તે દેશમાં વસતા પ્રત્યેક માણસની તુલના સમજવી.--જે. એસ. મિલ.

આપણે ધારા ધોરણ ઉપર અત્યંત ભરોસો રાખીએ છીએ, અને માણસો જોવા જોઇએ, તે જોતા નથી.—બી. ડિઝ્રાએલી.

જેઓ પોતાની જાત ઉપર આધાર રાખીને મહેનત કર્યા કરેછે, તેમને પરમેશ્વર સહાય કરેછે, એ વાત અનુભવસિદ્ધ છે. **'ચાકરી કરે, તે ભાખરી પામે'** એ એક નાની સરખી કહેવત છે; પણ તેમાં માણસ જાતના હજારો વરસના અનુભવનો સાર સમાએલો છે. આપબળનો જુસ્સો, એજ માણસનું ખરૂં જીવન જાણવું. સ્વાશ્રય એજ તેના જીવનનો સબરસ જાણવો. કોઇ દેશના ઘણા જણમાં જો એ ચમકારો હોય, તો એ સદ્‌ગુણ આખા દેશના સામર્થ્યની જીવનદોરી જાણવી. **'પારકી આશ તે સદા નિરાશ.'** બીજાની મદદ લઇને કામ કરવાથી આપણે નમાલા થઇ જઇએ છીએ; પણ જો જાત-મહેનતથી આપણે આપણું કામ કરીશું, તો આપણામાં કામ કરવાની ઉલટ અચૂક વધતી જશે. એમ ધારો કે સરકાર કોઇ એક કોમનું કે અમુક માણસોનું રૂડું કરવાની મતલબથી, તે માણસોને કે પ્રજાને મદદ કરવા મંડે, તો તેની મદદનું પરિણામ એવું નીવડશે, કે જાત-મહેનતથી કામ પાર પાડવાની ઉલટ અને આવશ્યકતા તે માણસોમાંથી કિંવા બધી પ્રજામાંથી કાંઇક અંશે કમી થશે. ગમે તે દેશ તર્ફ આપણે નજર માંડીને જોઇશું, તો આપણને માલમ પડી આવશે, કે જે દેશના માણસો ઉપર સરકારી અમલનો અતિશય દોર ચાલી રહેલો હોય છે અને જ્યાં પ્રજાને ડગલે ડગલે દોરવામાં આવે છે, તે દેશનાં માણસો બિચારાં લાચાર બની ગએલાં અને પરવશ ગુલામ જેવાં થઇ ગએલાં જણાશે. **'જેવા બીજની રોપણી, તેવા ફળની કાપણી.'**

ઉત્તમ જાતના કાયદા ઘડવાથી અને ધોરણો બાંધવાથી કોઈ પણ માણસને ખરેખરી દિલભર મદદ મળી શકતી નથી. એવા કાયદા અને ધોરણોથી કદાચ

ઘણો લાભ થઈ થઇને થાય, તો માત્ર એટલોજ થાય કે તે માણસને તેની પોતાની સ્થિતિ સુધારવી હોય અથવા પોતાની મેળે તૈયાર થઇને, ખીલી નીકળીને બહાર પડવું હોય, તેમાં તેને બહારનાં બંધન નડતાં હોય, તેમાંથી તે તેને છૂટો કરી શકે. પણ સૃષ્ટિમાં પરાપૂર્વથી માણસો એવું માનતા આવ્યા છે કે સારા ધારા અને સારાં ધોરણ હોય, તો જ આપણું કલ્યાણ થાય, અને આપણને સુખ મળે. આપણી ચાલ ગમે તેવી હોય, તેથી કંઇ આપણું પાકે નહિ. એવા વિચારો દુનિયામાં ચાલવાથી સરકારના કાયદા જન–સુખમાં વધારો કરનાર જોરાવર સાધન છે, એવું ગણીને તેની બેહદ કીમત કરવામાં આવેછે. મુંબાઇ, અમદાવાદ કે સૂરત જેવા શહેરમાં ત્રણ વરસે કે પાંચ વરસે શહેર-સુધારાની કે ધારા સભાના સભાસદો માટે ચૂંટણી કરવાનો એક દિવસ આવ્યો. તે વખતે ગમે તે એક ગૃહસ્થને માટે આપણે મત લખી આપ્યો; એટલે આખા શહેરની વસ્તિના પ્રમાણમાં લાખમે કે દશ લાખમે ભાગે આપણે મત આપ્યો. એ મત આપણે ગમે તેવી શુદ્ધ બુદ્ધિથી અને કેવળ પવિત્ર વિચારથી લખી આપ્યો, તોપણ તેવા મતથી તે શહેરના આપણા હરકોઇ જાતિભાઇને શો નફો–નુકસાન? તેની રીતભાતમાં કે ચાલચલણમાં એથી કંઇ ફેર પડશે? હવે, દિવસે દિવસે લોકોના સમજવામાં આવતું જાયછે કે સરકારસત્તા કંઇ પ્રત્યક્ષ ફળદાયક નથી; માત્ર પરોક્ષ રીતે ગુણકારક છે. તે બહુધા રક્ષણકર્ત્તા છે. તે આપણી જીંદગી, આપણી સ્વતંત્રતા અને આપણી મિલ્કત જાળવેછે. જો સરકારના કાયદા દાનાઇથી ચલાવવામાં આવે તો આપણે જાતમજુરીથી કે બુદ્ધિબળથી જે પેદા કરીએ, તેનાં ફળ નિરાંતથી, હેઠે જીવે, થોડે ખરચે, આપણાથી ભોગવાય. માત્ર એટલું જ કામ કાયદાથી થઇ શકેછે; પણ આળસુ માણસને ઉદ્યોગી કરવાને કોઇ કાયદો કામ આવતો નથી; તેમજ કોઇ આદમી ઉડાઉ હોય, તેને ડાહ્યો અથવા લાંબી નજરવાળો કરીને તેનું ઉડાઉપણું અટકાવવાને કાયદામાં કામણ નથી; તેમજ વ્યસની માણસનું વ્યસન છોડાવવાને સરકારી સત્તા અશક્ત છે. એવા સુધારા તો જ્યારે માણસ પંડે જ પોતાના મન ઉપર લે, ત્યારે થઇ શકે. સરકાર પાસેથી મોટા મોટા હક મેળવવાથી એ સુધારા નીપજતા નથી. દરેક માણસ જો કુટેવ છોડે અને સુટેવ પકડે, પોતાનું મન વશ રાખતાં શીખે, નીતિથી અને કરકસરથી ચાલે, અને જાતે મહેનત કરીને એ સુધારા કરવા ધારે, તો તે થાય જ થાય.

**'જેવી રૈયત તેવું રાજ્ય'** **યથા રાજા તથા પ્રજા** ની પ્રાચીન નીતિમાં જે સત્ય સમાએલું છે તેના કરતાં **યથા પ્રજા તથા રાજા** ના પાશ્ચાત્ય સૂત્રમાં વધારે રહસ્યવાળું સત્ય સમાએલું છે. જો રાજ્યવર્ગ ભ્રષ્ટ અને ભખળ હોય, અને પ્રજા પ્રૌઢ વિચારની સુધરેલી હોય, તો રાજ્ય કર્ત્તાએ સુધરીને પ્રજાને અનુકુળ ચાલવું જ પડશે; પણ તેથી ઉલટી વાત હોય, એટલે રૈયતમાં કંઇ રામ ન હોય, તે નિર્માલ્ય અને નષ્ટ થઈ ગઈ હોય, તો રાજા ગમે તેવો સારો, સુધરેલો અને શ્રેષ્ટ વિચારનો હશે, તોપણ તે બગડ્યા વિના રહેવાનો નથી. ગમે તેવી ઉંચી નીચી અને ખાડાખડબાવાળી જમીન હોય, તેમાં પાણી રેડવામાં આવે, તો તે પોતાની ઉંચાઇના પ્રમાણમાં બધે પથરાઇ જશે, કેમકે તેનો મૂળ સ્વભાવ એવો છે; તે જ પ્રમાણે કોઇ પણ

દેશના લોકની જેવી એકંદર ચાલ હશે, તેવી તે દેશની રાજ્યસ્થિતિ અને રાજ્યનીતિ નીવડશે. આપણામાં કહેવત છે કે, **'તેજીને ઇશારત અને ગધેડાને ડીફું'** તે પ્રમાણે જે માણસો મોટા મનના, બુદ્ધિવાળા અને જ્ઞાની હશે, તેમના ઉપર તો તેમને ઘટે તેવી જ ઉમદા રાજ્ય સત્તા હોય, અને જે પ્રજા અધમ અને અજ્ઞાન થઈ ગઈ છે, તેમના ઉપર તેમને જોઇએ તેવો જ રાજ્યદંડ વપરાશે. ખરેખર, આ સિદ્ધાંત અનુભવસિદ્ધ સમજવો કે, કોઈ પણ દેશના રાજ્યની તુલના કરવી હોય અથવા તેની સત્તાનું માપ બાંધવું હોય, તો તે દેશના કાયદાનાં ધોરણ જોવાના કરતાં ત્યાંના માણસોની ચાલચલગતનું નિરીક્ષણ કરવાથી થશે; કારણ કે આખી પ્રજાની હાલતનું માપ તેમાંના દરેક માણસની હાલતનો એકંદર સમુદાય છે; અને એક દેશનાં દરેક સ્ત્રી, પુરુષ અને છોકરાં જેવાં સુધર્યાં હશે, તે પ્રમાણે આખા દેશની પ્રજાનો સામુદાયિક સુધારો જાણવો.

જે દેશની પ્રજા આળસુ, સ્વાર્થી અને દુરાચરણી હોય છે, તે દેશની પાયમાલી સમજવી; પણ જો તે દેશનો દરેક માણસ ઉદ્યોગી, દમદાર અને સાચવટવાળો હોય, તો તે પ્રજા આબાદ થયા વિના અને આગળ વધ્યા વિના રહેતી નથી. આપણા દેશમાં ફેલાણું મોટું દુઃખ છે, બાળલગ્નની બેડીમાં ઘણાં બાળકોની જીંદગી ટુંકી થઈ જાયછે, સંતતિ નબળી થાયછે, વૈધવ્ય વધેછે, વિધવા-પુનર્વિવાહ પ્રતિષેધથી રાંડીરાંડ સ્ત્રીઓને અતોલ કષ્ટ વેઠવું પડેછે, ઊંચી જ્ઞાતિમાં પ્રજા ક્ષિણ થતી જાયછે, કન્યાની અછત થાયછે, અનીતિ અને દુરાચરણ વધેછે, વગેરે અનેક તરેહનાં દુઃખોમાં આપણો દેશ ડૂબ્યોછે, એવો ઘણો પોકાર આપણે ચોગરદમથી સાંભળીએ છીએ; પણ જો આપણે ઝીણી નજરથી ઊંડો વિચાર કરીશું તો આપણને સ્પષ્ટ જણાશે, કે એ તમામ આફતોના ફણગા આપણી પોતાની જ પતિત જીંદગીમાંથી ફૂટેલા છે. આપણે ભેગા થઇને કદાચ સરકારની સહાયતા માગીશું અને કાયદારૂપી શસ્ત્રવડે એ ફણગા ઘસીને જડમૂળથી વાઢી નાખવાને મહેનત કરીશું, તોપણ તે આપણો પ્રયત્ન ફોકટ જશે. જ્યાંસુધી આપણે આપણી રીતભાત અને હાલચાલ મૂળમાંથી સુધારીશું નહિ, ત્યાંલગી ઉપર ઉપરની વાઢકાપથી એ નાશકારક વેલા જવાના નથી, પણ કોઈ નવનવે રૂપે, કલમ કરેલાં ઝાડ જેમ વધારે જોરથી ફૂટેછે અને ફાલે છે, તેમ તે જુવાનીના જોરથી બીજા આકારમાં ફૂલશે અને ફળશે. જો ઉપરનો વિચાર ખરો હોય, તો તે ઉપરથી આપણે એટલો જ સાર ખેંચવાનો છે, કે કોઇ પણ દેશની પ્રજાના પ્રત્યેક માણસને તેને મનગમતી મહેનત કરવા દેવી, તેને સ્વતંત્રતાથી કામ કરવા દેવું, તેમ કરીને તે સુધરતો જાય અને તે ઊંચી સ્થિતિએ ચઢતો જાય, એમ થવામાં તેને સહાય કરવી અને તેને ઉત્તેજન આપવું.—એ જ અમે તો મોટામાં મોટું દેશાભિમાન અને એને જ અમે તો ઊંચામાં ઊંચી પરોપકાર બુદ્ધિનું ચિન્હ ગણીએ છીએ; બાકી, કાયદાઓનો ફેરફાર કર્યા કરવાથી જ અને ધારાઓ થાપવા ઉથાપવાથી જ કંઇ ખરેખરો મોટો લાભ થાય, એમ અમે તો માનતા નથી.

હરકોઇ માણસ પોતે પોતાની રહેણી કેવી રાખેછે, પોતે પોતાનું મન કેવું વશ રાખીને પોતાનો કારભાર ચલાવેછે, એ ઉપર જ જ્યારે ખરેખર બધી

વાતનો આધાર રહેલોછે, ત્યારે પછી જે દેશમાં તે રહેતો હોય, તેની રાજ્યસત્તા તેના ઉપર શી અસર કરેછે, તેની તપાસ કરવાની થોડીક જ જરૂર છે. એક જુલમી રાજાના તાબામાં રહેવું, એ એક મહા દુઃખ છે; પણ જે માણસ અજ્ઞાનના અંધકારમાં અથડાતો હોય, સ્વાર્થ અને દુર્ગુણના ખાળકુવામાં ડબકાં ખાતો હોય, તે વળી અતિ ઘણો દુઃખી અને દરિદ્રી જાણવો. એવા માણસો પોતાના પાપી મનના ગુલામ બની જાય છે. તેમને માટે સારા કાયદા ઘડો કે તેમના ઉપરથી અમલદારોની ફેર બદલી કરો, તેથી તેમને કંઇ લાભ થતો નથી. પ્રજા-સ્વાતંત્ર્યનો ખરો આધાર સરકારસત્તા ઉપર રહેલો છે, એ ધારણા મહા વિનાશકારી છે; અને એ નુકસાનકારક વિચાર જનસમૂહમાં જયાં લગી જીવતો રહેશે, ત્યાંલગી ગમે તેટલા ફેરફાર કરવાથી,—રાજાઓ, અમલદારો કે કાયદાઓ ફેરવવાથી,—તે ફેરફાર કરવામાં ગમે તેટલો જાનમાલનો ખર્ચ અને ખુવારી કરવાથી,—કોઇ પણ જાતનો સ્થાયી લાભ થવાનો નથી. હાથચાલાકીના જાદુઇ ખેલમાં તથા રાત્રે પડદા ઉપર સહજ વારમાં જેમ હજારો નવનવા દેખાવ નજરે પડે છે, પણ તે માત્ર આભાસ રૂપ—છાયા રૂપ જ છે, સંગીન અને ખરેખરૂં કંઇ નથી, તેવી જ રીતે પતિત પ્રજાના નબળા અને નાકૌવત મન ઉપર રાજયધોરણોનાં રૂપાંતરથી કાંઇ અસર થતી નથી. સ્વતંત્રતાનો સંગીન પાયો પ્રત્યેક મનુષ્યની વર્તણુક ઉપર ચણાવો જોઇએ; કારણકે જનમંડળની વર્તણુક ઉપર જ તે દેશની સુખસમૃદ્ધિ અને વૃદ્ધિનો ખરેખરો ટકાવ રહે છે. જૉન સ્ટુઅર્ટ **મિલ** સત્ય કહેછે કે, જયાં લગી દરેક પુરુષમાં ખરૂં પુરુષત્વ રહેલું છે,—પોતે પોતાની ખાસ રહેણી અને રીતભાત યથાસ્થિત જાળવે છે અને પાળે છે, ત્યાંસુધી જુલમગાર રાજાના જુલમી દોરમાં પણ તે કદી પૂરેપૂરો દબાઈ મરવાનો નથી. પણ જે કારણથી તેનું પુરુષત્વ લય પામે, જે સબબથી તેનું સ્વત્વ નાબૂદ થઈ જાય, તેને જ જુલમી રાજા જાણવો; તે જ તેની માણસાઇનો, તેની મર્દાઇનો અને તેની સ્વતંત્રતાનો લૂટનાર જાણવો.

આપણો દેશ કેમ આબાદ થાય? આપણે શું કરીએ, તો લોકો સુધરે? એ સંબંધમાં ખોટી ખોટી કલ્પનાઓ અને જૂના જૂના તરંગો ઉત્પન્ન થયા કરે છે. કેટલાએક કહેશે કે, 'ભાઈ, કંઈ **રામ** રાજ્ય થાવું છે? તે વખત તો વાઘ અને બકરી એક આવારે પાણી પીતાં.' વળી, બીજા કેટલાએક એમ કહેછે કે, 'પંચ ત્યાં પરમેશ્વર. ન્યાતનું પંચ, શાહુકારોનું મહાજન, એ દેશની જૂની રીતોથી કેવો નિર્મળ ન્યાય મળતો? ખર્ચ બેસે નહિ, અથડામણ પડે નહિ, તરકટ નભે નહિ, અને વરસનાં વરસ વીતે નહિ.' વળી કેટલાએક, કાયદા અને ધોરણોની જરૂર બતાવીને, **મનુ**, **યાજ્ઞવલ્કય**, **પારાશર** વગેરે આપણા જૂના ઋષિઓની સ્મૃતિઓનાં વખાણનાં વાજાં વગાડવા મંડી જાયછે. એવા જૂદા જૂદા તરંગો દોડાવવાથી શું વળ્યું? હવે **રામ**ચંદ્રજીની વાટ જોવાથી કંઈ ઉદ્ધાર થાય નહિ. તેવા રાજા થાય, તો તેમને ઓળખીને, તેમની આજ્ઞાનુસાર ચાલવાવાળા કયાં છે? વળી, એ વિચાર આપણે અંગિકાર કરીએ, તો તેનો અર્થ માત્ર એટલો જ થવાનો, કે એવા વિચાર કરનાર માણસોને એવો રાજા જોઇએછે કે તે તેમને માટે બધું જ કર્યા કરે, અને લોકો તો બેઠા બેઠા ખાયા કરે. એમ ધારો કે એ મત પ્રમાણે એક દેશમાં રાજય ચલાવવામાં આવે, તો છેવટે તે દેશના

તમામ લોકોના સ્વતંત્ર વિચારોનો નાશ થઈ જવાનો, તેમનામાંથી સ્વતંત્રતાથી વિચાર કરવાની શકિત નિર્મૂળ થઇ જવાની, અને તેઓ પરિણામે ગમે તેવા ભુંડા કે જુલમી રાજાના ગુલામ થઇને રહેવાના. યુરોપના લોકો તેજસ્વી સત્તાથી અંજાઇને સીઝરના નામનો પોકાર કરે, અથવા આપણા લોકો ભોજ, વિક્રમ કે શિવાજીને સંભારીને નીસાસા મૂકે, તેથી શું ફળ? એ તો એક અધમ જાતની નરપૂજા સમજવી. જેમ માણસો સોના રૂપાના ખણુખણાટથી મોહિત થઇને એક ધનાઢ્ય શાહુકારને વળગતા જાયછે, તેવી જ રીતે સમશેરસત્તાથી કે પરાક્રમના અખંડિત તેજથી ઝાંખા અને નબળા પડી જઇને, તેઓ તેવા પુરુષના દાસ થઇ રહેછે. એ બંને કૃતિ એક જાતની મૂર્તિપૂજા છે. એ નામર્દાઈ નુકસાનકારક છે. પ્રજામાં સ્વાશ્રયનાં, અંગબળનાં, જાત–મહેનતનાં બીજ રોપાવાં જોઇએ. આ વાત જો લોકો સંપૂર્ણ રીતે સમજે અને તે પ્રમાણે દરેક જણ ચાલે, તો જે જૂના અને જૂઠા વિચારો ખૂણેખોચરે ભરાઇ રહ્યા હશે, તે નીકળી જશે. એ બે વિચારો એક બીજાના પ્રતિસ્પર્દ્ધિ છે; આપ બળ અને રાજ્ય બળ, એ વિચારોમાં પહેલો નવો અને બીજો જૂનો વિચાર છે. વિકટર હ્યૂગોના શબ્દોમાં બોલીએ, તો 'કલમ અને સમશેર'નું દ્વંદ્વ યુદ્ધ ચાલેછે; તેમાં કલમના સપાટામાં સમશેર સમાઇ જશે.

પંચ હો કે પ્રજાસત્તાક મંડળીઓ હો, રાજ્યસભામાં કાયદા ઘડાઓ કે જૂની સ્મૃતિઓ વંચાઓ, ગમે તેમ થાઓ, પણ એ ઉપર ભરોસો રાખવો, એ પણ એક મિથ્યા વહેમ છે. ડબ્લિનમાં હુનર અને કળાકૌશલ્યનું પહેલું પ્રદર્શન જ્યારે બંધ થયું, ત્યારે આયર્લંડના ડાર્ગન નામના એક ખરેખરા હિતેચ્છુ દેશાભિમાની નરે કહ્યું, તે આ ઠેકાણે લખી લેવા જેવું છે. 'ખરેખરૂં કહુંછું કે જ્યારે જ્યારે 'સ્વતંત્રતા' એ શબ્દ મારે કાને પડ્યો હશે, ત્યારે ત્યારે મને મારો દેશ—મારૂં વતન અને મારા વતની ભાઇઓ,—સાંભર્યા વગર રહ્યા નહિ હોય. આમ કરવાથી અને તેમ કરવાથી આપણને સ્વતંત્રતા મળશે. ફલાણે ઠેકાણેથી અને ઢીકણે ઠેકાણેથી આપણને સ્વતંત્રતા મળશે. ફલાણા પરદેશીઓ આપણા દેશમાં આવવાના છે, તેમનાથી આપણને સ્વતંત્રતા મળવાની મોટી ઉમેદ રહેછે; એવી એવી મેં ઘણી વાતો સાંભળી છે. પરદેશમાં જવા આવવાથી અને પરદેશી માણસોના સમાગમથી ઘણા લાભ થાયછે, તે હું મારા મનમાં સારી પેઠે સમજાુંછું; પણ આપણા દેશનાં કળાકૌશલ્ય, કારીગરી અને હુનરનું સ્વાતંત્ર્ય તો આપણા પંડના ઉપર જ રહેલું છે, એ વાત તમે સંપૂર્ણ ખાત્રીથી માનજો. આપણે જો ખરેખરી મહેનત કરીએ, અને પૂરી કાળજી રાખીને આપણી મહેનતને ખરે માર્ગે વાપરીએ, તો સુખી થવાનો, આબાદ થવાનો અને પૈસાદાર થવાનો આજના જેવો બીજો વખત નથી એમ સમજજો. પ્રદર્શન ઉઘાડીને આપણે એક ડગલું આગળ ભરી ચૂકયા; પણ ખંત રાખીને મંડ્યા રહેશો, તો જ ફતેહનો ડંકો વાગશે; અને જો તમે અને આપણે સૌ ઉલટભેર આગળ ને આગળ ઝોકયા રહીશું, તો થોડી મુદતમાં રિદ્ધિસિદ્ધિમાં, સુખચેનમાં અને સ્વતંત્રતામાં આપણે રમતા ફરીશું, આનંદ માણીશું, અને બીજો ગમે તેવો સુખી દેશ હશે, તેની હારે ગણાઇશું, એમ હું ખરા દિલથી માનુંછું.'

પૃથ્વી ઉપર જે જૂદા જૂદા દેશ અને તેમાં જૂદા જૂદા માણસો જોવામાં આવેછે, તે હાલની હાલતે આવેલા છે, તે સહજમાં આવ્યા છે એમ ન સમજવું; પણ ગયા ગુજરેલા સેંકડો જમાનાથી આપણા પૂર્વજો ઉત્તરોત્તર અનેક કામો કરતા આવ્યા છે, અને અનેક વિચારો બાંધતા આવ્યા છે, તેના પરિણામે આપણે એ સ્થિતિ ભોગવવા ભાગ્યશાળી થયા છીએ. જીંદગીની જૂદી જૂદી સ્થિતિનાં નાનાં મોટાં સૌ માણસોએ ધીરજથી અને ખંતથી મજુરી કરી હશે. ગરીબમાં ગરીબ હાળીથી માંડીને ખાણખોદનાર મજુર, કારીગર અને સંચાકામ કરનાર, કારખાનાં ચલાવનાર, વિદ્યાશાસ્ત્રમાં શોધ કરનાર, ઢંકાઈ ગએલી બાબતોને શોધ કરીને અજવાળામાં લાવનાર, કવિઓ, તત્વજ્ઞાનીઓ અને રાજ્યદ્વારી પુરુષો,—એ સર્વેએ પોતાના દેશની સ્થિતિ બાંધવાના મહાભારત કામમાં મદદ આપી છે. એક જમાના પછી બીજા જમાનામાં, અને બીજા જમાના પછી ત્રીજા જમાનામાં, એમ ઉત્તરોત્તર કામ વધતું જ ચાલ્યું. એકે પડયું મૂકયું ત્યાંથી બીજાએ કામ ઉપાડી લીધું, અને બીજાનું બાકી રહેલું, તે ત્રીજાએ આગળ ખેંચ્યું; એ પ્રમાણે ક્રમે ક્રમે દેશસુધારાનું અને જનસુખનું કામ આગળ વધતું જ ચાલ્યું. એ ઉમદા નરોએ પોતાના અખંડ ઉદ્યોગથી દેશમાં સુધારાની સામગ્રી રચી; અને વિદ્યામાં, કળાકૌશલ્યમાં અને બીજાં અનેક શાસ્ત્રોમાં જે ગોટાળો હતો, તથા દેશમાં જે અજ્ઞાનનો અંધકાર પ્રસર્યો હતો, તેમાંથી એ મહાત્માઓએ વ્યવસ્થા કરીને દરેક વસ્તુ અજવાળામાં આણી. એ પ્રમાણે આપણે અને પૃથ્વી ઉપરની હાલની બધી પ્રજા તેમના પૂર્વજોની ચતુરાઈ અને મહેનતનાં મીઠાં ફળ ભોગવીએ છીએ. તેમણે ખેડી, વાવીને તૈયાર કરેલી જાગીર આપણા હાથમાં સૃષ્ટિના અખંડ પ્રવાહના નિયમાનુસાર આવી છે; તો હવે પરાપૂર્વના ચાલતા આવેલા તે જ ધોરણ પ્રમાણે મળેલી મિલ્કતમાં આપણાથી બની શકે તેટલો વધારો તથા સુધારો કરીને આપણે આપણા પછી થનાર પ્રજાને સોંપવી ઘટેછે.

હરકોઈ માણસ પોતે લીધેલું કામ કેવા ઉત્સાહથી કરેછે, એ ઉપરથી તેનામાં જાત–મહેનતનો જુસ્સો કેટલો છે, તેનું માપ બાંધી શકાયછે. એ ગુણ અંગ્રેજી પ્રજાની વર્ત્તણુકમાં બહુ બહાર પડતો છે; અને પ્રજાતોલનમાં અંગ્રેજ લોકની શક્તિનું ખરેખરૂં માપ એ લક્ષણથી જ થઈ શકેછે. જનસમૂહમાં હમેશાં કેટલાએક પુરુષો નિરંતર ઉચ્ચ સ્થાન ઉપર ચઢીને બીજા બધા કરતાં શ્રેષ્ટ પદ ભોગવેછે, અને તેમને બીજા બધા માનભાવે નમેછે. ફક્ત એવા મહાત્માઓએ જ આપણા દેશને ઊંચી પાયરીએ ચઢાવ્યોછે, એમ ન સમજવું. બીજાં ઘણાં અપ્રસિદ્ધ માણસો, ખૂણાખોચરામાં પડ્યાં છતાં, આપણી ઉન્નતિમાં સહાયભૂત થઈ પડ્યાં છે. આપણે જાણીએ છીએ કે, હરકોઈ મોટા રણસંગ્રામના ઇતિહાસમાં સેનાપતિઓનાં જ નામ નોંધવામાં આવેછે; તોપણ જો ખરેખરૂં આપણે જોવા જઇએ, તો દરેક સિપાઈ બચ્ચાના સામર્થ્ય અને શૌર્યવડે જ જયનાં દુંદભી ગડગડેછે. આ સંસાર પણ આપણી જીંદગીનું રણક્ષેત્ર છે. પેલા યુદ્ધસંગ્રામની પેઠે આ સંસારની રણભૂમિમાં પણ નાનાં અને ગરીબ સ્થિતિનાં, સિપાઈ જેવાં માણસોને માથે જ મજુરીનો મોટો ભાગ આવી પડેછે. જીવનચરિત્રનાં પુસ્તકોમાં જેમનાં નામ દૈવકૃપાથી નોંધાઈ ગયાં છે, અને તેથી તેઓ

મહાપુરુષોની ગણનામાં આવેલા છે, તેમણે દેશસુધારામાં અને સમૃદ્ધિમાં જેવા રંગ દાખવ્યાછે, તેવા જ રંગ બીજા ઘણા પુરુષોએ જીવનચરિત્રના ગ્રંથની ગૂંથણીમાં ન ગૂંથાયા છતાં દર્શાવ્યાછે. જે માણસ ઉદ્યોગી છે, નિર્વ્યસની છે અને સાચવટવાળો છે, તે ગમે તેવી ગરીબ હાલતનો હોય, તોપણ તે પોતાના સમજાતીઓના આગળ પોતાની જીંદગીનાં જીવનનો એવો ઉમદા દાખલો રજુ કરેછે, કે તેથી તે દેશની પ્રજાને તે વખત અને પછી પણ કલ્યાણકારક થઈ પડેછે; કારણકે તેની રહેણી અને કરણી રપ્તે રપ્તે બેમાલુમ, બીજા માણસોની રહેણી અને કરણીને સુધારેછે, એટલું જ નહિ, પણ તેનું ઉમદા જીવન સદાસર્વદા અમર તપ્યા કરેછે.

એ પ્રમાણે દરેક માણસની કામ કરવાની ખાસિયત અને જુસ્સો જોઇને બીજા માણસોની જીંદગી અને કામ કરવાની રીતભાત ઉપર જબરદસ્ત અસર થાયછે; અને ખરેખરૂં ભણતર અને કેળવણી તે એનું જ નામ, એમ રોજ નજરે જોવાથી આપણને જણાયછે. એ કેળવણી આગળ નિશાળોમાં, પાઠશાળાઓમાં અને વિદ્યાલયોમાં જે કેળવણી અપાય છે, તે પાશેરામાં પહેલી જ પૂણી સમજવી, આપણે ઘરઆંગણે રાતદહાડો છોકરાંઓ, કોઇના ભણાવ્યા વગર, આપોઆપ નજરે જોઇજોઇને જે ભણતાં જાયછે, એ કેળવણીની છાપ તેમના મન ઉપરથી જીવે જાગે, ત્યાંસુધી ભૂસાતી નથી. શેરીએ શેરીએ, મ્હોલ્લે મ્હોલ્લે, બજારમાં, દુકાનમાં, કારખાનામાં, શરાફની પેઢીમાં, સાળવીની સાળઆગળ, અને ખેતરમાં હળ અને કૂવા આગળ માણસ માણસના સંબંધમાં આવવાથી જે કેળવણીની ગુપ્ત સત્તા માણસના મનને કેળવેછે, તેની અસર ભૂસાય નહિ એવી મજબૂત થઇ રહે છે. માણસને માણસાઇમાં લાવનાર ખરેખરી કેળવણી એને જ કહેવી. **શીલર** એ કેળવણીને 'મનુષ્યજાતની સાર્વજનિક કેળવણી'ની ઉપમા આપેછે. દુનિયામાં આપણે કેવી રહેણીથી રહેવું જોઇએ, કેવી રીતે કાર્યવ્યવહાર કરવો જોઇએ, આપણી જાતને કેવી રીતે સુધારવી અને કેળવવી જોઇએ, આપણે આપણું મન હજાર લાલચમાંથી કેવું વશ રાખવું જોઇએ, એ સઘળું એ કેળવણીથી આપણે શીખીએ છીએ. સંસારના કામકાજ અને વટવ્યવહાર ચલાવવાને એ કેળવણીથી આપણે ઘડાઇને લાયક થઇએ છીએ. ચોપડીઓ ભણવાથી કે વિદ્યાઓ સંપાદન કરવાથી એ ભણતર આવતું નથી. **બેકન**, પોતાની આદત પ્રમાણે, માર્મિક વચનોથી જણાવેછે કે, વિદ્યા ભણીને શું કરવું, તે ભણવાથી સમજાતું નથી. એ સમજણ એ ભણતરથી આવતી નથી. એ જ્ઞાન વિદ્યા–જ્ઞાનની ઉપરવટ છે. તે અવલોકનથી–અનુભવથી આવેછે. આ વચનો બુદ્ધિની કેળવણીમાં તેમ જ સંસારની વ્યવહારોપયોગી કેળવણીમાં,—બંનેમાં સરખી રીતે લાગુ પડેછે; કારણકે વાંચ વાંચ કર્યા કરવાથી માણસમાં હોશિયારી આવેછે, તેના કરતાં કામકાજ કરવાથી તેનામાં વધારે હોશિયારી આવે છે. વિદ્યા-સાગરમાં માથું મારવાના કરતાં સંસાર વ્યવહારમાં અથડાવાથી, અને રાત દહાડો અભ્યાસમાં મચ્યા રહેવાના કરતાં મહેનત અને કામકાજમાં મંડ્યા રહેવાથી, અને મોટા મોટા ઇતિહાસો અને જીવન ચરિત્રો વાંચવાના કરતાં પોતાની જ રહેણી અને કરણી જોવાથી, અને બીજાઓની જોઈ જોઇને પોતાની સુધારવાથી માણસ ખબરદાર બનેછે, એ પ્રતિદિવસ અનુભવસિદ્ધ વાત છે.

તથાપિ મોટાં માણસોનાં જીવનચરિત્રો, તેમાં વળી ખસૂસ કરીને સારાં માણસોનાં જીવનચરિત્ર બીજા માણસોને અતિ બોધકારક અને ઉપયોગી છે. એવાં પુસ્તકો વાંચવાથી વાંચનારને દિલાસો મળેછે, તેના કામકાજમાં તે ઉત્તેજક થઇ પડેછે, અને તેને ખરા માર્ગ ઉપર ચઢાવનાર ભોમિયારૂપ નીવડેછે. કેટલાએક ઉત્તમ પુરુષોનાં જન્મવૃત્તાંતો તો જાણે ધર્મશાસ્ત્રના અધ્યાય વિચારવા બેઠા હોઇએ, તેના જેવાં ઉમદા થઈ પડેછે. એવા વિરલ પુરુષો આત્મકલ્યાણને અને જગત્કલ્યાણને અર્થે પોતે કેવા કેવા ઉમદા વિચાર, ઉમદા વર્તન અને ઉમદા કામ કરી ગયા છે અને તે કેવા ઉત્સાહથી, એ જોઇને તેમની અનુપમ સ્થિતિનો આપણા ઉપર આભાસ પડ્યા વગર રહેતો નથી. આપ–બળની કેવી સર્વોપરી સત્તા છે, ધીરજનાં ફળ કેવાં મીઠાં છે, દઢતાનો કેવો અસહ્ય જુસ્સો છે, અડગ સાચવટ કેવા કેવા ડુંગર ડગાવી નાખેછે, એવાં સુલક્ષણવાળા પુરુષના પુરુષત્વ અને વર્ત્તણુકની એવી ઉત્કૃષ્ટ અને ઉમદા ઇમારત બંધાયછે, કે તે જોઇને આપણે એમ કહેવું પડેછે કે, કાળા માથાનો માનવી શું ન કરે? એવા મહા પુરુષોનાં જન્મચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેછે, કે સ્વમાન અથવા ટેક અને સ્વાશ્રયની સત્તા સર્વોત્કૃષ્ટ છે. એવડે કરીને છેક ગરીબ હાલતમાં પણ માણસો પોતાનું પોષણ અને પ્રતિષ્ટા સ્વતંત્રપણે અને સંગીન રીતે સંપાદન કરી શકે છે.

અનેક વિદ્યા–વિષયમાં, સાહિત્યમાં અને હુનરકળામાં જે રત્નરૂપ પુરુષો નીવડ્યા છે, મહાન તાર્કિકો અને પરદુ:ખભંજન વીર પુરુષો વીજળીના ઝબકારાની પેઠ ઝબકી નીકળ્યા છે, તેઓ કંઇ બધા ફલાણી જ જાતમાંથી પેદા થયાછે, એમ નથી. કોઇ પાઠશાળામાંથી, તો કોઇ સૂતાર-લૂહારની કોડમાંથી, તો કોઇ ખળાવાડમાંથી, શ્રીમંતની હવેલીમાંથી તેમજ ગરીબની ઝુંપડીમાંથી એક સરખી રીતે તેમણે દર્શન દીધાં છે. ધર્મશાસ્ત્રનો ધ્વનિ ઉઠાવનારા કોઈ કોઈ દેવાંશી સંતો કેવળ કનિષ્ટ કુળમાંથી જ્યોતિરૂપે ઝળકયા છે. છેક નિર્ધન હાલતનાં માણસો ક્વચિત્ ક્વચિત્ ઉંચામાં ઉંચા દરજ્જા ઉપર ચઢી ગયા છે; તેમ કરવામાં તેમની આડે અજીત વિઘ્નો આવી પડેલાં જણાયાં હશે, તોપણ તેઓ પાછા હઠ્યા નથી. ઘણીએક વખતે તો ઉલટું એમ બન્યું છે, કે એવાં દુર્નિવાર વિઘ્નોના નડતરથી જ તેમને મોટો લાભ થયો છે; કારણકે તે વિઘ્નો ખસેડવામાં તેમને કઠણ ઉદ્યોગ અને સહનશીલતાના બળવાન ગુણો સાંપડ્યા. એવી એવી બીજી મનશક્તિઓ આવાં વિઘ્નો ન નડ્યાં હોત તો અઘોર નિદ્રામાં પડી રહી હોત, તે એવી રીતે બહાર ઝબકી ઉઠી. એ પ્રમાણે અડચણોને હવામાં ઉડાવી દેનાર અને ધાર્યાં કામ પાર પાડનાર પુરુષોનાં જોઇએ તેટલાં દૃષ્ટાંતો છે; અને તેથી આપણામાં જે કહેવતો ચાલેછે કે, 'ભાઈ, માણસ ચાહે તે કરે' 'કાળા માથાનું માનવી શું ન કરે' એ ખરી ઠરેછે. જેરેમી ટેઇલર વાળંદની કોથળી ખભેથી ઉતારીને એક મહાન ધર્મશાસ્ત્રજ્ઞ રસિક સંત થયો; તેમજ એવો એક બીજો હજામ રૂ કાંતવાના સંચાની શોધ કરનાર અને રૂનાં મોટાં કારખાનાં ચલાવનાર સર રીચર્ડ આર્કરાઈટ થયો. વરિષ્ટ અદાલતના વડા ન્યાયાધીશ લૉર્ડ ટેંટર્ડનની પણ એ જ ઓખાત હતી. ઈંગ્લંડમાં જે ન્યાયાધિકારીઓને કીર્તિની કીમતી કલગી

સાંપડીછે, તેમાંનો એ એક હતો; તેમજ એજ જ્ઞાતિને ટર્નર જેવા સૃષ્ટિસૌંદર્યના અદ્વિતીય ચિત્રકારને જન્મ આપ્યા માટે અભિમાન રાખવાનું વાસ્તવિક કારણ છે.

શેક્સપીઅરની મૂળપીઠિકા કોઇને ખાત્રીથી માલમ નથી; પણ એ હલકા કુળમાંથી નીકળી આવ્યો છે, એ વાતમાં જરાએ શક લાવવા જેવું નથી. એનો બાપ બે ધંધા કરતો. એક તર્ફથી કસાઇનું કામ કરતો, અને બીજી બાજુએ ગોવાળનું કામ પણ કરતો; અને શેક્સપીઅર પ્રથમ ઉન પીંજવાનો ધંધો કરતો, એમ કેટલાએક ધારેછે. વળી, બીજા કેટલાએક ખાત્રી પૂર્વક જણાવેછે, કે એ પહેલાં એક નિશાળમાં ઉપશિક્ષક હતો, અને તે પછી તે એક દસ્તાવેજ લખનારને ત્યાં ગુમાસ્તો રહ્યો હતો. જો વાસ્તવિક વિચાર કરીએ, તો આપણને એમ લાગશે, કે એ એકજ કામમાં કુશળ હતો, એમ નહિ. પણ તે 'સકળગુણ સંપન્ન' હતો; કારણ કે તેણે તેના ગ્રંથોમાં દરીઆઇ સફરોમાં ખલાસીઓ તેમની નૌકાવિદ્યાને લગતા જે ખાસ શબ્દો વાપરેછે, તે એવી યુક્તિ પ્રયુક્તિથી વાપર્યા છે, કે એક નૌકાશાસ્ત્રના વિષય ઉપર લખનાર જણાવે છે કે શેક્સપીઅર ખલાસીજ હોવો જોઇએ; તે વિના બીજાથી આવું લખાયજ નહિ; તેવીજ રીતે એક ધર્મોપદેશક શેક્સપીઅરના પુસ્તકોનું લખાણ જોઇને, તેમાં રહેલા રહસ્ય ઉપરથી એવું અનુમાન બાંધેછે કે એ શખ્સ કોઇક પાદરી પાસે લખવા રહેલો હોવો જોઇએ; વળી એક પ્રસિદ્ધ અશ્વપરીક્ષક આગ્રહથી અડ કરીને કહેછે કે શેક્સપીઅર કોઇક વખતપર ઘોડાનો વેપાર કરતો હશે. આ પૃથ્વીની રંગભૂમિ ઉપર શેક્સપીઅર બેશક એક નાટકી હતો; તેણે તેની જીંદગીમાં ઘણા ભાવ ભજવ્યા છે. અનુભવ અને અવલોકનના વિશાળ ક્ષેત્રમાંથી તેણે અચંબો ઉપજાવે એવો જ્ઞાનનો ભંડોળ ભેગો કર્યો હતો. ગમે તેમ હો, પણ આટલી તો સિદ્ધ વાત સમજવી કે તે એકાગ્ર ચિત્તનો સમર્થ અભ્યાસી અને રાક્ષસી મહેનત ઉઠાવવાવાળો હશે. અદ્યાપી પર્યંત એનાં પુસ્તકો અંગરેજ પ્રજાની ચાલના બંધારણ ઉપર જબરદસ્ત સત્તા ચલાવેછે.

ઇમારતી કામ જાણનાર બ્રિંડલી, વહાણવટી કુક, અને બર્ન્સ કવિ મજુરોની નીચ કોમમાંથી નીકળ્યા છે. કડીઆ અને સલાટોના ગરીબ ઘરમાંથી બેન જૉન્સન જેવા જ્ઞાતિદીપક દીપી નીકળ્યા છે. ગજવામાં ચોપડી અને હાથમાં લેલો લઇને લિંકન્સ ઇનનું મકાન બાંધવામાં એ કામ કરતો. એડવર્ડસ અને ટેલફોર્ડ ઍંજિનિયરો, ભૂસ્તર વિદ્યાવેત્તા હ્યુ મિલર અને કનિંગામ જેવા શિલ્પકામ તથા નકશી કામ જાણનાર અને વળી ગ્રંથકર્ત્તા, એ બધા ઉપર જણાવેલી જાતમાં જન્મ્યા હતા. ઇમારતો ઉઠાવવાની વિદ્યા જાણનાર ઇનિગો જોન્સ, કાળમાપક નાનાં યંત્રો ખગોળના અવલોકનમાં સૂક્ષ્મ કાળની નોંધ લેવાને વાપરવાં પડે છે, તેની શોધ હારિસને કરી છે તે, પ્રાણીગુણ ધર્મશાસ્ત્ર જાણનાર જૉન હંટર, રમ્ની અને ઓપી ચિત્રકારો, એશિયાની ભાષાઓ જાણનાર વિદ્યાગુરુ લી અને શિલ્પશાસ્ત્રી ગિબ્સન, એ સઘળાઓએ સૂતારની જાતને પ્રસિદ્ધિમાં આણી છે.

ગણિતશાસ્ત્રી સિમ્સન, શિલ્પશાસ્ત્રી બેકન, બંને મિલ્નર ભાઇઓ, આડમ વૉકર, જૉન ફૉસ્ટર, પક્ષીવર્ણન વિદ્યા જાણનાર વિલ્સન, પ્રવાસી ઉપદેશક ડૉક્ટર લિવિંગ્સ્ટન, અને કવિ ટાનાહિલ એ બધા વણકરના વેલામાં પેદા થયા હતા.

મોચીઓને પણ મગરૂર રહેવા જેવું છે, કારણ કે મોટો નૌકાસેનાપતિ સર કલાડેઉસ્લી શવલ, વિદ્યુતવિદ્યાવેત્તા સ્ટર્જન, નિબંધો રચનાર સામ્યુઅલ ડ્રુ, ત્રિમાસિક ટિકાકારનો અધિપતિ ગિફર્ડ, કવિ બ્લૂમફીલ્ડ, ધર્મોપદેશક વિલિયમ કેરી—એ સૌ કોઈ મોચીની ઓલાદેથી ઉતર્યા હતા; અને મૉરીસન નામનો એક મહેનતુ પાદરી જોડાનાં તળાં બનાવતો હતો. થોડાંએક વર્ષ ઉપર સ્કૉટલંડના બાંફ ગામમાંથી ટૉમસ એડવર્ડસ નામનો મોચી એક મહા પ્રવીણ પ્રાણીશાસ્ત્રજ્ઞ જણાયો છે. તે જોડા શીવીને પોતાનું ગુજરાન ચલાવે છે; અને ફુરસદનો વખત જૂદી જૂદી જાતનાં પ્રાણીઓના શોધ પછવાડે કાઢે છે. ભીંગડાંવાળા નાના જીવોની શોધ કરતાં કરતાં, એક નવા પ્રાણીની તેને ભાળ લાગી. તેને એ વિદ્યામાં નિપુણ શાસ્ત્રીઓએ 'એડવર્ડસી પ્રાણી'ની સંજ્ઞા આપીને એ મહાન મોચીનું નામ અમર કર્યું છે.

આ જગપ્રસિદ્ધિમાં દરજીઓ પણ બહાર પડ્યા વિના રહ્યા નથી. કેટલાંએક વરસ સુધી મેરાઇનું કામ કર્યા પછી જૉન સ્ટોની તવારીખ લખનારમાં ગણના થઈ. જાકસન ચીતારો પુખ્ત ઉમરનો થયો, ત્યાંસુધી લુગડાં શીવતો. આપણા બહાદુર સર જૉન હૉકસવુડે પોઇટીર્સના યુદ્ધમાં એવું તો ધીરવીરપણું બતાવ્યું કે ત્રીજા એડવર્ડસે તેને નાઇટનો કિતાબ આપ્યો, તે નાની ઉમરમાં લંડનમાં એક દરજીને ત્યાં શીવતાં શીખવાને રહ્યો હતો. નૌકાસેનાપતિ હૉબ્સને વિગો આગળ બંદરમાં પેસવાનો રસ્તો દુશ્મનોએ બંધ કર્યો હતો, તે ઈ. સ. ૧૭૦૨માં તોડયો. એ પુરુષ પણ દરજીના કુળમાં પેદા થયો હતો. વાઇટ ટાપુના બૉનચર્ચ ગામની પાસે એક દરજીની દુકાનમાં તે શીખવાને રહ્યો હતો. એવામાં એવી બૂમ ઉડી કે એ ટાપુ આગળ થઇને લશ્કરી વહાણોનો એક કાફલો જાય છે. એ ખબર સાંભળતાં જ હૉબ્સન દુકાન ઉપરથી કૂદીને હેઠે પડયો; અને એ ભપકાદાર તમાશો જોવાને તેના દોસ્તોની સાથે તે કિનારા ઉપર દોડી ગયો. એ દેખાવ જોતાની વાર જ એ છોકરાને તો ખલાસી થવાનું એકદમ મન થઈ આવ્યું, અને એક હોડી તે વહાણોના કાફલાને મળવાને જતી હતી, તેમાં એ તો કૂદી પડયો. જે વહાણમાં નૌકાસેનાપતિ હતા, તે વહાણની પાસે એ ગયો, અને તેની અરજ ઉપરથી એને વગર પગારે ઉમેદવાર તરીકે નૌકાસેનાના ઉપરીએ લશ્કરમાં દાખલ કર્યો. વરસનાં વરસ વહી ગયા પછી ઘણા માનમરતબાની સાથે તે પોતાના ગામમાં પાછો આવ્યો; અને જે ઠેકાણે તે એક વખત ઉપર દરજીનો ધંધો શીખતો હતો, તે ઠેકાણે ગામના આબરૂદાર ગૃહસ્થોના નિમંત્રણથી તે જીઆફતમાં તેના સત્કાર માટે તૈયાર કરેલાં સુંદર પકવાન જમવા બેઠો. પણ ખરેખરો મોટો દરજી તો બેશક આંડ્રુ જૉન્સન છે. અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનના પ્રમુખના હોદ્દા ઉપર તે હાલ* બિરાજે છે. તેની દમદાર વર્તણુક અને બુદ્ધિબળ વિલક્ષણ છે. વૉશિંગ્ટન નગરમાં તેણે એક ઘણું કીમતી ભાષણ કર્યું. તેમાં તેણે પોતાની રાજ્ય પ્રકરણી જીંદગીનો હેવાલ આપીને જણાવ્યું કે હું એ ખાતામાં પડ્યો અને શહેરની કોટવાલી કરીને ન્યાયખાતાની તમામ નોકરીઓ એક પછી એક ચઢતા ચઢતી મેં બજાવી,—તેવામાં એ સભામાંથી કોઈ એક જણ બોલી ઉઠયું કે 'શહેરની કોટવાલીથી

* હાલ એટલે આ પુસ્તક અંગરેજીમાં છપાયું ત્યારે, હાલ તો પ્રેસિડંટ રૂસ્વેલ્ટ છે.

શા માટે કહોછો ? દરજીની દુકાનથી નહિ કે ?' **જૉન્સન**ની ખાસએત એવી હતી, કે તે કોઈ મેણું મારે, તો દૂભાતો નહિ; પણ ઉલટો, તે મેણામાંથી કંઈ ફાયદાકારક સાર જ કાઢતો. ઉપરનાં વચન સાંભળીને તેણે ઉત્તર વાળ્યો કે, હમણાં કોઈક ગૃહસ્થે કહ્યું કે મેં મારી જીંદગી દરજીની સોય દઢીથી આદરી હતી, એ શબ્દો સાંભળીને મારૂં મન જરા પણ કચવાતું કે લજવાતું નથી. હું જરા પણ ઝાંખો પડતો નથી; કારણ કે હું જ્યારે કપડાં શીવવાનો કસબ કરતો, ત્યારે પણ એ કામમાં હું સારો ગણાતો. બરાબર બેસતાં આવે એવાં ઘાટદાર કપડાં હું શીવી દેતો. હું મારા ઘરાકને કદી પણ જૂઠો વાયદો કરતો નહિ; હમેશાં કહ્યા પ્રમાણે વખતસર આપતો, અને હમેશાં સારૂં જ કામ કરીને આપતો.

કાર્ડિનલ **વૂલ્સી**, **ડી** ફો, **એકે**ન્સાઈડ અને કર્ક **વ્હાઇટ** એ ખાટકીના પેટના હતા; **બનિયન** વાસણ સાંધવાનો ધંધો કરતો અને જોઝફ **લાં**કાસ્ટર ટોપલીઓ ગૂંથતો. વરાળયંત્રની શોધ માટે **ન્યુકોમન**, **વૉટ** અને **સ્ટીવન્સન** જેવા મહાત્માઓનો જગતે ગુણ માનવો ઘટે છે. એ ત્રણમાં **ન્યુકોમન** લૂહાર હતો, **વૉટ** ગણિતશાસ્ત્રને લગતાં હથિયાર અને યંત્ર કામ કરતો, અને **સ્ટીવન્સન** લોઢાની ભઠ્ઠીમાં દેવતા સળગાવનાર હતો. ધર્મોપદેશક **હંટિંગ્ડન** પ્રથમ કોયલા ઉપાડવાની મજુરી કરતો; અને લાકડાના કોતરકામનો આદિગુરુ **બ્યુક** કોલસાની ખાણમાં ખોદવાનું કામ કરતો. ડૉડસ્લી ઘોડાગાડી ઉપર ચાકર હતો, અને **હૉલ્ક્રૉફ્ટ** ચરવાદાર હતો. સમુદ્ર પર્યટન કરનાર **બાફિન** વહાણમાં નોકર રહ્યો ત્યારે સઢ ચઢાવવા વિટાળવાનું કામ કરતો અને સર કલાઉડેસ્લી **શવલ** પહેલ વહેલાં વહાણમાં ખિદમતદાર થઇને રહ્યો હતો. **હર્શલ** લશ્કરી વાજામાં શરણાઈ વગાડતો. **ચાંટ્રી** ગામેગામ ફરીને લાકડાનું નકશી કામ કરતો. એવી જ રીતે **એટી** છાપવાનું કામ કરતો અને સર ટૉમસ **લૉરેન્સ** એક પીઠાવાળાનો છોકરો હતો. મીકલ **ફ઼ારાડે** લૂહારને ઘેર અવતર્યો હતો. તે નાનો હતો, ત્યારે ચોપડીઓ બાંધનારને ત્યાં એ કામ શીખવાને રહ્યો હતો; તે બાવીશ વરસનો થયો, ત્યાંલગી તેણે એજ ધંધો કર્યો. સઘળા તત્વજ્ઞાનીઓમાં તે હાલમાં સર્વોપરી ગણાય છે; અને **'ગુરુ કરતાં ચેલા બડા'** એ કહેવત જાણે ખરી પાડવાને તે પેદા થયો હોયની તેમ તે સિદ્ધપદાર્થ વિજ્ઞાનના મહા કઠિણ અને અગોચર વિષયો તેના ગુરુ સર હંફ્રી **ડેવી**ના કરતા પણ વધારે સ્પષ્ટ કરી સમજાવવાની કળા ધરાવે છે.

ખગોળ વિદ્યાનું અલૌકિક શાસ્ત્ર જે મહાત્માઓના તેજ વડે પ્રકાશિત થયું છે, તેમાં **પોલંડ**ના ભઠિયારાના છોકરા **કોપર્નિકસ**નું, તેમ જ **જર્મની**ના એક વીશી રાખનારના છોકરા **કેપ્લર**નું ઉજ્જ્વળ નામ આગળ પડતું છે. **કેપ્લર** પંડે નાનો હતો ત્યારે વીશીમાં ચાકરી કરતો, **પારિસ**માં **સેંટ** જીન ડ રોંડના દેવળનાં પગથીઆં ઉપરથી એક દહાડો શિયાળાની ઠંડી રાતે નમાયા નબાપા **ડાલાંબેર**ને કોઇએ ઉપાડી લીધો હતો. તેને કાચ ઘડવાનું કામ કરનાર શખ્સની ઓરતે ઉછેર્યો હતો. ખગોળ વિદ્યામાં એ નામ પણ ઝળકી રહ્યું છે; તેવા જ રીતે **ન્યૂટન** અને **લાપ્લાસ**નાં નામ પણ એ જ શાસ્ત્રમાં અમર પદવી ભોગવે છે; તેમાં **ન્યૂટન ગ્રાંથમ** ગામની પાસે એક નાના જમીનદારનો છોકરો હતો; અને **લાપ્લાસ હાફ્લર** ગામની પાસે **બોમોંટ**ના આઝના એક

ગરીબ ગામડિયાને ઘેર જન્મ્યો હતો. એ બંને જ્યારે નાની વયના હતા, ત્યારે તેમની હાલત દુઃખ ભરેલી હતી; તથાપિ પોતાના બુદ્ધિબળવડે તેમણે એવી અચળ અને પ્રૌઢ કીર્ત્તિ મેળવી કે આખી દુનિયાની દોલતથી પણ મળી ન શકે. જો તેઓ પૈસાવાળાને ઘેર અવતર્યા હોત, તો તેથી તેમને જે અડચણો આવી પડત, તે તેમની ગરીબ અવસ્થાની અડચણો કરતાં વસમી થઈ પડત, ખગોળ વિદ્યાવેત્તા અને ગણિતશાસ્ત્રી લા ગ્રાંજનો બાપ ટ્યુરિન શહેરમાં લશ્કરી ખાતાનો ખજાનચી હતો; પણ વેપારમાં સટ્ટા કરવાથી તે પાયમાલ થઈ ગયો અને તેનું કુટુંબ દુર્દશામાં આવી પડ્યું. લા ગ્રાંજ તેની ઉત્તર વયમાં કહેતો, કે મારી કીર્ત્તિ અને સુખનું મૂળ કેટલેક દરજ્જે અમારે માથે આ આવી પડેલા દુઃખમાં હતું. તે કહેતો કે, જો હું ધનવાન હોત, તો કદાચ્ મારાથી ગણિતશાસ્ત્રી ન થવાત.

વળી, પાદરીઓના અને બહુધા ધર્મોપદેશકના છોકરાઓએ આપણા દેશના ઇતિહાસમાં પોતાનાં નામ ખાસ રીતે અમર કરી દીધાં છે. દરિયાઈ રણસંગ્રામમાં શૌર્યના તેજથી ઝળકતા એવા ડ્રેક અને નેલ્સન, વિદ્યાશાસ્ત્રમાં પ્રસિદ્ધ થએલા વોલાસ્ટન, યંગ, પ્લેફેર અને બેલ; ચિત્ર કળામાં અકળ ગતિને પહોંચેલા રેન, રેનોલ્ડસ, વિલ્સન અને વિલ્કી; ન્યાય શાસ્ત્રમાં નિપુણ થએલા થર્લો અને કામ્બેલ, અને સાક્ષરમંડળમાં નામના કરી ગએલા આડિસન, ટોમ્સન, ગોલ્ડસ્મિથ, કોલરિજ, અને ટેનિસન—એ સર્વે ધર્માચાર્યોના છોકરા હતા. વળી, હિંદુસ્તાનની રણભૂમિમાં પ્રતિષ્ઠા પામેલ એજ વર્ગમાંથી લૉર્ડ હાર્ડિંજ, કર્નલ એડવર્ડસ, અને મેજર હૉડસન ઉત્પન્ન થયા હતા. ખરૂં જોવા જઈશું તો ઈંગ્લંડે હિંદુસ્તાન જેવું રાજ્ય મેળવ્યું અને જાળવ્યું છે, તે ઘણુંકરીને મધ્યમ વર્ગના માણસો વડે જ, જેવાં કે કલાઇવ, વૉરન હેસ્ટિંગ્સ, અને તેમના અનુજ; દુકાનોમાં, કારખાનામાં અને પેઢીઓમાં રહીને કામકાજ કરવાની પદ્ધતિમાં સારી રીતે કેળવાએલા પુરુષોનાં એ પરાક્રમ.

વકીલમંડળમાંથી આગળ નીકળેલા માણસો જોઈશું, તો એડમંડ બર્ક, બાંધકામમાં પ્રવીણ સ્મીટન, સ્કૉટ અને વર્ડસ્વર્થ, લૉર્ડ સમર્સ, લાર્ડ હાર્ડવિક, અને લૉર્ડ ડનિંગનાં નામ મશહૂર છે. સર વિલિયમ બ્લાકસ્ટનનો બાપ હીરનો ધંધો કરતો. તે ગુજરી ગયા પછી બ્લાકસ્ટન જન્મ્યો હતો. લૉર્ડ ગિફ્ર્ડનો બાપ ડોવરમાં ગાંધીની દુકાન માંડતો. લૉર્ડ ડેન્મનનો બાપ વૈદું કરતો. ટાલ્ફોર્ડ ન્યાયાધીશનો બાપ એક ગામડામાં દારૂ ગાળતો; અને વરિષ્ટ અદાલતના વડા ન્યાયાધીશ લૉર્ડ ચીફ બારન પૉલૉકનો બાપ ચેરીંગ ક્રૉસમાં ઘોડાનો સામાન વેચતો. લંડન શહેરના એક વકીલને ત્યાં નિનેવેહની પુરાતન ઈમારતોનો શોધ કરનાર લેયર્ડ બંધણી આપીને કારકૂની કરતો. સર વિલિયમ આર્મસ્ટ્રૉંગે તોપખાનું બનાવવાની એવી શોધ કરી કે તે તોપખાનું હજુ તેના જ નામથી એટલે આર્મસ્ટ્રૉંગ—તોપખાનાના નામથી ઓળખાય છે; વળી તેણે મોટાં વજનો પાણીવડે ઉંચે ઉપાડવાના યંત્રની શોધ કરી. તેણે પ્રથમ કાયદાનો અભ્યાસ કર્યો હતો, અને કેટલીક મુદ્દત સુધી એ ધંધો તેણે કર્યો પણ હતો. મિલ્ટન પ્રથમ લંડનના એક કરારનામાં લખનારને ઘેર રહ્યો હતો; અને પોપ તથા સાઉધી સણનું કાપડ વેચનારના છોકરા હતા. વિદ્યા ગુરુ વિલ્સન પેઈસ્લી ગામના એક કારખાનું

ચલાવનારનો છોકરો હતો; અને લૉર્ડ મેકૉલે એક વેપારીનો છોકરો હતો. તેનો બાપ આફ્રિકા સાથે વેપાર ખેડતો હતો. કીટસ દવાદારૂનાં વસાણાં વેચતો; અને સર હંફ્રી ડેવી એક ગામડાના વૈદની પાસે શીખવાને રહ્યો હતો. સર હંફ્રી ડેવી એક વાર પોતાની વાત કરતો હતો, તે વખત તે બોલ્યો કે, હાલ જે કંઈ તમે મારામાં દેખોછો, તે મારી જાતે જ મેળવેલું છે. આ જે હું કહુંછું તે અહંભાવથી નથી કહેતો; કેવળ ભોળા ભાવથી અને શુદ્ધ અંતઃકરણથી હું બોલુંછું. ગણિત વિદ્યામાં જેવો ન્યૂટન નામધારી થઈ ગયો છે, તેવી જ રીતે સૃષ્ટિ જન્ય પદાર્થોની તવારીખ જાણનાર રિચર્ડ ઓવન પ્રખ્યાત પુરુષ થઈ ગયો છે. તે એક લશ્કરી વહાણમાં સૌથી નીચી પાયરીની નોકરી ઉપર પ્રથમ દાખલ થયો; અને જે શાસ્ત્રીય વિષયના શોધ કરવામાં તેણે આટલી બધી પ્રસિદ્ધિ મેળવી, તે ઉપર તેણે પોતાની પાછલી ઉમરમાં ધ્યાન આપવા માંડ્યું હતું. જૉન હંટરે અગાધ ઉદ્યોગ કરીને જે વિશાળ સંગ્રહ કર્યો હતો, તેની બરાબર ફેરિસ્ત કરવામાં જે વખત એ રોકાયો, તેવામાં તેણે એ ઠેકાણે પોતાના મહા જ્ઞાનનો પાયો નાખ્યો. એટલું કામ કરવાને શસ્ત્ર—વૈદકશાસ્ત્રની પાઠશાળામાં તેને આશરે દશ વરસ લાગ્યાં.

દરિદ્રાવસ્થાની દુર્બળ સ્થિતિમાં જન્મીને પોતાના પરિશ્રમ અને બુદ્ધિબળ વડે જે પુરુષો સૂર્યની પેઠે તેજસ્વી થઇને પોતાના દેશમાં ઝળકી રહ્યા છે, તેનાં દૃષ્ટાંતોથી ઇંગ્લંડની માફક બીજા દેશો પણ ભરપૂર છે. ચિત્રાદિ કળામાં નામાંકિત નામ જોવાં હોય તો ક્લૉડ, એ એક ભઠિયારાનો છોકરો હતો; ગીફ્સ, એનું કુળ પણ એવુંજ હતું. લિયોપોલ્ડ રૉબર્ટ, એ એક ઘડીઆળીને ઘેર જન્મ્યો હતો; હેઇડન એ એક ગાડાં બનાવનાર સૂતારને પેટે અવતર્યો હતો; અને ડાગેર નાટકશાળાના પડદા ચિતરવાનું કામ કરતો હતો. સાતમા ગ્રેગરીનો બાપ સૂતાર હતો; પાંચમા સેકસટસનો ભરવાડ હતો અને છઠ્ઠા આડ્રિયનનો એક ગરીબ ખલાસી હતો. આડ્રિયન જ્યારે નાનો હતો, ત્યારે તેને રાત્રે અભ્યાસ કરવાને દીવો સરખો મળતો નહિ; તેથી રસ્તામાં ફાનસો સળગતાં હોય, તેના અજવાળાથી અથવા દેવ—દેવસ્થાનના દીવા વડે તે તેના પાઠ તૈયાર કરતો. એટલી બાલ્યાવસ્થામાંથીજ જે આવી રીતે ધીરજ રાખીને મહેનતમાં મંડ્યો રહે, તે આગળ જતાં વિખ્યાતિ મેળવેજ મેળવે. એજ પ્રમાણે સેંટ જસ્ટમાં શાળવીના ગરીબ ઘરમાંથી ખનીજ શાસ્ત્રવેત્તા હોઈ ઉત્પન્ન થયો; અને ઑર્લેઑંના ભઠિયારાને ઘેરથી યંત્રશાસ્ત્રી ઓટેફ્યુયા પેદા થયો. ગણિત શાસ્ત્રી જોઝફ ફૂરીઅર ઓકસેર ગામના દરજીનો દીકરો હતો. ઇમારતો ઉઠાવવામાં પ્રવીણ એવો ડૂરાંટ પારિસના એક મોચીનો છોકરો હતો; અને સિદ્ધ પદાર્થ વિજ્ઞાનવેત્તા ઝેઇસ્નર ઝૂરિકના એક ચામડિયાને ઘેર જન્મ્યો હતો. દરિદ્રાવસ્થા, મંદવાડ અને બીજાં સંસારિક દુઃખને લઇને જેટજેટલી અડચણો નડે, તેટલી બધી અડચણોમાં ઝેઇસ્નરે પોતાની જીંદગી શરૂ કરી; તેમાં એ કશાથી ડગ્યો નહિ; અને હિમ્મત ન હારતાં આગળ વધતોજ ગયો. **'ઉદ્યોગીને અવકાશ ઘણો,'** એ કહેવત એણે ખરી કરી આપી. જેમને ઘણુંજ કામ હોયછે, અને તે કરવાને જેઓ ઉમંગી હોય છે, તેમને પુષ્કળ વખત મળેછે, એ વાતનું ઉમદા દૃષ્ટાંત એની જીંદગીમાંથી જડશે. પીએર રામસ પણ એજ

કિસમનો માણસ હતો. પિકર્ડિમાં ગરીબ માબાપને ઘેર એનો જન્મ થયો હતો; અને એ નાનો હતો, ત્યારે ઘેટાં ચારતો; પણ એ ધંધો એને ગમ્યો નહિ, તેથી તે પારિસ નગરમાં નાસી ગયો. ઘણું ઘણું દુઃખ વેઠ્યા પછી, નવારની પાઠશાળામાં તે ચાકર રહ્યો. એ જગા તે મેળવી શકયો, એટલે સરસ્વતી મંદિરના દરવાજા તેણે ઉઘાડ્યા અને થોડી મુદ્દતમાં તે એ જમાનાનો મહા પ્રસિદ્ધ પુરુષ થઇ પડ્યો.

કાલ્વેડોસમાં સેંટ આંડ્રે ડર્બેંટો ગામના એક ગામડિયાનો છોકરો વૉકેલાં રસાયનશાસ્ત્રી નીવડ્યો. જ્યારે નાની ઉમરમાં તે નિશાળે ભણવા જતો ત્યારે લૂગડાં તો તેણે ગમે તેવાં પહેરેલાં હોય, પણ તેની બુદ્ધિનો ચળકાટ તે વખતથીજ દેખાતો હતો. જે મહેતાજીની નિશાળમાં તે લખતાં વાંચતાં શીખતો હતો, તે એને ખૂબ મહેનતુ જોઇને તેનાં કોઈ કોઈ વાર વખાણ કરતાં કહેતો, બચ્ચા વૉકેલાં, મંડ્યો રહે, ઝોકયો રહે, મહેનત કરતો રહે; તારૂં નસીબ ઉઘડશેજ; અને આપણા મંદિરના મુખીઆજીના જેવાં તને પણ સારાં કપડાં પહેરવાનાં મળશે. કોઈ ગામડાનો ગાંધી–વૈદ્દ તે નિશાળમાં ગયો હશે. તે આ લટ્ટૂ છોકરાના ભુજ જોઇને રાજી થયો. તેણે એ છોકરાને કહ્યું કે 'તારી ખુશી હોય, તો હું તને વસાણાં વાટવાને મારી દુકાન ઉપર રાખું.' વૉકેલાંએ ધાર્યું કે મારાથી ભણાશે અને વળી રળાશે, એટલે એ વાતની હા કહી. પણ પેલો વૈદ્દ તો એને એના પાઠ કરવા દેતો નહિ. એ વાત એ પૂરેપૂરી સમજ્યો એટલે એ નોકરી છોડી દેવાનું તરત એણે નક્કી કર્યું. સેંટ આંડ્રેમાંથી નીકળીને, ખભે ખાવાની પોટકી ભેરવીને પારિસનો રસ્તો તેણે લીધો. ત્યાં આવીને કોઇ વૈદ્દને ઘેર ઓસડીઆં વાટવા રહેવાની તેણે ચાકરી શોધી પણ તે મળી નહિ. થાકથી અને ભૂખથી તે નરમ ઘેંશ જેવો થઇ ગયો. તે માંદો થઈ ગયો તેવી હાલતમાં તેને દવાખાનામાં લઈ ગયા. હવે એણે જાણ્યું કે મારો અંત પાસે આવ્યો છે. પણ એ નિરાધાર છોકરાના નસીબમાં મોટી મોટી વાતો વિધાતાએ લખી હતી. તે સાજો થયો. તે પાછો નોકરી શોધવા લાગ્યો; અને આખરે એક વૈદે તેને રાખ્યો. થોડી મુદ્દત વીત્યા પછી તેને ફૂરક્રૉય નામના નામાંકિત રસાયન શાસ્ત્રી સાથે ઓળખાણ થયું. તે એના ઉપર એટલો તો ફીદા થઈ ગયો કે એને પોતાના ખાનગી પત્ર વ્યવહારનો લેખક બનાવ્યો; અને ઘણાં વરસ પછી એ મહાન તત્વજ્ઞાની મરી ગયો, ત્યારે વૉકેલાં તેની જગા ઉપર રસાયન શાસ્ત્રનો વિદ્યાગુરુ નીમાયો. છેવટે ઈ. સ. ૧૮૨૯ માં કાલ્વેડોસ પરગણાના ચૂંટણી કરનારાઓએ એને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કર્યો; અને ફ્રાન્સની વ્યવસ્થાપક મંડળીની સભામાં જવાને તે નીકળ્યો. તે વખત ઘણાં વરસ ઉપર જે ગામડામાં એવી નિર્ધન અને નિર્બળ દશામાં તે ભણતો હતો, તે ગામડામાં તે યશના ડંકાથી દાખલ થયો.

ફ્રાન્સમાં પ્રથમ રાજ્યચક્ર ફર્યું, ત્યારપછી લશ્કરી ખાતામાં એવી તરેહની વ્યવસ્થા કરવામાં આવી કે છેક હલકામાં હલકી સિપાઇગીરીની ચાકરી ઉપરથી હરકોઈ માણસ ઉંચામાં ઉંચા દરજ્જાના લશ્કરી ઓહ્દા ઉપર ચઢી શકે, અને એવા દાખલા ત્યાં હરવખ્ત બનેછે; એમાંનું કાંઈ ઈંગ્લિંડમાં નથી. '**દરવાજા ઉઘાડો તો દાખલ થનાર નીકળે,' 'દરજ્જાનાં દ્વાર ખુલ્લાં મૂકો, તો બુદ્ધિબળ**

**દેખાય**' એ કહેવતો ઘણાં આશ્ચર્યજનક દ્રષ્ટાંતોથી **ફ્રાન્સ**માં જેમ ખરી પડી છે, તેમજ આપણા દેશમાં એવી છુટ હોત, તો આપણે ત્યાંથી પણ બેશક એવા ઘણા દાખલા મળી આવત. તે જોવું હોય તો એક સાધારણ સિપાઈગીરી ઉપરથી **હોશ**, **હૂંબેર** અને **પીઝગ્રૂ** આગળ પડ્યા. **હોશ** રાજાના લશ્કરમાં હતો, તે વખત લશ્કરી વિદ્યાનાં પુસ્તકો વેચાતાં લઇ વાંચવાને એની પાસે પૈસા નહોતા, તેથી બીજા માણસોનાં બદન અને કબજા ઉપર સોનેરી ભરત ભરીને ખપજોગા પૈસા પેદા કરતો. **હૂંબેર** નાનપણમાં બહુ બદફેલ, ફગંડડ છોકરો હતો. તે સોળ વરસનો થયો, ત્યારે ઘરમાંથી નાસી ગયો; અને **નાન્સી**માં એક દુકાનદારને ત્યાં નોકરી રહ્યો; ત્યાંથી નીકળીને **લાયન્સ**માં કારીગરનું કામ કરવા મંડ્યો; તે ન પરવડ્યું, ત્યારે સસલાંનાં ચામડાંનો ભારો લઇને બધા ગામમાં બૂમ મારી મારીને વેચવા લાગ્યો. ઈ. સ. ૧૭૯૨ માં તેણે બિન પગારના ઉમેદવારોની પલટણમાં પોતાનું નામ નોંધાવ્યું; અને એક વરસમાં તો તે પલટણમાં સરદારની જગાએ નીમાયો. એજ પ્રમાણે **ક્લેબેર**, **લ ફેવર**, **સૂશે**, **વિક્ટર**, **લાનેસ**, **સૂલ્ટ**, **માસેના**, **સેંટ સીર**, ડેરલોં, **મ્યૂરાટ**, **ઓઝેરો**, **બેસિયેર**, અને **ને** એ તમામ હલકી સિપાઈગીરી ઉપરથી ચઢ્યા છે. કેટલીએક વખત કેટલાએક ઝડપબંધ ચઢ્યા છે, અને કેટલાએકને વાર પણ લાગી છે. **સેંટ સીર ટૂલ** ગામના એક ચમારનો છોકરો હતો. તે પ્રથમ નાટકમાં વેશધારી હતો; પછી તે **શાસ્યુર્સ** નામની પલટણમાં નોંધાયો અને એક વરસમાં એક ટુકડીનો તે ઉપરી થઈ બેઠો. **વિક્ટર**, એ **બેલુનો**નો ઠાકોર હતો. તે ઈ.સ. ૧૭૮૧માં તોપખાનામાં દાખલ થયો. રાજ્યચક્ર ફરતા પહેલાં કેટલીએક એવી વાતો બની કે તેને નોકરીમાંથી રજા મળી. પણ જેવી લડાઈ સળગી કે એણે ફરીથી પોતાનું નામ તરત લખાવ્યું; અને થોડા મહિનામાં એણે એવી તો ધીટ છાતી અને હોશિયારી બતાવી કે તેને **ઍડજુટંટ**–મેજરનો ઓદ્ધો અને એક **બાટેલિયન** પલટણનું ઉપરીપણું પ્રાપ્ત થયાં. **મ્યૂરાટ** જે 'સમશેર બહાદુર' કહેવાયછે, તે **પેરિગૉર્ડ**માં એક વીશીવાળાનો છોકરો થાય, અને ત્યાં તે મેમાનોના ઘોડાની ચાકરી કરતો. તે શરૂમાં **શાસ્યુર્સ**ની પલટણમાં દાખલ થયો. ત્યાં તેની સ્વચ્છંદી ચાલના વાંકથી તેને કાઢી મૂક્યો; પણ તે વળી ફરી ઘુસ્યો, અને થોડા વખતમાં કર્નલના ઉંચા દરજ્જા ઉપર ચઢી ગયો. **ને**એ અઢાર વરસની ઉમરે ઘોડસવારોની **હુસાર**ની પલટણમાં પોતાનું નામ નોંધાવ્યું, અને ધીમે ધીમે પાયરી દરપાયરી તે ચઢ્યો. **ક્લેબરે** તરત તેના ગુણની પરીક્ષા કરી લીધી. 'તને કદી થાક કે મહેનત તો કળાતાંજ નથી' એમ તે તેને હમેશાં કહેતો; અને તે પચીશ વરસનો થયો, એટલે તો તેણે તેને **ઍ**-ડજ્યુટંટ જનરલની જગા આપી. પણ **સૂલ્ટ**ને તો ઉપર ચઢતાં સારી પેઠે મુદ્દત લાગી. તે લશ્કરમાં દાખલ થયો પછી છ વરસે તેને **સાર્જંટ**ની જગા મળી. સૂલ્ટને તેની બાળ વયમાં કંઇ કેળવણી આપવામાં આવી ન હતી; અને તે **ફ્રાન્સ** ખાતે મંત્રી નીમાઇને પરદેશી રાજ્યો સાથે સંબંધ રાખવા લાગ્યો, ત્યાં લગી તેને ભૂગોળનું કાંઇજ જ્ઞાન ન હતું. તેને પ્રધાનપદ મળ્યા પછી તે આનંદથી ભૂગોળ ભણવા લાગ્યો. પણ વળી **મા**-**સેના**ને પાયરી ચઢતાં જે ઢીલ થઇછે, તે જોતાં તો **સૂલ્ટ** ઉતાવળો આગળ વધ્યો છે, એમ આપણને લાગશે. **માસેના**એ ચૌદ વરસ ચાકરી કરી, ત્યારે તે **સાર્જંટ** થવા

પામ્યો: અને તે કેડે તો એ ક્રમે ક્રમે પાયરી દરપાયરી ચઢતો ગયો, અને કર્નલ થયો, પછી ડિવિઝનનો જનરલ થયો અને છેવટે માર્શલ પણ થયો. તથાપિ એ પાછળથી કહેતો કે, મને ઊંચી જગાઓ મેળવવાને જે મહેનત પડી છે, તેમાં સાર્જંટની જગા જેવી બીજા કશામાં મને પડી નથી. ફ્રેંચ લશ્કરમાં અદ્યાપિ પર્યંત એજ પ્રમાણે સિપાઇગીરીમાંથી ઉંચે દરજ્જે ગએલા માણસોનાં દૃષ્ટાંત બનતાં જ આવેછે. શાંગારનીએ પ્રથમ ઈ. સ. ૧૮૧૫ માં રાજાની ખાસ રક્ષક પલટણમાં સિપાઇની નોકરી ઉપર દાખલ થયો. માર્શલ બૂઓએ ચાર વરસ સિપાઇગીરી બજાવી, ત્યારે તેને મોટો ઓહ્દો મળ્યો. હાલમાંજ માર્શલ રાંડોંગ ફ્રેંચ લશ્કર ખાતાનો પ્રધાન હતો; તે પહેલવહેલો નોકરીમાં દાખલ થયો, ત્યારે લશ્કરી વાજાની ટોળીમાં પડઘમ વગાડતો હતો; અને વરસેઇલ્સના ચિત્ર મહેલમાં તેની તસવીર મૂકવામાં આવી છે, તેમાં તેનો એક હાથ પડઘમની એક બાજુ ઉપર મૂકેલો દેખાયછે. એવી ઢબમાં પોતાની ઇચ્છા પ્રમાણેજ તેણે એ ચીતરાવી છે. આવા આવા દાખલા ફ્રેંચ સિપાઇઓના જોવામાં આવેછે, તેથી તેમને નોકરી કરવામાં ઉલટ અને ઉત્સાહ વધેછે; કેમકે હરકોઈ સિપાઈ મનમાં મોટી મોટી ઉમેદો વાજબી રીતે બાંધી શકે અને ધારે કે હાલ તો હું ખભે રોટલાનું ભાથુ ભેરવીને સિપાઇગીરી કરૂંછું, પણ કોઈ વખત માર્શલનો દંડ પકડવાનો રળિયામણો દહાડો પણ આવે. '**પુરુષના નસીબ આગળ પાંદડું છે**' એ વાત ફ્રેંચ લશ્કરના સિપાઇઓ રાત દહાડો જુએછે અને જાણેછે.

ધીટ આગ્રહ અને ઉત્સાહના ચમત્કારથી ઇંગ્લંડમાં તેમજ બીજા દેશોમાં માણસો છેક ગરીબ સ્થિતિમાંથી નીકળીને મેદાન પડ્યા છે; અને જનમંડળનું કલ્યાણ કરવામાં તેમને ઉપયોગી થઈ પડે એવી ઉંચી જગાઓ ઉપર ચઢ્યા છે, અને એવી સત્તાની જગાઓ મેળવી છે, એવા પુરુષોના ઘણા દાખલા હાથ લાગે છે; તે દાખલા હવે એટલા બધા થઇ ગયા છે કે તેમાં હવે કાંઇ નવાઈ લાગતી નથી; અને કોઈ એમ કહેવા જાય કે 'સોમાં કોઇકને કે હજારે એકને, એમ 'દૈવ તૂઠે' તો તે ચાલે એમ નથી. એવા દાખલામાંથી કેટલાંક વધારે પ્રખ્યાત દૃષ્ટાંતો આપણે તારવી કાઢીને તે ઉપર નજર કરીશું, તો આપણને સહજ સમજાશે કે જેમ વહેલું દુઃખ અને વિપત્તિ વેઠવાં પડે, તેમ તે સુખ સંપત્તિ અને જયજયકારનાં મોટાં અને અવશ્યનાં મદદગાર સાધન થઈ પડેછે. બ્રિટિશ આમની સભામાં એવી રીતે આપબળથી ચઢેલા માણસો હમેશાં જથાબંધ જોવામાં આવેછે. બ્રિટિશ પ્રજામાં ઉદ્યોગ કરવાનો જે ખાસ ગુણ રહેલો છે, તેને માટે આવા પુરુષોનાં દૃષ્ટાંતો એક આરસી જેવાં જાણવાં. આપણા દેશની રાજ્યનીતિ કિંવા કાયદાનું એવું સુંદર ધોરણ છે, કે આપણી પ્રજાના ગમે તે વર્ગમાંથી એવા પુરુષો નીકળી આવે, તો તેમને આમની સભામાં આદરસત્કાર સાથે દાખલ કરવામાં આવેછે. ધન્ય છે એ આપણી રાજ્યનીતિને! કારખાનાઓમાં મજુરોને અને કારીગરોને તેમના ધણીઓએ દશ કલાકથી વધારે રોકવા નહિ; એ લોકો પાસેથી દશ કલાકથી વધારે કામ લેવું નહિ, એમ ઠરાવવાને કાયદાનો મુત્સદ્દો ઘડવામાં આવ્યો હતો. તે ઉપર આમની સભામાં ચરચા ચાલી રહી હતી, તેવામાં સાલ્ફોર્ડ પરગણા તરફથી સ્વર્ગવાસી જોઝફ બ્રૉધર્ટન પ્રતિનિધિની જગાએ બિરાજતા હતા. ૨

લોઢવાના કારખાનામાં એ પોતાની નાની ઉમરમાં મજુરી કરતા હતા, તે વખતે ઘણા કલાક સુધી મહેનત કરવાથી તેને જે જે કષ્ટ વેઠવું પડ્યું હતું અને તે થાકીને લોટ-પોટ થઈ જતા, તેનું એવું અસરકારક બયાન કર્યું કે સાંભળનાર સભાસદોના મનમાં દયા ઉપજી. પોતાની એ બાલ્યાવસ્થાના દુઃખની હકીકત વિગતવાર જાહેર કરીને તેણે વિશેષ એમ જણાવ્યું કે, મેં તે વખતથીજ મારા મનમાં દૃઢ નિશ્ચય કર્યો હતો કે જો કોઈ એવો રૂડો દિવસ આવશે અને મારાથી બનશે, તો ગરીબ બાપડા મજુરોનું દુઃખ ટાળીશ અને તેમની હાલત સુધારવાને બનતો પ્રયત્ન કરીશ. એ પ્રમાણે એમનું બોલવું પૂરૂં થતાં, તેમના પછી સર જેમ્સ ગ્રેહામે આખી સભાના ખુશીના પોકારમાં કહી બતાવ્યું, કે મિ. બ્રૉધર્ટન આવા ગરીબ અને હલકા કુળમાંથી પેદા થયા હશે, એમ હું જાણતો નહતો, અને એ વાત મારા જાણવામાં આવવાથી આમની સભાની મોટાઈ મારા મનમાં અધિક આવેછે, અને એ સભાને માટે મારૂં મન હરખથી ઉ-ભરાયછે; કારણ કે તેના ધારા એવા ન્યારા અને સારા છે કે એવી હલકી હાલતમાં જન્મેલાં માણસ પણ સરખાપણાનો દાવો રાખીને દેશના વંશપરંપરાના અમીર અને રાજ્યવર્ગ સાથે જોડાજોડ આવીને બેસવાને શક્તિમાન થાય છે.

જ્યારે પોતાની જીંદગીમાં પૂર્વે બની ગએલા બનાવોની હકીકત કહેવી હોય, ત્યારે ઓલ્ડહામ પરગણા તરફથી સ્વર્ગવાસી મિ. ફ્રૅંકસ સભાસદ નીમાયા હતા, તે વખતોવખત એવા વચનથી આરંભ કરતા કે, હું જ્યારે નૉરીજ ગામમાં નાનપણમાં 'શા-ળવીનું કામ કરતો ત્યારે,' ઇત્યાદિ; અને આપણી રાજ્યસભામાં હજુ કેટલાએ સભા-સદો હાલ હયાત હશે, તેઓ પણ એવીજ રીતે હલકી હાલતમાંથી બહાર પડેલા છે. મિ. લિંડસે દેશ પરદેશ ઘણાં વહાણો દરિયામાં ખેડતો; તે થોડીએક મુદ્દત ઉપર સં-ડર્લૅંડ પરગણા તરફથી પાર્લમેંટમાં સભાસદ ચૂંટાયો હતો; તેના ઉપર તેના રાજકીય સા-માવાળીઆઓએ હુમલો કર્યો હતો,. તેના પ્રતિ ઉત્તરમાં તેણે પોતાના જીવન ચરિ-ત્રની સાદી, નિખાલસ વાત વેમાઉથ ગામના ચૂંટણી કરનારાઓ આગળ કહી સંભ-ળાવી. તેણે કહ્યું કે, ચૌદ વરસની ઉમરમાં હું માબાપ વગરનો થઈ બેઠો, અને જેમ તેમ મારો નિભાવ કરવાને હું ગ્લાસગોથી લિવર્પૂલ જવા સારૂ નીકળ્યો. ભાડું ખર્ચીને આગબોટમાં બેસવા જેટલા પૈસા મારી પાસે નહોતા, તેથી ભાડાના બદલામાં આગ-બોટના ઉપરીના કહેવા પ્રમાણે મેં મહેનત કરવાનું જણાવ્યું, તે વાત તેણે કબૂલ કરી; અને આખે રસ્તે મેં આગબોટના સંચાનો દેવતા સળગાવવાનું અને કોલસા નાખ્યા કરવાનું કામ કર્યું. લિવર્પૂલમાં બે મહિના સુધી તો મને કંઈ ચાકરી મળી નહિ. એ વખત મહા મહા દુઃખે હું દહાડા કાઢતો. છેવટે એક વહાણ અમેરિકા જતું હતું, તેમાં હું દાખલ થયો. તે વખત હું કેવળ છોકરવાદ હતો; અને અખંડ સારી ચાલ અને સારી રહેણી રાખવાથી ઓગણીશ વરસની લઘુ વયમાં મને વહાણના ઉપ-રીનો હોદ્દો મળ્યો. ત્રેવીશ વરસની ઉમરે મેં મહાસાગર—પર્યટન મૂકી દીધું અને જ-મીન ઉપર આવીને રહ્યો. હવે હું ઉતાવળો આગળ વધવા લાગ્યો. તે કહેતો કે, એક ચિત્તે નિરંતર કામ કર્યાં કરવાથી, અડગ ઉદ્યોગ કરવાથી, અને 'બીજા માણસો મારી સાથે કેવી રીતે ચાલે, તો મને ગમે; તેવીજ રીતે મારે તેમની સાથે ચાલવું જોઇએ,'

એ મહાવાક્ય નિરંતર મારી નજર આગળ રાખવાથી હું આ સુખી હાલતે આવ્યો છું.

ઉત્તર ડર્બિશિયર પરગણા તર્ફથી બાર્કનહેડ વાસી મિ. વિલિયમ જાકસન હાલ સભાસદ છે. તેમનું જીવનચરિત્ર ઘણી વાતે મિ. લિંડસેના જન્મચરિત્રને મળતું છે. એનો બાપ લાંકાસ્ટરમાં વૈદું કરતો, તે અગીઆર છોકરાનું લ્હાડું મૂકીને મરી ગયો, તેમાં વિલિયમ જાકસન સાતમો છોકરો હતો. બાપ જીવતાં મોટા છોકરાઓને તો સારી રીતની કેળવણી મળી હતી, પણ તે ગુજરી જવાથી નાનાં છોકરાંઓને માથે તો ખરેખરી આવી પડી. વિલિયમને પૂરાં બાર વરસ પણ નહોતાં થયાં, તેવામાં તો તેને નિશાળ છોડવી પડી અને સવારના છ વાગતાથી તે રાતના નવ વાગતા સુધી વહાણમાં સખ્ત મજુરી કરવા ઉપર રહેવું પડ્યું. તેનો ઉપરી માંદો પડવાથી, તેને શરાફી દુકાનમાં દાખલ કર્યો. એ ઠેકાણે તેને વધારે નવરાશ મળવા લાગી. આમ થવાથી તેને વાંચવાનો વખત મળ્યો અને 'એન્સાઇકલોપીડિયા બ્રિટાનિકા' નામના પુસ્તકના બધા ભાગ તેને હાથ લાગવાથી, દિવસે જેટલો વખત મળે, તેટલો દિવસે પણ વિશેષ કરીને રાત્રે સઘળા ખંડ 'એ'થી 'ઝેડ' સુધી તે વાંચી ગયો. પછી તે અમુક ધંધો કરવા લાગ્યો, તેમાં તે કાળજીથી મહેનત કરતો અને તેથી તે આબાદ થયો. હાલ તે એવો તો જબરો વેપારી થઈ પડ્યો છે, કે પૃથ્વીનો કોઈ સમુદ્ર તેના વહાણ વગરનો નહિ હોય, એટલુંજ નહિ પણ પૃથ્વીના ઘણુંકરીને તમામ દેશના વેપારીઓ સાથે તેને સંબંધ થયો છે.

સ્વર્ગવાસી રિચર્ડ કૉબ્ડન પણ એજ નમુનાનો નર હતો. તે પણ એવીજ રીતે પ્રથમ દુઃખી હાલતમાં હતો. સસેકસ પરગણાના મિડહર્સ્ટ ગામના એક પટેલીઆનો તે છોકરો હતો. તેને તેની નાની ઉમરમાંજ લંડન શહેરમાં મોકલી દીધો. ત્યાં એક વખારમાં તે ચાકર રહ્યો. એ ભારે ઉદ્યોગી હતો. તેનાં ચાલચલણ રૂડાં હતાં; અને નવી બાબતો જાણવાને તે હોંસીલો હતો. તેનો ધણી જૂના વિચારનો અને જૂના જમાનાનો માણસ હતો. તેણે તેને કહ્યું કે ઘણું વાંચ વાંચ ન કરતો; તેથી કંઈ ફાયદો નથી; પણ કૉબ્ડન તો પાછો હઠ્યો નહિ. એ તો આગળ વધતોજ ચાલ્યો. પુસ્તકોમાંનું જ્ઞાનરૂપી દ્રવ્ય તેના મનરૂપી ખજાનામાં એ તો ભરતોજ ચાલ્યો. તે એક જગાએથી બીજીએ અને બીજીએથી ત્રીજીએ, એમ ચઢતો ગયો; અને તેને એ પ્રમાણે જોખમ અને જવાબદારીની જગાઓ વારા ફરતી મળતી ગઈ. તે પોતાના શેઠની દુકાન તર્ફથી દેશાવર ખાતે ફરવા લાગ્યો. એમ કરવાથી તેને સારાં સારાં ઓળખાણ થયાં અને તેની વગ વધી; અને છેવટ જતાં માંચેસ્ટર શહેરમાં તેણે છીંટ છાપવાનું પોતાના તર્ફથી કારખાનું ઉભું કર્યું. લોકોપયોગી બાબતોમાં તે મન ઘાલવા લાગ્યો; તેમાં લોકોપયોગી કેળવણી ઉપર વિશેષે કરીને તેનું લક્ષ ગયું. એમ કરતાં કરતાં તે વખત અનાજને લગતા જે કાયદા દેશમાં ચાલતા, તે ઉપર ધીમે ધીમે તેનું ચિત્ત ચોંટ્યું. એ 'કૉર્ન લૉઝ'નો ધારો રદ કરાવવાને એણે પોતાનું સર્વસ્વ—તન, મન અને ધન ખર્ચી નાખ્યું. અજબ જેવી વાત છે કે તેણે જાહેરમાં જે પહેલું ભાષણ કર્યું, તેમાં તેને કંઈ શાબાશી ન મળી; તે કેવળ નમાલું છે એમ ઠર્યું; પણ એ ઘણો આગ્રહી, ખંતીલો અને ઉત્સાહી નર હતો; અને અડગ મહેનત અને મહાવરાથી તે

આખરે જાહેર વક્તાઓમાં એક ઉત્તમ પ્રકારનો અસરકારક અને મન હરણ કરે એવો ભાષણ કરનાર નીવડ્યો. સર રૉબર્ટ **પીલ** જેવા પુરુષે પણ તેની શક્તિનાં નિઃસ્વાર્થ બુદ્ધિથી વખાણ કર્યાં. **ફ્રાન્સ**ની સહેનશાહત તરફથી તે વેળા **ઇંગ્લંડ**માં વકીલ તરીકે મૅાસ્ય ફ્રૂ આંગ ડર **હવીસ** રહેતો; તેણે મિ. **ફ્રોબ્ડન** માટે એક વાર છટાદાર વચનો વાપરીને કહ્યું કે, 'સુલક્ષણ, આગ્રહ અને મહેનતથી કેવાં મોટાં કામ થાય છે, તેનો આ જીવતો દાખલો હાજરાહજૂર છે. જનસમૂહના નીચા ભાગમાંથી નીકળીને પોતાની અંતર્શક્તિના અને જાતે જ સેવા બજાવવાના સામર્થ્યવડે મનુષ્ય તુલનાના સૌથી મોટા દરજ્જા ઉપર ચઢી જાય, એવા પરમ પુરુષાર્થવાળા પુરુષો વિરલ હોય છે. તેમાંનો આ એક છે. અંગ્રેજ પ્રજામાં જે સંગીન ગુણો ખાસ રીતે ઊંડાં મૂળ ઘાલીને રહેલા છે, તેનું આ દુર્લભ દૃષ્ટાંત છે.'

આ સઘળાં ઉપરનાં દૃષ્ટાંતોથી દેખાશે કે જેણે નામના મેળવવી હોય, તેણે તો હરેક કામ પછવાડે ખાઇપીને ખંતથી મંડ્યા રહેવું. હરકોઈ બાબતમાં શ્રેષ્ટાઇનો સૂર્ય આળસ અને સુસ્તીના અંધારાવાળા પ્રદેશની બહાર પ્રકાશે છે. જે બાહુબળથી અને બુદ્ધિબળથી નિરંતર મંડ્યા રહેશે, તે પોતાની જાત-કેળવણીમાં, જાત-સુધારામાં, ડહાપણમાં અને ધંધા રોજગારમાં ધનવાન થશે. મોટા કુળમાં જન્મ્યા અથવા પૈસાદારને પેટ પડ્યા, તેથી શું વળ્યું? અચળ કીર્તિનાં તેજસ્વી કીરણ તો સતત્ આગ્રહના અંબારમાંથી જ ફૂટે છે. ગમે તે યોગે કરીને હજારો વીઘાંનો આપણને વારસો મળે ખરો, પરંતુ કોઈ પણ પ્રકારે જ્ઞાન અને ડહાપણનાં વસીયતનામાં થતાં નથી. ધનાઢ્ય માણસ ધન ખર્ચીને પોતાનું કામ બીજા પાસે કરાવે તો તે ચાલે, પણ પોતાની વતી બીજાને બેસાડીને પોતાના કામનો વિચાર કરાવાશે નહિ, અથવા ચાહે તેટલો પૈસો ખરચતાં પણ પંડસુધારાની ખરીદી થઈ શકશે નહિ. હરકોઈ વિષયમાં ઉત્તમતા માત્ર ધીટ આગ્રહથી જ પ્રાપ્ત થઈ શકે છે. એ સિદ્ધાંત **ડ્રૂ** અને **ગિફર્ડ** જેવા ગરીબ માણસો, જેઓ ખાલપાની ઝુંપડીમાંથી ઝળકયા અને **હ્યૂ** મિલર, જે **ક્રોમાર્ટિ**ની ખાણના પહાણામાંથી પ્રકાશ્યો, તેમને માટે સિદ્ધ અને સત્ય છે, તેવો જ સધનને માટે પણ સિદ્ધ અને સત્ય સિદ્ધાંત સમજવો.

એ તો સંપૂર્ણ રીતે સ્પષ્ટ છે કે જે માણસને ઘણી નિરાંત હોય, અને જેને ઘણો પૈસો હોય, તે જ માણસ કંઈ નિરાંત અને પૈસાવડે ખરેખરી ઊંચી જાતની કેળવણી મેળવે જ, એમ જરૂર કરીને જાણવું નહિ. જો એવી ઉમદા કેળવણીનો એ બે ચીજ ઉપર જ આધાર હોત, તો નિર્ધન અને નબળી હાલતમાંથી પેદા થઇને હરહમેશ જે પુરુષોએ મોટાં કામ કરીને જગતને એસાનમંદ કરી છે, તે કરી ન શકત. એશઆરામમાં જીંદગી ગાળવાથી સંકટ સામા કમર કસવાને અથવા પુરુષાર્થ કરવાને માણસો સમર્થ થતા નથી. એવા મોજીલા માણસને ખબર પડતી નથી કે દમ દઇને કામ કરવાની અને લીધેલા કામને પાર મેલવાની મારામાં અંતર્શક્તિ છે; અને જ્યાં લગી એ ગુહ્ય જ્ઞાન થયું નથી, ત્યાંસુધી એ શક્તિ તેનામાં સ્ફુરતી નથી; અને શક્તિનું સ્ફુરણ ન થવાથી તે શક્તિ ઘોર નિદ્રામાં રહે છે; અને તેમ થવાથી તેવા માણસથી કોઇપણ મહત્કાર્ય નીપજતું નથી. ખરેખર, અમે તો ધારીએ છીએ

કે દરિદ્રતા દુઃખજ નથી, પણ જીગરના જાતિ–શ્રમથી તે દુઃખ સુખરૂપ થઈ પડે છે; કારણ કે એ કઠણ દહાડામાંથી નીકળવાને માણસ દુનિયા સાથે બાથ ભીડે છે; તેમાં કેટલાએક જેઓ ટાંટીઆમાં જોર નથી રાખતા, તે ઉલટા નીચા પડે છે, નિરાંતના ઘેનમાં ઘોરે છે; પણ જે સચેત મનવાળા અને લોખંડની છાતીના હોય છે, તેઓ તો એવું યુદ્ધ મચાવી મૂકે છે કે દરિદ્રતાથી તેમનામાં ઓર દૈવત આવતું જાય છે, તેમના મનમાં દુઃખ દરિયો પાર કરવાની આશા બંધાતી જાય છે અને છેવટે જયજયકાર થઈ રહેછે. બેકન લખી ગયો છે કે, માણસને પોતાના દ્રવ્યની અને પોતાની શક્તિની સમજણ નથી. દ્રવ્યમાં મૂળ દૈવત છે, તે કરતાં તેઓ તેમાં વધારે દૈવત માને છે; અને આપ–બળમાં છે તે કરતાં તેમાં ઓછું ગણે છે. જે માણસ પોતાના પંડ ઉપર જ એતેકાદ રાખે છે, અને જેણે મન મારતાં જાણ્યું છે, તે પોતાને તુમડે જ તરવાનો, તે આપ રળેલું જ ખાશે, તે ખરી રીતે ચાકરી કરીને ભાખરી મેળવશે, અને પરસેવો ઉતારીને તેણે પેદા કર્યું હશે, તે તે વિચારીને જ વાપરશે.

એશઆરામ અને મોજ માણસને મૂળથી જ ગમે છે; અને પૈસાદાર પોતાના પૈસાવડે એ ઝટ મેળવી શકે છે; એટલું છતાં, ગર્ભશ્રીમંતને ઘેર જન્મીને, પારણામાંથી લાડમાં ઉછર્યા છતાં, વૈભવથી વિમુખ થઈને, મનુષ્ય જાતના કલ્યાણના કામોમાં આગળ પડનાર ધનવાનોને ધન્ય છે. તન, મન અને ધનના સુખનો ત્યાગ કરીને પેતરૂં કરવામાં જ વૈભવ માને છે, તેમને હજાર આફ્રીન છે. આ દેશના દોલતમંદ લોકો નિરુદ્યમી નથી, એ તેમની શોભામાં વધારો કરનારી વાત છે. તેઓ રાજ્યપ્રકરણી કામકાજમાં સારી રીતે ભાગ લે છે, એટલું જ નહિ, પણ રાજ્યનાં અને પ્રજાનાં જીવ સાટાસાટનાં જોખમી કામોમાં વધારે બહાર પડતા છે. પેનિન્સ્યુલર લડાઈના હંગામમાં એક સધૅાલ્ટર્ન અમલદાર તેની પલટણને પડખે એકલો કાદવ કીચડમાં ગોથાં ખાતો ચાલતો જોઈને કોઈએ ટપ્પો માર્યો કે, જુઓ, પેલા અઢી લાખ રૂપિયાનો દમામ ! વરસ દહાડે અઢી લાખના જાગીરદારને જુઓ ! એવી જ રીતે મન મારવાના અલૌકિક ગુણ અને સુંદર સ્વાર્પણ આપણી કોમળ અબળાઓએ હાલના વખતમાં સબાસ્ટોપોલના ઉજડ હિમ પ્રદેશમાં અને હિંદુસ્તાનના અગ્નિ વરસતા દેશમાં તાદશ બતાવી દીધાં છે. એજ પ્રમાણે ઘણા મોટા મનના ઉમદા વીરપુરુષોએ સ્વદેશની સેવામાં મોટા દરજ્જા અને દેશાઈગીરીઓ દૂર કરીને પોતાની જીંદગીને જોખમમાં નાખી છે, અને જીવ ખોયા છે. એ પ્રમાણે ધનવાનોએ પોતાનો ધર્મ બજાવ્યો છે.

તત્વજ્ઞાન અને વિદ્યાશાસ્ત્રના શાંત સાગરમાં પણ શ્રીમંત લોકો સફરો કરીને પ્રસિદ્ધિ મેળવવામાં પાછળ પડ્યા નથી. અર્વાચીન તત્વજ્ઞાનમાં બેકન અને વિદ્યાશાસ્ત્રમાં વૂર્સ્ટર, બૉઇલ, કાવેંડિશ, ટાલ્બટ અને રૉસનાં નામ **'યાવત્ ચન્દ્ર દિવાકરૌ'** તપી રહ્યાં છે, તેમાં બેકન જેમ અર્વાચીન તત્વજ્ઞાનનો ઉત્પન્નકર્ત્તા ગણાય છે, તેમજ રૉસ અમીર વર્ગનો મોટો યંત્રશાસ્ત્રી લેખાય છે. જો એ પુરુષ અમીરાતમાં અવતર્યો ન હોત તો મહાન્શોધક નરોમાં એનો વખતે પહેલો નંબર આવત, એવું એનું બુદ્ધિબળ હતું. એક મોટા લોખંડના કારખાનાનો ધણી રૉસનું લોહાર કામનું

બારીક અને પરિપૂર્ણ જ્ઞાન જોઇને એટલો રાજી થઈ ગયો કે રૉસ અમીર પંક્તિનો પુરુષ છે, એ વાતનો તે અજાણ હોવાથી, તેણે તેને પોતાના કારખાનાના ઉપરીની જગા કબૂલ કરવાને સારી પેઠે આગ્રહ કર્યો. એણે પોતાને હાથે એક મોટું દૂરબીન બનાવ્યું છે. તે રૉસ–દૂરબીનના નામથી ઓળખાય છે. એ ખરેખર એવું જંગી અને વિલક્ષણ યંત્ર છે કે એ જાતનું એના જેવું બીજું કોઇએ બનાવ્યું નથી.

પણ એ ઉચ્ચ વર્ગના નરો મુખ્યત્વે કરીને રાજ્યનીતિ અને અક્ષરશાસ્ત્રની રણભૂમિમાં છાતીભેર મજુરી કરતા માલમ પડે છે. બીજા વિષયોમાં જેમ મહેનતથી, મહાવરાથી અને મનન કરવાથી યશ મેળવાય છે, તેમજ એ પ્રકરણમાં પણ મહેનત, મહાવરા અને મનનથી મોટું નામ મળી શકે છે. તેથી આપણો વડો પ્રધાન તેમજ આપણી રાજ્યસભાના અગ્રેસર સખ્ત મજુરી કરનાર માણસો જાણવા. પામર્સ્ટન એવો જ નર હતો; અને એવા જ આપણા ડાર્બી, રસેલ, ડિઝ્રાએલી, અને ગ્લાડસ્ટન હાલ સુધી હતા. કારખાનામાં મજુરો પાસે દશ કલાકથી વધારે કામ કરાવવું નહિ, એવા ધારાઓનો લાભ આવા પુરુષો લઈ શકે નહિ; પણ રાજ્યસભામાં જ્યારે કામનો ભરાવો હોય છે, ત્યારે ઘણીએ વાર તેમને રાત્રિ દિવસ બેવડું કામ કરવું પડે છે. હાલના વખતમાં એ મહાન મજુરોમાં મહા પ્રસિદ્ધ પુરુષ સ્વર્ગવાસી સર રૉબર્ટ પીલ થઈ ગયો, એ નિર્વિવાદ વાત છે. પોતાના મગજને વિસામો આપ્યા વગર, અખંડ ઉદ્યોગમાં તે એટલી બધી વાર સુધી રોકતો કે આપણને નવાઈ લાગ્યા વિના રહે નહિ. એવો કઠણ શ્રમ કરવામાં તે પોતાના શરીરનો પણ વિચાર કરતો નહિ. તેની મનશક્તિ સાધારણ પ્રતિની હતી; પણ અથાગ ઉદ્યોગ અને નિરંતર આગ્રહ વડે એવા માણસ પણ કેવાં કેવાં પરાક્રમ કરી શકે છે, તેનું જાણવાજોગ દૃષ્ટાંત એના જીવનચરિત્ર ઉપરથી આપણને મળેછે. રાજ્યસભામાં તેણે ચાળીશ વરસ ગુજાર્યાં, તેમાં એ રાક્ષસવત્ મહેનત કરતો. તે મન, કર્મ અને વાણીમાં એકવચની હતો; અને જે કામ કરવાને તે માથે લેતો, તે સાંગોપાંગ પૂરૂં કર્યા વિના રહેતો નહિ. જે બાબત ઉપર તકરાર ચાલતી હોય, તે ઉપર જેટજેટલું લખવામાં કે બોલવામાં આવ્યું હોય, તેનું તે કેટલી સંભાળથી મનન કરતો, તે તેનાં ભાષણો ઉપરથી સિદ્ધ થાય છે. તે પોતાનું દરેક ભાષણ તૈયાર કરવામાં હદથી જાદે મજુરી કરતો; અને જૂદી જૂદી સભાઓની શક્તિ અનુસાર પોતે વર્ત્તવાને કંઈ કસર રાખતો નહિ. વળી, તે ઉપરાંત દુનિયાદારીનું વ્યવહારોપયોગી ઘણું ડહાપણ, હરકોઈ કામ કરવાને દૃઢ મન, અને ધારેલું કામ ધારેલી રીતે પાર મૂકવાને તનમનથી તે દૃઢ શક્તિ ધરાવતો હતો. એવા એવા ગુણો એનામાં બિરાજી રહેલા હતા; પણ એક વાતે તો એ ઘણાં માણસોથી ચઢીઆતો હતો. તે એ કે જેમ જેમ જમાનો આગળ વધતો જતો, તેમ તેમ તેના સિદ્ધાંતો અને વિચાર વિસ્તાર પામતા જતા; અને વૃદ્ધાવસ્થામાં બીજા કેટલાએકના વિચાર દેશકાળ પ્રમાણે વિશાળ ન થતાં સંકોચન પામતા જાય છે, તેમ સર રૉબર્ટ પીલને ન થતાં, તે તો એક મહાનુભાવ નીવડીને પરિપક્વ થવા લાગ્યો. આખર સુધી તે નવા વિચારો ગ્રહણ કરવાને સદા તત્પર રહેતો; ઘણાએક માણસો કહેતા કે હરકોઈ બાબત ઉપર એ પોતાના વિચાર બહાર પાડતાં બહુ સાવધ રહે છે; એ વાત ખરી

લાગશે, કારણકે એના જેવી ઉંચી સ્થિતિએ આવેલા ઘણા માણસો પોતાના ગયા ગુજરેલા જમાનાની એક અવાજે બેહદ તારીફ કરવા મંડી જાય છે, તેમ એ કદી પણ કરતો નહિ. ગયા કાળને સંભારીને તેનાં ખાલી વખાણ કરવાનો અને તેને માટે હાયવરાળા કરવાનો ઘણા માણસોને પક્ષઘાત જેવો માનસિક વ્યાધિ થઈ આવે છે, અને તેથી વૃદ્ધાવસ્થાનાં એવાં ઘણાં માણસો દુ:ખી અને દયાને પાત્ર થાય છે, તેમાં-થી એ મુક્ત હતો.

લૉર્ડ બ્રૂહામની અથાગ મહેનત આગળ તો આડો આંક! લોકકલ્યાણને અર્થે તેણે સાઠ વરસ ઉપરાંત સરકારસેવા બજાવી. તે દરમીઆન વિદ્યાની અનેક રણભૂમિ-માં તે ભમ્યો છે. ન્યાયશાસ્ત્ર, અક્ષરશાસ્ત્ર, રાજ્યનીતિશાસ્ત્ર અને સૃષ્ટિજન્ય પદાર્થ-શાસ્ત્ર, એ દરેકમાં તેણે પ્રવેશ કર્યો છે, અને તે સારીપેઠે ઘૂમીને શ્રમરૂપી સમશેર વડે જયજયકાર કરીને કીર્તિનો મુકુટ દરેક રણસંગ્રામમાંથી મેળવ્યો છે. કેવી યુક્તિથી તે આવો મહા પરાક્રમી નીવડ્યો, તેનું કારણ ઘણાથી સમજી શકાતું નથી. સર સામ્યુ-અલ રૉમિલીને કોઈ માણસોએ એક વાર વિનતિ કરી કે આ નવું કાર્ય છે, તો તે આપ માથે લઇને કરો તો સારૂં. તેણે ઉત્તર વાળ્યો કે, મને તો અવકાશ નથી, એટલે હું લાચાર છું; પણ એ કામ પેલા બ્રૂહામને સોંપો. એને બધાં કામ કરવાને વખત મળી આવે છે. એમાં ભેદ માત્ર એટલો જ સમજવાનો છે કે તે એક પળ પણ ન-કામી જવા દેતો નહિ; અને વળી દૈવયોગે ભીમસેન જેવું એનું વજ્રશરીર હતું. સંસાર-સાગરના પ્રવાહમાં ઘણાં ઘણાં કષ્ટ અને ઘણો ઘણો શ્રમ વેઠ્યા પછી ઘરડપણમાં વિ-શ્રાંતિ ભોગવવાને ઘણાં માણસ ઘરખૂણે ભરાઇને ખાટલામાં કે પથારીમાં પડ્યા પડ્યા ઝૂંપ્યા કરે છે, તેવી વખતે પોતાની પાછલી ઉમરમાં સૂર્યના તેજના નિયમો ક્રમે ક્રમે અને શ્રમે શ્રમે શોધ કરવા પાછળ લૉર્ડ બ્રૂહામ મંડ્યો અને પારિસ અને લંડન જેવા શહેરોના મહા સમર્થ વિદ્વજ્જન મંડળમાં તે પોતાના પરિશ્રમનું પરિણામ રજુ કરી શક્યો. આવી તરેહનો મહા ઉદ્યોગ એ મચાવી રહ્યો હતો, એજ અરસામાં 'ત્રીજા જૉર્જ રાજાના વખતમાં પેદા થએલા અક્ષરશાસ્ત્રીઓ અને વિદ્યાશાસ્ત્રીઓ'નાં સુંદર આશ્ચર્યજનક જીવનચરિત્રો તે છપાવતો હતો; અને તેજ ટાણે રાજ્યસભાના અમીર વર્ગની સભામાં બિરાજીને ન્યાયના ધારા સંબંધી તમામ કામમાં અને રાજ્યપ્રકરણી મામલામાં તે પૂર જોસથી ભાગ લેતો. સિડ્નિ સ્મિથે તેને એક વાર કહ્યું કે, ત્રણ મજબૂત માણસો જેટલું કામ કરી શકે, એટલું જો તમે એકલા કરવાનું લક્ષમાં રાખો, અને તે કરતાં વધારે કામ ન કરવું, એમ કરો તો સારૂં; પણ બ્રૂહામને કામ કરવા ઉપર એટલો બધો પ્રેમ લાગી ગયો હતો, અને લાંબા અભ્યાસને લીધે કામ કર્યા કરવાની તેને એવી આદત પડી ગઈ હતી કે ગમે તેટલી મજુરી એ કરે, તે તેને નડતી નહિ; અને તે જે કામ મન ઉપર લે, તેમાં ઉત્તમોત્તમ નીવડવાનો એટલા ભાવથી તે પ્રયત્ન કરતો કે તે ચમારના ઘર જેવી હલકી સ્થિતિમાં અવતર્યો હોત, તો તેની ઉપર જણાવેલી આદત પ્રમાણે આખા ઇંગ્લિંડમાં તે ઉત્કૃષ્ટ ચમાર છે, એવું ઠરતા સુધી તે પગ વાળીને બેસત નહિ; કહેવાની મતલબ કે ગમે તેવી હાલતમાં તે જ-ન્મ્યો હોત, તોપણ તે વર્ગમાં તે ઉત્તમ નીવડ્યા વિના રહેત નહિ, એમ ઘણાનો મત છે.

એજ વર્ગમાંથી સર એડવર્ડ બુલ્વર લિટન પેદા થયો. તે પણ જબ્બર વૈતરૂં કરનાર હતો. વાર્તા, કાવ્ય, નાટક, ઇતિહાસ, નિબંધ, ભાષણ અને રાજ્યનીતિના નિરનિરાળા વિષયોમાં એણે જે લખ્યું છે, કર્યું છે, અને જે નામના મેળવી છે, તેના કરતાં બીજા કોઇએ વિશેષ કર્યું નથી કે કીર્તિ સંપાદન કરી નથી. આરામનો અનાદર કરીને અને શ્રેષ્ઠ થવાની ઉગ્ર ઇચ્છાના જુસ્સાથી તે ડગલે ડગલે આગળ વધતો ગયો. જો માત્ર મહેનતની વાત નજરમાં રાખીને આપણે જોઇએ તો હાલ જે અંગરેજ ગ્રંથકર્ત્તાઓ છે, તેમાં કોઇએ એના જેટલું લખ્યું નથી, અને એના પુસ્તકોમાંથી જેટલું ઉચ્ચ પ્રતિનું લખાણ નીકળશે, તેટલું હાલના લખનારાઓના લખાણમાંથી નીકળનાર નથી. આવી જાતનો બુલ્વરે જે શ્રમ કર્યો છે, તે કેવળ સ્વેચ્છાથી; અને તેથી તે વધારે માનને પાત્ર છે. જે માણસ જાતે શ્રીમંત છે અને મોજમઝાનો શોખી છે, તેને તો શીકારમાં જવાનું, ગોળીના બહાર કરવાનું, અને અમનચેનમાં રહેવાનું; જીઆફ્તોમાં જવાનું, અને ગાનતાનમાં ગુલતાન થવાનું; લંડન જેવા મોજીલા શહેરમાં જયારે મોજમઝાની ભર મોસમ ચાલતી હોય તેવા વસંતના સુંદર દિવસોમાં તમાશા જોવા જવાનું અને મિત્રમંડળમાં મળવા હળવાનું; તેમ કરતાં પેટ ભરાય એટલે આસપાસના ગામોમાં પોતાના સુંદર બંગલા હોય, ત્યાં ચાલ્યા જવાનું, અને ત્યાં તૈયાર કરી રાખેલાં સ્વાદિષ્ટ પકવાન્નથી જીભને જમાડવાનું અને ગામડાની બહાર હરવા ફરવાનું અને બીજી હજાર તરેહની મોજમઝા કરવાનું; ત્યાંથી કંટાળ્યા તો પારિસ, વિયેના અને રોમ જેવાં નામાંકિત શહેરોમાં પ્રવાસ કરવાનું એવા સુખી અને ધનવાન માણસને કેટલું બધું ચિત્તાકર્ષક લાગે! એવા માણસથી કોઈપણ પ્રકારની જાતુની મહેનત મનના ઉમળકાથી, આવી આવી અમનચેનની બાજી અને મોજમઝા પડતી મૂકીને કરવાનું કદી પણ મન ન થાય. આ સઘળા વૈભવ બુલ્વરની મરજી હોત તો તે ભોગવત. એની હારના બીજા જાગીરદાર અને અમીરો જે મોજશોખમાં મગ્ન રહેતા, તે મોજશોખ તેણે પોતાના મનને વશ રાખીને ત્યાગ કર્યો અને સાક્ષર વર્ગમાં દાખલ થઇને ગ્રંથકર્ત્તાના ઉદ્યમ પછવાડે તે મચ્યો. બાઇરનની માફક તેણે પ્રથમ કાવ્ય કળામાં (જંગલનાં ફૂલ અને ફણગા) કોશીશ કરી. તેમાં તેણે હાર ખાધી. તેણે ફરી પ્રયત્ન કર્યો, અને 'ફૉકલંડ' નામની વાર્તા લખી; તેમાં પણ તેણે થપ્પડ ખાધી. આ વખત જો કોઈ નબળા મનનો માણસ હોય, તો તે લખવાનો ધંધો મૂકીને આઘો રહે; પણ બુલ્વર નિર્માલ્ય ન હતો; તે ખંતી હતો. ફતેહ પામવું જ, એવો દૃઢ નિશ્ચય કરીને તે મંડ્યો જ રહ્યો. તે સતત્ ઉદ્યોગમાં મચ્યો રહેતો, પુષ્કળ ગ્રંથો વાંચતો અને હારની બાજી હિમ્મતથી ફેરવીને પાછી જીત ઉપર તેણે આણી. ફૉકલંડ બહાર પડ્યા પછી એક વરસમાં તેણે પેલ્હામ નામની નવલ પ્રગટ કરી; અને આજ ત્રીશ ત્રીશ વરસ થયાં અનેક અનેક પુસ્તકોરુપી કિરણોનો પ્રસાર કરી બુલ્વર સૂર્યની પેઠે સ્મિતવદને ઝળકે છે.

ઉચ્ચ પ્રતિની જાહેર કારકીર્દી પ્રાપ્ત કરવાને કેટલી મહેનત કરવી પડેછે અને કેટલો આગ્રહ રાખવો પડે છે, તેનું બીજું દૃષ્ટાંત મિ. ડિઝ્રાએલી ઉપરથી મળે છે. બુલ્વરની પેઠે તેણે પણ પ્રથમ અક્ષરશાસ્ત્રમાં પુરુષાતન બતાવવા માંડ્યું; અને કેટ-

લાએ પ્રયત્ન નિષ્ફળ ગયા પછી તેની મુરાદ સફળ થઈ. 'વંડ્રસ ટેઈલ ઑફ ઑલ્રૉય' (ઑલ્રૉયની ચમત્કારિક વાત) અને 'રેવોલ્યુશનરી એપિક' (રાજ્યચક્ર વીરરસ કાવ્ય), એવા બે ગ્રંથ તેણે બહાર પાડ્યા. તેમાં એની પૂરી હાંસી થઈ, અને અક્ષરવિદ્યાના અધ્યયનમાં એનું ચિત્ત ખસી ગયું છે, એમ એનાં પુસ્તકો ઉપરથી જણાય છે, એમ લોકો કહેવા લાગ્યા. એ રસ્તો પડતો મૂકીને હવે તે બીજા વિષય ઉપર ઉતર્યો; અને તેણે કૉનિંગ્સબી, સિબિલ, અને ટાંક્રેડ નામની નવલો પ્રગટ કરી, તે ઉપરથી તેની નક્કર મનશક્તિની ખરી તુલના થઈ. આમની સભામાં પ્રથમ જ્યારે એ ભાષણ કરવા ઉભો થયો, તે વખત પણ એને શરમીંદા થવું પડ્યું હતું. માણસો કહેવા લાગ્યાં કે આડેલ્ફીની નાટકશાળામાં ભવાઈ થતી વખત, જે ચીસાચીસ પડે છે, તે કરતાં એનું ભાષણ વધારે તીવ્ર નાદવાળું હતું. એણે તો પોતાનું ભાષણ મહત્વાકાંક્ષી, બુલંદ સૂરમાં તૈયાર કર્યું હતું, તોપણ એ બાપડો એક વાકય બોલે કે તેની પાછળ તેને (અપ)માન આપવાને ખડખડ હસવાનો હોહાકાર થઈ રહ્યો જ હોય. શેકસ્પીઅર કૃત હામ્લેટ અથવા આપણા રણછોડભાઈ કૃત લલિતા જેવાં કરુણારસ નાટકને કોઈ હાસ્યજનક નાટકરૂપે ભજવી બતાવવાની મૂર્ખાઈ કરે, અને તેથી તેની જેટલી હાંસી થાય, તે કરતાં એના ભાષણથી અતોલ વિશેષ તિરસ્કાર થઈ પડ્યો. તાત્પર્ય એ કે એના ભાષણનો સત્કાર એને સંપૂર્ણ નાઉમેદી આપે એવો હતો પણ પોતાનું બોલવું પૂરૂં કરતાં, છેવટ તે એક મહાસૂચક વાકય બોલી ગયો. તેણે મહા મહેનતે તૈયાર કરેલા ભાષણ ઉપર આવી ઠઠ્ઠામશ્કરી થએલી જોઈ, તેથી તે ક્રોધના આવેશમાં બોલી ગયો કે, 'મેં ઘણી વાર ઘણી ઘણી વસ્તુઓનો આરંભ કર્યો છે, તેમાં છેવટ જતાં હું દરેક કામમાં પાર પડ્યો છું. હમણાં તો હવે હું બેસી જાઉંછું, પણ એવો વખત આવશે કે તમે જ મને સાંભળશો.' એ વખત આવ્યો જ; અને આખી પૃથ્વીમાં પહેલા દરજ્જાની આપણી રાજ્યસભાનું મન આખરે એણે કેવું હરણ કરી લીધું, તે જાણવા જેવી વાત છે; અડગ નિશ્ચય અને જુસ્સાથી કેવાં કેવાં કામ થઈ શકે છે, તેનું આ અજબ દૃષ્ટાંત છે. ડિઝ્રાએલી કેવળ ધીરજ રાખી મહેનતમાં મંડ્યો રહેવાથી મહાન કીર્તિ મેળવી શકયો. ઘણા જુવાનીઆ પહેલા સપાટાથી જ નાઉમેદ થઈ, ખૂણામાં ભરાઈ બેસીને કપાળે હાથ દઇને રડે છે, તેવો ડિઝ્રાએલી નહતો. એ તો ખંતથી મહેનત પાછળ ઉલટો મંડતો. તેનામાં જે જે દોષ હતા, તે તેણે કાળજીથી કાઢી નાખ્યા, શ્રોતા જનને કેવી કેવી બાબતો કેવી રીતે કેવી ઢબમાં મૂકી હોય, તો તે તેમને પસંદ પડશે, એ ઉપર એણે ખૂબ ધ્યાન દીધું; વકતૃત્વ–ચાતુર્યનો ચિત્ત દઇને એણે મહાવરો પાડ્યો અને જે પાર્લમેંટમાં તે બિરાજતો હતો, તે સભા સંબંધી પૂરતું જ્ઞાન તેણે મહેનત કરીને મેળવ્યું. તેણે ફતેહ મેળવવાને ધીરજથી એવું વૈતરૂં કર્યું, તો ફતેહનો ડંકો તે ધીરે ધીરે સાંભળવા લાગ્યો. પછી તો જે સભાએ એની આગળ મશ્કરી અને હાંસી કરી હતી તેજ સભા ડિઝ્રાએલી જેની હાંસી કરતો, તેની હાંસી કરતી; એટલી બધી એ સભા એણે વશ કરી લીધી. એની જે પ્રથમારંભમાં હાંસી થઈ હતી તે સૌ ભૂલી ગયા; અને હવે એ એક મહા ચતુર, અસરકારક અને પરિપૂર્ણ વક્તા છે, એમ સર્વાનુમતે કહેવાય છે.

• ઉપર જે દાખલા આપવામાં આવ્યા, તે ઉપરથી તથા હવે પછી આગળનાં પાનાંમાં જે દાખલા આપવામાં આવશે, તે ઉપરથી જણાશે કે પ્રત્યેક પુરુષ ઉત્સાહથી જાતમહેનત કરે તો તેનાથી ઘણાં કામ બની શકે છે; તોપણ એની સાથે એટલું પણ કહેવું જોઇએ કે, આ સંસાર સાગરમાં દરેક માણસ જીંદગીરુપી મુસાફરી કરેછે, તેમાં બીજાં માણસો તરફથી તેને મદદ મળેછે, તે ખરેખરી કામની થઈ પડેછે. વર્ડ્ઝવર્થ કવિએ કહ્યું છે, તે ખરૂં છે કે 'મર્દ માણસ જેમ સ્વતંત્રતાથી વર્તે છે, તેમ જ બીજા ઉપર ઘટારત રીતે તે આધાર પણ રાખે છે; ખરો નર છે, તે જેમ સ્વાશ્રયથી રહે છે, તેમ જ જરૂર પ્રમાણે તે બીજાનો આશ્રય પણ લે છે. એ બે ગુણો વિરુદ્ધ પક્ષના દેખાય છે, પરંતુ તે બંનેએ સમાધાનીથી એક સંપે સાથે ચાલવું જોઇએ.' પોપણાર્થે અને જાત સુધારાને વાસ્તે બાલ્યાવસ્થાથી તે છેક વૃદ્ધાવસ્થા સુધી સઘળાં માણસોએ બીજાં માણસોની સહાયતા લેવી જ પડી હશે; પછી થોડી કે ઘણી તે વાત જૂદી છે; અને તેમાં જે શ્રેષ્ઠ અને સ્વાશ્રયી પુરુષો છે, તેઓ તો ખુશીથી એવી સહાયતા કબૂલ કરીને મદદ દેનારનો ગુણ માને છે, એ વાતની પુષ્ટિમાં અમે સ્વર્ગવાસી આલેકિસસ ડ ટોકવીલનું ઉદાહરણ દેઇએ છીએ. એ પુરુષ બંને પક્ષે ઉંચા કુળમાં અવતર્યો હતો. એનો બાપ ફ્રાન્સનો એક નામાંકિત અમીર હતો અને એની મા માલ્સહેર્બની પૌત્રી થતી હતી. એ પ્રમાણે મોટા કુળના બળવાન વગને લીધે એકવીશ વરસની લઘુ વયમાં તે વરસેઇલ્સ ખાતે જજ–ઑડિટર નીમાયો. પણ આ મોટો દરજ્જો મેં મારા પરાક્રમના બળથી મેળવ્યો નથી, એવો વિચાર એના મનમાં કદાચ્ આવ્યો હશે; તેથી તેણે એ જગા છોડી દેવાનું મન સાથે નક્કી કર્યું, અને સંસાર સાગરમાં પોતે પોતાને જ તૂમડે તરવું, એવો નિશ્ચય કર્યો. આ વિચાર સાંભળીને કેટલાએક માણસો તો એમ જ બોલી ઉઠશે કે, કેવો બેવકૂફી ભરેલો વિચાર! પણ ડ ટોકવીલે તો હિમ્મત રાખીને ધાર્યા પ્રમાણે જ કર્યું. તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું; અને અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનમાં પ્રવાસ કરવાની તેણે ગોઠવણ કરી. તેણે 'અમેરિકાના પ્રજાસત્તાક રાજ્ય' વિષે જે મોટો ગ્રંથ બહાર પાડ્યો છે, તેમાં તેણે પોતાના પ્રવાસનું પરિણામ દર્શાવ્યું છે. એ મુસાફરીમાં એણે જે અથાગ મહેનત કરી છે, તેનો હેવાલ તેના મિત્ર અને સાથે રહેલા સોબતી ગસ્ટેવ બોમોંટે લખ્યો છે. તે લખે છે કે 'એની મૂળ પ્રકૃતિ જ આળસથી તદ્દન ઉલટી હતી. તે મુસાફરી કરતો હોય કે ઘેર રહ્યો હોય, પણ એનું મગજ સદા સર્વદા કંઇક કંઇક પણ કામમાં રોકાએલું હોય. * * * આલેકિસસને જે વાતચીત ઉપયોગી હોય, તે જ ગમતી. જે દિવસ ફોકટ જાય, અથવા જે દિવસે કંઈ કામ ન થયું હોય, તે તેને ભૂંડો દિવસ લાગતો. જરા પણ વખત વ્યર્થ જાય તો તેનો મિજાજ જતો.' ટોકવીલે પોતાના એક મિત્રને લખ્યું કે, આપણી જીંદગીમાં એવી એક પણ ક્ષણ નથી, કે તેમાં આપણે કેવળ ક્રિયારહિત થઈ શકીએ; કેમકે જુવાનીમાં તેમ જ ઘરડપણ સુધી બાહ્ય પ્રયત્ન તેમ જ અંતર પ્રયત્ન જીંદગીને પૂરેપૂરા જરૂરના છે. મારા મનથી હું એમ સમજું છું કે માણસ આ સંસારના અરણ્યમાં અખંડ પ્રવાસ કર્યા જ કરે છે; અને તે જેમ ચાલતો જાય છે તેમ વધારે ને વધારે શીત પ્રદેશની સીમામાં

આવતો જાય છે; તેથી તે જેમ આગળ ચાલતો જાય, તેમ તેણે ચાલવામાં વધારે ત્વરા રાખવી જોઇએ. એ હિમ પ્રદેશની શીતળતાથી આત્મા બહેર મારી જાય છે. આત્માનો મોટો વ્યાધિ જ એ છે; અને એ મોટી આપ્તતમાંથી બચવું હોય, તેણે મનને સદા ક્રિયાસક્ત રાખવું જોઇએ, અને વળી સંસારના કાર વ્યવહારમાં આપણા જાતિભાઇઓનો હમેશ સમાગમ રાખવો. એ પ્રમાણે મનના ઉદ્યમથી આત્માને અંતર ઉષ્ણતા પ્રાપ્ત થશે, અને મનુષ્ય-સંસર્ગથી બાહ્ય ઉષ્ણતા પણ ટકી રહેશે.

પ્રત્યેક પુરુષે પોતાના પંડ ઉપર જ આધાર રાખવો જોઇએ અને જુસ્સાથી જાત-મહેનત કરવી જોઇએ, એ બાબતમાં ડ ટોકવીલ ચુસ્ત વિચારનો હતો ખરો; પરંતુ જગતમાં સૌ માણસોને થોડીઘણી પણ પરાઈ મદદની ગરજ રહેલી છે, અને સર્વેને તેવી મદદ લીધા વગર ચાલતું પણ નથી, એ વાત એ સારી પેઠે સમજતો હતો, અને તે ખુશીથી કબૂલ પણ કરતો. એ પ્રમાણે તેને તેના મિત્રો ડ કર્ગોલે અને સ્ટોફેલ્સે જે સહાય કરી છે, અને જે સેવા બજાવી છે, તેનો તે વારંવાર ગુણ માનતો. ડ કર્ગોલેએ તેને બુદ્ધિની કેળવણીમાં મદદ કરી અને સ્ટોફેલ્સે તેનું મન દૃઢ રાખીને તેને હરવખ્ત હિમ્મત દીધા કરી હતી. તેણે ડ કર્ગોલેને એક વાર કાગળ લખ્યો, તેમાં લખ્યું કે, માત્ર તારૂં જ મન મારૂં વિશ્રામ ઠામ છે. તુંથી જ માત્ર મારા મન ઉપર ખરેખરી અસર થાય છે. અનેક પ્રકારનાં કામકાજની ઝીણી ઝીણી બાબતોમાં ઘણાએ પોત પોતાની સત્તા મારા ઉપર ચલાવે, તથાપિ કોઇપણ કાર્યના આરંભમાં પાયો ચણવામાં જે તર્ક દોડાવવા પડે છે અને વિચારોની ગૂંથણી ગૂંથવી પડે છે, તેની મૂળપીઠિકાનું મંડાણ તું જ જાણે મારામાં પ્રવેશ કરીને કરતો હોય, એમ મને લાગે છે; અને મનુષ્ય વર્ત્તનના મૂળ સિદ્ધાંતો પણ તું જ મારામાં પ્રેરતો હોય, એમ મને ભાસે છે. તેની સ્ત્રી મેરીએ તેની જે સેવા બજાવી છે, તે ખાતે પણ ડ ટોકવીલ તેનો ઘણો આભાર માનતો; કારણકે, તે કહેતો કે, હું આટલી બધી ફતેહમંદીથી જે અભ્યાસ કરવાને સમર્થ થયો, તે મારી સ્ત્રીને લીધે જ; કેમકે તેણે મારી તબીએત અને મિજાસ એવી રીતે જાળવી રાખ્યાં કે મને તેમ કરવાને ઘણી સરળતા થઈ પડી. તે કહેતો કે ઉમરાવ દિલની, મોટા મનની બાયડી હોય, તો તે તેના ધણીની વર્ત્તણુકને ઉમદા પ્રતિની બનાવે છે, અને નીચ સ્વભાવની તથા સાંકડા મનની ઓરતથી તેના ધણીની ચાલ જરૂર અધોગતિએ પહોંચે છે. તે કહે છે કે, 'મેં મારી ઉમરમાં સેંકડો એવા દાખલા દીઠા છે કે તેમાં નબળા મનના માણસે લોકોપયોગી ઉંચો સદ્ગુણ દર્શાવ્યો છે. તેનું કારણ માત્ર એટલું જ કે તેની ધણીઆણીએ તેને હિમ્મત આપીને તે કામમાંથી તેને ડગવા ન દીધો. આ કામ કરવું અને આ કામ ન કરવું, એવી સલાહ એવી સ્ત્રીઓને આપવી પડતી નથી; પણ સ્વધર્મ કેવી રીતે સાચવવો, કર્તવ્ય અને કીર્તિ તર્ફ કેવા રૂપમાં જોવું, વગેરે બાબતમાં સારી સ્ત્રી પુષ્ટિદાયક સત્તા ચલાવે છે. વળી, મારે કબૂલ કરવું જોઇએ કે ઘણી ઘણી વાર મારા જોવામાં એમ પણ આવ્યું છે કે મૂળ સ્વભાવે ઉદાર વૃત્તિ અને પરમાર્થ બુદ્ધિના પુરુષો હોય અને મહાન પુરુષના વર્ગમાં ગણના થવાને તેમનામાં કેટલીક પાત્રતા હોય, તોપણ તેમની ખાનગી સાંસારિક જીંદગી તેમની ઓરતને લીધે એવી ગતિને પામી ગઈ હોય કે તે

રપતે રપતે લોભી, નીચ મનના, હલકા અને સ્વાર્થી જીવ બની જાય છે. તેઓ છેવટ એવા કનિષ્ટ વિચારમાં ઉતરી પડે છે કે પોતાના દેશની બાબતમાં પણ માત્ર એવાં જ કૃત્ય કરવાનું ધારે છે કે જેથી તેમના પંડની હાલત વધારે સુખચેનવાળી થાય. આપ સ્વાર્થમાં દેશકલ્યાણને તેઓ ડૂબાડે છે.

ટૂંકામાં કહીએ તો માણસ જાતની ચાલનું બંધારણ હજારો સૂક્ષ્મ ચીજો ઉપર આધાર રાખે છે. દાખલાઓ નજરેનજર, હુબેહુબ જોવાથી તેમ જ ઉપદેશ અને નસીયતથી પણ મન ઉપર અને ચાલ ઉપર અસર થાય છે. જીવનચરિત્રો જોવાથી અને અક્ષરવિદ્યાના અધ્યયનથી પણ માણસ ઘડાય છે. મિત્રો અને પાડોશીઓના સમાગમની પણ તાસીર ઓર છે. જે જગતમાં આપણે રહીએ છીએ, તેથી તેમ જ આપણા પૂર્વજો થઈ ગયા છે, તેમનાં ગત થએલાં નામમાં જે ચૈતન્યદોરી રહેલી છે, તેથી પણ મન ઉપર મજબૂત અસર થાય છે. તેમનાં રૂડાં વચન અને રૂડાં કામનો વારસો આપણા મનને વરઝશમાં લાવે છે. એ પ્રમાણે જોતાં મનુષ્યની વર્ત્તણુક ઉપર અસંખ્ય બાબતોનું નિર્વિવાદ બળ પહોંચે છે. એ સિદ્ધાંત સાચો છે; તેમ જ આ સિદ્ધાંત પણ ખરો જ જાણવો કે માણસના સુખનો અને કલ્યાણનો કર્ત્તા તે પંડે જ છે; અને ડાહ્યા તથા સજ્જન પુરુષો બીજા માણસોની મદદના ગુણ ઉંચે સ્વરે ગાય છે, તોપણ ઉંડો વિચાર કરીને જોઇએ તો જણાશે કે ખરી મદદ તો પોતાની, પંડની જ હોવી જોઇએ; તો જ કામ પાર પડે અને સૌ સારાં વાનાં થાય.



# પ્રકરણ ૨ જું.

## ઉદ્યોગની રણભૂમિના નાયકો.

### નવા યંત્રો શોધનારા અને નવો માલ બનાવનારા.

---

હવેથી જગતનું ધણીપણું ઉદ્યોગ અને વિદ્યાશાસ્ત્રના હાથમાં રહેનાર છે. વિદ્યાજ્ઞાનના પંડિતો અને ઉદ્યોગી નરો, પોતાની સત્તાવડે દુનિયાને વશ કરશે.—ડ સાલ્વાન્દી.

ઇંગ્લંડમાં માત્ર ગરીબ લોકોએ જ કેવા કેવા શોધ કરીને પોતાના દેશની સેવા બજાવી છે! તેઓ જો ન હોત અથવા તેમણે એવાં પરાક્રમ ન કર્યાં હોત, અથવા તેમની શોધો જગતમાંથી કાઢી નાખવામાં આવે, તો ઇંગ્લંડની હાલત આજ કેવી હોત! વિચારો, એની કેવી દશા હોત!—આર્થર હેલ્પ્સ.

---

ઉદ્યોગ કરવામાં અખંડ જુસ્સો રાખવો, એ અંગ્રેજ પ્રજાનો એક ખરેખરો ખાસ ગુણ છે. તેમની તવારીખના પાના ઉપર એ ગુણ બહાર પડતો આપોઆપ ઝળકી રહ્યો છે. આગળની માફક હાલમાં પણ એ એમને ચુસ્ત રીતે વળગી રહ્યો છે. એ સહેનશાહતની મોટાઈ અને કળાકૌશલ્યનો પાયો ત્યાંના સાધારણ લોકના સીનાદાર ઉદ્યોગ વડે ચણાયો છે. આખી પ્રજા જબરદસ્ત ઉઠાવ કરીને આગળ વધી છે, તે તે પ્રજામાંના દરેક પુરુષના સ્વતંત્ર જુસ્સાદાર ઉદ્યોગથી. ખેડુત હો કે ઉપયોગી જણસો પેદા કરનાર કારીગરો હો, હથિયાર, ઓજાર કે સંચાકામ બનાવનાર હો, ગ્રંથકર્ત્તા હો કિંવા હુનર કામના કસબીઓ હો, ગમે તે હો પણ એવા માણસોએ વંશપરંપરા તનમનથી જે દમદાર દૈવત દર્શાવ્યું છે, તે ઉપર આખા દેશનાં અને બધી પ્રજાનાં ઊંડાં મૂળ અને મજબૂત ઉઠાવનો આધાર રહેલો છે. આ જોમદાર ઉદ્યોગનું તેજ એ બધી પ્રજાનું જીવન અથવા પ્રાણાત્મા છે, તેથી બધો દેશ ગતિમાન રહે છે; તેની સાથે વળી આપણા ન્યાયના ધારામાં અને રાજ્યના બંધારણમાં જે ભૂલચૂક અને દોષ હોય, તેનું આ અપૂર્વ ગુણના બળથી નિકંદન થાય છે, અને તેમાંથી કંઈ માઠાં ફળ થતાં તે અટકાવે છે.

આપણી પ્રજા જે ઉદ્યોગની ધુમ મચાવી રહી છે, તે જ તેની ઉત્કૃષ્ટ કેળવણી નીવડી છે. દરેક માણસ જો ધારેલા કામ પછવાડે ખાઈપીને મંડ્યો જ રહે, તો તેથી તેને બહુ ઉમદા ટેવ આવે છે, અને તેથી ઊંચી કેળવણીનાં ફળ તેને પ્રાપ્ત થાય છે. એ જેમ એક પુરુષને ફળદાયક છે, તેમજ આખી પ્રજાને પણ તે ઉત્તમ કેળવણી અને તાકત આપે છે. સ્વધર્મ અને સાચો ઉદ્યોગ એકજ રાહ ઉપર ચાલે છે; અને દૈવે એ બંને સદ્‌ગુણને સુખરૂપ સાંકળથી સાંકળેલા છે. કવિરાજ કહી ગયા છે કે સંકટ અને શ્રમ સહન કર્યાં વગર ઇંદ્રના અશોક વનમાં જવાતું નથી, એમ દેવોએ નિર્માણ કર્યું છે. પોતાના બાહુબળથી કે બુદ્ધિબળથી રોટલો રળીને ખાધો હોય, તે જેવો મીઠો લાગે છે તેવો બીજો ન લાગે, એ નક્કી જાણવું. પૃથ્વી ધાન્યરૂપી ધન આપતી થઈ છે, તે માણસની મહેનત વડે જ; અને મનુષ્ય પૂર્વની જંગલી હાલતમાંથી

સુધારા ઉપર આવ્યું છે, તે પણ મહેનતના પ્રતાપથી જ; તેમજ સુધારો ડગલાં ભરીને આગળ વધતો ચાલ્યો જાય છે, તે પણ માણસની મહેનતનું ફળ સમજવું. માણસને મહેનત ખરેખરી જરૂરની જણસ છે. મહેનત કરવી એ આપણો ધર્મ છે. મહેનત આપણા સુખને જ અર્થે નિર્માણ કરી છે. માત્ર આળસુને અને એદીને જ એ દુઃખરૂપ લાગે છે. આપણા શરીરની સ્નાયુઓ અને નસો મહેનતને માટે મુકરર થઈ હોય, એમ તેની રચના ઉપરથી લાગે છે. આપણા હાથનો ઘાટ અને બનાવટ મહેનત કરવાને લાયક કરેલાં છે, અને આપણા મગજના જ્ઞાનતંતુ અને માંસની લાળીઓ તથા લોચા મહેનતથી જ ગતિમાન રહે છે અને મહેનતને માટે જ સરજાએલા છે. એ સઘળા અવયવ અને ઇંદ્રિયો પોતપોતાનું કામ બરાબર રીતે બજાવે છે ત્યારે જ માણસને સુખ અને સંતોષ મળે છે. મહેનતમાં મચ્યા રહેવાથી માણસમાં ઉત્તમ પ્રકારનું વ્યવહારોપયોગી ડહાપણ આવે છે. વળી, આગળ વાંચવાથી વાંચનારને માલમ પડશે કે અંગમહેનતથી મજુરી કરનાર માણસ ઊંચી પ્રતિની બુદ્ધિની કેળવણીને માટે એ કારણથી નાલાયક થાય છે, એમ જાણવું નહિ.

મજુરી કરી પેટ ભરનાર માણસને મજુરી લાભકારક છે કે હાનિકારક છે, મજુરીમાં સુખ છે કે દુઃખ છે એ વિષે હ્યૂ મિલર કરતાં બીજો કોઈ વધારે જાણે એમ નથી. તે પોતાના અનુભવથી કહે છે કે કઠણમાં કઠણ કામ પણ સુખદાતા છે, અને જાત–સુધારાનું સાધન થઈ પડે છે. ખરા દિલની મહેનત માણસનો મોટામાં મોટો ગુરુ જાણવો; અને મહેનતનું સ્થળ એ ધર્મશાસ્ત્રની શાળાથી બીજે નંબરે અતિ ઉચ્ચ પ્રતિની શાળા સમજવી. શ્રમરૂપી શાળામાં માણસ કેળવાય છે, તેથી જગતમાં ઉપયોગી થઈ પડવાની તેનામાં ગતિ આવે છે. જાત ઉપર જ ભરોસો રાખવાથી માણસમાં સ્વતંત્રતાથી રહેવાની શક્તિ ઉગે છે અને આગ્રહથી મંડ્યા રહેવાની આદત આવે છે. વળી, તેનો એવો પણ અભિપ્રાય હતો કે, કારીગર લોકને પોતાનો ધંધો કરવાથી એવા પ્રકારની કેળવણી મળે છે કે, પદાર્થોનો નિરંતર પ્રત્યક્ષ અને વ્યાવહારિક અનુભવ થવાથી તેમની અવલોકન શક્તિ સારી પેઠે ઉદ્દીપન થાય છે, અને જનસમૂહના સંસર્ગથી જન–સ્વભાવનો ઘણો સત્ય અને સૂક્ષ્મ અનુભવ થાય છે, તેથી કરીને આ ભવસાગરમાં તેઓ આગળ ચાલવાને વધારે લાયક થતા જાય છે; અને બીજી કોઈ હાલતમાં અવતરવાથી જે કેળવણી માણસને મળે, તેના કરતાં આ ઉપર બતાવેલી કેળવણી માણસને ખરેખરા મર્દમાં ગણાવાને વધારે અનુકૂળ છે, એ નિઃસંશય સમજવું.

જે મહાન પુરુષોનાં નામ અમે ઉપરટપે આગળ ગણાવી ગયા, જેઓ મહેનત મજુરી અને કારીગરીના કારખાનામાંથી પેદા થઇને વિદ્યા, વેપાર, કળાકૌશલ્ય અને શાસ્ત્રોમાં નાના પ્રકારે નામના કરી ગયા છે, તે ઉપરથી જણાશે કે દરિદ્રતાની દુર્બળ દશામાં પેદા થવાથી યા મજુરીની માથાકૂટમાં આથડવાથી માણસની આડે ઘણા અંતરાય આવે, પણ તે પરિણામે ડગાવીને ખસેડી શકાય છે. જે મહાન શોધો અને કળાને લઇને આપણો દેશ આટલો બધો સુખ સંપત્તિ અને સત્તા ભોગવે છે, તે શોધો અને કળાના કારીગરો ઘણે ભાગે ગરીબાવસ્થાનાં માણસો છે, એ નિર્વિવાદ

વાત છે; અને એવા નીચા કુળના હુનરી અને શોધકોનો પ્રજાએ પોતાના સુખને માટે આભાર માનવો ઘટે છે. એ નિર્ધન માણસોએ નવિન કળા અને શોધના વિષયમાં જે જે કર્યું છે, તે બાદ કરીને બાજુ ઉપર મૂકશો, અને પછી બાકી રહેલું જે બીજા માણસોએ કર્યું છે તે જોવા જશો તો ખરેખર કાંઈ નહિ જેવું લાગશે.

દુનિયામાં જે મોટાં મોટાં કારખાનાં અને ધંધાની ધુમ મચી રહી છે, તેને પ્રથમ શોધક નરોએ જન્મ આપ્યો છે. જનમંડળની જે મોટી મોટી જરૂરની હાજતો પૂરી પડે છે, માણસો જે સંસાર સુખ અને વૈભવ ભોગવે છે, તે તમામને માટે આપણે એ પુરુષોનો પાડ માનવો ઘટે છે; કેમકે એમના જ બાહુબળ અને બુદ્ધિબળવડે આપણે હરરોજ બધી વાતે વધતું જતું સુખચેન ભોગવીએ છીએ. આપણને જે ખાનપાન અને લુગડાંલત્તાં મળે છે, આપણા મકાનોમાં જે અનેક જાતનો સરસામાન રાખીએ છીએ, આપણા ઘરનાં બારીબારણાંના કાચ અજવાળાને ઘરમાં દાખલ કરે છે અને ઠંડી તથા શરદીને રોકે છે, શેરીએ શેરીએ અને મહોલ્લે મહોલ્લે રાત્રે રોશની થાય છે તે પ્રવાહી ખનીજ પદાર્થ, આપણે જવા આવવાને જમીન ઉપર આગગાડી અને સમુદ્ર ઉપર આગબોટ ચાલે છે, આપણે જે જે ચીજો જરૂર કરીને જોઈએ તે અને આપણા એશઆરામની અનેક જણસો જે સાધનો અને સંચાવડે તૈયાર થાય છે, તે સઘળું અનેક પુરુષોની અગાધ બુદ્ધિ અને અપાર શ્રમનું ફળ સમજવું. એવા શોધ થવાથી આખી આદમ જાત આગળ કરતાં ઓર વધારે સુખી થઈ છે; અને દરેક માણસના અને પ્રજા સમસ્તના સુખમાં પ્રતિ દિવસ વધારો થતો જાય છે, એમ આપણને માલમ પડશે.

બધા સાંચાઓમાં વરાળયંત્ર મોટી પદવી ભોગવે છે. પશુઓમાં જેમ સિંહ, તેમ તમામ યંત્રોમાં વરાળયંત્ર રાજારૂપે ગણવો ઘટે છે. એ વરાળયંત્રની શોધ, જોવા જઈશું તો આપણા વખતમાં જ થઈ છે; પણ તેનો બૂટ્ટો સૈંકડો વરસ ઉપર માણસોના મનમાં ઉઠ્યો હતો. બીજી કળા અને શોધ જેમ ડગલે ડગલે આગળ વધતી જાય છે, તેમ એ યંત્રની શોધ પણ રફ્તે રફ્તે આગળ ચાલતી ગઈ. એક માણસે કંઈ કંઈ સંકટ સહન કરીને જેટલું હાંસલ કર્યું હોય, તે તે ટાણે તો ગમે એવું નમાલું માલમ પડતું, તોપણ એવું એવું તે નવી પ્રજાને સોંપીને રંગભૂમિમાંથી લોપ થઈ જતો. નવા જમાનામાં નવી પ્રજાથી જે કંઈ પુરુષાર્થ બનતું, તે પ્રમાણે તેમાં વધારો—સુધારો કરીને તે કામને વળી માણસો આગળ ધકેલતા. એ પ્રમાણે ઘણાએક જમાના અને પેઢી દરપેઢી પર્યંત એ મહાકાર્ય સાંકળની અતૂટ કડીઓથી જોડાઈને જાથુ વધતું જ જતું. એ સિદ્ધાંત અનુસાર સિકંદરાબાદના હીરોના મગજમાં પ્રથમ એ તર્ક ઉત્પન્ન થયો, તે સચેત અમર રહ્યો. પણ મિસર દેશમાં પૂર્વે મડદાંને જાળવી રાખતા; તેમની મૂઠીમાં ઘઉંનો એક દાણો મૂક્યો હોય, તે જેમ કાળે કરીને ફૂટે અને ફાલે, તેમ જ એ અપૂર્વ પ્રાચીન તર્કના કણ ઉપર અર્વાચીન પદાર્થ—શાસ્ત્રનું અજવાળું પડવાથી, તેનો ફણગો જોશથી ફૂટીને તે ઉગવા લાગ્યો. પણ જ્યાંસુધી એ વરાળયંત્ર તર્ક વિતર્કના ઘોડા ઉપર સવાર થઈને ચાલતું હતું, ત્યાંલગી તે કંઈજ નહતું. તેની હયાતી માત્ર કલ્પનામાં જ હતી; પણ અનુભવી યંત્રશાસ્ત્રના કારીગરોએ જ્યારે તે

ઉપર પોતાના હાથનો કસબ લડાવવા માંડ્યો, ત્યારે તે 'ન હતામાંથી હતું' થયું. એ અદ્ભુત યંત્રની યોજનામાં કેટલું ધીરવીરપણું રાખવું પડયું હશે, કેટલી રંજ ખેંચવી પડી હશે, કેવા અડગ ઉદ્યોગથી અડચણોને ઉડાવી દેવી પડી હશે, એ લખીએ તો એક ઉમદા ઉપદેશક વાર્તા લખાય. ખરેખર, એ વરાળયંત્રને મનુષ્યમાં રહેલા આપ-બળનો કીર્તિ-સ્તંભ અમે ગણીએ છીએ. એ કલ્પિત કીર્તિસ્તંભની આસપાસ અમે અમારા માનસિક ચક્ષુવડે લશ્કરી બાંધકામ જાણનાર સેવરી, હાર્ટમાઉથના લુહાર ન્યુકોમન, કાચ બેસાડનાર કૌલી, સંચા ઉપર નોકરી કરનાર પીટર, ઈમારતોનાં બાંધકામ જાણનાર સ્મીટન આદિક પૂજારીઓને દેખીએ છીએ; તેમાં જાણે પેલા ગણિતશાસ્ત્રનાં યંત્ર કરનાર જેમ્સ વૅાટને-એ અડગ ધીર વીરને, એ અથાગ શ્રમ કરનારને, એ મહાન મજુરને, સૌ સેવકોમાં આગળ ઉભેલો આપ-બળની આરતી ઉતારતો નજરે જોઇએ છીએ.

વૅાટ પંડે ઘણો જ ઉદ્યોગી નર હતો. દુનિયામાં જે અનુભવસિદ્ધ વાત છે, તે જ વાત એના જીવન ચરિત્રથી ખરી ઠરે છે. જન્મથી જ જે માણસમાં ઘણો જુસ્સો અને ઘણી મનશક્તિ હોય, તે માણસ મોટાં મોટાં કામ કરે છે એમ ન સમજવું; પણ જે પુરૂષ પોતાની મનશક્તિ દુર્ઘટ ખંતથી વાપરે છે; અને મહા મહેનતે, સતત્ આગ્રહથી અને અકલવાળા અનુભવથી જે ચતુરાઈ માણસ મેળવે છે, અને એવી કઠણ કાળજીથી કેળવેલી ચતુરાઈ જે માણસ પોતાના કામમાં ખરચે છે, તે મહત્કાર્યનો કર્ત્તા થઇ પડે છે. વૅાટના વારામાં વૅાટને ગજવામાં ઘાલીને ફરે એવા વિદ્વાન નર ઘણા હતા; પણ વૅાટ જેટલું જાણતો હતો, તે બધું જ્ઞાન વ્યવહારોપયોગી કામમાં વાપરવાને તે જીવ ઘાલીને જેટલી મહેનત કરતો, તેટલી મહેનત પેલા વિદ્વાનોથી થતી નહિ. મુદ્દાઓ અને મુશ્કેલીઓ શોધી કાઢીને સમજવામાં એ અપાર આગ્રહી હતો. માણસને હર કોઈ કામ પાર મૂકવામાં જે ઊંચા ગુણોનો ખપ પડે છે, તે સઘળા ગુણોનો અને મનશક્તિનો મુખ્ય આધાર બુદ્ધિપૂર્વક લક્ષ રાખવાની ટેવ ઉપર રહેલો છે. બુદ્ધિપૂર્વક લક્ષ રાખીને કામ કરવાની ટેવ તેણે ખૂબ કાળજીથી કેળવી. મિ. એજવર્થ એવો અભિપ્રાય જણાવે છે કે મનુષ્ય પ્રાણીમાં ન્યૂનાધિક બુદ્ધિ દેખાય છે—એક માણસમાં વધારે અને બીજામાં કમઅકલ જણાય છે, તેનો ભેદ એટલો જ સમજવો કે ચિત્તને એકાગ્ર રાખીને કામ કરવાની જેને વહેલી કેળવણી મળેલી હોય, જે પોતાના મનને ઠેકાણે રાખીને ચિત્ત ચોંટાડીને કામ કરતાં શીખ્યો છે, તે બુદ્ધિમાં બહાર પડશે. મૂળથી મનુષ્ય જાતની મનશક્તિમાં કાંઈ મોટો ભેદ છે એમ ન જાણવું; મનને સ્થિર રાખી કામ કરવા-ન કરવાથી માણસ માણસમાં ફેર પડી જાય છે.

વૅાટ છેક છોકરવાદ હતો અને રમકડે રમતો, ત્યારે પણ તેને રમકડાંમાંથી ઘણું નવું જાણવાનું જડતું. તેનો બાપ સૂતારનો ધંધો કરતો. પૃથ્વી અને આકાશના ગોળાઓ ઉપર ગૃહ, ઉપગૃહાદિની ઊંચાઈનું માપ જાણવાને પીતળના આંકાવાળાં માપ તેની દુકાનમાં પડ્યાં હતાં, તે વૅાટના હાથમાં આવવાથી ખગોળવિદ્યા અને દૃષ્ટિશાસ્ત્ર ભણવાનું તેને મન થયું. તે એક વાર માંદગીમાં સપડાઈ જવાથી પ્રાણીઓના અવયવો અને તેમના વ્યાપારનું જ્ઞાન મેળવવા મંડ્યો. તે ગામડામાં બહાર જંગલમાં

એકલો ફરવા જતો, તે ઉપરથી વનસ્પતિવિદ્યા અને ઇતિહાસનું તે અધ્યયન કરવા લાગ્યો. તે જેવામાં ગણિતવિદ્યાના ખપનાં હથિયાર બનાવવાનો ધંધો કરતો હતો, તેવામાં હાથે કુંચીઓ દબાવીને પવનના જોરથી વગાડવાનું વાજું બનાવવાનું કામ તેને કોઇએ સોંપ્યું. એને ગાયનને માટે કંઈ શોખ કે સમજ નહતી, તોપણ આ કામ આવી પડવાથી તે સૂર મેળવતાં સારી પેઠે શીખ્યો, અને એ મોટું વાજું તેણે ફતેહમંદીથી પૂરૂં કર્યું. તેજ પ્રમાણે ગ્લાસગોની પાઠશાળામાં ન્યુકોમનનું નાનું વરાળયંત્ર હતું, તે સમું કરવાને વૉટને સોંપ્યું, તો એ બીડું પણ એણે તરત ઝડપ્યું; અને એ સમયે ઉષ્ણતા, વરાળ અથવા બાફ, જમાવટ અથવા સંઘટ્ટન વગેરે વિષયો વિષે જેટલું જાણવામાં હતું, તે બધું તેણે અભ્યાસ કરીને જાણી લીધું. એ અભ્યાસની સાથે જ યંત્રશાસ્ત્રના નિયમો અને યંત્રો બનાવવાની સમજણ મહા ખંતથી મંડ્યા રહીને તેણે મેળવી લીધી. તેણે બાફને જમાવટ કરવાનું જે વરાળયંત્ર બનાવ્યું, તેમાં તેણે ઉપર જણાવેલાં અનેક અનેક શાસ્ત્રોનું જ્ઞાન મેળવ્યું હતું, તેનો સાર, ફળ અને ફાયદો તેણે બતાવી આપ્યો.

દશ દશ વરસ સુધી તે એ યંત્ર પછવાડે મંડ્યો ને મંડ્યો જ રહ્યો,—નવી નવી યોજનાઓ, નવી નવી યુક્તિઓ અને શોધ પાછળ એટલો લાંબો કાળ એણે કાઢ્યો, તેમાં એ બિચારાને કોઈ કંઈપણ આશા આપીને ઉત્તેજતું નહિ, કે કોઈ મિત્ર એની પીઠ થાબડે એમ નહતું. એ પ્રૌઢ કામ પાછળ એ લાગુ રહ્યો, તે દરમિયાન તે ગ્રહ ઉપગ્રહની ઉંચાઈ જાણવાનાં માપ બનાવીને વેચતો. સારંગી, પાવા અને બીજાં વાદિત્રો તે નવાં તૈયાર કરતો, અથવા કોઇનાં સમારવાને આવે, તો તે સમારી આપતો; સલાટ અને કડીઆ કામની ભરતરી કરતો; રસ્તાની માપણી કરતો; પાણીની નહેરો બનાવવા ઉપર તે દેખરેખ રાખતો; અને એ પ્રમાણે જે કંઈ કામ એને હાથ આવતું, અને જેમાંથી ખરી રીતે બે પૈસાની પ્રાપ્તિ થાય, તેવું હરેક કામ કરીને તે પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતો. છેવટે વૉટને પોતાના મહા કાર્યમાં આશ્રય આપનાર એક યોગ્ય ભાગદાર મળી આવ્યો. બર્મિંગામનો માથ્યુ બોલ્ટન ઉદ્યોગનાં કારખાનાંનો એક પ્રસિદ્ધ નાયક હતો. એ એક મહા ચતુર, દમદાર અને દીર્ઘદૃષ્ટિવાળો પુરુષ હોઇને વૉટના વરાળયંત્રને કારખાનાના કામમાં વાપરવાને તેણે તન મનથી સાહસ કરવાનું બીડું ઝડપ્યું. એ મહા કાર્યમાં એ બંને* નરે જે નામ મેળવ્યું છે, તે લોક વિખ્યાત છે.

ઘણા ચતુર શોધકોએ વપ્તાવપ્ત વરાળયંત્રને નવી ગતિ અને શક્તિ આપી છે; અને ઘણા ઘણા ફેરફાર કરીને એ યંત્રને ઘણુંકરીને બધી જાતનાં કારખાનાંમાં દાખલ કરી દીધું છે. મોટાં સંચા કામ ચાલતાં કરવામાં, વહાણો ચલાવવામાં, અનાજ દળવામાં, ચોપડીઓ છાપવામાં, ટંકશાળમાં શિક્કા પાડવામાં, લોઢું ટીપવામાં, સજવામાં અને ફેરવવામાં એ યંત્ર કામ લાગે છે. ટુંકામાં કહીએ, તો જે જે ઉદ્યોગશાળામાં

---

* આ પુસ્તક અંગરેજીમાં પહેલું છપાયું, તે પછી 'બોલ્ટન તથા વૉટના ચરિત્રો'માં આ લેખકે એ બંને પ્રસિદ્ધ પુરુષોનાં પરાક્રમ અને વર્ત્તણુકનું વિગતવાર ચિત્ર આળેખવાની કોશિસ કરી છે.

મહેનત મજુરી અને શક્તિની જરૂર છે, તે દરેક ઠેકાણે એ સંચો કામ આવેછે. એ સંચામાં ટ્રૂવિથિકે જે સુધારો કર્યો છે, તે ખરેખર કામનો છે; તેમાં છેવટે જૉર્જ સ્ટીવન્સને અને તેના છોકરાએ સંપૂર્ણ સુધારો કરીને લોઢાની સડક ઉપર ચલાવવાનો વાહક અગ્નિરથ બનાવ્યો; તેથી જનમંડળમાં અતિ અગત્યનાં અવસ્થાંતર થઈ ગયાં. વૉટે સ્થાયી વરાળયંત્ર બનાવ્યું અને તેથી જન સમૂહના સુધારા વધારાને જે લાભ થયા છે, તેના કરતાં આ વાહક વરાળયંત્રથી મોટા મહત્વના લાભ નીપજ્યા છે. એ પ્રમાણે એ બે પુરુષના પરાક્રમથી એક એકથી વિશેષ ફળ ઉત્પન્ન થયું છે.

વૉટના શોધથી કારખાનાં ચલાવનાર મોટા વેપારીઓના હાથમાં લગભગ પાર વિનાની સત્તા આવી ગઈ. એની શોધથી પહેલો મોટો ફાયદો તો એ થયો કે કપાસ લોઢવાનું કારખાનું ઉઘડ્યું. આ મોટા કામ સાથે નિકટનો સંબંધ રાખનાર,—આ મહાન ઉદ્યોગ—શાળાનો પાયો નાખનાર બેશક સર રિચર્ડ આર્કરાઈટ હતો. તેની યાંત્રિક શોધકશક્તિના કરતાં પણ એવા કામકાજમાં તેનું વ્યવહારોપયોગી શાણપણ અને જુસ્સો વધારે જાણવાજોગ હતાં. જેમ સ્ટીવન્સન અને વૉટને માથે વાદળ ધસી આવ્યું હતું, તેવી જ રીતે સર રીચર્ડ આર્કરાઈટને માથે પણ થયું હતું. રૂ કાંતવાના સંચાનો શોધ ખરેખર આર્કરાઈટે કર્યો છે, એ બાબત સામાવાળીઆ વાંધા ઉઠાવવા લાગ્યા. સાચી વાત તો એમ લાગે છે કે જેમ વૉટે વરાળયંત્રને જન્મ આપ્યો, સ્ટીવન્સને વાહક અગ્નિરથ પેદા કર્યો, તેમજ રૂ કાંતવાનો સંચો બનાવવાનું સામર્થ્ય આર્કરાઈટે દેખાડ્યું. તે વખત શોધકબુદ્ધિની દેશમાં કાંઈ ખામી નહતી; પણ તે બુદ્ધિનાં કિરણ વિખરાતાં વિખરાતાં પ્રસર્યાં હતાં, તે આર્કરાઈટે એક કેંદ્રમાં ભેગાં કર્યાં, અને તે પ્રકાશના પ્રભાવવડે તેણે એક સ્વતંત્ર, નવીન શોધ કર્યો. આર્કરાઈટની પહેલાં ત્રીશ વરસ ઉપર બર્મિંગામના લ્યુઈ પૉલે સરકાર પાસેથી સનદ મેળવીને લાકડાના વેલણવડે કાંતવાનો બુટ્ટો ઉઠાવ્યો હતો; પણ તેણે જે સંચા બનાવ્યા, તે ઝીણી ઝીણી બાબતોમાં એવા તો અધૂરા હતા કે એ ચલાવવામાં કંઈ નફો ન રહ્યો, અને તેથી એ શોધ તો નિષ્ફળ ગયો. લેઈ ગામનો ટૉમસ હાઈઝ નામનો એક અપ્રસિદ્ધ કારીગર જાળીદાર લાકડાથી વણકરનું કામ કરતો હતો, તેણે પાણીના રેંટથી રૂ કાંતવાનો સંચો શોધી કાઢ્યો, પણ તેથીએ કાંઈ લાભ થયો નહિ.

જ્યારે ઉદ્યોગ અને વેપાર ધમધોકાર ચાલતા હોય છે, તે વખત અમુક જણસોનો લોકોમાં ઘણો ખપ જાગે છે; તે ખપ પ્રમાણે કારીગરોથી માલ પૂરો પાડી શકાતો નથી, ત્યારે તેની અછતને લીધે લોકોમાં પોકાર ઉઠે છે. એવા સમયમાં શોધકબુદ્ધિના પુરુષોનાં મન એ વિચારથી ચોગરદમ સ્ફુરી રહે છે. વરાળયંત્ર, નિર્ભય દીવો, વીજળીનો તાર અને બીજા જે જે શોધ થયા છે, તે દરેક વખતે ઉપર પ્રમાણે બન્યું છે. ઘણા શોધક નર નવા શોધને જન્મ આપવાને કષ્ટાયા કરે છે. છેવટ કોઈ વિશાળ મનરૂપી ગર્ભસ્થાનવાળો પુરુષ, જે દૃઢ મન અને દૃઢ શરીરનો કામકાજમાં કુશળ હોય છે, તે તરતજ શોધરૂપી બાળકને જન્મ આપેછે, તેને બુદ્ધિના તેજ વડે શુદ્ધ કરેછે; અને પછી ફતેહના ડંકા. એમ થવાથી પેલા નાના મનના શોધક પુરુષોમાં મોટો પોકાર પડી રહેછે કેમકે તેઓ જાણેછે કે અમે પાછળ પડી ગયા; અને એજ કારણથી વૉટ,

**સ્ટીવન્સન** અને **આર્કરાઈટ** જેવા ઉપયોગી અને વિજયી શોધક નરોની સામા શત્રુઓ ઉભા થાય છે અને તેમને પોતાની પ્રતિષ્ટા અને હક જાળવવાને કમર કસવી પડે છે.

આપણા ઘણાખરા યંત્રકામ કરનારા નીચ કોમમાંથી નીકળ્યા છે; તેમજ **આર્કરાઈટને** માટે પણ જાણવું. તે ઈ. સ. ૧૭૩૨ માં **પ્રેસ્ટન** ગામમાં જન્મ્યો હતો. એનાં માબાપ ઘણાં ગરીબ હતાં, તેમને પેટે તેર છોકરાનું લ્હારૂ હતું. તેમાં **આર્કરાઈટ** સૌથી નાનો હતો. તેણે નિશાળનું મોઢું તો કદી જોયું જ ન હતું. પોતાના પંડથી જેટલું બન્યું, તેટલું તે માત્ર ભણ્યો. મરતા સુધીમાં તે મહા મહેનતે માત્ર લખી જાણતો. જ્યારે તે નાનો હતો, ત્યારે વાળંદને ત્યાં વતુ કરતાં શીખવાને તે રહ્યો. એ ધંધો એને આવડ્યો એટલે તે **બોલ્ટન** ગામમાં ગયો; ત્યાં તેણે ભોંય નીચેનું એક ભંડક દુકાન કાઢવાને ભાડે લીધું. તે ઉપર એક પાટીઉં લગાવી દઈને, તેમાં તેણે જણાવ્યું કે, 'નીચેના ભંડકમાં બેઠેલો હજામ ચાર પૈસે અચ્છી હજામત કરશે. જેને આવવું હોય, તે આવો.' ગામના બીજા વાળંદોને માલમ પડયું કે આપણાં ઘરાક ઘટવા માંડ્યાં, તેથી તેમણે પણ પોતાનો ભાવ ઘટાડીને એની બરાબર રાખ્યો. એમ થયું એટલે પોતાના રોજગારમાં ફાવ્યો રહેવાના ઈરાદાથી **આર્કરાઇટે** 'બે પૈસે ચોકખી હજામત' કરવાની જાહેરખબર બહાર પાડી. એ પ્રમાણે થોડાંએક વરસ વીત્યાં; પછી **આર્કરાઈટ** ભોંયરામાંથી બહાર નીકળ્યો; અને ગામેગામ ફરીને વાળ વેચવા–સાટવાનો ધંધો કરવા લાગ્યો. એ જમાનામાં બાલ–ટોપી પહેરવાનો ચાલ હતો; અને જે વાળંદો વાળની ટોપી બનાવીને વેચતા, તેમનો રોજગાર સારો ચાલતો. **આર્કરાઈટ** ગામેગામ ભમીને ટોપીને માટે વાળ લઈ આવતો. **લાંકાશિયર** પરગણામાં ઠામ ઠામ મેળા ભરાતા; ત્યાં જુવાન સ્ત્રીઓ આવીને પોતાના માથાના લાંબાં લાંબા વાળની વેણીઓ વેચતી. એ ઠેકાણે **આર્કરાઈટ** હરવખ્ત જતો અને એવાં સાટાંપાટાં કરવામાં તે બહુ ફાવતો, એમ કહેવાય છે. તે વળી વાળને દેવાનો એક જાતનો બનાવટી રંગ વેચતો. તે ઘણી ચતુરાઈથી બાલ ઉપર ચોપડતો, તેથી તેનો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો. તે આવો ધામધુમીઓ હતો અને જ્યાં ત્યાં ઘુસતો, તોપણ તે કંઈ પૈસા પેદા કરી શક્યો નહિ; તે તેનું ગુજરાન માત્ર ચલાવી શકતો.

બાલ–ટોપી અથવા બાલ–ચોટલો પહેરવાની રીત ફરી જવાથી વાળની ટોપી બનાવનાર વાળંદોનો ધંધો ભાગી પડ્યો. **આર્કરાઈટનું** મન મૂળથી જ યંત્રકામની કારીગરી તર્ફ વળેલું રહેતું, તેથી તે એવા શોધો પાછળ લાગ્યો. તે વખત એવા શોધકોને લોકો જાદુગર કહેતા; તેવા જાદુગર થવાનું તેણે ધાર્યું. રૂ કાંતવાનો સંચો બનાવવાને એ વેળાએ ઘણે ઠેકાણેથી મહેનત થયા જ કરતી; અને બીજા માણસોની પૂઠે પોતે પણ એવા સંચાનો શોધ કરવાને પ્રયત્ન કરવા મંડ્યો. જે માણસો જાતમહેનતથી જ શીખેલા હોય છે, અને એક જ વિચાર તર્ફ જેમનું મન વળેલું હોય છે, તેવા શોધક માણસોની માફક કોઈ અખંડ ગતિવાળો સંચો શોધી કાઢવા પાછળ **આર્કરાઈટ** તેની નવરાશનો તમામ વખત ગાળવા લાગ્યો; અને જો એવો સંચો બનાવી શકાય, તો પછી તે ઉપરથી રૂ કાંતવાનો સંચો બનાવવો, એ સહેલું છે. એ પ્રયોગો પાછળ તે એટલા **આગ્રહથી** મંડ્યો કે તેનો રોજગાર રઝળવા લાગ્યો; જે બે

પૈસા તેણે બચાવ્યા હતા, તે બારેવાટ થઈ ગયા, અને અન્નને અને દાંતને વેર પડવા લાગ્યું. તે પરણેલો હતો. આ પ્રમાણે ધંધો મૂકીને ગાંડા થઈને ગર્થ ગુમાવવું અને વખત વાપરી નાખવાનું તેની વહુથી ખમાયું નહિ. તેને બહુ કાળ ચઢી ગયો, તેથી ઘરમાંથી બધા દુ:ખનું મૂળ કાઢવાના વિચારથી તેણે એકદમ આર્કરાઈટના યંત્રના નમુનાને લઈને તેના ચૂરેચૂરા કરી નાખ્યા. પણ તેની ધારણા પાર પડી નહિ. આર્કરાઈટ મહા મમતી માણસ હતો; વળી, તે ધારેલું કામ અતિ ઉમંગથી કરતો. તે તેની ધણીઆણીની આવી વર્તણુક જોઈને અત્યંત રોષે ભરાયો, અને તેનાથી નોખો પડ્યો.

આર્કરાઈટ જે વખત ગામેગામ ફરતો, તેવામાં તેને વૉરિંગ્ટન ગામના કે નામના ઘડીઆળી સાથે ઓળખાણ થયું હતું. તેના અખંડ ગતિના સંચાના કેટલાએક ભાગ કેએ તેને કરી આપ્યા હતા. વેલણ જો નિરંતર ફર્યા કરે, તો કાંતવાનું કામ બની આવે, એમ કેએ તેને કહ્યું હશે, એમ લાગે છે. વળી, એમ પણ કહેવાય છે કે લોઢાના બે પાટા વચ્ચે એક ધગધગતા લોઢાના કટકાને કાઢઘાલ કરવાથી પેલો લાલચોળ કટકો લાંબો થાય છે: તે અકસ્માત્ તેના જોવામાં આવવાથી, તેને કાંતવાનો સંચો કરવાનો વિચાર આવ્યો. ગમે તે કારણથી એ વિચાર એના મનમાં આવ્યો હોય, પરંતુ એ ખ્યાલ એના મનમાંથી ખસ્યો જ નહિ, અને ચામ જુની પેઠે ચોંટી જ રહ્યો; અને કે એને હવે વિશેષ સહાયતા કરી શકે એમ ન હતું, તેથી એ કાર્ય કેમ સિદ્ધ થાય, તેની ક્રિયા પાછળ પંડે લાગુ થયો. હવે તેણે વાળ વીણવાનું કામ પડતું મૂકયું; અને પોતાનો સંચો પૂરો કરવા પાછળ ખાઈ પીને મંડ્યો. તેનો એક નમુનો તેના કહેવા પ્રમાણે કેએ તેને કરી આપ્યો, તે તેણે પ્રેસ્ટનની ફ્રીગ્રામર શાળાના એક ઓરડામાં મૂકયો. તે એ ગામનો વતની હતો અને ઘરબારી હતો. તેવામાં ચૂંટણી કરવાનો વખત આવ્યો. તેમાં ભારે મતભેદ પડ્યો. તેમાં સેનાપતિ બરગૉઈનની ઉમેદવારી બહાલ રહી, તેમાં એ મત આપવાને હાજર થયો હતો. પણ તે એવો દરિદ્રાવસ્થામાં હતો, અને તેનાં લૂગડાં એવાં ચીંથરેહાલ હતાં કે કેટલાએક માણસોએ ભેગા થઈને કંઈક ઉઘરાણું કરીને એને કપડાં અપાવ્યાં, ત્યારે તે મત આપવાના મકાનમાં ઠીકઠાક વેશે આવવાને શક્તિમાન થયો. ગામમાં ઘણા મજુરો અંગમહેનતથી હાથમજુરી કરીને પોતાનું પેટ ભરતા, તેવે ઠેકાણે આવા સંચાનું પ્રદર્શન કરવું એ જોખમ ભરેલો પ્રયોગ હતો. જે નિશાળના ઓરડામાં એ યંત્ર ગોઠવવામાં આવ્યું હતું, તે મકાનની બહાર વખ્તાવખ્ત ભય ભરેલા પોકાર તેના કાન ઉપર પડતા. કેએ કપડાં વણવાના કામમાં એક એવી રચનાની શાળ શોધી કાઢી કે તાણો વણાતો વણાતો એક છેડે પૂરો થાય કે તે તરત જ તે કપડામાં બીજી હારમાં જ્યાં તાણો આવવો જોઈએ, તે ઠેકાણે તે દાખલ થતો. એમાં કોઈ જાતની મહેનતનો ખપ પડતો નહિ. એટલો શોધ કરવાથી મજુર લોકોએ તેને ઘેરી લીધો અને એને માથે એટલી પીસ્તાળ પાડી કે, તેને લાંકાશિયર પરગણું છોડીને નાસી જવું પડ્યું. વળી બાપડા હાર્ગ્રીવ્સે કાંતવાનો સંચો બનાવ્યો હતો, તે બ્લાકબર્ન ગામના વસવાયા લોકોએ મળીને થોડી મુદ્દત ઉપર ભાગીને કટકે કટકા કરી નાખ્યા હતા. એ બંને બનાવ આર્કરાઈટને સાંભરતા હતા, તેથી તેણે પોતાના નમુનાની પોટલી બાંધીને કોઈ નિર્ભય

જગાએ લઈ જવાનો નિશ્ચય કર્યો. તે હવે નૉટિંગામ ગયો. ત્યાંના કેટલાએક શરાફ અને શાહુકારોમાં નાણાંની મદદને માટે તે ફર્યો. એ નવા શોધથી જે નફો મળે, તેમાં ભાગ આપવો એવી આર્કરાઇટ સાથે શરત કરીને મેશર્સ રાઇટે તેને નાણાંની અમુક રકમ આપવાની હા કહી. પણ એ શાહુકારોની ધારણા પ્રમાણે ટુંકી મુદ્દતમાં એ સંચાનું કામ સંપૂર્ણ ન થવાથી, મેશર્સ સ્ટ્રટ અને નીડની પાસે જવાને તેમણે આર્કરાઇટને સલાહ આપી. એ બે ગૃહસ્થોમાંથી મિ. સ્ટ્રટ તો એવી શોધક બુદ્ધિનો પુરુષ હતો કે તેણે પગે પહેરવાનાં સૂતરનાં મોજાં વણવાનો સંચો બનાવ્યો હતો, અને તેનો હક પોતે સરકારમાંથી મેળવ્યો હતો. તેણે આર્કરાઇટનો સંચો જોઈને તરત જ તેની કીમત પોતાના મન સાથે કરી. તેણે આર્કરાઇટ સાથે સહીઆરો ભાગ રાખ્યો. હવે આર્કરાઇટનો દિવસ ફર્યો. 'નૉટિંગામના ઘડીઆળી રિચર્ડ આર્કરાઇટ'ના નામથી તેમણે પરવાનો લીધો. તેમાં જાણવાજેવી વાત એ છે કે, જે વરસમાં વૉટે વરાળયંત્રના હકનું સ્વામિત્વ મેળવ્યું, તે જ સાલમાં એટલે ઈ. સ. ૧૭૬૯ માં આર્કરાઇટ પણ એવો હક મેળવ્યો. પ્રથમ તો ઘોડા પાસે કામ લઈને રૂ કંતાય એવો સંચો નૉટિંગામમાં તેમણે કાઢ્યો; પણ થોડી મુદ્દત વિત્યા બાદ એક મોટા પાયા ઉપર બીજો મોટો સંચો તેમણે ડાર્બીશિયર પરગણાના ક્રૉમફર્ડ ગામમાં દાખલ કર્યો. તે ઘોડાને બદલે પાણીના રેંટથી ફરતો હતો. એ જ કારણથી રૂ કાંતવાના સંચાને રેંટ સંચો પણ કેટલાએક કહેછે.

પણ વાસ્તવિક જોવા જઇએ તો હવે જ આર્કરાઇટને ખરેખરી મહેનત કરવાની આવી પડી. તેનો સંચો બરાબર રીતે, નિર્વિઘ્ને ચાલુ રહે, તેવો કરવાને ઘણી ઝીણી ઝીણી બાબતો હજુ તેણે તપાસવાની હતી. એ સંચામાં તે નિરંતર ફેરફાર કર્યા જ કરતો; તેમાં સુધારો અને વધારો થએ જ જતો; અને છેવટે તે સંપૂર્ણ દશામાં આવીને ઉપયોગી અને ફળદાયક નીવડ્યો. પણ લાંબી મુદ્દત સુધી, ઘણી ધીરજ રાખી શ્રમના રણ–ક્ષેત્રમાં મહા યુદ્ધ કર્યું, ત્યારે જ ફતેહનો વાવટો તેને હાથ આવ્યો. કેટલાંએક વરસ સુધી તો આ તરંગી ધંધામાં પડવાથી તેને નુકસાન થયું અને તે મનભંગ થઈ ગયો; કારણ કે કંઇપણ ફળ પ્રાપ્તિ વિના નાણાંની મોટી મોટી રકમો એ કામમાં ગુમ થઈ જતી. પણ જ્યારે જય–ધ્વજ ફરકવા માંડ્યો, ત્યારે જે દુઃખ માથ્યુ અને બોલ્ટનને માથે પડ્યું હતું, તે તેને માથે પણ આવી પડ્યું; એટલેકે, માથ્યુ અને બોલ્ટને વરાળયંત્રનો શોધ કરીને જે મોટો લાભ મેળવવાને તેઓ હકદાર થયા હતા, તે જડમૂળમાંથી ઉખેડી નાખવાને કૉર્નવેલના ખાણીઆ–મજુરો તેમના ઉપર તૂટી પડ્યા, તેવી જ રીતે આર્કરાઇટના પરવાનાના પુરજે પુરજા કરી નાખવાને લાંકાશિયરના વણકર અને શાળવીઓ આર્કરાઇટ ઉપર ધસી આવ્યા. અંગમહેનતથી મજુરી કરનાર લોકનો આર્કરાઇટ તો દુશ્મન છે, એવા એની સામા પોકાર ઉઠ્યા; અને ચોર્લી ગામની પાસે તેણે એક સંચો ઉઠાવ્યો; તેના રક્ષણને માટે ગામના બંદોબસ્તને વાસ્તે જે સિપાઇઓ રહેતા, તેની તેમજ લશ્કરી સિપાઇઓની જબરી ટુકડીઓ ખડી હતી, છતાં તેમની નજર આગળ મજુરલોકોએ તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. તેના કારખાનામાંથી જે માલ નીકળતો, તે બજારમાં બેનમુન છે, એમ સૌ કબૂલ કરતા, પણ તે કોઈ ખરીદ કરતા નહિ. પછી લોકો આર્કરાઇટના સંચા જેવા સંચા

વાપરવાને તૈયાર થયા; પણ આર્કરાઈટે જે પરવાનો મેળવ્યો હતો, તેના હકના પૈસા તેને આપવાની તે લોકોએ ના પાડી, અને ઇનસાફની અદાલતમાં તેને ખુવાર કરવાની દાનતથી તેઓ એકસંપી થયા. ન્યાયી મનના માણસોને તો આ સાંભળીને ત્રાસ ઉપન્યો, પણ તે બાપડા શું કરે? આર્કરાઇટે પ્રથમ શોધ પંડેજ કર્યો હતો, તેનો હક તેણે મેળવ્યો હતો, તે હક અદાલતમાં ખોટો ઠર્યો! અદાલતમાં તજવીજનું કામ પૂરૂં થયું, તે વેળાએ એના સમાવાળીઆ એક વીશીમાં રહેતા હતા; ત્યાં થઇને આર્કરાઇટ જતો હશે, તે વખત પેલામાંથી એક જણ તે સાંભળે તેમ બોલી ઉઠયો કે, 'ચાલો, ત્યારે હવે આપણે પેલા બૂઢા વાળંદના તો બાર વગાડ્યા!' આર્કરાઇટે ધીરજ રાખીને ઉત્તર વાળ્યો કે, ના, ના, રખે તમે એવું ધારતા. હજુ મારી પાસે એક સજીઓ છે. તે તમને બધાને સજ કરશે. તેણે લાંકાશિયરમાં, ડાર્બિશિયરમાં, અને સ્કૉટલંડના ન્યુ લેનાર્કમાં નવાં કારખાનાં દાખલ કર્યાં. સ્ટ્રટ સાથે તેણે સહીઆરો વેપાર કરવા માંડ્યો હતો, તેની ઠરાવેલી મુદ્દત પૂરી થતાં, ક્રૉમફર્ડમાં કાઢેલાં કારખાનાં પણ એના હાથમાં આવ્યાં. તેના સંચાથી એટલો બધો માલ નીપજતો અને તે એવી સુંદર પ્રતિનો હતો, કે ટુંક મુદ્દતમાં એ વેપારનો કુલ કાબુ આર્કરાઇટના હાથમાં આવ્યો. ભાવની તેજી મંદી પણ એની જીભ ઉપર આવી રહી, અને રૂ કાંતવાનાં તમામ કારખાનાનાં મોટાં કામની દોરી એના હાથમાંજ રહી હતી.

આર્કરાઇટની ચાલચલગત જબરદસ્ત કૌવતદાર હતી. તે અડગ હિમ્મતવાળો હતો. તેનામાં દુનિયાદારીની સમજણ પણ સારીપેઠે હતી; અને વેપાર ધંધો અને કામકાજ કરવાની શક્તિ તો જન્મથી લઇને જ જાણે તે અવતર્યો હોયની, એમ લાગેછે. તેનાં પોતાનાં અનેક કારખાનાં ઉઠાવવાના અને ચલાવવાના સંબંધમાં એક વેળા તેને નિરંતર સખ્ત મહેનત કરવી પડી હતી; અને તેમાં તેને કોઈ કોઈ વખત તો સવારના ચાર વાગ્યાથી રાતના નવ વાગ્યા સુધી અબાઝબ્યા રહેવું પડતું. પચાશ વરસની ઉમરે તો તેણે અંગ્રેજી વ્યાકરણ ભણવા માંડયું, અને પોતાના અક્ષર તથા જોડણી સુધારવા તે મહેનત કરવા મંડ્યો. એ પ્રમાણે સઘળાં વિઘ્નોને વિખેરી નાખીને, તે પોતાના સહાસિક પુરુષ-પ્રયત્નના ફળનો સ્વાદ સુખેથી લઈ શક્યો. તેણે પહેલો સંચો બનાવ્યો, તેને અઢાર વર્ષ થયાં, ત્યાં તો ડાર્બિશિયર પરગણામાં તેનો માન મરતબો એટલો વધ્યો, કે તે પરગણાના ન્યાયના અમલદારની માનવંતી જગા તેને મળી; અને થોડી મુદ્દતમાં ત્રીજા જૉર્જ રાજાએ તેને નાઇટનો એલકાબ આપ્યો. એ ઇ. સ. ૧૭૯૨ માં મરણ પામ્યો. પરિણામે સારૂં થાઓ કિંવા નરસું થાઓ, પણ હાલનાં તમામ કારખાનાંના તંત્રનો સૂત્રધાર આર્કરાઇટ હતો; અને એ ઉદ્યોગાર્ણવમાંથી દરેક માણસને અને બધી પ્રજાને ઘેર કંચનની નદીઓ વહી છે, એ નિર્વિવાદ વાત છે.

ખરા દમથી વેપાર ધંધો ખેડનાર માણસો જે સ્થળે રહીને મહા શ્રમ કરી ગયા છે, તે આખા દેશને તેઓ ઘણાં લાભકારક ફળ આપીને સુખી કરી ગયા છે; અને તમામ પ્રજાને દ્રવ્યના દમામથી અને સત્તાના સૂર્યથી તેજસ્વી કરી ગયા છે; તેવા મહાપુરુષોનાં દૃષ્ટાંતો, ગ્રેટબ્રિટનમાં જૂદા જૂદા ઉદ્યોગનાં જે જે મોટાં કારખાનાં સ્થાપન થયાં છે, તે ઉપરથી મળી આવેછે. બેલ્પરના સ્ટ્રટસ, ગ્લાસગોના ટેનંટસ,

લીડઝના માર્શલ્સ અને ગૉટસ, દક્ષિણ લાંકેશિયરના પીલ્સ, આસ્વર્થ્સ, બર્લિસ, ફીલ્ડેન્સ, આસ્ટન્સ, હેવુડસ, અને એન્સ્વર્થ્સની પેઢીઓમાં એવા મહાપુરુષો પેદા થયા છે. એમાંના કેટલાક તો ઇંગ્લંડના રાજકીય ઇતિહાસમાં પ્રસિદ્ધિ મેળવી ગયા છે. તેમાં વળી, દક્ષિણ લાંકેશિયર પરગણાના પીલ્સ વિશેષ વિખ્યાતિ પામ્યા છે.

આશરે અઢારમા સૈકાના મધ્યભાગમાં પીલકુટુંબનો મૂળ પુરુષ એક નાનો પટેલ હતો. બ્લાકબર્ન ગામની પાસે હૅાલ હાઉઝ નામનું ખેતર તેના કબજા ભોગવટામાં હતું. ત્યાંથી નીકળીને તે ગામમાં માછલીપીઠમાં એક ઘર ખાલી હતું, ત્યાં તે રહેવા ગયો. રૉબર્ટ પીલ વયે વધતો ગયો, તેમ છોકરા, છોકરીના વાડીવસ્તારમાં પણ તે સારી પેઠે વધતો ગયો. બ્લાકબર્નની સીમની જમીન કંઈ કમ કસદાર હતી, તેથી ખેતીવાડીનો ઉદ્યમ કરવાથી મારા કુટુંબની ઉગતી લીલી વાડી આબાદ થાય, એમ તેને ભાસ્યું નહિ. એ ગામમાં ઘણી મુદ્દતથી લૂગડાં વણાતાં હતાં. તે 'બ્લાકબર્નનાં કાબરચીતરાં કાપડ'ના નામથી બધે ઓળખાતાં હતાં, તેમાં સણનો તાણો અને સૂતરનો વાણો આવતો. એવી રીતે એ ગરભસૂતરાઉ કપડું ત્યાં બનતું અને એ ગામની અડખેપડખે પણ બનતું. સંચાનાં કારખાનાં દેશમાં દાખલ થયાં, તે પહેલાં મહેનતુ ખેડુત અને પટેલીઆઓને ઘેર એવો વહીવટ પડી ગયો હતો કે બહાર ખેતરમાંથી કામ કરીને આવ્યા પછી નવરાશને વખતે તેઓ વણાટનું કામ કરતા; તે રીત મુજબ રૉબર્ટ પીલે ઘર આગળ ( કાલિકતિ ) કલિકો કાઢવા માંડી. તે પંડે ચોકખો માણસ હતો, અને તેનું વણાટકામ પણ તેવુંજ ચોકખું હતું. તે કસરીઓ અને ભારે મહેનતુ હતો, તેથી તેનો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો. તે વળી સહાસિક પુરુષ હતો. તેવામાં રૂ અને ઉન ઉપર ઝીણા દાંતાવાળી કાંસકી જેવું ફેરવવાનું એક નવું હથિયાર બનાવવામાં આવ્યું હતું, તેથી રજોટી, મેલ, કસ્તર વગેરે ઝટ સાફ થઈ જતું. તે નવું છતાં, તેણે તરત બીજા કેટલાએકની સાથે પોતાના કામમાં પહેલું જ વાપરવા માંડ્યું.

પણ ધોળી કલિકોને છાપવા તર્ફ રૉબર્ટ પીલનું ધ્યાન બહુ ખેંચાયું. તે વખત એ ઘણીખરી અકળ કળા હતી; તેથી કેટલીક મુદ્દત સુધી તો સંચાવડે છાપવાની મતલબથી તેણે ઘણા પ્રયોગ કરી જોયા. એવા પ્રયોગ તે પોતાના ઘરમાં ગુપ્ત રીતે કરી જોતો. કપડાને પ્રથમ ઇસ્તિરી કરી હોય, તો તે ઉપર ભાત સારી ઉઠે; તેથી તે તેના ઘરનીજ એક બાઈ પાસે ઇસ્તિરી કરાવતો. એ જમાનામાં પીલ જેવા ગૃહસ્થ પટેલીઆના ઘરમાં કાંસા જેવી મિશ્ર ધાતુની થાળીઓ જમતી વખત વાપરવામાં આવતી. એક થાળી ઉપર તેણે એક છાપ ચીતરી. તે ઉપરથી તેના મનમાં તરંગ ઉઠ્યો કે, આની અવળી છાપ બીજા બીબા ઉપર લેવી સહેલ છે, અને તેમાં રંગ ભરીને તે બીબું સફેત કલિકો ઉપર છપાય, તો સવળી છાપ ઉઠશે. શેરીને નાકે એક નાના ઘરમાં એક બાઈ રહેતી. તેની પાસે એક વેલણનો નાનો સંચો હતો. તે બે વેલણની વચમાં કપડાં દબાવવાથી તે સૂવાળાં, ચળકતાં અને મુલાએમ થતાં. તેના ઝુંપડામાં જઇને પીલે રંગેલી છાપવાળી થાળી અને તે ઉપર કલિકો દાબીને પેલા બે વેલણ વચ્ચે મૂકી. પછી તેણે કલિકો કાઢીને જોઈ, તો તે ઉપર મનપતીજ છાપ ઉઠેલી તેણે દીઠી. કલિકો ઉપર વેલણવડે છાપવાની કળા નીકળી, તેનું મૂળ ઉપર પ્રમાણે છે. રૉબર્ટ પીલે પોતાની કૃતિને

પૂર્ણતામાં આણી. અજમોદના પાનના નમુનાની છાપ તેણે પ્રથમ બહાર પાડી; તેથી આજ પણ હજુ બ્લાકબર્નમાં અને આસપાસનાં ગામોમાં 'અજમોદના પાનવાળો પીલ' એમ કહેવાય છે. લાકડાના બીબા ઉપર તાંબાનું બીબું કોતરીને તેમાં જડી દઇને, તે વડે કુલિકો છાપવાની કળા તેના એક દીકરાએ પૂર્ણતામાં આણી. તે ચર્ચ-ગામના મેસર્સ પીલની પેઢીનો મોટો ભાગીઓ હતો. છાપવાનો હુનર હાથ લાગવાથી રૉબર્ટ પીલનું મન પ્રફુલ્લિત થયું. તેણે હવે ખેડનો ધંધો મૂકી દીધો; અને બ્લાકબ-ર્નથી એક ગાઉ ઉપર બ્રૂકસાઇડ કરીને નાનું ગામ છે; ત્યાં જઇને ફક્ત છીંટ છાપવાના જ ધંધા પછવાડે તે મંડી પડ્યો. તેના છોકરા પણ એના જેવા જ દમદાર હતા. તે-મની મદદથી તેણે એ ધંધો કેટલાંએક વર્ષ સુધી સારી રીતે ચલાવ્યો; અને એ જુવાન માણસો જેમ જેમ મોટા થતા ગયા અને પુખ્ત ઉમરે પહોંચતા ગયા, તેમ તેમ પીલની એક પેઢીમાંથી અનેક પેઢીઓ પેદા થઈ, અને તે દરેક દુકાને મોટાં જંગી કારખાનાં જમાવ્યાં, જેમાં હજારો માણસો મહેનત કરીને રોટલો રળતા અને પૈસા પેદા કરતા.

એ કુટુંબના મૂળ પુરુષ રૉબર્ટ પીલને કંઈ માનનો એલકાબ ન મળ્યા છતાં, તે એક જાણવાજોગ માણસ હશે એ નક્કી છે; તે વિચક્ષણ, બુદ્ધિશાળી અને દીર્ઘ-દૃષ્ટિવાળો હોવો જોઇએ, એમ તેનાં આચરણ ઉપરથી જણાય છે. પણ દંતકથાથી એને વિષે જે માલમ પડે, તે વિના એને જાણવાનું બીજું કંઈ સાધન નથી; અને તેમાં પણ વળી જે માણસો એને પંડોપંડ ઓળખતા હતા, તેમના દીકરા પણ દુનિયાં છોડી ઝટપટ ચાલ્યા જાયછે. એનો છોકરો સર રૉબર્ટ પીલ, પોતાના બાપ વિષે ન-મ્રતાથી નીચે પ્રમાણે કહેછે:–'અમારા ઘરનો મૂળ પુરુષ ખરું જોવા જઇએ તો મારા પિતા ગણાય. વેપારથી અને મોટા ઉદ્યમોથી બધો દેશ દોલતમંદ થવાથી પ્રજાની આ-બાદાની કેટલી વધે છે, તે એ સારી પેઠે સમજતા. તે ઘણી વાર બોલતા કે, વણજ વેપારથી દરેક વેપારીના ઘરમાં રૂપાની રેલ વહેછે; તેથી તે વેપારીઓને જે લાભ થાયછે, તેના કરતાં દેશની સમૃદ્ધિ અને સુખ સંપત્તિને તેથી વધારે પુષ્ટિ મળેછે.'

પીલ પેઢીમાં પહેલો બારોનેટ સર રૉબર્ટ પીલ થયો; તે તેના બાપ પછી બીજો જ પુરુષ મોટાં કારખાનાં ચલાવનાર નીવડ્યો. તેનામાં તેના પિતાની છાતી, બુદ્ધિબળ અને ઉદ્યોગના ગુણ આબાદે ઉતર્યા હતા. તેણે સંસાર સાગરમાં જે વખત જીંદગીનો વ્રીમો નાખ્યો, તે વખત તેની હાલત એક સાધારણ કારીગરના જેવી જ હતી. ખરી વાત છે કે, તેના બાપે આગળ ઉપર સુખી થવાનો પાયો નાખ્યો હતો; પણ એવા વેપારમાં ઘણી મૂડીનો ખપ રહેછે; તેથી થોડા પૈસાથી તેને પારાવાર અડચણો વેઠવી પડતી હતી. માત્ર વીશ વર્ષના વયમાં રૉબર્ટે સૂતરાઉ કાપડ છાપવાનો ધંધો કરવાનું ધાર્યું. એ કામ તે તેના બાપ પાસેથી શીખ્યો હતો, તેથી એકલે હાથે તેણે હામ બીડી. આ સહાસિક કામમાં તેનો મામો જેમ્સ હાવર્થ અને બ્લાકબર્ન ગામનો વિલિયમ યેટસ, એ બે જણ તેની સાથે શામેલ થયા. એ ત્રણે મળીને માત્ર રૂ. ૭૦૦૦ ની મૂડી ભેગી કરી શકયા; તેમાંનો ઘણો ભાગ તો વિલિયમ યેટસે આપ્યો હતો. એનો બાપ બ્લાકબર્નમાં એક ગૃહસ્થી હતો; તેને ઘેર જે આવે તેને તે ઉતારો આપતો. ગામમાં તેને સૌ ઓળખતા અને તેની આબરૂ સારી હતી. સારા માણસોને ખાનપાન અને

ઉતારો આપીને પાંચ પૈસા તેણે પેદા કર્યા હતા; તેમાંથી જરૂર જોગી રકમ તે તેના છોકરાને આપવાને અને તેને હત્થુ સૂતરાઉ કાપડ છાપવાનો નવો નીકળતો જ અને નફાવાળો ધંધો ચલાવવાને તે રાજી હતો. રૉબર્ટ પીલ હજુ છેક ઉગતો જુવાન હતો, તોપણ તેણે એ ધંધામાં ખરેખરૂં ઉપયોગી અને અનુભવી જ્ઞાન બતાવી આપ્યું; તેને માટે સૌ કોઈ કહેતા કે, આ બાળકમાં બુઢાપાનું બુદ્ધિબળ છે; અને હતું પણ તેમજ. એક નાની રકમ ખરચીને એક પડી ભાગેલી દાણા દળવાની ઘંટી અને આસપાસનાં વગડાઉ ખેતર તેમણે વેચાતાં લીધાં. એ જમીન બ્યુરી નામના ગામની પાસે હતી. તે વખત તો એ ગામને કોઈ ઓળખતું પણ ન હોતું. ઘણી મુદ્દત ગયા કેડે એ જગાને સૌ 'ગ્રાઉંડ'ના નામથી જાણવા લાગ્યા. આ ત્રણ ભાગીઆઓએ લાકડાનાં પાટીઆં નાખી દઈને થોડાંએક એકઢાળીઆં બાંધી દીધાં; અને ઈ. સ. ૧૭૭૦ માં ઘણા નાના પાયા ઉપર તેમણે સૂતરાઉ કાપડ છાપવાનું કામ કરવા માંડયું. થોડાંએક વર્ષ વીત્યા પછી, આ કામની સાથે રૂ કાંતવાનું કામ પણ તેમણે ઉમેર્યું. એ ભાગીદારો કેટલી કરકસરથી પોતાનો નિર્વાહ ચલાવતા, તે તેમના ધંધાની શરૂઆતમાં એક નાની સરખી વાત બની, તે અમે નીચે આપીએ છીએ, તે ઉપરથી સમજાશે. વિલિયમ યેટસ ખટલાવાળો માણસ હતો. તેને છોકરાં પણ હતાં તેથી એક નાની વીશી માફક કોઈ આવે તેને પોતાને ઘેર ઉતારો અને ખાવાનું તે આપતો. પીલ કુંવારો હતો. તેને ગુણ કરવાના હેતુથી, તેણે પીલને પોતાને ઘેર ઉતારો અને ખાનપાન આપવાનું હા કહ્યું. ઉતારો અને ખાવાપીવાના બદલામાં પીલ પ્રથમ તો યેટસને દર હમે માત્ર છ જ રૂપિયા આપતો. આ રકમ યેટસને બહુ થોડી પડી; તેથી દર અઠવાડીએ છના પોણા સાત કરી દેવાને તેણે પીલને ખેંચ કરીને કહ્યું. એ વાતની પીલે ના પાડી; તેથી ભાગીદારો વચ્ચે વાંધો પડ્યો; પણ હમે હમે છ આના અગાઉથી આપવાનું પીલે કહેવાથી છેવટ સમાધાન થયું. વિલિયમ યેટસની સૌથી મોટી છોકરીનું નામ એલન હતું. એ પહેલા ખોળાની જ હતી. તે આ જુવાન પીલને ખાસ રીતે લાડકવાઈ થઈ પડી. 'ધી ગ્રાઉંડ'ના કારખાનામાં આખો દહાડો દમભેર કામ કરીને તે સાંજે ઘેર આવતો; ત્યારે આ નાની છોકરીને તે પોતાના ખોળામાં બેસાડીને તેને કહેતો કે 'વહાલી નેલી, રૂપાળી નાની નેલી, તું મારી વહુ થશે?' એટલી ઉમરનાં, સમજણ વિનાનાં નાનાં છોકરાં જેમ ઝટ હા પાડી દે, તેમ તે પણ તરત જ કહેતી કે, 'હા'. પીલ પછી તેને કહેતો કે, 'ઠીક, ત્યારે મારી નેલી, તું મોટી થાય ત્યાં સુધી હું તારી વાટ જોઈશ. હું તારી સાથે જ પરણીશ. બીજી કોઈ સાથે નહિ, હો.' રૉબર્ટ પીલે પોતાનું વચન પાળ્યું. તે મોટી થતાં સુધી પીલ થંભ્યો. છોકરી મોટી થતી ગઈ; અને યુવાવસ્થામાં આવતી ગઈ તેમ તેમ તેનું રૂપ પણ વધવા માંડયું. તેને ખૂબસુરતીમાં નીખરતી જોઈને પીલ દૃઢ મનથી તેની વાટ જોવા લાગ્યો. દશ દશ વરસ સુધી પીલ પોતાના ધંધા પછવાડે પૂર ધૂનથી મંડ્યો રહ્યો; અને દીન બદીન સુખ સંપત્તિમાં તે વધતો ગયો. એવાં દશ વર્ષ ગુજાર્યા પછી, એલન યેટસ જ્યારે પૂરાં સત્તર વરસની થઈ, ત્યારે પીલ તેની સાથે પરણ્યો. જે માણસ પોતાની માના હાથની રસોઈ જમતો અને પોતાના બાપ સાથે સહીઆરો વેપાર કરતો, તે પીલના ઉછરંગમાં ઉછરેલી નાની

રૂપવાન કુમારિકા હવે મિસિસ **પીલ** થયાં; અને નિદાન અમીરજાદી (લેડી) **પીલ** કહેવાયાં; અને તેમને પેટે જે દીકરાનો જન્મ થયો, તે આગળ જતાં ઈંગ્લંડનો સદર દીવાન થયો. લેડી **પીલ** રૂપાળાં અને ઉમરાવ દિલનાં હતાં; અને જીંદગીની જે સ્થિતિમાં પોતે હોય, તેને દીપાવે એવાં હતાં. તેમની મનશક્તિ અપ્રતિમ હતી; અને હરેક અણીના સમય ઉપર તે પોતાના સ્વામિનાં અપૂર્વ ઉમદા મનનાં, મહા વિશ્વાસુ સલાહકાર હતાં. તેમનાં લગ્ન પછી ઘણાં વરસ સુધી એ બાઇએ પોતાના ધણીના લેખકનું કામ કર્યું હતું. મિ. **પીલ** લખવા બેસે તો ઠેકાણા વિનાનું, સમજ ન પડે એવું, ઢંગધડા વગરનું લખતા; તેથી તેના વેપારના કામકાજના ઘણાખરા કાગળપત્રો એ બાઇજ લખતાં. તેમના ધણીને 'બારોનેટ'નો કિતાબ મળ્યો; તેનો પોતે માત્ર ત્રણ વરસ લાવો લઇને અને મિસિસ **પીલ**ને બદલે લેડી **પીલ** થઇને ઈ. સ. ૧૮૦૩ માં તે ગુજરી ગયાં. લોકવાણી એવી છે કે, એશી લંડનનો વૈભવ તેમને સદ્યો નહિ. ગામડામાં જે રીતે તેમને રહેવાની ટેવ હતી, તેથી આ અમીરાત રહેણીમાં તેમની તનદુરસ્તી બગડી. બુઢ્ઢો બાપડો **યેટસ** પાછળથી કહેતો કે 'જો **રૉબર્ટે** આપણી **નેલી**ને અમીરજાદી ન બનાવી હોત, તો આપણી **નેલી** હજુ જીવતી હોત.'

**યેટસ** અને **પીલ**ની પેઢી મોટા અખંડ અભ્યુદયે પહોંચી. સર રૉબર્ટ **પીલ** પેઢીનો પ્રાણાત્મા હતો. તેનામાં ઉત્સાહ અને આગ્રહના ગુણ હતા. તેની સાથે જે ગુણો ઘણાએક પ્રથમનાં રૂ કાંતવાનાં કારખાનાં ચલાવનારાઓમાં બહુજ કમતી હતા, તેવા વ્યવહારોપયોગી બુદ્ધિબળના અને વણજવેપારમાં જોઇએ તેવી ઉત્કૃષ્ટ પંક્તિની કાબેલીઅત અને મનશક્તિના ગુણો તેનામાં હતા. તે લોખંડવત્ દૃઢ મનનો અને દૃઢ શરીરનો પુરુષ હતો. તે નિરંતર મજુરી કરતો. સૂતર કાંતવાનાં કારખાનાં સ્થાપવામાં **આર્ક**રાઇટ આદિ પુરુષ હતો; તેમજ સૂતરાઉ કાપડ છાપવાનાં કારખાનાં કાઢવામાં **પીલ** આદિ પુરુષ હતો; અને તેની નામના પણ તેવીજ થઇ છે. એ પેઢીનાં કારખાનાંમાંથી એવો ઉત્તમ પ્રકારનો માલ નીકળતો કે, બજાર ભાવ તો જાણે તેમનાજ હાથમાં હતો; અને **લાં**કેશર પરગણામાં એ પેઢીનું નામ પહેલે નંબર પંકાતું. **બ્યુરી** ગામને આ કારખાનાંથી ઘણો ફાયદો થયો; વળી, એવાંજ જબરાં કારખાનાં **ઇર્વેલ** અને **રૉક** નદીઓના કાંઠા ઉપર તેમણે ઉઠાવ્યાં. પોતાનાં કારખાનાંમાંથી જે માલ નીપજે, તે કુમાસમાં, ટકાઉપણામાં, શોભામાં હરેક રીતે સરસમાં સરસ બનાવવાને તેઓ મહેનત કર્યાંજ કરતા; તેવીજ રીતે પોતાના કારીગર અને મજુરોના સુખમાં અને કલ્યાણમાં હરેક પ્રકારે વધારો થાય, એવી તેઓ કોશીસ કરતા. જ્યારે અત્યંત મંદીનો બજાર ચાલતો હોય, જ્યારે કામનો વખત ન હોય, ત્યારે પણ તેઓ પોતાનાં માણસોને પ્રાપ્તિ થાય એવે ઠેકાણે ગમે તેમ કરીને ગોઠવતા. ધન્ય છે એવા પુરુષોને!

જે કંઈ નવી ક્રિયાઓ કે નવા શોધ થતા, તેની સર રૉબર્ટ **પીલ** તરતજ કદર કરતા. એ વાતને સ્પષ્ટ કરવાને અમે એક દાખલો આપીએ છીએ. સૂતરનાં સફેત કપડાં છાપવામાં વચ્ચે વચ્ચે ધોળો ભાગ રાખવાથી છાપ વધારે ખીલેછે. એ નવી ક્રિયા તેણે તરતજ ઝડપી લીધી. કપડામાં જે જે ભાગ ધોળાજ રહેવા દેવા હોય, તે તે ભાગ ઉપર લાહી ચોપડવાથી ત્યાં છાપ ઉઠતી નથી. લંડન શહેરની એક શરાફી

દુકાન તરફથી એક માણસ પ્રવાસ કરતો હતો; તેણે એ શોધ કરી, અને જુજ રકમે મિ. પીલને તેણે વેચી દીધી. એ શોધને સંપૂર્ણ કરીને ખરેખરા ઉપયોગમાં લાવવાને મિ. પીલને એક બે વરસ સુધી અજમાએશ કરી કરીને અનુભવ મેળવવો પડ્યો. પણ તેમાં તે જ્યારે પાર પડ્યો, ત્યારે જે નમુના બહાર પડ્યા, તેમાં છાપ એવી તો સુંદર ઉઠી હતી, અને જ્યાં જોઇએ ત્યાં એવી બારીક ધોળી લીટીઓ તેમાં આવી રહી હતી, કે આખા દેશમાં છીંટ છાપવાનાં કારખાનાંમાં બ્યુરી ગામનું કારખાનું એકદમ સર્વોપરી ગણાવા લાગ્યું. લાંકેશર પરગણાના બર્ન્લી, ફૉક્સહિલ અને આલ્થમ ગામમાં, યૉર્કશિયર પરગણાના સાલે બાબે ગામમાં; અને ત્યારકેડે, સ્ટાફર્ડશિયર પરગણાના ટ્રેંટ નદી ઉપર આવેલા બર્ટન ગામમાં પીલ કુટુંબના માણસોએ એવાજ દમામથી બીજાં કારખાનાં ઉઠાવ્યાં. આવી રીતે અનેક કારખાનાં સ્થાપન થયાથી માલેકો તો માલામાલ થઈ ગયા; તેથી સૂતરાઉ કાપડના વેપારીઓને સારો દાખલો મળ્યો, અને આખા લાંકેશર પરગણામાં માણસો કેળવાઇને ઉત્તમ પ્રતિના છીંટ છાપનારા અને કારખાનાં ચલાવનારા નીવડ્યા.

નવનવા ઉદ્યોગ કાઢવામાં જે પુરુષો પ્રસિદ્ધ થઈ ગયા છે, તેમાં પગનાં મોજાં વણવાનો સંચો બનાવનાર પૂજ્ય પાદરી વિલિયમ લી, અને ફીત બનાવવાનો સંચો શોધી કાઢનાર જૉન હીથકોટનાં નામ જાણવાજોગ છે. તેઓ યાંત્રિક કળામાં ઘણા નિપુણ હતા; અને જેવા નિપુણ હતા તેવાજ આગ્રહી હતા. નૉટિંગામ અને તેના ફરતા મુલકમાં કારીગર અને મજુરની કોમને પૈસાદાર થવાનું આટલું બધું પુષ્કળ કામ આવી પડયું, તે એ બે પુરુષોના પરાક્રમનું પરિણામ જાણવું. પગનાં મોજાં વણવાના સંચાનો શોધ કરનાર લી હતો; એમાં કોઇને લવલેશ પણ શક નથી; પરંતુ, તે સંચાના શોધના સંબંધમાં અનેક વાતો ચાલે છે; અને તે એક બીજાને ખોટી પાડેછે. નૉટિંગામથી ત્રણ ચાર ગાઉ ઉપર વુડબરો નામનું એક ગામ છે, તેમાં આ સંચાના શોધક વિલિયમ લીનો જન્મ ઘણુંકરીને ઈ. સ. ૧૫૬૩ માં થયો હતો. કેટલાએક એમ કહેછે કે એ થોડી માફી જમીનનો માલેક હતો; પણ બીજા કેટલાએક એમ જણાવેછે, કે તે એક ગરીબ વિદ્યાર્થી હતો; અને છેક નાનપણથી તેને દરિદ્રતાનું દુઃખ વેઠવું પડયું હતું. ઇ. સ. ૧૫૭૩ માં શેફીલ્ડના શહેરીઓએ નાણાંની કેટલીએક રકમો ખરચી છે, તેની નોંધ જોતાં એમ લાગે છે કે પગનાં મોજાં વણવાના સંચા બનાવનારને ખાતે એ રકમ ખરચાઈ છે. 'શેફીલ્ડના એક ગરીબ વિદ્યાર્થી વિલિયમ લીને સદહું રકમ આપી. તેને કેમ્બ્રિજની પાઠશાળામાં બેસાડવાને અને તેને ભણવાને ચોપડીઓ તથા બીજા સામાન માટે. રૂ. ૧૦ તેને આપ્યા; એ રકમ તેણે પાછી ભરી.' મિ. હંટરે હાલમશિયર પરગણાનો હેવાલ લખ્યો છે, તેમાં ઉપરની નોંધ દાખલ કરી છે. ઈ. સ. ૧૫૭૯ ના મે મહિનામાં કેમ્બ્રિજની ક્રાઈસ્ટ પાઠશાળામાં તે એક માફી વિદ્યાર્થી તરીકે દાખલ થયો; અને તે પછી તે સેંટ જૉનની પાઠશાળામાં ભણવા ગયો. ત્યાં તે ઈ. સ. ૧૫૮૨–૮૩ માં બી.એ. ની પરીક્ષામાં પાસ થયો. ધારવા મેળે ઈ. સ. ૧૫૮૬માં તે એમ.એ. થયો. પણ એ બાબત વિદ્યોત્તેજકાલયના દફતરમાં જોતાં, તેમાં ગરબડ માલમ પડેછે. યુનિવર્સિટિના કાનૂનથી વિરુદ્ધ વર્તિને તેણે પોતાનું લગ્ન

કર્યું, તેથી તેને શાળામાંથી કાઢી મૂક્યો, એ વાત ખોટી સમજવી; કારણકે એ કાયદો તો યુનિવર્સિટિના ફેલો થયા હોય તેને લાગુ હતો; પણ લી કોઈ દહાડો ફેલો થયો ન હતો, અને તેથી તેણે લગ્ન કર્યું, તે સબબથી તેને કાઢી મૂકાય નહિ.

જે વખતે લીએ પગનાં મોજાં વણવાના સંચાની શોધ કરી, તે વખત તે નૉટિંગામ નજીક કાલ્વર્ટન ગામનો પાદરી હતો; અને કેટલાએક લખનારા લખી ગયા છે કે, તે એક કુમારિકા ઉપર આશક થયો હતો; તેમાં તેનું કાંઈ ન વળવાથી તે નિરાશ થઈ ગયો; અને તેમાંથી છેવટ આ શોધ થયો છે. તે ગામની એક જુવાન કુમારિકાને જોઇને પાદરીસાહેબ પરમ પરવશ થઈ ગયા; પણ તે બાઇને એ વાત પસંદ પડી નહિ. જ્યારે લી એ બાઇને ઘેર તેને મળવા જતો, ત્યારે તે પગનાં મોજાં ગૂંથ્યા કરવામાં અને જે છોકરીઓ એની પાસે શીખવાને આવતી, તેમને ગૂંથવાનું કામ શીખવવામાં તે વધારે ધ્યાન દેતી; પણ તેના દિંગ થઈ ગએલા આશકની દિલભર અરજ ઉપર તે નજર પણ કરતી નહિ. આવી રીતે તેનો અનાદર થવાથી તેને બહુ દુઃખ લાગ્યું; અને તે બાઈ હાથે પગનાં મોજાં ગૂંથતી હતી, તે ધંધા ઉપર પણ તેને એટલો ધિઃકાર આવ્યો કે તેને નકામો કરીને રદ્દ કરી નાખવાના હેતુથી એ કામને માટે સંચો બનાવવાનો તેણે તેના મન સાથે નિશ્ચય કર્યો. ત્રણ વર્ષ સુધી એ શોધ પાછળ તે મંડ્યો રહ્યો. તેના મનમાં જે આ નવો બુટ્ટો ઉઠ્યો, તેની પછવાડે તેણે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું. હવે આપણું કામ પાર પડશે, એવી તેના મનમાં કંઈક આશા ઉગી એટલે તેણે પાદરીનું કામ મૂકી દીધું; અને સંચાવતી પગનાં મોજાં વણવાના હુનર પાછળ મંડી પડ્યો. ગૂંથવાના સંચાના શોધ કરનારાઓનો ઇતિહાસ હેન્સને લખ્યો છે, તેના આધારથી ઉપરની હકીકત લખી છે. નૉટિંગામના કૉલિન્સ દવાખાનામાં પગનાં મોજાં ગૂંથનાર એક બુઢ્ઢો બાણું વરસની ઉમરે મરી ગયો. તે રાણી આનના જમાનામાં એ ગામમાં ગૂંથવાનું કામ શીખવાને કોઈની દુકાને રહ્યો હતો; તેના કહેવા ઉપરથી હેન્સને ઉપરનો હેવાલ આપ્યો છે. ડીયરીંગ અને બ્લાકનર પણ ઉપર મુજબ કહીને જણાવે છે કે ત્યાં એ ભાગમાં એ પ્રમાણેની દંતકથા ચાલે છે. લંડનમાં સંચાથી ગૂંથણ કામ કરનારની એક સભાએ પોતાના મકાનના પાટીઆ ઉપર જે લક્ષ્ય-ચિન્હ રાખ્યું છે, તે ઉપરથી પણ એ વાતને કાંઈક ટેકો મળે છે. લક્કડ કામ સિવાય પગનાં મોજાં વણવાનો એક સંચો એ પાટીઆ ઉપર પાડ્યો છે. તેને એક બાજુએથી એક પાદરીએ પકડ્યો છે; અને બીજી બાજુએથી એક બાઇએ ઝાલ્યો છે. એ પ્રમાણે એ બે સ્તંભને આધારે તે સંચો રહેલો હોય, એમ તે ચિત્રમાં જણાયછે.

તથાપિ એ બાબતની વળી બીજી જૂદી જૂદી હકીકતો પણ મળી આવેછે. એક વાત એવી છે કે તે ગામની એક જુવાન છોકરીના ઇશ્કમાં લી પડ્યો હતો. તે ગૂંથવાનો ધંધો કરતી. તેની હાથ-મહેનત ઓછી કરવાની મતલબથી તે એ સંચાની યોજના પાછળ પડ્યો. બીજી વાત એવી છે કે, તે પરણ્યો હતો અને તેની હાલત ગરીબ હતી, તેથી તેમના ઉદર નિર્વાહને માટે તેની વહુને ગૂંથવાનો ધંધો કરવો પડતો. એ પ્રમાણે બંનેની મહેનતથી તેમનો સંસાર ચાલતો. તેની વહુ ગૂંથતી, તે વેળા લીની નજર તેની વહુના હાથનાં આંગળાં ઉલટ સુલટ ફરતાં, તે ઉપર પડી. તેવી ગતિ સંચામાં

ઉતારાય, એવી કલ્પના **લી**ના મનમાં આવી. '**બી**ચના ઝાડમાંથી તેલનાં કારખાનાની શરૂઆત અને તેમનો વધારો કેવી રીતે થયો, તેનો હેવાલ' એ નામનું પુસ્તક મિ. આરન હિલે ઈ. સ. ૧૭૧૫ માં લંડનમાં છપાવ્યું છે; તેમાં ઉપલી કપોળ–કલ્પિત ગપ કર્ત્તાએ ઠોકી હોય એમ લાગેછે; પણ તેની એ હકીકત બિલકુલ ભરોસા લાયક નથી. વળી ઑક્સફર્ડની પાઠશાળાનો **લી** ફેલો હતો, એમ એ લખનાર અડાવેછે. એક વીશીવાળાની છોકરી સાથે **લી** પરણ્યો, તેથી તેને શાળામાંથી પાણીચું મળ્યું, એ વળી બીજી ગપ; કારણકે **લી**એ ઑક્સફર્ડમાં જરા પણ અભ્યાસ કર્યો નથી; તેમ તે ત્યાં પરણ્યો પણ નહતો; તેમ તે કોઇપણ પાઠશાળાનો ફેલો ન હતો. વળી લખનાર લખેછે કે, **લી**એ જે શોધ કર્યો, તેથી તે તેના કુટુંબ સહિત સુખી થયો. એ વાત તદ્દન ખોટી છે; કેમકે એ શોધથી તો તેને માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં હતાં, અને છેવટ તે પરદેશમાં મહા દુઃખી હાલતમાં મરી ગયો.

પગનાં મોજાં વણવાનો સંચો અથવા શાળ પ્રથમ બનાવવામાં આવ્યાં, તેને લગતી આ વાત આમ છે કે ફલાણી વાત કેમ છે; તે ગમે તેમ હો, તોપણ એના શોધકે અદ્દભુત યાંત્રિક શક્તિ દર્શાવી છે, એમાં કાંઈ સંશય નથી. તમે વિચાર કરશો કે એક ખૂણામાં પડેલા છેટેના ગામના એક પાદરીએ, પોતાની ઘણીખરી ઉમર પુસ્તકોનાં પાનાં ફેરવવામાં ગાળ્યા છતાં, આવી સુંદર, નાજુક અને ગુંચવણવાળી ગતિનો સંચો બનાવવાની યોજના કરી; અને સ્ત્રીઓ પોતાની આંગળીઓમાં ત્રણ અણીદાર સોયાવડે સૂતરના દોરાની જાળીઓ પાડવાની કંટાળા ભરેલી મજુરી કર્યાંજ કરતી, તે દુઃખમાંથી તેમને છોડવીને સંચાની સુંદર અને ત્વરિત ક્રિયાવડે વણવાનું કામ ઉકલતું જાય; એ પ્રમાણે ગૂંથવાના હુનરમાં જે પાદરીએ એકદમ સુધારો અને વધારો કર્યો, એ ખરેખર આશ્ચર્યજનક પરાક્રમ જાણવું; અને યાંત્રિક શોધના ઇતિહાસમાં એ શોધને અદ્વિતીય કહીએ, તોપણ ચાલે એમ છે. એ સમયે હાથથી વણવા–ગૂંથવાની કળા પણ હજુ ઉગતી હાલતમાં હતી; અને માલની નીપજને માટે સંચાઓની યોજના કરવા ઉપર કોઇનું લક્ષ ગયું નહતું; તેવે વખતે **લી**એ આવો સંચો બનાવ્યો, એ તેની શોભામાં ઓર વધારો કરેછે. તેને જેમ સૂઝે તેમ તેના સંચાના જૂદા જૂદા ભાગ ગમે તે પ્રકારે બનાવીને ગોઠવ્યા વિના, અને જેમ જેમ અડચણો આડે આવતી જાય તેમ તેમ તે તમામને ગમે તે પ્રકારે ખસેડ્યા વિના તેને છૂટકો નહતો. એ જમાનોજ એવો હતો કે તેની પાસે ઓજાર જોઇએ તેવાં ન હતાં; અને જે પદાર્થો ઉપર ઓજાર વાપરવાનાં, તે પદાર્થો પણ જોઇએ તેવા નહતા. સાધન અને સાધ્ય બંને અપૂર્ણ સ્થિતિમાં હતાં; તેમજ તેને કામ લાગે એવા કુશળ કારીગર પણ ન હતા. લોકોમાં એવું કહેવાય છે કે, તેણે પ્રથમ સંચો બારમાપી બનાવ્યો. તેને સોયા નીચે જાળી પડતી જાય માટે તળે સીસાની થાળીઓ જોઇએ તે પણ ન હતી; અને તેમાં ઘણુંખરૂં બધે લાકડુંજ વાપર્યું હતું; તે એટલે સુધી કે સોયને પણ લાકડાના કટકામાં દાખલ કરી હતી. તે જમાનામાં નાકાં વગરની સોય થતી; સોયને નાકું કરવામાં કોઈ સમજતું નહિ; તેથી બખીઆનું કામ કરવાને **લી**ને મોટી અડચણ આવી. છેવટ ત્રણ ધારાળી રેતરડી વતી સોયને નાકાં પાડીને તેણે કામ

ચલાવ્યું. 'નૉટિંગામના ઇતિહાસ'માં બ્લાકનેર લખેછે કે વંશપરંપરાથી, બાપના બાપ અને તેના બાપથી એવી વાત ચાલી આવેછે કે, છેક સત્તરમા સૈકા સુધી એ સંચો એક માણસથી ચાલતો નહિ. જે કારીગરની પાસે એ સંચો હોય, તે વળી એક મજૂર રાખતો; તે સંચાની પાછળ ઉભો રહીને તેના ભાગને દાબવા ઉપાડવાનું કામ કરતો; પણ પાછળથી સુધારો થતાં દોરડાં અને પગ વાપરવાથી મજુરની જરૂર રહી નહિ. એ પ્રમાણે એક પછી એક અડચણ આવતી ગઈ, તેમ તેનો નિકાલ થતો ગયો. એવી રીતે ત્રણ વરસ સુધી માથાકૂટ કર્યા પછી એ સંચો સંપૂર્ણ રીતે કામમાં આવવા લાયક થયો. આપણા માજી પાદરીસાહેબ એ હુનર હાથ લાગવાથી હરખાઈ જઇને કાલ્વર્ટન ગામમાં પગનાં મોજાં વણવાનું કામ લઈ બેઠા. એ હુનર તેણે પોતાના ભાઈ જેમ્સને અને પોતાનાં બીજાં સગાં વહાલાંને સારી રીતે શીખવ્યો; અને પંડે પણ એ કામ કેટલાંએક વરસ સુધી કર્યું.

પોતાના રેંટને ઘણીક રીતે સંપૂર્ણ હાલતમાં આણીને એલિઝાબેથ રાણીનો આશ્રય મેળવવાની આતુરતાથી રાણી શ્રીને એ સંચો બતાવવાને લી લંડન શહેરમાં ગયો. પગે પહેરવાનાં રેશમી મોજાં હાથે ગૂંથેલાં હોય, તે એલિઝાબેથ રાણીને પસંદ પડતાં, એ વાત બધે મશહૂર હતી. તેણે એ શાળ પ્રથમ દરબારના હજુરીઓ અને અમીરોને બતાવી, તેમાં એક ગૃહસ્થ સર વિલિયમ હુન્સડન નામે હતો, જે આગળ જતાં લૉર્ડ હુન્સડન કહેવાયો, તેને એ સંચો એણે બતાવીને તે બરાબર રીતે ચલાવતાં પણ તેને શીખવ્યું. આવા ગૃહસ્થોના વગથી છેવટે લીને રાણીસાહેબની હજૂરમાં દાખલ થવાનો લાગ આવ્યો; અને રાણીની નજર આગળ તેણે એ સંચો ચલાવ્યો. તેણે જેવી આશા બાંધી હતી, તેવી રીતે રાણીએ તેને મદદ આપી નહિ; એટલું જ નહિ પણ એમ કહેવાય છે કે, જે હજારો ગરીબ માણસો હાથે ગૂંથીને પોતાનો નિભાવ કરેછે, તેમના પેટ ઉપર પગ મૂકવા જેવું થાયછે; તેથી એ નવી શાળને હું સહાય આપનાર નથી, એમ પોતે બોલ્યાં. લીને લંડનમાં બીજે કોઈ ઠેકાણેથી આશ્રય મળ્યો નહિ. તેણે જાણ્યું કે મારો કે મારા સંચાનો અહીં હવે કોઈ ભાવ પૂછનાર નથી. એ પ્રમાણે પોતાનો અનાદર થએલો જોઇને, ફ્રાન્સના સહેનશાહ ચોથા હેન્રીના બુદ્ધિમાન પ્રધાન સલીએ તેને સત્કારપૂર્વક નિમંત્રણ કર્યું, તે તેણે સ્વીકાર્યું. રૂઆં શહેરમાં જઇને, ત્યાંના કારીગરોને એ સંચો બનાવતાં અને ચલાવતાં શીખવવાનો તેને હુકમ થયો. એ વેળા રૂઆં શહેર ફ્રાન્સમાં વેપાર વણજનું અને મોટાં કારખાનાં અને ઉદ્યોગશાળાઓનું એક મોટું પાયતખ્ત શહેર ગણાતું. એ હુકમને તાબે થઇને લી પોતાના ભાઇને અને બીજા સાત કારીગરોને લઇને સંચા સાથે ઈ. સ. ૧૬૦૫ માં ત્યાં ગયો. રૂઆં શહેરમાં તેનું ખરા ભાવથી સન્માન થયું; અને પગનાં મોજાંનું કારખાનું મોટા પાયા ઉપર તેણે ચલાવવા માંડ્યું. તેણે નવ શાળ પૂર જોશથી ચાલતી કરી દીધી; એટલામાં તેના કમનસીબે તેના ઉપર દુઃખનો દરિયો ઉલટ્યો. ચોથા હેન્રી પાદશાહના રક્ષણ હેઠળ એ ફ્રાન્સમાં આવીને વસ્યો હતો; તેણે તેને ભારે ઇનામ આપવાની, મોટી આબરુ આપવાની, અને હક-પત્ર કરી આપવાની વચન સાથે આશા આપી હતી; તેને પેલા ઝનૂની રાવેઇયાકે મારી નાખ્યો. એ બનાવ

બનવાથી તેને અત્યાર સુધી જે ઉત્તેજન અને આશ્રય મળ્યાં હતાં, તે તરત બંધ થઈ ગયાં. પોતાના હકનો અરજ હેવાલ ગુજારવાને લી પારિસ નગરમાં આવ્યો; પણ જાતે પરદેશી અને વળી પ્રૉટસ્ટંટ પંથનો, એટલે એની અરજ ઉપર કોઈએ કાન દીધો નહિ; તેથી શોક સંતાપમાં ઘસાઈ જઇને અને દુઃખમાં દૂબળો પડી જઇને આ નામીચો શોધક અત્યંત દરિદ્રતા અને કષ્ટની કંટાળા ભરેલી હાલતમાં થોડા દિવસ જીવીને પારિસ નગરમાં જ મરણ પામ્યો.

લીની સાથે તેનો ભાઈ અને બીજા સાત કારીગર આવ્યા હતા; તેઓ બે શાળ પડતી મૂકીને અને સાત શાળ ઉપાડીને જેમ તેમ કરીને ફ્રાન્સમાંથી નાઠા. જેમ્સ લી પાછો નૉટિંગમશર પરગણામાં આવી પહોંચ્યો; એટલે થૉરોટન ગામમાં આસ્ટન નામનો એક શખ્સ અનાજ દળવાની ઘંટી ચલાવતો હતો, તેની સાથે તે મળ્યો. લી ઇંગ્લંડ છોડીને નીકળ્યો, તે પહેલાં તેણે એને શાળથી પગ–મોજાં ગૂંથવાનું કામ શીખવ્યું હતું. એ બે જણે શાળો ઉપર કારીગરોને બેસાડી દઇને થૉરોટન ગામમાં મોજાં વણવાનું કારખાનું જમાવી દીધું, અને તે સારી રીતે ચાલવા લાગ્યું. પાસે શેરવુડ ગામ હતું, તેના બીડમાં ઘેટાં ચરતાં; તેમના અંગ ઉપરથી ઘણું લાંબું ઉન મળી આવતું. એ સબબથી આ થૉરોટન ગામ એમના કારખાનાને માટે બહુ અનકૂળ પડયું. કહેવાયછે કે, આસ્ટને સોયાથી જે જાળીઓ પડતી, તેની નીચે સીસાનાં પતરાં રાખવા માંડ્યાં. એ સંચા ખાતે તેણે આ એક મોટો સુધારો કર્યો. ઇંગ્લંડનાં જૂદાં જૂદાં ગામોમાં ધીમે ધીમે શાળો તો વધવા માંડી; અને એ દેશના ધંધામાં સંચા વડે પગ–મોજાં બનાવવાનાં કારખાનાં પણ એક અગત્યનો મોટો ઉદ્યમ થઈ પડ્યો.

પગ–મોજાંની શાળમાં ઘણાએક ફેરફાર કરવામાં આવ્યા છે; પણ એમાં ફેરફાર કરીને એ સંચાવડે ફીત બનાવવાનાં જંગી કારખાનાં જારી થયાં, એ એક મોટો બનાવ બન્યો છે. પગ–મોજાંની શાળમાં કાંઇક સુધારો કરીને ફ્રૉસ્ટ અને હૉમ્ઝ નામના બે કારીગરોએ ઈ. સ. ૧૭૭૭માં ઝીણી ફીત બનાવવા માંડી; અને એ કોર બનાવવાનું કારખાનું જોતજોતામાં એટલું બધું જામી ગયું કે ત્રીશેક વરસમાં તો એ કામને માટે ૧૫૦૦ શાળ ચાલુ થઈ; અને તેથી ૧૫૦૦૦ માણસની રોજી ચાલવા લાગી. તથાપિ, લડાઈ જાગવાને લીધે, અને લોકોમાં પોશાક પહેરવાની રીતમાં ફેરફાર થવાથી, ફીત વાપરવાનો શોખ બદલાઈ ગયો; તેથી તેમજ બીજાં કારણોથી નૉટિંગામનાં ફીત બનાવવાનાં કારખાનાં તાકીદે તૂટી ગયાં; અને ટિવર્ટન ગામ તર્ફથી રાજ્યસભામાં નીમાએલા સભાસદ જૉન હીથકોટે ફીત બનાવવાનો ખાસ સંચો શોધી કાઢ્યો, ત્યાંસુધી એ કામના કારખાનાની હાલત પડી ભાગી હતી; પણ એ જૉન હીથકોટના શોધના પ્રતાપે એકદમ સંગીન પાયા ઉપર એ કારખાનાની પુનઃ સ્થાપના થઈ.

ડાર્બિશર પરગણાના ડફીલ્ડ ગામના એક આબરુદાર નાના પટેલનો જૉન હીથકોટ સૌથી નાનો છોકરો હતો. તે એજ ગામમાં ઈ. સ. ૧૭૮૭ માં જન્મ્યો હતો. તે નિશાળમાં ભણવા જતો, ત્યાં તે પાકો અભ્યાસ કરતો અને ઉતાવળથી ભણતો; પણ લફબ્રુ પાસે એક સુતાર ચોકઠાં ઘડવાનું કામ કરતો, તેની પાસે ધંધો શીખવાને એને નાની વયમાંજ મૂકવામાં આવ્યો. એ છોકરો ઓજારને હોશિયારીથી ઝાલતાં

તરત શીખી ગયો; અને પગ–મોજાંની શાળ તેમજ તાણો નાખવાના સંચાના ગુંચવણવાળા જૂદા જૂદા ભાગનું તેણે બારીક જ્ઞાન મેળવ્યું. એ સંચાઓમાં નવા સુધારા શી રીતે દાખલ કરવા, તેનો તે નવરાશની વેળાએ ઉંડો વિચાર કરતો. તેનો મિત્ર મિ. બેઝલી આમની સભાનો સભાસદ હતો. તે એને વિષે કહેછે કે, બકિંગામ પરગણામાં અને ફ્રાન્સમાં હાથ વતી જેવી કોર બનેછે, તેવી કોર બનાવવાને એવો કોઈ સંચો શોધી કાઢવાનો વિચાર તેણે પોતાની સોળ વરસની નાની ઉમરમાં કર્યો. તેણે પ્રથમ તો તાણા વણવાના સંચામાં એક કામનો સુધારો કર્યો. એક અકલમંદ બનાવટથી પ્રીતના દેખાવ જેવી તે કોરો વણવા લાગ્યો; અને આટલે સુધી પાર પડવાથી સંચા વડેજ પ્રીત બનાવવાના કામ પાછળ દૃઢ મનથી તે મંડ્યો રહ્યો. પૉઈંટનેટ પ્રીત સોય વાપરવાથી થાયછે. પગ–મોજાંની શાળમાં ફેરફાર કરવાથી હવે તે સંચામાં એ જાતની પ્રીત ઉતરવા લાગી. એ સંચામાં પ્રીત થતી, તેમાં પગ–મોજાંની પેઠે જાળી પડતી; પણ તે પ્રીત એવી નાજુક અને તકલેદી થતી કે તે જોઇને મનને સંતોષ થાય નહિ. ઘણાં ઘણાં વરસથી નૉટિંગામના ઘણા કારીગરો એક એવો સંચો શોધી કાઢવાની માથાકૂટ કર્યા કરતા હતા, કે તેમાં પ્રીત વણાતી વેળા નીચેની જાળીના દોરા પણ એક બીજાની સાથે અમળાઇને વણાવા લાગે. એના શોધમાં કેટલાએક કારીગરો તો ભુખમરાની હાલતમાં મરણ પામ્યા; કેટલાએક બાપડા એ ધૂનમાં દીવાના થઈ ગયા; અને બધાએ મહેનત કરી મૂઆ, પણ કોઈનું કાંઈ વળ્યું નહિ. તાણાની શાળથી વૉર્પ–નેટ પ્રીત થતી, તે હજુ કાયમજ રહી.

જ્યારે હીથકોટ એકવીશેક વરસનો થયો, ત્યારે તે નૉટિંગામ ગયો ત્યાં તેને લાગલુંજ કામ મળ્યું. અહીં તેણે પગ–મોજાં વેચવાની અને તાણાની શાળની દુકાન જમાવી; તેથી તેને તરતજ સારી પેઠે લાભ થવા લાગ્યો. તેની શોધકબુદ્ધિ, સારી સમજણ, તેની રીતભાતને અંગે તેના વિચારશીળ અને ચોકખા નિયમો અને ધોરણ જોઇને તેને સૌ કોઈ માન આપતા. વળી જે વિષય ઉપર એનું મન મૂળથીજ લાગેલું હતું, તેની પાછળ પણ તે મંડ્યોજ રહ્યો; અને દોરાઓ સામસામા વણાતા જાય એવા સંચાની શોધ માટે તે શ્રમ કરવા લાગ્યો. બકિંગામ–પ્રીતને તકીઆની પ્રીત પણ કહેછે. તે હાથે વણાયછે. એ કામ એ પ્રથમ શીખ્યો; તે શીખવામાં તેની એવી મતલબ હતી કે એ કસબ જેવો હાથેથી થાયછે તેવીજ રીતે સંચાના પ્રયોગથી કરી જોવો. એ કામ ઘણી લાંબી મહેનતનું હતું. તેમાં અત્યંત આગ્રહ અને બુદ્ધિનો ખપ હતો. તે એલિયટ નામના ગૃહસ્થને ત્યાં નોકર હતો, તે કહેછે કે, હીથકોટ શોધકબુદ્ધિનો પુરુષ હતો. તે ધીરજવાન હતો; અને મનને વશ રાખી જાણતો હતો. તેને થોડું બોલવાની ટેવ હતી. ધારેલા કામમાં ભૂલચુક થવાથી અથવા તે પાર ન પડવાથી, તે હઠે એવો નહતો. નવા બુટ્ટા અને નવા ઉપાય યોજવાની તેનામાં અદ્ભુત શક્તિ હતી; અને યાંત્રિક શક્તિના નિયમો પાછળ મંડવાથી મારી મુરાદ વહેલી મોડી બર આવ્યા વગર રહેવાની નથી, એમ એ પૂરી ખાત્રીથી માનતો.

બૉબિન–નેટ પ્રીત બનાવવાનો સંચો એવો ગુંચવણ ભરેલો છે, કે તેનું શબ્દોવડે વર્ણન કરવું એ કઠણ કામ છે. જો નજરે જોઇએ, તો પ્રીત બનાવવાનો એ

સંચો તકીઆ જેવો દેખાતો હતો. ફીત વણનારી બાઈનાં આંગળાં પોતાના ઓસીકા ઉપર ફીતની જાળીઓ બાંધવામાં અને દોરા ઉલટસુલટ કરવામાં જેમ ઉપર તળે ફરતાં, તેવી રીતે આ સંચામાં પણ માણસની બુદ્ધિના પ્રભાવથી અવળસવળ ગતિઓ થયા કરતી. હાથે બનાવેલી ફીતના એક કટકાને તોડી ફાડીને હીથકોટે જૂદો પાડીને જોયો; તો તેને માલમ પડયું કે દોરા તાણાની પેઠે લાંબા હતા અને બીજા ખૂણા પડતા આડા હતા. તાણાના ચોકઠા ઉપર તેણે સૂતળીના દોરા લાંબા ખેંચીને બાંધ્યા; અને તે ઉપર પોતાનો પ્રયોગ તે કરવા લાગ્યો; અને બે બાજુએ બે ચીપીઆ જેવા સંચામાં વાણાના દોરા નાખ્યા; પછી એ સંચાને એક પડખેથી આંચકો મારવાથી પાસેની સૂતળીના દોરા વચ્ચે દોરીઓ ચાલી; અને તેમ થવાથી જેમ તકીઆ ઉપર હાથે જાળી ગૂંથાય છે તેમ જાળીઓ પેલી સૂતળી ઉપર બંધાવા લાગી. આવી કોમળ અને સુંદર ગતિઓ બરાબર ચાલુ રહે, એવો સંચો એને તૈયાર કરવો હતો; અને તેમાં ફતેહ પામવામાં તેને મનની અત્યંત મહેનત પડી હતી. ઘણી મુદ્દત વિત્યા કેડે તેણે કહ્યું કે નીમેલી જગાએ ખૂણા પડતા વાણા જેવા આડા દોરાને વણવા એ એવું કઠણ કામ હતું કે, જો એવું કામ હાલ મારે કરવું પડે, તો મારાથી હવે તે કદાચ સાંગોપાંગ પૂરૂં થઈ શકે નહિ, એમ મને ભાસેછે. હવે તાણામાં થઇને દોરાઓને લાવવા લઈ જવાને માટે ધાતુની ફીરકીઓ તેને બનાવવાનું સૂઝયું. એ ફીરકીઓ તાણાની બંને બાજુએ ચોકઠામાં બેસાડેલી હતી. તે સંચાના જોરથી ફરતી; તેથી દોરા એક બાજુએથી બીજી બાજુએ અને બીજી બાજુએથી પહેલી બાજુએ ફીરકીમાંથી ઉકલીને જતા અને તેની ફીત વણાતી. અંતે, તે અસાધારણ ચતુરાઈથી પોતાની ધારણામાં સંપૂર્ણ રીતે ફતેહ પામ્યો; અને ચોવીશ વરસની ઉમરે તેની શોધની તેણે સનદ મેળવી.

આ તમામ વખતમાં તેની વહુને પણ હીથકોટના જેટલી જ લગભગ ફિકર થયા કરતી; કેમકે તેને પોતાનો સંચો સંપૂર્ણ કરવામાં કેટલી મુશીબતો અને અડચણો નડતી, તે એ બાઈ સારી પેઠે જાણતી. એ બધી હરકતો દફે થઈ અને ઘણાં વરસ એ વાતને વીતી ગયાં; તેવા વખતમાં એક સંભારવા જોગ સાંજે ધણી ધણીઆણી વચ્ચે કેટલીએક વાતચીત થઈ તે તેમને બરાબર યાદ રહી ગઈ. તે ચિંતાતુર બાઇએ પૂછયું, વારૂ, એ સંચો ચાલશે કે નહિ? તે બોલ્યો, ના, ના, કંઈ ચાલે એમ લાગતું નથી, મારે એના કટકેકટકા હમણાંજ નોખા પાડવા પડ્યા હતા. એ પંડે તો હજુએ આશા ઉમંગથી વાત કરતો, પણ તેની ગરીબ બાપડી વહુથી તેના મનનો દૂમો દાબી રખાયો નહિ. તે તો બેસીને સારી પેઠે છાતીફાટ રડી, પણ હવે તેને ઝાઝી સબુરી રાખવી પડે, એમ ન હતું. થોડા દિવસ થયા એટલામાં તેના દીર્ઘ પરિશ્રમનું ફળ તેની યોગ્યતા પ્રમાણે તેને સંપૂર્ણ રીતે મળ્યું. પૉઈંટનેટ અને વૉર્પનેટની સૂતરાઉ અને રેશમી ફીતોની ઉપરવટ તેણે તેના ફીરકીના સંચાવડે બૉબિન-નેટ ફીત તૈયાર કરી; તેની એક સાંકડી ચીપ તેણે ઘેર આવીને પોતાની વહુના હાથમાં મૂકી; તે દિવસે જૉન હીથકોટના હર્ષ અભિમાનનો પાર ન હતો.

જેટલા પ્રજાહિતકારક અને ઉદ્યોગવર્દ્ધક શોધો કરવામાં આવેછે, તે દરેકમાં ઘણુંકરીને શોધક નરને સંકટના ખાડામાં ઉતરવું પડેછે; તેમ હમણાં આ વખત પણ જૉન હીથકોટની સનદ સામા તકરાર ઉઠી; અને તેના શોધના હક ઉપર હુમલો થયો.

એણે ખોટી રીતે સનદ મેળવી છે, એમ માની લઇને ફીત બનાવનારા વણકરોએ તેનો બૉબિન–નેટ સંચો ધમધોકાર વાપરવા માંડ્યો; અને શોધકના હકને હવામાં ઉરાડ્યો; વળી એ સંચામાં મેં ફલાણો સુધારો કર્યો છે, અને મેં ફલાણો વધારો કર્યો છે, અને મેં ફલાણો ફેરફાર કર્યો છે, એવા નવા ડોળઘાલુઓએ બહાર પડીને નવી નવી સનદો સરકારમાંથી મેળવી; પણ જ્યારે આ ઢોંગી માણસો માંહોમાંહે એક બીજા સાથે કૂદી પડ્યા અને સરકાર દરબારમાં ગયા, ત્યારેજ હીથકોટનો હક સાબીત થયો. મારી સનદનો હક ફલાણા ફીત બનાવનારાએ તોડ્યો છે, એમ જ્યારે એક કારીગરે બીજા કારીગર ઉપર દાવો બાંધ્યો, ત્યારે પંચે પ્રતિવાદીના લાભમાં હુકમનામું કર્યું. તે મતને ન્યાયાધીશનો મત મળ્યો; અને એવો ઠરાવ થયો કે બંને શખ્સોએ હીથકોટનો હક તોડ્યો છે; અને એ બંનેના સંચાની મૂળ બનાવટ હીથકોટની છે. બોવિલ વિરુદ્ધ મૂરના નામથી આ મુકદ્દમો મશહૂર છે. મિ. હીથકોટનો હક જાળવવાને એના તર્ફથી સર જૉન કોપ્લીને વકીલ રાખવામાં આવ્યો હતો. એ ગૃહસ્થ પછવાડેથી લૉર્ડની પદવીએ પ્હોંચીને લૉર્ડ લિંડહર્સ્ટના નામથી ઓળખાવા લાગ્યો. આ શોધની બારીક સમજ મેળવવાની મતલબથી એ સંચો ચલાવતાં એ પંડે શીખ્યો. તેણે મુકદ્દમાના કાગળો વાંચી જોઇને કહ્યું કે, 'હું આ મુકદ્દમાના ગુણદોષ બરાબર સમજતો નથી; પણ મને એ કામ મોટા મહત્વનું લાગેછે; તેથી એ સંચાની સંપૂર્ણ સમજ મેળવવાને મારે તમારે ગામ આવવું પડશે; અને તેમ થયા પછી હું મારા બધા બુદ્ધિબળથી તમારો બચાવ કરીશ.' તેથી તે જ રાત્રે ડાગની ગાડીમાં બેસીને તે નૉટિંગામ ગયો. પોતાનો મુકદ્દમો ઘડી કાઢવાને કોઇપણ વકીલે આગળ આવી માથાકૂટ નહિ કરી હોય, એવી મહેનત કરીને તેણે મુકદ્દમો તૈયાર કર્યો. બીજે દહાડે સવારે એ વિદ્વાન વકીલ ફીત બનાવવાના કારખાનામાં ગયો; અને પોતાને હાથે હોશિયારીથી એ સંચાવડે ફીત બનાવી, ત્યાં સુધી એ મકાનમાંથી તે ખસ્યો નહિ. એ સંચો કેવા ધોરણ ઉપર બનાવ્યો હતો તે વાતનું અને તે સંચાના દરેક ભાગનું બારીક જ્ઞાન તેણે મેળવ્યું. જ્યારે એ મુકદ્દમો અદાલતમાં ચાલવા માંડ્યો, તે વખતે એ વિદ્વાન વકીલે એ સંચાને મેજ ઉપર મૂકીને એવી સરળતાથી અને ચતુરાઇથી ચલાવવા માંડ્યો અને એવી સરળ સ્પષ્ટતાથી એ શોધની બારીક સમજ બતાવવા માંડી કે તે જોઇને ન્યાયાધીશ, પંચ અને તમાશગીરો, બધા આશ્ચર્ય પામ્યા; તેની સાથે એ મુકદ્દમા વિષે તેણે એવું સંપૂર્ણ જ્ઞાન અને સંપૂર્ણ ધ્યાનતદારી બતાવી કે તેની લાભકારક અસર અદાલતના ઠરાવ વખતે જણાયા વિના રહી નહિ.

એ મુકદ્દમાનો ચુકાદો મિ. હીથકોટના લાભમાં થયા પછી, તેણે તપાસ કરી તો, જે જાતના સંચાની તેણે સનદ મેળવી હતી, તે જાતના નહિ નહિ તો છસેં સંચા ચાલુ થયા હતા, એમ તેને માલમ પડ્યું. એ સંચાના માલેકો ઉપર તેણે સનદના સ્વામિત્વનો કર મૂક્યો; તે ખાતે તેને મોટી રકમ મળી. તોપણ ફીતનાં કારખાનાં ચલાવનાર વેપારીઓને પુષ્કળ નફો મળવા લાગ્યો; અને સંચાનો ખપ તો દહાડે દહાડે ઝડપબંધ વધતો ગયો; તેની સાથે વળી, પચીશ વરસના અરસામાં એક ચોરસ વાર ફીતની કીમત પચાશ રૂપિયા પડતી હતી, ત્યાંથી હવે ઉતરીને ત્રણ આના અને ચાર

પાઈ ઉપર વાત આવી. એજ મુદ્દતમાં ફીતનો વેપાર એટલો બધો વધી ગયો કે દર વર્ષે, સરાસરી હિસાબ કાઢતાં, કમમાં કમ છ કરોડ રૂપિયાનો માલ થવા લાગ્યો અને આશરે દોઢ લાખ માણસોની એ કામ પાછળ ફાયદાકારક રોજી જામી.

મિ. **હીથ**કોટની વાત હવે આપણે પૂરી કરીએ. **લી**સ્ટર્શર પરગણાના **લફ્બ્રુ** ગામમાં તેણે ઈ. સ. ૧૮૦૯ માં ફીત બનાવવાનું કારખાનું જમાવ્યું. એ ઠેકાણે કેટલાં-એક વરસ સુધી તેણે સારી રીતનો ફાયદા ભરેલો ધંધો ચલાવ્યો. તે ઘણા કારીગરોને રાખતો; અને તેમને દર હપ્તે પોણો સો રૂપિયાથી દોઢ સો રૂપિયા સુધી જણ દીઠ તે મુસારો આપતો. આ નવા સંચા દેશમાં દાખલ થવાથી કોર બનાવવાનાં કારખાનામાં આગળ કરતાં ઘણા સંખ્યાબંધ કારીગરોની રોજી જાગી હતી; એમ છતાં એ મજુર લોકમાં છાની છાની એવી વાતો ચાલવા લાગી કે હવે આપણા ધંધાના બાર વાગ્યા; અને તેથી એ સંચા જ્યાં હાથ આવે, ત્યાં તેના ભૂકેભૂકા કરી નાખવા તેઓ બધા એકસંપી થયા. છેક ઈ. સ. ૧૮૧૧ માં જ **નૉ**ટિંગમશિયર પરગણાના નૈઋત્ય ખૂણાના ગામોમાં અને **ડાર્બિ**શર તથા **લી**સ્ટર્શર પરગણાંના અડખે પડખેના ભાગોમાં પગ–મોજાં તથા સૂતરાઉ ફીત વણવાનાં કારખાનાં ચાલતાં હતાં; તેના માલેકો અને કારીગરો વચ્ચે કજીઓ સળગ્યો; તેનું પરિણામ એ થયું કે **આશ્ફીલ્ડ** કસ્બાના **સટન** ગામમાં કારીગર તથા મજુરોનું મોટું ટોળું ભેગું થઈ ગયું. તેઓ કારખાનાના ધણીઓનાં પગ–મોજાં અને ફીતના સંચાના ધોળે દહાડે કટકે કટકા કરી નાખવાને આગળ ચાલ્યા. કેટલાએક આગેવાન માણસો પકડાઈ ગયા; તેમને સજા થઈ, એટલે બીજા બલવાખોરના કાન ઉઘડ્યા. તથાપિ લાગ ફાવે, અને કંઈ બીક જેવું ન જણાય તો તેઓ એ સંચાનો ગુપચુપ નાશ કરવાને ચૂકતા નહિ. એ સંચા એવી નાજુક બનાવટના હતા કે હથોડાનો એક ઘા તે ઉપર પડે તો તેના રામ રમી જાય; એ સંચાનાં કારખાનાં છૂટાં છૂટાં મકાનોમાં ચાલતાં; ગામ બહાર છેટે ખાનગી મકાનોમાં ઘણુંકરીને ફીત વણવાનું કામ ચાલતું; તેથી એવે ઠેકાણે સંચાનો નાશ કરવો એ ઘણું જ સહેલું કામ હતું. આ તોફાનની રણભૂમિ **નૉ**ટિંગામ હતું. તેની નજીકમાં આ યંત્ર–ભંજક બલવાખોરોનો નિયમસર જમાવ થવા લાગ્યો. તેઓ રાત્રે સભાઓ ભરીને, કેવી રીતે કામ કરવું, તેની ગોઠવણો કરતા. બલવાખોરોના મનમાં વિશ્વાસ બેસાડવાના વિચારથી તેઓએ એવી વાત ચલાવી કે અમે નેડ **લડ**ની સરદારી હેઠળ છીએ. **લડ** અમારો ઉપરી સરદાર છે. આ કારણથી તેઓ **લડ**-ટોળીના માણસો અથવા **લડ**–વૈઆ કહેવાવા લાગ્યા. આવી રીતે તેમની જમાવટ થવાથી, ઈ. સ. ૧૮૧૧ ની સાલના શિયાળામાં સંચા તોડવાનું કામ તેમણે બડી ધૂમથી ચલાવ્યું; એથી સંખ્યાબંધ કારીગરોને કામ વિના ઘેર બેસવું પડયું, અને દુ:ખના પોકાર ઉઠવા લાગ્યા. હવે સંચાવાળા શેઠીઆઓ જાગી ઉઠ્યા; ગામડામાંથી અને છેટે એકાંતમાં જ્યાં જ્યાં પોતાના સંચા હતા, તે તેમણે ત્યાંથી ઉપાડીને શહેરોમાં અને વખારોમાં વધારે સલામતીના વિચારથી લાવીને ગોઠવવા માંડ્યા.

**લડ**–વૈઆમાંથી જે પકડાતા, તેમના ઉપર અદાલતમાં કામ ચાલતું, અને ગુન્હો સાબીત થયેથી તેમને સજા થતી. એ સજા રહેમ નજરથી કરવામાં આવતી,

તેથી એ લોકો સમજીને નરમ પડવાને બદલે વધારે જોશ ઉપર આવવા લાગ્યા; અને તેથી થોડી મુદ્દતમાં એ તોફાન તો પાછું જોશભેર ઉઠયું; અને જે જે પરગણામાં એ કારખાનાં ચાલતાં હતાં, તેના ઉત્તર ભાગમાં અને મધ્ય ભાગમાં ઉતાવળથી વંટોળીઆની પેઠે વધવા લાગ્યું. એ બંડખોરોની યોજના તો ખૂબ ગુપ્ત રીતે ચાલવા લાગી. દરેક ટોળી અને દરેક સભાના પ્રત્યેક માણસને પ્રતિજ્ઞા આપવામાં આવતી હતી કે ઉપરી સરદારો જે હુકમ કરે, તે ઉઠાવવો જ; અને આપણા વિચારો વિશ્વાસઘાત કરીને જે બહાર પાડે યા કોઇ ફૂટે તો તે માણસને મોતની સજા કરવી. ગમે તે સંચો હોય, પછી તે કાપડ વણવાનો કે કલિકો કરવાનો કે કીનારી બનાવવાનો હોય, તે દરેકના ચૂરેચૂરા કરી નાખવાનો તેમણે ઠરાવ કર્યો; અને વરસના વરસ સુધી એ તમામ ઠેકાણે ત્રાસ વર્તી રહ્યો. **યૉર્ક**શર અને **લાં**કેશર પરગણામાં બલવાખોરો હથિયારબંધ આવીને ચક્કીઓ ઉપર તૂટી પડતા; અને તેમને ભાગી નાખીને કે બાળી દેઇને બહાદુરીથી ચાલ્યા જતા; અને તેથી હવે સરકારી સિપાઇઓ અને પસાયતાઓને સંચાઓ સાચવવાને રાખવા પડતા. સંચાના ધણીઓને જીવથી મારી નાખવાનો બલવાખોરોએ બીજો ઠરાવ કર્યો. ઘણા શેઠીઆ ઉપર તેમણે હુમલો કર્યો અને કેટલાએકને કતલ પણ કરી નાખ્યા. આખરે નિદ્રાવશ થએલો ન્યાય આંખ ચોળીને ઉભો થયો. એ ભમાએલા **લડ**–વૈઆને જથાબંધ પકડવા માંડ્યા; તેમાંથી કેટલાએકને ગરદન માર્યા; અને કેટલાંએક વરસ સુધી એ બાબત જોશભેર ધાંધળ મચી રહ્યા પછી, સંચા ભાગવાનું હુલ્લડ છેવટ બંધ પડી ગયું.

જે અનેક કારખાનાં ચલાવનારાઓ ઉપર આ **લડ**–લોકની ધાડ પડી હતી, તેમાંથી **બૉ**બિન–નેટ સંચાનો શોધક બચ્યો ન હતો. ઈ. સ. ૧૮૧૬ ના ઉનાળામાં ધોળે દહાડે બંડખોરોની એક ટુકડી બળતી મશાલો સાથે **લફ્બ્રુ**માં તેના કારખાનામાં ધૂસી. તેમણે આગ લગાડીને સાડત્રીશ સંચા બાળી નાખ્યા અને દોઢ લાખ રૂપિયા ઉપરાંતની મિલ્કત પાયમાલ કરીને તેઓ ચાલ્યા ગયા. આ ક્રૂર કર્મ કરતાં દશ માણસ પકડાયાં, તેમાંથી આઠને દેહાંત દંડની સજા થઈ. નુકસાનીનો બદલો મેળવવાને મિ. **હીથ**કોટે તે પરગણા ઉપર દાવો બાંધ્યો; તે રદ્દ કરવાને સામાવાળાઓએ દલીલ કરી; પણ સદર અદાલતે તેના લાભમાં ફેસલો આપ્યો, અને દોઢ લાખ રૂપિયાનું નુકસાન મિ. **હીથ**કોટને થયું, તે ભરી આપવાને તે તોફાની પરગણા ઉપર અદાલતે હુકમનામું કર્યું. મિ. **હીથ**કોટને જે રકમ મળે, તે તેણે **લીસ્ટર** પરગણાને માથે નાખીને મેળવી છે, માટે તેણે એ જ પરગણામાં પાછી વાપરવી, એવી શરત એ હુકમનામાની સાથે જોડવાને અદાલતના અધિકારીઓએ મહેનત કરવા માંડી; પણ મિ. **હીથ**કોટે એ વાતની ચોકખી ના કહી; અને જણાવ્યું કે હવે મેં મારૂં કારખાનુ બીજે ઠેકાણે લઇ જવાનો અને ત્યાં જમાવવાનો ઠરાવ કર્યો છે. ડેવનશિયર પરગણાના **ટિવર્ટન** ગામમા તેના હાથમાં એક મોટું મકાન આવી ગયું. તેમાં આગળ ઉન વણવાનું કારખાનું ચાલતું હતું; પણ એ ગામમાથી કાપડ વણવાનો વેપાર ભાગી પડવાથી એ મકાન ખાલી પડી રહ્યું હતું, અને એ ગામ પણ ઘણી દુર્બળ દશામાં આવી ગયું હતું. મિ. **હીથ**કોટે એ જૂનું મકાન વેચાતું લઇને તેને સમરાવ્યું;

અને તેમાં વધારો કરીને આગળ કરતાં મોટા પાયા ઉપર સૂતરાઉ ફીત બનાવવાનું કારખાનું ફરી ચાલતું કર્યું. આ વખત તેણે ત્રણશેં સંચા ચાલુ કરી દીધા અને સારા રોજ ઠરાવીને ઘણા કારીગરો કામે રાખ્યા. તે ફક્ત ફીત બનાવવાનું કારખાનું ચલાવવા લાગ્યો, એટલું જ નહિ, પણ દોરા બેવડવાનું, હીર કાંતવાનું, જાળી પાડવાનું અને કુંદી કરવાનું તમામ કામ પોતે ચલાવવા લાગ્યો. એ ગામમાં તેણે વળી લોઢું ગાળવાનું કારખાનું સ્થાપ્યું અને ખેતીવાડીના કામનાં ઓજાર બનાવવાનું કામ પણ જમાવી દીધું; તેથી એ પરગણાના લોકોને બહુ સુખ થયું. આપણા સંસાર વ્યવહારમાં જેટલી ભારે વેઠ—મજુરી કરવાનાં કામ છે, તે વરાળના જોરથી થાય, એ વિચાર તેને પોતાની અતિ વહાલી વસ્તુ જેવો વહાલો હતો; અને તેથી વરાળના બળથી હળ ચાલતું કરવાને તેણે લાંબી મુદ્દત સુધી મહેનત કરી. ઈ. સ. ૧૮૩૨ માં તે પોતાના વિચારમાં એટલે સુધી પાર પડ્યો કે સરકારમાંથી તેને વરાળ—હળના સ્વામિત્વની સનદ પણ મળી. હવે તો હીથકોટના હળને ઠેકાણે લોકો ફાઉલરનું હળ વાપરેછે; પણ એ ફાઉલરકૃત હળ કામમાં આવતા પહેલાં હીથકોટનું હળ બધી જાતના હળમાં ઉત્તમ પ્રકારનું ગણાતું હતું.

મિ. હીથકોટ જન્મથી ઉંચાં લક્ષણવાળો પુરુષ હતો. તેનામાં બહુ સારી પાકી સમજ હતી; તત્કાળ સમજી જવાની તેનામાં અદ્ભુત શક્તિ હતી; અને ધંધો ચલાવવાને તેનામાં અપ્રતિમ સ્વાભાવિક બુદ્ધિ હતી. એ કુદરતી બક્ષીસોની સાથે સાચવટ, ભલમનસાઈ અને ચોખવટ જેવા મનુષ્ય પ્રાણીની વર્ત્તણુકનો ખરો મહિમા દેખાડી આપે એવા સદ્ગુણો તેનામાં હતા. પોતાની જાતનેજ પંડે કેળવીને સુધારવાને એ હમેશાં ખંતી હતો; એટલે તેના તાબામાં જે લાયક જુવાન માણસો હતા, તેમને એ તરત ઉત્તેજન આપતો; તેમની બુદ્ધિને જાગૃત કરતો અને તેમના જુસ્સાને પોષતો. તે આટલો બધો ધંધાર્થુ હતો, તોપણ ફ્રેંચ અને ઇટાલિયન ભાષાઓ ઉપર વખત બચાવીને તેણે સારો અખ્તયાર મેળવ્યો; અને બંને ભાષાઓનું અને તેમનાં વ્યાકરણનું તેણે બારીક જ્ઞાન મેળવ્યું. અક્ષરશાસ્ત્રનું ઉંડું અધ્યયન કરીને તેણે પોતાનું મગજ ભરપૂર ભર્યું હતું; અને દરેક વિષય ઉપર વિચાર કરીને તેણે પરિપક્વ અને સૂક્ષ્મ સિદ્ધાંત તેના મનમાં બાંધી રાખ્યા હતા. એના હાથ નીચે બે હજાર માણસો કામ કરતાં હતાં; તેઓ એને પિતાતુલ્ય ગણતાં હતાં; તેમજ એ પણ તેમના સુખચેન અને કલ્યાણને માટે આગળ આગળથી કાળજી રાખીને બંદોબસ્ત કરી રાખતો. સંપત્તિથી ઘણા માણસો બગડેછે, પણ એ બગડ્યો નહિ. દુઃખી અને દરિદ્રી તેને બારણેથી ખાલી જતું નહિ; પણ તેના દયા—ભાવ અને આશ્રયનો તેઓ સદા અનુભવ કરતા. પોતાના કારીગરોનાં છોકરાંઓને કેળવણી આપવાના વિચારથી, તેમને માટે નેવું હજાર રૂપિયા ખરચીને તેણે નિશાળો બાંધી. તે હમેશાં આનંદી અને હસમુખા સ્વભાવનો હતો. સઘળી જાતનાં માણસોને તે વહાલો લાગતો; અને જેમ જેમ આપણે તેને વધારે ઓળખતા જઇએ, તેમ તેમ આપણો તેના ઉપર ભાવ વધારે ચોંટતો જાય અને આપણે મોઢેથી તેનાં વખાણ થયા જ કરે, એવો એ વિલક્ષણ નર હતો.

મિ. હીથકોટ ટિવર્ટન ગામનો ખરેખર એક ખરેખા મિત્ર હતો; એ ગામના ચુંટણી કરનારાઓએ રાજ્યસભામાં પ્રતિનિધિ તરીકે ઈ. સ. ૧૮૩૧ માં એને પસંદ

કર્યો; અને તેણે એ ગામ તર્ફથી આશરે ત્રીશ વરસ સુધી રાજ્યસભાના સભાસદનો દરજ્જો ભોગવ્યો. એ મુદ્દતમાં ઘણા વખત સુધી લૉર્ડ પામર્સ્ટન તેનો સહવર્ગી હતો; અને જાહેર પ્રસંગોમાં એ ઉમદા અમીરે કેટલીએક વાર જણાવ્યું કે, આ મારા વૃદ્ધ પૂજ્ય મિત્રને માટે મારા મનમાં ઊંચો મત છે. પોતાની બુઝુર્ગિ અને દીન બદીન વધતી જતી નાતવાનીને લીધે ઈ. સ. ૧૮૫૯ માં તેણે રાજ્યસભામાંથી ટિવર્ટન ગામના પ્રતિનિધિનો ઓહ્દો છોડ્યો; તે વખત તેના તેરશેં કારીગરોએ ભેગા થઈને તેને માટે તેમના માનની નિશાની દાખલ એક રૂપાનો ખડીઓ અને સોનાની કલમ તેને નઝર કરી. તેણે હવે નવરાશનું સુખ નિરાંતે બે વરસ ભોગવ્યું. તે ઈ. સ. ૧૮૬૧ ના જાનેવારી મહિનામાં સીત્તોતેર વરસની ઉમરે મરણ પામ્યો. તેનામાં પ્રમાણિકપણાના, હિમ્મતના, યાંત્રિકબુદ્ધિના એવા ઊંચા સદ્ગુણ હતા કે તેના વંશજની છાતી વાજબી રીતે ઊંચે આવે.

હવે એક ઘણી જૂદી તર્‌હેની કારકીર્દિવાળા પુરુષની વાત કરવાનો આપણો વારો આવ્યો છે. ઝાકર્ડ કીર્તિવંત પણ કમનસીબદાર માણસ હતો. એની જીંદગી ઉપરથી જાણવાજોગ રીતે જણાયછે, કે ઘણા ગરીબ કુળના માણસ, જો બુદ્ધિમાન હોય, તો આખા દેશના ઉદ્યોગ ઉપર તેઓ કેટલું બળ વાપરી શકેછે. લાયન્સ નગરમાં એનો જન્મ થયો હતો. એનાં માબાપ છાતી–તોડ મહેનત કરતાં; બાપ શાળવીનું કામ કરતો અને મા ચિત્રના નમુના આળેખતી હતી. તેનાં માબાપ ઘણાં ગરીબ હતાં; તેઓ એને માત્ર જુજજાજ કેળવણી આપી શક્યાં. જ્યારે ધંધો શીખવા જેટલી એની ઉમર થઈ, ત્યારે એક ચોપડી બાંધનારને ત્યાં એના બાપે એને મૂક્યો. એક બૂઢો ગુમાસ્તો તેના શેઠનું નામું લખતો, તેણે ઝાકર્ડને કંઈક ગણિત શીખવ્યું. થોડા જ વખતમાં તેણે યંત્રશાસ્ત્ર ઉપર ઘણો પ્રેમ બતાવવા માંડ્યો; અને એની કેટલીએક કળાવાળી કારીગરી જોઈને પેલો ઘરડો ગુમાસ્તો તો છક થઇ ગયો. તેણે ઝાકર્ડના બાપને સલાહ આપી કે, આ છોકરાને જીલદ બાંધવાના ધંધામાં નાખી મૂકવાના કરતાં એના મનનું વલણ અને ખાસ મનશક્તિઓને સારાં સાધન અને જોગવાઇ મળે, એવા કોઈ ધંધામાં એને મૂકવો ઘટેછે. તેને હવે એક લૂહારને ત્યાં રાખ્યો; પણ અહિં એના શેઠે એના ઉપર એવી આકરાશ વાપરી કે એ ધંધો એને છોડવો પડ્યો; અને લોઢાનાં બીબાં બનાવનારને ત્યાં એને બેસાડ્યો.

એનાં માબાપ ગુજરી જવાથી એના બાપની બે શાળો સંભાળવાની ઝાકર્ડને કાંઈક જરૂર જણાઈ; અને તેથી તે હવે વણકરનો ધંધો કરવા લાગ્યો. તે તરતજ શાળોમાં સુધારો કરવા પાછળ મંડ્યો. તે એ શોધમાં એટલો ગુલતાન થઇ ગયો કે તે પોતાનો ધંધો ચૂક્યો; અને થોડાજ દિવસમાં તેનું ખાવાનું પણ ખૂટી પડ્યું. તેને માથે કરજ થયું હતું, તે શાળો વેચીને તેણે વાળ્યું; વળી આ ફૂસની સાથે તેણે લગ્ન કરીને પોતાની સ્ત્રીનું પૂરૂં કરવાનો બોજો પોતાને માથે લીધો. હવે તે હતો તે કરતાં વધારે નિર્ધન થઈ જાય એમાં નવાઇ નથી; અને માથે કરજ થયું હતું, તે લેણદારોને પતવવાને હવે તેણે પોતાનું ઝુંપડું હતું, તે પણ વેચ્યું. તેણે ધંધો ખોળવા માંડ્યો પણ તેને મળ્યો નહિ. લોકો કહેવા લાગ્યા કે એ તો આળસુ છે; એને તો નવી શોધ કરવાનાં સ્વપ્નાં

આવેછે, તેમાંથી એને નવરાશ મળતી નથી. છેવટ, બ્રેસ ગામના એક દોરા વણનારને ત્યાં એને કામ મળ્યું, ત્યાં તે ગયો; અને વહુને લાયન્સમાં રાખી. તે બાપડી પરાળની ટોપીઓ બનાવીને પોતાનો જેમ તેમ કરીને નિભાવ કરવા લાગી.

હવે કેટલાંએક વરસનો વચ્ચે ખાલી ગાળો આવી જાયછે; તેમાં ઝાકર્ડનું કંઇ જણાતું નથી; પણ એ અરસામાં તે ચિત્રવાળાં કાપડ આગળ કરતાં સારાં બનાવવાની ધૂનમાં તે શાળમાં સુધારો કરવા મચ્યો હોય એમ લાગે છે; કારણકે, ઇ. સ. ૧૭૯૦ માં તાણાના દોરા શાળમાં ઉમેરવાની યુક્તિ તેણે ખોળી કાઢી. એમ થવાથી તાણો ખેંચવાને એક છોકરો રાખવો પડતો, તે હવે મટી ગયું. આ નવો સુધારો ધીમે ધીમે દાખલ થવા લાગ્યો; અને એ શોધને દશ વરસ થયાં, એટલામાં ફક્ત લાયન્સમાંજ એવી નવી ચાર હજાર શાળ ચાલુ થઈ. રાજ્યચક્રમાં ફેરફાર થવાથી ઝાકર્ડના ઉદ્યોગને સજ્જડ આચકો લાગ્યો; અને ઈ. સ. ૧૭૯૨ મા ડયુબ્વા ક્રાન્સેની સરદારી હેઠે જે કૉન્વેન્શનનું લશ્કર જમા થયું હતું, તેની સામા લાયન્સ નગરે ઉમંગી ઉમેદવારોની દેશાભિમાની પલટણ ખડી કરી દીધી. તે ટોળીમાં આપણે ઝાકર્ડને યુદ્ધ કરતો જોઈએ છીએ; પણ એ શહેર શત્રુઓએ લીધું; ત્યાંથી ઝાકર્ડ નાસીને -હાઈન નદી ઉપર ભેગા થએલા લશ્કરમાં સામેલ થયો; તેમાં તે સાર્જેંટને દરજ્જે ચઢ્યો. તેનો એકનો એક દીકરો તેની પડખે ઉભો રહીને લડતો હતો; તેને ગોળી વાગવાથી તે મરણ પામ્યો. આ બનાવ ન બન્યો હોત તો તે ઉમરધર સિપાઇગીરીજ કર્યા કરત; પણ હવે તે લશ્કરમાંથી ભાગી ગયો અને પોતાની સ્ત્રીની ભાળ કાઢવાને તે પાછો લાયન્સમાં આવ્યો. તે બાપડી એક માળીઆમા બેઠી બેઠી પરાળની ટોપીઓ બનાવવાનો તેનો જૂનો ધંધો કર્યા કરતી હતી. લશ્કરમાંથી નાસી જવાના વાકમાં તે હતો, તેથી તે પોતાની વહુ સાથે ગુપ્ત રીતે રહેતો. આગળ ઘણાં વરસ ઉપર જે શોધને જન્મ આપવાને તેનું મન કષ્ટાયા કરતું હતું, તે શોધ તર્ફ તેનું ચિત્ત દોડયું. પણ એ ઉદ્યમ પાછળ મંડવાને એના પાસે પૈસા ન હતા. તેના છાના ભંડકમાંથા નિકળીને કંઈ રોજગાર શોધી કાઢવાને ઝાકર્ડને જરૂર લાગી. એક અકલમંદ વણકરને ત્યાં અને જગા મળી. દિવસે તે તેનું કામ કરતો અને રાત્રે તે તેના તરંગ પાછળ મંડતો. કાપડમાં આકૃતિઓ આળેખવામા આવેછે, તેની શાળોમાં હજુ ઘણો સુધારો થાય એમ છે, એવું એના મનમાં આવ્યું. તેણે એ વિચાર એક દહાડો પ્રસંગોપાત્ત પોતાના શેઠને કહ્યો અને જણાવ્યું કે મારી કલ્પનાને બહાર પાડીને અમલમાં લાવવાને મારી પાસે સાધન નથી, એટલીજ અફસોસની વાત છે. ઝાકર્ડે જે જે વાત કરી, તે એને સારે નસીબે શેઠને ગળે ઉતરી, વખાણ કરવા જોગ મોટું મન દેખાડીને તેણે ઝાકર્ડને નાણાની મદદ કરી અને નવરાશની વેળાએ તું તારી નવી યોજના પાછળ લાગુ રહેજે, એમ તેને ભલામણ કરી.

જે કંટાળા ભરેલી, દુ:ખદાયક મહેનત આગળ મજુરોને હાથે લેવામાં આવતી હતી, તેને બદલે શાળના સંચાવડેજ કામ થાય, એવી શોધ ઝાકર્ડે ત્રણ મહિનામાં કરી. ઈ. સ. ૧૮૦૧ માં દેશ-હિત વર્ધક પ્રદર્શન પારિસ નગરમાં થયું; તેમાં એ શાળ મૂકવામાં આવી હતી. તેની કદરદાનીમાં ઝાકર્ડને બ્રૉંઝની મિશ્ર ધાતુનો ચાંદ મળ્યો.

તેના આ ફતેહમંદ શોધને માટે વિશેષ માન આપવાની ઉત્કંઠાથી એ કારણસર મુબારકબાદી આપવાને કાર્નો પ્રધાન લાયન્સમાં પંડે તેને ઘેર મુલાકાતે ગયો. લડાઈમાં દુશ્મનથી આપણા વહાણ ઉપર ચઢી ન શકાય, તેને માટે દોરડાંની જાળ બનાવવાનો અને માછલાં પકડવાની જાળ બનાવવાનો સંચો શોધી કાઢે, તેને ઇનામ મળશે; એ પ્રમાણેની ઈ. સ. ૧૮૦૨ ની સાલમાં લંડનની કળાકૌશલ્ય ઉત્તેજક સભાએ જાહેર ખબર બહાર પાડી. એ વાત જાકર્ડને કાને આવી. તેની આદત પ્રમાણે તે એક દિવસ બહાર સીમમાં ફરતો હતો, તેવામાં એ વિષય ઉપર એનું મન દોડ્યું; અને એ કામને માટે કેવી રીતનો સંચો બનાવવો, તેની યુક્તિ તેણે પોતાના મન સાથે ગોઠવી. તેના શેઠે, વળી કૃપાદૃષ્ટી કરીને, તેની યોજનાને અમલમાં લાવવાને તેને ફરી પૈસા આપ્યા અને ત્રણ અઠવાડીઆમાં તેણે તે નવો સંચો બનાવી કાઢ્યો.

જાકર્ડે જે મોટું કામ કર્યું હતું, તે એ પ્રાંતના હાકેમના જાણવામાં આવ્યું; તેથી તેને હજૂરમાં આવવાનો હુકમ થયો. એ સંચો કેવી રીતે ચાલશે અને તેથી કેવું કામ થશે, એ તમામ વાત સમજ્યા પછી, પૂરી હકીકતનો હેવાલ તે હાકેમે પાદશાહની હજૂરમાં લખી મોકલ્યો. શોધકે સંચા સાથે એકદમ પારિસપુરીમાં હાજર થવાનો હુકમ આવ્યો. જાકર્ડને સહેનશાહની ખાસ હજૂરમાં લઈ આવ્યા; શોધક બુદ્ધિના પુરુષનો જેવો સત્કાર થવો જોઈએ, તેવી રીતના યોગ્ય સન્માનથી પાદશાહે તેની મુલાકાત લીધી. તે બે કલાક સુધી પહોંચી; તેમાં પાદશાહે મીલનસાર અને હેતાળ સ્વભાવ દેખાડીને તેના ગભરાએલા મનને ધીરજ આપી. હવે તેણે ચિત્રવિચિત્ર કાપડમાં આ નવી શાળથી જે જે સુધારો કરવાનો તેનો વિચાર હતો, તે પાદશાહને સમજાવ્યો. આ મુલાકાતનું એ ફળ થયું કે કળાકૌશલ્ય અને વણજવેપારનું સંગ્રહસ્થાન હતું, તેમાંથી એને રહેવાને મકાન આપવામાં આવ્યું. ત્યાં જૂદી જૂદી જાતનાં કારખાનાં ચાલતાં, તેમાં બધે ફરવા હરવાની એને પરવાનગી મળી; અને તેના ગુજરાનને માટે ઘટારત ગોઠવણ કરવામાં આવી.

સંગ્રહસ્થાનમાં મુકામ કર્યાં પછી, પોતાની નવી શાળને સંપૂર્ણ હાલતમાં લાવવા પાછળ તે મંડ્યો. માણસના બુદ્ધિબળથી જે જે નવી બનાવટો ઉત્પન્ન કરવામાં આવી હતી, તેનો આ એક ભંડાર હતો. ત્યાં યંત્રકળાની તર્હે તર્હેની અતિ સુંદર વસ્તુઓ બારીકીથી તપાસવાને એને તક મળી. તેના જોવામાં અનેક અનેક સંચાઓ આવ્યા; તેમાં એક યંત્ર ઉપર તેનું મન ખાસ કરીને ખેંચાયું, અને એના પ્રતાપથીજ તેને તેની યુક્તિ પાછળ લાગુ રહેવાનું સૂઝ્યું. પેલા પ્રખ્યાત વોકાંસોંએ આપબળથી ચાલે હાલે એવા માણસ વગેરેના સંચા બનાવ્યા હતા; વળી તેણે રેશમી ફુલેવર વણવાની નવી શાળ બનાવી હતી, તેનાં રૂડાં ફળ જાકર્ડને ફળ્યાં.

વોકાંસોં યંત્રો રચવામાં અપૂર્વ બુદ્ધિનો પુરુષ હતો. તેનામાં શોધક બુદ્ધિનું પ્રબળ એટલું બધું હતું, કે તે કોઈ પ્રકારે દબાવ્યું દબાય નહિ. તેના ચિત્તનું ચેટક જ એ હોય એમ થઈ ગયું હતું. એવું કહેવાય છે કે, કવિ કંઈ બનાવ્યા બનતા નથી; કવિત્વ શક્તિ તો જન્મની સાથેજ જેનામાં બીજરૂપે વાસના કરીને રહેલી હોય, તે તે કવિ; એજ પ્રમાણે શોધક નરને માટે પણ સમજવું. જેમ કવિને, તેમજ શોધક પુરુષને

કેળવણીની જરૂર રહેલી છે; તેમજ આવેલી તકને કામમાં લાવીને સુધારવાથી તેમને ગુણ થાય છે. શોધક બુદ્ધિનાં માણસો જે નવનવા યંત્રોની યોજના અને રચના કરેછે, તે કેવળ પોતાની પ્રેરણાબુદ્ધિને તૃપ્ત કરવાને જ કરેછે. વોકાંસોં ખસૂસ કરીને એ પ્રતિનો પુરુષ હતો; કારણકે એના મહા પરિશ્રમની કૃતિઓ જોશો, તો તેમના ઉપયોગને માટે બહુ પ્રસિદ્ધ ન હતી; પણ તેમાંથી તેની વિલક્ષણ શોધક બુદ્ધિનું સામર્થ્ય આપોઆપ જણાઈ આવતું હતું. જ્યારે તે તેની મા સાથે દર રવિવારે ધર્મ સંવાદ સાંભળવા જતો હતો, તે વખત તે કેવળ બાળક હતો; તોપણ તેઓ બેસતાં, તેની પાસેના ઓરડામાં ઘડિયાળ ચાલતું હતું, તેની હાલચાલ આંતરાના ભડાની ફાટમાંથી જોઈ જોઈને તેને ખૂબ ગમત થતી. એ ગતિ સમજવાને તેણે મહેનત કરવા માંડી; અને એ વિષય ઉપર મનન કરવાથી કેટલાએક મહિના ગયા કેડે અનેક ચક્રોને એક પછી એક અનુક્રમે ગતિ મળવાથી, છેવટ તે ગતિ લોલકને પહોંચવાથી લોલક ચાલેછે, એ વાત તેના સમજવામાં આવી.

એ વેળાથી જ યાંત્રિક શોધના વિષય ઉપર એનું મન સંપૂર્ણ રીતે લાગ્યું તેણે પ્રથમ કેટલાંએક ઢંગધડા વગરનાં ઓજાર પોતાને હાથે બનાવ્યાં. તેવડે તેણે એક લાકડાનું ઘડિયાળ બનાવ્યું; તેમાં જરા પણ કમ્પેશ થયા વિના કલાક જણાતા. વળી, દેવલના આકારનું એક નાનું રમકડું કર્યું હશે, તેને માટે તેણે પાંખો ફફડાવતા કેટલાએક ફીરસ્તા બનાવ્યા, અને તેમાં કેટલાએક ધર્મગુરુઓ કામકાજમા જાણે આવજા કરતા હોય, એવા બનાવ્યા. એવાં જ બીજાં કેટલાંએક સ્વગતિ–ધારક રમકડાં કરવાનો તેનો વિચાર હતો; પણ તે બરાબર રીતે કરી શકાય, તેને માટે કેટલાંએક વરસ સુધી તેણે શારીરવિદ્યા, સંગીતશાસ્ત્ર અને યંત્રશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. ટ્યુએલરીસના પાદશાહી બાગમાં એક પૂતળું મુરલીધરની પેઠે પાવો વગાડતું હોય, એમ તેણે જોયું; તે ઉપરથી ખરેખર જ મોં વતી પાવો વગાડે, એવું એક પૂતળું બનાવવાને તેને અંદરથી ઊર્મિ થઇ આવી; મંદવાડનું દુઃખ ભોગવતાં છતાં, કેટલાંએક વરસ સુધી મહેનત, માથાકૂટ અને મનન કરીને તે પોતાની ધારેલી ઉમેદ હાંસલ કરી શક્યો. તેણે હવે એક શરણાઈ વગાડનારનું રમકડું બનાવ્યું. તે પછી તેણે એવી અદ્‌ભુત ચમત્કૃતિવાળી બતક બનાવી કે તે પાણીમાં તરે; પગવડે ડબ ડબ કરતી ચાલે, પાણી પીએ અને ખરેખાતની બતકની પેઠે કક્ કક્ કરીને બોલે. કલીઓપાટ્રાના કરુણારસ નાટકમાં સાપનું કામ પડેછે; તે તેણે એવો સરસ બનાવ્યો કે તે નાયિકાની છાતી તર્ફ ફુંફાડા મારીને ધસારા કરતો.

તથાપિ વોકાંસોં માત્ર એવાં જીવદર્શક સ્વગતિધારક રમકડાં બનાવીને બેસી રહ્યો નહિ. તેની શોધક બુદ્ધિ જોઇને કાર્ડિનલ ડ ફ્લૂરીએ તેને ફ્રાન્સનાં તમામ રેશમનાં કારખાનાંનો તપાસનાર અધિકારી ઠરાવ્યો. તે એ જગા ઉપર આવ્યો કે તેની દાબી દબે નહિ એવી હમેશની સ્વાભાવિક બુદ્ધિના બળવડે તે રેશમના સંચામાં સુધારો કરવા પાછળ મંડ્યો. રેશમના ઝીણા તારને સામસામા વળ દઇને દોરા વણવાનો તેણે સંચો બનાવ્યો; તેથી લાયન્સ કસ્બાના કારીગરોને એવો તો ક્રોધ ચઢ્યો કે આ માણસ તો અમારી રોજીમાં ધૂળ નાખવા બેઠો છે, તેથી એને પથરે પથરે એવો

માર્યો કે તે મરણતોલ થઈ ગયો. એટલું છતાં, તે પાછો ન હઠતાં શોધ કરવાના કામમાં મંડ્યોજ રહ્યો; તેણે હવે ફુલેવર હીર વણવાનો સંચો બનાવ્યો; તેમાં હીરની દોરીને સરખી કરવાની તેણે એવી યુક્તિ કરી કે દરેક ફીરકી સરખી જાડાઈની થવા લાગી.

લાંબો મંદવાડ ભોગવ્યા પછી ઈ.સ. ૧૭૮૨ માં વોકાંસોં મરણ પામ્યો. તેણે મરતી વખત તેના સઘળા સંચાનો સંગ્રહ રાણીને આપ્યો. તેણે એ યંત્રો નજીવાં, માલ વિનાનાં ગણી નાખ્યાં અને તેથી થોડા વખતમાં તે રફેદફે થઈ ગયાં; પણ દૈવયોગે રેશમી ફુલેવર વણવાનો તેણે સંચો બનાવ્યો હતો, તે વણજ વેપાર અને કળાકૌશલ્યના સંગ્રહસ્થાનમાં સાચવી રાખ્યો હતો; તે ઘણા અજબ જેવા અને ચિત્તાકર્ષક પદાર્થોના સમુદાયમાં ઝાકર્ડના જોવામાં આવ્યો. એને તો એ સંચો અત્યંત કીમતી થઈ પડયો; કારણ કે આ સંચાના પ્રતાપવડે કરીનેજ તેને પોતાની શાળમાં મુખ્ય ફેરફાર કરવાનું એકાએક સૂઝી આવ્યું.

વોકાંસોંએ જે સંચો બનાવ્યો, તેની મુખ્ય ખુબી એ હતી કે તેમાં છિદ્રવાળું એક ભૂંગળું હતું; તે જેમ જેમ ફરતું જાય, તેમ તેમ નવાં નવાં છિદ્ર નજરે પડતાં જાય. એ ભૂંગળાના ફરવાથી કેટલીએક સોયો ફરતી. એમ થવાથી તાણાના દોરા એવી રીતે આઘાપાછા થતા કે એક સાદી પ્રતિનું ધારેલું ફૂલ કે ચિત્ર ઉઠી આવે. આ સૂચક સંચો જોઈને ઝાકર્ડ તો તૃષાતુર થઈ ગયો; અને એક સ્વાભાવિક શોધક બુદ્ધિના નરની માફક તેમાં સુધારો કરવા તરત મંડી પડયો. એક મહિનો પૂરો થતાં, એનો વણવાનો સંચો પણ પૂરો થયો. વોકાંસોંના ભૂંગળાની સાથે તેણે છિદ્રવાળું એક દોપીસ્તું વળગાડયું. એ દોપીસ્તામાં કાણાં પાડેલાં હતાં; તેમાંથી તાણાના દોરા બહાર નીકળીને વણકરની નજરે દેખાતા. વળી, એજ સંચામાં એણે એક બીજી એવી ગોઠવણ કરી હતી કે વાણાના ફાળકાનો રંગ દેખાતો તે જોઈને તે તેવો રંગ વાપરતો. એ પ્રમાણે થવાથી તાણા ખેંચનાર છોકરાનો ખપ મટી ગયો; અને ફૂલ વગેરે ચિત્ર પાડનારનું કામ પણ પતી ગયું. ઝાકર્ડે એ નવી શાળ બનાવી, તેમાંથી ભારે કીમતનું કેટલાએક ગજનું રેશમી કપડું વણી કાઢીને તે સહેનશાહ બાનુ જોઝફીનને તેણે ભેટ કર્યું. આ શોધકે મહેનત કરીને જે શોધ કરી, તે બહુ ઉપયોગી છે, એમ જાણીને નેપોલિયન બહુ પ્રસન્ન થયો. ઝાકર્ડના નમુના મુજબ ઉત્તમ પ્રકારના કાબેલ કારીગરો પાસે ઘણીક નવી શાળો બનાવરાવીને નેપોલિયને તે ઝાકર્ડને બક્ષીસ કરી. એ બનાવ બન્યા પછી તે લાયન્સમાં પાછો આવ્યો.

સૌ શોધકોની જે વલે થઇ છે, તે ત્યાં જવાથી એની પણ થઇ. તેના શહેરી ભાઈઓ એને પોતાનો દુશ્મન ગણવા લાગ્યા; અને લાંકેશર પરગણાએ કે, હાર્ગ્રીવ્સ અને આર્કરાઈટના હાલહવાલ કર્યા, તેવા એ લોકોએ એના કર્યા. કારીગરોએ જાણ્યું કે આ નવી શાળથી આપણા રોજગારના તો સાતડે સાત થઈ જશે; અને એથી આપણો રોટલો તો તૂટીજ ચુકયો, એમ મનમાં ડરવા લાગ્યા. ખેતરના ખાતર–બજાર આગળ તોફાની માણસોના જમાવ થયો; તેમણે એ સંચાને તોડી પાડવાનું નક્કી કર્યું; પણ સરકારી લશ્કર આવી પહોંચવાથી એ વાત તો અટકી પડી. તથાપિ ઝાકર્ડના ઉપર ગાળોનો વરસાદ વરસવામાં બાકી રહી નહિ. પોતાનો અત્યંત તિરસ્કાર

બતાવવાને લોકોએ ઝાકર્ડનું બાવલું બનાવીને, તેને ફાંસીના લાકડા ઉપર લટકાવ્યું. પાંચ સારા માણસોની પંચાયતે મળીને આ હુલ્લડ સમાવવાને મહેનત કરી, પણ તે ફોકટ ગઈ. ઉલટા, લોકો એ પંચને પણ ગાળો દેવા લાગ્યા; આખરે પંચ પણ ફરી ગયું; લોકસમૂહના જુસ્સાનો એમને પણ વા વાયો; કેમકે પંચના ઘણાખરા ગૃહસ્થો એ કારીગરની જ કોમના હતા, તેથી તેમને એ લોક ઉપર મનમાંથી દયા પણ રહેતી. એ પ્રમાણે હોવાથી તેમણે જ ઝાકર્ડની એક શાળ પકડાવી. તેને બહાર લાવીને તેના લોકોએ કટકેકટકા કરી નાખ્યા. હુલ્લડ વધી પડયું. એ તોફાનમાં તો લોકો ગુસ્સામાં ગાંડા થઈ ગયા હતા; તેઓ ઝાકર્ડને પકડીને ફુરજા સુધી ટાંટીએ ઘસડીને ખેંચી ગયા. ત્યાં તેને નદીમાં ડૂબાડી દેવાનો તેમનો વિચાર હતો, પણ તેને કોઇએ બચાવી લીધો.

ગમે તે એને માથે વીતો, પણ ઝાકર્ડની શાળની તો જેટલી કીમત કરીએ તેટલી ઓછી; અને કાળે કરીને એની કદર થયા વિના રહેજ નહિ, એ નક્કી હતું. કેટલાએક અંગ્રેજ વેપારીઓ હીરનાં કારખાનાં ચલાવતા હતા; તેમણે ઝાકર્ડને ઇંગ્લિંડમાં આવીને વસવાનો આગ્રહ કર્યો. એના દેશી ભાઇઓએ એના ઉપર ઘણું ઘાતકીપણું વાપર્યું હતું; અને એની સાથે બહુ કઠોરપણે ચાલ્યા હતા; તોપણ તે એવો દેશાભિમાની નર હતો કે ઇંગ્લિંડનું નોતરૂં છતાં એ શોધનો લાભ ઇંગ્લિંડને આપવાને તેણે હા પાડી નહિ. એ ન ગયો, પણ એની શાળ ઇંગ્લંડમાં દાખલ થઈ ગઈ. આમ જ્યારે બન્યું, ત્યારે લાયન્સના લોકોની આંખ ઉઘડી. હવે તેમણે જાણ્યું કે આપણો વેપાર પડી ભાગશે, અને તેથી છેવટ હોંસે હોંસે તેમણે ઝાકર્ડની શાળ વાપરવા માંડી; અને ઝાઝી મુદ્દત ન થઈ, એટલામાં તો ઝાકર્ડનો સંચો ઘણુંકરીને બધી જાતના વણાટમાં વપરાવા લાગ્યો. પરિણામે સૌના સમજવામાં આવ્યું કે કારીગર લોકોએ ભૂખે મરવાની બીક બતાવી હતી અને ખાલી પોકાર ઉઠાવ્યો હતો, તે તદન ખોટો ઠર્યો. ધંધો ઘટવાને બદલે ઝાકર્ડની શાળ ચાલુ થવાથી આગળ કરતાં કમમાં કમ દશગણો વધ્યો. મોસ્ય લીઓં ફ્રોશેર લખેછે કે, ભાતીગર કપડાંનાં કારખાનાં પાછળ લાયન્સ શહેરમાં ઈ. સ. ૧૮૩૩ની સાલમાં સાઠ હજાર કારીગર કામે લાગ્યા હતા; અને એ સંખ્યામાં તે પછી તો ઘણો વધારો થઈ ગયો છે.

હવે ઝાકર્ડની જીંદગી સલાહ શાંતિમાં ગુજરવા લાગી; એની શાંતિમાં જો ગણીએ તો, માત્ર એટલોજ વિક્ષેપ આવ્યો હતો કે, જે કારીગરો એને ડૂબાવી દેવાની ધારણાથી આગળ ફૂરજા ઉપર એને ઘસડી લઈ જતા હતા, તે જ લોકો આજ એની વરસગાંઠને દિવસે એ જ રસ્તે એની ગાડીના ઘોડાને ઠેકાણે જોડાઇને ખેંચી લઈ જવાને ટમટમી રહ્યા હતા. પણ એ જાતે એવો સુશીલ અને નમ્ર હતો કે પોતાની જન્મગાંઠના મહોત્સવનો એવો મોટો દમામ કરવાનું એને ગમ્યું નહિ. લાયન્સના શહેરસુધારાની સભાએ ઝાકર્ડને કહ્યું કે, આ સ્થાનિક વેપારના લાભને અર્થે હવે તમે તમારો બધો વખત માત્ર તમારી શાળ સુધારવા પાછળ જ ખરચો; એ મહેનત બદલ શહેરના સભાસદોએ એક સાધારણ પગારનું નામ ઝાકર્ડ પાસે જ પડાવીને તેની પાસે એ કામ કરવાનું કબૂલ કરાવ્યું. તેની શાળને સંપૂર્ણ કર્યા બાદ સાઠ વરસની ઉમરે ઝાકર્ડ ઊલાં ગામમાં પોતાના બાપના વતનમાં પોતાની આખર અવસ્થા ગુજારવાને આવ્યો. એજ ઠેકાણે ઈ. સ. ૧૮૨૦માં

એને **લીજન ઑફ ઑનર**નો ચાંદ મળ્યો; અને એ જ ઠેકાણે ઈ. સ. ૧૮૩૪ માં તે મરણ પામ્યો; અને એ જ ગામમાં એને ભૂમિદાહ કર્યો. એની યાદગીરીને માટે એક બાવલું ઉભું કરવામાં આવ્યું; પણ એનાં સગાંવહાલાં તો ગરીબાવસ્થામાં જ રહ્યાં; તે એટલે સુધી કે એના મોત પછી વીશ વરસે એની બે ભત્રીજીઓને પોતાના કાકાનો સોનાનો ચાંદ થોડા રૂપિયા સારૂ વેચવો પડયો. એ ચાંદ ઝાકર્ડને અઢારમા લૂઈએ આપ્યો હતો. એક ફ્રેંચ લખનાર લખેછે કે, જે પુરુષના પરાક્રમથી **લાયન્સ** નગર હાલ પણ આબાદાનીના દબદબાથી ઝળકી રહ્યું છે, અને જે શોધક નરના બુદ્ધિબળથી **લાયન્સ** શહેરના મોટા વેપારીઓ સુખસંપત્તિમાં ડોલી રહ્યા છે, તે પુરુષની એ શહેરીઓએ કેવી કદર કરી, તેના ગુણનો કેવો બદલો વાળ્યો તે જુઓ! એનાં સગાંની આવી હાલત ગુણજ્ઞ માણસોથી કેમ જોઈ શકાય!

શોધક નરોને માથે જે જફાઓ આવી પડી છે, અને તેમણે કેવા દુઃખમાં દેહ-પાત કર્યો છે, એનાં દૃષ્ટાંતો જોઈએ તેટલાં છે. પોતાને પુરતો લાભ ન મળતા છતાં, જે પુરુષોએ પોતાના જમાનાના વેપાર અને ઉદ્યોગના વધારામાં કઠણ શ્રમથી પ્રસિદ્ધિ મેળવી છે, તેવા વિરલ જનોનાં કીર્તિવંત નામોની અમે સંકળના બાંધવા જઈએ, તો તે સહેલું કામ છે. એવા માણસો હરવખત ઝાડ વાવીને ગત થઈ જાયછે, તેનાં ફળ ધીરજવાળા આળસુ એદીઓ બેઠા બેઠા ખાયા કરેછે. એવા બધાની ગણના કરવાની વાત પડી મૂકીને હાલના સમયમાં એક શોધક વીર થઈ ગયો છે, તેનો ટુંકો હેવાલ આપીને અમે આ વિષયને બંધ કરીશું. સૂતરને સાફ કરવાના સંચા શોધી કાઢનાર **જોશુઆ હીલ્માન**ની હકીકતથી સ્પષ્ટ સમજાશે કે યાંત્રિક શોધમાં મંડનાર મહાપુરુષોના પ્રારબ્ધમાં કેવાં કેવાં સંકટ સહન કરવાનાં હોયછે, અને તેમને કેવી કેવી આપત્તિઓને આધીન થવું પડેછે.

**ઑલ્સેસ** કસ્બામાં **મલ્હાઉઝ**નું મકાન સૂતરાઉ કાપડના કારખાનાના સ્થળ તરીકે પ્રખ્યાત છે. તે ઠેકાણે **હીલ્માન** ઈ. સ. ૧૭૯૬ માં જન્મ્યો હતો. એનો બાપ એ કારખાનું ચલાવતો; તે ધંધામાં **જોશુઆ** પંદર વરસની ઉમરમાં દાખલ થયો. એ ઠેકાણે એ બે વરસ સુધી રહ્યો; તેમાં એ નવરાશની વેળા યાંત્રિક ચિત્ર કાઢવામાં ગાળતો. આ પછીનાં બીજાં બે વરસ તે **પારિસ** નગરમાં તેના કાકાની શરાફી દુકાન ઉપર રહ્યો; ત્યાં તે રોજ સાંજે ગણિત શાસ્ત્ર પાછળ મહેનત કરવા લાગ્યો. **મલ્હાઉઝ**માં રૂ કાંતવાનું એક નાનું કારખાનું તેનાં કેટલાએક સગાંએ કાઢયું, તેવામાં જુવાન **હીલ્માન**ને **પારિસ**ના મેશર્સ **ટીસો** અને **રેની** પેઢી ઉપર તે દુકાનનો વહીવટ સમજવાને રાખવામાં આવ્યો. એ જ વેળાએ વેપાર-વણજ અને કળા-કૌશલ્યની પાઠશાળામાં તે ભણવા જવા લાગ્યો; ત્યાં જે ભાષણો થતાં, તેમાં તે હમેશાં હાજર રહેતો; અને સંગ્રહસ્થાનમાં જે સંચાઓ હતા, તેનું બારીક જ્ઞાન તે મેળવવા લાગ્યો. રમકડાં બનાવનાર પાસેથી તે હવે વ્યવહારોપયોગી કેળવણી લેવા પાછળ મંડયો. આ પ્રમાણે કેટલીએક મુદ્દત સુધી મહેનત કર્યા પછી તે **ઑલ્સેસ**માં પાછો આવ્યો; અને **વીયુથાન**માં એક નવું કારખાનું કાઢવું હતું, તેનું સંચાકામ તૈયાર કરવા ઉપર એ દેખરેખ રાખવા લાગ્યો. ટુંકા વખતમાં એ કામ પૂરૂં કરીને તેણે કારખાનું ચાલતું કર્યું.

પણ વેપારમાં મોટી કજા લાગવાથી કારખાનું ભાગી પડ્યું; અને તે બીજાના હાથમાં જવાથી હીલ્માન પોતાને ઘેર મલ્હાઉઝમાં પાછો આવ્યો.

આ સમયમાં તે પોતાની નવરાશનો ઘણો વખત નવા શોધ કરવા પાછળ ગાળતો. કાંતવાનું રૂ તૈયાર કરવાની બાબતમાં અને સૂતર વણવાના સંબંધમાં કંઈ યુક્તિ કરવી, એમ એના મનમાં વિશેષે કરીને આવ્યું હતું. તેના સૌથી પહેલા પ્રયત્નમાં તેણે ભરત ભરવાનો સંચો શોધી કાઢ્યો, તેમાં એકી વખત વીશ સોય ચાલુ થતી. છ મહિના સુધી માથાકૂટ કર્યા પછી, તે પોતાના એ શોધમાં સફળ થયો. ઈ. સ. ૧૮૩૪ના પ્રદર્શનમાં તેણે આ શોધ જાહેરમાં મૂક્યો. તે ઉપરથી તેને સોનાનો ચાંદ અને લીજન-ઑફ-ઑનરનું માન મળ્યું. તે પછી તેણે બીજા શોધ ઉપરા ઉપરી કરવા માંડ્યા. તેણે સુધારા ઉપર આણેલી શાળ બનાવી. કાપડ માપવાનો અને તેની ઘડી વાળવાનો તેણે સંચો બનાવ્યો. અંગ્રેજ લોકમાં રૂ કાંતવામાં જે ફીરકા અને ફાળકાનાં ચોકઠાં વપરાતાં, તેમાં એણે સુધારો કર્યો. વાણો વણવાના સંચામાં પણ એણે એવો જ સુધારો દાખલ કર્યો; તેમ જ રૂ અને રેશમ પીંજવાના, કાંતવાના અને વણવાના સંચાકામમાં તરેહ તરેહવારના સુધારા કર્યા. મખમલ અથવા એવા બીજા કપડાના બે તાકા સાથે વણાતા જાય, એવી હિકમત તેણે શોધી કાઢી; તે ઘણી અકલવાળી હતી. એ બે તાકાની વચ્ચોવચ્ચ સૂતર કે ઉન જે બંને તાકામાં કામમાં લેવાનું હોય તે રાખવામાં આવતું. તેમાં વચ્ચે એક ચપ્પુ અને બીજો સંચો રહેતો. એ બે તાકા વણાઈ રહે, એટલે એ ચપ્પુ અને સંચાથી કપાઇને તે જૂદા થઈ જતા. પણ તેણે જે જે શોધ કર્યા છે, તેમાં અતિ સુંદર અને ચતુરાઈથી ભરપૂર રૂ, રેશમ અને ઉન સાફ કરવાનો સંચો હતો. તેનું અમે નીચે ટુંકામાં બ્યાન આપીએ છીએ.

રૂ કાંતવા લાયકનું કરવાને તે વખત જે સાધારણ તાંત ચાલતી, તેથી જોઈએ તેવું કામ થતું નહિ; તેમાં બારીક સૂતર ઉતારવા લાયક રૂ પીંજવું હોય, તો તે બરાબર પીંજાય નહિ, અને ઝીણું પીંજવા જાય તો ઘણું રૂ કચરામાં કાઢી નાખવું પડતું. રૂનું ઝીણું સૂતર કાંતવું હોય, તો તેવા રૂને પીંજીને સાફ કરવાના સંચાની કેવી રીતે યોજના કરવી, તે વાત કેટલાએક વરસથી હીલ્માનના મનમાં ખૂબ ઘોળાયા કરતી હતી. રૂ સાફ કરવામાં ઉપર મુજબની અડચણો નડતી. તે બધી મટી જાય, એવો સંચો કોઈ બનાવે, તો તેને ચાર હજાર રૂપિયાનું ઇનામ આપવાનું ઑલ્સેસના લોકોએ જાહેર કર્યું. એ ઇનામ મેળવવાને હીલ્માન તરત જ મંડી પડ્યો. તે માત્ર પૈસા મેળવવાના લોભથી ઉશ્કેરાયો ન હતો, કારણ તે પૈસેટકે સુખી હતો; તે પરણ્યો હતો, તેમાં તેની વહુ પોતાને પીયરથી ઘણું દ્રવ્ય લાવી હતી. 'ફલાણું કરવાથી મને કેટલો નફો મળશે? અને આ કામ કરવાથી મને શો લાભ થશે ? એ પ્રમાણે જે માણસ પોતાના મન સાથે નિરંતર વિચાર કર્યા કરેછે, તેવા આદમીથી મોટાં કામ કદી થતાં નથી,' એ પ્રમાણે તે ઘણી વખત બોલતો. એનામાં જે અસલ શોધક બુદ્ધિ હતી, તેની પ્રેરણાથી જ તે ખેંચાઈને આવાં કામ કરતો. એવા પુરુષોના આગળ કંઈક એવી હિકમતનો કારીગરીનો કોયડો આવે, તો તે છોડવાને તેને અંદરથી સ્ફુરણ થઈ આવે- છે. પણ આ વેળાએ તો તેના ધારવા કરતાં એ કોયડો કઠણ થઈ પડ્યો. એ વિષયનું

ઊંડું મનન કરવામાંજ એનાં કેટલાંએક વરસ ગયાં; અને તે સંચો બનાવવાનો પ્રયત્ન કરવામાં તેને એટલો બધો ખરચ થઈ ગયો કે તેની વહુ જે દોલત તેને પીયરથી લેતી આવી હતી, તે ટુંકા વખતમાં ઉડી ગઈ; અને સંચોબંચો તો પૂરો થયો નહિ, અને પંડે પણ પૂરી દુર્બળ દશામાં આવી પડ્યો એ. વખતથી એ શોધ આગળ ચલાવવાને તેને તેના મિત્રોની મદદ ઉપર ઘણે ભાગે આધાર રાખવો પડતો હતો.

દુઃખ દરિદ્રતામાં પીડાતાં પીડાતાં, મારો ધણી ખરાબ ખાસ્તે થઈ ગયો છે, એવું જાણીને બાપડી હીલ્માનની વહુ મરણ પામી. કાંઈક મુદ્દત વીત્યા પછી, ઇંગ્લિંડમાં આવીને માંચેસ્ટર શહેરમાં તેણે નિવાસ કર્યો; અને પાછી પોતાના સંચા પાછળ માથાકૂટ કરવા માંડી. શાર્પ અને રૉબર્ટસની પેઢીવાળા પ્રખ્યાત માણસોએ એને એના સંચાને માટે એના કહેવા પ્રમાણે નમુનો બનાવી આપ્યો. પણ એ તૈયાર થયા પછી બરાબર ચાલ્યો નહિ; અને તેથી એ મન–ભંગ થઈ ગયો. તે હવે કુટુંબયાત્રાએ ફ્રાન્સમાં પોતાને ઘેર પાછો આવ્યો; પણ એના મગજમાં જે ભૂત ભરાએલું, તે તો કયમે કર્યું નીકળ્યુંજ નહિ. સાંજે એક વખત તે સગડી પાસે બેઠો બેઠો તાપતો હતો; અને શોધક પુરુષોને માથે કેવાં સંકટ આવી પડેછે, અને તેમનો કુટુંબકબીલો કેવા દુઃખદરિયામાં ડૂબેછે, એ વિચારમાં તે ગરક થઈ ગયો હતો; એવામાં એની નજર પોતાની દીકરીઓ ઉપર પડી. તેઓ પોતાના લાંબા ચોટલા હોળતી હતી, અને લાંબી લટમાં આંગળાં ઘાલીને ઘુંચ કાઢતી હતી, તે તેના જોવામાં અકસ્માત્ આવી ગયું. એ ઉપરથી એના મનમાં એકદમ એવો વિચાર ઉગી આવ્યો કે જેમ કાંસકીવતી બધા લાંબા વાળ હોળાઈ જાયછે, અને તે કાંસકી ઉલટી લેવાથી જેટલા ટુંકા વાળ હોય, તે બહાર નીકળી આવેછે; એવી જ રીતે મારા સંચામાં એવો દાંતીઓ જો દાખલ કરાય, તો મારૂં બધું દુઃખ મટી જાય. આ એક યાદ રાખવા જેવી વાત છે કે ઉપર વર્ણવેલા દેખાવનું એક સુંદર ચિત્ર પાદશાહી પાઠશાળાના મિ. એલ્મોરે ચીતર્યું, તે ઈ. સ. ૧૮૬૨ માં એ પાઠશાળાના સંબંધમાં પ્રદર્શન થયું, તેમાં બતાવવામાં આવ્યું હતું.

આ તર્ક ઉપર તે દોડયોજ રહ્યો; અને સંચાથી સાફ કરવાની ઉપરની ક્રિયા દેખાઇતી સાદી હતી; પણ ખરેખર કરવા જતાં બહુ જ કઠણ થઇ પડે એવી હતી, તે તેણે દાખલ કરી; અને ઘણી મહેનત કર્યા પછી તે તેના સંચાને સંપૂર્ણ કરી શકયો. ?, રેશમ અને ઉન સાફ કરવાનું કામ એ સંચામાં કેવી અજબજેવી સફાઇથી થાયછે, ? એ સંચો જે કોઇ ચાલતો જુએ, તે જ જાણી શકે. પોતાની દીકરીઓ તેમના ચોટલા હોળતી હતી, તે જોવાથી તેમના બાપને એવો સંચો બનાવવાનો પત્તો લાગ્યો; વાળ હોળતાં જેમ કાંસકી ફરેછે તેમ જ આ સંચામાં પણ થાયછે, એ જોવાથી તરત જણાઇ આવેછે. જેવી કોમળતાથી આપણાં આંગળાં વાળમાં ફરેછે તેવી જ નરમાશથી એ સંચો તેનું કામ કરેછે. એ સંચાથી રૂનો બાચકો બંને છેડેથી સાફ થતો આવેછે; સૂતરના તાંતણા એક બીજા સાથે બરાબર સમાંતર થઇ રહેછે; લાંબા તાંતણાથી ટુંકા તાંતણા નોખા પડી જાયછે; અને લાંબા લાંબામાં ભળીને એક જથે થાયછે; અને ટુંકા ટુંકામાં ભળીને બીજે જથે થાયછે. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, માણસ પોતાનાં આંગળાંથી જેટલી બારીકી અને કોમળતા વાપરીને કામ કરે, તેવી જ

બારીકી અને કોમળતાથી એ સંચો કામ કરેછે, એટલું જ નહિ, પણ તેનામાં જાણે મનુષ્ય–બુદ્ધિનું સૂક્ષ્મ તેજ હોઇને તેને અનુસાર ચાલતો હોય, એમ સ્પષ્ટ રીતે દેખાય.

એ શોધથી વેપાર ધંધાના કામમાં મોટો લાભ એ થયો કે હલકી કિસમનું રૂ હોય, તો તેના પણ ઝીણા તાંતણા બની શકતા. એ યંત્ર ચાલુ થવાથી કારખાનાં ચલાવનાર વેપારીઓને ઉંચી કીમતનાં કપડાં બનાવવાને જોઇએ તેવું ઝીણું સૂતર મળવા લાગ્યું; અને એ સંચાના જોરથી ઘણા ઝીણા સૂતરના ફાળકા જથાબંધ નીકળવા લાગ્યા. એ સંચાના સાધનવડે સૂતર એવું તો ઝીણું કંતાતું કે એક રતલ રૂ પીંજેલું હોય, તેમાંથી ત્રણશેં ચોત્રીશ માઇલ જેટલો લાંબો તાર નીકળી શકતો; અને એવા તાર ઘણી ઝીણી સૂતરાઉ રીત વણવામાં વપરાતા; તેથી આગળના વખતમાં જે ઉન તથા સૂતરની મેળવણીના બાર આના બેસતા, તેની કીમત ઘરાકના હાથમાં જતા પહેલાં આ ઝીણા કુમાસથી પાંચ છ હજાર રૂપિયા સુધી વધી ગઈ.

જે અંગ્રેજ વેપારીઓ રૂ કાંતવાનાં કારખાનાં ચલાવતા, તેઓએ **હી**લ્માનના શોધની કદર કરી અને તે સંચો કેટલો કામનો અને ખુબીદાર છે, તે તેઓએ તરત જાણ્યું. **લાં**કેશર પરગણાના છ પેઢીવાળાઓએ ભેગા થઇને સાડાચાર લાખ રૂપિયા ખરચીને એ સંચો આખા ઇંગ્લિંડમાં ચલાવવાનો હક મૂળ શોધક પાસેથી વેચાતો લીધો. એજ સંચો ઉન કાંતવાના કામમાં વાપરવાને ઉન કાંતવાનાં કારખાનાં ચલાવનાર વેપારીએ એ બીજી એટલી રકમ એને આપીને હક મેળવ્યો; અને **લી**ડસના મેશર્સ **મા**ર્શલની પેઢીએ **હી**લ્માનને ત્રણ લાખ રૂપિયા આપીને શણ કાંતવાના કામમાં એ સંચો તેઓ વાપરવા લાગ્યા. એ પ્રમાણે બાપડા **હી**લ્માનના ઘરમાં હવે સોનાનો વરસાદ વરસવા લાગ્યો; પણ એ ભોગવવા રહ્યો નહિ. તેના લાંબા પરિશ્રમથી વાવેલા બીજમાંથી ઉગેલા ઝાડનાં ફળ ખાવાનો વખત આવ્યો, એટલે તે મરણ પામ્યો; અને એના દીકરાએ એનાં અસંખ્ય દુઃખમાં ભાગ લીધો હતો, તે પણ થોડા દિવસમાં તેના મૂઆ પછી મરી ગયો.

આવી આવી જીંદગીઓ જાલમ આપ્તોના ભોગ થઇ પડે; એવા એવા દુઃખથી પીડા પામતા આત્માઓની અગાધ પરિશ્રમની વેદી ઉપર આહુતિઓ અપાય; ત્યારે જ મનુષ્ય-સુધારાની મહા સિદ્ધિઓ અને જન-કલ્યાણના અદ્ભુત ચમત્કારો પ્રાપ્ત થાયછે.



# પ્રકરણ ૩ જું.

# કુંભાર-જાતિના કુળ-દીપક.

## પાલિસિ, બટજર અને વેજવુડ.

---

ધૈર્ય એ મનની દૃઢતાનો અંશ છે. તે અતિ સુંદર અને મૂલ્યવાન છે. વળી, તે મહા દુર્લભ છે. સઘળા આનંદનું એ મૂળ છે. ધૈર્ય સઘળી શક્તિઓનું બીજ છે. સુખનું જીવન આશા છે; પણ એ આશા સાથે અધીરાઈ વળગેલી હોય, તો આશામાંથી સુખના અંકુર ફૂટતા નથી.—જૉન રસ્કિન.

મારી પચીશ વરસની ઉમરે એક એવી અજબ ખૂબસુરતીનો ઓપદાર માટીનો પ્યાલો મારા જોવામાં આવ્યો કે મને જૂદી જૂદી જાતની માટી વિષે કાંઈ પણ જ્ઞાન ન હતું, તોપણ તે જ વખતથી, અંધારામાં અમૃતનો સ્વાદ ચાખ્યો હોય, તે પ્રમાણે હું માટી ઉપર મીનો ચઢાવવા માટે તૈયાર થઈ ગયો.—બર્નર્ડ પાલિસિ.

---

મનુષ્ય-જીવન–ચરિત્રની વિસ્તીર્ણ રંગ–ભૂમિ ઉપરથી ધીરજ અને આગ્રહથી કામ પાછળ મંડ્યા રહેવાના જે ઘણા જાણવા જોગ દાખલાઓ મળી આવેછે, તેમાં કુંભાર–જાતિ ખાલી રહેતી નથી. એટલું જ નહિ, પરંતુ એમાંથી પણ એવાં જ દૃષ્ટાંતો દૈવયોગે હાથ આવેછે. તેમાંથી ત્રણ ઘણાં આશ્ચર્યજનક જાણીને અમે નીચે આપીએ છીએ. ફ્રાન્સવાસી બર્નર્ડ પાલિસિ, જર્મનીવાસી જોહાન ફ્રીડ્રિક બટજર, અને ઇંગ્લંડવાસી જોસાયા વેજવુડ.

માટીનાં સાધારણ ઠામડીકરાં બનાવવાનો કસબ ઘણુંકરીને બધી પ્રાચીન પ્રજાના જાણવામાં હતો; પણ ઓપદાર વાસણ બનાવવાની કળા ઘણાના જાણવામાં ન હતી. જૂના એટ્રુસ્કન લોકો એ કામમાં કાબેલ હતા. પુરાતન પદાર્થોના સંગ્રહસ્થાનમાં તેમનાં વાસણના નમુના જોવાથી એ વાત સાબીત થાયછે. પણ એ કળાનો કાળે કરીને નાશ પામ્યો; અને એ છેક આધુનિક સમયમાં જ પાછી સજીવન થઇ છે. છેક જૂના જમાનામાં એટ્રુસ્કન વાસણો બહુ કીમતી ગણાતાં. ઑગસ્ટસ પાદશાહના વારામાં એ વાસણનું મૂલ્ય સોનાના ભારેભાર થતું. આ હુનરનું જ્ઞાન મૂર લોકોએ જાળવી રાખેલું જણાય છે; કેમકે ઇ. સ. ૧૧૫૫ માં પીસાના વતનીઓએ જ્યારે મેજર્કા ટાપુ હસ્તગત કર્યો, ત્યારે ત્યાંના રહીશ મૂર લોકો એ ધંધો કરતા તેમને માલૂમ પડ્યા હતા. એ બેટ લૂટીને જે જે ચીજો વિજયી પુરુષો પોતાના વતનમાં લઇ ગયા, તેમાં મૂર–કૃત માટીની થાળીઓ હતી. તે પીસા નગરના પ્રાચીન દેવાલયની કેટલીએક દીવાલોમાં તેમનાં જય–ચિન્હ તરીકે ચણી દીધેલી આજ પણ જોવામાં આવેછે. એ વાતને બસેં વરસ વીત્યા પછી ઈટાલિયન લોકો એવા મીનાદાર વાસણોના કૃત્રિમ નમુના કરવા લાગ્યા; અને મૂરના માટી–પાત્રના સ્થળ ઉપરથી તેઓ પોતાનાં બનાવેલાં વાસણને મજ્જૉલિકા–વાસણ કહેવા લાગ્યા.

ફ્લૉરેન્સ નગરના લ્યુકા ડેલા રાબીઆ નામના એક શિલ્પિએ ઇટલિ દેશમાં

મીનો દેવાના હુનરને પુનર્જન્મ આપ્યો; તેણે જ તેનો પુનઃ શોધ કર્યો. વાસરી લખેછે કે, તે અસલ આગ્રહની મૂર્તિ હતો. આખો દિવસ તે ભણ્યો અને તેનો રંદો ભલો; અને રાતનો ઘણો ભાગ તે ચિત્ર કરવામાં કાઢતો. ચિત્ર–કળા પાછળ તે એટલા આગ્રહથી મંડ્યો કે ઘણી મોડી રાતે ટાઢથી તેના પગ ઠીંગરાઈ ન જાય માટે તે લાકડાના કટકાથી-ભરેલી એક ટોપલી મ્હોં આગળ રાખીને, તેમાં તે પોતાના પગ ઘાલીને દાબી રાખતો; તેથી તેના પગમાં હૂંફ રહેતી અને તે તેનું ચીતરવાનું કામ નિરાંતે કર્યો જતો. વાસરી વિશેષ એમ કહેછે કે, એ પુરુષની આ વાત જાણીને મને કંઈ આશ્ચર્ય લાગતું નથી; કારણકે ભૂખ, તરસ, તાપ, તડકો, ટાઢ અને એવાં એવાં બીજાં દુઃખ વેઠ્યા વગર કોઈ પણ માણસ કોઈ પણ કળામાં પ્રસિદ્ધિ પામી શકતો નથી. એવાં સંકટ સહન કરવાને નાના વયથી જ એવા માણસને ટેવ પાડવી જરૂરની છે; પણ જેઓ પોતાના મન સાથે એમ ધારેછે કે સુખ ચેન ભોગવતા છતાં અને દુનિયાનો બધો લહાવો લેતા છતાં આપણે માનભરેલી પદવીઓ મેળવીશું, તેઓ મોટી ભૂલ કરેછે, તેઓ પોતે પોતાને જ ખોટી કલ્પના અને ખોટી આશાથી છેતરેછે; કારણકે કાબેલિયતની ખુશબોદાર કલગી અને આબરૂ ઇજ્જતના એલકાબ ઊંઘવાથી કદી મળી શકતા નથી, પણ અખંડ ઉજાગરાથી, નિરંતર ચોકસીથી અને સતત્ ઉદ્યોગથી જ પ્રાપ્ત થાયછે.

પણ લ્યુકા એટલો આગ્રહી અને ઉદ્યોગી છતાં શિલ્પ કામથી પોતાનું ગુજરાન ચલાવવા જેટલા પૈસા તે મેળવી શક્યો નહિ; તેથી તેના મનમાં એવો તરંગ ઉઠ્યો કે, મોંઘા અને કઠણ આરસપહાણમાં કારીગરી કરવાના કરતાં અને વખત ગુમાવવાના કરતાં કોઈ સોંઘા અને સરળ પદાર્થમાં શિલ્પ કામ કરૂં, તો તે વધારે અનુકૂળ પડશે; તેથી તે હવે માટીમાં નમુના ઉઠાડવા લાગ્યો; અને તે ઝટ ભાગી ન જાય, પણ ટકાઉ નીવડે માટે તે ભઠ્ઠીમાં પકવીને લાખોટવાની અજમાએશ કરવા લાગ્યો. ઘણા પ્રયોગ કર્યા પછી છેવટ તેણે એક એવી હિકમત શોધી કાઢી અને માટી ઉપર તેણે એક એવો પદાર્થ ચોપડ્યો કે વાસણોને ભઠ્ઠીના આકરા તાપમાં મૂકયા પછી તે ઉપર એક સુંદર ટકાઉ મીનાકારી ચળકાટ ઝગઝગી ઉઠવા લાગ્યો. એટલું થયા પછી વળી તેણે બીજી એક એવી યુક્તિ ખોળી કાઢી કે એ ઓપ જેવા રંગનો કરવો હોય, તેવા રંગની ઝલેનો થતો. આમ થવાથી વાસણો બહુ ખૂબસુરત દેખાવા લાગ્યાં.

લ્યુકાના કસબની કીર્તિ આખા યુરોપમાં પ્રસરી; અને તેના હાથના હુનરના નમુના ચોગરદમ પહોંચી વળ્યા. એનાં ઘણાં વાસણો ફ્રાન્સ અને સ્પેઈનમાં પહોંચ્યાં. ત્યાં તેની ભારે કીમત ઉપજવા માંડી. તે વખત ફ્રાન્સમાં ખડબચડા ભૂખરા રંગના ગોળા અને નાની દેગો માત્ર બનાવવામાં આવતાં; અને પાલિસિ નામનો પુરુષ પેદા થયો, ત્યાંસુધી સહેજસાજ સુધારા સાથે ફ્રાન્સમાં એવાં ને એવાં જ ઠામ થયા કરતાં. એ મહાવીરે રાક્ષસી વિઘ્નો સામા એવા શૌર્યથી કષ્ટ ભરેલો શ્રમ કર્યો છે, અને એવું યુદ્ધ મચાવી મૂકયું છે કે તેના સુખદુઃખ–મિશ્રિત વિચિત્ર જીવનચરિત્ર ઉપર જાણે અદ્ભુત વિલક્ષણ પ્રકાશ પડતો હોય, એમ વાંચનારને લાગ્યા વિના રહેશે નહિ.

ફ્રાન્સની દક્ષિણે આગેન પરગણામાં આશરે ઈ. સ. ૧૫૧૦ માં બર્નર્ડ પાલિસિ જન્મ્યો હતો, એમ કલ્પના બંધાયછે. એનો બાપ સોવસા કાચનો ધંધો કરતો.

તે તેણે તેના દીકરાને શીખવવા માંડ્યો. એનાં માબાપ બાપડાં નિર્ધન હતાં; તે એવાં ગરીબ હતાં કે છોકરાને ભણવાને નિશાળે પણ મૂકી શક્યાં નહિ. પાલિસિ તેની પાછલી ઉમરે કહેતો કે, ગગન અને ધરતી વગર બીજાં કોઈ પુસ્તક મારી પાસે નહતાં. એ પુસ્તકો જેને જોઈએ, તેના આગળ સદા ઉઘાડાં જ છે. એમ છતાં તે કાચ રંગવાનું કામ શીખ્યો; તે પછી તે ચીતરવાનું કામ શીખ્યો; અને છેવટ જતાં વાંચતાં લખતાં શીખ્યો.

કાચનો ધંધો પડી ભાગવાથી આશરે અઢાર વરસની ઉમરે પાલિસિ ખાંધે ખાવાનું પોટકું મૂકીને બાપના ઘરમાંથી નીકળ્યો; અને જગતમાં કોઈ એના લાયકની જગા જડે, તો તે જોઈ કાઢવા મંડ્યો. તે પ્રથમ ગાસ્કની તર્ફ ચાલ્યો. રસ્તામાં જ્યાં તેને પોતાનો ધંધો જડે, ત્યાં તે કરતો જતો; વળી વખત આવે તો જમીનની માપણીનું કામ પણ કરતો. પછી તે ઉત્તર ભણી જવા લાગ્યો. તેમાં ફ્રાન્સનાં ઘણાંક ગામોમાં તે કામ પ્રમાણે રોકાતો; અને એવી જ રીતે તે ફ્લાંડર્સ અને લોઅર જર્મનીમાં પણ અનેક ઠેકાણે રોકાતો રોકાતો ફર્યો.

એ પ્રમાણે પાલિસિએ દશેક વરસ ભમવામાં કાઢ્યાં. પછી તે પરણ્યો, એટલે ભટકવાનું તેણે મૂક્યું. હવે લોઅર શારેંટના સેંટ્સ નામના નાના કસ્બામાં રહીને કાચ ચીતરવાનો અને જમીન ભરવાનો ધંધો તે કરવા લાગ્યો. અહીં એને છોકરાં થયાં; તેથી તે ફિકરચિંતામાં પડ્યો, એટલું જ નહિ, પણ તેને માથે ખરચનો બોજો પણ વધવા માંડ્યો. એ ગમે એટલી મજુરી કરે, તોપણ તેના ખરચ કરતાં કમાણી બહુ જ કમી હતી; તેથી તેને હવે જાગૃત થવાની જરૂર પડી. કાચ ચીતરવામાં તેને અનિશ્ચિત પેદાશ થતી. એવા ઢંગ વગરના ધંધા કરતાં કંઇ બીજાં મોટાં કામો મારાથી કેમ ન થાય, એવી લાગણી તેના મનમાં કદાચ્ ઉગી આવી હશે; અને તે સબબથી જ મટોડાનાં વાસણ ચીતરવાનો અને તે ઉપર મીનો દેવાનો હુનર અજમાવવા તર્ફ એનું મન દોડ્યું. પણ એ બાબતમાં તે કેવળ અજાણ્યો હતો; કેમકે તેણે આ ધંધો હમણાં હાથમાં લીધો, તે પહેલાં તેણે માટી પકવતાં પણ કોઇ દિવસ જોઇ નહતી; તેથી કોઇની પણ સહાયતા વિના આ કામ તેને નવેસરથી જ શીખવાનું હતું. પણ તે આશા ઉમંગથી ભરેલો હતો. તે નવું કામ શીખવાને આતુર હતો. તેનામાં અપરિસીમ આગ્રહ હતો; અને તેનામાં અક્ષય ધીરજનો ગુણ ઓપતો હતો.

ઇટાલિયન બનાવટનો એક સુંદર પ્યાલો તેણે દીઠો. લ્યુકા ડેલા રાબિયાના હાથના હુનરનો જ ઘણુંકરીને એ હશે. પાલિસિને એ નવો હુનર હાથ કરવાને એ પ્યાલો જોઇને મન થયું. દેખાઇતા જ આવા નજીવા બનાવથી સામાન્ય પ્રતિના માણસને કંઇ પણ વિચાર આવે નહિ. પાલિસિએ જ જો એ વાસણ કોઇ બીજે સાધારણ પ્રસંગે જોયું હોત તો એના જ મન ઉપર કશી અસર થાત નહિ. પણ જે વખત તે પોતાનો અસલ ધંધો છોડીને બીજો ધંધો માંડવાના વિચારમાં હતો, તે અરસામાં આ એક પ્યાલો જોઇને તેના જેવો બીજો નમુનો બનાવવાને એને અત્યંત ઉત્કંઠા થઇ આવી. આ પ્યાલા ઉપર દૃષ્ટિ પડવાથી તે આકુળવ્યાકુળ થઇ ગયો; અને એ ઉપર મીનાનો ઓપ શી રીતે આ પ્રમાણે ઝળકી રહ્યો છે, તેનો ભેદ શોધી કાઢવાને તેણે દૃઢ નિશ્ચય કર્યો. તે ઠરાવ તેના મનમાં ભૂતની પેઠે ભરાયો. જો આ વેળા તે વાંઢો

હોત, તો એ હુનર હાથ કરવાને તે ઈટલિ સુધી પ્રવાસ કરત; પણ તેની સ્ત્રી અને છોકરાં પ્રતિ તેની જે ફરજો હતી, તેને લીધે તેનાથી નીકળાયું નહિ; તેથી તે તેમની પાસે રહીને માટીનાં વાસણ બનાવવાની અને તે ઉપર ચળકતો ઓપ દેવાની ક્રિયા શોધી કાઢવાની આશાથી અંધારામાં ફાંફાં મારવા મંડયો.

પ્રથમ તો મીનો કરવામાં કયી કયી વસ્તુઓ આવતી હશે, તેની તે માત્ર અટકળ કરવા લાગ્યો. ખરેખાત તેમાં કયી કયી જણસો હશે, તે નક્કી કરવાને તે સઘળી જાતના પ્રયોગ કરવા પાછળ મંડયો. એની બનાવટમાં ફલાણા પદાર્થો આવ્યા હશે, એમ ધારીને તે બધાનો તેણે વાટીને ભૂકો કર્યો. હવે તેણે મટોડાનાં સાધારણ વાસણ વેચાતાં લીધાં; તેના કટકે કટકા કરી નાખ્યા; અને તેમના ઉપર પોતે તૈયાર કરેલો રસ ચોપડીને, એ કામ સારૂ ભઠ્ઠી બનાવી હતી, તેના તાપમાં પકવવાને તે મૂકયાં. આ અજમાએશથી કંઇ વળ્યું નહિ; તેમાં ફળ માત્ર એટલું જ થયું કે વાસણ મફતમાં ભાગ્યાં, બળતણ નકામું બાળ્યું, વસાણાંના પૈસા છૂટી પડ્યા, અને એનો વખત ગયો તથા એને મહેનત પડી તે જૂદાં. બાપડાં છોકરાંને પહેરવાને લૂગડાં જોઇએ અને ખાવાને અન્ન જોઇએ; તેમને હેરાન કરીને વગર કારણે પૈસા ઊડાવી દેવાની અજમાએશનો ધંધો માંડવો બૈરાંઓને ગમતો નથી; તેથી પાલિસિની પત્ની બધી વાતે આજ્ઞાકારી હતી પણ ગોળા લઈ લઇને ભાગવા અને ખાલી પૈસા ફેંકી દેવાની વાત તેને ગળે ઉતરી નહિ. પણ અબળાજાતિ એટલે કબૂલ ન કરે તો બિચારી જાય કયાં ? કેમકે પાલિસિ તો નક્કી નિશ્ચય કરીને બેઠો હતો કે ઓપ ચઢાવવાની આંટી ખોળી કાઢવી જ છે; અને તે વિના મારે જંપીને બેસવું નથી.

મહિનાના મહિના સુધી અને વરસનાં વરસ સુધી પાલિસિ પોતાના પ્રયોગ પાછળ મંડ્યો જ રહ્યો. તેણે પહેલી વારની ભઠ્ઠી પોતાના ઘરમાં કરી હતી, તે નકામી પડવાથી તેણે બીજી બારણા બહાર ઉઠાવી. આગળ કરતાં આ બીજી ભઠ્ઠીમાં તેણે બહુ લાકડાં બાળ્યાં, બહુ વાસણ અને વસાણાં બગાડ્યાં, બહુ વખત ગાળ્યો; અને છેવટ એ થયું કે દરિદ્રતા તેના ઘરમાં આવીને હાજરાહજૂર ખડી રહી. આ વખત પાલિસિ બિચારો બોલ્યો કે, શોક સંતાપ અને સંકટમાં ઘણાં વરસ મેં નકામાં ગાળ્યાં; કેમકે મારી ઉમેદ લેશ માત્ર બર આવી નહિ. તે આ અખતરા કરતો, તેમાં તેને જે નવરાશ મળતી, તેમાં તે પ્રસંગોપાત્ તેનો અસલ ધંધો કરતો; કાચ ઉપર ચિત્ર કામ કરતો, તસવીરો કાઢતો, અને ભોંય ભરતો; પણ તેમાંથી એનો ખરચ નીકળતો નહિ; પેદાશ બહુ જ થોડી હતી. બળતણનો ખર્ચ એને હવે એટલો ભારે પડવા લાગ્યો કે, તે પોતાના પ્રયોગ પોતાની ભઠ્ઠીથી અજમાવી શકયો નહિ. માટીનાં વાસણના કટકા તેણે વળી વેચાતા લીધા. એ મોટા કટકા હતા, તે ભાગીને તેના ત્રણશેં ચારશેં ઝીણા કટકા કર્યા. તે ઉપર તેણે ખરળ કરેલો રસ ચોપડ્યો અને પોતાના સેંટ્સ ગામથી બે અઢી ગાઉ ઉપર નળીઆંનો નીમાડો હતો, તેવી સાધારણ ભઠ્ઠીમાં અજમાએશ કરી જોવાને તે પોતાનાં ઠામઠીકરાં ત્યાં લઈ ગયો. નીમાડો ઓલવાયા પછી તે પોતાનાં ઠીકરાં જોવાને ગયો; અને જઇને જુએછે, તો એ પ્રયોગ પણ મિથ્યા ગયો, એમ જણાયું; એથી એ કેવળ નિરાશ થઈ ગયો.

નાઉમેદ થયો, પણ તે હારીને બેઠો નહિ; પણ ત્યાં ને ત્યાં જ તેણે પુનરારંભ કરવાનું નક્કી કર્યું.

જમીન ભરવાનું કામ નીકળવાથી તેને થોડી એક મુદ્દત સુધી બહાર જવું પડયું; અને તેથી તેના પ્રયોગનું કામ તેને મુલ્તવી રાખવું પડ્યું. સરકાર તર્ફથી એક જાહેર-નામું નીકળ્યું હતું, તેને અનુસાર સેંટ્સ ગામની આડખેપડખે જે ખારો આવ્યો હતો તે માપવાની જરૂર હતી, કેમકે ખેડાણ જમીન ઉપર કર મૂકવો હતો; તેથી જેટલો ખારપાટ હોય અથવા જે જમીનમાં ખારૂં પાણી ભરાઈ રહેતું હોય, તેટલી જમીન ભરીને નક્કી કરવી જોઈએ કે છેવટે તે સીમની કુલ જમીનમાંથી બાદ કરતાં બાકીની ખેડાણ જમીન કેટલી છે, તે જણાઈ આવે. આ પ્રમાણે માપ કરીને નકશો બનાવવાનું કામ પાલિસિને સોંપવામાં આવ્યું. એ કામ પાછળ એને કેટલીક મુદ્દત રોકાવું પડયું; અને તેનો એને બદલો પણ સારો જ મળ્યો હશે; પણ એ ભરતરી વગેરેનું કામ પુરૂં થયું કે તરત જ બેવડા ઉત્સાહથી મીનાના માર્ગમાં પોતાની જૂની શોધ પાછળ તે લાગુ થયો. માટીનાં છત્રીશ નવાં ઠામના તેણે કટકા કરી નાખ્યા; જૂદાં જૂદાં વસાણાં વાટીને તેણે રસ કર્યો હતો, તે તે ઉપર ચોપડયો; અને ગામમાં કાચ-ની ભઠ્ઠી ચાલતી હતી, તેમાં પકવવાને તે લેઈ ગયો. આ પ્રયોગમાંથી કંઇ કંઈ આ-શાનાં કિરણ ફૂટયાં. કાચની ભઠ્ઠીના આકરા તાપથી તેનો ચોપડેલો રસ થોડો થોડો ઓગળ્યો હતો; પણ પાલિસિને તો સુંદર સફેદ ઓપનો રંગ જોઇતો હતો; તેનો પત્તો તેને કાંઈ લાગ્યો નહિ.

કંઈપણ સંતોષ થાય એવું ફળ ન મળતા છતાં, પાલિસિ હજુ બીજાં બે વરસ સુધી એ ધંધા પાછળ પ્રયોગ કરતો જ રહ્યો. ખારા પાણીનાં ખાબોચીઆં માપીને તેણે જે બે પૈસા પેદા કર્યા હતા, તે હવે ઉડી ગયા; અને એ પાછો કેવળ ગરીબ હાલતમાં આવી પડયો; પણ તેણે એક છેલ્લો મહાન પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો. આ વેળા તેણે ઘણાં ઠામનાં ઠીકરાં કર્યાં. ત્રણસેંથી એ વધારે કટકા કરીને તે ઉપર પોતાનો મિશ્ર કરેલો ભૂકો ચોપડીને કાચની ભઠ્ઠીને હવાલે કર્યાં; અને તેની તપાસને માટે એ પંડે જ ગયો. ચાર કલાક લગી તે ભઠ્ઠી પાસે બેશી રહ્યો. ભઠ્ઠીને ટાઢી પા-ડીને તેણે જોયું તો ત્રણશેં કટકામાંથી એક જ કટકા ઉપર ચોપડેલો રસ ઓગળ્યો હતો, તેને ઠંડો પાડવાને બહાર મૂકયો. તે સૂકાતો ગયો, તેમ તેમ તે સફેદ રંગ પકડતો ગયો; છેવટ ધોળો ચળકતો રંગ ઉઠી આવ્યો! એ કટકા ઉપર સફેદ મીનો ઉપડી આવ્યો તે 'અજબ ખૂબસુરત' મીનો પાલિસિએ પેલા પ્યાલા ઉપર દીઠો હતો, તેવો જ હતો; અને આટઆટલી સબુરી અને મહેનત પછી જે થયું, તે પાલિસિને ખૂબસુરત જ દેખાય, એમાં નવાઈ નથી. તે કટકો લઇને તે પોતાની વહુ પાસે દોડી ગયો. તે વખત જાણે હું જુવાન બની ગયો હોઉં, એમ મને લાગ્યું, એ પ્રમાણે પાલિસિ લખેછે. પણ હજુ ધારેલું ફળ તો ઘણું દૂર હતું. તે મેળવવું મુશ્કેલ હતું. તેણે આ પ્રયોગને છેલ્લો પ્રયત્ન ધાર્યો હતો. તેનું ફળ માત્ર એટલું જ થયું કે જરાતરા ફતેહ મળવાથી તેને આશા આવી; અને આશા આવવાથી ઉપરના છેલ્લા પ્રયત્ન પછી પણ તેને ઘણા ઘણા પ્રયોગ કરવાનું મન થયું; અને '**हार्यो जुगारी बमणुं रमे**'

તેની પેઠે, એક વાર નિષ્ફળ થયા, તો બીજો પ્રયોગ; તેમાં પાછા પડયા, તો વળી ત્રીજો; અને ત્રીજામાં હાર્યા, તો ચોથો; એમ તે હારતો છતાં પ્રયોગ કરતો આગળ ચાલ્યો.

તે હવે ધારવા લાગ્યો કે હું શોધ-સાગરને કિનારે આવ્યો છું. તે પરિપૂર્ણ કરવાને તેણે પોતાના રહેવાના ઘરની પાસે જ એક કાચની ભઠ્ઠી બાંધવાનો મન સાથે ઠરાવ કર્યો. એમ થવાથી તે પોતાના પ્રયોગ ગુપ્ત રીતે ચલાવવા શક્તિમાન્ થયો. ઈંટની ભઠ્ઠીમાંથી ઈંટો પોતાની પીઠ ઉપર ભરીને તે ઘેર લાવતો; અને પોતાને હાથે જ તેણે ભઠ્ઠી બાંધવા માંડી. મજુરનું કામ, કડિયાનું કામ, બધું હાથે જ કરવા લાગ્યો. એમ કરતાં સાત આઠ મહિના થયા. હવે ભઠ્ઠી બંધાઇને કામને માટે લાયક થઈ. એટલી મુદ્દતમાં પાલિસિએ કેટલાંએક માટીનાં ઠામ મીનો લગાડવાને માટે ઘસી-ઘસીને સાફસુફ કરીને તૈયાર કરી મૂકયાં હતાં. એ કાચાં ઠામને પ્રથમ ભઠ્ઠીમાં પકવી-ને બહાર કાઢયાં; પછી તેમના ઉપર પોતાનું રસાયન-મિશ્રણ ચોપડયું; અને છેવટનો બળિષ્ટ, મહા પ્રયોગ કરવાને તેણે તે બધાંને ભઠ્ઠીમાં મૂકયાં. પાલિસિ હવે તો બધી વાતે સાવ ખાલી થઈ ગયો હતો; તોપણ આ મહા સિદ્ધિની પ્રાપ્તિને માટે છેવટના પ્રયોગને સારૂ કેટલીએક મુદ્દતથી તે લાકડાં ભેગાં કર્યા કરતો હતો. તેણે તેનો પુષ્કળ જમાવ કર્યો હતો. ભઠ્ઠી તેણે સળગાવી અને કામ શરૂ થઈ ગયું. તે આખો દિવસ ભઠ્ઠી પાસે બેશી રહીને, તેમાં લાકડાં નાખ્યા કરતો. વળી, તે બધી રાત જાગતો. ભઠ્ઠી પાસે અડયો રહ્યો અને તેમાં લાકડાં ઉમેરતો જ ગયો. પણ તેનું રસાયન-મિશ્રણ પીગળ્યું નહિ. આ અથાગ કષ્ટ અને ચિંતામાં સૂર્યનો ઉદય થયો. તેની વહુ તેને નાસ્તો કરવાને કટકો રોટલો લાવી અને તેના આગળ મૂકયો; કેમકે ખાવા જેટલો પણ પરવાર મેળવીને એ ઘરમાં સરખો જતો નહિ. એણે તો ભઠ્ઠીમાં લાકડાં ઉપર લાકડાં ઝીકવા જ માંડયાં. બીજો દિવસ પૂરો થયો; પણ એ મેળવણી હજુ પીગળી નહિ. સૂરજ આથમ્યો, અને બીજી રાત પણ પૂરી થઈ. પાલિસિનું મોઢું ઉતરી ગયું હતું. તે ગાભરો બની ગયો હતો. તેના માથા ઉપર હજામત ઉગી હતી. એ પ્રમાણે હાર ખાધેલો પણ હારી નહિ બેઠેલો પાલિસિ મિશ્રણ ઓગળવાની આતુરતાથી વાટ જોતો ભઠ્ઠી પાસે હજુ બેઠાજ રહ્યો. ત્રીજો દિવસ અને ત્રીજી રાત વીતી. ચાર, પાંચ અને છ; એ પ્રમાણે છ છ દહાડા અને છ છ રાત લગી આ અજીત અને અજેય પાલિસિ ઉજાગરા અને સંકટ સહન કરતો ગયો; અને આશા નિર્મૂળ છતાં આશા સામા તેણે રણજંગ મચાવી મૂકયો; તથાપિ તેનો ચોપડેલો રસ હઠ કરીને હજુ ઓગળ્યો જ નહિ.

આટલું થતાં તેના મનમાં એમ આવ્યું કે મીનાને માટે મિશ્રણ કરવાના પદાર્થમાં કંઈ ખામી હશે; એ મેળવણીને ઓગળે એવી પ્રવાહિ કરવામાં કંઈ દોષ આવ્યો હશે; તેથી ફરીથી બીજો પ્રયોગ કરવાને બીજી જણસો લાવીને નવેસરથી તે વાટવા બેઠો. એમ કરતાં વળી બીજા પંદર વીશ દિવસ વીસા; પણ હવે વળી નવા ગોળા કયાંથી કાઢવા ? તેણે આ મોટા પ્રયોગને માટે પોતાને હાથે જ ઠામ ઘડીને તૈયાર કર્યા હતાં; તે આટલા દિવસના આકરા અને લાંબા તાપથી તદ્દન બગડી ગયાં હતાં. તે કોઇ પ્રણ પ્રકારે બીજી અજમાએશના કામમાં આવે એવાં ન હતાં. એક દમડી સરખા તેની પાસે મળે નહિ; પણ કોઈ ધીરે, તો નાણું કરજે કાઢવાનો તેણે

વિચાર કર્યો. તેની વહુ અને તેના આડોશીપાડોશી જાણતા હતા કે નમાલા પ્રયોગ કરવામાં તે મૂર્ખાઇ કરીને પોતાના પૈસા નાખી દેછે; એમ છતાં તેની શાખ હજુ સારી હતી; તેથી તેને પૈસા મળ્યા. બીજાં લાકડાં અને ઠામ ખરીદ કરવા જેટલી રકમ તેના એક મિત્રે એને ધીરી. હવે તે ફરી પ્રયત્ન કરવાને તત્પર થયો. નવા મિશ્રણને નવા ઠામના કટકા ઉપર ચોપડીને તેને ભઠ્ઠીમાં મૂકીને તેણે દેવતા સળગાવ્યો.

તેણે જેટલા પ્રયોગ કર્યા હતા, તેમાં આ પ્રયોગ આખર નિશાનનો ઝબરદસ્ત હતો. દેવતા તો ભડભડ બળવા લાગ્યો; તાપ પણ ઘણો આકરો થયો, પણ હજુ મીનો પીગળ્યો નહિ. બળતણ ખૂટયું ! હવે તાપ આકરો શી રીતે રાખવો ? તેની વાડીને લાકડાના કઠેરાની વાડ કરી લીધી હતી. તે કઠેરા હોય તો બળે ખરા. આ મહા પ્રયોગ નિષ્ફળ જાય, તેના કરતાં એ બધાં લાકડાંને હોમી ઘાલવાં, એ ઠીક. કઠેરાને ઉખાડી ઉપાડીને ભઠ્ઠીમાં નાખવા માંડયો. તેને પણ ફોકટ બાળી દીધો. મીનો ઓગળવાનું હજુ કંઈ ઠેકાણું નહતું. તેણે ધાર્યું કે દશેક મિનિટ જો આવો આકરો તાપ રહે તો વખતે ઓગળે. ગમે તે થાઓ, પણ બીજું બળતણ જોઇએ. ઘરના સરસામાન અને ભંડારીઆં તથા અવળાઈ ઉપર પાલિસિની નજર પડી. ઘરમાં ખેંચતાણનો અવાજ થયો. પાલિસિનું મગજ ખસી ગયું છે, તે ગાંડો થઈ ગયો છે, એમ જાણીને તેની વહુ તથા છોકરાં બૂમરાણ કરી રહ્યાં; તે ન ગણકારતાં ઘરમાં જે મેજો હતી, તેને પાલિસિએ ભાગીને ભઠ્ઠીમાં નાખી ! પણ હજુ મીનો ચોપડ્યો હતો, તે તો તેમ ને તેમ જ રહ્યો. હવે અવળાઈ અને ભંડારીઆં રહ્યાં. ભીંતમાં જડેલાં લાકડાં કોઈ બહાર ખેંચી કાઢતું હોય, એવો અવાજ થઈ રહ્યો; અને અવળાઈઓને તોડી પાડીને ટેબલ પાછળ તેને પણ દેવતામાં ફૂંકી મૂકી. હવે એનાં બાઈડી છોકરાં ઘરમાંથી નાઠાં; અને આખા ગામમાં દિવાનાની પેઠે દોડતાં જાય અને બૂમો પાડી કહેતાં જાય કે, પાલિસિ બાપડો ગાંડો બની ગયો છે, અને ઘરના બધા સામાનને ભઠ્ઠીમાં હોમીને બાળી દેછે.

પાલિસિના પોતાના શબ્દોમાં બોલીએ તો વાત નીચે પ્રમાણે હતીઃ—બળતણનાં લાકડાં થઈ રહ્યાં, એટલે મારી વાડીની આસપાસ વાડ કરવાને મેં લાકડાં ખોડ્યાં હતાં, તે મારે ઉપાડી લાવવાં પડ્યાં. એ લાકડાં બળી રહ્યાં ત્યારે મારા ઘરમાં ટેબલો અને અવળાઈઓને ભઠ્ઠીમાં નાખવાની મને જરૂર પડી. બીજી વારનો મહા પ્રયોગ કરવામાં મારે ઉપર મુજબ કરવું પડયું. આ ટાણે મારા મનને જે વેદના થતી, તે કહી જાય તેમ નથી. ઘણી મહેનતથી અને ભઠ્ઠીના તાપથી હું છેક થાકીને લોટપોટ થઈ ગયો હતો. એક મહિનાથીએ ઝાઝું થયું મારા ડીલ ઉપરનું બદન સૂકાવા પામ્યું નહતું; પણ મારા સૂકાવામાં કંઈ બાકી નહતી. મારા દુઃખમાં દિલાસો મળવો તો રહ્યો, પણ સૌ મારી ઠેકડી કરતું; અને મારાં બાઈડી છોકરાંઓએ મને આ સમે ધીરજ આપવી જોઇએ,—મને મદદ કરવી જોઈએ; તે વાત તો એક કોરે રહી; પણ તેમણે તો ઉલટી ગામમાં દોડાદોડ કરી મૂકીને મારી ભવાઈની ભૂંગળ ફૂંકી. આમ થવાથી લોકોમાંથી મારી શાખ જતી રહી અને તેમના મનમાં

હું હલકો પડી ગયો. વળી, બીજા એમ વાતો ચલાવવા લાગ્યા કે હું ખોટા શિક્કા બનાવવાના ભૂંડા ધંધામાં પડયો છું; આવા બોલ સાંભળીને મને પગથી તે માથા સુધી જ્વાળા લાગતી; અને જાણે કોઈ પાપી માણુસ હોઉંની, તે પ્રમાણે નીચે મોઢે હું ગામમાં જતો આવતો. કોઈ પણ માણસે મને આશ્રય આપ્યો નહિ; પણ સર્વે ભેગા થઈને મારી હાંસી કરવા લાગ્યા અને બોલવા લાગ્યા કે, આ **પાલિસિના** પ્રારબ્ધમાં ભૂખે મરી જવાનું લખ્યું છે. એ એવો ધંધો લઈ બેઠો છે કે એ ભૂંડે હાલે મરશે. જ્યારે હું ગામમાં કોઈ મ્હોલ્લામાંથી જતો આવતો હોઉં, તે વેળા ઉપરના જેવી બધી ખબરો મારે કાને પડતી.

ઈ. સ. ૧૮૪૪માં **પારિસ** નગરમાં '**પાલિસિ**ના સંપૂર્ણ ગ્રંથો' નામનું પુસ્તક છપાઈને બહાર પડ્યું છે, તેમાં 'કુંભાર કામની કળા'ના વિષયમાંથી ઉપરનો ઉતારો લીધો છે.

એક મહિનાથી, તેણે તેના શરીર ઉપરથી બંડી સરખી કાઢી ન હતી. તે કેવળ ઘસાઈ ગયો હતો. મહેનત, ચિંતા, ઉજાગરા, અને રોટલાની તાણને લીધે તે છેક બેહાલ બની ગયો હતો. તેને માથે કરજ થયું હતું; અને તે ગગડીને છેક હેઠે બેસવાની તૈયારીમાં હતો. પણ છેલ્લી નિદાન તેને મીનાનો ભેદ માલૂમ પડયો; કારણ કે છેલ્લા સખ્ત તાપની આકરી આંચથી ઓપ ઓગળ્યો. ભઠ્ઠી ટાઢી પડ્યા પછી, તેમાંથી ઘરમાં વાપરવાના ગોળાના કટકા બહાર કાઢીને જોયા, તો તે ઉપર ધોળો મીનો ચળકી રહ્યો હતો. આ કામ પાર પડતા સુધી તેને માથે તિરસ્કાર અને ધિઃ-કારનો વરસાદ વરસ્યો, અને લોકોએ ન થાય એટલાં વાનાં કર્યાં; પણ સુખના દિવસ આવવા માંડ્યા, તેમ તેમ તે પોતાની શોધનું પારખું લેવા લાગ્યો; અને તેવો તક મળતા સુધી, તેણે ધીરજથી વાટ જોયા કરી.

**પાલિસિએ** એક કુંભારને પોતાને ત્યાં કામે રાખ્યો. તેને પોતાના મન ગમતા નમુના આપીને તે પ્રમાણે તે તેની પાસે ઠામ ઘડાવવા લાગ્યો અને પંડે માટીનાં કેટલાંએક ચિત્ર-કામવાળાં ચોરસાં બનાવવા મંડ્યો. તે ઉપર પછી ધોળો ચળકતો ઓપ દઈને મકાનોના દરવાજાને માથે જડવાના કામમાં તે આવતાં. પણ એ વાસણો તૈયાર થઈને વેચાય, ત્યાંસુધી પેટની પૂજા શી રીતે કરવી ? આખા કુટુંબનો નિર્વાહ શી રીતે કરવો ? દૈવયોગે તે વેળા **સેંટ્સ** ગામમાં એક માણસ રહેતો હતો. તે **પાલિસિના** આવા શેખસલ્લીના વિચારને અગર વખોડતો, તોપણ તેની સાચવટ ઉપર તેને પૂરો ભરોસો હતો. આ માણસ એક વીશીનો મુખી હતો. **પાલિસિ** પોતાનું કારખાનું ચલાવે, તેવામાં છ મહિના સુધી તેને ખાવાને ધાન અને રહેવાને ઘર આપવાને તેણે હા કહી. પેલા કુંભારને **પાલિસિએ** રોજે રાખ્યો હતો; તેને તેના ચઢેલા રોજ આપવાને **પાલિસિ** પાસે પૈસા ન હતા. ઘર નાગું કરીને તેણે તેના કુટુંબને વીશીમાં મોકલ્યું; હવે માત્ર જાત નાગી કરવાની રહી; તેથી પેલા કુંભારને તેના માગણા પેટે એણે પોતાનાં કેટલાંક લૂગડાં આપ્યાં.

**પાલિસિએ** હવે એક સારી ભઠ્ઠી બનાવી; પણ તેના નસીબમાં વિટંબણા બાકી હતી, તેથી માંહેના થોડાએક ભાગમાં તેણે ચકમકના પથરા વાપર્યા. ભઠ્ઠી તપી, એટલે ચકમકના ફાટીને ચૂરા થઈ ગયા; અને તેમાંના અણીદાર ઝીણા કણ ઉડી ઉડીને

ભઠ્ઠીમાં મૂકેલાં ઠામને ચોંટી ગયા. ઓપ તો ઉઠયો; પણ ચકમકના કણુ ચોંટી જવાથી તમામ કામ રદ થઈ ગયું; અને છ મહિનાની મહેનત છૂટી પડી. વાસણો બગડી ગયા છતાં, લોકો હલકી કીમતે લેવાને રાજી હતા. પણ પાલિસિને એ વાત ગમી નહિ. તે બોલ્યો કે એમ કરવાથી મારી આબરૂ હલકી થાય અને તેને ડાઘ લાગે; તેથી તેણે એ સઘળાં ઠામના કટકા કરી નાખ્યા. તે કહેછે કે, આમ થયા છતાં, મારા મનમાં આશા અમર હતી; તેથી હું દૈવતવાન્ રહેતો; તેથી છાતીએ હિમ્મત રાખીને હું મંડયો જ રહ્યો. કોઈ કોઈ વખત જ્યારે માણસો મને મળવા આવતા, ત્યારે મારા હૈયામાં તો હોળી ધીકતી હોય; તોપણ મજાક ઠઠ્ઠાની વાતો કરીને હું તેમને ખુશી કરતો. મારાં પોતાનાં જ ઘરનાં માણસો મારી જે હાંસી કરતાં, અને મારી પછવાડે ખાઈપીને મંડતાં, એ દુઃખ મારે માથે બધાં દુઃખથી મોટું હતું. તેઓ એવાં કમસમજનાં હતાં કે મારે પૈસા ખરચવા નહિ અને કામ કરવું,–વગર સાધને ધારેલું કામ સાધવાને તેઓ હઠ કરીને મને કહેતાં. કેટલાંએ વરસ લગી મારી ભઠ્ઠીઓ ઉઘાડી, ખુલ્લી હવામાં જ રહી; અને જ્યારે તેમની આગળ રાત દહાડો બેસીને મારે જાગરણ કરવું પડતું, ત્યારે વરસાદ અને વાનું મારા ઉપર કરવાનું બાકી હોય, તે તેઓ પૂરૂં કરતાં. એવા સંકટમાં મને કોઈ સહાય કરનાર કે દિલાસો દેનાર મળે નહિ. એક તર્ફથી બિલાડીઓની લડાઇના લાંબા પોકાર અને બીજી તર્ફથી કૂતરાં રડે, એ સિવાય બીજું કાંઇ મારે કાને પડતું નહિ. કોઈ કોઈ વખત તો તોફાન એવા જોરથી ઉપડતું અને ભઠ્ઠીઓની સામા વા એવા જુસ્સાથી ફુંકતો કે મારે ઘરમાં ભરાવું પડતું. જાણે કાદવ કીચડમાંથી મને ખેંચી કાઢયો હોય, એવી દુર્દશામાં, વરસાદમાં ગચકાબોળ થઈ ગએલો, મધ્ય રાત્રે કે પ્હો ફાટતાં હું ઘરમાં સૂવા જતો. દીવા વિના આમ તેમ ફાંફાં મારતો; અને જાણે દારૂ પીધેલા, છાકટા માણસની પેઠે આમ તેમ અથડાતો, કૂટાતો, અને ઠોકર ખાતો હું ઘરમાં જતો. આટઆટલી લાંબી મુદ્દત સુધી કષ્ટ ભરેલી મહેનત કરતા છતાં, કંઈ ફળ મળે નહિ તેથી છાતીમાં દૂમો ભરાઈ આવે અને ઉજાગરે થાકીને લોથ જેવા થઈ જવાય અને ફેર આવે, તેથી ખરૂં કહીએ તો પીધેલ જેવા થવાય, એમાં નવાઈ નથી. પણ અરે હાય, મારે ઘેર પણ મને વિશ્રામ ન મળે; વરસાદ અને કાદવથી પલળીને ખરાબ થઈ ગએલો હું મારા સૂવાના ઓરડામાં જાઉં એટલે તો બહારના થોડા દુઃખમાંથી નીકળીને જાણે અંતઃપુરના અત્યંત અંતર્દુઃખમાં આવી ફસાયો, એમ મને જણાતું. હવે હાલ જ્યારે હું એ બધી વાતનો વિચાર કરૂંછું ત્યારે મને અજાયબી લાગેછે કે આટલી બધી આફ્તોમાં હું ગળાઇને મરી કેમ ન ગયો !

આ વખતે પાલિસિ શોક નિમગ્ન બની ગયો; અને તે આશા–ભંગ થઇ ગયો. તે સઘળી વાતે જાણે દુઃખ દરિયામાં ડૂબેલો હોય, એમ દેખાતું. સૅંટ્સ ગામની સીમમાં તે ઉદાસ હાલતમાં આમ તેમ ભમતો. જાતે હાડકાંનો માળો બની ગયો હતો, અને ડીલ ઉપર લૂગડાંનાં ચીથરાં લટકતાં હતાં. તેના પુસ્તકમાં તે એક તાજુબ થવા જેવી વાત લખેછે, કે મારા પગના ગોટલા એવા તો ગળાઈ ગયા હતા કે બંધ બાંધ્યા છતાં પગે મોજાં રહેતાં નહિ. હું ચાલું એટલે મોજાં ઉતરી પડીને પગની

પાની સુધી આવી પડતાં. વળી તે લખેછે કે, ભઠ્ઠીના તાપથી ઠામ ઉપરનો મીનો ઓગળીને તેજદાર કરવામાં હું પાર પડ્યો, તે પહેલાં આ સઘળાં સંકટથી હું એવો નાઉમેદ અને મનભંગ બની ગયો હતો કે, કબરસ્તાનના દરવાજામાં દાખલ થવાને હું લાયક થયો હતો. આ ઉદ્યમ પછવાડે મંડતાં, દશ વરસના અરસામાં મારૂં અંગ જબરૂં અને મજબૂત હતું, તે એવું ગળાઈ ગયું કે મારા પગમાં ગોટલા કે માંસના લોચાનું નામ મળે નહિ. મારા પગ જાણે લાંબી લાકડીઓ જેવા થઈ ગયા. તેમના ઉપર હું મોજાં ચઢાવીને બંધ બાંધતો, અને જેવો એકદમ ચાલવા જતો કે તે મોજાં મારી એડી સુધી ઉતરી પડતાં. એના ઘરનાં માણસ એને વારંવાર ઠપકો દઈને કહેતાં કે, ઘરસંસારની તમને કંઈ જ ફિકર કે કાળજી નથી; એના આડોશીપાડોશી એનો મમત મૂર્ખાઈ ભરેલો ગણીને તેનો ફિટકાર કરતા. આમ થવાથી કેટલીએક મુદ્દત સુધી તે પોતાનો અસલનો ધંધો કરવા લાગ્યો. એક વરસ લગી ખંત રાખીને ઉદ્યમ કરી કરીને પોતાના કુટુંબનું તે ગુજરાન ચલાવવા લાગ્યો; અને પાડોશીઓમાં પોતાની ગઈ આબરૂને કાંઈક ઠેકાણે પાડીને તે પાછો તેના જીગરના કામ પાછળ મંડયો. અત્યાર સુધીમાં મીનાની શોધમાં તેણે દશેક વરસ તો ગુમાવ્યાં હતાં; તે ઉપર વળી બીજાં આઠેક વરસ સુધી અગણિત પ્રયોગનો પરિશ્રમ કર્યો, ત્યારે જ તે તેની શોધમાં સંપૂર્ણ વિજયી થયો. ઘણી વાર નિષ્ફળ થવાથી તેણે ઘણું ઉપયોગી જ્ઞાન મેળવ્યું; અને ઘણો અનુભવ થવાથી ધારેલું ફળ પ્રાપ્ત કરવાને તેનામાં ધીમે ધીમે ચપળતા આવી અને મનમાં પતીજ પણ પડતી ગઈ. દરેક દુઃખમાંથી તે બોધ લેતો. એક પ્રયોગ મિથ્યા ગયો, તો મીનાના મિશ્રણમાં જે પ્રાકૃતિક દોષ હતો, તે તેને સૂઝી આવ્યો; બીજો પ્રયોગ બગડયો, તો કુંભાર–કામની માટીના જૂદા જૂદા ગુણનું તેને જ્ઞાન થયું. ત્રીજા પ્રયોગથી જૂદી જૂદી મટોડીની કેવી રીતે મેળવણી કરવી, તે તેણે જાણ્યું; ચોથા પ્રયોગે તેને ભઠ્ઠી બનાવતાં અને ચલાવતાં શીખવ્યું. એ પ્રમાણે દરેક આફતમાંથી તેને કાંઈ કાંઈ પણ નવું શીખવાનું મળી આવતું.

ઉપર પ્રમાણે સોળેક વરસ સુધી જ્યારે **પાલિસિએ** મહેનત કરી ત્યારે તેને હિમ્મત આવી, અને તે **કુંભાર** નામથી પોતાને કહેવા લાગ્યો. એ હુનર–દેવીની તેણે સોળ વરસ સેવા કરી, ત્યારે તે પ્રસન્ન થઈ. એ મુદ્દતમાં છેક કક્કેથી માંડીને આપ–અકલ અને જાત–મહેનતથી જ એ હુનર એને શીખવો પડયો હતો. હવે એ પોતાનાં વાસણ વેચીને તેના કુટુંબનું સારી રીતે ભરણપોષણ કરવા લાગ્યો. પણ આટલેથી સંતોષ માનીને તે બેઠો નહિ. એક પગથીએથી બીજે અને બીજેથી ત્રીજે, એ પ્રમાણે એણે સુધારામાં આગળ કદમ ભરવા જ માંડયાં. જેટલી સંપૂર્ણતા પોતાના કામમાં લાવી શકાય તેટલી લાવવી જ, એવી એની નિરંતર ધારણા હતી. પોતાનાં વાસણ ઉપર ચિત્રો આળેખવાની ખાતર કુદરતી પદાર્થોનો તેણે અભ્યાસ કરવા માંડયો; અને એ કામમાં તે એટલે સુધી પાર પડયો કે મહાન **બૂફોં** એને વિષે બોલ્યો કે, કુદરતની કૃપાથી જ નીપજી શકે એવો એ ઉત્તમ પ્રતિનો કુદરતી ચીજો જાણનાર હતો. તેણે ચીતરેલાં ઠામ બનાવ્યાં છે, તે પ્રાચીન પદાર્થોનો સંગ્રહ કરનાર પુરુષોના અભ્યાસ–ઓરડામાં હોય તો તે દુર્લભ રત્ન જેવો ગણાયછે; અને તેની કીમત કહી

ન જાય એટલી ઉપજેછે. વાંચનારના સંતોષને માટે અમે એક જ દાખલો આપીએ છીએ. થોડાંએક વરસ ઉપર લંડનમાં મિ. બર્નલે પુરાતન દુર્લભ પદાર્થોનો સંગ્રહ કર્યો હતો, તે વેચાયો. તેમાં પાલિસિના હાથની એક નાની રીકાબી હતી. તેનો માત્ર એક ફુટનો વ્યાસ હતો. તેમાં વચ્ચે ગરોળી ચીતરી હતી. એ રીકાબી રૂ. ૨૪૩૦ ની કીમતે વેચાઈ! એનાં ઘણાં ખરાં ચિત્ર-કામમાં કુદરતની ચીજોની આબેહુબ નકલ ઉઠાવેલી માલમ પડેછે. સેંટ્સ ગામની સીમમાં જે જંગલી જાનવરો, ગરોળીઓ, ઝાડપાન વગેરે તેના જોવામાં આવતાં, તે કોઈ ખુમચા કે ઘરેણાંની પેઠે જાળવી રાખવા જેવા વાસણની બનાવટમાં એ ઘણી ચતુરાઈથી બીજાં બેસતાં આવે એવાં ચિત્રનાં આભૂષણ સાથે મેળવી દેતો. જ્યારે પાલિસિ તેની કળાની ટોચે ચઢ્યો, ત્યારે પોતાને કુંભાર નામ કહેવડાવતો હતો, તે નામ ફેરવી નાખીને હું ‘મૃત્તિકા–કારીગર અને દેશી વાસણનો શોધક’ છું, એમ પોતાની મેળે તે કહેવા લાગ્યો.

પાલિસિના સંકટનો હજુ પાર આવ્યો નહતો. તે વિષે થોડુંક બોલવાનું બાકી રહેછે, તે હવે અમે પૂરૂં કરીએ છીએ. ફ્રાન્સની દક્ષિણે જ્યારે ધર્મ–વિગ્રહ ચાલતો હતો અને ધર્મનિમિત્તે ઉગ્ર કાપાકાપી ચાલી રહી હતી, તે વેળા પાલિસિ નિર્ભયપણે જાહેરમાં બોલવા લાગ્યો કે હું પ્રૉટસ્ટંટ પંથી છું, અને તેથી લોકો તેને સ્વધર્મછેદક ગણવા લાગ્યા. તેના શત્રુઓએ એ પ્રાચીન સ્વધર્મ વિરુદ્ધ છે, એમ સરકારમાં જણાવવાથી, સેંટ્સ ગામમાં તેનું ઘર હતું, તેમાં ‘ન્યાય’ના સરકારી સિપાઇઓ પેઠા; તેના કારખાનામાં ઉન્મત્ત લોકોનું ટોળું ભરાયું. તેમણે તેનાં તમામ ઠામનો ભાગીને ભૂકો કરી નાખ્યો અને એને પંડને એકદમ રાતમાં ને રાતમાં ઉપાડીને લઈ ગયા. એને જીવતો સળગાવી દેવો કે એને ફાંસીને લાકડે લટકાવવો, એ બાબતનો છેવટ હુકમ થતા સુધી તેને બોર્ડોની તુરંગમાં નાખ્યો. એને બાળી દેવાનો હુકમ થયો; પણ કૉન્સ્ટબલ ડ મૉંટ મોરેન્સી નામના એક વગવાળા અમીરે વચ્ચે પડીને તેનો જીવ બચાવ્યો. પાલિસિને વાસ્તે કે પાલિસિના ધર્મને વાસ્તે આ ગૃહસ્થને કંઈ ખાસ પ્રેમ હતો એમ નહિ; પણ પારિસથી છ કોસ ઉપર એકવાં ગામમાં તેનો બગીચાદાર, કિલ્લાકોટવાળો બંગલો ચણાતો હતો; તે ભવ્ય મકાનને શોભે એવી ચળકતી, ઓપદાર પત્થરની એને સડક બાંધવી હતી; તે બાંધવામાં એને પાલિસિ જેવો બીજો કારીગર મળે એમ નહતું. એનો જીવ ઉગારવાનું એ અમીરને ફકત આ જ કારણ હતું. વળી એના જ વગથી પાલિસિને માટે એક પાદશાહી ફરમાન બહાર પડયું. તે ઉપરથી તેને બોર્ડોની હદમાંથી લાગલો જ ખસેડીને પાલિસિની તે કૉન્સ્ટબલના અને પાદશાહના દેશી વાસણના શોધકની જગા ઉપર નીમનોક થઈ. એ પ્રમાણે પાલિસિ છૂટયો; પણ સેંટ્સમાં આવીને તે જુએછે, તો એનું ઘર ભાગી તૂટીને ખંડીએર થઈ ગયું હતું. એનાં કારખાનાં ઉપર આકાશનું છાપરૂં રહ્યું હતું, અને તેના ઠામના ચૂરેચૂરા થઈ ગયા હતા. સેંટ્સની ધૂળ પગેથી ખંખેરી નાખીને તે ગામમાંથી નીકળ્યો, તે ફરીને તેણે એની સામું જોયું જ નહિ; અને પારિસમાં આવીને તેણે વાસ પૂર્યો. ત્યાં તેને ટ્યુઅલરીઝમાં રહેવાનો ઉતારો મળ્યો. એ ઠેકાણે કૉન્સ્ટબલે અને રાજ–માતાએ તેને જે જે કામ સોંપ્યાં, તે કરવા પાછળ તે મંડ્યો.

ફ્રાન્સમાં પ્રૉટસ્ટંટ ધર્મને લગતી જૂની બાબતોનો શોધ કરવાનો મિ. ચાર્લ્સ રીડ નામના ગૃહસ્થને શોખ હોવાથી, તેણે થોડા મહિના ઉપર પાલિસિની ભઠ્ઠી ખોળી કાઢી છે. એ અંગેઠીમાં તે તેનાં મોટાં કામ બનાવતો. મુખ-મુદ્રા, છોડ, પ્રાણી વગેરેનાં બીબાં સારી હાલતમાં હાથ લાગ્યાં છે. તેમાં પાલિસિની પ્રસિદ્ધ મુદ્રા-છાપ સાફ માલમ પડેછે. પ્લેસ ડ કારૂસલને સ્થળે લૂવરના ચિત્ર-પ્રદર્શનના મકાનની હેઠે એ ચૂલો છે.

પોતાના બે દીકરાની મદદથી પાલિસિ કુંભાર-કામનું કારખાનું ચલાવવા લાગ્યો. પોતે આ હુનર હાંસલ કરવામાં જે જે ભૂલો કરી અને જે જે ઠોકરો ખાધી, તેવાં દુ:ખ બીજા માણસને ન પડે અને પોતાના દેશી ભાઇઓને એ કળામાં કુશળ કરવાના હેતુથી પાલિસિએ તેની પાછલી ઉમરમાં એ વિષય સંબંધી કેટલાંએક પુસ્તક પ્રકટ કર્યાં. કૃષી કર્મ, કિલ્લા અને બીજાં લશ્કરી બાંધ કામ અને સૃષ્ટિજન્ય પદાર્થોના ઇતિહાસ ઉપર તેણે ગ્રંથો લખ્યા છે; અને કુદરતી પેદાએશની તવારીખ ઉપર તો તે કેટલાંએક માણસોને ભેગાં કરીને ભાષણો પણ આપતો. જ્યોતિષ, જાદુ, કીમીઆ અને એવી બીજી ઠગવિદ્યાઓ સામાં તેણે લડાઈ મચાવી મૂકી. આથી વળી એની સામા ઘણા શત્રુઓ ઉભા થયા; એ લોકોએ કહ્યું કે એ સ્વધર્મ-છેદક છે; તેથી તેને ફરીથી પકડીને બાસ્ટીલના કિલ્લામાં પૂર્યો. હવે તે ઇઠ્ઠોતેર વરસની પાકી ઉમરનો બુઝર્ગ આદમી કબરની કોર ઉપર ધ્રૂજતે પગે આવીને ઉભો હતો; પણ તેના હૈયામાં આગળના જેવી જ હિમ્મત હજુ હતી. તું તારૂં લખેલું પાછું ખેંચી લે, નહિતો તને મોતની શિક્ષા કરવામાં આવશે, એમ તેને અમલદારોએ કહ્યું; પણ તે મીનાનો ગુહ્ય ભેદ શોધી કાઢવાને જેવો આગ્રહી હતો, તેવો જ તેના ધર્મમાં તે ચુસ્ત હતો. તેનો ધર્મ-મમત મૂકાવવાને સમજુત આપવાને માટે ત્રીજો હેન્રી રાજા તેને પંડે કેદખાનામાં મળવા ગયો. રાજાએ તેને કહ્યું, હે ભલા માણસ, તેં મારી માની અને મારી પીસ્તાળીશ વરસ સુધી નોકરી કરી છે. અગ્નિદાહ અને શસ્ત્ર-છેદના સમરાંગણના વચમાં તું છતે અમે તારા ધર્મની આડે ન આવતાં, તને તારો ધર્મ પાળવા દીધો છે. હવે ગીસ-પક્ષના માણસો અને મારા પોતાના માણસો મારા ઉપર એટલું બધું દબાણ કરવા લાગ્યા છે કે, તારા શત્રુના હાથમાં મારે તને મૂકવો પડેછે; અને તું જો તારો ધર્મ-મત ફેરવશે નહિ, તો તને તેઓ કાલે બાળી દેશે. એ અડગ જઇફ આદમીએ જવાબ દીધો કે, ખુદાવંદ બાપા સાહેબ, ઇશ્વરના મહિમાને માટે મારી જીંદગી હું અર્પણ કરવાને રાજી છું. આપે મને ઘણી વાર કહ્યું છે કે, આપને મારા ઉપર દયા આવેછે! અને હવે જ્યારે આપ એમ કહોછો કે, ‘ મારા ઉપર દબાણ થયું છે, મારે આમ કરવું પડશે ’ એ સાંભળીને મને આપના ઉપર દયા આવેછે! ખુદાવંદ, આવાં વચન રાજાના મ્હોંમાં શોભે નહિ. એ કારણથી જ આપના કહેવાની કે આપના ઉપર જે ગીસ-ટોળી અને આપનાં માણસો દબાણ કરેછે, તેમની મારા મન ઉપર લવલેશ અસર થતી નથી, કેમકે કેવી રીતે મરણને આધીન થવું, તે હું જાણુંછું. જગતનો ઇતિહાસ લખનાર ડાબીનિયા વિશેષ એમ લખે છે કે, ‘ આ બકવા કરનારની ઉદ્ધતાઈ તો

જુઓ! વાંચનાર કદાચ્ એમ ધારશે કે તેણે સેનેકાની આ પદ્ય લીટી વાંચી હશે–'જેણે કાળની ગતિ જાણી છે, તેને કોઈ પણ શું કરનાર છે? જે કોઇ મરવું છે, એમ જાણેછે, તે વિચારવું જાણતો નથી; કારણ કે જે વિચાર કરી શકેછે, તે મરે કેમ?' પાલિસિને અગર ચિતામાં તો બળવાનો વખત ન આવ્યો, પણ એ ટુંકી મુદ્દતમાં એક વીર પુરુષને મોતે મરણ પામ્યો. એકાદેક વરસની કેદ ભોગવ્યા પછી તે બાસ્ટીલમાં જ મરી ગયો. પુરુષાર્થિ શ્રમથી અંકિત થએલી, અસાધારણ સહનશીલતાથી શાંત થએલી, અડગ પ્રમાણિકપણાથી પ્રસિદ્ધ થએલી, અને બીજા ઘણા દુર્લભ અને શ્રેષ્ટ ગુણોથી ઓપતી જીંદગીનો એ સ્થળે સ્વસ્થ અને શાંત રીતે અંત આવ્યો.

વિદ્યાગુરુ મૉર્લિએ તેના પ્રસિદ્ધ પુસ્તકમાં પાલિસિના જીવનચરિત્ર અને તેનાં સંકટનો વિષય કાળજીઅતથી સંક્ષિપ્તપણે લખ્યો છે. પણ ઉપરના હેવાલમાં અમે પાલિસિ વિષેની જે ટુંકી નોંધ લીધી છે, તે તેના 'મૃત્તિકા–કળા'ના ગ્રંથમાં પોતાના પ્રયોગોનું જે વર્ણન કર્યું છે, તે ઉપરથી ઘણે ભાગે લેવામાં આવી છે.

જૉન ફ્રીડ્રિક બટ્જરે માટીનાં ચીનાઈ વાસણ બનાવવાનો નવો શોધ કર્યો છે. એના જીવનચરિત્રમાં ઘણી બાબતો અદ્વિતીય પ્રતિની અને અલૌકિક રીતે ચિત્તાકર્ષક ભાસેછે; તથાપિ, તેનું ચરિત્ર પાલિસિના જીવનચરિત્રથી બહુ જૂદી રીતનું જણાયછે. ઈ. સ. ૧૬૮૫ માં વૉઇટલંડ પરગણાના શ્લીટ્ઝ ગામમાં બટ્જર જન્મ્યો હતો; અને બાર વરસની ઉમરે બર્લિનમાં એક ગાંધી–વૈદને ત્યાં શીખવાને તેના બાપે એને મૂકયો. રસાયન શાસ્ત્ર ઉપર એને નાનપણથી જ મોહ લાગ્યો હોય એમ જણાયછે; અને તેથી નવરાશની વેળા તે અનેક તરેહના પ્રયોગ કરવામાં ગાળતો. તેના અખતરાનું બધું વલણ હલકી ધાતુઓનું સોનું બનાવવા તર્ફ હતું. કેટલાંએક વરસ વીત્યા કેડે કીમીઆગરોનો કીમીઓ મારે હાથ લાગ્યો છે, અને મેં એક રસવડે હલકી ધાતુનું સોનું પણ બનાવ્યું છે, એવું ડોળ બટ્જર કરવા લાગ્યો. તેના શેઠ ઝૉર્ન વૈદ આગળ અને બીજા કેટલાએક માણસોના દેખતાં એણે પોતાની સત્તા અજમાવી દેખાડી; અને ગમે તેવા પ્રપંચે કરીને એણે સૌની ખાત્રી કરી દીધી કે તેણે તાંબાનું સોનું બનાવી દીધું, અને એ વાતમાં કંઇ શક લાવવા જેવું રહ્યું નથી.

એ ગાંધી વૈદના શીખાઉ ઉમેદવારે જે પરાક્રમ કર્યું, તેની વાત બધે ફેલાઇ ગઈ; અને એ અદ્ભુત કીમીઆગરનાં દર્શન કરવાને તેની દુકાન આગળ લોકોનાં ટોળેટોળાં એકઠાં થયાં. રાજાને પણ એની સાથે મળીને વાતચીત કરવાનું મન થયું; અને આ તાંબાના કટકાનું મેં સોનું બનાવ્યું છે, એમ કહીને સોનાનો એક કડકો તેણે રાજાને આપ્યો; ત્યારે તે બેહદ સોનાનો ખજાનો જમા કરવાની લાલચથી એટલો બધો તો એ વિચારના તેજમાં ઝંખવાઈ ગયો કે, બટ્જરને સ્પાંડૌનો મજબૂત કિલ્લામાં રાખીને તેની પાસે સોનું કરાવવાનું તેણે પોતાના મન સાથે નક્કી કર્યું; કારણ કે આ વેળા પ્રશિયાની તીજોરીમાં પૈસાની ઘણી તાણ હતી. પણ રાજાનો આ ઈરાદો આપણા જુવાન કીમીઆગરના

જાણવામાં આવ્યો હશે અને વળી આપણું બધું પોગળ ઉઘાડું પડી જશે, એમ મનમાં બીને તેણે તો તરત જ ત્યાંથી નાસી જવાનો નિશ્ચય કર્યો; અને છેવટ એ હદ મૂકીને તે **સાકસની**માં જઈ પહોંચ્યો.

**બટ્‌જર**ને જે કોઈ પકડી લાવે, તેને રૂ. ૨૦૦૦ નું ઈનામ આપવાની જાહેર ખબર બહાર પડી; પણ તે કોઈને હાથ આવ્યો નહિ. તેણે **વિટેનબર્ગ**માં જઈને **સાકસની**ના ઠાકોરનો આશ્રય માગ્યો. પહેલો **ફ્રેડરિક ઑગસ્ટસ** એ વેળાએ ઠાકોર હતો. તે 'બળવાન્' **ઑગસ્ટસ** કહેવાતો અને તે **પોલંડ**નો પણ રાજા હતો. આ સમે **ફ્રેડરિક**ને પણ નાણાની ઘણી ભીડ હતી, તેથી આ જુવાન કીમીઆગરના કીમીઆથી ઢગલે ઢગલા સોનું મળશે, એમ ધારીને તે બેહદ હરખાઈ ગયો; તેથી **બટ્‌જર**ને રક્ષણ માટે રાજાના સિપાઈઓ આપ્યા; તેમના ચોકીપહેરામાં તેને છાનોમાનો **ડ્રેસ્ડન** લઈ ગયા. તે જેવો **વિટેનબર્ગ**માંથી રવાને થયો, તેવું જ **પ્રશિયન** સિપાઈઓનું પાયદળ લશ્કર તેની પછવાડે પકડવાને નીકળ્યું હતું, તે શહેરના દરવાજા આગળ આવીને કીમીઆગરને સોંપી દેવાની માગણી કરવા લાગ્યું. પણ **'રાઇના ભાવ તો રાતે ગયા'** એવું થયું હતું. **બટ્‌જર** તો **ડ્રેસડન**માં આવી પહોંચ્યો હતો; ત્યાં તેને **'સુવર્ણ–મહેલ'**માં ઉતારો આપવામાં આવ્યો; અહિંયાં એના ઉપર સખ્ત ચોકીપહેરા રાખવામાં આવ્યા હતા, તોપણ તેનું માન-પાન સારૂં રાખવામાં આવતું હતું અને એને કોઈ રીતે ઓછું આવવા દેતા નહિ.

**પોલંડ**માં આ વખતે બહુ અંધાધુંધી ચાલી રહી હતી, તેથી **બટ્‌જર**ને હાલ તો પડતો મૂકીને ઠાકોરને એકદમ કુચ કરવી પડી; પણ સોનું કરવાને ઠાકોર બહુ અધીરા થઈ ગયા; તેથી તેમણે **વૉર્સૉ**થી **બટ્‌જર**ને કાગળ લખીને પૂછ્યું કે, કીમીઓ કરતાં તું મને શીખવી દે એટલે હું તે કામ અહીં બેઠા બેઠા કરૂં. આ પ્રમાણે જ્યારે ઠાકોરે એ જુવાન કીમીઆગરને બહુ બહોંસ કરીને લખ્યું, ત્યારે તેણે રતાશ પડતા રંગના કંઇ પ્રવાહી પદાર્થથી ભરીને એક નાની શીશી ઠાકોરને મોકલી દીધી. તેણે વિશેષ લખ્યું કે ગમે તે ધાતુ હોય, તેને પ્રથમ ગાળવી; અને ઓગળી ગએલી ધાતુમાં આ શીશીમાંનો રસ નાખવાથી તેનું તરત સોનું થઈ જશે. **ફૂર્સ્ટ** વૉન **ફૂર્સ્ટન બર્ગ** શાહજાદાના હવાલામાં આ કીમતી શીશી સોંપવામાં આવી. તે શાહજાદો રાજ–રક્ષક ટોળીને પોતાની સાથે રાખીને એકદમ શીશી લઇને **વૉર્સૉ** જઈ પહોંચ્યો. એ શીશી આવી કે તેની અજમાયશ કરવાનું તરત નક્કી કરવામાં આવ્યું. રાજા અને શાહજાદો બંને, કમરે ચામડાના ઝૂલતા પટા ખોળા ઉપર લટકતા બાંધીને રાજમહેલના એક ગુપ્ત ઓરડામાં ભરાઈને બેઠા; અને ખરેખર કીમીઆગરની પેઠે કુલડીમાં તાંબું ગાળવા લાગ્યા; અને તાંબું ઓગળે એટલે **બટ્‌જર**ની શીશીમાંનો રસ રેડવાને શીશી હાથમાં લઇને અંગેઠી આગળ અધ્ધાઝધ્ધા રહ્યા. પણ કંઈ વળ્યું નહિ; તેમનું ચાલ્યું તેટલું તેમણે કર્યું, પણ તાંબું તો તાંબું જ રહ્યું. કીમીઆગરે શીશી સાથે જે કાગળ મોકલ્યો હતો, તે રાજાએ ફરીથી વાંચી જોતાં તેને જણાયું કે 'મન ઘણું નિર્મળ' હોય અને રસ રેડ્યો હોય, તોજ કામ થાય.

રાજાને લાગ્યું કે, મેં આગલી રાત ઘણી ખરાબ સોબતમાં ગાળી હતી, તેથી જ આ પ્રયોગમાં આપણું ફાવ્યું નહિ. રાજાએ બીજો પ્રયોગ કર્યો; તેમાં પણ **'એ ભગવાન્ એના એ'**; તાંબાનું સોનું થયું નહિ અને રાજાનો મિજાજ ગયો; કારણકે બીજો પ્રયોગ કરતા પહેલાં **રોમન** કાથોલિક સંપ્રદાય અનુસાર રાજાએ પાદરી આગળ પોતે કરેલાં પાપ કબૂલ કર્યા હતાં અને રીવાજ પ્રમાણે પાદરીએ તેને પવિત્રતા બક્ષી હતી.

**ફ્રે**ડરિક **ઑ**ગસ્ટસ નાણાની ભારે તંગીમાં આવી પડ્યો હતો; તેમાંથી નીકળવાની એટલી જ બારી હતી કે કીમીઆનો ગુપ્ત ભેદ જાણવાને માટે હવે મારે **બટ્જર** ઉપર બળાત્કાર વાપરવો જોઈએ. રાજાનો આ વિચાર કીમીઆગરને કાને આવવાથી, વળી તેણે નાસવાનું નક્કી કર્યું. તે ચોકીપહેરાને ચુકાવીને ભાગ્યો; અને ત્રણ દિવસ ચાલ ચાલ કરીને તે **ઑ**સ્ટ્રિયા દેશના **એ**ન્સ ગામમાં આવ્યો; અને હવે અહીં હું નિરાંતે રહીશ, એમ એણે ધાર્યું; પણ ઠાકોરના દૂત દમ પર દમ એની પૂઠે આવી લાગ્યા; અને ગામમાં પગલે પગલે '**ગોલ્ડન સ્ટાગ**'ના સ્થળ સુધી એનો સગડ લીધો. એ વીશાને સિપાઇઓએ ઘેરી લઇને તેને પથારીમાંથી ઉપાડ્યો. તેણે ઘણોએ અટકાવ કર્યો અને **ઑ**સ્ટ્રિયાની સરકારની મદદ માગી, પણ તેનું કશું વળ્યું નહિ; અને તેને જોર જુલમથી ખેંચીને પાછો ડ્રેસ્ડન લઈ ગયા. હવે એના ઉપર આગળ કરતાં વધારે સખ્ત પહેરાની ચોકી રહેવા માંડી; અને થોડા દિવસમાં તેને અહીંથી ફેરવીને કર્નિઝ **સ્ટા**ઇનના જોરાવર કિલ્લામાં લઈ જઇને રાખ્યો. હવે તેને ખબર આપવામાં આવી કે પાદશાહી ખજાનો છેક ખાલી થઈ ગયો છે; અને **પોલ** લોકોની દશ પલટણનો પગાર ચઢી ગયો છે. તે તારા સોનાની વાટ જોતા બેઠા છે. રાજા પંડે તેને મળવા ગયો. ત્યાં તેણે આંખ ફેરવીને **બટ્જર**ને કહ્યું કે તું હાલ દમ હવે સોનું નહિ બનાવે, તો તને ફાંસી દેવામાં આવશે.

વરસનાં વરસ વીત્યાં; પણ **બટ્જરે** કંઈ સોનુંબોનું બનાવી બતાવ્યું નહિ; તેમ ફાંસીના લાકડા ઉપર ચઢવાનો પણ તેને વખત આવ્યો નહિ. તાંબાનું સોનું બનાવવાનો કીમીઓ કરવા જતાં, તેથી પણ વધારે અગત્યનો શોધ કરવાનું તેના નસીબમાં હતું. પૃથ્વીની માટીનાં ચીનાઈ વાસણ બનાવવાનો શોધ તેણે કર્યો. **ફી**રંગી લોકો **ચીન**થી પાછા આવ્યા ત્યારે તેઓ પોતાની સાથે ચીનાઈ વાસણના દુર્લભ નમુના લેતા આવ્યા હતા. તેની સોનાના ભારોભાર કરતાં પણ વધારે કીમત ઉપજતી હતી. **વૉલ્ટર વૉન શી**ર્ન **હા**ઉસ આંખને ઉપયોગી થઈ પડે એવા યંત્ર બનાવતો હતો; વળી તે કીમીઆનું પણ ડહોળતો હતો. તેના સમાગમથી એવાં વાસણ બનાવવા ઉપર **બટ્જર**નું લક્ષ પ્રથમ દોરવાયું. **શી**ર્નહાઉસ ખાનદાન ઘરનો વિદ્વાન્ પુરુષ હતો. રાજા તથા **સ્ફૂ**ર્ટનબર્ગ શાહજાદો એને ઘણું માન આપતા. **બટ્જર** હજુ ફાંસીના સ્વપ્નમાંથી વખ્તાવખ્ત ચમકી ઉઠતો હતો; તેને આ **શી**ર્નહાઉસે બહુ ડહાપણની સલાહ આપી કે તારાથી સોનું ન બને તો રહ્યું; એ વાત પડી મૂકીને કાંઇ બીજું કર; બને તો ચીનાઈ વાસણ બનાવ.

આપણા કીમીઆગરે એ શીખામણ મનપર લઇને રાત્રિ દિવસ એ કામના

પ્રયોગ કરવા માંડ્યા. તેણે લાંબી મુદ્દત સુધી ખૂબ ખંતથી એ શોધ પાછળ મહેનત કરી, પણ તેનું કંઈ વળ્યું નહિ. તેને કુલ્લીઓ બનાવવી હતી. તેને સારૂં તેણે રાતી માટી મગાવી હતી. તે આવતાં તે હવે ખરે રસ્તે ચઢ્યો. તેને જણાયું કે આ માટીની કુલ્લીઓ આકરા તાપમાં રહેવાથી કાચ જેવી થઈ જાયછે, અને તેનો ઘાટ તેનો તે જ રહેછે; અને ઘટત્વમાં પણ ચીનાઈ વાસણ જેવી લાગેછે; માત્ર એટલું જ કે ચીનાઈ વાસણનો રંગ આ કુલ્લીઓ ઝાલતી નથી અને ઝાંખી અપારદર્શક થાયછે. એ પ્રમાણે કેવળ અકસ્માત્ બનાવથી તેણે રાતા રંગનાં ચીનાઈ વાસણ જેવાં વાસણ બનાવવા માંડ્યાં; હવે એવાં વાસણ જથાબંધ બનાવીને તેણે ચીનાઈ વાસણની માફક વેચવા માંડ્યાં.

પણ બટ્‌જર તેના મનમાં સારી પેઠે જાણતો હતો કે, ખરેખરાં ચીનાઈ વાસણ બનાવવાં હોય, તો તે સફેદ રંગનાં જરૂર કરીને થવાં જોઈએ; અને એ શી રીતે થાય, તે જાણવાની ઉમેદથી તે અજમાએશ કરવા લાગ્યો. એમ કરતાં કરતાં કેટલાંએક વરસ વહી ગયાં; પણ તેની મુરાદ બર આવી નહિ. પણ વળી, આગળની માફક પાછો એક એવો અકસ્માત્ બનાવ બન્યો કે તેથી તેને ધોળા રંગનાં વાસણ બનાવવાની કળા જાણવામાં આવી ગઈ. ઈ. સ. ૧૭૦૭ ના વરસમાં એક દહાડો તેણે તેને માથે બાલ–ટોપી પહેરી, તે તેને રોજ કરતાં બહુ ભારે લાગી; તેથી તેણે તેના નોકરને એ વાતનું કારણ પૂછ્યું. ચાકરે ઉત્તર વાળ્યો કે, ટોપીના વાળ હોળીને તેમાં ધોળો ભૂકો છાંટવામાં આવ્યો છે, તેથી ભારે લાગતી હશે. એ ભૂકો એક જાતની માટીનો થતો; તે વાળને દુરસ્ત કરવાના કામમાં બહુ આવતો. બટજર કુશાગ્ર તર્ક કરે એવો માણસ હતો; માટે તેને તત્કાળ વિચાર આવ્યો કે, જે ધોળી માટીને વાસ્તે હું ફાંફાં મારૂંછું, તે કદાચ્ આ પણ હોય; હવે આ તક મળી છે, તો એ માટીથી શું નીપજે છે, એ મારે અજમાએશ કરીને નક્કી તો કરવું જ જોઈએ. મારે આ વખત જવા તો ન જ દેવો, એમ કહીને તેણે સંભાળથી મહેનત અને તપાસ કરવા માંડી. તેનો બદલો તેને મળ્યા વિના રહ્યો નહિ. એ માટીનો પ્રયોગ કરતાં એને સમજાયું કે આ વાળમાં છાંટવાના ભૂકામાં મુખ્ય કરીને કેઓ-લીન નામનો પદાર્થ છે. પૃથ્વીમાંથી ફેલ્ડસ્પાર નામનું ખનીજ નીકળેછે, તેમાં એ પદાર્થ મળેલો હોયછે; અને એ પદાર્થ તેને અત્યાર સુધી હાથ ન લાગવાથી જ તેની શોધમાં અજીત અડચણો આટલા લાંબા કાળથી તેને નડ્યા કરતી.

બટ્‌જરે પારસ–મણી ખોળી કાઢ્યો હોત, અને તેથી જે પરિણામ નીપજત, તેના કરતાં એના જેવા બુદ્ધિમાન્ માણસે આ શોધ કર્યો, તેથી વધારે મોટા લાભ થયા; અને એ શોધ વધારે અગત્યનો થઇ પડ્યો. ઈ. સ. ૧૭૦૭ ના અકટો-બર મહિનામાં તેણે પહેલું જે ચીનાઈ વાસણ બનાવ્યું, તે તેણે ઠાકોર સાહેબને ભેટ કર્યું. તે જોઇને એ બહુ ખુશી થયા. તેમણે હુકમ કર્યો કે પોતાનો શોધ સંપૂર્ણ કરવાને જે જે સાધનો બટ્‌જરને જોઇએ, તે તેને મેળવી આપવાં; તેથી ડેલ્ફ્ટ ગામના એક કુશળ કારીગરને બોલાવીને તેની મદદથી બટ્‌જરે સપાટાબંધ સુંદર વાસણો ઉતારવા માંડ્યાં. તેણે હવે કીમીઓ કરવાનો કસબ તદ્દન મૂકી

દઈને કુંભારનો કસબ કરવા માંડ્યો; અને તેની દુકાન ઉપર નીચેનો દુહો લખ્યો:—

સર્વ શક્તિ-ધર ઈશ્વરે, કર્યો મને કુંભાર;
કાળો કીમીઓ છોડવ્યો, નમું હું વારંવાર.

**બટ્‌જરે** જે શોધ કર્યો, તે રખેને એ કોઈ બીજાને બતાવી દે અથવા તો વળી લાગ આવે તો ઠાકોરના હાથમાંથી એ પંડે છટકી જાય, માટે હજુ પણ એના ઉપર પહેરા-ચોકી આગળના જેવી જ સખ્ત હતી. નવી ભઠ્ઠીઓ કરીને જે નવું કારખાનું તેણે જમાવી દીધું હતું, તે ઉપર રાત ને દહાડો લશ્કરી પલટણનો પહેરો રહેતો; અને **બટ્‌જર** પાછો પલાયન કરવા ન પામે, તેને માટે ૭ મોટા અમલદારોને માથે જવાબદારી રાખી હતી.

આ નવી ભઠ્ઠીઓમાં **બટ્‌જરે** બીજા પ્રયોગ કરી જોયા; તે સાંગોપાંગ પાર ઉતર્યા. તેના કારખાનામાંથી જે ઠામો બજારમાં વેચાવા આવતાં તેની ભારે કીમત ઉપજવા લાગી; તેથી ચીનાઈ વાસણનું પાદશાહી કારખાનું કાઢવાનું હવે નક્કી કરવામાં આવ્યું. એક **ડેલ્ફ્ટ** ગામના કુંભારોનાં વાસણની બનાવટથી બધો **હૉલંડ** દેશ પુષ્કળ પૈસાદાર થઈ ગયો હતો એમ બધે કહેવાતું; તેવી જ રીતે આવાં સુંદર ચીનાઈ વાસણનાં કારખાનાંથી ઠાકોરે વિચાર્યું કે મારાથી કેમ ધનવાન ન થવાય? તેથી **મેઈસન** ગામમાં **આલબ્રેટ્‌શબર્ગ** આગળ ચીનાઈ વાસણ બનાવવાનું એક મોટું કારખાનું સ્થાપન કરવાને ઈ. સ. ૧૭૧૦ ની તા. ૨૩ મી **જાન્યુઆરીને** રોજ એક સરકારી હુકમ બહાર પડ્યો. આ જાહેરખબરનો **લાટિન**, **ફ્રેંચ** તથા ડચ્ચ ભાષામાં તરજુમો કરીને ઠાકોરના પ્રતિનિધિઓ **યુરોપના** સઘળા રાજ્યોમાં રહેતા, તેમણે એ જાહેરખબર બધે વહેંચવા માંડી. એ જાહેરખબરમાં **ફ્રેડરિક ઑગસ્ટસે** નીચેની મતલબે લખ્યું હતું કે:—'**સ્વીડન** દેશના હલ્લાને લીધે અમારી **સાકસનીની** ઠકરાતને ઘણું નુકસાન થયું છે; તેથી દેશને સજીવન કરવાના હેતુથી પૃથ્વીનો ખનીજ-ખજાનો ખોળી કાઢવાનો અમે નિશ્ચય કર્યો; અને તે કામની તજવીજમાં અમે કેટલાએક કાબેલ માણસોને અમારી નોકરીમાં રાખ્યા છે. **હિંદુસ્તાનમાંથી** જે માટીનાં ઠામ અહીં આવેછે, તેના કરતાં ઘણી ઉંચી કિસમનાં લાલ રંગનાં વાસણો અમારાં માણસો ફતેહમંદીથી બનાવેછે. તેઓ રંગીન વાસણો અને રીકાબીઓ કાપકુપ કરીને ઘાટદાર, લીસી અને તેજદાર કરેછે; અને તેઓ **હિંદી** વાસણોની પાસે દમોદમ ઉભાં રહે એવાં થાયછે. વળી, છેવટ એ જાહેર કરવાનું છે કે સફેદ રંગનાં ઠામ પણ થવા લાગ્યાં છે; અને એવી ઉમેદ રાખવામાં આવેછે કે એ જાતનાં પણ જથાબંધ વાસણો અમારા કારખાનામાંથી નીકળીને બહાર પડશે. આખરે જણાવવાનું કે જે પરદેશી કારીગરો અને હુનરીઓ અમારા **સાકસનીમાં** આવીને આ નવા કારખાનામાં દાખલ થશે, તેમને અમે સારો, ભારે પગાર આપીશું; તેઓ અમારા આશ્રય

હેઠળ છે, એમ તેમણે તેમના મન સાથે જાણ્યું.' બટ્‌જરે આ વેળાએ જે શોધ કર્યો હતો, તેનું ખરેખરૂં વર્ણન ઘણુંકરીને આ પાદશાહી જાહેરનામાથી મળેછે.

જર્મન વર્ત્તમાન પત્રો ઉપરથી જણાયછે કે, બટ્‌જરે ઠાકોર સાહેબની અને આખા સાકસની પ્રાંતની જે ભારે સેવા બજાવી, તેના બદલામાં બાદશાહી ચીનાઈ વાસણનાં કારખાનાનો એને ઉપરી બનાવવામાં આવ્યો; અને તેને અમીરાત વર્ગમાં 'બારન'નો દરજ્જો બક્ષવામાં આવ્યો. આ સઘળું માન એને નિઃસંદેહ ઘટતું જ હતું; પણ ઠાકોર એની સાથે કેવળ જૂદી જ રીતે ચાલતા. ઠાકોરની બટ્‌જર પ્રતિની વર્ત્તણુક અઘટિત, કઠોર અને મનસ્વી હતી. માથ્યુ અને નેહમિટઝ નામના બે રાજ્ય–અમલદારોને તેને માથે કારખાનાના ઉપર અધિષ્ટાતા કરીને નીમવામાં આવ્યા હતા; અને બાપડા બટ્‌જરને તો બધા કુંભારોના ઉપર ઉપરી કુંભાર કરીને રાખ્યો હતો; તેની સાથે વળી તે નજર-કેદ પણ હતો. મેઇસનમાં કારખાનું બંધાતું હતું, તેવામાં એની સહાય અને સલાહ વિના તો ચાલતું નહિ; તેથી એને ડ્રેસ્ડનમાંથી મેઈસનમાં અને મેઈસનથી ડ્રેસ્ડન સુધી લશ્કરી પલટણના પહેરામાં જવું આવવું પડતું. એ તમામ કારખાનાં બંધાઇ રહ્યા પછી પણ દરરોજ રાતે સૂતા પછી એના ઓરડા ઉપર તાળું ઠોકાતું. આ તેને બહુ વસમું લાગતું; એથી તેના મનને અત્યંત ખેદ થતો; તેથી તેના દુઃખ સામી દયા દૃષ્ટિ કરવાને તે કાગળો લખી લખીને રાજાને વારંવાર વિનવતો. કેટલાએક કાગળો તો ખરેખરા હૃદયભેદક છે. એક કાગળમાં તેણે લખ્યું કે ચીનાઈ વાસણો બનાવવાની કારીગરી પાછળ હું મારી જાત તન-મનથી અર્પણ કરીશ. કોઈ પણ શોધક નરે આગળ નહિ કર્યું હોય, એવું હું કરીશ. હું એટલુંજ માગુંછું કે મને છોડો; મને છૂટ આપો. સ્વતંત્રતા, સ્વતંત્રતા!

આ અરજી ઉપર રાજાએ કાન દીધા નહિ. 'તારે જોઈએ તેટલા પૈસા લે; તારે જોઇએ તે ચીજ મારી પાસેથી માગી લે; પણ છૂટછૂટની વાત કરવી નહિ.' ઠાકોર બટ્‌જરને પોતાના ગુલામ જેવો ગણતો. આવી દુઃખદાયક હાલતમાં એ દુઃખી પુરુષે હજુ એકાદ બે વરસ સુધી કામ કર્યું; પણ પછી તેનું મન ઉઠી ગયું. દુનિયાથી અને પોતાની જાતથી કાયર થઇને તે કંટાળી ગયો; અને તેથી તેને પીવાની લત પડી. જુઓ, દૃષ્ટાંતનો ચેપી ચમત્કાર! મેઇસનમાં કારખાનાંના કારીગરોના જાણવામાં આવ્યું કે, બટ્‌જર પીવાની લતમાં પડી ગયો છે, એટલે તેઓમાંના ઘણાખરા પણ છાકટા થઈ ગયા. બેસુમાર કજીયા કંકાસ અને લડાલડી થવા માંડી; અને હરવખ્ત લશ્કરી પલટણને એ કારીગરોની વચ્ચે પડીને સમાધાની કરવી પડતી. થોડી મુદ્દત પછી એ બધા કારીગરો ત્રણસેંથી પણ વધારે હતા, તેમને આલ્બ્રેટ્શબર્ગમાં પૂરી મૂકવા પડ્યા; અને તેમને સરકારે નજર કેદમાં રાખવા માંડયા.

આખરે બટ્‌જરને ભારે મંદવાડ આવ્યો; અને ઈ. સ. ૧૭૧૩ ના મે મહિનામાં હમણાં એનો દેહ છૂટી જશે, એ હમણાં મરશે, એમ સૌ કોઇ ધારવા લાગ્યું. આવો ઉપયોગી ગુલામ જો મરી જશે તો આપણું કારખાનું બધું ધૂળ મળશે,

એમ જાણીને રાજાએ તેને પહેરા–ચોકી સાથે ઘોડા–ગાડીમાં હવા ખાવાને જવા આવવાની રજા આપી; અને એ જરાતરા સાજો થયો, એટલે એને વખતવખત ડ્રેસ્ડન સુધી પણ જવા દેતા. ઇ. સ. ૧૭૧૪ ના એપ્રિલ મહિનામાં ખુદ ઠાકોરે તેને કાગળ લખીને વચન આપ્યું કે, તને હવે સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવશે; પણ 'આગ લાગ્યા પછી કૂવો ખોદવા'થી શું ફળ? તેનું શરીર કથળી ગયા પછી વચન આવ્યું, તે શા કામનું? તેના મનથી તે તદ્દન નાઉમેદ થઈ ગયો હતો; તેનું શરીર બધું ખખળી ગયું હતું; કામ કરવા સિવાય અને દારૂ પીવા સિવાય એ બીજું કંઈ જ કરતો નહિ; કામથી જરા નવરો થયો કે દારૂ, અને દારૂ ઠાંસતાં થાકે એટલે કામ; એવો જ ધંધો એ લઈ બેઠેલો; તેમાં પ્રસંગોપાત્ત સુંદર અને ઉમદા વિચારનો બાપડાના મનમાં સ્વપ્નરૂપ ચળકાટ ઝળકી ઉઠતો, તેમાં શું વળે? કારણકે બળાત્કારના કેદખાનામાં સજા કરવાથી તે નિરંતર વ્યાધિગ્રસ્ત થઈ પડ્યો. એવી દુઃખદ અવસ્થામાં બટ્જર બીજાં થોડાં વરસ જેમ તેમ કરીને ટગુમગુ ટગુમગુ જીવ્યો તો ખરો, પણ આખરે તેની પાંત્રીશ વરસની ઉમરે ઈ. સ. ૧૭૧૯ ની તા. ૧૩ મી માર્ચે તેનાં આ બધાં દુઃખમાંથી તે છૂટયો. જાણે એક કૂતરૂં મૂઉં હોયની, તેમ રાતમાં ને રાતમાં જ તેને મેઇસિન ગામની જોહાનીસ નામની મસાણમાં દાટી દીધો. સાકસનીનો એ એક સર્વોપરિ કલ્યાણ–કર્ત્તા હતો. તે આવી હાલતમાં મરણ પામ્યો; અને જીવતાં અને મરતાં, તેનો આવો સત્કાર અને માન પાન હતું!

સરકારી ખજાનો તર કરવાનું આ ચીનાઈ વાસણનું કારખાનું તત્કાળ એક અગત્યનું સાધન થઇ પડયું; અને ઠાકોરને એથી એટલો બધો નફો મળવા લાગ્યો કે, તેનું જોઇને યુરોપના બીજા ઘણાખરા રાજા–રાણાઓને પણ એ કામ પોતાના દેશમાં દાખલ કરવાનું તરત મન થયું. બટ્જરે આ શોધ કર્યો, તે પહેલાં ચૌદ વરસ ઉપર ફ્રાન્સના સેંટ કલૂ ગામમાં ચીનાઈ વાસણો થતાં, પણ તે પોચાં થતાં; તેથી આ કઠણ ઘટત્વનાં ઠામ આગળ તે એકદમ ઉતરી ગયાં. ઈ. સ. ૧૭૭૦ માં આ ઉંચી જાતનાં વાસણનું કારખાનું સેવર્સમાં સ્થાપવામાં આવ્યું; અને તે વખતથી જ નરમ કુમાસનાં પાત્રનું પૂરેપૂરૂં ભાગી પડયું. ફ્રાન્સ દેશમાં જે અનેક પ્રકારના ઉદ્યમની ધૂમ મચી રહી છે, તેમાં આ ચીનાઈ વાસણ બનાવવાના હુનરમાં એ લોક બહુ આગળ વધી ગયા છે, અને આબાદ થઈ ગયા છે; તેમ જ તેમનાં કારખાનાંમાંથી જે વાસણો બહાર પડેછે, તેના શ્રેષ્ઠપણામાં કોઇથી કંઈ પણ વાંધો નખાય તેમ નથી.

આપણા અંગ્રેજ કુંભાર જોસાયા વેજવુડની કારકીર્દિ જૂદી તરેહની હતી. બટ્જર અને પાલિસિની પેઠે તેની જીંદગીનું ચરિત્ર સુખદુઃખથી રંગ–બેરંગી થયું નહતું. એ બંને કરતાં વેજવુડ વધારે સુખીઓ હતો. એના નસીબજોગે તે સારા સમામાં જન્મ્યો હતો. છેક અઢારમી સદી અધવારતા સુધી યુરોપખંડની ઘણીખરી પહેલા વર્ગની પ્રજા કરતાં કળા–કૌશલ્ય અને ચાતુર્યમાં ઇંગ્લંડ દેશ ઉતરતો હતો. સ્ટાફર્ડશર પરગણામાં કુંભારોની કંઇ ખોટ નહતી. વેજવુડ નામના કુંભારોની તો એક મોટી

જમાત ભેગી થાય, એટલા બધા તો વેજવુડના કુળના જ કુંભારો હતા; પણ એમના હાથનાં વાસણના બેડોળપણાનું તો પૂછવું જ નહિ. એમના ઉપર રંગ જુઓ તો ભઠ્ઠીમાં પકવતાં જે સાદો ભૂખરો રંગ આવ્યો હોય તે જ; અને માટીના લોંદા લઇને પ્રથમ કાચાં ઠામ તેઓ ઘડતા; તે ઠામ લીલાં હોય, તે જ વખત તેમના ઉપર ઢંગ વગરના લીટા પાડીને જે ચિત્રો આળેખવામાં આવે એ જ ચિત્ર; સિવાય બીજું કશું ન હતું. સારાં ઠામ તો ઘણાંખરાં હૉલંડના ડેલ્ફ્ટ ગામમાંથી આવતાં, અને પીવાનાં પત્થરનાં ઠામ કોલોનમાંથી આવતાં. બે પરદેશી કુંભાર ન્યુરૅમ્બર્ગમાંથી આવીને કાંઇક વખત સુધી સ્ટાફર્ડશરમાં વસ્યા. એ બે ભાઇઓ હતા. તેમનું નામ એલર્સ હતું. તેમણે વાસણ બનાવવામાં કંઇક સારી ઢબ દાખલ કરી; પણ તેમને તો તરત ચેલ્સી જવું પડયું. ત્યાં તેઓ ચિત્ર-વિચિત્ર નમુના ઉઠાવવા લાગ્યા. કઠણ અણીદાર વસ્તુ આપણે વાસણ ઉપર ફેરવીએ તો ઘસરકો જ ન પડે, એવાં કઠણ વાસણ હજુ ઇંગ્લંડમાં કોઇ બનાવી જાણતું નહતું; સ્ટાફર્ડશરમાં જે ઠામ થતાં તે ધોળાં ઠામ કહેવાતાં ખરાં, પણ ખરેખરૂં જોવા જઇએ તો તેઓ મેલાં મલાઇરંગાં થતાં. થોડા બોલમાં બોલીએ તો અંગ્રેજ કુંભારો ઉપર કહ્યા મુજબનાં ઠામડીકરાં કરીને બેશી રહ્યા હતા; એવામાં ઇ. સ. ૧૭૩૦ માં બર્સ્લેમ ગામમાં જોસાયા વેજવુડ પેદા થયો; પણ ચોસઠ વરસ પછી તે મરણ પામ્યો, તે વેળા કુંભારનાં કારખાનાંની તેણે બધી દશા જ બદલી નાખી હતી. તેના ઉત્સાહથી-તેની ચતુરાઇથી-તેના બુદ્ધિ-બળથી તેણે નવા અને નક્કર પાયા ઉપર માટીનાં ઠામનો ધંધો થાપી દીધો. તેની કબર ઉપરના મૃત્યુ-લેખમાં લખ્યું છે કે 'કસબ વિનાના એક કઢંગા અને બેકસ ધંધામાંથી એક ખૂબસુરત હુનરને તેણે જન્મ આપ્યો છે, અને પ્રજાના વેપારનું એક અગત્યનું દ્વાર ઉઘાડયું છે.' એ શબ્દો અક્ષરેઅક્ષર ખરા છે.

માણસ-જાતની સાધારણ કોમમાંથી વખતે વખત અસહ્ય મહેનત કરવાવાળા આદમીઓ અવતરેછે; તેવો આ જોસાયા વેજવુડ હતો. એવા પુરુષો પોતાની દમદાર ચાલથી તમામ કારીગર અને મજુરોને મજુરી કરવાની ટેવ પાડેછે, અને એ પ્રમાણે સતત્ ઉદ્યોગમાં તેમને કેળવેછે; એટલેથી ન અટકતાં, પોતે અતૂટ આગ્રહથી જે અખંડ ઉદ્યોગ કર્યાં કરેછે તે લોકોને હુબેહુબ નજરે જોવામાં આવેછે. તેની અસર બધી જાતના ઉદ્યોગ અને વેપારને પહોંચી જાયછે, અને તેથી બધે ચપળતાની ધૂમ મચી રહેછે. એ પ્રમાણે બનવાથી એવા પુરુષો આખા દેશની પ્રજાની ચાલનું ઘણે દરજ્જે બંધારણ બાંધી આપેછે. આ જોસાયા વેજવુડ એવો વિરલ નર હતો. જેમ આર્કરાઇટને માટે અમે આગળ કહી ગયા, તેમ જ એ પણ એના માબાપને તેર છોકરાંમાં છેલ્લો છોકરો હતો. તેનો બાપ, તેનો દાદો અને તેનો મોટો કાકો, એ સઘળા કુંભારનો જ ધંધો કરતા. એ છેક છોકરો હતો, તે વેળા એનો બાપ વારસામાં રૂ ૩૦૦ એને આંપીને મરી ગયો. તે એ ગામની નિશાળમાં લખતાં વાંચતાં શીખ્યો હતો; પણ એનો બાપ મરતે, તેનાં ઘરનાંએ એને નિશાળેથી ઉઠાડી

લીધો. એનો મોટો ભાઈ માટીનાં ઠામ બનાવવાનું કામ કરતો; તેના હાથ નીચે એને રાખ્યો. ત્યાં એ ચાક ઉપર માટીનાં ઠામ ઉતારતો. છેક અગીઆર વરસની લઘુ વયમાં જ, તે લખેછે કે, 'સીડીને છેલ્લે પગથીએથી' મ ધંધો આદર્યો. થોડી મુદ્દત વીત્યા કેડે એને ખૂબ જોરમાં સૈયડ નીકળ્યા. તે આખે ડીલે ભરાઈ ગયો; તેમાંથી તે સાજો તો થયો, પણ તે જીવ્યો ત્યાંલગી એના શરીરમાં એ રોગનું સાલ રહી ગયું. તેના જમણા ઘૂંટણમાં તેને વારંવાર આંતરે આંતરે દુખાવો થઈ આવતો. ઘણાં વરસ ગયા પછી એ પગ તેણે ઘૂંટણેથી કપાવી નાખ્યો, ત્યારે જ તેનું દુઃખ દૂર થયુ. મિ. ગ્લાડસ્ટન જેવા પુરુષે હાલમાં જ વેજવુડ વિષે બર્સ્લેમ ગામમાં સુભાષિત શબ્દોમાં સ્તુતિ-વાચક ભાષણ કર્યું હતું. તેમાં તે જણાવેછે કે, જે વ્યાધિથી વેજવુડ પીડાતો હતો, તે જ વ્યાધિના પ્રતાપથી તે પાછળથી આટલા બધા પ્રસિદ્ધપણાને પામ્યો છે, એમ સંભવેછે. જે અંગ્રેજ કારીગરને સઘળા અવયવ સંપૂર્ણ હોયછે, અને તે બધાંને તે બરાબર કસરતમાં લેછે, તેવા ચંચળ અને જોમદાર કારીગરની હારમાં શરીરની ખોડને લીધે તેનાથી આવી શકાયું નહિ. એ દૂષણથી એને વિચાર કરવાની જરૂર પડી કે, મારાથી કદી શરીર-મજુરી તો બનવાની નથી; તો હવે એ વાત પડતી મૂકીને મારાથી કંઈ બીજું, એથી એ ચંદા સરસ કામ બની શકે, તો તે અજમાવી જોવું. મારાથી એથી એ મોટા કામમાં શું ન પડાય ? એવો વિચાર તે તેના મનમાં કરવા લાગ્યો; તેથી કુંભાર-કામની કળા અને તેના ભેદ ઉપર મનન કરવાનું તેને સૂઝ્યું. આથેન્સના પ્રાચીન, જગત્ પ્રસિદ્ધ પ્રજાપતમાં પોતાની કળામાં જે ઊંડી સમજણ અને સચોટ પકડ હતી, તેવી પકડ અને સમજ-શક્તિ છેવટ તેનામાં આવી; બલકે, એ ગુણો તેનામાં એટલે સુધી પ્રકાશિત થયા હતા કે તેના પ્રાચીન પૂર્વજ, આથીનિયન પ્રજાપતને તે જોઈને કદાચ્ અદેખાઈ પણ આવે. એવી રીતે સન ૧૮૬૩ ની તા. ૨૬ મી અકટોબરે રાજયસભાના સભાસદ રાઈટ ઑનરબલ ડબલ્યુ. ઈ. ગ્લાડસ્ટને બર્સ્લેમ ગામમાં ભાષણ કરતાં કહ્યું હતું.

જોસાયાએ પોતાના ભાઈના હાથ નીચે રહીને પોતાની ઉમેદવારીની મુદ્દત પૂરી કરી. પછી તે એક બીજા કારીગર સાથે પંત્તાળો ધંધો કરવા લાગ્યો. ચપ્પુના હાથા, દાબડીઓ અને ઘરકામની બીજી હજારો ચીજો બનાવીને તે નાનો સરખો ધંધો ચલાવવા લાગ્યો. વળી એ પંત્તાળું મૂકીને તે એક બીજા માણસની સાથે સહીઆરૂં કામ કરવા લાગ્યો. તડબુચ કાપવાના દાવની રીકાબીઓ, અથાણાંનાં લીલાં પાંદડાં, સમેદાનીઓ, તપખીરની દાબડીઓ, અને બીજી એવી જણસો તે બનાવવા લાગ્યો; પણ આવી રીતે મઝીઆરા વેપારથી તેને કંઈ ઝાઝું મળ્યું નહિ; તેથી ઇ. સ. ૧૭૫૯ ની સાલમાં બર્સ્લેમ ગામમાં તેણે પોતાની મેળે સ્વાંગ ધંધો કરવા માંડ્યો. હવે તે પોતાનો રોજગાર ખંત રાખીને કરવા લાગ્યો; નવનવી જણસો બનાવવા મંડ્યો; અને ધીમે ધીમે પોતાનો વેપાર પણ વધારતો ગયો. આ વેળાએ સ્ટાફર્ડશરમાં જેવાં મલાઈ-રંગનાં ઠામ થતાં, તેના કરતાં હરેક વાતે એટલે ઘાટમાં, રંગમાં, ઓપમાં અને ટકાઉપણામાં વધારે સરસ બનાવવાં, એ તેની મુખ્ય મતલબ

હતી. એ વિષય પાકો સમજવાના વિચારથી તે તેનો નવરાશનો વખત રસાયનશાસ્ત્ર શીખવા પાછળ ગાળતો. ધાતુ અને બીજા ખનીજને ગાળીને પ્રવાહી કરવાને વાસ્તે જે પદાર્થ વપરાયછે તે ઉપર, તેમજ ઠામ ઉપર કાચ જેવો ચળકાટ લાવવાને જે અનેક તરેહના ઓપ વપરાયછે તે ઉપર, અને ઘણી જાતની માટી ઉપર તેણે પુષ્કળ પ્રયોગ કરી જોયા. એને ઝીણી તપાસ કરવાની અને બારીક નજરથી જોવાની મૂળથી જ ટેવ હતી, તેથી તેને સિલિકા નામની ચકમકવાળી માટીના મિશ્રણવાળું મટોડું હાથ આવ્યું, તે ઉપર અજમાએશ કરી જોતાં જણાયું કે, એ માટી તાપમાં મૂકતા પહેલાં કાળા રંગની હોયછે, તે આકરી આંચે ધોળો રંગ ઝાલેછે. આ વાત તેણે પોતાના મન ઉપર લીધી અને તે ઉપર ખૂબ વિચાર કર્યો. એ પ્રમાણે એ વિષય તેના મનમાં સારી પેઠે ડહોળાવાથી તેને એમ સૂઝયું કે, ઠામ ઘડવામાં હું લાલ માટી વાપરૂંછું, તેમાં આ સિલિકાની ચકમકવાળી માટી મેળવી હોય, અને તેનાં ઠામ ઘડીને નીમાડામાં પકવ્યાં હોય, તો તાપની આંચે એ ધોળાં થઈ જશે. એવી મિશ્ર–માટીનાં વાસણ ઘડીને તે ઉપર કાચ જેવો પારદર્શક ચળકાટ આવે એવો ઓપ લગાવવામાં આવે, તો પછી એ ઠામ કુંભાર–કળાના અતિ ઉત્તમ પ્રકારના નમુના થઈ પડશે, એમાં કંઈ શક ન સમજવો. એ કળા વેજવુડના પરાક્રમથી જ પૂર્ણ કળામાં આવવી સર્જિત હતી. વેજવુડના વાસણો અંગ્રેજી વાસણના નામથી આગળ જતાં ઘણા બહોળા વેપારની જણસ થઇ પડી અને દશે દિશામાં તેનો મોટો ખપ જાગ્યો.

અગર પાલિસિને તેની ભઠ્ઠીની બાબતમાં જે કષ્ટ વેઠવું પડયું હતું, એટલું બધું વેજવુડને વેઠવું પડયું નહોતું; તોપણ તેને તેની ભઠ્ઠીઓ સાથે બહુ માથાઝીક કરવી પડી હતી; અને પાલિસિની પેઠે પુનઃપુનઃ પ્રયોગ અને અડગ આગ્રહથી તેણે મુસ્કેલ બાબતોને મહાત કરી. ખાનાનાં ટેબલ ઉપર જૂદી જૂદી જાતનાં ચીનાઈ વાસણો બનાવવાને તેણે પ્રથમ મહેનત કરી જોઈ. એ કામ પાછળ એના સઘળા પ્રયત્નો ફોકટ ગયા. તેઓ દુઃખદાયક નિષ્ફળતાની કડીઓની એક મોટી સાંકળ થઈ હતી, એમ કહીએ તો ચાલે. મહિના ને મહિના સુધી એ બાપડાએ મજુરી કરી હોય, તે એક દિવસમાં પાયમાલ થઈ જતી. લાંબી મુદ્દત સુધી ઘણા પ્રયત્નો તેણે કર્યા; તેણે એ કામ પાછળ ઘણો વખત ગાળ્યો; ઘણી મહેનત કરી; ઘણો ખરચ કર્યો; એટલું થયું ત્યારે જ તેને ઓપ ચઢાવવાનો ખરો પત્તો લાગ્યો. પણ એ હઠે એવો નહતો, અને **'ધીરજનાં ફળ મીઠાં'** છે, એ કહેવત પ્રમાણે છેવટે ધૈર્યના દંડ–પ્રહારથી જયનો ડંકો વાગ્યો. કુંભાર–કળાની ચઢતી કળા કરવાને તે તન–મનથી એટલો તો મંડયો રહ્યો કે, તેના દિલમાંથી એ વાત એક ક્ષણભર પણ નીકળતી નહિ. એ પ્રમાણે તેણે વિઘ્નોનાં બધાં વાદળાં વિખેરી નાખ્યાં. તે હવે પૈસે ટકે સુખી થયો. દેશ પરદેશના વાપરને માટે ધોળા પત્થરનાં ઠામ અને દૂધ જેવાં ઉજળાં ચીનાઈ વાસણ સંખ્યાબંધ પોતાના કારખાનામાંથી તે નીપજાવવા લાગ્યો. એમ છતાં તે પગ વાળીને નિરાંતે બેઠો નહિ. તેની બનાવટને તે દીન બદીન સુધારતો જ ગયો. એની આવી

ઉદ્યોગી રહેણીની અસર ચોગરદમ પ્રસરી. આખા પરગણાના લોકો જાગૃત થઈ ગયા; અને આખા ગ્રેટ બ્રિટનના ઉદ્યોગ અને વેપારની એક મોટી ઇમારત પાકે પાયે આખરે સ્થાપન થઇ. તે હમેશાં પોતાના કાર્યમાં-પોતાની બનાવટમાં અનુપમ ઉત્તમતા સંપાદન કરવાને શ્રમ કરતો. તે કહેતો કે આપણી કારીગરીને લાજ લાગે એવી જણસો કરવી, તેના કરતાં તે ધંધો પછી તે ગમે તે હોય, તોપણ છોડીજ દેવો એ સારૂં છે.

ઘણા દરજ્જાવાળા અને સત્તાવાળા માણસો વેજવુડને ખુશીથી દિલભર મદદ દેવા લાગ્યા; કારણકે જે માણસ ખરા મનથી મહેનતમાં મચ્યો રહેછે, તેને કોણ સહાય ન થાય? એવા નરને એના જેવા બીજા પુરુષો આગળ ધસીને આશ્રય અને ઉત્તેજન આપેછે. ટેબલના ખાના ઉપર જે અનેક જાતનાં ચીનાઈ વાસણો કામમાં આવેછે, તેવા વાસણનો તેણે શાર્લોટ રાણીને માટે પહેલ વહેલો જ એક નવો અંગ્રેજી સટ બનાવ્યો. એવી જાતનાં ઠામ પાછળથી ઘણાં થવા લાગ્યાં. તે 'રાણીનાં વાસણ' એ નામથી બધે ઓળખાવા લાગ્યાં. વેજવુડ હવે રાજાનો કુંભાર કહેવાવા લાગ્યો. રાણીએ એને 'બારન'નો અમીરી એલકાબ આપ્યો હોત, તેથી તેનું મન રંજન થાત, તેના કરતાં 'પાદશાહી કુંભાર'ની જગા ઉપર તેની નીમનોક રાણીએ કરી, તે તે વધારે માનભરેલી વાત માનતો હતો. બીજાં નમૂનદાર ચીનાઈ વાસણોના સટ તેને સોંપવામાં આવતા, તે ઉપરથી તે એવી તો બેનમૂન નકલો ઉઠાવતો કે, જોનાર હેરત પામે. હર્ક્યુલેનિયમની પ્રાચીન મૃત્તિકા-કળાના નમુના સર વિલિયમ હામિલ્ટને તેને આપ્યા. વેજવુડે તેની સુંદર નકલો બડી બારીકીથી બનાવી આપી. બાર્બેરીની વાસણ એક વેળા હરાજ થવા માંડયું. તે પુરાતન કાળનું હતું. તે લેવાને વેજવુડે ઘણાં ફાંફાં માર્યાં. વેજવુડ એ એક ઠામના રૂ. ૨૮,૦૨૫ આપવા તૈયાર થયો; પણ પોર્ટલંડની ઠકરાણીએ તે ઉપર રૂ. ૧૫૭૫ નો વધારો ચઢાવીને રૂ. ૨૯,૬૦૦ એ પોતે એ વાસણ લીલામમાંથી લીધું. પણ ઠકરાણીએ પાછળથી જાણ્યું કે, વેજવુડને એ કીમતી વાસણ ઉપરથી બીજો નમુનો ઉઠાવવાનું મન હતું, અને તેથી તેણે હરાજીમાંથી એટલા બધા રૂપિયા ખરચીને લેવાનો વિચાર કર્યો હતો. તે ઉપરથી ઠકરાણીએ ખુશી થઇને મોટા મનથી તેણે એ મૂલ્યવાન વસ્તુ નકલ કરવાને વેજવુડને આપી. એ વાસણ આજ પણ પોર્ટલંડ-પાત્રના નામથી ઓળખાયછે. રોમના પાદશાહ અલેગ્ઝાંડર સેવેરસને અગ્નિદાહ કર્યા પછી તેનાં ફૂલને એ કીમતી કારીગરીના ઠામમાં મૂકીને તે ઉપર કબર ચણવામાં આવી હતી. તે કબર કાળે કરીને ખોદાતાં, તેમાંથી એ પ્રાચીન કળાનો અપૂર્વ નમુનો હાથ લાગ્યો હતો. તેની આકૃતિ આપણી બરણીઓને કાંઇક મળતી છે. ઉપરથી મોઢું કાંઇક સાંકડું હોયછે. પેટ પહોળું હોયછે. બેઠક ગોળ અને પેટ કરતાં નાની હોયછે. બે પડખે ઝાલવાના બે હાથા મોંની પાસે હોયછે. આગગાડીના સ્ટેશનો ઉપર સાહેબ લોકોને માટે લાકડાની ઉંચી ઘોડી ઉપર માટીનું પાણી ભરવાનું ઠામ ચિત્રવાળું, ઝાંખા ભુખરા રંગનું જોવામાં આવેછે, તેના જેવો જ એ વાસણનો ઘાટ બધી વાતે વાંચનારે જાણી લેવો. તે ઉપર

ખૂબસુરત અર્ધનગ્ન પ્રાચીન પરીઓ અને વનસ્પતિની લીલા આડખે પડખે ચીતરેલી હતી. એના જેવી વેજવુડે રૂ. ૩૭,૫૦૦ ખરચીને પચાશ નકલો ઉતારી. એ નમૂના વેચતાં તેની મૂળ રકમ બંધ બેઠી નહિ; તોપણ તે પોતાની મતલબમાં પાર પડ્યો. તેનો હેતુ માત્ર એટલો જ હતો કે, આગળ ગમે તેણે ગમે તે બનાવ્યું હોય, તેવું જ આબેહુબ અંગ્રેજ લોક પોતાની ચતુરાઈ અને ઉદ્યોગ–બળથી બનાવ્યા વિના રહેતા નથી એમ બતાવી આપવું.

પોતાનાં કારખાનાં ચલાવવાના કામમાં વેજવુડે રસાયનશાસ્ત્રમાં જે જ્ઞાન મેળવ્યું હતું, તેનો તે બહોળો ઉપયોગ કરવા લાગ્યો. સુંદર ચિત્રવાળાં વાસણો ઉપજાવવામાં વળી તેણે જૂની વસ્તુઓના શોધ કરનાર પુરુષોના શોધોનો પણ લાભ લેવા માંડયો; અને ચિત્ર–કામના કારીગરની કુશળતા પણ પોતાના કામમાં તે વાપરવા તત્પર થયો. ફ્લાકસમન છેક નાની ઉમરનો હતો, તે વખતથી જ વેજવુડે તેને ખોળી કાઢયો. તેની સ્વાભાવિક બુદ્ધિનું પુષ્કળ પૈસા ખરચીને વેજવુડ પોષણ કરતો; અને તેની પાસેથી જથાબંધ સુંદર ચિત્રો ચીતરાવીને તે પોતાનાં ચીનાઈ વાસણ અને સાદાં ઠામ બનાવવામાં વાપરવા લાગ્યો. જ્યાં જે ઘટે ત્યાં તે વાપરીને પોતાનાં વાસણોને તે એવાં ઉત્તમ, રુચિકર કરતો કે, લોકોમાં પ્રાચીન કળાનો પ્રસાર કરવાને તે પોતે સમર્થ થયો. લક્ષપૂર્વક અધ્યયન અને પ્રયોગો કરી કરીને રંગદાર ચિત્રો માટીનાં ઠામ ઉપર, ચીનાઈ વાસણો ઉપર અને બીજી જણસો ઉપર ચીતરવાનો હુનર તેણે ફરીથી જગતમાં આણ્યો, એ કહેવું ખરૂં ઠરેછે; કારણકે એ ચિત્ર–કળા પ્રાચીન એટ્રુસ્કન પ્રજા જાણતી હતી, પણ પ્લિનિના વખતથી તેનો લોપ થઇ ગયો હતો. સિદ્ધપદાર્થશાસ્ત્રોના વિષય ઉપર નિબંધો લખીને તે પ્રખ્યાત થયો. તેણે અગ્નિ–માપક યંત્ર શોધી કાઢયું; તેની સાથે એનું નામ હજુ પણ જોડાએલું જ છે. જે જે લોકોપયોગી કામ હોય, તે તે કામમાં પુષ્ટી આપવાને,—આશ્રય આપવાને તે અખંડ ઉભેલો જ હોય. ટ્રેંટ અને મર્સી નદીઓની વચ્ચે નહેર બનાવીને તે બંને નદીઓને જોડવાથી ઈંગ્લંડ બેટનો પૂર્વ અને પશ્ચિમ કાંઠો નૌકા–ગમનથી એકત્ર થયો, તે આ વીર પુરુષના દેશ–કલ્યાણના અલૌકિક જુસ્સાનાં અને બ્રિંડલી જેવા કુશળ નરના બુદ્ધિબળનાં રૂડાં વાનાં જાણવાં. એ પરગણામાં જવા આવવાના રસ્તા બહુ જ ભૂંડી હાલતમાં હતા; તેથી તેણે પોતાનાં કારખાનાંથી પાંચ કોસ સુધીની સડક બનાવી. (તે ઉપર નાકાં બેસાડયાં. તે મુસાફરો અને જતાં આવતાં ગાડાં પાસેથી નાકાનું દાણ ઉઘરાવતા; અને એ પ્રમાણે જે પેદાશ થાય, તેવડે રસ્તો સમરાવવામાં આવતો. ) એની પ્રતિષ્ટા ઘણી વધી. બર્સ્લેમ ગામમાં તેણે કુંભાર–કામનાં કારખાનાં સ્થાપ્યાં હતાં; અને પછવાડેથી એટ્રુરિયા ગામમાં એણે નવાં કારખાનાં જમાવ્યાં. તે જોવાને યુરોપખંડના સઘળા દેશોમાંથી નામાંકિત પુરુષોને આવવાનું મન થતું.

કુંભાર–કામની કળા પ્રથમ એના વખતમાં કેવળ કનિષ્ટ હાલતમાં હતી,

તે એ વેજવુડના પરિશ્રમના પરાક્રમથી ઈંગ્લંડની ઉન્નતિનું એક મોટું સાધન થઈ પડયું. ઈંગ્લંડમાં ઘેરેઘેર વાપરવાને જે વાસણો આગળ પરદેશમાંથી આવતાં, તે વાત તો અટકી ગઈ; એટલું જ નહિ, પણ બ્રિટિશ માલ બીજાં રાજ્યોમાં જતાં અટકાવવાને અંગ્રેજી આયાતની જણસો ઉપર ભારે જકાતનો બોજો ત્યાંના રાજાઓએ મૂક્યો હતો; તેમ છતાં પણ માટીનાં વાસણો મોટા જથાબંધ બહારના મુલકમાં જવા લાગ્યાં. તેણે માટીનાં ચીનાઇ ઠામ બનાવવાનાં કારખાનાં કાઢયાને ત્રીશેક વરસ થયાં હશે; ત્યારે એટલે ઈ. સ. ૧૭૮૫ ની સાલમાં વેજવુડને પોતાનાં કારખાનાંની બાબતમાં સાક્ષી–અભિપ્રાય આપવાને રાજ–સભામાં બોલાવ્યો હતો; ત્યાં તેણે જણાવ્યું કે આ ઉદ્યોગ–શાળા ઉઘડવાથી કંઈ જેવાં તેવાં અણઘડ માણસોને ખપ હોય ત્યારે રાખીને ટુંકા રોજથી તેવાં થોડાંક માણસો દુઃખે પાપે દહાડા કાઢવા લાગ્યા છે, એમ ધારશો નહિ. માત્ર વાસણ બનાવવાના કામ ઉપર જ વીશ હજાર માણસોની હમેશની રોજી ચાલેછે. એ ઉપરાંત ભઠ્ઠીને માટે કોયલાની ખાણોમાં કેટલા બધા મજુરોનો ધંધો જાગ્યો છે? વળી, જળ થળને માર્ગે એ વાસણો લઈ જવાને કેટલાં બધાં માણસો કામે લાગેલાં રહેછે? એ સિવાય આ દેશના ઘણા ભાગોમાં ઉદ્યોગને જે ઉત્તેજન મળ્યું છે, તે તો જૂદું. એ બધાંની ગણતરી કરીને આંકડો નક્કી કરવો, એ કઠણ કામ છે. વેજવુડના જ વારામાં કુંભારકામની કળામાં ઘણો અગત્યનો સુધારો થયો હતો; અને તેથી એ હુનર સારી પેઠે આગળ વધ્યો; તથાપિ તે વખત મિ. વેજવુડ કહેતો કે, મૃત્તિકા–પાત્રની બનાવટ હજુ બાલ્યાવસ્થામાં છે. આપણા દેશનાં કારખાનાં ચલાવનારા ગૃહસ્થોના સતત્ ઉદ્યોગથી; અને એ કામમાં હવે પ્રતિ દિવસ બુદ્ધિનો પ્રભાવ થતો જશે, તેથી; વળી ગ્રેટ બ્રિટન જેવા આપણા દેશમાં એ હુનરને જે કુદરતી લાભ (માટી, કોયલા, વગેરેના) મળી શકે એમ છે, તેથી; અને એ કળાનું કુશળ આપણા રાજ્ય–તંત્રથી થાય છે, તેથી;—એ સઘળાં કારણોથી એ કારીગરી ઉદય પામીને હજુ એટલી બધી આગળ વધતી જ જશે, કે મેં એ હુનરની ચઢતી કરવામાં જે નવા સુધારા દાખલ કર્યા છે, તે ભવિષ્યમાં હજુ શું શું થઈ શકશે તે જોતાં કશા લેખામાં નથી; મારૂં કામ કશી ગણતરીમાં નથી. આ અગત્યના હુનરમાં તેના વખત પછીથી તે આજ સુધીમાં જે સુધારો વધારો થયો છે, તે ખ્યાલમાં લેતાં સ્પષ્ટ જણાયછે કે મિ. વેજવુડે જે અભિપ્રાય આપ્યો હતો, તે અક્ષરશઃ ખરો પડયો છે. ઈ૦ સ૦ ૧૮૫૨ માં પોતાના દેશના ખપ જોગાં માટીનાં વાસણ બનાવવા ઉપરાંત આઠ ક્રોડ અને ચાળીશ લાખ ઠામ ઈંગ્લંડમાંથી દેશાવરખાતે ચઢયાં હતાં. આટલી મોટી સંખ્યા અને તે માલનો ગુણ આપણા વિચારમાં લઇને જ આપણે બંધ વાળીએ એમ નથી; પણ જે કારીગરો આ કસબ કરેછે અને આટલો મોટો વેપાર ખેડેછે, તે બધા કુંભારોની હાલત આગળ કરતાં કેટલી સુધરી ગઈ છે, તે જોવા જેવું છે. જ્યારે વેજવુડે પોતાના ઉદ્યોગનો પ્રથમારંભ કર્યો, ત્યારે આખું સ્ટાફર્ડશાર પરગણું અર્ધ–સુધરેલી હાલતમાં હતું. લોકની વસ્તિ છેક થોડી હતી; જે હતા તે પણ ગરીબ અવસ્થામાં હતા અને અભણ હતા. જ્યારે વેજવુડનું કારખાનું પાકે પાયે જમા-

વટ ઉપર આવ્યું, ત્યારે એ ભાગમાં જેટલી વસ્તિ હતી, તેના કરતાં ત્રમણાં માણસોને ખાસા મજૂરીના રોજથી જોઇએ તેટલું કામ જડતું. આ પ્રમાણે બનવાથી તેમની સંસારિક સ્થિતિ સારી પેઠે સુધરી ગઈ; તેની સાથે તેમનામાં ભણુવાગણુવાનો તથા નીતિસંબંધી સુધારો પણ મનમાનતો થયો.

આવા નરને સુધરેલી દુનિયાના કળા–કૌશલ્ય અને વ્યાપારના વીર પુરુષોની ઉપમા સર્વ પ્રકારે ઘટેછે. ખુશ્કી અને દરિયાઈ ફોજમાં સિપાઇઓ જે બહાદુરી બતાવેછે અને આત્મ–ત્યાગ કરેછે, એ કૃત્ય ખરેખર શૂરત્વથી ભરપૂર છે; તેમ જ આ ઉપર જણાવી ગએલા મહાત્માઓ, તેમના ઉપર અનેક સંકટો આવી પડેછે તે સમયમાં, અને અનેક વિઘ્નોની સામા જે ધૈર્ય અને આત્માવલંબન દર્શાવેછે, તે તથા યોગ્ય પદાર્થોની પ્રાપ્તિને માટે તેઓ જે શૌર્ય અને આગ્રહ બતાવેછે, તે એવા જ શૂરત્વથી રસમય છે. ઉદ્યોગ-ક્ષેત્રમાં આ વીર નાયકોએ મહા પરાક્રમે જે સંપાદન કરેલું હોય, તેનું નૌકા–સેના અને ભૂ–સેનાના સૈનિકે એવા જ વીરત્વથી રક્ષણ કરવું જ; તેમાં તેનો સ્વધર્મ અને દેશાભિમાન રહેલો છે.



# પ્રકરણ ૪ થું.

## અખંડ ઉદ્યોગ તથા આગ્રહ.

---

ધનવાન તે જ, કે જેઓ ઉદ્યોગી હોયછે. એવા પુરુષો દરેક પળ પોતાની ગણે-છે. વખત એ કુદરતનો ખજાનો છે. એ ખજાનો એવા નર પોતાના જ તાબામાં રાખેછે. કાળના હાથમાં કાચની રેતીની શીશી છે. તેમાંનો એક એક દાણો જાણે ગગનનો ચળકતો તારો હોય અથવા અમૂલ્ય હીરો હોય, તેમ ગણી સતત્ ઉદ્યોગથી વીર નર તેને વીણી લેછે.—ડાવનાંટ.

ભાઈ, આગળ તો ચાલો; સૌ સારૂં જ થશે; એટલે તમને વિશ્વાસ પણ બે-સશે—ડાલાંબર.

---

સાદાં સાધન અને સાધારણ ગુણોનો ઉપયોગ કરવાથી ઘણી વાર મોટાં મોટાં કામ બનેછે. સાધારણ માણસની રોજે રોજની જીંદગી જોશો, તો તે ફિકર ચિંતાથી ભરેલી હોયછે. રોટલા જેવી રોજની જરૂર જોગી ચીજો હાંસલ કરવામાં તેને મશ-ગૂલ રહેવું પડેછે; અને તેને દુનિયાની બીજી હજાર ફરજો બજાવવાની હોયછે. એવી હાલતમાં ઉત્તમ પ્રકારનો અનુભવ મેળવવાને તેને બહુ તક મળેછે; અને બળદ જેમ એક જ ધરેડમાં ચાલ્યા કરેછે, તેમ માણસ ભલે જીંદગીના છેક ખંડાઇ ગએલા મા-ર્ગમાં ચાલ્યા કરશે, તોપણ તે જો બરાબર કામ કરવાવાળો હશે, તો તેને પોતાની જાત સુધારવાને પુષ્કળ અવકાશ અને પ્રયત્ન કરવાને પુષ્કળ તક મળશે. જે માણસ પોતાનું રૂડું ઇચ્છતો હોય, તેણે તો દૃઢ મનથી સારી રીતે કામ કરવાનો જૂનો રસ્તો પકડવો જોઇએ; તેમાં જેઓ અત્યંત આગ્રહી હોયછે અને ખરા દિલથી દમભેર મહેનત કરેછે, તેઓ જ પાર પડેછે.

વિધાતા આંધળી છે, એમ કહીને માણસો તેનો વાંક કાઢેછે; પણ ખરી વાત તો એ છે કે, માણસ જેવા આંધળા છે, તેવી વિધાતા આંધળી નથી. જે આદમીઓ જન-સમૂહના વ્યવહારાદિકનું વર્તન જોશે, તેમને તો જણાશે કે નસીબ હમેશાં ઉદ્યોગીના પક્ષમાં ઉભું રહેછે. સઘળું મહેનત-ને વશ છે. પવન અને પાણી પણ ખરા ખલાસીઓની ખિદમતમાં ખડાં રહેછે. મનુષ્ય--વર્ગમાં જે અતિ ઉચ્ચ વિષયો ગણાયછે, તેના શોધ પા-છળ મંડવું હોય, તો તેમાં કંઈ અસાધારણ ગુણોની જરૂર પડતી નથી; પણ તેવા વિષયની ખોળમાં પાકી સમજ વાપરવી જોઇએ; એકાગ્ર ચિત્ત રાખવું જોઇએ; નિરંતર આગ્રહપૂર્વક ઉદ્યોગ મચાવવો જોઇએ; એવા સા-ધારણ પ્રતિના ગુણ જેનામાં હશે, તને તેના કામમાં તે ઘણા જ ઉપયોગી થઇ પડશે. કામ કરવામાં કુદરતી અકલની જરૂર પડેછે એમ નથી; ગમે તેવી બુલંદ કુદરતી અકલ કોઈ આદમીમાં હશે, તોપણ ઉપર ગણાવેલા સાધારણ ગુણોનો એવા આદમીને પણ ખપ પડેછે; તે માણસ એ ગુણો-

ને હલકા ગણીને તુચ્છકારી નાખશે નહિ. જે પુરુષો ખરેખરા મહાત્મા થઇ ગયા છે. તેઓ તો 'કુદરતી અકલ' 'ઇશ્વરદત્ત બુદ્ધિ' કે 'સ્વાભાવિક મન-શક્તિ'ને માનતા જ નથી. સામાન્ય પંક્તિના પુરુષો જે ગુણોના પ્રભાવથી જગત્‌માં વિજયી થયા છે, તેમની માફક આ મહાત્માઓ પણ મહા આગ્રહી અને દુનિયાદારીના ડહાપણવાળા જણાયા છે. માણસ જાતમાં જે સાધારણ પાકી સમજ થોડી યા ઘણી બધામાં રહેલી છે, તે ખીલીને વિસ્તાર પામે, તે જ ઇશ્વરદત્ત બુદ્ધિ સમજવી; બીજી કોઇ જન્મથી મળેલી બુદ્ધિની ઇશ્વરી બક્ષીસ છે જ નહિ. એટલે સુધી કેટલાએક મહાન પુરુષો મત આપે છે. એક પાઠ-શાળાનો પંકા-લો પંડિત અને પ્રમુખ કહેતો કે, 'ઇશ્વરદત્ત બુદ્ધિ એટલે અખંડ પ્રયત્નો કર્યા કરવાની શક્તિ'. 'પોતામાં સુષુપ્ત રહેલા અગ્નિને પ્રજ્વલિત કરવાની શક્તિ, તેનું નામ જ ઇશ્વરત્ત બુદ્ધિ જાણવી' એ પ્રમાણે જૉન ફૉસ્ટરનો અભિપ્રાય હતો.' 'ધૈર્ય એ જ ઇશ્વરદત્ત બુદ્ધિ' એવો બૂફૅંનો સિદ્ધાંત હતો.

ન્યૂટનની મન-શક્તિ અપૂર્વ ઊંચી પ્રતિની હતી, એ નિર્વિવાદ વાત છે; એમ છતાં પણ એને એક જણે જ્યારે પૂછ્યું કે, તમે આવા વિલક્ષણ શોધ શી રીતે કર્યા ? ત્યારે તેણે નમ્ર ભાવે ઉત્તર આપ્યો કે, એ વિષયો ઉપર નિરંતર વિચાર કર્યા કરવાથી. એ કેવી પદ્ધતિથી અભ્યાસ કરતો, તેની વાત તેણે એક બીજે પ્રસંગે કહી હતી, તે નીચે પ્રમાણે છેઃ--'જે વિષય ઉપર મારે વિચાર કરવો હોય, તેને હું તલભાર પણ મારા મન આગળથી ચસવા દેતો નહિ. તે ધીમે ધીમે જરા જરા પ્રકાશવા માંડે; અરુણોદયનાં ચિન્હ દેખાવા માંડે, તે છેક પૂર્ણ પ્રકા-શથી સૂર્યવત્ દર્શન દે, ત્યાં સુધી હું તેને છોડતો નહિ; પણ ધીરજથી વાટ જોતો બેસી રહેતો.' ન્યૂટન અને એના જેવા બીજા નર, જેમણે અચળ કીર્તિનો કિલ્લો હાથ કર્યો છે, તે આગ્રહપૂર્વક અખંડ ઉદ્યોગનું ફળ સમજવું. એક વિષયનું અધ્યયન કરતાં થાકે, ત્યારે તે મૂકીને તે બીજો વિષય હાથમાં લેતો; અને બીજા ઉપર મનન કરતાં તે કંટાળે, ત્યારે તે ત્રીજો વિષય પકડતો; એવી રીતે વિષયોના ફેરફાર કર-વાથી તેને જે વીસામો મળે એટલું જ; સિવાય, બીજી કોઇ જાતનો તે આરામ કે વીસામો લેતો નહિ. તેણે એક વાર ડૉક્ટર બેંટ્લીને કહ્યું કે, 'જો મેં કંઇ પણ મનુષ્ય-વર્ગની સેવા કરી હશે, તો તે ધીરજ રાખીને વિચાર કરવાથી અને મહેનત કરવાથી થઇ છે, એમ જાણવું.' એવી જ રીતે કેપ્લર નામે એક બીજો મહા જ્ઞાની પંડિત પોતાના અભ્યાસ અને સુધારા વિષે બોલ્યો કે, વર્જિલ કવિનું વચન છે કે, 'પવનવેગે કીર્તિ જેમ આગળ વધતી જાયછે, તેમ તે વધારે કૌવતદાર થતી જાયછે.' તેજ પ્રમાણે મેં પણ આ વિષયો ઉપર ખંતથી વિચાર કર્યો; તે વિચાર-થી વળી વિશેષ વિચાર સૂઝયો; એમ કરતાં કરતાં મારા અંગીકૃત વિષયમાં મારા તન-મનથી હું એકાગ્ર ચિત્તે તલ્લીન થઇ ગયો.'

કેવળ ઉદ્યોગ અને આગ્રહ મચાવી મૂકવાથી એવાં એવાં તો અપૂર્વ ફળ પ્રાપ્ત થયાં છે કે ઇશ્વરદત્ત બુદ્ધિ હશે કે નહિ, તે વિષે ઘણા નામાંકિત પુરુષોને સંદેહ ઉ-ત્પન્ન થયો છે. લોક-મત પ્રમાણે 'કુદરતી અકલ' એ ઇશ્વરી બક્ષીસ છે; તે કોઇ

વિરલ જનને જ સુભાગ્યે જન્મ–સંસ્કારથી મળેલી હોયછે. એ લોક–કથા ઉપર પ્રમાણે સંશયયુક્ત થઈ પડી છે. એજ પ્રમાણે વૉલ્ટેરનો એવો સિદ્ધાંત હતો કે, ઈશ્વરદત્ત બુદ્ધિવાળા પુરુષની અને સાધારણ સમજવાળા માણસની વચ્ચે સહજ-સૂક્ષ્મ ફેર છે. બેકારિયાનો એવો મત હતો કે, જે માણસને કવિ કે વક્તા જે બનવું હોય, તે થવું તેના હાથમાં છે; અને રેનોલ્ડસ એવો અભિપ્રાય આપતો કે, જે માણસને શિલ્પિ કે ચિત્રકાર થવું હોય, તો તે તેવો થઇ શકે. સઘળા માણસો પોતે ચાહે તેવા થઈ શકે. એ સિદ્ધાંત જો ખરો હોય, તો કાનોવાના મોત પછી તેના ભાઇને પેલા ભાનવિનાના અંગ્રેજે પૂછ્યું કે, તમારે પણ એ જ ધંધો ચલાવવાનો ઈરાદો છે કે ? એ સવાલ છેક ખોટો નહિ ગણાય. લૉક, હેલ્વેશિયસ અને ડીડેરો જેવા પુરુષોનો એવો મત હતો કે, ઇશ્વરદત્ત અસાધારણ બુદ્ધિના સંસ્કાર મનુષ્ય માત્રમાં સરખા જ છે; અને જે નિયમો તે બુદ્ધિની ક્રિયાને દોરવીને અમુક માણસો જે જે કામો કરવાને સમર્થ થયા છે, તેવાં જ પરાક્રમો બીજાં માણસો પણ એવી જ રીતના શોધ પાછળ એવી જ રીતે લાગે તો કરી શકે. મહેનતથી અચંબો ઉપજે એવાં મોટાં કામ થાયછે, તે વાત અમે કબૂલ કરીએ છીએ; અને મહા તેજસ્વી બુદ્ધિના પુરુષોએ અથાગ શ્રમ સહન કરીને જ કીર્તિ મેળવી છે, એ વાત પણ અમારા જાણવામાં પૂરેપૂરી છે, તથાપિ અમારે કહેવું જોઈએ કે મનની અને મગજની અનેક શક્તિઓના જન્મથી જ સારી રીતના સંસ્કાર હોવા જોઇએ. મૂળથી જ જો એ અમૂલ્ય બક્ષીસ ન મળી હોત તો ગમે તેટલી મહેનત ખરે માર્ગે ખરચી હોત, તોપણ શેકસ્પીઅર, ન્યૂટન, બેટહોવન અથવા મિકલ આંજેઇલો જેવા મહાત્માઓ એકલી મહેનતથી નીપજી શકત નહિ, એ વાત સર્વેને સ્પષ્ટ જ હોવી જોઇએ.

રસાયન શાસ્ત્રી ડૅાલ્ટન, હું અસાધારણ બુદ્ધિનો માણસ છું એવું ક્યારે પણ માનતો નહિ. તે કહેતો કે, જે કંઈ મેં કર્યું છે, તે કેવળ મહેનત અને જ્ઞાનના સંગ્રહ વડે જ. બીજું કશું સમજશો નહિ. જૉન હંટર જયારે પોતાની વાત કરતો ત્યારે તે કહેતો કે, ‘મારૂં મન મધ-પૂડા જેવું છે. મધ–પૂડામાં ગણગણાટનો કાંઈ પાર હોતો નથી; તેમ જ દેખાવમાં ગરબડાટ પણ બેહદ જોવામાં આવેછે; પણ જે જાણેછે, તે જાણેછે કે એ મધપૂડો નિયમથી વ્યાપ્ત છે. તે વ્યવસ્થાથી ભરપૂર છે. કુદરતના અતિ કીમતી ખજાનામાંથી અખંડ ઉદ્યોગ કરીને મિષ્ટ મધરૂપ દ્રવ્યથી તે પૂડો રસમય થઇ રહેલો હોયછે. મારૂં મન પણ એવું જ જાણજો.’ મહાન પુરુષોનાં જીવન ચરિત્રો ઉપર જરા નજર નાખશો, તો તરત જણાશે કે, ઉજ્જવળ કીર્તિથી ચળકી રહેલા શોધકો, હુનરીઓ, તાર્કિકો, અને અનેક પ્રકારનો શ્રમ ઉઠાવવાળા નરો કેવળ મહેનત અને ખંતના અપૂર્વ બળવડે જ બહુધા ‘**જય શ્રીરંગ**’નેજોઇ શકયા છે. તેઓ એવા જબરા કીમીઆગર હતા કે ગમે તે વસ્તુ તેમના હાથમાં આવે, તે સુવર્ણમય થઈ જતી; કાળ જેવા પદાર્થનું પણ તેઓ કંચન કરતા. વળી, વડા ડિઝ્રાએલીનો એવો મત હતો કે કોઈ પણ કામમાં પાર પડવું હોય, તો તેનો માત્ર એટલો જ ભેદ છે કે, તે વિષયને તમારે સંપૂર્ણ રીતે સમજી લેવો. તમારા કામ ઉપર એવો

પૂરેપૂરો અખ્ત્યાર મેળવવાને તમારે નિરંતર ખંતથી મહેનત અને અધ્યયન કરવાં જોઈએ; તેથી તમે તપાસી જોશો તો તમને માલમ પડશે કે, સ્વાભાવિક શક્તિવાળા માણસોએ જ જગત્ ઉપર પોતાની સત્તા ચલાવી છે એમ નથી; કુદરતી અકલના આદમીઓએ જ આદમ–જાત ઉપર ઊંડી અસર કરી છે, એમ સમજશો નહિ; પણ મધ્યમ મનશક્તિના માણસોએ જ અડગ આગ્રહથી અને ઉત્સાહી મનથી જગત્‌ને જાગૃત કરી નાખ્યું છે. કુદરતી બક્ષીસના પુરુષોએ કુદરતી ચળકાટથી ઝગઝગતા ગુણોવડે આલમને અચંબામાં નાખી હશે, તેના કરતાં જે માણસો ગમે તે એક માર્ગેથી ચઢીને પોતાના કામમાં ખંત રાખીને મચ્યા રહ્યા છે, તેમણે વિશ્વને તેમના ઉદ્યોગના વશીકરણથી વશ કરી લીધું છે. એક રાંડી રાંડનો છોકરો તેજ બુદ્ધિનો હતો, પણ તે કોઈ કામમાં ચીવટ રાખતો નહિ; તેથી તેની વિધવા માએ એક વાર કહ્યું કે, અરેરે ! મારા છોકરામાં કામ પાછળ મંડયા રહેવાની ટેવ હોત; અરે, ખંત રાખી મચ્યા રહેવાની કુદરતે તેને ઇનાએત કરી હોત, તો કેવું સારૂં ! એવા ઉડ્ડ્યન જ્યોતિઓ આગ્રહના અંકુશવિના નિયમે કરીને આગળ વધતા નથી; તેવાને મંદ બુદ્ધિના મહેનતુ પુરુષો સંસારની રંગ-ભૂમિમાં પાછળ મૂકીને પોતે આગળ વધી જાયછે. ઈટાલિયન લોકોમાં એક એવી કહેવત છે કે, જે ધીમે ધીમે નિરંતર ચાલ ચાલ કરે, તે ઘણે દૂર જઈ શકેછે. સંસ્કૃત નીતિ વચન છે કે, शनै ग्रन्थाः शनैः पन्थाः

તેથી મોટી વાત એ લક્ષમાં રાખવાની છે કે, કામ કરવાની શક્તિ ખૂબ કેળવવી જોઇએ. જો એ ગુણ પ્રાપ્ત થયો, તો પછી જીંદગીની શરતમાં સપાટા સાથે આગળ થઇ જવું સહેલ થઇ પડશે. યત્નપર યત્ન, અને તે ઉપર પ્રયત્ન, એમ કર્યા જ કરવું જોઇએ. મહેનતથી સઘળાં કામ સહેલાં થઇ જશે. સહેલામાં સહેલો કસબ અને સાદામાં સાદી કારીગરી મહેનત વિના બનશે નહિ; અને જેને હાથ ઉદ્યોગ છે, જેણે મહેનતને વશ કરી છે, તે કેવાં કેવાં કામ કરી શકેછે, તે જોવા જેવું છે. સ્વર્ગવાસી સર રૉબર્ટ પીલ બ્રિટિશ રાજ્ય–મંડળમાં તેજોમય સૂર્યની પેઠે પ્રકાશી રહ્યો હતો, તે શાથી ? જે સાધારણ ગુણો અમે ઉપર ગણાવી ગયા છીએ, તે ગુણો કંઈ જેવા તેવા ન સમજવા. એ સુંદર લક્ષણોને સર રૉબર્ટ પીલે નાનપણથી મનના નિગ્રહ વડે અને પુનઃ પુનઃ પ્રયત્નથી કેળવ્યા, તેથી એ એવાં મોટાં ફળ મેળવી શકયો. જ્યારે એનો બાપ ડ્રેઇટન ગામમાં દેશાઇગીરી ભોગવતો, તે વખત એ છેક છોકરવાદ હતો. તે વેળા એનો પિતા એને ટેબલ પાસે બેસાડીને અચિંત્ય વિષયો ઉપર એની પાસે ભાષણો કરાવવાનો મહાવરો પાડતો. ગામ ખાતે જે દેવલ હોયછે, તેમાં દર રવિવારે પાદરીઓ ધર્મ સંબંધી ભાષણ કરેછે. એ ભાષણ સાંભળીને દેવલમાંથી ઘેર આવ્યા પછી એ છોકરાને તેના બાપ આગળ જેટલું સાંભરે એટલું બોલી જવું પડતું. એ પ્રમાણે હમાના હરેક આતવારે એને બોલવાની બાળપણથી જ આદત પડી હતી. પ્રથમ તો કંઈ બહુ ફાયદો થતો હોય, એમ લાગ્યું નહિ; પણ દૃઢતાથી એકની એક બાબતને વળગી રહેવાથી, તેને એકાગ્ર ચિત્ત રાખવાની ટેવ પડી. તે આગળ જતાં એવી બળવાન થઇ કે દેવલમાં-

થી ઘેર આવીને તે હવે તો ઘણુંકરીને શબ્દે શબ્દ બધું ભાષણ બોલી જતો. પાછળથી વરસનાં વરસ વીત્યા પછી એ જયારે રાજ્ય-સભામાં દિવાનને દરજ્જે બિરાજતો, તે સમયે એના સામાવાળીઆ એની સામા જે દલીલો અને તકરારો કરતા, તે તમામના તે અનુક્રમે એવી કુશળતાથી રદીઆ આપતો કે એ વાતમાં તેની કોઈ પણ માણસ કદાચ્ બરાબરી કરી શકયા નથી. આવે પ્રસંગે તે અસાધારણ બારીક યાદદાસ્તનો અદ્ભુત ગુણ દર્શાવતો, તે ડ્રેઈટન ગામના નાના દેવલમાં તેના બાપની ઉસ્તાદગીરી હેઠળ તેણે અસલ કેળવ્યો હતો; તેનો આ ચમત્કાર હતો, એમ કોના કળ્યામાં એકદમ આવી શકે ? !

છેક સાધારણ બાબતોમાં પણ હમેશાં આગ્રહ અને ઉદ્યોગ રાખવાથી ખરેખર અણધાર્યાં અજબ જેવાં ફળ નીપજેછે. સારંગી વગાડતાં શીખવું, એ તો કોઈ એમ જ જાણે કે સહેલું કામ છે; પણ એટલો હુનર હાથ કરવામાં કેટલી બધી જાથુની મહેનત અને તે કેટલી મુદ્દત સુધી કરવી પડેછે ! એક જુવાનીઆએ જાર્ડીનીને પૂછયું કે સારંગી બજાવતાં શીખવાને કેટલા દિવસ લાગે વારૂ ? ત્યારે જાર્ડીનીએ જવાબ દીધો કે, દરરોજ બાર કલાક સુધી એ કામ પાછળ મચ્યા રહેવું જોઇએ, અને એવી રીતે વીસ વરસ સુધી મહેનત કરે તો આવડે. કહેવાય છે કે રીંછ નાચતાં શીખેછે, તે પણ મહેનત અને મહાવરાથી. નાયિકા જયારે ઘણાં વરસ સુધી પરસેવા-ઉતાર અતૂટ મહેનત કરે ત્યારે તે આવ-ભાવમાં અને નૃત્ય-કળામાં કલાવંતિની થઇને મોહ ઉપજાવેછે. જયારે ગુણવાન ગુણિકા ટાલિયોનીને સંગીત-નાટકશાળામાં રાત્રે પોતાનું પ્રદર્શન કરવાનો વારો આવતો, ત્યારે તેના પિતા પાસે રહીને બે કલાક સુધી તે બિચારીને પોતાનો પાઠ ભજવવાને આગળથી એવો સખ્ત શ્રમ ઉઠાવવો પડતો કે, તે થાકથી લોથ જેવી થઈને પડી જતી. તે બાપડી કેવળ બેભાન થઇ જતી; તેવી હાલતમાં તેણે જે કપડાં પેહેર્યાં હોય, તે ઉતારી નાખીને, આખા શરીર ઉપર પાણી છાંટી છાંટીને તેને શુદ્ધિમાં લાવતા. આવી તરેહના પ્રગાઢ શ્રમથી જ રાત્રે અદા અને નૃત્ય-કળામાં તેની કુશળતા જોઇને જોનારા તેને વશ થઈ જતા. આટલું કરવાને કેટલું કષ્ટ વેઠવું પડેછે, તેનો વિચાર કરો.

ઉત્તમ પ્રતિની ઉન્નતિ મેળવવી હોય, તો તેને માટે બહુ ધીરજ રાખવી પડેછે. મોટાં કામ મ્હોં ઉઘાડતા વારને થતાં નથી. આપણે ચાલીએ છીએ, ત્યારે એક ડગલા પછી બીજું, અને બીજા પછી ત્રીજું ડગલું ભરીને ચાલીએ છીએ; બીજી કોઈ રીતે ચલાતું નથી; તે જ પ્રમાણે જીંદગીરૂપી દાદર ઉપર ચઢવું હોય, ત્યારે પણ સંભાળથી એક પગથીઆ ઉપરથી બીજા પગથીઆ ઉપર, અને બીજા પગથીઆ ઉપરથી ત્રીજા ઉપર એમ ક્રમે ક્રમે ચઢવું જોઇએ; અને એમ કરીને જ મનમાં સંતોષ રાખવો જોઇએ. ડ મેઇસ્ટર કહેછે કે, જેને ધીરજ રાખતાં આવડી, તેને કામ પાર પાડતાં આવડયું. ધૈર્યથી વર્ત્તશો, તો જયથી ઝળકશો. વાવણી કરીએ, તે પછી કાપણી થાય, વાવણી વિના કાપણી હોય નહિ; અને વાવતર કરીને પણ લાંબા દહાડા સુધી વાટ જોવી પડેછે. ધીરજ રાખીને આશાવડે સંતોષ રાખવો પડેછે. જે બીજને ઉગીને પાકતાં વાર લાગે, અને જેને માટે આપણે ઘણી સબુરી રાખવી પડે, તેનાં જ ફળ મીઠાં અને મૂ-

લ્યવાન ઉતરે. જુઓ, એશિયાના લોકોમાં એવી કહેવત ચાલે છે કે, **કાળે કરીને ધીમે ધીમે શેતુરનાં પાંદડાંનું સાટીન થાયછે.**

ઉત્સાહથી મહેનત પાછળ મંડવાની ટેવ પાડવી જોઇએ. ઉલ્હાસથી ઉદ્યોગ કરવાની ટેવ પડવાથી ધીરજથી વાટ જોવાની ટેવ પણ પડશે. આનંદભેર મહેનત કરવાની આદત, એ ઉત્તમ ગુણ જાણવો; તેથી આપણી વર્ત્તણુકના બધા બંધારણમાં જાણે આનંદનાં કણ પ્રસરીને બધું તન–મન પ્રફુલ્લિત થતું હોય એમ લાગેછે. એક ખ્રિસ્તિ ધર્માધ્યક્ષે કહ્યું છે કે, મનની વૃતિને માઝામાં રાખતાં જેણે જાણ્યું, તેણે ખ્રિસ્તિ ધર્મનો નવ દશાંશ ભાગ અનુભવ્યો, એમ જાણવું; તે જ પ્રમાણે જે માણસે મનને પ્રફુલ્લિત રાખીને કામ પાછળ મંડ્યા રહેવાની ટેવ પાડી, તેણે દુનિયાદારીના ડહાપણના દશ ભાગમાંથી નવ ભાગ સારી પેઠે મેળવ્યા એમ સમજવું. જગતમાં જય મેળવવામાં એ બે લક્ષણ તો લાખ રૂપિયાના મૂલનાં જાણવાં. સુખ સંપાદન કરવામાં એ બે ગુણ અમૂલ્ય જાણવા. ચિત્ત ચોંટાડીને ચપળતાથી જે માણસ ચોકખે ચોકખું કામ કરેછે, તેને ઉત્કૃષ્ટ આનંદ થાયછે. એવો આનંદ આપણામાં પ્રસર્યો હોય, તો કામ કરવાને આપણને જુસ્સો આવેછે; આપણામાં કામ કરવાની તાકત છે એવો આપણને આપણી જાત ઉપર ભરોસો બેસેછે; અને બીજો હરેક સદ્‌ગુણ એ ઉત્સાહી મન ઉપર બહુકરીને આધાર રાખેછે. યૉર્કશર પરગણાના ફૉસ્ટન લકલે ગામમાં સિડ્‌ની સ્મિથ જ્યારે ધર્મોપદેશક પાદરીનું કામ કરતો હતો, તે વેળાએ તેને લાગતું કે હું ખૂણામાં પડી ગયો છું; હું કુવાના કાચબાની હાલતમાં છું; તોપણ પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કરીને તે ઉત્સાહી મનથી ઉત્તમ રીતે કામ કરતો. તે કહેતો કે, મારે ગમે તે કામ કરવાનું હો, પણ તે ઉપર ભાવ રાખીને તે કામ કરવું, એમ મેં નક્કી કર્યું છે. જે કામ આવી પડ્યું, તેની સાથે મારે મારા મનને હેળવી દેવાનો મેં ઠરાવ કર્યો છે. ગમે તેવું હલકું–પાતળું કામ હોય, તોપણ તે ઉપર ચિત્ત ચોંટાડીને તે પ્રેમ–ભાવે પૂરૂં કરવું, એમાં જ હું મર્દાઈ માનુંછું. આ કામ તો મારે લાયકનું નથી; અથા મોટાં કામ ઉપર મને નીમવો જોઈએ; આ તો મને કાળે પાણીએ કાઢયો છે; મને છેવાડો નાખી દીધો છે; મને વેરાનમાં એકલો રાખ્યો છે; એવી તરેહનો બકબકાટો કરવો, અને ધૂળ જેવી ફર્યાદોની અરજીઓ ટપાલમાં બીડયા કરવી, એ કાયરનું કામ છે, અને નામર્દાઇનું લક્ષણ છે, એમ હું સમજુંછું. એ પ્રમાણે જ્યારે ધર્માધિકારી ડૉકટર હૂકને લીડ્સ શહેરમાંથી નવી જગાએ નવા કામ ઉપર જવાનું થયું, ત્યારે તે બોલ્યો કે, જ્યાં જ્યાં હું જઇશ, ત્યાં ત્યાં ઇશ્વર કૃપાથી મારા હાથમાં જે કામ આવશે, તે મારા બધા બળથી કરીશ; અને જો કંઈ કામ નહિ હોય, તો હું કામને ઉભું કરીશ.

ખાસ કરીને સાર્વજનિક સુખને માટે જ જે પુરુષો મહેનતમાં મંડ્યા રહેછે, તેમને સબુરી રાખીને લાંબી મુદ્દત સુધી વાટ જોવી પડેછે. તેમાં ઘણી વાર એવું બનેછે કે તેમના શ્રમનું તેમને તરત ફળ જણાતું નથી; અને કદાચ્ ફળ જણાય, તોપણ તેમને તેનો તત્કાળ બદલો મળતો નથી. કેટલીએક વાર એમ બનેછે કે

તેઓ જે ઉદ્યોગનાં બીજ રોપેછે, તે શિયાળાના હિમમાં જાણે ડટાઈ ગયાં હોય, તેમ અણુઉગ્યાં પડી રહેછે; અને દૈવયોગે જ્યારે તેને ઉગી નીકળવાને યોગ્ય સમયની વસંત ઋતુ આવેછે, તે વેળાએ તો બાપડો વાવણી કરનાર ખેડુત તેની મહેનતનો અનંત વીસામો લેવાને સ્વધામ પહોંચી ગયો હોયછે. લોક-કલ્યાણને માટે કામ કરનારા પુરુષો બધા જ કંઈ રોલંડ હિલના જેવા નસીબદાર હોતા નથી, કે તેઓ પોતાના જીવતાં જ પોતાનાં વાવેલાં ઝાડનાં ફળ ચાખે. આડમ સ્મિથે ગ્લાસગોના વિદ્યોત્તેજકાલયમાં ઘણાં વરસ સુધી ઉદ્યોગ કર્યો; અને એ જ જીર્ણ અને જરજરિત્ સ્થળમાં જન-મંડળનાં દુઃખોનો ઉચ્છેદ થાય, એવાં મહા મૂલ્યવાન બીજ તેણે વાવ્યાં; અને 'પ્રજાનું દ્રવ્ય એટલે શું?' એ નામના અર્થ-શાસ્ત્રના પુસ્તકનો પાયો તેણે એ જ પુરાતન સ્થળમાં નાખ્યો; પણ તેની મહેનતનાં માવાદાર ફળ ઉતરતાં ઉતરતાં શિત્તેર વર્ષ વીતી ગયાં; અને હજુ પણ તેણે જે ઝાડ વાવ્યું છે, તેનાં ફળની પૂરેપૂરી લણણી થઇ રહી નથી.

માણસમાંથી આશાનો નાશ થયો, તો બધું એ થઈ રહ્યું. આશાની ખોટ કશાથી પૂરી પડે એમ નથી. આશા રહિત થએલા માણસની બધી ચાલ જ બિલકુલ બદલાઇ જાયછે. એક મહાન તાર્કિક નિરાશાથી પીડાતો બોલ્યો કે, મન-પ્રદેશમાં જ્યારે આશારૂપી સૂર્યનો અસ્ત જ થઇ ગયો ત્યારે હવે મારાથી શી રીતે કામકાજ થાય? કેમ કરીને મને સુખ મળે? ધર્મોપદેશક કેરી આશા ઉમંગથી રસમય રહીને કામ પાછળ મંડતો; તેથી તેની છાતીએ સદા હિમ્મત રહેતી અને તે હમેશાં ઉત્સાહમાં રહેતો. જ્યારે કેરી હિંદુસ્તાનમાં હતો, ત્યારે એક એક દિવસમાં ત્રણ ત્રણ પંડિતોને એ ઘણી વાર કામ કરાવી કરાવીને થકવી નાંખતો; એ પંડિતોને એ લખવાનું કામ સોંપતો અને પંડે પણ વીસામો ન લેતાં, એક કામ પડતું મૂકીને બીજું, અને બીજું પડતું મૂકીને ત્રીજું પકડતો. કેરી જાતે મોચીનો છોકરો હતો; તેને તેની મહેનતમાં વૉર્ડ અને માર્શામ મદદ કરતા. વૉર્ડ સૂતારનો છોકરો હતો અને માર્શામ વણકરનો છોકરો હતો. તેમની એકત્ર મહેનતથી શ્રીરામપુરમાં એક ભપકાદાર પાઠશાળા સ્થાપન થઈ; ખ્રિસ્તિ ધર્મનો પ્રચાર કરવાને સોળ ઉપદેશ-સ્થળો સ્થાપવામાં આવ્યાં; ખ્રિસ્તિ ધર્મ-પુસ્તકનું સોળ ભાષામાં ભાષાંતર કરવામાં આવ્યું; અને બ્રિટિશ હિંદુસ્તાનમાં લોકોનું કલ્યાણ થાય અને તેમની નીતિ ઊંચી થાય, એવી તરેહનો ફેરફાર થવાનો વખત પાસે આવતો દેખાયો. કેરી તેના નીચ કુળથી કદી લજવાતો નહિ. એક વેળા હિંદુસ્તાનના ગવર્નર જનરલને ત્યાં ખાનું હશે; ત્યાં કેરીને જમવા તેડયો હતો. સૌ સાથે જમતા હતા, તેવામાં કેરી સાંભળે એટલા મોટા અવાજથી એક અમલદારે તેની સામેની ખુરશીએ બેઠેલા અમલદારને પૂછયું, કે આ કેરી તો એક વખત મોચીનો ધંધો કરતો હતો, નહિ વારૂ? કેરીને કાને એ બોલ પડયા કે તેણે તરત જ જવાબ દીધો કે, ના જી, હું તો ખાલપાનું કામ કરતો! કેરી છોકરવાદ હતો, ત્યારે પણ એ એવો જ ખંતીલો હતો; તેની અમે એક વાત લખીએ છીએ, તે ઉપરથી તે સ્પષ્ટ સમજાશે. એક દિવસ એ એક ઝાડ ઉપર ચઢવા જતાં, તેનો પગ લપસી ગયો. તે હેઠે ભોંય ઉપર

પડ્યો, તેથી તેનો એક પગ ભાગ્યો. ઘણા દિવસ સુધી તે પથારી વશ પડી રહ્યો; પછી તે સાજો થયો, અને ટેકા વગર ચાલવા મંડ્યો; એટલે પહેલવહેલો પેલા ઝાડ પાસે ગયો અને તે ઉપર ચઢ્યો, ત્યારે જ તેને જંપ વળ્યો. કેરીએ તેની બધી જીંદગી ધર્મનો પ્રસાર કરવામાં ગાળી છે; એ કામ એણે ઉત્કૃષ્ટ રીતે દૃઢતાથી બજાવ્યું છે; એવા કામમાં એવી જ તરેહની અડગ હિમ્મતની કેરીને ખરેખરી જરૂર હતી.

તત્વજ્ઞાની ડૉકટર યંગનો એવો સિદ્ધાંત હતો કે, જે એક માણસે કર્યું તે બીજાથી કેમ ન થાય? જે એકે કર્યું, તે બીજાથી પણ થાય જ; અને એ પંડે પણ પોતાના નીતિવચન પ્રમાણે જે કામ કરવાનું તે માથે લેતો અથવા જે સંકટની સામા કમર કસવાનો તે નિશ્ચય કરતો, તેમાં પછી કદી પણ પાછી પાની ભરતો નહિ. એ નિર્વિવાદ વાત છે. એની એક એવી વાત ચાલેછે કે, એ જ્યારે પહેલો જ ઘોડા ઉપર સવાર થયો, ત્યારે તેની સાથે મિ. બાર્કલેનો પૌત્ર હતો. મિ. બાર્કલે અરી ગામનો દેશાઈ હતો; અને જબરો જાણીતો શિકારી હતો. એમની આગળ એક સવાર હતો. તે એક ઉંચી તટ્ટી કૂદી ગયો. યંગને પણ પેલા સવારની પેઠે કૂદવાનું મન થયું; પણ તેમ કરવા જતાં, તે ઘોડા ઉપરથી પડી ગયો. બોલ્યા ચાલ્યા વિના તે પાછો સવાર થયો; અને ફરીથી કૂદવા ગયો; આ વખત તે પડતાં પડતાં જરા રહી ગયો; જીન ઉપરથી ઉછળીને તે ઘોડાની ગરદન સુધી આવી ગયો. તેને તે બાઝી રહ્યો એટલે તે પડ્યો નહિ. વળી, ત્રીજી વાર સવાર થઇને તેણે ફરી યત્ન કર્યો. આ વખત તે સહી સલામત તટ્ટી કૂદી ગયો અને તેનો શ્રમ સફળ થયો.

કરોળીઆનું ખંતીલાપણું જોઇને તાર્તાર જાતના તૈમુરને વિપત્તિના વખતમાં આગ્રહથી પોતાના કામમાં મંડ્યા રહેવાનો ઉમંગ આવ્યો, એ સૌના જાણવામાં છે. પણ અમેરિકાના પક્ષિવર્ણનવિદ્યાવેત્તા ઑડ્બૉને પોતાના ઉપર વીતેલી વાત કહી છે, તે પણ એવી જ મનને રંજન કરે એવી છે; તે લખેછે કે, મેં ઘણી જાતનાં પક્ષિઓનાં ચિત્રના બસેં કાગળ તૈયાર રાખેલા હતા. તે ઉપર એક એવી તો આફત ગુજરી કે હું પક્ષિઓની જૂદી જૂદી જાતના શોધ કર્યા કરતો હતો, તે કામનું મીંડું વળવા જેવું થઇ ગયું. મને મારૂં કામ કરવાનો અસહ્ય જુસ્સો હતો, તેને ખંત કે આગ્રહ કહેવાથી હું ધરાતો નથી. મારો આગ્રહ મારામાં એટલો બધો વ્યાપી ગયો હતો કે હું તેને ધૂન અથવા ઝનૂન કહું તો ચાલે. જે પુરુષમાં મેં કહી તેવી ઝનૂન હોય તો તે શું ન કરે? નાઉમેદ કરી નાખનારી મુસીબતોને અને મન ભંગ કરી નાખે એવી મુસ્કેલીઓને એવા ધૂની નર મૂળમાંથી મચરડીને ઉશેટી દેછે; અને એ વાતની સત્યતા બતાવવાને જ હું મારો અહેવાલ દૃષ્ટાંત રૂપે કહુંછું. અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનમાં કૅંટકી પરગણું છે. તેમાં હેંડર્સન ગામ છે. તે ઓહિયો નદીને કાંઠે છે. એ ગામમાં હું કેટલાંએક વરસ સુધી રહ્યો. પછી કાંઈ કામસર ત્યાંથી ફિલાડેલ્ફિયા જવાને હું નીકળ્યો. જૂદા જૂદા પક્ષિઓના મેં નમુના ચીતરી રાખ્યા હતા, તે મેં જતા પહેલાં તપાસી જોયા. તે બધાને જાળવીને એક લાકડાની પેટીમાં મેં મૂક્યા; અને એ પેટી મેં મારા એક સગાને સોંપી. આપતી વખતે મેં તેને બરાબર ભલામણ કરી હતી કે એમાં મારાં ચિત્ર છે, તેને જોજો કંઇ ઇજા થાય નહિ. કેટલાએક મહિના સુધી મારે

બહાર જ રહેવું પડયું. ઘેર આવીને થોડાએક દહાડા સુધી અમનચેન ભોગવ્યું. પછી મેં મારી પેટી મારા સગાને ત્યાંથી મગાવી. હું એ પેટીને મારી 'તીજોરી' કહેતો. મારા સગાએ તે મારી ધનદોલતવાળી પેટી મોકલી. તે ઉઘાડીને મેં જોયું, તો અરરર, વાંચનાર. તું મારૂં દુઃખ જરા તારા મનમાં લાવી જો; મારા સંતાપનો તું અનુભવ કરી જો; નૉર્વે દેશની જાતના કોળની નરમાદાએ મારી 'તીજોરી' પોતાને કબજે કરી લીધી હતી. તેમાં પોતાનાં છૈયાં છોકરાંનું એક મોટું કુટુંબ તેમણે ઉછેરવા માંડયું હતું. જે કાગળો ઉપર હવામાં ઉડતાં એક હજાર સુંદર ખેચરો એક જ મહિના ઉપર ચળકી રહ્યાં હતાં, તે બધા કાગળના ઝીણા ઝીણા અગણિત કટકા તેમણે કરડીને કરી નાખ્યા હતા! તત્ક્ષણ મારા મગજમાં જાણે દેવતા રેડાયો; મારૂં કાળજું બળી ગયું; મારા આખા શરીરનું લોહી તપી ગયું અને હું બળું બળું થઇ રહ્યો. મને આટલું બધું થવાથી મારી બધી જ્ઞાન-તંતુઓ તતડી ઉઠી. મેં કેટલીએક રાત સુધી તો ઉંઘઉંઘ જ કર્યું; અને સૂરજ કયારે ઉગો અને કયારે આથમ્યો, અને દહાડો કેવી રીતે ગયો, તેનું મને ભાન જ ન રહ્યું. મારા શરીરનો બાંધો મૂળે મજબૂત હતો, તેથી દિવસ ગત થતે મારી બહેર મારી ગએલી અને શૂન્યવત્ થઇ ગએલી અંગજ્ઞાનની શક્તિઓ પાછી જાગૃત થઈ; એટલે મેં મારી કલમો, નોંધવહી અને બંદુક હાથમાં લઇ લીધી; અને જાણે કંઇ જ થયું નથી, એવી રીતે કલ્લોલ કરતો હું પાછો વનમાં ચાલ્યો. મહાવરાથી મારો હાથ વધારે દૃઢ થયો હતો; તેથી હવે હું આગળ કરતાં સરસ સબીઓ કાઢી શકીશ, એવા તુરંગની લહેરમાં હું ખુશી થતો નીકળ્યો; અને બીજાં ત્રણ વરસ વીત્યાં, એટલે મારી પોટલી પાછી ચિત્રોથી ભરાઈ ગઇ.

**સર આઇઝાક ન્યૂટને** ઘણાં વરસ સુધી કેટલો પરિશ્રમ કરીને મોટાં ગણિત ગૂથ્યાં હતાં. તે કીમતી કાગળો મેજ ઉપર મૂકેલા હતા. બાજુ ઉપર મોંમબત્તી બળતી હતી. નીચે ખૂણામાં તેનો **હીરૂ** કૂતરો બેઠો હતો. **ન્યૂટન** ત્યાંથી ઉઠીને જરા આઘો પાછો થયો હતો; તેવામાં **હીરૂ** કૂદવાથી બળતી મીણબત્તી પેલા કાગળો ઉપર પડી ને અકસ્માત્ યોગથી કંઈ કાળની મહેનત તત્કાળ ખાખ થઈ ગઇ. એ બનાવ સર્વે સારી પેઠે જાણેછે, એટલે તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી. એમ કહેવાયછે કે, આ અત્તેફાકથી એ મહા પંડિતના કાળજામાં એવો કારી ઘા લાગ્યો કે તેની તનદુરસ્તીમાં ભારે બિગાડ થયો અને તેના મગજને પણ નુકસાન થયું. મિ. **કાર્લાઇલે** 'ફ્રાન્સમાં રાજ્ય-ચક્ર' નામના ગ્રંથ લખ્યા છે; તેના **પ્રથમ** પુસ્તકના હસ્ત-લેખને પણ લગભગ એવી જ તરેહની જફા લાગી હતી. તેની પાસે પાડોશમાં એક વિદ્વાન્ પુરુષ રહેતો હતો; તેને એ હાથે લખેલું પુસ્તક તેણે વાંચવા આપ્યું હતું. દુર્દૈવયોગે એ ચોપડી તે ગૃહસ્થના ઘરમાં ભોંય ઉપર પડી રહી તે રહી. તેનો કોઇએ ભાવ પૂછ્યો નહિ. દહાડાપર દહાડા અને અઠવાડીઆંપર અઠવાડીઆં ચાલ્યાં ગયાં; એટલે

છાપખાનાવાળા માણસોએ આવીને એ હસ્તલિખિત ચોપડીને માટે બૂમ મારવા માંડી; ત્યારે કાર્લાઇલે તે ચોપડી લેવા પેલા ગૃહસ્થને ઘેર માણસ મોકલ્યું. હવે તેની ઉંઘ ઉડી અને તેણે તપાસ કરવા માંડી, તો તેને માલમ પડયું કે ઘરમાં કામ કરનારી ડોશીએ ભોંય ઉપર રખડતા થોકડાને નકામા જાણીને દેવતા સળગાવવામાં તે બધાએ તેણે બાળી દીધા હતા! જેવું બન્યું હતું તેવો જવાબ મિ. કાર્લાઇલને ઘરધણીએ કહેવડાવ્યો. આ સાંભળીને તેના પેટમાં કેવાં કડકડતાં તેલ રેડાયાં હશે, તેનો આપણે જ વિચાર કરી લેવો. પાછા ફરીથી દૃઢ ચિત્તે બેસીને એ પુસ્તક લખવાનો પુનરારંભ કરવા સિવાય આરો ન હતો. તે કામ તેણે બજાવ્યું! એ બાપડા પાસે તેનો અસલ ખરડો પણ હતો નહિ; અને જે વાતો, વિચારો, અને વાકયરચના ઘણી મુદ્દતથી વિસર્જન થઈ ગયાં હતાં, તે તેને ફાંફાં મારીને ફરી યાદ લાવીને લખવાં પડતાં. જ્યારે એ પુસ્તક એણે પ્રથમ લખવા માંડયું હતું, ત્યારે તે મનના ઉમળકાથી લખાયું હતું; હવે આ બીજી વાર તેને લખવું પડયું; તે વખત તેને જે કંટાળો અને વેદના થતાં, તે એટલાં બધાં હતાં કે એકદમ માનવામાં પણ ન આવે. એણે આવા દુ:ખમાં ખંત રાખીને એ પુસ્તક નવેસરથી ફરી લખ્યું, એ અડગ આગ્રહનું એવું દૃષ્ટાંત છે કે એનાથી ચઢીઆતું બીજું મળવું મુશ્કેલ સમજવું.

સઘળા મહાન શોધકોનાં જીવન-ચરિત્ર ઉપરથી સ્પષ્ટ સમજાશે કે આગ્રહથી કામ પાછળ મંડ્યા રહેવાની ટેવ દરેકમાં સારી પેઠે બહાર પડતી હતી. જ્યારે જ્યારે જૉર્જ સ્ટીવન્સન જુવાન માણસોના આગળ ભાષણ આપતો, ત્યારે ત્યારે તેની ઉત્તમોત્તમ શિખામણ આ રીતે કહીને બંધ વાળતો કે 'જેમ મેં કર્યું છે, તેમ તમે કરો—ખંત રાખીને કામ પાછળ લાગુ રહો.' આગગાડીને ચલાવવાને માટે તેણે અગ્નિ-રથ બનાવવા અને સુધારવા પાછળ પંદરેક વરસ સુધી મહેનત કરી; ત્યારે રેઇન્હિલ આગળ તેના પરાક્રમની વાહ વાહ થઈ રહી; અને વૅટને મજુરી કરતાં કરતાં ત્રીશ વરસ ગુજર્યાં, ત્યારે તેનું વરાળ-યંત્ર તે સંપૂર્ણ હાલતમાં લાવી શકયો. પણ એવી જ તરેહનાં છક કરી નાખે એવાં ખંતીલાપણાનાં દૃષ્ટાંતો હુનર કળાકૌશલ્ય અને વિદ્યા શાસ્ત્રના અનેક રણ-ક્ષેત્રમાંથી મળી આવશે. નિનેવે શહેરના દટાઈ ગએલા આરસોને જમીનમાંથી ખોદીને બહાર કાઢ્યા; તે ઉપર ખીલારોકા અક્ષરોના લેખ લખેલા હતા, તેનો સારોદ્ધાર કરવામાં આવ્યો; ગ્રીસમાં માસીદન પ્રાંતના વિશ્વવિખ્યાત સિકંદર પાદશાહે ઈરાન દેશ જીત્યો; તે વખતથી જ એ તીરના આકારના હર્ફો દુનિયામાંથી નાબૂદ થઈ ગયા હતા; તેના પુનર્જીવનના સંબંધમાં નીચે લખેલી હકીકત વાંચવાથી પુરુષ-પ્રયત્નનું અતિચિત્તાકર્ષક દૃષ્ટાંત મળી આવશે.

હિંદુસ્તાનની ઈસ્ટ ઇંડિયા કંપનીએ ઈરાનમાં કરમાનશાહ આગળ લશ્કરી ખાતાના એક પગારદાર બુદ્ધિશાળી ઉમેદવારને મોકલ્યો હતો. તેણે આસપાસના પુરાતન પાષાણો ઉપર અજબ જેવા આકારની તીર સરખી લિપિ દીઠી. એ અક્ષરો એટલા જૂના હતા કે તેનું મૂળ શોધવા જઇએ તો કંઈ પત્તો લાગે નહિ. તેણે ઘણા શીલા-લેખની નકલો ઉતારી લીધી; તેમાં બેહિસ્તનના પ્રખ્યાત ખડક ઉપરનો લેખ

પણ તેણે ઉતારી લીધો. એ ખડક સપાટ જમીન ઉપરથી પાધરો દોર ૧૭૦૦ ફુટ ઉંચો છે. તેની નીચેની તળેટીમાં ત્રણશેં ફુટ સુધી ફારસી, સિથિયન અને આસિરિયન એવી ત્રણ ભાષામાં લેખ કોતરેલા છે. ફારસી ભાષા સૌ લોક જાણતા હતા; પણ આસિરિયન ભાષાનો છેક લોપ થઇ ગયો હતો; તેથી તેણે અજ્ઞાત ભાષાને જ્ઞાત ભાષાની સાથે મેળવી જોઇ; મૃત ભાષાને જીવતી ભાષા સાથે સરખાવી જોઈ, તેથી આ ઉમેદવારને અણીદાર હર્ફોમાં કાંઇક સમજ પડવા લાગી; અને છેવટ તે એ નષ્ટ ભાષાના મૂળાક્ષર ખડા કરી શક્યો. આ જુવાન સહાસિક નરનું નામ રૉલિન્સન હતું. તેને પાછળથી સર-નાઇટનો કિતાબ મળ્યો. તેણે પોતાની નકલો તપાસણીને માટે વિલાયત મોકલી. આ અજબ જેવા અક્ષરોનું કંઈપણ જ્ઞાન હજુ સુધી કોઈપણ પાઠશાળાના કોઈપણ વિદ્યાગુરુને ન હતું. પણ હિંદુસ્તાનનો મોટો કારભાર ચલાવવાને વિલાયતમાં ઈસ્ટ ઇંડિઆ હાઉઝ નામની સભા હતી. તેમાં એક માણસ આગળ તે સભાના કારકૂનનું કામ કરતો હતો. તેનું નામ નૉરિસ હતું. તે જાતે શરમાળ હતો. તેને કોઇ ઓળખતું પણ નહિ. તેણે આ અજાણ્યા વિષયનો અભ્યાસ કર્યો હતો. તેને આ રૉલિન્સનની નકલો બતાવવામાં આવી. તેણે બેહિસ્તનનો ડુંગરી ખડક કદી દીઠો નહતો; તથાપિ તેનું એ સંબંધી એવું બારીક જ્ઞાન હતું કે, એ નકલો જોઈને તેણે એવો અભિપ્રાય આપ્યો કે આ ગુંચવણીઆ લેખની પૂરી ચોકસીથી નકલો ઉતરી નથી. રૉલિન્સન હજુ એ ડુંગરના થડમાં જ હતો. તેણે નકલનો અસલ સાથે મુકાબલો કરી જોયો; તેને જણાયું કે નૉરિસનું કહેવું ખરૂં હતું. એ પ્રમાણે મેળવણી અને મુકાબલાથી અને ચીવટ રાખીને અભ્યાસ કરવાથી એ અણીદાર હર્ફોનું જ્ઞાન સારી રીતે આગળ વધ્યું.

રૉલિન્સન અને નૉરિસ એ બે જાત-મહેનતથી જ માત્ર શીખેલા નર હતા; તેમનું જ્ઞાન એક ત્રીજો ઉદ્યોગી નર ઉમેરાય તો લાભકારક થાય, એમ હતું; કેમકે એ બે જણના જ્ઞાન અને ચાતુર્યને કસવાને અને કેળવવાને ઉપરાઉપરી સાધનો જોઇએ. તે મેળવી આપનાર પુરુષનો ખપ હતો. ઑસ્ટન લેયર્ડના નામથી એવો ઉદ્યોગી ધીરવીર તેમને મળી આવ્યો. લંડનના એક વકીલને ત્યાં એ પહેલવહેલાં ગુમાસ્તગીરી કરતો. એક નાનો લશ્કરી ખાતાનો ઉમેદવાર ( રૉલિન્સન ), હિંદુસ્તાનનો કારભાર ચલાવનારી સભાનો એક લેખક ( નૉરિસ ) અને એક વકીલનો ગુમાસ્તો (ઑસ્ટન લેયર્ડ) એવા ત્રણ જણની ત્રિપુટિ ભેગી થવાથી, તેઓ એક મૃત ભાષાને સજીવન કરશે અને બાબિલનના નષ્ટ ઇતિહાસનો ઉદ્ધાર કરશે, એવું કોણ ધારે? તથાપિ, ખરેખર એમ જ બન્યું છે. લેયર્ડ માત્ર બાવીશ વરસની બાળ-વયનો હતો, તે વખત તે એશિયા ખંડમાં પ્રવાસ કરવા નીકળી પડયો હતો; અને યુફ્રેતીસ નદીના સામા કાંઠા ઉપર આવેલા દેશોમાં પ્રવેશ કરવાની તેને ઉત્કંઠા થઇ આવી. તેની સાથે ફક્ત એક જ સોબતી હતો. પોતાના બચાવને માટે પંડ ઉપર જ તે આધાર રાખતો; વળી, મોટી વાત એ છે કે તે ઉત્સાહી હતો, સભ્ય હતો અને તેની છાતી શૂરત્વથી ચળકતી હતી; તેથી જે જૂદી જૂદી જાતના લોકો પરસ્પર જીવ સાટાસાટની પ્રાણઘાતક લડાઇઓ મચાવી રહ્યા હતા, તેમની વચ્ચોવચ્ચ થઇને તે

હિમ્મતથી પ્રવાસ કરતો. તેની પાસે બહુ થોડાં સાધન હતાં; પણ ખંત અને આગ્રહના આશ્રયથી, ધારેલા કામ ઉપર દૃઢ ભક્તિ–ભાવ રાખવાથી, અને અલૌકિક ધૈર્યના પ્રબળથી એણે પૃથ્વીમાં દટાઇ ગએલાં ઇતિહાસનાં એવાં ગુપ્ત રત્ન ખોળી કાઢીને સૂર્યના તેજસ્વી પ્રકાશમાં આણી મૂક્યાં છે, કે તે જોઇને જરૂર આપણને એમ જ લાગે કે, જગત્માં આગળ એક જ માણસ માત્ર પોતાના જ ઉદ્યોગથી આવો અમૂલ્ય સંગ્રહ કદી પણ કરી શક્યો નથી. અનેક અનેક સંકટો, અનેક અનેક વિઘ્નો, અનેક અનેક વિપત્તિઓ અને અનેક અનેક દુઃખોને શોધ કરવામાં તેની ઉંડી અંતર્ગત ઝનૂનથી જ તે તરી પાર કરી શક્યો. એ પ્રમાણે ભોંય ઉપરના લેખવાળા પત્થરો એક કોશ સુધી પહોંચે એટલા મિ. લેયર્ડે અજવાળામાં આણ્યા. આ કીમતી પ્રાચીન લેખોમાંથી ચુંટણી કરીને તેમને બ્રીટિશ સંગ્રહ–સ્થાનમાં હાલ મૂકવામાં આવ્યા છે. આજથી ત્રણ હજાર વરસ ઉપર જે બનાવો બન્યા છે, અને જેની નોંધ ખ્રિસ્તિ ધર્મ–શાસ્ત્રમાંથી મળી આવેછે, તેની સાથે આ લેખ મેળવવા જતાં એટલા બધા મળતા આવ્યા કે જોનારને આશ્ચર્ય લાગે; એટલું જ નહિ, પણ જાણે તે ધર્મશાસ્ત્રને પુષ્ટિ આપવાને આ બીજું ધર્મશાસ્ત્ર ઇશ્વરી યોગથી જડી આવ્યું હોયની એમ સૌને આભાસ થવા લાગ્યો. મિ. લેયર્ડે 'નિનેવેના કીર્તિલેખ'નું પુસ્તક રચ્યું છે; તેમાં આ જાણવાજોગ લેખ કેવી રીતે હાથ લાગ્યા, તેની હકીકત લખી છે. એ એક અતિ સાદો, સત્યમય, મોહક ગ્રંથ છે. એક માણસ પોતાના ઉદ્યોગ, ઉત્સાહ અને સહાસિક શૂરત્વથી કેવાં કેવાં કામ કરી શકેછે, તે એ ચોપડી વાંચવાથી સાફ સમજાશે.

વળી કૌં ટ ડ બૂફૌંનું જીવન–ચરિત્ર વિચારવાથી ધીરજ રાખીને મહેનત કરવાના સામર્થ્યનું બીજું ચમત્કારિક દૃષ્ટાંત મળેછે. 'ધૈર્ય એજ સ્વાભાવિક બુદ્ધિ' એવો એનો સિદ્ધાંત હતો, તે અમે આગળ જણાવી ગયા છીએ; તેને પણ એનું જીવન જોવાથી ટેકો મળેછે. બૂફૌંએ કુદરતી તવારીખ લખીને મોટું નામ મેળવ્યું છે ખરૂં, પણ તે જ્યારે નાની ઉમરનો હતો, ત્યારે તે સાધારણ બુદ્ધિનો ગણાતો. તે ગ્રહણ કરવામાં અને ગ્રહણ કરેલું પાછું ઉત્પન્ન કરવામાં ધીમો હતો. વળી, મૂળથી જ તે સુસ્ત તબિયતનો હતો; અને તે મોટા જાગીરદારને ઘેર જન્મ્યો હતો, તેથી તે પોતાની ઉમર સુખચેન અને એશઆરામમાં ગાળશે, એમ સહજ ધારવામાં આવે; પણ એમ કરવાને બદલે તેણે મોજશોખનો ત્યાગ કરવાનો નાનપણથી જ નિશ્ચય કર્યો; અને અભ્યાસ કરવામાં અને જાત–સુધારામાં કાળ કાઢવાનો ઠરાવ કર્યો. વખતરૂપી ખજાનો અખુટ નથી, એમ તેણે મન સાથે વિચાર કર્યો; અને સવારના પહોરમાં પથારીમાં પડી રહીને હું રોજ ઘણા કલાક ફેંકી દઉંછું, એમ તેને લાગ્યું; તેથી એ ટેવ તોડવાનું તેણે નક્કી કર્યું. તેણે કેટલાએક દિવસ સુધી એ ખરાબ ખાસિયત છોડવાને બહુ મહેનત કરી પણ નીમેલે વખતે તેનાથી ઉઠાતું નહિ. તેને જોઝફ નામનો નોકર હતો. તેણે તે નોકરને કહ્યું કે, જો તું મને છ વાગતા પહેલાં ઉઠાડીશ, તો હું તને દરરોજ ચાર રૂપિયા ઇનામમાં આપીશ. પહેલે દિવસે સવારમાં નોકરે આવીને બૂફૌંને જગાડ્યો ત્યારે તેણે ઉઠવાની ના પાડી. તેણે કહ્યું કે, આજ મારી તબિયત સારી નથી; હું માંદો છું; નકામો આવીને ઉંઘમાંથી હેરાન

શું કરેછે ? જતો રહે અહીંથી, કેવો માણસ છે ?! એ પ્રમાણે મંદવાડનું સબબ બતાવીને તે ગુસ્સો કરતો. એમ થવાથી તે અમીર આખરે પોતાને હમેશાં ઉઠવાને વખતે ઉઠતો એટલે જોઝફને ચાર રૂપિયાનું ઈનામ તો શેનું જ મળે ? પણ સાફ મનાઈનો હુકમ છતાં દેશાઇને સૂઈ રહેવા દેવાથી તેને પછવાડેથી ઠપકો સાંભળવો પડતો. આમ થવાથી એ ખિદમતગારે તેના મન સાથે ગાંઠ વાળી કે, આપણે હવે આપણા ચાર રૂપિયા જવા ન જ દેવા; ગમે તેમ કરીને પણ પકવવા; પછી રોજ સવાર સવારમાં જોઝફ ઉઠાડવાને જાય એટલે બૂફૉ તેના કાલાવાલા કરે; તેને હરકોઈ પ્રકારે સમજાવવાનું કરે; છેવટે તેને પોતાની નોકરીમાંથી હાલદમ કાઢી મુકવાની ધમકી દે; પણ જોઝફ ડગાવ્યો ડગે જ નહિ; અને તેને બળાત્કારે પણ ઉઠાડ્યા વિના તે રહેતો નહિ. એક દહાડો પરોઢીઆમાં બૂફૉએ બહુ જ મમત પકડ્યો; હમેશ કરતાં ભારે હઠ લઇને તે પડી જ રહ્યો; કયમે ઉઠે નહિ; છેવટ જોઝફને છેલ્લે પાટલે જવાની જરૂર પડી. રાતનું ઠરેલું બરફ જેવું ટાઢું પાણી હતું, તેની એક ઝારી ભરી લાવીને તેણે તેના ડીલ ઉપર અને તેનાં કપડાં ઉપર રેડી. આથી તેને એકદમ ઝબકીને પથારીમાંથી ઉઠીને નાસવું પડયું. એ પ્રમાણે રોજે રોજ ખંત રાખીને જોઝફ તેની પાછળ મંડયો જ રહ્યો; અને છેવટે બૂફૉએ તેની અસલ આળસની અને ઊંઘવાની ટેવ છોડી. તે પછવાડેથી કહેતો કે, મેં કુદરતી તવારીખનાં જે પુસ્તકો લખ્યાં છે, તેમાંથી ત્રણ ચાર ગ્રંથ તો જોઝફના પ્રતાપથી જ હું લખી શકયો છું.

એવી રીતે બૂફૉએ ચાળીશ વરસ સુધી મહેનત કરી. સવારમાં નવ વાગતાથી બપોરના બે વાગતા સુધી તે પોતાની ટેબલ આગળ અડયો જ રહેતો; અને વળી સાંજે પાંચ વાગતાથી તે રાતના નવ વાગતા સુધી એક જ સ્થળે બેસીને લખ લખ જ કરતો. એક નિયમે નિરંતર ઉપર મુજબ મહેનત કર્યા કરવાથી તેને પછી ટેવ પડી ગઈ. તે જીંદગીભર વાંચવા લખવામાં જ મોજ માણતો. કામ કારવાનું તો તેને બંધાણુ જ બંધાઈ ગયું હતું; એવું અટલ વ્યસન પડી ગયું હતું કે તેને કામ વિના તો ચાલે જ નહિ; અને તે મહીમાવાન જીંદગીના અવસાન સમયે તે હરઘડી કહેતો કે હજુ પણ મને આશા છે કે, 'બીજાં થોડા વરસ હું એ અધ્યયન અને એ ઉદ્યોગ પાછળ ગાળીશ.' એ પ્રમાણે તેનું જીવન-ચરિત્ર લખનાર લખેછે. ઘણી જ ચીવટ રાખીને તે સાફ દીલથી કામ કરતો. ઉત્તમમાં ઉત્તમ જે વિચારો હોય, તેવા વિચારોને ઉત્તમમાં ઉત્તમ ભાષામાં પોતાના વાંચનારની આગળ તે મૂકતો. તે જે વિષયો લખતો, તેને ફરી ફરી વારંવાર સુધારવાને તે કદી કંટાળતો નહિ; અને તે કારણથી જ એનાં પુસ્તકોની ભાષા સંપૂર્ણ નમુનાદાર છે, એમ કહીએ તો ચાલે. 'સૃષ્ટિનો કાળક્રમ' એ નામનો તેણે ગ્રંથ લખ્યો; તે પહેલાં તેણે પચાશેક વરસ સુધી તો એ બાબતનો વિચાર જ મન સાથે ઘોળ્યા કર્યો; અને એટલી લાંબી મુદ્દત પછી પણ જ્યારે તેણે એ પુસ્તક લખ્યું, ત્યારેપણ તેથી તેના મનને સંતોષ ન થયો ન થયો તે છેક ફરી ફરીને એ ગ્રંથ તેણે જયારે અગીઆર વાર લખ્યો, ત્યારે જ તેના મનનું સમાધાન થયું. તે ખરેખર, ચોકસ કામ કરવાવાળો પુરુષ હતો; દરેક કામમાં તે ઘણો જ નિયમિત રહેતો. તે ઘડીએ ઘડીએ કહેતો કે, ગમે તેવી કુદરતી

અકલની બક્ષીસ હો, પણ જો માણસમાં નિયમસર કામ કરવાની આદત નહિ હોય, તો તેની પોણી શક્તિ તો નષ્ટ થઈ જાયછે. તેણે ગ્રંથકર્ત્તાની ગણનામાં જે ઊંચી પદવી મેળવી છે, તે બહુધા તેની ચીવટ, મહેનત, ખંત અને ઉદ્યોગને લીધે છે, એમ સમજવું. ઍડમ નેકર એને માટે લખેછે કે, એક મુકરર કામ ઉપર ચિત્તને ચોંટાડી દેવું–તેમાં લીન થઈ જવું, એ જ સ્વાભાવિક મન શક્તિ, એ પ્રમાણે બૂફૉ દૃઢ ભક્તિભાવથી કહેતો. વળી, તે કહેતો કે, હું જયારે મારા ગ્રંથની પ્રથમ ગૂંથણી કરવા બેસતો, ત્યારે હું થાકીને લોથ જેવો થઈ જતો; પણ મારા મનને ઠામ આણીને હું તે ઉપર પાછો ફરી મંડતો, અને કાળજી રાખીને નવેસરથી તપાસી જતો. મારા મનમાં કદાચ એમ આવે કે એ પુસ્તકો હવે તો ઘણે ભાગે પૂર્ણતામાં આવી ગયાં છે, તથાપિ ફરી ફરી જોવાને હું આળસ કરતો નહિ; અને છેવટ આ દીર્ઘકાળની, શ્રમભરેલી શુદ્ધિ અને પુનર્શુદ્ધિ કરવામાં મને થાક ન લાગતો, પણ ઉલટો આનંદ આવતો. વળી વાંચનારને અમારે આટલું વિશેષ જણાવવું જોઇએ કે માણુસ-જાત ઉપર જે મહા દુઃખદાયક, તીક્ષ્ણ વેદનાયુક્ત વ્યાધિઓ આવી પડેછે, તેવા એક દુષ્ટ વ્યાધિથી બૂફૉ પીડાતો હતો, તેવામાં જ તેણે પોતાનાં સઘળાં મોટાં પુસ્તકો લખીને પ્રકટ કર્યાં હતાં.

સાક્ષર મંડળના પુરુષોનાં જીવન-ચરિત્ર જોશો, તો તેમાંથી અજેય આગ્રહનાં અસંખ્ય દૃષ્ટાંતો મળી આવશે; અને એ બાબતમાં સર વૉલ્ટર સ્કૉટની કારકીર્દી બીજા દાખલા કરતાં વધારે બોધકારક થઈ પડશે. તેનામાં કામ કરવાના જે સ્તુત્ય ગુણ હતા, તે એક વકીલને ત્યાં ઘણાં વરસ સુધી દસ્તાવેજ, અરજીઓ વગેરેની નકલો કરવાનું વહીતરું કરી કરીને તણે મેળવ્યા હતા. આખો દહાડો તેને આ નિરસ મજુરી કરવી પડતી, તેથી સાંજે ફુરસદનો વખત તેને મીઠો મધ જેવો લાગતો. તે નવરાશની વેળા અભ્યાસ કરવામાં અને વાંચવામાં કાઢતો. તે કહેતો કે, વકીલને ઘેર ગુમાસ્તગીરીનું ગદ્ધાવહીતરું કરવાથી એક ચિત્તે, દૃઢ મનથી મહેનત કરવાની કસરત થતાં મને એવી જ ટેવ પડી ગઈ. એ આદત બીજા ઘણા સાક્ષર પુરુષોમાં જોવામાં આવતી નથી; કેમકે તેમને મારી પેઠે કરવું પડતું નથી. તે નકલો કરવાનું કામ કરતો; દરેક પાનામાં અમુક શબ્દોની સંખ્યા થાય, એટલે તેને પાનાદીઠ ત્રણ આના મહેનતાણાના મળતા. એ પ્રમાણે કોઈ કોઈ વખત તો તે આવું ઉપલકીઆ કામ ચોવીશ કલાક સુધી કરીને એકસો વીશ પૃષ્ટ લખતો, અને વીશ બાવીશ રૂપીયા એક તડાકે રળતો. એ નાણું તે કંઇ તરેહવાર પોથાં લેવામાં ખરચતો; કેમકે એવી ખરીદી કરવાને તેને કંઈ બીજી આવક તો મળે નહિ, તેથી કંઈ આવી ભેખડ હાથ આવે, ત્યારે તે આવી રીતે વાપરતો.

સ્કૉટ તેની ઉત્તર વયમાં કહેતો કે, હું દુનિયાદારીના કામકાજ અને વટવ્યવહારમાં એવો ઘડાયો છું કે, તે વાતનો વિચાર કરતાં મારી છાતી આટલે આવેછે; વળી, મારો મત એવો છે કે ગરમીભટોને અને પદ-ભજન કરવાવાળાઓને ન ગમે તો ભલે, પણ તેઓ જો એમ માનતા હોય કે સ્વાભાવિક મન-શક્તિવાળા માણસને સંસારનાં સાધારણ રોજ-કામ ઉપર અભાવ હોયછે; તેવા કુદરતી અકલ-

વાળા માણસો એવાં કામ ઉપર તિરસ્કારથી નજર કરેછે, તો એ એમની ભૂલ છે. જેને વ્યાવહારિક કામકાજ ઉપર કંટાળો હોય, તે ઇશ્વરદત્ત બુદ્ધિવાળા જાણવા, એવો એમનો વિચાર હોય, તો તે ગાંડાઈ ભરેલો જાણવો. મારો અભિપ્રાય તો એમનાથી કેવળ ઉલટો છે. જે માણસો દરરોજ પોતાનો થોડો ઘણો વખત પણ દુનિયાદારીના કાર્યવ્યવહારમાં વાપરેછે, તેમને છેવટ જતાં તેમની મન-શક્તિના કામમાં તે લાભકારક થઈ પડેછે. એડિનબરો શહેરમાં જ્યારે મુકદ્દમાનું છાંદણુ કરવાને અદાલત ભરાતી, ત્યારે એ ત્યાં લેખકનું કામ કરતો. તે વખતે એ તેનું રોજનું વિદ્યા-વિષયનું કામ જમતા પહેલાં સવારમાં કરી નાખતો; અને દિવસે અદાલતમાં હાજર રહેતો. ત્યાં તે જૂદી જૂદી જાતનાં રેજીસ્ટર કરેલાં એટલે નોંધેલાં ખત પત્ર અને દસ્તાવેજો હોય, તે બધાં જોઇ તપાસીને સરકારી મોહોર છાપથી છાપીને ખરાં કરી આપતો. લોકહાર્ટ લખેછે કે, સંક્ષેપમાં કહેવા જઇએ તો તેની જીંદગીમાં આ એક ખરેખરી ખુબીદાર જાણવાજોગ વાત છે કે, તે જ્યારે સાક્ષર મંડળમાં અત્યંત શ્રમવડે પ્રકાશી રહ્યો હતો, તે જ વખતે તે તેની નોકરીની ફરજો પણ ખરા દિલથી બજાવતો; તે કામમાં કમમાં કમ વરસનો અર્ધ ભાગ તો જતો હશે જ. તેણે તેના મન સાથે એક એવો દૃઢ સિદ્ધાન્ત કરી રાખ્યો હતો કે, મારે મારૂં ગુજરાન ધંધો કરીને જ ચલાવવું છે. મારા નિર્વાહનો આધાર મારે મારા લખાણ કે પુસ્તકો ઉપર રાખવો નથી. એક પ્રસંગ ઉપર તે બોલી ગયો કે મારા વિદ્યા–વિષયના ગ્રંથો ભલે મને શોભા આપનારા થાઓ; તેમને હું શોખને માટે છડી કે ફરવાની લાકડી દાખલ મારી પાસે મારા હાથમાં રાખવાને ઇચ્છુંછું; પણ લૂલાં અને લંગડાં માણસથી જેમ કાખ–લાકડી વિના ચલાતું નથી, તે પ્રમાણે હું મારાં પુસ્તકોને મારા ભરણ–પોષણની કાખ–ઘોડી કરવા ધારતો નથી; તેથી મારાં પુસ્તકોથી મને ગમે તેટલા પૈસા મળે, અને તેનો બીજી રીતે ગમે તેમ ઉપયોગ કરવો સુગમ હો; પરંતુ મારૂં ચાલશે, ત્યાંસુધી મારા ઘરખર્ચમાં એ રૂપિયા હું વાપરવા દઈશ નહિ, એવો મારો દૃઢ નિશ્ચય છે.

તેણે ઉત્તમ પ્રકારનાં લક્ષણ બહુ સંભાળથી પોતામાં કેળવ્યાં હતાં. તે બધામાં વખતે વખત કામ કરવાની તેણે બહુ સારી ટેવ પાડી હતી. એ ટેવ જો એનામાં ન હોત, તો એણે જે જથાબંધ પુસ્તકોના થોકેથોક બહાર પાડ્યા છે, તે તેનાથી કદી પણ બની શકત નહિ. એણે એવો નિયમ બાંધ્યો હતો કે, જે કાગળ જે દિવસે તેના હાથમાં આવે, તેનો તે જ દિવસે જવાબ લખી મોકલવો. જે કાગળો ઉપરથી તેને કંઇ તજવીજ કરવાની હોય, અથવા કંઇ બીજો વિચાર કરવાનો હોય, એવા કાગળ જ માત્ર મુલ્તવી રહેતા. આવો નિયમ જો એણે ન રાખ્યો હોત, તો તેના ઉપર કાગળ પત્રોનો વરસાદ વરસતો હતો, તેમાંથી તે ઊંચી ડોકી કાઢી શકત નહિ; એ રેલમાં કોઇ કોઇ વેળાએ તો એવા કાંટા અને કચરો તણાઈ આવતાં કે તે બધું તરી પાર કરવાને તેના સૌજન્યવાળા સ્વભાવને બહુ વસમું થઇ પડતું. તે હમેશાં પાંચ વાગે ઉઠતો; અને એવા ઠંડા દેશમાં હર વખ્ત મોં આગળ તાપ જોઇએ, માટે પંડે જ ઉઠીને દેવતા સળગાવતો.

તે એક કલાકમાં દાતણપાણી કરીને, પોતાની દાઢી, મોઢા વગેરેની હાથે જ હ-જામત કરતો; અને ધીરે રહી લૂગડાંલત્તાં પહેરીને છ વાગતામાં કામ ઉપર અડતો તેની ટેબલ ઉપર પોતાના કાગળપત્રો ઘણી જ સંભાળ અને ચોકશીથી તે ગોઠવી રાખતો; વખ્ત વખ્ત કંઈ કારણ પ્રસંગે જોવાં પડે, એવાં કોષાદિક પુસ્તકો તે પોતાની આસપાસ જમીન ઉપર કોટ કિલ્લાની પેઠે ફરતાં ગોઠવી રાખતો; અને એ કોટની બહારની હદમાં તેનો એકાદો વહાલો કૂતરો, તેની આંખ ઉપર નજર માંડીને ચોકી કરતો બેઠેલો હોય. એ પ્રમાણે તે નવ દશ વાગતા સુધી કામ પાછળ વળગ્યો રહેતો; તે વખતે ઘરનાં સૌ માણસો સવારમાં નાસ્તો કરવાને ભેગાં થતાં; તેટલા વખતમાં તો તેણે દિનકરનું દેવું પતાવવા જેટલું તો કામ કરી નાખ્યું જ હોય. તે કહેતો કે એટલા વખત સુધીમાં તો મેં દહાડાને લાંબો કરીને સૂવાડી દેવા જેટલું કામ કરી નાખ્યું જ હોય. એ પ્રમાણે જોવા જઈએ તો **સ્કૉટ** અટલ ઉદ્યોગ અને અડગ આગ્ર-હનો ધીરવીર હતો; તેણે ઘણાં વર્ષ સુધી ધીરજથી પરિશ્રમ કરીને અપાર જ્ઞાન મેળવ્યું હતું; તથાપિ તે પોતાની શક્તિ માટે ઘણા જ વિનયથી, ઘણું અચકા-ઇને, ઘણી અણપતીજથી બોલતો. એક સમય ઉપર તે એમ બોલી ગયો કે, મારી જીંદગીની કારકીર્દીમાં મને મારા અજ્ઞાનની હરહમેશ ખામી નજર આવી છે; મને મારા અજાણપણથી હર વખ્ત અડચણો આવી પડેછે.' એવો તે પો-તાને માટે નમ્ર મત જણાવતો.

એનું નામ તે ખરૂં ડહાપણ અને નમ્રતા; કારણકે માણસ જેમ જેમ વધારે નક્કર જ્ઞાન મેળવતો જાયછે, તેમ તેમ તેનો અહંભાવ અને તકોબરી ઓછાં થતાં જાયછે. ટ્રિનિટિ પાઠશાળામાં એક વિદ્યાર્થી ભણતો હતો. તેણે તેના ગુરુ પાસે જઇને કહ્યું કે, મારે જે ભણવાનું હતું, તે હું ભણી રહ્યો છું; માટે હવે મને ઘેર જવાની આજ્ઞા આપો. તેના ગુરુએ ઠપકો દઇને તેની આં-ખ ઉઘાડવાના વિચારથી એવા માર્મિક શબ્દો કહ્યા કે, હેં ખરેખાત, તમે બધી વિદ્યા ભણી રહ્યા ?! મારી કેળવણીનો તો હજુ મેં માત્ર આરંભ જ કર્યો છે!' જે માણસ ઉપરચોટીઆ જ્ઞાનવાળો હોયછે. તે ઘણી બાબતોને અધકચરી જોઈ વળેછે; અને ખરેખરૂં કંઈ જાણતો નથી; તેવો માણસ પોતાના વિવિધ જ્ઞાનથી છકી જાયછે; પણ જેનામાં જ્ઞાનના ઊંડા સંસ્કાર પડ્યા છે; જે મહાજ્ઞાની છે, તે તો એમ જ કહેશે કે, હું કંઇ જ જાણતો નથી, એટલું હું જાણુંછું. હું અજ્ઞાની છું, એટલું જ્ઞાન મારામાં થયું; અથવા તો ન્યૂટને જેમ કહ્યું હતું, તેમ તે કહેછે કે, સત્ય-સાગરના કાંઠા ઉપર ઉભો રહીને હું કિનારેથી માત્ર સીપો વીણી લઉંછું; અને છેટેથી એ સત્યરૂપ મહાસાગરનાં દર્શન કર્યાં કરૂંછું. તેની શોધ કરવાને કે માપ કાઢવાને મારી શી તાકાત !

હવે સાક્ષર મંડળની બીજી પંક્તિના પુરુષોનાં આપણે જીવન જોઇશું, તો તેમાંથી પણ અડગ આગ્રહના એવા જ સુંદર દાખલા જડશે. જૉન **બ્રિટન**

હાલ ગુજરી ગયો છે. તેણે 'ઇંગ્લંડ તથા વેલ્સના સૌંદર્ય'નું પુસ્તક બનાવ્યું છે; વળી મોટી ઇમારતો અને બાંધકામ ઉપર પણ તેણે ઘણા ગ્રંથ લખ્યા છે. તે વિલ્ટશિયર પરગણાના કિંગ્સ્ટન ગામમાં એક રોટલે રડતી ઝુંપડીમાં જન્મ્યો હતો. એનો બાપ ભડીઆરો હતો; અને વળી તે જવને કોહોવડાવતો; અને તેને ફણગા ફૂટે, એટલે શેકીને તે વેચતો; પણ એ ધંધામાં તે છેક બેસી ગયો; અને બ્રિટન તો છેક બાળક હતો, તેવામાં બાપ દિવાનો થઈ ગયો. એ બિચારાને ભણાવે ગણાવે તો કોણ જ? પણ તે ઉલટી ખરાબ સોબતમાં પડયો; પણ તે નસીબ જોગે બગડ્યો નહિ. તેને નાનપણથી જ તેના કાકા પાસે મજુરી કરવા મૂક્યો. તે કલર્કનવેલમાં દારૂનું પીઠું માંડતો હતો. અહીં તેણે પાંચ વરસ ઉપરાંત કાકાના સીસા દારૂથી ભરવાનું, તેને બૂચ દેવાનું અને પેટીમાં ભરવા અથવા વખારમાં લઈ જવાનું કામ કર્યા કર્યું. તે માંદો પડી ગયો અને કામ બરાબર ન થવા માંડયું, એટલે કાકાએ ભત્રિજાને કાઢી મૂક્યો; અને પાંચ વરસની મજુરીના તેને ત્રીશ રૂપિયા આપ્યા! આ બનાવ બન્યા પછી બીજાં સાત વરસમાં તેને માથે ઘણાં કાળચક્ર ફરી ગયાં; અને તેને અતોલ દુઃખ વેઠવું પડ્યું. આટલું છતાં તેણે પોતાને હાથે જ પોતાનું જન્મચરિત્ર લખ્યું છે, તેમાં તે લખેછે કે, દર હપ્તે અઢાર આના ભાડું આપવાનું ઠરાવીને મેં એક ખૂણામાં આવેલું, નિર્માલ ઝુંપડું લીધું હતું; ત્યાં હું અભ્યાસનો આનંદ અનુભવતો હતો; અને શિયાળાની સાંજે અત્યંત ઠંડને વાસ્તે કોયલા બાળવાનો ખર્ચ મારાથી ઉપડે એમ નહતો; તેથી વહેલો વહેલો પથારીમાં ભરાઇ જઇને પડ્યો પડ્યો દીવા અજવાળે વારંવાર વાંચ્યા કરતો હતો. તે પગપાળો બાથ ગામમાં આવ્યો. ત્યાં એને દારૂની વખાર ઉપર જગા મળી. પણ થોડી મુદ્દત બાદ તે વળી લંડન શહેરમાં આવેલો જણાયછે. એ વેળાએ એની ઘણી બૂરી હાલત માલમ પડેછે; તેની પાસે ખરચને માટે ફૂટી બદામ સરખી ન મળે; પહેરવાના જોડા કે ડીલ ઢાંકવાની બંડી, કંઇ મળે નહિ; તથાપિ ત્યાં પણ તેને એક પીઠાની વખાર ઉપર નોકરી મળી; એ જગાએ તેને સવારના સાત વાગતાથી તે રાતના અગીઆર વાગતા સુધી હાજર રહેવું પડતું. અંધારી જગામાં આટલો બધો વખત રહેવાથી અને સખ્ત કામ કરવાથી, વળી તેનું શરીર તૂટી ગયું; તેથી હવે તે નોકરી ઉપરથી નીકળીને એક વકીલને ઘેર હપ્તાના અગીઆર રૂપિયા ઠરાવી રહ્યો. તે તેની મજુરીમાંથી જે થોડી મિનિટો બચાવી શક્તો, તેટલા જૂજ વખતમાં તેણે લખવાનો હુનર ખંત રાખીને હાથ કર્યો હતો; અને તે કારણથી જ તેને વકીલને ત્યાં જગા મળી. આ નોકરી એ કરતો હતો, તેવામાં તે નવરાશની વખતે ચોપડીઓ વેચવાની દુકાનો ભમી વળતો. પુસ્તકો ખરીદ કરવાને તો તેની પાસે પૈસા મળે નહિ; તેથી દુકાને દુકાને રખડતાં રવડતાં તે ચોપડીઓ જોવાને હાથમાં લેતો, અને તેમાંથી જે થોડું ઘણું વાંચી લેવાય, તે તેનું. એ પ્રમાણે ભટકી ભટકીને તેણે ઢંગધડા વગરનું કેટલુંએક જ્ઞાન મેળવ્યું.

હવે, તેને દર હમે પંદર રૂપિયાના પગારથી બીજા વકીલને ત્યાં જગ્યા મળવાથી તે એ નોકરી ઉપર દાખલ થયો. એ ઠેકાણે પણ તેણે તેનો અભ્યાસ અને વાંચવાનું કામ જારી રાખ્યું. અઠ્ઠાવીશ વરસની ઉમરે તેણે એક પુસ્તક લખ્યું, તેનું નામ 'પિંઝારાનાં સહાસિક કામ' રાખીને તેણે તે પ્રકટ કર્યું. આ વખતથી તે મરતા સુધી એટલે પંચાવન વરસના લાંબા અરસામાં બ્રિટન શ્રમ ભરેલા સાક્ષર ઉપક્રમમાં મચ્યો રહ્યો. તેણે કમમાં કમ સત્તાશી પુસ્તકો પ્રકટ કર્યાં. તેમાં 'ઇંગ્લંડનાં પ્રાચીન દેવાલય' નામનો ગ્રંથ શિરોમણિ છે. એ વિષય ઉપર તેણે ચૌદ પુસ્તક છપાવ્યાં. એ તેનું ખરેખરૂં ભવ્ય પરાક્રમ છે. જૉન બ્રિટનની અપરિમિત મહેનતનો એ સર્વોપરિ કીર્તિસ્તંભ છે.

બાગ બનાવવામાં સૃષ્ટિ–સૌંદર્યની લીલા ખૂબ ખુશકારક દેખાય અને ખીલી નીકળે એવી રીતનું બાગવાનનું કામ લાઉડન જાણતો હતો. એ પણ કાંઈક ઉપરના જેવી જ ઢબનો માણસ હતો. તેનામાં કામ કરવાની અદ્‌ભુત શક્તિ હતી. એડિનબરો શહેરની પાસેના એક પટેલનો એ છોકરો હતો; તેથી મજુરી કરવાને તો એ ટેવાયો હતો. નકશા બનાવવામાં અને સૃષ્ટિ–લીલાના દેખાવ ચીતરવામાં એની ચતુરાઈ જોઈને એના બાપને મન થયું કે, મારે એને એવો બાગવાન બનાવવો કે એની બનાવટના બાગમાં કુદરતી ખુબીનો ખુશનુમા ચીતાર બરાબર પડી રહે. લાઉડન આ કળા શીખવા મંડ્યો, ત્યારે તે દર અઠવાડીએ આખી બે રાતનો ઉજાગરો કરીને તેના વિષયનો અભ્યાસ કરતો; એટલું છતાં દહાડે પાછો તે બીજા મજુર કરતાં વધારે મહેનત કરતો. રાત્રે જાગરણ કરીને તે જે અભ્યાસ કરતો, તેમાં તે ફ્રેંચ ભાષા શીખી ગયો; અને તેની અઢાર વરસની ઉમરમાં તો તેણે 'વિશ્વ–કોષ'માં દાખલ કરવાને આબેલાર્ડના જીવન–ચરિત્રનું ભાષાંતર કર્યું. તે પોતાની જીંદગીમાં પ્રતિદિવસ સુધારો તથા વધારો કરવાને બહુ જ ઉત્કંઠિત રહેતો. તે વીશ વરસનો થયો, ત્યારે ઇંગ્લંડમાં તે બાગવાનનું કામ કરતો. તેવામાં તેણે પોતાની નોંધવહીમાં લખ્યું કે, હું આજ વીશ વરસનો તો થયો. મારા જન્મારાનો ત્રીજો ભાગ તો ચાલ્યો ગયો કહેવાય. એમ છતાં, એટલી મુદ્દતમાં મેં મારા જાતભાઈઓના ફાયદાને માટે શું કર્યું? ફક્ત વીશ વરસના જુવાનીઆના મ્હોંમાંથી આવા વિચાર નીકળે, એ અચંબો ઉપજાવનારી વાત કહેવાય. ફ્રેંચ પૂરૂં કરીને તે જર્મન ભાષા શીખવા મંડ્યો. તે તેણે ઝડપબંધ હાથ કરી લીધી. ખેતીના હુનરમાં સ્કૉટલંડ દેશમાં સારો સુધારો થયો હતો; તેવો સુધારો દાખલ કરીને ખેતીવાડી કરવી, એવી મતલબથી તેણે એક મોટું ખેતર લીધું; અને ટુંકી મુદ્દત ગયા કેડે તે પોતાના કામમાં પાર પડ્યો અને સારી આવક તેને પેદા થવા માંડી. યુરોપખંડમાં જે લડાઈનો દાવાનળ સળગી રહ્યો હતો, તે હવે ઓલવાઈ જવાથી, સૌ માણસોને બધે પ્રવાસ કરવાની છુટી થઈ; તેથી યુરોપના બીજા દેશોમાં બાગ બનાવવાની રીત અને ખેતી કરવાની ક્રિયા કેવી રીતે ચાલેછે, તેની ઢબછબ જોવા તપાસવાને આ

શાંતિનો લાભ લઈને લાઉડન બહાર નીકળી પડ્યો. તેણે એ પ્રમાણે બે વાર પ્રદેશ પ્રવાસ કર્યો; અને તેણે જે વિશ્વ-કોષના ગ્રંથ પ્રકટ કર્યા છે, તેમાં તેણે પોતાની મુસાફરીમાં જે જે જોયું અને જાણ્યું, તે સઘળું બહાર પાડ્યું છે. એ પ્રતિના જે ગ્રંથો છપાયા છે, તેમાં એના 'સારસંગ્રહ'નાં પુસ્તક ઉત્તમ આસન માગે એવાં છે. એ પુસ્તકો ઉપયોગી બાબતોનો વિશાળ સાગર છે. એવો અમૂલ્ય સંગ્રહ એકઠો કરવામાં લાઉડનની મહેનત અને ઉદ્યોગ નિઃસંશય અપ્રતિમ છે, એમ સ્પષ્ટ જણાઈ આવેછે.

અમે ઉપર જે દાખલાઓ ગણાવી ગયા, તે દાખલાઓથી સામ્યુઅલ ડ્રુનું જીવનચરિત્ર કોઇ પણ પ્રકારે પછાત પડે એમ નથી. કૉર્નવૉલ કસ્બાના સેંટ ઑસ્ટેલ ગામમાં એનો બાપ કઠણ મજુરી કરીને પેટ ભરતો. જાતે ગરીબ હતો, તોપણ તેણે તેના બે છોકરાને નિશાળે મોકલવા માંડ્યા; અને દુઃખે પાપે ગમેતેમ કરીને નિશાળની એક એક નિશાળીઆની દર હમે તે એક આનો ફી ભરતો. મોટા છોકરાનું નામ જાબેઝ હતું. તેને તો ભણવામાં રસ લાગ્યો, તેથી તેના પાઠ તેણે ઝપાટાબંધ કરવા માંડ્યા. નાનાનું નામ સામ્યુઅલ હતું. તે તો મૂર્ખનો સરદાર નીવડ્યો. કંઇથી કંઇ અને કંઈથી કંઈ બગાડ કરવામાં અને રખડવા રઝળવામાં તે તો નામજાદા થઈ પડ્યા. એ આઠ વરસનો થયો ત્યારે એના બાપે એને નિશાળેથી ઉઠાડી લીધો; અને એને મજુરીમાં દાખલ કર્યો. કલાઈની ખાણમાં તે રોજના દોઢ આનાની મજુરીએ રહ્યો. માટી અને પથરા સાથે ધાતુ મળેલી હોય, તેને એક લંબગોળ પાણીની ટાંકીમાં નાખવામાં આવતી; એવી કાચી ધાતુને તે ધોઇને સ્વચ્છ કરવાનું કામ કરતો. ડ્રુ દશ વરસનો થયો, ત્યારે તેને મોચીની દુકાને ઉમેદવારીમાં રાખ્યો. એ જોડા શીવવાનું કામ શીખતો હતો, તેવામાં તેને ઘણાં ઘણાં દુઃખ વેઠવાં પડ્યાં. તે કહેછે કે, ખેતરમાં ફરતી દંતાળ હેઠે જે ધાસ્તીમાં દેડકો રહે, તેમ હું મહા દુઃખમાં રહેતો. જેથી હું અહીં ભાગી જઇને ચાંચીઓ થાઉં અને દરિયામાં વહાણો લૂટવાનો ધંધો કરૂં કે કંઇક એવો જ બીજો ઉજળો ઉદ્યમ કરૂં! એવા વિચાર મારા મનમાં હરઘડી આવ્યા કરતા. તે દહાડે દહાડે જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેનામાં ઉન્માદ વધતો ગયો. બગીચામાંથી જમરૂખ, સફરજન વગેરે મેવાની ચોરી કરવામાં સરદાર જુઓ તો એ જ. વળી, તે જેમ પુખ્ત ઉમરનો થતો ગયો, તેમ તેમ શિકારનાં નાનાં જાનવરોની મોટા લોકોના જંગલોમાંથી ચોરી કરવામાં તે મગન રહેતો. વળી પુરજા અને માંડવી ઉપરના સરકારી અમલદારોની આંખ ઓળવીને સરકારની જકાત ખોટી કરીને દેશાવરથી છાનો માલ આવેલો હોય, તેને ગમે તે પ્રકારે ગામમાં ઘાલી દેતો. એ સત્તર વરસનો થયો, અને હજુ એની ઉમેદવારીની ઠરાવેલી મુદ્દત પૂરી થઈ નહતી; એટલામાં તો એક લશ્કરી વહાણમાં દાખલ થવાના વિચારથી તે નાઠો; રાત્રે ઘાસની વીડીમાં તેને

પડી રહેવું પડ્યું; સવારમાં ઉઠ્યો, ત્યારે તે કાંઇક ટાઢો પડ્યો, અને કાનની બૂટ પકડીને પાછો તે દુકાનમાં આવીને જોડા શીવવા બેઠો.

હવે **પ્લિમથ** કસ્બાની પાસેના ગામમાં ડુ જઇને રહ્યો; અને ત્યાં જોડા શીવવાનો ધંધો કરવા લાગ્યો. તે પટાનો જબરો ખેલાડી જણાય-છે; કારણકે તે ક્રૉસંડ ગામમાં રહેતો હતો, તેવામાં પટા ખેલવામાં તે ઇનામ જીત્યો હતો. આ ગામમાં એને દર હપ્તે છ રૂપિયાથી વધારે રોજ મળતો નહિ; તેથી કંઇક વધારે તડાકો પડે એવી મતલબથી, અને કંઇક સહાસિક કામ કરવાનો એ શોખી હતો, તેથી એક વખત એ દાણચોરી કરવાના ઉદ્યોગમાં શામેલ થયો; તેમાં એ મરતો મરતો બચી ગયો. એક દહાડો આખા **ક્રાફ્**ટહોલ ગામમાં રાતે બધે એવી વાત ચાલી રહી કે, આપણા કિનારા ઉપર છેટે દાણ–ચોરીઉં વહાણ આવ્યું છે. તેમાંથી માલ ઉતારવાની તૈયારી છે. એ ગામના ઘણુંકરીને બધા માણસ દાણ–ચોરી કરીને જ માલ લાવવાનો ધંધો કરતા હતા; તેથી ગામના સઘળા મરદો રાત્રે કિનારા ઉપર આવ્યા. એક ટોળી કાંઠા ઉપરના ખડકો આગળ રહી. તેમનું કામ વહાણ ઉપરના માણસોને નિશાની કરવાનું અને જે માલ ઉતરે તેનું ઠેકાણું કરવાનું હતું; અને બીજી ટોળી હોડીઓમાં માલ ભરી ભરીને કિનારે લાવતી. ડુ આ બીજી ટોળીમાં દાખલ હતો. રાત કાળી કીલ જેવી હતી; અને માલ થોડો ઘણો ઉતર્યો ન ઉતર્યો, એટલામાં પવન ઉપડ્યો અને દરિયામાં ભારે મોજાં ઉછળવા માંડયાં. એમ છતાં માણસોએ તે લીધેલું કામ રાતમાં ને રાતમાં જ પાર મૂકવાનું નક્કી કર્યું; તેથી દરિયામાં દૂર રહેલા જકાત–ચોરાઉ વહાણમાંથી માલ ભરીને કિનારા ઉપર તેઓ હોડીઓ લાવવા લઈ જવા લાગ્યા; આ પ્રમાણે કેટલાએક ફેરા થયા. જે હોડીમાં ડુ હતો, તેમાંના એક માણસની ટોપી પવનના જોરથી ઉડી ગઈ. તે આડો પડીને લાંબા હાથ કરીને લેવા જતાં હોડી ઉંધી વળી. તેમાંના ત્રણ જણ તો તરત જ ડૂબી ગયા; બીજા તે હોડીને થોડીએક વાર બાઝી રહ્યા; પણ હોડી તો દરિયા ભણી ખેંચાતી ચાલી જતી હતી, તેથી તેમણે હોડીનો આશરો પડતો મૂકીને કાંઠા તર્ફ તરવા માંડયું. તેઓ કાંઠેથી એક ગાઉ છેટે દરિ-યામાં હતા, અને રાત તો કાળીચૌદશના જેવી હતી. ત્રણ કલાક સુધી સમુ-દ્રમથન કર્યાં પછી ડુ અને તેના બીજા એક બે સોબતીઓ કિનારા આગ-ળના એક ટેકરા પાસે પહોંચ્યા. એ ઠેકાણે ડુ ટાઢમાં ઠરી ગએલો સવાર સુધી પડી રહ્યો. એ હાલત બીજા લોકના જાણવામાં આવતાં, તેમને તેઓ અધસસ્તા ઉપાડી લઈ ગયા. વહાણમાંથી આ વેળા જે માલ ઉતારવામાં આવ્યો, તેમાં **બ્રાંડી** જાતના જલદ દારૂનું પીપ હતું. તે ત્યાં લાવીને કુહા-ડાથી ચીરી નાખ્યું; અને જે જીવતા રહ્યા હતા, તેમને એક એક પ્યાલો

ભરીને પાયો, એટલે થોડી વાર પછી ઊંડા બરફમાં થઇને એક ગાઉ સુધી ચાલીને હ્યુ પોતાને ઉતારે પહોંચી શકયો.

સંસાર-સાગરમાં પડતાંની સાથે આવા શુકન થાય, તેમાંથી શી સારી આશા બંધાય? એમ છતાં પણ પછવાડેથી એ જૂદી જ જાતનો માણસ નીવડયો. આવો રખડેલ, મોતના પંજામાં સપડાઇ ગએલો હ્યુ; જેણે લોકોના બાગ બગીચામાંથી ચોરી કરવામાં પણ કસર રાખી નહોતી; ડંડા ખેલવામાં પણ જે નામજાદો થએલો; આમથી મોચીનો ધંધો કરે અને બીજી પાસથી સરકારી જકાત ઓળવવાને પરદેશથી આવેલો માલ છાનોછપનો ઉતારવાની ટોળીઓમાં ઝોકયો રહે; એવી ચાલનો માણસ તેની જુવાનીનું દિવાનાપણું મૂકી દઇને ધર્મશાસ્ત્રના ઉપદેશક રૂપે અને સારાં પુસ્તકોના કર્ત્તા રૂપેં પ્રસિદ્ધ થઈ ગયો એ શું થોડો ચમત્કાર! નરકની ખાણમાં પૂરેપૂરો ધસી પડતા પહેલાં તો તેને સારે નસીબે તેનામાં જન્મથી જે જુસ્સો જડિત થઇ ગયો હતો, તે સુમાર્ગ તર્ફ વળી ગયો; અને તેથી તે આગળ જેમ 'દુષ્ટતામાં પુષ્ટ' થઇ ગયો હતો, તેમ હવે લોક કલ્યાણનાં કામમાં તે પંકાવા લાગ્યો. એનો બાપ આવીને એને પાછો **સેંટ ઑસ્ટેલ** ગામમાં તેડી ગયો; અને એને ગામેગામ ફરીને જોડા શીવવાને ધંધે લગાડયો. મોતના સપાટામાંથી હાલ તાજેતર એ જુવાન બચી ગયો હતો, તેથી કદાચ્ તેની મનોવૃત્તિએ ગંભીરતા પકડી હશે; કેમકે થોડી મુદ્દત ગયા પછી ડૉકટર **કલાર્ક**ના દમદાર ઉપદેશથી એ ખેંચાયો હતો. વેસ્લીએ **મેથૉડિસ્ટ** લોકોનો નવો પંથ કાઢયો હતો, તે પંથનો **કલાર્ક** ઉપદેશક હતો. એ જ અરસામાં હ્યુનો ભાઇ મરી ગયો, તેથી એના મનનું ગાંભિર્ય વધ્યું; અને તે વખતથી જ તે કેવળ બદલાઇ ગયો. આટલાં વરસ ગુજરવાથી, તે લખતાં વાંચતાં શીખ્યો હતો, તે છેક ભૂલી ગયો હતો; તેથી તેણે ફરીથી ભણવા માંડયું; અને આવી રીતે લખવા વાંચવાનો ઘણાં વરસ સુધી મહાવરો કર્યા પછી પણ એના અક્ષર તો જાણે એક કરોળીઆને શાહીમાં બોળી કાઢીને કાગળ ઉપર દોડાવ્યો હોય, તેના જેવા આવતા હતા, એ પ્રમાણે એના મિત્રે લખ્યું છે. એ વખત પોતાની સ્થિતિ કેવી હતી, તે બાબત હ્યુએ પાછળથી નીચે મુજબ હેવાલ આપ્યો છે. 'હું જેમ જેમ વધારે વાંચવા મંડયો, તેમ તેમ હું વધારે અજ્ઞાન છું, એમ મને માલમ પડતું ગયું; અને મારા મનમાં જેમ જેમ મારૂં અજ્ઞાન વસતું ગયું, તેમ તેમ તેને મટાડવાને જ્ઞાન સંપાદન કરવાને મારામાં અજેય તૃષ્ણા ઉત્પન્ન થવા લાગી. હવે એક ક્ષણ પણ નવરાશની મળતી, તો તેમાં કાંઇ કાંઈ પણ હું વાંચતો. મારે હાથ-મહેનત કરીને મારૂં પોષણ કરવું પડતું; તેથી મને વાંચવાનો વખત થોડો મળતો; અને એ અડચણ થોડી ઘણી મટાડવાની મતલબથી હું જ્યારે જમવા બેસતો, ત્યારે હર વખતે હું એક પડખે ચોપડી રાખતો; અને તેથી દરેક જમણ વખત હું પાંચ છ પૃષ્ટ વાંચી નાંખતો.

લૉકે 'મનુષ્ય-સમજણ' વિષે એક નિબંધ લખ્યો છે; તે એના વાંચવામાં આવવાથી, તેના મનનું અધ્યાત્મ-જ્ઞાન તરફ પ્રથમ વલણ થયું. તેણે કહ્યું કે, એ પુસ્તક વાંચવાથી મારી જ્ઞાનેંદ્રિય જાણે અઘોર નિદ્રામાંથી જાગૃત થઇ હોય, એમ મને લાગ્યું; અને જે અધમ વિચારોથી મારૂં પાપી મન ભરચક થઈ ગયું હતું, તેનો ત્યાગ કરવાનો મેં ખુશીથી નિશ્ચય કર્યો.

તેની પાસે જે જુજ રૂપિયા હતા, તેવડે હવે ફ્રુએ પોતાનો આગલો ધંધો કરવા માંડ્યો. વળી ધંધા ઉપર એનું એક ચિત્ત અને દૃઢતા જોઇને એક પાડોશીએ તેને જોઈતી રકમ ધીરી. એ પાડોશી અનાજ દળવાની ઘંટી ચલાવતો હતો. તેના ઉદ્યમમાં તેને નફો મળવાથી વરસ પૂરૂં થતાં ફ્રુએ પોતાના માથાનું દેણું વાળી દીધું. કોઇ પણ માણસના કરજદાર ન થવાનું મન સાથે નક્કી કરીને તેણે રોજગાર કરવા માંડ્યો; અને ઘણાં ઘણાં દુઃખ પડયા છતાં તેણે કરેલો ઠરાવ મૂકયો નહિ. સવારમાં ઉઠતા વારમાં ફલાણા શાહુકારનું આપણે માથે દેવું છે, એવી પેટમાં હાય કરવી પડે; તેના કરતાં ટેક રાખીને રાત્રે વાળુ કર્યાં વિના ભૂખ્યા પડી રહેવું એ વધારે સારૂં છે, એમ ધારીને તે બિચારો ઘણી વાર ખાધા વિના સૂઇ રહેતો. એના મનનો કોડ એટલો જ હતો કે, મહેનત અને કરકસર કરીને મારે સ્વતંત્રતા મેળવવી, કે કોઇના ઉણાઓશિયાળા થવાનો વારો ન આવે; અને એ મતા લબમાં એ આસ્તે આસ્તે પાર પડ્યો. રોજ આખો દિવસ મજુરી કર્યાં કરતછતાં, તે પોતાનું મન કેળવવા પાછળ ખંત રાખીને વળગ્યો જ રહ્યો; અને તેથી ખગોળ, ઇતિહાસ અને અધ્યાત્મ જ્ઞાનનો તેણે અભ્યાસ કરવા માંડ્યો. ખગોળ અને ઇતિહાસનું અધ્યયન કરવામાં આગળ પાછળના બીજા ગ્રંથો ઘણા જોવા પડેછે, તેટલા અધ્યાત્મ-જ્ઞાન સંપાદન કરવામાં ફેરવવા પડતા નથી; તેથી વિશેષે કરીને એ વિષય ઉપર તેણે વધારે લક્ષ આપવા માંડયું. તેણે કહ્યું કે, એ વિષય મને તરવારની ધાર જેવો તીવ્ર, કાંટાથી છવાએલો લાગ્યો; તોપણ મેં તેમાં પ્રવેશ કરવાનું મન સાથે નક્કી કર્યું અને તેમાં પછી આગળ ચાલવા માંડયું.

મોચીના ધંધા સાથે તે અધ્યાત્મ-જ્ઞાનનો અભ્યાસ ચલાવી રહ્યો હતો; તેની સાથે ફ્રુએ ધર્મનો ઉપદેશ કરવાનું કામ આરંભ્યું; અને રાજકીય બાબતોની ભાંજગડમાં પણ તે આગેવાની કરવા લાગ્યો. રાજકીય મામલામાં તે આતુરતાથી મન ઘાલવા લાગ્યો; અને એ ગામના એવા કામની પંચાયત કરવાના શોખીલા માણસો એની દુકાનમાં હોંસે હોંસે ભરાવા લાગ્યા; અને જ્યારે એ પંચાયતખોરા માણસો એની દુકાને કોઇ દિવસ ન આવે, તો એ એમને ઘેર જતો, અને સરકારી કામની વાતચીત કરતો. આ પ્રમાણે થવાથી દિવસનો ઘણો વખત એને આ નકામી ભાંજગડમાં જતો; અને ધંધો ધંધાને ઠેકાણે રહેતો; તે ખોટ પૂરી કરવાને તેને કોઇ કોઈ વાર તો અડધી રાત સુધી કામ ઉપર બેસવું પડતું. રાજ્ય

સંબંધી કામકાજમાં એની ઉત્કટ એટલી તો હતી કે તેની વાત આખા ગામમાં ચાલી રહી. એક દહાડો રાત્રે એ બેઠો બેઠો જોડાની તળી તૈયાર કરતો હતો; તેવામાં એક નાનો છોકરો તેની દુકાન પાસે થઈને જતો હતો. તેણે દુકાનમાં દીવાનું અજવાળું દીઠું; તેથી બારણાની કળના ફાંકા આગળ મ્હોં લાગીને તેણે તીક્ષ્ણ સાદ કાઢીને હુને કહ્યું કે, 'અલ્યા મોચી, ઓ મોચી, રાત રાતનો દીવો બાળીને તારો ધંધો કર; અને દિવસ ઉગે એટલે બધો દહાડો લોકોને ઘેર ભટકયા કર'. પછી કેટલીએક મુદ્દતે આ વાત હુએ તેના એક મિત્રને કહી. તેણે તેને કહ્યું કે, તે છોકરાની પાછળ દોડીને એકાદ બે સપાટા ખેંચી કાઢીએની? હુએ ઉત્તર આપ્યો કે, ના, ના, વાધરી શું ખેંચી કાઢે? કોઈએ મારા કાનની અડોઅડ બંદૂક છોડી હોત અને તેથી હું ભડકત અથવા મારા મનને ગભરામણ થાત, તેના કરતાં આ છોકરાના આટલા બોલ સાંભળીને મારા મનને ઓછો ગભરાટ થયો નહિ. મેં મારૂં કામ પડતું મૂકીને મારા મનમાં કહ્યું કે, ઠીક, ઠીક ખરૂં કહ્યું, છોકરા, તેં સાચી વાત કહી; પણ તને ફરીથી એવું કહેવા વારો નહિ લાવું. મારા બારણાની કળમાંથી એ શબ્દો આવ્યા, તે મારા મનને તો પરમેશ્વરનો ગેબી અવાજ લાગ્યો; અને મારી આખી ઉમરમાં એ બોલ જાણે બરાબર અણીના સમાપરના હોય એમ મને લાગ્યું. જે કામ આજ જ કરવાનું છે, તે કાલ ઉપર રહેવા ન દેવું અને જે વખત મારે મહેનત કરવાનો હોય, તે વખત મારે આળસુ બેસી ન રહેવું; એ બે શિખામણ મેં એ વચનો ઉપરથી લીધી.

તત્ક્ષણ હુએ રાજ્ય-વિષયની ભાંજગડ કરવી મૂકી દીધી; અને ખાઈ પીને પોતાના કામ પાછળ જ મંડયો; દરમીઆન, તેની નવરાશની વેળાએ તે લખવા વાંચવાનો અભ્યાસ કરતો. તેના અધ્યયનથી ભલે તેની ઊંઘને હરકત પહોંચે, યા તેના વીસામાના વખતમાં ઘણી એ વાર ખલેલ પહોંચે, પરંતુ તેથી તે તેના ધંધાને લેશ માત્ર પણ અડચણ આવવા દેતો નહિ. તે પરણ્યો, અને વિલાયતમાંથી વાસ ઉઠાવીને અમેરિકામાં જઇને રહેવાનો તેણે વિચાર કર્યો. તથાપિ તે તેના ઉદ્યમમાં મંડયો જ રહ્યો. તેને વિદ્યા-વિષય ઉપર જે પ્રેમ બંધાયો હતો, તેથી તેના મનનું વલણ પ્રથમ કવિતા બનાવવા ભણી દોડયું; અને તેની કાવ્ય-રચનાના જે કટકાઓ જાળવી રાખવામાં આવ્યા છે, તે ઉપરથી જણાયછે કે તેણે આત્મા અમર છે અને નિરવયવ છે, એ વિષે નિબંધો રચ્યા છે, તેની મૂળ ઉત્પત્તિ આ કાવ્ય કલ્પનાઓ ઉપરથી થઈ હશે. તેના ઘરનું રસોડું, એ તેની અભ્યાસ કરવાની જગા હતી; ત્યાં ચૂલો સળગાવવાને જે ધમણ હતી તે તેને ટેબલને ઠેકાણે કામ આવતી. એ ઠેકાણે એનાં છોકરાંએ રડારડ કરી મૂકી હોય અને તેમને હાલા નખાતા હોય, ત્યાં બેસીને તે તેના વિષયો લ-

ખતો. આ વેળાએ પેઇને 'બુદ્ધિનો યુગ' એ નામનું પુસ્તક બહાર પાડયું. તે ઉપર લોકોનું મન ઘણું દોડયું. તેમાં જે દલીલો હતી, તેના રદીઆ લખીને તેણે એક ચોપાનીઉં પ્રકટ કર્યું. તે પાછળથી કહેતો કે પેઇનના પુસ્તકને લીધે મને ગ્રંથકર્ત્તા થવાનું મન થયું. ટુંકા વખતમાં અનેક તરેહ-નાં ચોપાનીઆં તેની કલમથી લખાઇને એક પછી એક ઝડપબંધ નીકળવા માંડયાં. હજુ તે જોડા શીવવાનો જ ધંધો કરતો હતો; તેવામાં થોડાં વરસમાં 'માણસનો આત્મા અમર છે અને નિરવયવ છે' એ વિષેનો નિબંધ તેણે લખીને પ્રકટ કર્યો. તે બહુ વખણાયો. તે તેણે ત્રણસેં રૂપિયે વેચ્યો. એ જમાનામાં એ રકમ એના વિચાર પ્રમાણે થોડી નહતી. એ ચોપડીની ઘણી આવૃત્તિઓ થઈ ગઈ, અને તે હજુ પણ સારી લેખાયછે.

ઘણા જુવાન ગ્રંથકર્ત્તાઓ વખાણ થવાથી ફૂલાઈ જાયછે, તેમ ડ્રુ તેની ફતેહથી જરા પણ ફૂલાયો નહિ. આ પ્રમાણે તેની નામના થયાને ઘણાં વરસ થયાં પછી પણ તે તેના બારણા આગળનું આંગણું પોતાને હાથે સાવરણો ફેરવીને વાળતો; વળી શિયાળાની ખર્ચીને સારૂ કોલસા જોઇએ; તે તેની દુકાને જોડા શીવવાનું શાખવાને જે બંધણીવાળા ઉમેદવારો આવતા તે ઉપાડી ઉપાડીને ઘરમાં લઇ જતા; તેમને એ ઊંચકી લઇ જવામાં મદદ કરતો. એક મોટા લેખક તરીકે એ ગણાયા છતાં, ગ્રંથો લખીને ગુજરાન ચલાવવું, એવી વાત તો એના દિલમાં કેટલી એ મુદ્દત સુધી આવી જ નહિ. પ્રમાણિકપણાથી પોતાનો રોજગાર કરીને કુટુંબનો નિર્વાહ ચલાવવો, એ તેના મનમાં પહેલી વાત હતી; અને તે પછી વખત મળે તો, તેમાં વિદ્યા-વિષયનો જુવો ખેલવો. એમ છતાં પણ છેવટ જતાં, તે તનમનથી અક્ષર-શાસ્ત્ર પાછળ મંડયો; તેમાં વિશેષ કરીને વેસ્લીના સ્થાપેલા ધર્મ-પંથના પ્રચારમાં તે વધારે જીવ ઘાલવા લાગ્યો. તેઓના એક ચોપાનીઆનો તે અધિપતિ થયો; વળી તેમના પંથની પુષ્ટિનાં અનેક પુસ્તકો છપાઇને બહાર પડતાં, તે તમામ ઉપર એ પંડે જ દેખરેખ રાખતો. 'વિશ્વના જ્ઞાનિઓના સર્વમાન્ય સિદ્ધાંતોનો સંગ્રહ' એ નામના ચોપાનીઆમાં પણ તે વિષયો લખતો. વળી, તેની જન્મભૂમિ કૅાર્નવૅાલ પરગણામાં હતી; માટે તે પરગણાની કીમતી તવારીખ તેણે રચીને પ્રકટ કરી; તેમ જ બીજા પણ ઘણા ગ્રંથ તેણે લખ્યા. તેની પાછલી ઉમરમાં તે એક વાર પોતાને વિષે બોલી ગયો કે, હું જન્મ્યો ત્યારે જનમંડળમાં હું છેક છેલ્લે પગથીએ પડયો હતો; મારો જન્મ નીચ કુળમાં થયો હતો. તેમાંથી ચઢીને નેક ટેકના ઉદ્યોગથી, કરકસરથી અને મારી રહેણી-કરણીને આંચ ન આવે એવું સાવધપણું રાખીને મારા બધા કુટુંબને આબરૂદાર હાલતમાં લાવવાને મેં ઉમરભર મહેનત કરી છે. ઇશ્વર-કૃપાએ મારી મહેનત સફળ થઈ અને મારા મનની મુરાદ હાંસલ થઇ.

જોઝફ હ્યૂમ હાલ ગુજરી ગયો છે. તેણે વળી એક જૂદા જ વિષયમાં નામ કાઢ્યું છે; પણ તેમાં પણ તે એવા જ આગ્રહી મનથી મંડ્યો રહ્યો હતો. તેની મન-શકિત સાધારણ પ્રતિની હતી. પણ તે જબરદસ્ત મહેનતુ હતો, અને તેના કામમાં તે નિઃશંક પ્રમાણિકપણું બતાવી આપતો હતો, 'આગ્રહ, આગ્રહ,' એ એની જીંદગીનો ઉપદેશ-મંત્ર હતો; અને એને અનુસાર એનાં આચરણ હતાં. એ નાનો બાળક હતો, તેવામાં જ એનો બાપ મરી ગયો. એની રાંડીરાંડ માએ મોંટ્રોઝમાં એક નાની દુકાન કાઢીને પોતાનાં છોકરાં છૈયાંને પાળીપોષીને ઇજતભેર ઉછેરવાને પરાકાષ્ટા મહેનત કરવા માંડી. તેણે પોતાના દીકરા જોઝફને એક વૈદ્યની પાસે ઉમેદવારીમાં મૂકયો; અને એ ધંધામાં તેણે કેળવણી લેવા માંડી. તેણે વૈદકની પરીક્ષા પસાર કરીને સનદ મેળવી; પછી એક સફરી વહાણમાં વૈદ્યની નોકરીમાં દાખલ થઇને તેણે હિંદુસ્તાન સુધી કેટલીએક સફરો કરી; તે પછી ઇસ્ટ ઇંડિયા કંપનીની નોકરીમાં તેને પગારદાર લશ્કરી ઉમેદવારની જગા મળી. એના જેટલી કોઇ મહેનત કરતું નહિ; અને ખાવાપીવામાં પણ એના જેવું કોઇ મિતાહારી ન હતું. એ પ્રમાણે થવાથી તેના ઉપરીઓનો તેના ઉપર ઇતબાર બેઠો. તેમને જણાયું કે એ શખ્સ પોતાની ફરજ બરાબર બજાવી શકેછે; તેથી તેઓ તેને ધીમે ધીમે ઊંચી ઊંચી જગાઓ આપતા ગયા. ઇ. સ. ૧૮૦૩માં જ્યારે અંગ્રેજને મરાઠા સાથે લડાઇ ચાલતી હતી, તેવામાં પૉવેલ સેનાપતિના લશ્કરની સાથે એ હતો. દરમીઆન મુદ્દતમાં તેમની સાથે જે દુભાષિયો હતો, તે મરણ પામવાથી હ્યૂમે તરત એ જગાનું કામ કરવા માંડ્યું; કેમકે તેણે હિંદુસ્તાનમાં આવીને દેશી ભાષાઓનો અભ્યાસ કરીને તે હાથ કરી હતી. તેની સાથે તમામ વૈદક-ખાતાના અધિષ્ટાતાની એને જગા મળી. પણ આટલું કામ પણ એના જેવા ઉદ્યોગી નરને ઓછું પડતું હોયની, તેથી તેણે પગાર કરવાનું અને ટપાલ ચલાવવાનું કામ પણ પોતાને માથે લીધું. એ સઘળાં કામ તે સારી રીતે બજાવવા લાગ્યો. તે ઉપરાંત વળી તેણે લશ્કરને મોદીખાનું પૂરૂં પાડવાને ઉધડું માથે લીધું. સરકારને તેમ જ પોતાને લાભ થાય એવી રીતે તેણે એ કામ બજાવ્યું. આ પ્રમાણે વીસામો લીધા વિના તેણે દશ વર્ષ સુધી અખંડ મહેનત કરી; અને સારી રીતની માયા પુંજી ભેગી કરીને તે ઇંગ્લંડ પાછો આવ્યો. તેણે આવતાં વારને એક કામ તો એ કર્યું કે, પોતાના કુટુંબનાં જે માણસો ગરીબ દશામાં હતાં, તેમના ગુજરાનને માટે તેણે બંદોબસ્ત કરી દીધો.

મિ. હ્યૂમે શસ્ત્ર-વૈદ થઇને ઇંગ્લંડ અને હિંદુસ્તાનની વચ્ચે જે સફરો કરી, તે તેણે નિરુપયોગી ખાલી જવા દીધી નહિ. નૌકાશાસ્ત્ર અને વહાણવટીના હુનરનો તેણે તેના અવકાશની વખતે ખંત રાખીને અભ્યાસ

કર્યો, એ તેની ઉદ્યોગી આદત જોતાં આશ્ચર્ય પામવા જેવું નથી. ઘણાં વરસ ગયા પછી એ કળા તેને અજબ જેવી રીતે કામ આવી. ઇ. સ. ૧૮૨૫ માં એક સઢવાળો બતેલો લંડનથી લીથ જતો હતો. તેણે ટેમ્સ નદીનું બારૂં વટાવ્યું ન વટાવ્યું કે એકદમ તોફાન થઈ આવ્યું. બતેલો રસ્તા ઉપરથી આડો ખેંચાવા લાગ્યો, અને અંધારી રાતમાં તણાઇને તે ગુડ્વિન સાંડસના ખડક ઉપર અથડાયો. આ બનાવ બનવાથી વહાણના નાખુદાની શુધબુધ ઠેકાણે રહી નહિ; અને તે સમાપર જેવા જોઇએ તેવા રીતસર હુકમો ખલાસીઓને આપવાને તેનામાં ગતિ રહી નહિ. વહાણના ઘણુંકરીને એ ઠેકાણે કટકા થઇ જાત, એટલામાં તે વહાણમાં જે ઉતારૂઓ બેઠા હતા, તેમાંથી એક જણે તરત જ નાખુદાની જગા ઉપર બેસીને તેને કેવી રીતે ચલાવવું, તેના હુકમો કરવા માંડયા; અને જ્યાં લગી ખરેખરી બીક જેવું હતું, ત્યાંસુધી સુકાન તેણે પોતાના હાથમાંથી મૂક્યું નહિ. એમ કર્યું તો જ વહાણ બચ્યું. એ કામ કરનાર ઉતારૂ તે મિ. હ્યૂમ હતો.

પણ પોતે મહેનત કરીને જે પૈસો મેળવ્યો હતો, તે પગ જોડીને આળસુ એદીની પેઠે ખાયા કરે, એવી તબીઅતનો જોઝફ હ્યૂમ ન હતો. કામ ન કરે, મહેનત ન કરે તો તેને ચેન ન પડે, સુખ જ ન મળે; એવી એની પ્રકૃતિ થઇ ગઇ હતી. પોતાના દેશની ખરેખરી હાલતથી સંપૂર્ણ રીતે માહેતગાર થવાની મતલબથી, અને લોકોની સ્થિતિ જાણવાને માટે તે ધંધારોજગારને વાસ્તે અથવા કોઇ પણ જાતના કળાકૌશલ્યને માટે કંઇ પણ દરજ્જે જાણીતાં હતાં, એવાં દરેક શહેર, કસ્બા અને ગામમાં તે ફરી વળ્યો. બીજા દેશ અને રાજ્યોનું જ્ઞાન મેળવવાને તેણે પરદેશમાં પણ પ્રવાસ કર્યો. તે પાછો ઇંગ્લંડમાં આવીને ઇ. સ. ૧૮૧૨ ની સાલમાં પાર્લમેંટ રાજસભામાં દાખલ થયો; અને થોડોક આંતરો પડયો, તે ન ગણીએ તો તે સભામાં તે ચોત્રીશ વરસ સુધી કાયમ રહ્યો. તેણે જાહેરમાં જે પ્રથમ ભાષણ કર્યું, તે રૈયતની કેળવણી વિષે હતું. તે છપાઇને બહાર પડયું છે. ફોજદારી ખાતામાં સુધારા કરવા બાબત; ગરીબ લોકોની જૂજ કમાણીમાંથી જૂજ બચાવો થાય, તેને માટે સરકાર તર્ફથી સેવિંગ્સ બાંકની પેઢીઓ કાઢવા બાબત; આયાત તથા નિકાસના માલ ઉપરથી જકાત કાઢી નાંખીને વેપાર વધે તેમ કરવા બાબત; રાજ્યખર્ચમાં નીતિથી કરકસર તથા ઘટાડો કરવા બાબત; રાજ્યસભામાં ગામોગામ તર્ફથી પસંદ કરેલા પ્રતિનિધિઓ આવે તેની સંખ્યામાં વધારો કરવા બાબત; અને એવાં અનેક કામોમાં તેમ જ પોતાના દેશના લોકોની સ્થિતિ સુધરે અને બઢતી થતી જાય એવી દરેક બાબતમાં તેણે તેની લાંબી અને માન ભરેલી કારકીર્દીમાં ઉત્સાહથી દિલભર ચિત્ત ચોંટાડી મહેનત કરી; અને ઉપર જણાવેલાં તમામ કામ તેણે પારાવાર શ્રમ કરીને આગળ વધાર્યાં. જે કામ તે હાથમાં લેતો, તેની પાછળ

તે તન-મનથી મંડતો. તેનામાં ભાષણ કરવાની સારી છટા નહતી; તોપણ તે જે બોલતો, તે એક પ્રમાણિક, એક નિષ્ઠાવાળા અને રજેરજની ચોકશી કર્યાં પછી બોલે એવા માણસનાં વચન છે, એમ સર્વે માનતા. શાફ્ટસબરી કહેછે કે, સત્યની કસોટી હાંસી છે. એ જોતાં જોઝફ હ્યૂમ એ હાંસીની કસોટી ઉપર સારી પેઠે કસાયો હતો. રાજ્યસભામાં એની જેટલી હાંસી અને ઠેકડી થતી હશે, તેટલી બીજા કોઈની નહિ થતી હોય; તથાપિ જોઝફ હ્યૂમ તેને સ્થળે હંમેશાં આવીને ખડો રહેતો. જે બાબતની એ દરખાસ્ત મૂકતો, તે ઉપર જ્યારે મત લેવામાં આવતા, ત્યારે તે હંમેશાં માર ખાઈ જતો; તોપણ એ પોતાની રહેણીથી જે મૂગી સત્તા ચલાવતો, તેની અસર સૌની છાતીમાં ઊંડી લાગતી; અને ઉપર જણાવ્યા પ્રમાણે મત એની વિરુદ્ધમાં પડેલા હોય, તોપણ તે મહેસુલને લગતા ઘણા અગત્યના સુધારા દાખલ કરવામાં ફતેહ પામ્યો. તે સખ્ત મજુરી કરતો; અને તે એટલી બધી કરતો કે આપણને નવાઇ લાગે. તે છ વાગે ઉઠીને જે કાગળો લખવાના હોય, તે લખી નાખતો; રાજ્ય-સભાના કાગળો હોય, તેની બરાબર ગોઠવણી કરતો. તે પછી નાસ્તો કરતો. દરમીઆન, કામ પ્રસંગે જે માણસો મળવા આવેલા હોય, તેમની મુલાકાત લેતો. તેમાં કોઈ કોઈ વેળાએ તો સવારમાં એને વીશ વીશ માણસોની વારા ફરતી મુલાકાત લેવી પડતી. જ્યારે રાજ્ય-સભા ભરાવાનો દિવસ હોય, તેમાં જોઝફ હ્યૂમ ન હોય, એમ ભાગ્યે જ બને; અને કોઈ તકરારી બાબતમાં પાછલી રાતના બબ્બે ત્રણ ત્રણ વાગી જાય; અને એવે ટાણે સામસામા મત ભેગા કરવામાં આવે, તેમાં જોઝફ હ્યૂમ ગેરહાજર છે, એ બનવું મુસ્કેલ સમજવું. ટુંકામાં કહેવા જઇએ તો એટલું જ કે, ચોત્રીશ વરસની લાંબી મુદ્દત સુધી એણે દેશની જે સેવા બજાવી છે, તે બજાવવી; અને તે પણ વળી ઘણી ઘણી દિવાનગીરીઓ બદલાઈ ગયા છતાં, અને તેની સામા પક્ષમાં ઉભા રહીને; એ પ્રમાણે રોજે રોજ અને વરસો વરસ તત્પર રહીને કામ કરવું, એ કાંઇ નાનીસુની વાત નથી. વળી જે કામ માથે લીધું હોય તેમાં સામી બાજુના મત વધી જાય; પોતે માર ખાઈ જાય; તેની હાંસી થાય; ઘણી વેળાએ તો એ બિચારો સાવ એકલો જ રહી જાય; એના પક્ષમાં એક પણ માણસ ન હોય; તેનું ધારેલું કામ છેક બેતાલ થઈ ગયું હોય; તેવી નિરાશામાં પણ મંડયા રહેવું; તપી ન જવું; ગભરાઈ ન જવું; જાણે પોતાના મનની શાંતિમાં કંઇ વિઘ્ન આવ્યું જ નથી, એવી રીતે નિર્વિકારી રહેવું; પોતાના જુસ્સામાં જરા પણ મંદ ન પડવું; આશાને ઉમળકાથી વળગી જ રહેવું; અને અંતે પોતે જે જે કામે મનમાં ચિંતવેલાં તે ઘણે ભાગે વાહ વાહ અને જય જયના પોકારમાં રાજ્ય-સભામાં પસાર થતાં પોતાની આંખે જોવાં; એ મનુષ્ય-વર્ગમાં આગ્રહ-શક્તિનું અદ્વિતીય દૃષ્ટાંત છે; મનુષ્ય-જીવન-ચરિત્રમાંથી એવું બીજું મળવું મુસ્કેલ સમજવું.

# પ્રકરણ ૫ મું.

## સૃષ્ટિજન્ય પદાર્થોનાં શાસ્ત્રો પાછળ સતત્ ઉદ્યોગ.

### તેમાં સાધનોની સહાયતા અને સંધિઓ સાચવવા વિષે.

---

એકલા નિરાધાર ઉદ્યોગથી કંઇ ઝાઝું થઇ શકતું નથી; તેમ જ એકલું બુદ્ધિ–બળ પણ કંઇ ઘણું કરી શકતું નથી. અનેક સાધનો અને બીજી અનેક તરેહની મદદના આશ્રયથી કાર્ય સિદ્ધ થાયછે. શરીરની મહેનતને તેમ જ મનની મહેનતને એ સાધનો એક સરખી રીતે જરૂરનાં છે.—**બેકન.**

સંધિના માથા ઉપર આગળથી વાળ છે; પછવાડેના ભાગમાં તાલ પડેલી છે; જો તમે આગળના ગુચ્છાથી તેને પકડશો, તો તે તમારે હાથ આવશે; પણ જો તેને આગળથી જવા દીધો, તો તેને ભલો ઇંદ્ર સરખો દેવ પણ પકડી શકતો નથી.—**લાટિનમાંથી.**

---

કંઈ અકસ્માત્ બનાવથી કે એત્તેફાકથી જીંદગીમાં મોટાં કામ થઇ જાયછે, એમ ધારશો નહિ. વખ્તે એમ બને કે, 'યા હોમ' કરીને આગળ પડવાથી ફતેહના ડંકા ગડગડે; તોપણ દૃઢ ચિત્તે ઉદ્યોગ અને આગ્રહના શાહમાર્ગ ઉપર ચાલવું, એ જ સૌથી સલામતી ભરેલું સમજવું. સૃષ્ટિ–લીલાના ચિત્રકાર **વિલ્સન** વિષે એવી વાત ચાલેછે કે, સાદી અને શુદ્ધ ઢબમાં એકાદ ચિત્ર ચીતરી રહ્યા પછી, તે ત્યાંથી છેટે જઇને ઉભો રહેતો; અને તે ચિત્ર ઉપર નીહાળીને બારીકીથી જોયા પછી, તે એકદમ પાસે આવીને તેની લાંબી લાકડીને છેડે પીંછી બાંધેલી હોય, તેવડે પેલી તસવીર ઉપર એવી ભભક મારી દેતો કે, તે એક તેજોમય નમુનો બની રહેતો. પણ જે કોઈ ચિતારાને જોનારના હૃદયમાં અસર પેદા કરવી હશે, તે દરેક જો **વિલ્સનની** પેઠે કરવા જશે, અને ચિત્રના પડદા ઉપર સુંદર નમુનો ઉઠાવવાના ઈરાદાથી ગમે તેમ પીંછીના સપાટા મારશે, તો તેથી તેનું કંઇ વળનાર નથી. એક ખુબસુરત તસવીર ઉપર **વિલ્સનની** પેઠે જે છેલ્લી રેષાઓનો સ્પર્શ કરવામાં આવેછે, તેથી તે તસવીરમાં જાણે ઈશ્વરી ચૈતન્યનું તેજ આવી જાયછે; એવી કાબેલીઅત લાવવાને તે માણસને આખી ઉમર મહેનત ખાતે અર્પણ કરવી પડેછે; માટે જે ચિતારાએ આગળથી બરાબર કેળવણી લીધી નથી, તે પીંછીનો એક સપાટો ફેરવીને તસવીરને સ્મિત હાસ્ય–વદની કરવા જશે, તે તેવો હસતો ચહેરો કરવાને બદલે પહોળું 'ફાચરા જેવું મ્હોં' કરી મૂકશે. એવા કારીગરથી કંઈ બીજું બની શકવાનું નથી.

આગ્રહ પૂર્વક એકાગ્ર ચિત્ત અને ચીવટવાળી મહેનત–એ બે એક ખરા કારીગરનાં લક્ષણ જાણવાં. નાનાં નાનાં, જૂજ જૂજ કામ કરીને દહાડો ગાળવો,

એ વાતને અમે ધિક્કારીએ છીએ, એવું કહેનારને મહાન પુરુષ ન સમજવા; પણ જેઓ એવાં કામ પણ અત્યંત કાળજીથી કરીને દિવસનો સારો ઉપયોગ કરેછે, તેને ખરા વીર જાણવા. મીકલ આંજેલોને મળવાને એક વેળા એક ગૃહસ્થ આવ્યો. તે આગળ આવી ગએલો હતો, તે દિવસથી તે આ બીજી મુલાકાત સુધીમાં તેણે એક પાષાણ–પ્રતિમા ઉપર શા શા સુધારા કર્યા હતા, તે પેલા મળવા આવનારને તે પોતાના ઉદ્યોગ–ગૃહમાં તેડી જઇને નીચે મુજબ સમજાવવા લાગ્યો. તેણે કહેવા માંડ્યું કે, આ ભાગમાં જરા ફેરફાર કરીને મેં તેજી આણી; પેલા ભાગને સાફ કરીને ઝલેદાર કર્યો; આ મુખ–મુદ્રામાં મેં નરમાશ આણી; ભુજના આ ભાગને મેં ગોટલાવાળો બનાવીને જરા બહાર પડતો કર્યો; આ હોઠ જાણે હમણાં બોલશે, એવું એમાં જીવન-ચિન્હ મૂક્યું, અને પેલા અવયવમાં ચાલાકી અને જુસ્સાનો ભાવ આણ્યો.' પેલા મળવા આવેલા માણસે કહ્યું કે, પણ એમાં તમે શું કર્યું ? આ તો બધાં જૂજ કામ તમે ગણી બતાવ્યાં. શિલ્પ–શાસ્ત્રીએ ઉત્તર વાળ્યો કે, તમે કહો છો તે ખરૂં હશે; પણ એટલી વાત નજરમાં રાખો કે નજીવાં કામોનું એકંદર સ્વરૂપ એ જ સંપૂર્ણતા છે; અને કળાની સંપૂર્ણતા એ નજીવી વાત ન સમજશો. એવી જ રીતે નિકલસ પૂસાં વિષે એવી વાત ચાલેછે કે, જે કંઇ કામ કરવા યોગ્ય લાગે, તો તે યથાસ્થિત કરવું, એવો તેનો નિયમ હતો. તેના મિત્ર વિનલ ડ માર્વિલે તેને એક વાર તેની પાછલી ઉમરમાં પૂછયું કે, ઇટલિના ચિત્રકારોમાં તમે આટલી ઊંચી પ્રતિષ્ટા શી રીતે મેળવી ? ત્યારે જેમ કોઇ જરૂરની વાત ઉપર આપણે ભાર દઇને બોલીએ, તેવી રીતે તેણે ભાર મૂકીને કહ્યું કે, મેં કંઈ પણ કામ કરવામાં બે કાળજી યા ગફલત રાખી નથી, તેથી જ.

લોકોમાં કેટલીએક એવી વાતો ચાલેછે કે ફલાણો શોધ તો એકદમ દૈવયોગે થઇ ગયો; અને આ શોધ પણ અકસ્માત્ બનાવથી બની ગયો; પણ જો દરેક શોધ વિષે ઊંડી તપાસ કરવામાં આવે તો જણાશે કે અકસ્માત્ કે દૈવયોગ એવું કંઈ જ નથી. જોવા જઈશું તો આપણને ઘણે ભાગે એમ માલમ પડશે કે, લોકો જેને નસીબ અને અકસ્માત્ કરીને કહેછે, તે માત્ર હાથ આવેલા સંધિઓને જવા ન દેતાં બુદ્ધિમાન પુરુષોએ સંભાળથી તેને કામમાં આણી દીધા. ન્યૂટનના પગ આગળ ઝાડ ઉપરથી એક સફરજન ફળ પડ્યું, તેથી તેણે ગુરુત્વાકર્પણનો મોટો શોધ કર્યો, એ કેવળ અકસ્માત્ બનાવથી થયો છે. એ દાખલો આપીને લોકો પોતાના જૂના વિચારને ટેકો આપેછે; પણ વરસનાં વરસથી ગુરુત્વાકર્ષણના વિષય ઉપર અડગ ધીરજ અને શ્રમથી એક ચિત્તે ન્યૂટન શોધ કર્યાં જ કરતો હતો; અને તેની નજર આગળ ભોંય ઉપર એક ફળ પડવાથી એ મહાવીરની બુદ્ધિનાં ચક્ષુ એકદમ ઉઘડી ગયાં. તેનાં દિવ્ય નેત્ર ઉપર શોધરૂપી સૂર્યનાં તેજસ્વી કિરણ વીજળીના ઝબકારાની પેઠે તત્કાળ પડયાં. એવી જ રીતે એક સાધારણ તમાકુ પીવાની ચુંગીમાંથી

સાબુવાળું પાણી ફુંકવાથી પાણીના રંગદાર પરપોટા થવા લાગ્યા. આ વાત છેક નજીવી છે; ઘણા એ માણસોએ એમ જોયું હશે; તોપણ એટલું જોવાથી ડૉક્ટર યંગને અજવાળાના નોખા નોખા પ્રવાહના પરસ્પર યોગથી કેવી ખાસીઅતો પેદા થાયછે, તેની સુંદર કલ્પના સૂઝી અને અજવાળાના પ્રથક્કરણને લગતો તેણે શોધ કર્યો. અગર જો લોક–કહેણી તો એવી છે કે, **'મોટાની વાતો મોટી'.** મોટા માણસો મોટી બાબતો ઉપર ધ્યાન આપેછે; તથાપિ ન્યૂટન અને યંગ જેવા મહા પુરુષો તો છેક સાદી અને જગત્ જાણીતી બાબતોમાંથી મોટી વાતોની ખોજ કરતા. એવી સાદી વાતોની ડહાપણ વાપરીને સમજ પાડવામાં જ તેમની મોટાઇ આપણને બહુધા કરીને જણાયછે.

માણસ માણસમાં જે તફાવત જોવામાં આવેછે, તે ઘણે દરજ્જે તેમની અવલોકન શક્તિની ન્યૂનાધિક ચપળતાને લઇને છે. જે માણસ છતી આંખે આંધળાની પેઠે વર્ત્તેછે, તેને લાગુ પડે એવી રશિયન લોકોમાં એક કહેવત છે કે, પેલો દેખાતો સૂરદાસ આખાં વન ને વનમાં થઇને જાયછે, અને બળતણ સારૂ એકે લાકડું તે દેખતો નથી. શાણો સુલેમાન કહેછે કે, ડાહ્યો માણસ આંખોને સાથે લઇને ફરેછે; પણ મૂર્ખ તો અંધારામાં જ અથડાયા કરેછે. એક ફક્કડ ગૃહસ્થ પ્રવાસ કરીને ઇટલિમાંથી પાછો વતનમાં આવ્યો હતો, તેને એક વેળા જૉન્સને કહ્યું કે, ભલે, આખા યુરોપની યાત્રા કરીને આવો; પણ સાહેબજી, કેટલાંએક માણસો તો એવી મંદ અથવા નિદ્રામુગ્ધ અવલોકન શક્તિવાળાં હોયછે કે તેમની મુસાફરીથી તેઓ જ્ઞાન મેળવે, તેના કરતાં કેટલાંએક ચપળ અવલોકન શક્તિવાળાં માણસ અહીં ને અહીં રહીને હામ્સ્ટેડની નાટકશાળામાં જઇ આવવાથી વધારે જ્ઞાન મેળવેછે. મૂઢ મનવાળી આંખ જુએ, તેથી શું થાય? જે ઠેકાણે વિચાર–શૂન્ય જોનારાને કંઈ જણાતું નથી, તેવે સ્થળે ચપળ દૃષ્ટિના માણસોની આંખ આગળ જે ચમત્કાર જોવામાં આવે, તેની રગેરગમાં તેઓ ઊંડા ઉતરેછે; તેમાં ભિન્નાભિન્નતા લક્ષપૂર્વક તપાસીને તેઓ નજરમાં રાખેછે; અને તેમાં ગર્ભિત ખુબી શી રહેલી છે, તે તેઓ ખોળી કાઢેછે. એક વજન ટાંગવામાં આવ્યું હોય, તે નિયમસર એક સરખી રીતે હીંડોળે ચઢતાં ગાલિલીઓની પહેલાં ઘણાં એ માણસોએ જોયું હતું; પણ એ કેટલી કામની વાત છે, એ પ્રથમ એણે જ શોધી કાઢી. પીસા શહેરના મુખ્ય દેવલના છાપરામાંથી એક ફાનસ લટકતું હતું. તે દેવલનો નોકર તેમાં તેલ પૂરીને તેને આમ તેમ ઝોલાં ખાતું મૂકીને ચાલ્યો ગયો. ગાલિલીઓ આ વખત ફક્ત અઢાર વરસનો હતો. એ દીવા ઉપર તેની નજર પડી; તેની ગતિ ઉપરથી વખતની ગતિનું માપ લેવાનો ખ્યાલ તેના મગજમાં આવ્યો. પચાસ વરસ સુધી મહેનત અને મનન કર્યા પછી તેણે લોલકનો સંપૂર્ણ શોધ કર્યો. એ પેંડયુલમ અથવા લોલક કાળ માપવામાં અને ખગો-

ળને લગતું ગણિત બાંધવામાં કેટલું કામનું થઈ પડયું છે, તે કહ્યે જાય એમ નથી. એવી જ રીતે એક દહાડો અચાનક ગાલિલીઓના સાંભળવામાં આવ્યું કે, લિપર્શી નામનો એક વલંદો હતો, તે ચશ્માં બનાવવાનો ધંધો કરતો હતો. તેણે નાસોના ઠાકોર મૉરિસને એક યંત્ર ભેટ કર્યું. તે યંત્રથી છેટેની વસ્તુ જોનારને પાસે દેખાતી. એ પ્રમાણે કેમ બનેછે, તેનું કારણ શોધવા પાછળ ગાલિલીઓ મંડયો; તેથી તે દૂરબીનનો શોધ કરી શકયો; અને એ શોધથી જ ખરૂં જોવા જઈએ તો અર્વાચીન ખગોળવિદ્યાની સ્થાપના થઇ છે. જે શખ્સ ગફલત અથવા બેકાળજીથી આસપાસના પદાર્થો જુએછે, અથવા જે માણસ કાનને ધરેણે મૂકીને સાંભળેછે, તેવા આદમીથી આવા આવા શોધો કદી પણ બની શકે જ નહિ.

કૅપ્ટન બ્રાઉન આગળ જતાં સર સામ્યુઅલ બ્રાઉન થયો. તે ટ્વીડ નદી પાસે રહેતો હતો. તે ઉપર એક પૂલ થોડે ખર્ચે બાંધવાનો તે વિચાર કરતો હતો; અને તે હેતુથી એ પૂલોના ઘાટ અને તેમની બનાવટનો અભ્યાસ કરતો હતો, તેવામાં એક દહાડો તે તેના બાગમાં ફરવા નીકળ્યો. પાનખર ઋતુ ચાલતી હતી; સવારનો પહોર હતો; અને ઝાકળ વરસતું હતું. રસ્તામાં ચાલતાં ચાલતાં તેણે એક નાના કરોળીઆની જાળ અધર લટકતી દીઠી. એ ઉપરથી એના મનમાં એકદમ એવો વિચાર આવ્યો કે, કરોળીઆના જાળાની પેઠે લોઢાના સળીઆ અને સાંકળોના આધારથી પૂલ બાંધી શકાય; અને તેનું પરિણામ એ થયું કે તે 'સસ્પેન્શન–બ્રિજ' એટલે ઝૂલતા પૂલનો નવો શોધ કરી શકયો. ક્લાઇડ નદીનું તળીઉં ચઢ–ઉતર છે; એક સરખું સપાટ નથી. તે નદીની તળે નળ મૂકીને પાણીને લઇ જવા બાબત જેમ્સ વૉટની લોકોએ સલાહ લીધી. જમીન સપાટ નહિ તેથી તે વિચારમાં પડી ગયો; પણ એક દિવસ તેની ટેબલ ઉપર જમવાને લૉબ્સ્ટર જાતની દરિયાઈ માછલી મૂકી હતી. તેની સીપ ઉપર એનું ધ્યાન ગયું. તે નમુને તેણે નદીમાં ગોઠવવાના નળ બનાવ્યા; તે બરાબર બંધ બેસતા આવ્યા. સર ઈસામ્બર્ડ બ્રુનલે ટેમ્સ નદીની તળે રસ્તો બાંધી દીધો છે; તેનો પ્રથમ ઉપદેશ–મંત્ર વહાણમાંનાં નાના જંતુ ઉપરથી તેને મળ્યો હતો. એ કીડો લાકડામાં જ રહેછે. તેને કોરી કોરીને અંદરના પોલા ભાગમાં સીપ જેવું અસ્તર કરીને તેમાં તે વાસ પૂરેછે. એ જીવડો વહાણને બહુ નુકસાન કરેછે. ઘણા જ શીત પ્રદેશના દરિયા સિવાય એ બધા દરિયામાં નીપજેછે. બ્રુનલે નીહાળીને જોયું કે, એ નાના પ્રાણીના માથામાં નાની કરવતડી છે; તે વતી તે આમથી તેમ અને તેમથી આમ સાર પાડતું જ જાયછે; અને એમ કરી કરીને તેણે કમાનદાર રસ્તો બનાવી દીધો; અને પછી ઉપરના છાપરાના ભાગ ઉપર અને આસપાસની બાજુ ઉપર સુંદર રોગાન લગાવી દીધું. આ નાના કામની બ્રુનલે

પોતાના મોટા કામમાં આબેહુબ નકલ ઉતારી લેવાથી તેણે માથે લીધેલું મોટું રાક્ષસી બાંધકામ તે પરિપૂર્ણ કરી શકયો.

આ એતેફાકો દેખીતા જ નજીવા છે; પણ ધ્યાન દઈને જે માણસ તે જુએછે, તેની સમજણવાળી આંખની દૃષ્ટિથી જ તે બનાવો અમૂલ્ય થઇ પડેછે. કોલમ્બસના માણસોએ જમીન માલમ ન પડવાથી હુલ્લડ ઉઠાવી મૂકયું હતું.; તેવામાં તેની પાસે થઇને દરિયા ઉપરનો કચરો તરતો ચાલ્યો જતે-હતો; તેવી નજીવી વસ્તુ દેખાડીને તેણે તોફાન નરમ પાડી દીધું; અને એટલો જૂજ બનાવ નજરમાં રાખીને તેણે તેમને દિલાસો દીધો કે, જે નવી દુનિયા આપણે આટલી આતુરતાથી ખોળીએ છીએ, તે હવે છેટે નથી. કોઈ પણ વસ્તુને વીસારી નાખીએ–તેનું ફરીથી નામ જ ન દઇએ તો ચાલે, એવી એક પણ ચીજ દુનિયામાં નથી; તેમે જ કોઇ પણ વાતને કેવળ નિર્માલ્ય કે નજીવી સમજશો નહિ; કારણકે ગમે તેવી હલકી વાત હશે, તોપણ જો તેની કાળજી રાખીને તપાસ કરવામાં આવે, તો કોઇ પણ પ્રકારે તે ઉપયોગી થયા વિના રહેશે નહિ. આપણા 'શ્વેત ટાપુ'ની પ્રસિદ્ધ પામેલી સપેતાની સફેદ ટેકરીઓ સૂક્ષ્મ જંતુઓએ ઉઠાવી છે, એમ કોણ જાણી શકે? એ જંતુઓ એવા ઝીણા છે કે તે માત્ર સૂક્ષ્મદર્શક યંત્રની મદદ વડે જ દેખાય; નરી આંખે જોઇએ, તો તે જણાય પણ નહિ. સમુદ્રરૂપી કુંદનમાં પરવાળાંના બેટરૂપી ચુનીઓ જે પ્રાણી-ઓએ જડી દીધી છે, તે જ જાતના જીવડાઓએ આ સપેતાના ડુંગર ઉઠાવ-વાનું પરાક્રમ કર્યું છે, એ કોના કળ્યામાં એકદમ આવે? અને આવા અતિ ઝીણા જીવની બેહદ બારીક કારીગરીથી આવાં અસાધારણ જબરાં કામ નીપ-જેછે, એમ જે માણસ વિચાર કરશે તે કદી પણ કહી શકશે નહિ કે નાની વસ્તુઓમાં કંઈ માલ નથી; તેની એમ કહેવાની છાતી ચાલશે નહિ કે નજીવી વસ્તુઓનો કંઈ હિસાબ નથી

સમજી રાખજો કે ઝીણી ચીજો ધ્યાન દઇને જોવાથી જ કામકાજમાં, કળાકૌશલ્યમાં, વિદ્યા–વિષયમાં અને સંસારના દરેક ધંધામાં પાર પડાયછે. આ પુરુષ તો વિદ્વાન્ છે, આ તો મહાજ્ઞાની છે. એટલે શું? એ જ્ઞાન કયાંથી આવ્યું? એક જમાનાના માણસોએ નાની નાની બાબતોનો સંગ્રહ કર્યો; તેમાં બીજા જમાનાના માણસોએ પાછો વધારો કર્યો; એ પ્રમાણે ઉત્તરોત્તર ઉમેરો થતો જ ગયો; છેવટ જતાં એ નાની નજીવી વાતોના જ્ઞાન અને અનુભવનો સમુદાય મોટો જબરો શંકુ આકારનો મિનારો થઇ રહેછે. એ પ્રમાણે મનુ-ષ્યના જ્ઞાનની ગૂંથણી થઈ છે. આમાંનું પ્રથમ જે જોવામાં, તપાસવામાં અને અનુભવમાં આવેલું, તે શરૂઆતમાં તો નમાલું જ લાગ્યું હશે; તોપણ છેવટ જતાં તે પ્રત્યેકનો ખપ માલમ પડયો હશે, અને તે મુજબ તે તેને યોગ્ય સ્થળે ગોઠવાઈ ગયું. ઘણાએ તર્ક વિતર્ક વ્યવહારથી દેખીતા જ અતીત લાગે; તેઓ પણ પરિણામે અત્યંત વ્યવહારોપયોગી ફળનાં બીજ રૂપ થઈ પડેછે. આપો-

લોનિયસ પરગિયસે ભૂમિતિ–શાસ્ત્રમાં શંકુ આકૃતિના વિભાગ (કૉનિક સેક્શન્સ)નો શોધ કર્યો; તે પછી બે હજાર વરસ જ્યારે વીતી ગયાં, ત્યારે ખગોળ વિદ્યાના વિષયમાં તે બીજ રૂપ થઇ પડયાં. એ શાસ્ત્રના પ્રભાવથી આ જમાનાનો વહાણવટી અજાણ્યા સમુદ્રોમાં વહાણને હંકાર્યે જાયછે; અને જે નિર્માણ કરેલે સ્થળે તેને પહોંચવું હોય, ત્યાં સીધો દોર ભૂલભાલ વગર તેને આકાશના ગ્રહો લઈ જાયછે. (કૉનિક સેકશન્સના શોધ પછી બે હજાર વરસે એ વિદ્યા ઉપર આવી ઉપયોગી ખગોળ વિદ્યાનો પાયો ચણાયો; ત્યાંસુધી કૉનિક સેકશન્સ જેવા કલ્પિત વિષયની કોઇએ કદર કરી નહિ.) તેજ પ્રમાણે લીટીઓ અને સપાટીના કલ્પિત સંબંધ ઉપર ગણિત–શાસ્ત્રીઓએ દીર્ઘ કાળ સુધી પરિશ્રમ ન કર્યો હોત,—અને અજાણ્યા માણસો તો જોઇને એમ જ કહે કે, આ પંડિતો કેવળ મિથ્યા મજુરી કરેછે–તો આપણે જે જે યાંત્રિક શોધોના ધણી થઇને બેઠા છીએ, તેમાંનો એક પણ થયો ન હોત.

આકાશ–વીજળી અને ઘર્ષણ–વીજળી બંને એકસરખા ગુણ ધરાવેછે; એવો શોધ જ્યારે ફ્રાંકલિને કર્યો, ત્યારે તે સાંભળીને લોકો તુચ્છકારથી હસી પડ્યા; અને કહેવા લાગ્યા કે, એ બે વીજળી એક જાતની છે, એમ જાણ્યું, તેથી શું? એ જાણવાથી શો ફાયદો? ફ્રાંકલિને ઉત્તર આપ્યો કે, એક છોકરૂં છે, તેનાથી શો ફાયદો? તમારે વિચારવું જોઈએ કે એ બાળક તો કોઇ વેળા છોકરાંનો બાપ થશે. નાની વસ્તુમાંથી કેવી મોટી વસ્તુઓ નીપજેછે, તે તમે નથી જાણતા? એક મરી ગએલો દેડકો મેજ ઉપર હતો, તેના પગને જૂદી જૂદી ધાતુઓ અડકવાથી તે ખેંચાવા લાગ્યો; એવી એક નમાલી વાત ગાલ્વાનીએ જોઇ, તે ઉપરથી મોટાં અગત્યનાં પરિણામ નીપજશે, એમ ભાગ્યે જ કોઈના ધારવામાં આવે; તોપણ જૂદા જૂદા ખંડોની ખબર અંતરને લાવનાર લઇ જનાર દૂતની પેઠે વીજળીનો તાર જે કામ કરેછે; તેનું ઉત્પત્તિ–બીજ એ નાની, દેડકાની વાતમાં રહેલું હતું. જે વીજળીનો તાર થોડા વરસમાં આપણા ભૂગોળને ફરતો કમરબંદ બની રહેશે, તેનો શોધ મૂએલા દેડકાનો પગ તણાવાથી થયો, એ કંઈ ઓછા આશ્ચર્યની વાત છે? એ જ પ્રમાણે પૃથ્વીમાંથી પત્થર અને (ફૉસિલ) મૃત પદાર્થોના દટાઈ ગએલા શેષ ભાગો ખોદી કાઢવાથી અને તેમનો બુદ્ધિપૂર્વક ખુલાસો શોધવાથી ભૂસ્તર–શાસ્ત્ર ઉત્પન્ન થયું; અને તે વડે જ ખાણ ખોદવાનાં મોટાં કામો ચાલવા લાગ્યાં; એ વિષયોનું બારીક જ્ઞાન મળવાથી કરોડો રૂપિયાની થાપણ એ વેપારમાં લોકો રોકેછે; અને લાખો માણસોની જીવાઈ એવડે ચાલેછે, એ થોડા સંતોષની વાત નથી.

આપણી ખાણોમાંથી કોલસા ઉપાડવાને, આપણી ચક્કીઓ અને કારખાનાં ચલાવવાને, આપણી આગબોટો અને આગગાડીઓ દોડાવવાને જે રાક્ષસી સંચો વાપરવામાં આવેછે, તે આવડી બધી અદ્ભુત શક્તિની ગર્જ,

ના કરેછે, તે માત્ર પાણીનાં નાનાં નાનાં ટીપાંના જોરથી! દેવતાથી એ પાણી ઉનું થઇને તેની વરાળ થાયછે, તે આપણે રોજ જોઇએ છીએ. એક ચાહદાનીની નળામાંથી કે તપેલીમાંથી વરાળ નીકળતાં કોણે નથી દીઠી? એવી નજીવી વસ્તુને પણ જો યુક્તિથી બનાવેલા એક સંચામાં ગોંધવામાં આવે, તો તે કરોડો ઘોડા જેટલું જોર જણાવેછે; અને દરિયાનાં મોજાંને દબાવવાનું તથા ચક્રવાત જેવા તોફાની વંટોળીઆને હઠાવવાનું કૌવત દાખવેછે. એ જ બાફની સત્તા પૃથ્વીના ભીતરમાં બળવત્તર થઇને પર્વતોને ફાડેછે; તેમને જવાળામુખી બનાવેછે; અને ભૂકંપ નીપજાવેછે. તેમની જોરાવર શક્તિ આપણા ગોળાના ઇતિહાસમાં કેવું નવું જૂનું કરી મૂકેછે, તે સર્વના જાણવામાં છે.

**માર્કિવસ ઑફ વૂસ્ટર**ને **લંડ**નના **ટાવર** નામના પાદશાહી કેદખાનામાં પૂરવામાં આવ્યો હતો. ત્યાં એક ન્હેગડો ચૂલા ઉપર મૂકયો હતો. તેમાં પાણી ઉકળ્યા કરતું હતું; અને તે ઉપર એક સજ્જડ ઢાંકણું દીધું હતું. તે તેની નજર આગળ ઉછળીને આઘું જઇ પડવાથી વરાળમાં કેટલું જોર છે, તે ઉપર તેનું ધ્યાન અકસ્માત્ ખેંચાયું. 'શોધનો સૈકો' એ નામનું તેણે એક પુસ્તક પ્રકટ કર્યું. તેમાં તેણે જે જે જોયું, તપાસ્યું હતું, તેનો સઘળો સાર સમાવ્યો. વરાળ-શકિતનો શોધ કરવામાં કેટલીએક મુદ્દત સુધી એ પુસ્તક એક પ્રમાણ-શાસ્ત્ર થઈ પડયું. છેવટ **સેવરી**, **ન્યુકોમન** અને બીજા પુરુષો પેદા થયા. તેમણે એ પુસ્તક ઉપરથી પ્રયોગ કરવા માંડ્યા અને તેમણે એક વરાળયંત્ર બનાવ્યું. તેનો એક નમુનો **ગ્લાસગો**ની પાઠશાળામાં આવ્યો; તે આગળ જતાં **વૉટ** પેદા થયો, તેણે જોયો; અને એ **ન્યુકોમન**ના સંચામાં તેણે સુધારો કર્યો. એક અકસ્માત્ બનાવથી એ સંચો સમો થવા **વૉટ** પાસે આવ્યો; તે સંધિ તેણે ખાલી જવા ન દીધો; અને તેની પાછળ મરતા સુધી મહેનત કરીને તેણે સંપૂર્ણ વરાળયંત્ર બનાવ્યું.

ઉપર જણાવ્યા પ્રમાણે આવેલી તકને છટકવા ન દેવી અને નાના અકસ્માત્ બનાવોને પણ કોઇ કામમાં લાવી દેવા, એ બે વાનાં સિદ્ધિનાં મોટાં સાધન છે. સઘળી બાબતોમાં પ્રવેશ કરે, એવી વિશાળ શક્તિવાળું મન આકસ્મિક બનાવથી કોઈ મુકરર વિષય તર્ફ મંડી પડે, એ કુદરતી અકલની ખરી વ્યાખ્યા છે, એમ **ડૉકટર જૉન્સન** કહેતો. જે માણસો
૬૯ મનથી પોતાની મેળે સ્વતંત્ર માર્ગે ચાલવાને તત્પર થાયછે, તેમને અચૂક જોઇએ તેટલી તક મળી આવશે; અને જો કદાચ તેવા સંધિઓ તેમના આગળ આવીને ખડા નહિ થાય, તો તેઓ સંધિઓને નહિ હોય ત્યાંથી ઉત્પન્ન કરશે. જે માણસોને પાઠશાળાની ઊંચી કેળવણીનો લાભ મળ્યો છે, જેમણે સંગ્રહ-સ્થાનોનાં દર્શન કર્યાં છે, અને ચિત્ર-કળા અને પાષાણ-પ્રતિમાની જાહેર જગાઓ જેઓ જોઈ વળ્યા છે, તેઓએ વિદ્યા અને હુનરમાં ઘણું જોર માર્યું છે એમ સમજશો નહિ; તેમ જ વળી, જે ખરેખાત

મહાન યાંત્રિકો અને શોધકો થઇ ગયા છે, તેમણે કંઇ યંત્ર–શાળામાં કેળવણી લીધી હતી, એમ પણ બન્યું નથી. **'જેનો ખપ, તેનો શોધ'**– માણસને જેના વિના ન ચાલ્યું, તેનો તે શોધ કરતો ગયો; એટલે **'શોધની માતા સંકટ છે.'** સુખચેનથી શોધ નીપજેછે, એમ ન ધારવું; પણ વિપત્તિની શાળામાંથી જ શોધનાં ફળદ્રુપ અંકુર ફૂટેછે. કેટલાએક ઉત્તમોત્તમ કારીગરોને તો કુહાડા અને પાવડા જેવાં ઓજારથી કામ લેવું પડયું છે; પણ કંઈ સારાં ઓજાર હોય, તેથી સારા કારીગર થઈ જવાતું નથી. એ તો તે માણસમાં જ કસાએલી ચતુરાઈ અને કામ પાછળ ખંત જોઇએ છે. **'નહિ નાચનારીનું આંગણું વાંકું'** એ કહેવત તો બધે મશહૂર છે. નઠારા કારીગરને કોઇ ઓજાર ફાવતું નથી. કોઈ એક શખ્સે **ઓપી** ચિત્રકારને પૂછયું કે, તમે કોણ જાણે કેવી ક્રિયાથી રંગની મેળવણી કરોછો, કે તે જોઇને અચરતી ઉપજેછે. **ઓપી**એ ઉત્તર આપ્યો કે, હું પ્રથમ મેળવણી મારા મગજ (અકલ) સાથે કરી જોઉંછું. જે કારીગરે સારામાં ખપવું હોય, તેણે એવી જ રીતે કરવું જોઇએ. એક સાધારણ કલમ ઘડવાનો ચપ્પુ તો સૌના હાથમાં આવેછે. એવા હથિયારથી ફર્ગ્યુસને ચમત્કારિક ચીજો બનાવી ! એક તો તેણે લાકડાનું ઘડિયાળ એ ચપ્પુથી બનાવ્યું. તે બરાબર કલાકે કલાક પ્રમાણે ચાલતું હતું. પણ કંઇ બધા ફર્ગ્યુસન હોતા નથી. એક છાછરી થાળી પાણીથી ભરીને અને બે ઉષ્ણતા માપક યંત્રવડે ડૉકટર **બ્લાકે** તમામ સૃષ્ટિજન્ય પદાર્થોમાં ગુપ્ત ગરમી રહેલી છે, તે શોધી કાઢી. ફકીરો ડોકમાં અને કાનમાં બિલોરના ત્રિકોણાદિક આકૃતિના મણકા અને લોલક પહેરેછે, તેવા એક પારદર્શક કટકાથી, ચશ્માના જેવા એક કાચના કટકાથી અને એક દોપિસ્તાથી અજવાળું શેનું બન્યું છે, અને જૂદી જૂદી જાતના રંગ કયાંથી ઉત્પન્ન થયા, તે **ન્યૂટને** શોધી કાઢયું. ડૉકટર **વૉલાસ્ટનને** એક પરદેશી મહાવિદ્વાન મળવાને આવ્યો. તેણે **વૉલાસ્ટનને** કહ્યું કે આવા અગત્યના અને આટલા બધા શોધો કરીને તમે કુદરતી ઇલમમાં આટલી બધી દોલત વધારી, તે તમારાં પ્રયોગ સ્થળ મને બતાવો. **વૉલાસ્ટન** તેને એક નાની ઓરડીમાં તેડી ગયો. ત્યાં મેજ ઉપર ચાહની એક જૂની રીકાબી પડી હતી. તેમાં ગજવામાં રાખવાની ઘડીયાળના થોડાએક કાચ પડયા હતા; કાગળના થોડાએક કટકા પડ્યા હતા; તે ઉપર હળદર ચોપડી હતી; તે મિશ્ર પદાર્થોમાં કયા કયા પદાર્થો આવેલા છે, તે તપાસવાના કામના હતા; બે નાની તાજુડી હતી; અને એક ભુંગળી હતી. તે જગા દેખાડીને તેણે કહ્યું કે, આ મારૂં પ્રયોગ–સ્થાન, અને આ મારાં હથિયાર !

પતંગીઆંની પાંખોના રંગનો બારીક અભ્યાસ કરવાથી **સ્ટૉથર્ડ** રંગની મેળવણી કરતાં શીખ્યો. તે ઘડીએ ઘડીએ કહેતો કે એ ઝીણાં જીવડાંએ

મને કેટલો બધો ગુણ કર્યો છે, તે કોઇ જાણતું નથી. વિલ્કી પાસે ચિત્ર કાઢવાની કલમ કે કપડું ન હતું; તેથી કલમને ઠેકાણે બળેલાં ખોયણાં અને કપડાને ઠેકાણે ખળાવાડનો ઝાંપો, એમ કરીને તે તેનું કામ ચલાવતો. સપેતાથી ચીતરામણ કાઢી કાઢીને ઑપુકે તેના ગામનાં બધાં ઘર અને ઝુંપડાંની ભીંતો બગાડી મૂકીને પ્રથમ ચીતરતાં શીખ્યો; અને બેન્જામિન વેસ્ટ ચીતરતાં શીખવાના ઉત્સાહમાં બિલાડાંની પૂછડીના વાળની પીંછીઓ પ્રથમ વાપરતો. ફર્ગ્યુસન રાતે ખેતરમાં ધાબળી પાથરીને સૂતો; અને નાના મણુકા પરોવીને એક સૂતરનો દોરો તે લેતો; પછી આકાશના તારા અને પોતાની આંખ વચ્ચે પેલી માળા રાખીને એક એક તારાનો તે એક એક મણુકો ખેસવતો; અને એવી રીતે તેણે આકાશના તારાનો નકશો બનાવીને ગણુતરી કરી. ફ્રાંક્લિને એક રેશમી રૂમાલમાં બે લાકડીઓ એક બીજાથી આડી નાખીને પતંગ બનાવ્યો; અને તેવડે તેણે ગર્જનાવાળા વાદળમાંથી વીજળી ખેંચી. એક બૂઢા શસ્ત્રવૈદ પાસે એક પીચકારી હતી. મનુષ્યના મૃત શરીરની કાપકુપ કરતા પહેલાં ધોરી નસોમાં પીચકારી મારવી પડેછે, તે પીચકારી ઉપરથી વૉટે તેના સ્થાયી વરાળયંત્રનો પ્રથમ નમુનો તૈયાર કર્યો. ગિફર્ડ એક ખાલપાની દુકાને શીખવાને ઉમેદવારી કરતો; ત્યાં તે ચામડાના નાના નાના કટકાને ટીપીને સૂંવાળા કરતો; પછી તે ઉપર તે ગણિતશાસ્ત્રનાં સિદ્ધાંતો કરતો; અને એવી જ રીતે ખગોળશાસ્ત્રી રિટનહાઉઝ તેના હળના દાંતા ઉપર ગ્રહણો ગણુતો.

જો માણસ ચાહે તો કેવળ સાધારણ બાબતો ઉપરથી પોતાનો સુધારો કરવાને તેને હજારો લાગ મળે અને સેંકડો સૂચનાઓ તેના મનમાં ઉગી આવે. યાહુદી લોકોના દેવળમાં વિદ્યાગુરુ લી એક સાધારણ સૂતારનો ધંધો કરીને પાટલીઓ દુરસ્ત કરતો હતો; તેવામાં યાહુદી ભાષામાં લખેલું ધર્મશાસ્ત્ર ત્યાં પડયું હતું; તે જોઇને તેને એ ભાષા શીખવાની મરજી થઇ. આપણું ધર્મશાસ્ત્ર મૂળ હીબ્રુ ભાષામાં છે, તેથી એ પુસ્તક આપણે મૂળ ભાષામાં જ વાંચી જોવું જોઇએ, એવું તેના મનમાં ભૂત ભરાવાથી તેણે યાહુદી ભાષાના વ્યાકરણુની એક જૂની, વપરાએલી પ્રત સસ્તી મળી આવી, તે વેચાતી લીધી; અને તે ભાષા શીખવા પછવાડે તે મચ્યો; અને તે હાથ થઈ, ત્યારે તેનો ખ્યાલ છોડ્યો. ડ્યુક ઑફ આર્ગાઇલે એક વેળા એડમંડ સ્ટોનને પૂછ્યું કે, તું મારી વાડીના એક ગરીબ માળીનો છોકરો છે; અને ન્યૂટન જેવા પુરુષે 'મૂળ તત્વ' જેવો ગ્રંથ વળી લાટિન ભાષામાં લખેલો, તે તું શી રીતે વાંચવાને સમર્થ થયો? તેનો સ્ટોને જવાબ દીધો કે, માણસે પ્રથમ માત્ર મૂળાક્ષર શીખવા જોઇએ; પછી, તે ચાહે તે ભાષા અને ચાહે તે વિષય શીખે, એમાં નવાઈ નથી.' પછી રાખવી ખંત; અને આગ્રહથી વળગ્યા રહેવું; આવેલા સંધિઓનો મહેનત કરીને સદુપયોગ કરવો, એટલે કંઈ બાકી રહેશે નહિ.

સર વૉલ્ટર સ્કૉટને હરેક કામમાંથી જાત-સુધારાને માટે સંધિઓ મળી આવતા; અને અણધાર્યા બનાવોને પણ તે ઉપયોગમાં આણી દેતો. ઉદાહરણ, એક દસ્તાવેજ લખનારને ત્યાં એ બંધણીનો ઉમેદવાર થઈને શીખવાને રહ્યો; તે દરમીઆન, કામ પ્રસંગે તેને સ્કૉટલંડના ઉચ્ચ પ્રદેશમાં પહેલવહેલું જવું પડયું. ત્યાં ઈ. સ. ૧૭૪૫ ના યુદ્ધમાંથી જે શૂરવીરો હજુ જીવતા હતા, તેમની સાથે એને એવી દોસ્તી બંધાઇ કે, તેના ઘણા ગ્રંથોનો પાયો એણે એ ઉપર રચ્યો. મોટી ઉમરે તે જ્યારે એડિનબરો નગરના લાઈટ કાવલ્રી ઘોડે સવારોની પલટણના કર્વૉર્ટર માસ્ટરની જગા ઉપર હતો; એટલે તે પલટણને ઉતારો, બળતણ, ઘાસ, મોદીખાનું વગેરે સઘળું પૂરૂં પાડવાનું કામ કરતો, તેવામાં અણચિંતી ઘોડાની લાત વાગવાથી તેને કેટલાક વખત સુધી ઘરમાં પડી રહેવું પડયું. સ્કૉટ આળસનો કટ્ટો શત્રુ હતો; તેનાથી નકામું તો પડી રહેવાય નહિ. માટે તે તરત જ કંઇ કામ લઇ બેઠો. તેણે 'છેલ્લા ચારણનાં કવિત' (લે ઑફ ધી લાસ્ટ મિન્સ્ટ્રૂલ) એ નામનું પુસ્તક બનાવવા માંડયું. તેનો પહેલો સર્ગ તો તેણે ત્રણ દિવસમાં જ પૂરો કર્યો. તેની કાવ્ય કલ્પનાનું પ્રથમ મોટું પુસ્તક આ હતું; તે તેણે ટુંકી મુદ્દતમાં પૂરૂં કર્યું.

ડૉકટર પ્રીસ્ટ્લી જવના દારૂ બનાવવાના કારખાનાની પાસે રહેતો હતો. તે ઉપરથી રસાયન શાસ્ત્રના વિષય ઉપર તેનું મન એકાએક દોડયું અને તેણે ઘણી જાતના વાયુનો શોધ કર્યો. એક દહાડો તે એ જગા જોવાને ગયો. મોટી મોટી દેગોમાં કહોવડાવેલા જવવાળું પાણી ચૂલા ઉપર ઉકળતું તેણે દીઠું. તે પાણીમાં ઉભરો આવતો અને તેમાં લાકડાની નાની નાની કટકી પડી હોય, તે સળગી જતી અને પછી બાફથી ઓલવાઈ જતી. તે વખત જે અજબ જેવો દેખાવ થતો, તે તેણે નજરમાં રાખ્યો. આ વેળાએ તે ચાળીશ વરસનો હતો, અને રસાયન-શાસ્ત્રનો એક અક્ષરે જાણતો નહિ. આવો દેખાવ થવાનું કારણ શોધી કાઢવાને તેણે પુસ્તકો ફેરવવા માંડ્યાં; પણ તેમાંથી કાંઇ ખુલાસો નીકળ્યો નહિ; કેમકે અદ્યાપિ પર્યંત એ વિષય ઉપર કશું જાણવામાં આવ્યું ન હતું. હવે તેણે પોતાને હાથે જ ગમે તેવાં બેડોળ ઓજાર બનાવીને પ્રયોગ કરવા માંડ્યા. આ તેના પહેલા પ્રયોગો ઉપરથી કેટલાંએક અજબ જેવાં પરિણામ નીપજ્યાં; તેથી તેને વળી બીજા પ્રયોગ કરવાનું સૂઝયું; અને થોડા વખતમાં તેણે વાયુ વિષેના રસાયન-શાસ્ત્રનો પાયો નાખ્યો. એ જ સમયે સ્વીડન દેશના એક આઘેના ગામડામાં શીલ નામનો પુરુષ ખૂણામાં પડ્યો પડ્યો એ જ પ્રકારના ઉદ્યમ પાછળ મંડ્યો હતો. વૈદની થોડીએક શીશીઓ અને ભૂંડના શરીરમાંના ફુક્કા સિવાય તેની પાસે બીજા કંઇ ભારે સંચા કે યંત્ર નહતાં; તોપણ આવી જૂજ ચીજોની મદદવડે તેણે કેટલીએક જાતના (ગાસ) વાયુનો શોધ કર્યો.

સર હંફ્રી ડેવી જ્યારે ઓસડ તૈયાર બનાવીને વેચનાર વૈદની દુકાને

શીખવાને ઉમેદવારી કરતો, ત્યારે છેક કઢંગાં હથિયારવડે તેણે તેના પ્રથમના પ્રયોગો કર્યા હતા. તેના આગળ રસોડાનાં ઠામવાસણ અને દેગડીઓ પડેલી હતી; તેમ જ તેના શેઠના શીશા અને બીજાં કાચનાં વાસણ હતાં. એવી વિચિત્ર ચીજો તેના આગળ દૈવયોગે આવી પડી; તેમાંથી તેણે પોતાને કામનાં ઘણાંખરાં ઓજાર બનાવી કાઢ્યાં. એવામાં એક એવો બનાવ બન્યો કે લાંડ્સેંડ ભૂશિરથી થોડે છેટે એક ફ્રેંચ વહાણ ભાગ્યું; તેમાંથી વૈદ તેનાં ઓજારની પેટી લઇને બચી ગયો. એ વખોરામાં એક જૂની ઢબનો, આંતરડામાં પીચકારી મારવાનો સંચો હતો. ડેવીની સાથે તેને ઓળખાણ થવાથી તેણે એ ચીજની એને ભેટ કરી. ડેવીનું મન તો હરખાઇ ગયું. તેણે હવાનો એક સંચો બનાવ્યો હતો, તેમાં આને પણ તરત જ ઠોકી બેસાડ્યો. પાછળથી તે જ્યારે ઉષ્ણતાના ગુણ અને તેની ઉત્પત્તિ ઉપર અજમાએશો કરતો હતો, તે વખત આ પોતાના મિત્રની બક્ષીસને તેણે વાયુ-શોષક બંબાને ઠેકાણે કામમાં આણી.

એવી જ રીતે સર હંફ્રી ડેવીના વિદ્યા-આસન ઉપર વિદ્યાગુરુ ફૅરાડે બિરાજ્યા. તે પ્રથમ જ્યારે ચોપડીઓ બાંધવાનું કામ કરતા, ત્યારે એક જૂના શીશાથી જ તેણે તેના વીજળીને લગતા પ્રથમ પ્રયોગ કર્યા હતા. પાદશાહી પાઠશાળામાં સર હંફ્રી ડેવી રસાયન શાસ્ત્ર ઉપર ભાષણો આપતો; તેમાંનું એક ભાષણ ફૅરાડેએ સાંભળ્યું; તે ઉપરથી તેને એ શાસ્ત્ર શીખવાની ઉલટ થઇ આવી, એ એક જાણવા જેવી વાત છે. એ પાઠશાળાની સભાનો એક ગૃહસ્થ સભાસદ હશે, તે ફૅરાડે જે દુકાનમાં પુસ્તકો બાંધવાનું કામ કરતો હતો, ત્યાં એક દહાડો આવ્યો; તો ફૅરાડેની પાસે વિશ્વ-કોષ નામનો ગ્રંથ બંધાવાને આવ્યો હતો; તેમાંથી તે ઘર્ષણ-વીજળીનો વિષય વાંચવામાં લીન થઇ ગએલો તેને માલમ પડ્યો. તે ગૃહસ્થે કેટલીએક પૂછગાછ કરવાથી તેને જણાયું કે આ જુવાન જીલ્દ બાંધનાર આવા વિષયોનો જિજ્ઞાસુ છે; તેથી તેણે ફૅરાડેને તે જ વખત પાદશાહી પાઠશાળામાં આવવા સારુ રજા-ચિઠ્ઠી લખી આપી. તેને આ પ્રમાણે પરવાનગી મળવાથી સર હંફ્રીનાં ચાર ભાષણ તેણે હાજર રહીને સાંભળ્યાં. તે દરેક ભાષણની નોંધ કરી લેતો. એ બધી એકંદર નોંધ તેણે ભાષણ-કર્તાને બનાવી. આવા ગહન શાસ્ત્રીય વિષયમાં તેની બારીકીની તેણે હા ભણી, અને આ સંક્ષેપ સાર લખનાર ફૅરાડેની હલકી સ્થિતિ તેના જાણવામાં આવી, ત્યારે તો તે તાજુબ થયો. રસાયન શાસ્ત્રમાં તન-મનથી પ્રવેશ કરવાની ફૅરાડેએ મરજી બતાવી; પણ સર હંફ્રીએ તેને એ વાત પડતી મૂકવાની પ્રથમ સમજુત આપી; પણ એ જુવાન માણસે પોતાની જીદ છોડી નહિ, તેથી છેવટ તેને એ પાઠશાળામાં એક મદદનીશ તરીકે દાખલ કરવામાં આવ્યો; અને આગળ જતાં છેલ્લે સરવાળે મૂળ ગાંધી વૈદું શીખવાને જે છોકરો (ડેવી) રહ્યો હતો અને તેણે જે ઇલ્મના તખ્તને દીપાવી

મૂક્યું હતું, તે ઠેકાણે જે છોકરો જીલ્દ બાંધવાનો હુનર શીખતો હતો, તે (ફારાડે) તેવા જ તેજોમય પ્રકાશથી આજ ચળકી રહ્યો છે.

બ્રિસ્ટલ શહેરમાં ડૉક્ટર બેડોઝના પ્રયોગ–ગૃહમાં ડેવી કામ કરતો હતો, ત્યારે તેની વીશેક વરસની ઉમર હતી. તે વેળાએ તેણે તેની નોંધવહીમાં જે લખ્યું છે, તે એના જેવા પુરુષને છાજે એવું છે. 'ઉંચે દરજ્જે ચઢવાને મારી કને દોલત નથી; તેમ મારે કોઇ જાતની વગ કે સત્તા નથી; અથવા તો હું ઉંચ કુળમાં અવતર્યો નથી; તોપણ જો હું જીવતો રહ્યો, તો મારા મનને વિશ્વાસ છે કે ઉપર ગણાવેલા બધા ફાયદા સહિત હું જન્મ્યો હોત અને તેથી હું જેટલું કરી શકત, તેના કરતાં મનુષ્ય–જાતની અને મારા મિત્રોની હું સેવા બજાવવામાં પછાત પડીશ નહિ'. કોઈ પણ વિષય હાથમાં લીધો, તો તેનો સર્વ પ્રકારે શોધ કરવાને, પ્રયોગ કરવાને અને કસોટી ઉપર લેવાને સંપૂર્ણ ચિત્ત ચોંટાડવાની, પોતાની બધી મનશક્તિઓ તે વિષયમાં પરોવી દેવાની ડેવીમાં સમર્થ ગતિ હતી; તેવી જ હાલ ફારાડેમાં પણ છે. એવા એકાગ્ર ધ્યાની પુરુષો કેવળ ઉદ્યોગ અને ધીરજ રાખી વિચાર કર્યા કરવાના આગ્રહથી અપ્રતિમ કામો કરે, એમાં તાજુબી નથી. ડેવી વિષે કોલરિજ કહેછે કે, 'સઘળા વિષયોનું અવલંબન કરવાને, સઘળા વિષયોનું પ્રથક્કરણ કરવાને, અને સઘળા વિષયોને તેના અંત સુધી લઈ જઇ પાર મૂકવાને જેટલો જોઇએ તેટલો જુસ્સો અને ચપળતા અને જેમ વળવું હોય તેમ વળવાની શક્તિ એનામાં છે. જે બાબત ડેવીના મનમાં દાખલ થઈ કે તેમાં તરત જીવનો સંચાર થાયછે. માણસના પગ નીચે જેમ ઢેફાં આવેછે, તેમ એના મનમાં સજીવ વિચારો ઉત્પન્ન થયા જ કરેછે'. ડેવી પણ કોલરિજના બુદ્ધિ-બળની બહુ પ્રશંસા કરતો. ડેવી કહેછે કે, કોલરિજમાં અપૂર્વ સ્વાભાવિક બુદ્ધિ ઝળકી રહી છે; તેનું મન વિશાળ વિચારોથી રસમય છે; તેનું હૃદય તીવ્ર લાગણીવાળું છે; તે સર્વ વાતે ઉજ્જવળ પ્રકાશથી પ્રકાશેછે; પણ નિય-મની ન્યૂનતા, બારીકીની ખામી અને વ્યવસ્થાની વિસ્મૃતિ તેને ભારે નડશે–પીડશે.

મહાન કૂવિયર કોઇ પણ પદાર્થનું અવલોકન કરવામાં અપૂર્વ બારીકી રાખતો અને અત્યંત કાળજી તથા મહેનતથી તપાસ કરતો. બૂફાંનો એક ગ્રંથ એકાએક તેના જોવામાં આવ્યો, તેથી તે છોકરવાદ છતાં કુદરતી તવારીખના વિષય પાછળ તેનું મન દોડયું. તે પુસ્તકમાં જે ચિત્રો મૂકેલાં હતાં, તેની તે નકલો કરવા લાગ્યો; એટલું જ નહિ, પણ તે ચિત્રોનું વર્ણન કરવામાં રંગની જે હકીકત તેમાં લખેલી, તે મુજબ તે તેમાં રંગ પણ પૂરવા લાગ્યો. તે નિશાળમાં ભણતો હતો, તેવામાં તેના એક શિક્ષકે તેને લિનીઅસ કૃત 'સૃષ્ટિ–માળા'નો ગ્રંથ બક્ષીસ કર્યો; અને દશ વરસથી પણ વધારે મુદ્દત સુધી કુદરતી તવારીખના સગ્રહમાં તેની બધી પુંજીમાં આ

એક જ પુસ્તક હતું. નૉર્મંડી પ્રાંતના ફ્રેકાંગ ગામની પાસે એક ગૃહસ્થ પોતાના કુટુંબ સાથે રહેતો હતો. તેના ઘરમાં હવે તેને શિક્ષકની જગા મળી. આ વખત તેની અઢાર વરસની ઉમર હતી. તે ગૃહસ્થનો બંગલો છેક દરિયા કિનારે હતો; તેથી નવનવાં અજબ જેવાં દરિયાઈ પ્રાણીઓ તેના જોવામાં રોજ આવવા લાગ્યાં. એક દિવસ તે કિનારા ઉપર રખડતો હતો; તેવામાં કટલ-ફિશ જાતની એક માછલી દરિયામાંથી કાંઠે પડેલી તેણે જોઇ. એનો અજબ જેવો દેખાવ જોઇને તેના શરીરની અંદરની રચના જાણવાને તેને તે પોતાને ઉતારે લઇ ગયો, અને તે ઉપરથી તે હાડકાં વિનાનાં નરમ પ્રાણીઓના વિષય પાછળ મંડ્યો; અને તેમાં તેણે ઉમદા પ્રતિષ્ઠા મેળવી. તેની પાસે કોઈ પણ પુસ્તક હતું નહિ. કુદરતની કિતાબ જેમ સૌના આગળ સદા ખુલ્લી જ છે, તેમ એના આગળ પણ તે હતી. જે નવનવા ચિત્તાકર્ષક પદાર્થો પ્રતિ-દિવસ તેની નજરે પડતા, તેનું અધ્યયન કરવાથી તેના મન ઉપર જે ઊંડી અસર થતી, તેવી કોઇ લખેલું પુસ્તક વાંચવાથી કે કોતરેલી તસવીર જોવાથી કદી પણ થઈ શક્ત નહિ. આમ કરતાં કરતાં ત્રણ વર્ષ વીતી ગયાં. તે દરમીઆનમાં દરિયાઈ પ્રાણીઓના નમુના દરિયામાંથી મેળવી મેળવીને, આસપાસની જમીનમાંથી જે ખનીજના શેષ-ભાગ તેને હાથ આવતા, તેની સાથે તે મુકાબલો કરતો; જે દરિયાઇ પ્રાણીઓ તેના જોવામાં આવતાં, તેનો વધ કરીને તેની શરીર-રચના તે તપાસતો; અને એપ્રમાણે બારીક તપાસ કરીને પ્રાણી-વર્ગના જે ભાગ પાડવામાં આવ્યા હતા, તેમાં તેણે સંપૂર્ણ સુધારો કર્યો. આ સમયે કૂવિયર વિદ્વાન્ ધર્માધિકારી આબે ટેસેના જાણવામાં આવ્યો. એ જુવાન સૃષ્ટિજન્ય પદાર્થશાસ્ત્રીએ જે તજવીજો ચલાવવા માંડી હતી, તેના સંબંધમાં ટેસેએ પારિસમાં જ્યુસ્યુ અને તેના બીજા મિત્રો ઉપર કાગળો લખીને કૂવિયરના એટલાં બધાં વખાણ કર્યાં કે તેનું તો નસીબ ઉઘડી ગયું. પેલા ગૃહસ્થોએ કૂવિયર પાસેથી કુદરતી તવારીખની સભા માટે તેના કેટલાએક રસાલા મંગાવ્યા; તે મોકલ્યા પછી થોડી જ મુદતમાં ઝાડ-પાનના બાગના દેખરેખ રાખનાર અધિકારીના હાથ નીચે મદદનીશની જગા ઉપર તેની નીમનોક થઇ. એ જુવાન પદાર્થ-શાસ્ત્રી જ્યારે જ્યુસ્યુ પાસે પ્રથમ આવવા નીકળ્યો, ત્યારે ટેસેએ તેને એક ભલામણનો કાગળ આપ્યો હતો. તેમાં તેણે જ્યુસ્યુને લખ્યું હતું કે, તમને યાદ તો હશે કે ડેલાંબર જેવું રત્ન મેં જ તમારી પાઠશાળામાં આપ્યું હતું. તે વળી બીજા શાસ્ત્રીય વિષયમાં પ્રકાશ્યો. આ હું તમને બીજો ડેલાંબર આપુંછું. અમારે કહેવું પડે એમ નથી કે ટેસેની ભવિષ્યવાણી સફળ થઇ; અને અધિક અધિક સફળ થઈ, એવો કૂવિયર નીવડ્યો.

ત્યારે, હવે જુઓ કે માણસ દુનિયામાં આગળ વધેછે, તે દૈવી બનાવથી નહિ પણ દૃઢ ઉદ્યોગના બળથી. ગમે તેવા અનુકૂળ અને સરસ સંધિઓ

મળી આવે તોપણ તે માણસ જ જો નમાલું હશે, ટાઢું ગાર જેવું હશે, અને નિયમ વિનાં ગમે તેમ ગમે તેમ આથડે એવું હશે, તો તેનાથી શું નીપજવાનું છે? એવા સુંદર સંધિઓ તેમની નજર આગળ થઇને ચાલ્યા જાયછે, પણ તેનો લાભ લેવાનું તેમને સૂઝતું નથી. પણ કામ કરવાને અને પુરુષ–પ્રયત્ન કરવાને આપણને હરઘડી જે તકો મળી આવેછે, તેને એમની એમ જવા ન દેતાં કામમાં લાવીને વાપરીએ, તો કેવાં કેવાં પરાક્રમ બનેછે, તે કહીએ તો નવાઈ જેવાં લાગે. જેવામાં વૉટ ગણિત કામનાં યંત્ર અને હથિયાર બનાવતો હતો, તેવામાં તે યંત્રશાસ્ત્ર અને રસાયનશાસ્ત્ર પોતાની મેળે શીખ્યો; તેની સાથે વળી તે સ્વિટ્ઝર્લેંડના એક અંગરેજ પાસેથી જર્મનભાષા ભણ્યો. રાતના વારા બાંધેલા, તે પ્રમાણે સ્ટીવન્સન સંચો ચલાવવાનું કામ કરતો; તે અરસામાં તે અંકગણિત અને ક્ષેત્રફળનું ગણિત પોતાની મેળે શીખ્યો; અને દહાડે જ્યારે જમવા કરવાને માટે સૌને છૂટી મળતી, ત્યારે તેમાંથી જે થોડી મિનિટો એ જમવામાંથી બચાવી શકતો, તેમાં એક સપેતાના કટકાથી તે કોયલાનાં ગાડાંની બાજુઓ ઉપર ગણિતના હિસાબ ગણતો. ડૉલ્ટનને તો જીંદગીભર ઉદ્યોગનું વ્યસન જ પડી ગયું હતું. એ નાનો બાળક હતો, ત્યારથી જ એને એ ટેવ પડી હતી. બાર વરસની ઉમરે તો તે એક નાની ગામડી નિશાળ ભણાવતો. હિમ પડતા શિયાળામાં જ્યારે ખેતરમાં કંઈ કામ ન હોય, ત્યારે તે ભણાવવાનો ઉદ્યમ કરતો; અને ઉનાળામાં તે તેના બાપ સાથે ખેતી કરતો. એ ક્વેકર પંથી હતો; તે ધર્મમાં મના છતાં કોઇ કોઇ વખત તો એ હોડ બકીને પોતાના સોબતીઓને અભ્યાસ કરવાને ચઢાવતો, અને પંડે પણ તેમાં શામેલ થતો. એક વેળા તો એણે એક સિદ્ધાંતનો એવો સરસ ખુલાસો કરી આપ્યો કે, તેને બધો શિયાળો ચાલે એટલી મીણબત્તીઓ શરત જીતવાથી મળી. તેણે વાતાવરણમાં શીતોષ્ણતાદિ ગુણોના ચમત્કારનો મરતા આડે એક બે દિવસ રહ્યા ત્યાંસુધી શોધ કર કર કર્યો; અને પોતાની જીંદગીમાં તેણે વાતાવરણનાં બે લાખ અવલોકન કરીને તેની નોંધ કરી હતી.

કાળરૂપી કાચની શીશીમાંથી રેતીના કણ ગમે તેમ આડા અવળા પડવા જાય, તોપણ માણસ ચાહે તો ખંત રાખીને એવા તો વીણી લે કે તેમાંથી મોટાં મૂલ્યવાન ફળ નીપજે. નજીવાં અને ધૂળગજા જેવાં કામમાંથી જો રોજ એક એક કલાક બચાવવામાં આવે અને તેનો સારો, લાભકારક ઉપયોગ કરવામાં આવે, તો સાધારણ બુદ્ધિનો માણસ પણ એક શાસ્ત્રનો પંડિત થઇ બેસે. એ પ્રમાણે રોજ એક એક કલાક સામાન્ય જ્ઞાન મેળવવા પાછળ ગાળવામાં આવે, તો દશ વરસમાં એક અજ્ઞાન માણસ સઘળી બાબતોનું પરચુરણ જ્ઞાન ધરાવનારો થશે. કંઈ જાણવા લાયક વિષય જાણ્યા વિના, કોઇ સારા નીતિ–નિયમથી આપણા મનને કેળવ્યા

વિના, અથવા કંઇ સુંદર લક્ષણને આપણામાં દૃઢ મૂળવાળાં કર્યાં વિના,—એવી રીતે કોઇ પણ પ્રકારનાં સારાં ફળ મેળવ્યાવિના વખતને કદી પણ જવા દેવો નહિં. ડૉક્ટર મેસન ગુડ પોતાના દર્દીઓને જોવાને ગાડીમાં બેસીને લંડન નગરના મ્હોલ્લામાં ફરતો, તેવામાં તેણે લ્યુક્રેશ્યસ કવિના કાવ્યનું ભાષાંતર કર્યું. એક જણ જ બેસી શકે, એવી ગાડીમાં બેસીને ગામડામાં ડૉક્ટર ડાર્વિન ઘેર ઘેર ફરતો; તેવામાં તે પોતાની સાથે કાગળના જૂદા જૂદા કટકા રાખતો; તે ઉપર તે પોતાના વિચારો ટપકાવી લેતો; એવી રીતે ફરવામાં ને ફરવામાં તેણે ઘણુંકરીને પોતાના બધા જ ગ્રંથો રચ્યા છે. હેઇલને ન્યાયાધીશ તરીકે બહાર પરગણામાં ફરવું પડતું, તેવામાં તેણે 'તર્ક-સંગ્રહ' લખ્યો. ડૉકટર બર્ની સંગીત-કળા શીખવવાને ઘોડા ઉપર બેસીને તે પોતાના વિદ્યાર્થીઓને ઘેર વારા ફરતી જતો; એ પ્રમાણે આંટા ફેરામાં તે ફ્રેંચ અને ઈટાલિયન ભાષાઓ શીખ્યો. એક વકીલની કચેરીમાં આવ જા કરવાના વખતમાં કર્ક વ્હાઇટ ગ્રીક ભાષા ભણ્યો; અને એક માણસ હાલ મોટા દરજ્જા ઉપર છે, તેને અમે પંડે ઓળખીએ છીએ; તે માંચેસ્ટર શહેરમાં કાગળપત્રો લાવવા લઈ જવાનું તેની નાની ઉમરમાં કાસદું કરતો હતો, તેવામાં તે લાટિન અને ફ્રેંચ ભાષાઓ શીખ્યો.

ફ્રાન્સની સહેનશાહતમાં જે મોટા પ્રધાનો થઈ ગયા છે, તેમાં ડાગેસો પણ એક મોટો પ્રધાન થઇ ગયો. પાદશાહ ખાના ઉપર આવીને બેસે, તે વખતે ડાગેસોને ખાના વખત હરેક ભોજન ટાણે હાજર રહેવું પડતું. તેવામાં તેને જે જૂજજાજ વખત મળતો, તેને કાળજીથી કેળવીને તેણે એક મોટા કદનું મૂલ્યવાન પુસ્તક લખ્યું, અને માડમ ડ ઝૉંલિ ફ્રેંચ પાદશાહની કુંવરીને રોજ ભણાવતી; તે ત્યાં જઇને હાજર થતી અને શાહજાદી તેની પાસે ભણવા આવતી, તેટલામાં તેને જે વખત મળતો, તેને ખપમાં આણીને તેણે પોતાનાં કેટલાંએક મોહક પુસ્તકો લખ્યાં. એલાઈહુ બરિટ કહેતો કે, મેં મારા જાત-સુધારામાં જે જય મેળવ્યો છે, તે મોટી સ્વાભાવિક બુદ્ધિના બળથી મેળવ્યો છે, એમ સમજશો નહિ; કેમકે એવી અલૌકિક કુદરતી બક્ષીસ હું માનતો જ નથી; પણ વખતની અમૂલ્ય પળો, જ્યારે હાથ આવે ત્યારે, જ્યાંથી મળે ત્યાંથી, જેટલી મળે તેટલી મેળવીને ખંત રાખીને ખપમાં આણવાથી જ એ પરિણામ નીપજ્યું છે. જ્યારે લૂહારનો ધંધો કરીને તે પોતાનું પેટ ભરતો, તેવામાં તેણે પ્રાચીન અને અર્વાચીન અઢાર ભાષાનું જ્ઞાન મેળવ્યું; અને તે ઉપરાંત યુરોપની બાવીશ બોલીઓ તે શીખી ગયો.

ઑક્સફર્ડ શહેરની ઑલ સોલ્સ પાઠશાળાના શંકુ યંત્ર ઉપર લખ્યું છે કે, 'વખત વહ્યો જ જાયછે; અને દરેક પળની જવાબદારીનો બોજો આપણા માથા ઉપર રહેછે; જુવાન વિદ્યાર્થીઓ વિચાર કરો.' એ વચનો કેવાં ગંભીર છે—કેવાં હૃદયભેદક છે—કેવાં બોધક છે! અનાદ્યંતત્વનો કાળ એક નાનો કટકો છે. તેટલા ઉપર જ માણસની માલેકી છે; અને જેમ ગતાયુષ્ય પાછું

આવતું નથી, તેમ તે ગયો વખત પાછો આવતો નથી. એગ્ઝેટર ગામને જાકસન કહેછે કે, વખત એ દુનિયાની દોલત છે; તેને કોઇ ખૂબ ઉડાવી દે અને પાછલી ઉમરમાં તેવી જ કંજુસાઇ કરીને પછી વાપરે તો કદાચ સરભર ખાતું થઇ રહે; પણુ આજ મેં જે વખત ફોકટ ગુમાવ્યો છે, તેનો ખંગ કાલે વાળી લઇશ; આવતી કાલના વખતને વધારે વાપરીને આજનો બદલો લઇશ; એમ કોણુ હિમ્મતથી ખાત્રીપૂર્વક કહી શકશે? કાલનો શો ભરોસો કે હું કાલે સાટું વાળીશ, એમ કહેવાય? જે વખત મિથ્યા જતો, તેની નોંધ મેલાંકથૉન કરી લેતો; કે તે જોવાથી તેને મહેનત કરવામાં જાગૃતિ આવે, અને વખત નકામો ન ગાળવાને મનમાં ચાનક લાગે. ઇટલિના એક વિદ્વાને પોતાના દરવાજા ઉપર લખ્યું કે, જેણે મારે ત્યાં આવવું હોય, તેણે મારી મહેનતમાં દાખલ થવું. બાકસટરને કેટલાએક માણસો મળવા ગયા હશે. તેમણે કહ્યું કે, અમે આપનો વખત રોકીએ છીએ; અમે આપનો વખત ચોરીએ છીએ. તે ધર્માધિકારીને તેના કામમાં વિક્ષેપ આવ્યો, તેથી જરા તોછડાઈથી કહ્યું કે, ખરેખર, એમ જ છે. વખત એ એક જાગીર છે; તેમાં આવા મહા પુરુષો મહા મહેનતથી ખેતી કરેછે; તેમાંથી સુંદર સૂક્ષ્મ વિચારોનો અને મહા તેજસ્વી કામોનો શતપટ પાક ઉતરેછે. તે તેઓ પોતાના પછી થનારી પ્રજાને વારસામાં આપી જાયછે.

કેટલાંએક માણસોએ પોતે માથે લીધેલાં કામ પાર મૂકવામાં જે કદું વહીતરૂં કર્યું છે, તે જોઇએ તો આપણને અજબ જેવું લાગે એમ છે; પણ જય–ધ્વજની પ્રાપ્તિને વાસ્તે એ દુઃખ–દરિયો ડહોળ્યા વિના છૂટકો નથી, એમ તેઓ સમજતા. આડિસને પોતાનું 'સ્પેકટેટર' (દ્રષ્ટા) નામનું પત્ર કાઢવા માંડ્યું, તે પહેલાં તેણે એ કામને સારૂ હાથે લખીને ત્રણ મોટાં પોથાં તૈયાર રાખ્યાં હતાં. ન્યૂટને પોતાનું 'કાળ–ક્રમ'નું પુસ્તક પંદર વાર લખ્યું, ત્યારે તેને જંપ વળ્યો; અને ગિબને 'જીવન–ચરિત્ર' નવ વાર લખ્યું, ત્યારે તેને સંતોષ થયો. હેઇલે ઘણાં વરસ સુધી દરરોજ સોળ કલાક સુધી અભ્યાસ કર્યો; અને તે જ્યારે કાયદાના અભ્યાસથી કંટાળતો, ત્યારે તત્ત્વજ્ઞાન તથા ગણિત શાસ્ત્રનું અધ્યયન કરવામાં વીસામો અને ગમત સમજતો. હ્યૂમ જ્યારે ઇંગ્લંડનો ઇતિહાસ લખવામાં ગુંથાયો હતો, ત્યારે તે દરરોજ તેર તેર કલાક સુધી લખ્લખ જ કરતો. મૉંટેસ્કયુએ ઘણું લખ્યું છે; તેમાંના અમુક ભાગને માટે તેણે એક વાર તેના મિત્રને કહ્યું કે, તમે તો આ થોડા કલાકમાં વાંચી જશો; પણ એ લખતાં લખતાં મને તો એટલી બધી મહેનત પડી છે, કે તેથી મારા વાળ ધોળા થઈ ગયા છે.

મનમાં જે વિચારો ઉગી આવે, અને જે બાબતો લક્ષમાં આવે, તેને ચુસ્ત રીતે પકડી રાખવાના હેતુથી અને તેઓ યાદદાસ્તમાંથી છટકી ન જાય, માટે વિચારવંત અને અભ્યાસી પુરુષો તેમને વખ્તાવખ્ત નોંધી

રાખેછે. 'એકાએક ઉઠી આવેલા વિચારો કોઇક દહાડો કામ આવશે, માટે નોંધી રાખેલા' એવા મથાળાથી ઘણા હસ્ત-લિખિત કાગળો **લૉર્ડ બેકન** મૂકી ગયો છે. **બર્કના** ગ્રંથમાંથી **અર્સ્કિને** ઘણા મોટા મોટા ફકરા ઉતારી લીધા હતા; અને **લિટલટનના** ન્યાય પુસ્તક ઉપર **કોકે** જે ભાષ્ય કર્યું છે, તે **એલ્ડને** પોતાને હાથે બે વાર ઉતારી લીધું; અને તેમ કરવાથી એ ગ્રંથ તેના મન સાથે રસબસ થઇ ગઇ ગયો. ડૉકટર **પાઇ સ્મિથ** હાલ ગુજરી ગયો છે. તે તેના બાપ પાસે ચોપડીઓ બાંધવાનું કામ શીખતો હતો; તેવામાં જે જે પુસ્તકો તેના વાંચવામાં આવતાં, તેની તે પુષ્કળ લાંબી નોંધ કર્યા કરતો, તેમાંથી ઉતારા કરી લેતો, અને તે ઉપરની તે ટીકા લખી લેતો. આવી રીતે સાધનોનો સંગ્રહ કરવામાં તેણે જે અપરંપાર ઉદ્યોગ કર્યો તે તેણે જીવતા સુધી જારી રાખ્યો. તેનું ચરિત્ર લખનાર લખેછે કે, તે હમેશાં કામમાં ને કામમાં જ રોકાએલો રહેતો; હમેશાં આગળ વધ્યા જ કરતો; હમેશાં નવી નવી વાતોનો સંગ્રહ કર્યા જ કરતો. જેવી **રિઝટરની** 'ખાણો' તેવી જ નોંધવહીઓ તેને પાછળથી ખાણરૂપ થઇ પડી; એ મોટા ખજાનામાંથી પછી તે દોલત કાઢી કાઢીને વાપરતો.

નામાંકિત **જૉન હંટરે** પણ એ જ રીત રાખી હતી; પોતાની યાદદાસ્તની ખામી દૂર કરવાને તે એ પ્રમાણે હમેશાં નોંધ કર્યા કરતો; અને જે માણસને પોતાના મનમાં આવેલા વિચારોને લખી લેવાની આદત હોયછે, તેથી તેને જે ફાયદા થાયછે, તે તે નીચે પ્રમાણે સમજાવતો. તે કહેતો કે, એક વેપારી પોતાના માલની નોંધ ન રાખે, તો હાલ તેની પાસે કયો કયો માલ છે અને કયો કયો નથી, તેની તેને કંઈ ખબર પડતી નથી; તેની પેઠે આપણી પાસે સ્મરણ નોંધ જો ન હોય, તો આપણી પણ એ જ વલે સમજવી. **જૉન હંટરની** અવલોકન શક્તિ એવી તીક્ષ્ણ હતી કે **આબરનેથી** તેને 'હજાર આંખવાળો' હંટર કહીને વાત કરતો. એના જીવન ઉપરથી ધીરજ રાખીને મહેનત કરવાનો ઉમદા દાખલો મળેછે. તે વીશ વરસનો થયો, ત્યાંસુધી તો એને કંઇ જ કેળવણી નહોતી મળી, એમ કહીએ તો ચાલે. તે મુશ્કેલીથી લખતાં વાંચતાં શીખ્યો. કેટલાંએક વરસ સુધી તો તેણે **ગ્લાસગો** શહેરમાં સૂતારનો ધંધો કર્યો. તે પછી તેના ભાઇ **વિલિયમ** પાસે જઇને તે રહ્યો. એ વેળા **વિલિયમ** લંડન નગરમાં રહેતો; અને શારીર-શાસ્ત્ર ઉપર ભાષણો આપીને પ્રયોગો કરી બતાવતો. **જૉન** એક મદદગાર તરીકે તેના ભાઇના હાથ નીચે શરીર-વધ-ગૃહમાં દાખલ થયો; પણ પોતાના મોટા સ્વાભાવિક બુદ્ધિ-બળવડે અને વિશેષ કરીને તેના ધીરજવાળા આગ્રહ અને અથાગ ઉદ્યોગથી ક્ષણ વારમાં તે તો તેના ભાઈથી પણ આગળ વધીને **'શેરને માથે સવા શેર'** થઇ ગયો. પ્રાણી માત્રની શારીર રચનાનો ખૂબ ખંત રાખીને તન-મનથી અભ્યાસ કરવામાં આ દેશમાં તે ઘણુંકરીને

પહેલવહેલો જ આગળ પડ્યો; તેણે એટલાં બધાં પ્રાણીઓને કાપીને તેમના શરીરની રચના તપાસી છે, અને તે સઘળાંનો એટલો મોટો સંગ્રહ કર્યો છે, કે તે સર્વેને વર્ગવાર ગોઠવવાને જ માત્ર પ્રખ્યાત અધ્યાપક ઓવનને દશ વર્ષ લાગ્યાં! એ સંગ્રહના ભંડારમાં વીશ હજાર નમુના તેણે ભેળા કર્યા છે; એક પુરુષના શ્રમથી આવી જાતનો અમૂલ્ય ખજાનો હજુ સુધી થયો નથી. હંટર દરરોજ સવારમાં સૂર્યોદયથી તે આઠ વાગતા સુધીનો વખત પોતાના સંગ્રહ સ્થાનમાં જ ગુજારતો; અને બાકીનો બધો દહાડો ઔષધો આપવામાં અને તેના દર્દીઓને જોવામાં કાઢતો; કેમકે તેને ખાનગી ઘરાકી ઘણી હતી; વળી સેન્ટ જૉર્જની ઔષધશાળામાં વડા વૈદનું મહા મહેનત ભરેલું કામ તે કરતો; વળી લશ્કરના વૈદક ખાતાની દેખરેખ અને વ્યવસ્થા રાખનાર નાયબ-વૈદનું પણ તેવી જ મહેનતનું કામ તે કરતો. એ ઉપરાંત તે વિદ્યાર્થીઓ આગળ ભાષણો આપતો; અને પોતાના મકાનમાં શારીર-વિદ્યા પ્રયોગ સહિત શીખવવાની શાળા ઉઘાડી હતી, તે ઉપર તે નજર રાખતો. આટલું કામ નીવેડતા છતાં તેને નવરાશ મળતી; ખરૂં કહીએ તો તે નવરાશ કાઢતો; તેમાં તે પ્રાણી-શારીર-શાસ્ત્રના મહા સૂક્ષ્મ પ્રયોગો કર્યા જ કરતો, અને શાસ્ત્રીય અગત્યના મહાન ગ્રંથો જૂદા જૂદા વિષયો ઉપર પ્રકટ કરતો; આવા અદ્‌ભુત પ્રતિનાં રાક્ષસી કામો કરવાને વખત તો જોઈએ જ; માટે તે રાત્રે માત્ર ચાર જ કલાક સૂતો અને બપોરે જમ્યા પછી એક કલાક ઊંઘતો. એને એક વાર કોઈ માણસે પૂછ્યું કે, તમે જે જે કામ હાથમાં લોછો, તે પાર મેલવાને કયો રામબાણ ઉપાય વાપરોછો? તેનો તેણે ખુલાસો આપ્યો કે, મેં એવો નિયમ રાખેલો છે કે, કોઇ પણ કામનો આરંભ કરતા પહેલાં સ્વસ્થ ચિત્તે હું મારા મનમાં વિચાર કરી જોઉંછું કે આ કામ બને એવું છે કે નહિ? જો તે બની શકે એવું નથી, એમ મને લાગે, તો હું તેને છેડતો જ નથી. જો તે થઈ શકે એવું હોય, તો પુરતી મહેનત કરવાથી તે પાર પડે જ; એટલે હું આરંભ કર્યા પછી તે કામ પૂરૂં કરતા સુધી આડું અવળું જોતો નથી. એ નિયમ મેં સદા સર્વદા પાળ્યો છે, અને મારી સઘળી ફતેહનું મૂળ એ જ સમજવું.

એની પહેલાંના વખતમાં જે બાબતો છેક નજીવી લેખાતી, તે વિષે ચોકસ રીતની ખરી હકીકતો મેળવવામાં હંટરનો ઘણો વખત જતો. હરણના શિંગડાને ઉગવાની બાબતમાં હંટર બહુ બારીકીથી જોતો હતો; તેથી એના ઘણાએક સહવર્ગીઓ કહેવા લાગ્યા કે એવા નજીવા કામમાં તે નકામો વિચાર કરીને અમથો વખત ગાળેછે. પણ હંટરના મન સાથે તો ખાત્રી હતી કે કોઈ પણ શાસ્ત્રીય બાબતનું બારીક જ્ઞાન મેળવવું નિરર્થક છે જ નહિ. ઉપર જણાવેલા વિષયનું અધ્યયન કરવાથી, તેના સમજવામાં આવ્યું કે, શરીરના બીજા ફેલાવ અને ઉઠાવના પ્રમાણમાં ધોરી નસો પણ તેના ઘાટની થતી જાયછે અને જરૂર પ્રમાણે ફેલાવો પામતી જાયછે. આ જ્ઞાન થવાથી તેણે

એક દર્દીનો જીવ બચાવ્યો. ધોરી નસમાંથી અડખે પડખે ડાળ પાંખડાંની પેઠે નસોનાં ડાળાં ફૂટેછે. તેવી એક નસ ઉપર એક ગૂમડું તે દર્દીને થયું. તે નરમ હતું અને તેમાં નાડીની પેઠે લોહી વહેતું તથા તેના ધબકારા થતા. આ વાત લક્ષમાં રાખીને હુંટરે ધોરી નસમાં જે ઠેકાણેથી એ નસ નીકળી હતી, તે મૂળ થડને દોરીથી બાંધી લીધું. આ પ્રમાણે આગળ કોઈ પણ વૈદે કર્યું નહતું. તે કામ એણે પોતાના જ્ઞાનને લીધે છાતી ચલાવીને કર્યું; અને તેથી એક મરતું માણસ બચ્યું. આપઅકલથી બહાર પડનાર ઘણાએક મહા પુરુષોની માફક તેણે ઘણા વખત સુધી તો એકલા, એકાંતમાં ભોંય નીચે ખોદી ખોદીને પાયો નાખ્યો. તે એકાંતવાસી હતો; જાત ઉપર જ વિશ્વાસ રાખીને કામ કરવાવાળો મહા બુદ્ધિસાગર નર હતો; મિત્ર મંડળની સમભાવના હો કિંવા ન હો; લોકો સ્તુતિ કરો વા ન કરો; એ વાત મનમાં લાવ્યા વિના તે તેના માર્ગ ઉપર મંડ્યો જ રહેતો; તેના શોધ અને પરિશ્રમનું અંત-પરિણામ તેના સજાતીય બંધુઓ પણ કળી ન શકતા; તો પછી તેવિના સમભાવના અને સ્તુતિ ક્યાંથી આવે? પણ જે સાચા સચોટ કામ કરવાવાળા છે, તેઓ પોતાની મહેનતનો બદલો બીજા પાસેથી મેળવવાની આશા રાખતા નથી; પણ તેમના મહેનતની તેઓ પંડે જ કદર કરે, એ જ મોટું ઇનામ અને એ જ મોટો બદલો એમ એવા નરો માનેછે. તે પંક્તિનો હુંટર હતો. જે પ્રમાણિક નર પોતાનો ધર્મ ખરા દિલથી અને ચપળતાથી બજાવેછે, તેને પોતાના મનમાં જ મહા આનંદ થાયછે; એવા પુરુષને પોતાના અંતઃકરણમાં સંતોષ થાયછે; તેવી રીતે હુંટરને પણ થતું. એ જ એના સતત્ શ્રમની સ્તુતિ, એ જ એનું ઇનામ અને એ જ એનો બદલો.

સૂક્ષ્મ અવલોકન શકિત, સતત્ ઉદ્યોગ અને અપરિમિત આગ્રહનું બીજું પ્રૌઢ દૃષ્ટાંત મહાન ફ્રેન્ચ વૈદ આંબ્રોઝ પારેના જીવનમાંથી જડશે. તેનો બાપ વાળંદ હતો. તે મેઈન પરગણાના લાવાલ ગામમાં રહેતો. ત્યાં ઈ. સ. ૧૫૦૯ માં પારે જન્મ્યો હતો. એને નિશાળમાં ભણવા મૂકે, એટલી એના માબાપની સત્તા ન હતી; પણ તે ગામના પાદરીની પાસે એને ગાડીની નોકરીમાં મૂકયો. આવે ઠેકાણે ખિદ્મતગારીમાં મૂકવાથી એનાં માબાપ એવી ઉમેદ રાખતાં હતાં કે એ વિદ્વાન ધર્માધિકારીના ઘરમાં રહેવાથી આપોઆપ એ છોકરો કંઇક બે અક્ષર ભણશે. પણ પાદરી સાહેબે તો પોતાના ખચ્ચરની ચાકરી કરવામાં અને બીજાં એવાં જ વાસીદાં અને વહીતરાવેઠના કામમાં એને રોકી રાખ્યો; તેથી શીખવાનું તો એને નેવે મૂકવું પડ્યું. એ પ્રમાણે ચાકરી કર્યા કરતો હતો, તેવામાં કોટો એ લાવાલ ગામમાં આવ્યો. તેણે પથરી કાઢવામાં પ્રખ્યાતી મેળવી હતી.

એ ધર્માધિકારીની સાથે એક બીજો પાદરી હતો. તેને પથરીનું દરદ હતું. તે કાઢવાને કોટો ત્યાં આવ્યો. બે જાંગની વચ્ચેનો મધ્ય, સાંધાવાળો ભાગ ચીરીને કોટોએ પથરી કાઢી; તે વેળા પારે ત્યાં હાજર હતો. એ દેખાવ એને એવો ચિત્તાકર્ષક લાગ્યો, કે શસ્ત્ર વૈદકની કાપકૂપ કરવાની કળા પ્રાપ્ત કરવા પાછળ તન-મનથી મંડવાનો તેણે તે વખતથી જ નિશ્ચય કર્યો.

પારેએ હવે એ પાદરીની ચાકરી મૂકી દીધી; અને વિએલો નામના હજામ-વૈદને ત્યાં ઉમેદવારી કરવા લાગ્યો. તે આ ઠેકાણે ફસ ખોલતાં, દાંત ખેંચી કાઢતાં અને એવાં બીજાં ઝીણાં કામ તેની પાસેથી શીખ્યો. આવી જાતનો ચાર વરસ સુધી અનુભવ મેળવીને તે પારિસમાં આવ્યો. અહીં તે શારીર વિદ્યા અને શસ્ત્ર-વૈદકની શાળામાં અભ્યાસ કરવાને દાખલ થયો. તે મુદ્દતમાં એ હજામત કરીને પોતાનું પોષણ કરતો. એવામાં 'ઇશ્વરી ઔષધશાળા' નામના દવાખાનામાં એક મદદનીશ વૈદની જગા એણે મેળવી. અહીં તે એવી ઉત્કૃષ્ટ રીતે ચાલ્યો અને પોતાના જ્ઞાનમાં એવો તો વધારો કરતો ગયો કે, વડો વૈદ ગૂપીલ પોતે જે દર્દીઓને દવા આપી શકતો નહિ, તે બધાને પારેના હવાલામાં સોંપતો. ધારાસર કેળવણી લીધા પછી વડા હજામ-વૈદની પંક્તિમાં પારેને દાખલ કરવામાં આવ્યો; અને થોડી મુદ્દત વીત્યા પછી પીડમૉટમાં મૉંટ મોરેન્સીની સરદારી હેઠે જે લશ્કર હતું, તેમાં એની નીમનોક થઈ. વૈદું કરવાની રીતની જે સાધારણ ઘરેડ પડી ગએલી, તેમાં આંખ મીચીને ચાલ્યા કરે, એ જાતનો પારે ન હતો; તેથી તેના હાથમાં રોજેરોજ જે કામ આવતું, તે ઉત્સાહથી આપઅકલ વાપરીને સ્વતંત્રપણે તે તપાસવા લાગ્યો; એટલું જ નહિ, પણ દરેક રોગનું નિદાન (કારણ) ખોળવા પાછળ અને તેના ઘટતા ઉપાયો કરવાને તે ખંતથી વિચાર કરવા લાગ્યો. લશ્કરમાં ઘાએલ થએલા માણસોને દુસ્મનને હાથે જે દુઃખ ભોગવવું પડતું, તેના કરતાં શસ્ત્રવૈદ્યની આગળ તેની વધારે હેરાનગતી થતી. પારેના વખત પહેલાં વૈદકની એવી હાલત હતી. ગોળીથી જખમી થએલા માણસના ઘામાંથી લોહી વહેતું અટકતું નહિ, તે બંધ કરવાને તેમાં કડકડતું તેલ રેડવાનો ક્રૂર ઉપાય કરવામાં આવતો. વાગવાથી, પડવાથી કે બીજા હરકોઈ કારણથી શરીરમાંની કોઈ પણ નસ તૂટવાથી તેમાંથી લોહી વહી જાયછે; એવી વખતે પણ તપાવેલા ધગધગતા લોઢાથી તે ભાગને બાળી દેવામાં આવતો; અને જ્યારે શરીરના કોઇ ભાગને કાપી નાખવાની જરૂર પડતી, ત્યારે લાલચોળ તપાવેલા ચપ્પુથી એ વધ-ક્રિયા કરવામાં આવતી. પ્રથમ તો ચાલતા રીવાજ પ્રમાણે પારે જખમો મટાડવા લાગ્યો; પણ એક વેળા દૈવયોગે એમ બન્યું કે ઘામાં રેડવાનું કડકડતું તેલ ખૂટી પડયું; તેથી તેને ઠેકાણે તેણે એક નરમ અને શામક પદાર્થ ચોપડયો. આ નવીન ચીજ વાપરવાથી કંઈ નવું જૂનું તો નહિ થાય, એવી ફિકરથી તેને આખી રાત

ઊંઘ આવી નહિ; સવારમાં ઉઠીને તેણે જોયું તો માલમ પડ્યું કે જે ધાએલ સિપાઇઓને કડકડતા તેલથી બાળી મૂકયા હતા, તે હજુ પણ રાડો *નાખ્યા જ કરતા હતા;* પણ જેમના ધામાં એણે નવી શામક દવા દાખલ કરી હતી, તે કંઈક સુખ શાતામાં હતા; તેથી એના મનને બહુ નિરાંત થઈ. આવી રીત નો અકસ્માત્ બનાવ બનવાથી બંદૂકથી ધાએલ થએલા સિપાઇઓના ઘાની દવા કરવામાં પારેએ એક ઘણો મોટો સુધારો કર્યો; અને એવા સઘળા જખમોમાં હવે તે શામક ઉપાય જ કરવા લાગ્યો. ધોરી નસો ટૂટવાથી તેમાંથી લોહી વહી જતું, તે ઠેકાણે ધગધગતા લોઢાથી બાળી દેવાનો રશમ હતો; તે રીત કાઢી નાખીને, પાટા બાંધીને તે લોહી બંધ કરતો; એ વળી ઉપરના કરતાં પણ વધારે અગત્યનો સુધારો એણે કર્યો. પણ જે માણસો નવી રીત કે નવો સુધારો દાખલ કરવા જાયછે, તેમના ઉપર જે આપત્તિ આવી પડેછે, તે એના ઉપર પણ આવી પડી. તેના સહવર્ગી શસ્ત્રવૈદોએ પ્રસિદ્ધપણે તિરસ્કારથી જાહેર કર્યું કે, પારેની એ નવીન શસ્ત્ર–ક્રિયા જોખમ ભરેલી છે; વૈદકશાસ્ત્રના સિદ્ધાંતથી ઉલટી છે; અને ઑાપ–ખુદીવાળી છે; અને એની ક્રિયા આગળ વધતાં અટકાવવાને જૂના જૂના વૈદો એક મતે એકઠા થઈને એની સામા થવા લાગ્યા. તેઓ પારેને મેણાં મારીને કહેવા લાગ્યા કે, તેં કશી કેળવણી તો લીધી નથી; લાટિન અને ગ્રીક ભાષાઓ તો તને આવડતી નથી; અને ખાલી ડોળ કરવા નીકળ્યો છે. એવું કહી કહીને પ્રાચીન વૈદ્યોના ગ્રંથોમાંથી પ્રમાણ વચનો ટાંકી ટાંકીને તેના ઉપર સૌ ટૂટી પડયા. પારેને એ બંને શિષ્ટ ભાષાઓનું જ્ઞાન ન હોવાથી, એ પ્રમાણ ખરાં કાઢયાં છે કે ખોટાં, તે બતાવવાને કે તેના રદીઆ આપવાને તે અશક્ત હતો. પણ એ પોતાના વૈદક–વિધિમાં ફતેહ પામતો ગયો, એ જ બધા હુમલાનો મોટામાં મોટો સૌથી સરસ રદીઓ સમજવો. બાપડા ઘાએલ થએલા સિપાઇઓ તો બૂમ મારી મારીને ગમે ત્યાંથી પારે પાસે જ જતા; અને પારે તેમની પાસે હમેશાં હાજર જ રહેતો. એ સંભાળ રાખીને હેતથી તેમની ચાકરી કરતો; અને તે જ્યારે તેમની પાસેથી રજા લઈને જતો, ત્યારે હમેશાં કહેતો જતો કે, મેં તમારા ઘાને પાટા તો બાંધ્યા છે; પણ રૂઝ લાવવી એ તો શ્રી જગદીશના હાથમાં છે.

લશ્કરી ખાતામાં આવી રીતે ત્રણ વરસ સુધી મહા મહેનતની નોકરી કર્યાં પછી પારે કીર્ત્તિની અંબાડી ઉપર સવાર થઈને પારિસમાં આવ્યો; એટલે એને તરત જ પાદશાહના વૈદ્યવર્ગમાં દાખલ કર્યો. પાંચમા ચાર્લ્સના ઉપરીપણા હેઠળ સ્પેઇનના લશ્કરે જ્યારે મેટ્ઝ શહેરને ઘેરી લીધું, ત્યારે કિલ્લાના માણસોમાં ભારે નુકસાન થયું; અને તેમાંના ઘણા સિપાઈઓ ધાએલ થયા; તેવામાં શસ્ત્ર વૈદ થોડા હતા, અને જે હતા, તે પણ કમહોશિયાર હતા; તેથી કિલ્લામાંનાં જેટલાં માણસ સ્પાનિયર્ડ લોકોની તરવારથી મૂઆં હશે, તેના કરતાં આ વૈદરાજોના ઉંટ–વૈદાથી વધારે મૂઆં. કોટની સીબં-

દીનો સેનાપતિ ડ્યૂક ઑફ ગ્વીઝ હતો, તેણે રાજાને વિનવી વિનવીને લખ્યું કે, પારેને અહીં મોકલો. હિમ્મતવાન પારે તરત જ નીકળ્યો; અને ઘણાં ઘણાં જોખમો વેઠીને,—તેના બોલમાં બોલીએ તો, દુશ્મનના હાથમાં જો સપડાયો તો, હમણાં મને ફાંસી દેશે; અથવા હમણાં મને ગૂંગળાવીને મારી નાખશે; યા તો હમણાં મારા કટકે કટકા કરી નાખશે,—એવા સંકટમાં તે શત્રુની હદમાં થઈને જેમ તેમ કરીને મેટ્ઝ શહેરમાં સહી સલામત પહોંચ્યો. ઠાકોરે, સરદારોએ અને સેનાપતિઓએ એને પ્રીતિપૂર્વક આવકાર આપ્યો; અને જ્યારે સિપાઈઓએ જાણ્યું કે પારે આવી પહોંચ્યો, એટલે તેમણે પોકાર મારીને કહ્યું કે, હવે અમે અમારા જખમોથી મરવાને ડરતા નથી; અમને જીવત-દાન દેનારો દોસ્ત અમારી પાસે છે; હવે અમારે બીક શાની છે? બીજી સાલમાં એસ્ડાંગ કસ્બાના લશ્કર ભેગો પારે હતો; એ ગામને ડ્યૂક ઑફ સેવૉયે ઘેરો ઘાલીને ટુંક મુદ્દતમાં સર કર્યું; તેમાં પારે કેદ પકડાયો. પણ શત્રુના એક મુખી અમલદારને ભયભરેલો જખમ લાગ્યો હતો, તે પારેએ મટાડ્યો; તેથી છુટકારાની કંઈ પણ રકમ લીધા વિના તેને ઠાકોરે છોડી મૂક્યો; અને તે ક્ષેમકુશળ પારિસમાં પાછો આવ્યો.

તેણે હવે તેની બાકીની જીંદગી અભ્યાસ કરવામાં, જાત સુધારામાં, ભક્તિમાં અને રૂડાં કામ કરવામાં ગાળી. પોતે શસ્ત્ર વૈદકના જે જે પ્રયોગ કર્યાં હતા, તેના સંપૂર્ણ હેવાલની નોંધ કરવાને તેના કેટલાએક મહા વિદ્વાન સહ-વર્ગીઓએ તેને આગ્રહ પૂર્વક કહ્યું; તે ઉપરથી પોતાના અનુભવનો સાર ખેંચીને તેણે જૂદે જૂદે વખતે મળીને અઠ્ઠાવીશ ગ્રંથો પ્રકટ કર્યાં. તેના પુસ્તકોમાં ઘણાં દર્દીઓનાં દર્દ અને તેનો તમામ હેવાલ દાખલ કરવામાં આવ્યો છે; તેથી તેમ જ પોતે અવલોકન અને અજમાએશ કર્યાં વિનાની કોઈ પણ વાત એ લખતો નથી, કે નવી નવી નિરાધાર કલ્પનાઓ અડાવતો નથી, કે પ્રમાણ કે પુરાવા વિનાની સૂચનાઓ આપતો નથી; તેથી એનાં પુસ્તક બહુ કીમતી અને જાણવાજોગ થઇ પડ્યાં છે. રાજા રોમન કાથેલિક અને પારે પ્રૉટેસ્ટંટ પંથી હતો; તોપણ રાજવૈદ્યની જગા ઉપર તે કાયમ રહ્યો; અને સેંટ બાર્થોલોમ્યુને દિવસે જ્યારે પારિસમાં રહેનાર બધા પ્રૉટેસ્ટંટની કતલ થઈ, તે વેળાએ પારેનો પ્રાણ બચાવવામાં આવ્યો; તેના ઉપર ખુદ નવમા ચાર્લ્સ રાજાનો પ્રેમ હતો, તેથી જ એ ઉગર્યો. એક અણુઘડ શસ્ત્ર વૈદથી પાદશાહની નસ કાપવામાં એવો જખમ થઇ ગયો કે, પારે ન હોત તો તે રાજાનો પ્રાણ જાત. એવી વખતે પારેએ જે રાજ-સેવા બજાવી હતી, તેનો આ વખત તેને બદલો મળ્યો. (સેંટ બાર્થોલોમ્યુની રાત ભારે કતલની રાત ઇતિહાસનાં પાનાં ઉપર નોંધાઇ ગઇ છે.) તે રાત્રે રાજાએ પારેને કેવી રીતે બચાવ્યો, તેની હકીકત

બ્રાંટોમે તેના 'સમયના ઇતિહાસનો કથારૂપ ગ્રંથ' તેણે લખ્યો છે, તેમાં આપી છે. રાજાએ પારેને પોતાની પાસે તેડાવીને કહ્યું કે આખી રાત મારા શયનગૃહમાં અને વસ્ત્ર-ગૃહમાં જ તારે રહેવું; અહીંથી જરા પણ ખસવું નહિ. આટલાં બધાં માણસોની જીંદગી તેં બચાવી છે; તો તારા જેવા માણસને મારવો મુનાસબ નથી. એપ્રમાણે તે ભયંકર કતલની રાતના ત્રાસદાયક બનાવમાંથી પારે બચ્યો. તે પછી પણ તે ઘણાં વરસ જીવ્યો; અને છેવટ પાકી ઉમરે, આબરૂ ઇજ્જતમાં ભર્યો પૂર્યો, સલાહ શાંતિમાં તે મરણ પામ્યો.

પરાકાષ્ઠા મહેનત કરનાર માણસોનાં અમે જે દૃષ્ટાંતો આપ્યાં છે, તેમાં હાર્વેનું પણ ઉમેરવા જેવું છે. તેણે પ્રયોગ કરવામાં અને શોધ કરવામાં આઠ આઠ વરસ ગાળ્યાં, ત્યારે જ શરીરમાં લોહીના ફરવા વિષે તેણે પોતાના વિચાર પ્રકટ કર્યાં. તે જાણતો હતો કે, વૈદ્ય-વર્ગમાં આ મારો શોધ જે વખત હું જાહેર કરીશ, તે વખત બધું મંડળ મારી સામા થશે; તેથી એ વિષયના પ્રયોગો તેણે વારંવાર ઉપરાઉપરી કરીને પોતાના મનની પ્રથમ સંપૂર્ણ ખાત્રી કરી લીધી. છેવટે, તેણે પોતાના વિચારો એક નાની ચોપડી લખીને બહાર પાડ્યા. તેમાં આ નવો શોધ ઘણી જ નમ્રતાની સાથે સાદાઇથી જણાવ્યો; તેની સાથે સૂક્ષ્મ બારીકીના પ્રયોગ અને પ્રમાણવડે તેણે પોતાની વાતને સિદ્ધ કરી આપી. એટલું છતાં પણ એ પુસ્તક ઉપર હાંસીના ફિટકાર પડવા માંડ્યા; અને કોઈ ધૂતારાનું મગજ ખસી ગયું હશે, તેણે એ ચોપડી લખી છે, એમ લોકો કહેવા લાગ્યા. કેટલીએક મુદ્દત સુધી તો એક પણ માણસે તેના વિચારને કબૂલ રાખ્યો નહિ; અને એને તિરસ્કાર તથા અપમાનનાં વેણ જ સાંભળવાં પડતાં; કેમકે પ્રાચીન કાળના ધન્વન્તરી જેવા વિદ્વાન વૈદોના મતને એ ખોટા પાડવા બેઠો. લોકોને એટલેથી નિરાંત ન વળી; તેથી તેઓ કહેવા લાગ્યા કે, હાર્વેના વિચારો ધર્મ-શાસ્ત્રની સર્વોપરી સત્તા ઉપર હાથ નાખવા જાયછે; અને નીતિ તથા ધર્મના પાયાનું નિકંદન કરનારા છે તેથી તેની જે થોડી ઘરાકી હતી, તે પણ તૂટી પડી; અને તેને પડખે ઉભો રહીને તેની પીઠ થાબડે એવો એક પણ મિત્ર તેની પાસે ન રહ્યો. આ પ્રમાણે કેટલાંએક વરસ સુધી ચાલ્યું; તથાપિ તેના સઘળા સંકટમાં હાર્વે જરા પણ ડગ્યો નહિ; અને પોતાના વિચારને જ વળગી રહ્યો. અંતે, એ મહાન સત્ય સિદ્ધાંતે ઘણા વિચારવંત પુરુષોના મનમાં પ્રવેશ કર્યો; ધીમે ધીમે વિશેષ અવલોકનથી તે જડભૂત થતો ગયો; અને એમ કરતાં કરતાં પચીશેક વરસ વીત્યાં ત્યારે લોહી શરીરમાં ફરેછે એ શાસ્ત્રીય સત્ય સિદ્ધાંત છે, એમ સૌએ સ્વીકાર્યું.

શીળીના રોગને અટકાવવાને ડૉકટર જેનરે ગૌશીતળાનો શોધ કર્યો. તે બહાર પાડીને સાચો ઠરાવી આપવામાં એને હાર્વેના કરતાં પણ વધારે સંકટ વેઠવાં પડ્યાં હતાં. એની પહેલાં ઘણાં માણસોએ ગાયને શીળી આવતા જોયા

હતા; અને તેમણે એમ પણ સાંભળ્યું હતું કે, ગ્લૉસ્ટરશિયર પરગણાની રબારણોમાં એવી વાતો ચાલેછે કે, જેને ગાયના સૈયડનો ચેપ લાગે તેને ફરીથી સૈયડ થતા નથી. પણ આ ગપ નજીવી છે; અને નીચલા વર્ગના લોકોમાં અમથી ચાલેછે; એમાં કંઇ માલ નથી, એમ સૌ ધારવા લાગ્યા; અને તેથી કોઈ માણસ એ વાતમાં ઉંડા ઉતરીને તપાસ કરતું નહિ. અંતે, આકસ્મિક યોગથી એ બનાવ ઉપર જેનરની નજર ગઈ. તે નાની ઉમરનો હતો, ત્યારે સડબરીમાં ભણતો હતો; તેવામાં એક ગામડાની બાઇ તેના શેઠ પાસે ઓસડ લેવા આવી હશે; તેણે વાતચીતમાં સહજ કહ્યું, તે ઉપર એનું લક્ષ એકદમ ચોંટયું. તે બાઇને જેનરના ઉપરી વૈદે કહ્યું કે, એ તો તને વખતે સૈયડ આવવાના થયા હશે. તેણે જવાબ દીધો કે, ના, ના, મને ગૌ-શીતળાનો ચેપ અડી ગયો હતો, તેથી હવે કાકાબળીઆ તો મને આવે જ નહિ. આટલું સાંભળીને જેનર તો સ્તબ્ધ જ થઇ ગયો; અને તરત જ એ વિષય ઉપર તે અવલોકન કરવા લાગ્યો અને શોધ પાછળ મંડ્યો. ગૌશીતળા સૈયડનો બાધક ઉપાય છે. એવી વાત તેણે જયારે પોતાના સ્નેહી વૈદોને કરી ત્યારે તેઓ તેની ઠેકડી કરીને હસી પડ્યા; અને તેમણે એને ડારો દઈને કહ્યું કે, જો તું અમારા આગળ ફરીથી એની એ વાતની માથાફોડ કરશે, તો અમે તને અમારી પાસે બેસવા દઇશું નહિ. એ લંડન ગયો; ત્યાં એ એટલો નસીબદાર કે જૉન હુંટર જેવા પુરુષ પાસે એને ભણવાનો લાગ આવ્યો. તેના આગળ એણે પોતાના મનની વાત કહી. એ મહાન શારીર-શાસ્ત્રીએ પોતાની ખાસીઅત મુજબ તેને બરાબર પાકી સલાહ આપી. તેણે કહ્યું કે, વિચાર કર કર ન કર; પણ મહેનત કર; અજમાએશ કર; ધીરજ રાખીને બારીકીથી ચોક્સ કામ કરવું. આ ઉપદેશ-મંત્રમાં જ શાસ્ત્રીય શોધને માર્ગે ચઢવાનો ખરો ભેદ રહેલો છે; તેથી જેનરને પાછી હિમ્મત આવી. વૈદકનો ધંધો કરવાના વિચારથી તેમ જ આ વિષયનું અવલોકન તથા અજમાએશ કરવાના હેતુથી, તે પાછો ગામડામાં આવ્યો; અને એ પરિશ્રમમાં તેણે વીશ વરસ ખર્ચ્યાં. તેણે જે શોધ કર્યાં, તેની સાચવટ ઉપર તેને એટલો બધો દૃઢ વિશ્વાસ હતો કે, તેણે પોતાના છોકરાને જ જૂદે જૂદે વખતે ત્રણ વાર સૈયડ ટાંકયા. આખરે, તેણે શીતેર પૃષ્ઠની એક ચોપડી છપાવીને તેમાં પોતાના વિચાર બહાર પાડ્યા. એણે ત્રેવીશ માણસને ગૌ-શીતળાનો ચેપ દાખલ કરીને સૈયડ કાઢયા હતા; તેમને કાકાબળીઆવાળાં છોકરાંના સંસર્ગથી કે તેવાં છોકરાંનો ચેપ લઇને તેમના શરીરમાં ટાંકીને દાખલ કરે તોપણ ફરી સૈયડનું બીજ જ ઉગતું નથી, એમ તેણે અજમાએશો કરી કરીને દાખલા દલીલથી દેખાડી આપ્યું. તે આ પ્રયોગ અને શોધ પાછળ ઈ. સ. ૧૭૭૫થી લાગુ પડ્યો હતો; અને એ જ વખતે એના મનમાં એ વિષયના વિચારો કાંઇક સ્થૂળતા પામીને સ્થિર થવા લાગ્યા હતા; તોપણ આ પુસ્તક તો તેણે એ વાતને ત્રેવીશ વરસ થઇ

ગયા પછી જ ઈ. સ. ૧૭૯૮માં પ્રકટ કર્યું.

આ શોધનો કેવો સત્કાર થયો, તે જુઓ. પ્રથમ તો એ વાત ઉપર કોઇએ લક્ષ આપ્યું નહિ; અને પાછળથી જાગૃત થઇને લોકો તેની સાથે કડ્ડું વેર કેળવવા લાગ્યા. ગૌશીતળાનો ચેપ કેવી રીતે મનુષ્ય-શરીરમાં દાખલ કરવો અને તેનાં શું પરિણામ થાયછે. તે સર્વે વૈદ્ય-રાજોની સેવામાં મૂકવાને જેનર બાપડો લંડનમાં આવ્યો; પણ પોતાની ખાત્રી કરવાને એક પણ વૈદ મેદાન પડ્યો નહિ. એ પ્રમાણે ત્રણ મહિના સુધી લંડનમાં મફતનો પડી રહી ને, છેવટ થાકીને તે પાછો પોતાને વતન આવ્યો. ગાયના અડાણમાંથી રોગથી ભરેલું પરૂ ખેંચી કાઢીને મનુષ્ય-શરીરની અંદર તેને દાખલ કરવાથી માનવીના ઉત્તમ -દેહને પશુ યોનિમાં લાવવા જેવું થાયછે; અને જેનર એવું કરવા ધારેછે, તેથી તેના ઉપર ગાળો, મશ્કરી અને અપમાનનો વરસાદ વરસવા માંડ્યો. પાદરીઓએ ઉપદેશાસન ઉપર ઉભા રહીને ગંભીર ક્રોધનાં શાપિત વચનોથી કહ્યું કે ગૌ-શીતળા ટંકાવવા એ મહા આસુરી અને પાતકી કૃત્ય છે. ગાંડા લોકો છાતી ઠોકીને કહેવા લાગ્યા કે, જે છોકરાંને ગૌ-શીતળા કાઢવામાં આવેછે, તેમનાં મ્હોં ગાય અને બળદ જેવાં થઈ જાયછે; જાણે શરીરમાંથી શિંગડાં ફૂટતાં હોય, એવાં પરૂ અને પાચવાળાં ગૂમડાં થાયછે; અને રફતેરફતે એવા માણસનો ચહેરો ગાયના મ્હોં જેવો થઈ જાયછે અને તેનો ઘાંટો ગોધો બરાડતો હોય, તેવો બનેછે. લોકો ગમે તેમ બોલો પણ ગૌ-શીતળા એક સત્ય સિદ્ધાંત હતો; અને સામાવાળીઆ ગમે તેટલું કૂદે, ઉછળે કે તૂટી પડે, પણ ધીરે ધીરે તે ઉપર લોકોનો ઇતબાર બેસવા લાગ્યો. એક ગામમાં એક ગૃહસ્થ એ રીત દાખલ કરવા ગયો; અને ત્યાં જે માણસોને ગૌ-શીતળા પ્રથમ ટાંકવામાં આવ્યા, તે ઉપર લોકો એટલા બધા રોષે ભરાયા કે તેમને પથરા મારી મારીને તેમના ઘરમાં નસાડી મૂક્યા; અને જો તેઓ ઘરમાંથી બહાર નીકળે, તો વળી તેમના ઉપર પથરાનો વરસાદ પડતો. વાહ ! ધન્ય છે લેડી ડયૂસીને અને કાઊંટેસ ઑફ બર્કલીને ! એ અમીરજાદીઓનાં નામ સદા સ્મરણમાં રાખવાં જોઇએ. તેમણે હિમ્મત ધરીને પોતાનાં છોકરાંને સૈયડ ટંકાવ્યા; અને અજ્ઞાની લોકોના મન ઉપર વહેમનું જે કાળું વાદળું છવાઈ રહ્યું હતું, તે એકદમ વિખરાઈ ગયું. ધીમે ધીમે વૈદ્ય-વર્ગની આંખ ઉઘડી અને તેઓ તેના તર્ફ થવા લાગ્યા; અને જયારે એ અમૂલ્ય શોધનું મહત્વ સૌના સમજવામાં આવ્યું, ત્યારે તો વળી કેટલાએક એવા વૈદ નીકળી આવ્યા કે તેઓ જેનરને એ શોધનો જશ ન આપતાં, પોતે ધણી થવા બેઠા. પણ છેલ્લે સરવાળે જેનરના પક્ષનો જય થયો; અને તેને સરકારથી માન અકરામ મળ્યાં. તે ગામડામાં એક ખૂણામાં પડ્યો હતો; તે વેળાએ તે જેવો નમ્ર અને સુશીલ હતો તેવો જ હાલ તેની સંપત્તિના સમયમાં પણ તે હતો. તેને સારા સારા માણસોએ લંડન નગરમાં આવીને વસવાનું કહ્યું; અને તેમણે ભરોસો આપ્યો કે, તમો

આવશો તો તમે તમારા ધંધાવડે વરસમાં સહેજે દોઢ લાખ રૂપિયા તો કમાયા કરશો જ. તેણે એટલો જ ઉત્તર આપ્યો કે ના, ના, મેં મારી જીંદગીના આરંભમાં ખૂણામાં એકાંતવાસી રહીને ગરીબીથી દહાડા કાઢયા છે; ડુંગરના ઊંચા શિખર ઉપર ચઢવાની મેં મહેનત કરી નથી; મારે તો નમ્રતાની નીચાણની જગા સારી છે; અને હવે, જ્યારે મારી જીંદગીનો પાછલો પહોર દહાડો રહ્યો છે, તેવામાં દ્રવ્ય અને કીર્તિના લોભને વશ થવું, એ મને રૂચતું નથી; હું એવો તૃષ્ણાતુર છું, એમ જણાવવાને હું ખુશી નથી. જેનરની હયાતીમાં જ ગૌ-શીતળાનો પ્રચાર તમામ સુધરેલી દુનિયામાં થઈ ગયો; અને તે જ્યારે મરણ પામ્યો, ત્યારે પૃથ્વીમાંથી એક મહા પરોપકારી પુરુષ ઉપડી ગયો, એમ આખા જગતમાં કહેવાયું. કૂવિયરે કહ્યું કે, આ જમાનામાં જો ફક્ત ગૌ-શીતળાનો જ શોધ થયો હોત, તો તેટલાથી જ **યાવત્ ચંદ્ર દિવાકરૌ** એ યુગનું નામ તપશે, એમ હું માનુંછું; તથાપિ એ ગૌ-શીતળાના શોધકે વિદ્વત્તા ભરેલી પાઠશાળાઓના બારણા આગળ જઇને વીશ વાર વિનતિ કરી હશે, પણ કોઈએ કાન દીધા નહિ એ કેવી વાત!

**સર ચાર્લ્સ બેલે** જ્ઞાન તંતુઓની રચનાના સંબંધમાં અનેક શોધ કર્યા છે; અને તે કરવામાં તેણે જે ધૈર્ય, દઢતા અને આગ્રહ બતાવ્યાં છે, તે ઉપરના જેવાં જ છે. એના વખત પહેલાં, જ્ઞાન તંતુઓના વ્યાપાર વિષે ઘણા જ ભ્રમિત વિચારો ચાલતા હતા; અને ત્રણ હજાર વરસ ઉપર ડિમૉક્રિટસ અને આનાક્સાગોરસના યુગમાં એ સંબંધી જેટલું જાણવામાં હતું, તેટલું જ આ વખત પણ હતું; એ વિષયમાં કંઈ વધારો થયો ન હતો. સર ચાર્લ્સ બેલે ઈ. સ. ૧૮૨૧ માં મહા મૂલ્યવાન નિબંધો એક પછી એક પ્રકટ કરવા માંડ્યા; તેમાં એ વિષય ઉપર એણે કેવળ નવા વિચારો જ દર્શાવવા માંડ્યા; અને પૂરી કાળજીથી, સંપૂર્ણ બારીકીથી, ઉપરાઉપરી વારંવાર પ્રયોગો લાંબી મુદ્દત સુધી કરી બતાવીને તેણે પોતાના તર્ક ખરા કરી દેખાડ્યા. પ્રાણી-વર્ગના છેક હલકામાં હલકા જીવથી તે સર્વે પ્રાણીઓના અધિપતિ—મનુષ્ય સુધી જ્ઞાન-તંતુઓની રચના એણે ક્રમે ક્રમે ચઢતા ચઢતી એવી સ્પષ્ટ રીતે બતાવી આપી કે કોઇ પણ પ્રકારનો તેમાં શક જ ન રહે. આપણી ભાષામાં લખેલી ચોપડી આપણે વાંચતા હોઈએ, અને તે જેમ ચોકખે ચોકખી સમજાય, તેવી રીતે આ વાત હું તમને સિદ્ધ કરી આપવાને તૈયાર છું, એમ તે કહેતો. એનો શોધ મુદ્દે જોવા જશો, તો તે એ છે કે, બરડાની કરોડમાંથી જે જ્ઞાન તંતુઓ ફૂટેલી હોયછે તે બે કામ કરેછે; અને તેમનાં મૂળ પણ કરોડના (મજ્જા) માવામાં બેવડાં જ હોયછે; તેમાં એક મૂળમાંથી જે તંતુઓ નીકળેછે, તે ઈચ્છા-બળનું સ્થાન છે; અને બીજા મૂળમાંથી જે તંતુઓ ઉગેલી હોયછે, તે ઇંદ્રિય-જ્ઞાનની સત્તા રાખેછે; કહેવાની મતલબ કે, એકથી મરજી અને બીજીથી લાગણી ઉત્પન્ન

થાયછે. આ વિષય ઉપર **સર ચાર્લ્સ બેલ** ચાળીશ વરસથી મનન કર્યાં કરતો હતો; છેવટ, તેણે પોતાનું એ બાબતનું છેલ્લું ભાષણ પાદશાહી સભા આગળ ઈ. સ. ૧૮૪૦ માં રજુ કર્યું. એને પણ **હાર્વે** તથા **જેનર**ની પેઠે જ દુઃખ ભોગવવું પડ્યું; અને તેના શોધના સંબંધમાં તેની ઠઠ્ઠા મશ્કરી અને દુશ્મનાવટનો વખત વીતી ગયા પછી, તેની સત્યતા સૌએ કબૂલ કરી; અને તેમ થવાથી દેશ પરદેશમાંથી ઘણા માણસો બહાર પડીને જણાવવા લાગ્યા કે, એ શોધ તો એની પહેલાં અમે કર્યો છે; એણે કંઇ નવી વાત જાહેર કરી નથી. વળી, એ જ **હાર્વે** અને **જેનર**ની પેઠે, એનાં ભાષણો પ્રકટ થયાથી તેના વૈદાનો ધંધો ભાગી પડ્યો. તે લખી ગયો છે કે, જેમ જેમ હું મારા શોધમાં આગળ વધતો જતો, તેમ તેમ મારે મારી આબરૂ જાળવી રાખવાને પ્રતિ દિવસ વધુ વધુ મહેનત કરવી પડતી; તથાપિ, અંતે **સર ચાર્લ્સ બેલ**ના મોટા ગુણોની બરાબર કદર કરવામાં આવી; અને કૂવિયર જ્યારે મોતની પથારી ઉપર પડ્યો હતો, ત્યારે તેનું મોઢું ખેંચાઇ ગયું અને એક તરફ વાંકું વળી ગયું. તે વેળાએ તેની પાસે જેઓ હાજર હતા, તેમને એ વિકૃતિ બતાવીને તેણે કહ્યું કે, જુઓ, **સર ચાર્લ્સ બેલ**ની કલ્પના ખરી છે, તેનો આ પુરાવો.

એ જ શાસ્ત્રના વિષયમાં એવી જ રીતે ડૉકટર **માર્શલ હૉલ** મશ્ગૂલ થઇ ગયો હતો. એ હાલ મરણ પામ્યો છે; પણ એનું નામ **હાર્વે**, **હંટર**, **જેનર** અને **બેલ**ની હારમાં આપણા અનુજ મૂકશે, એમાં શક નથી. તેણે લાંબી જીંદગી ભોગવી છે; તે તેણે ઉત્તમ ઉપયોગમાં આણી છે; અને આખી ઉમરભર તેણે અત્યંત સંભાળ અને બારીકીથી તપાસવાનું જ કામ કર્યાં કર્યું છે. ગમે તેવી દેખાઇતી નજીવી વાત હોય, તોપણ તે પોતાની નજર હેઠળથી એ ચસકવા દેતો નહિ. પ્રફુલ્લ-જ્ઞાન તંતુઓની રચનાનો એણે જે શોધ કર્યો છે, તેથી એનું નામ શાસ્ત્રીય વર્ગમાં ચિરકાળ તપશે; તથાપિ, એ શોધ એણે એક ઘણી જ સાદી વાત ઉપરથી કર્યો છે, એ જાણવા જેવું છે. એક હાડકાં વિનાનું, સીપવાળું, નરમ, દરિયાઇ પ્રાણી મેજ ઉપર મૂકયું હશે; તેનું માથું કાપી નાખવામાં આવ્યું હતું; અને હવે ફેફસામાં વા કેવી રીતે જાયછે આવેછે, તે એ તપાસતો હતો. એવામાં, તેણે પૂછડી કાપીને જૂદી પાડી નાખી; અને બહારની સીપમાં તેનાથી એકાએક હથિયારની અણી ભોકાતાં તે જોરથી હાલવા લાગી અને આમ તેમ તે જૂદા જૂદા આકારમાં તણાવા લાગી. તે હજુ સુધી કોઇ સ્નાયુને કે સ્નાયુના તંતુને તો અડ્યો ન હતો; માત્ર બહારના ઢાંકણને જ તેનાથી અડાયું હતું; ત્યારે આમ હાલચાલ થવાનું કારણ શું? આવા ચમત્કાર આગળ ઘણી એ વાર ઘણાના જોવામાં આવ્યા હશે; પણ ડૉકટર હૉલ જ પ્રથમ બહાર પડીને, તેમ થવાનાં કારણની ખોજમાં ખાઇ પીને મંડ્યો. ઉપરનો બનાવ જોઇને, તે

તરત જ બોલી ઉઠયો કે, આ તમામ વાતનો ભેદ શોધી કાઢીને સ્પષ્ટ થતા સુધી હું નિરાંત રાખીને બેસવાનો નથી. એ વિષય ઉપર તો એણે બગ-ધ્યાન ધરવા માંડયું; અને એના પ્રાયોગિક અને રસાયની શોધમાં તેણે તેની ઉમરમાં એ કામ પાછળ પચીશ હજાર કલાક ગાળ્યા હશે, એમ ગણતરી કાઢવામાં આવી છે. આટલી મહેનત ઉપરાંત, પોતાની ખાનગી ઘરાકી જબરદસ્ત થઇ પડી હતી. તે પણ તે ચલાવ્યો જતો; અને સેંટ ટૉમસના દવાખાનામાં તેમ જ બીજી વૈદકશાળાઓમાં તે ભાષણો આપતો ચાલ્યો જતો. તેણે જે નવો શોધ કર્યો હતો, તેનો નિબંધ તેણે પાદશાહી સભા આગળ રજુ કર્યો; તે એવી વિદ્વાન સભાએ કાઢી નાખીને નામંજૂર કર્યો! એ વાત માનવી અઘરી થઇ પડેછે; અને સત્તર વરસ પછી, જ્યારે દેશી વિદેશી પંડિતોએ એ સિદ્ધાંતની સત્યતા સ્વીકારી, ત્યારે જ એનો નિબંધ એ સભાએ અંગીકાર કર્યો.

એક બીજા શાસ્ત્રીય વિષયમાં આગ્રહનું પ્રચંડ બળ જોવું હોય, તો સર વિલિયમ હર્શલનું ચમત્કારિક ચરિત્ર વાંચવું જોઈએ. એ ચાર ભાઇઓ હતા. એ જાતના જર્મન હતા. એમનો બાપ એક ગરીબ ગવૈયો હતો. તેણે પોતાના ચારે દીકરાને એ જ કળામાં પાવરધા કર્યાં. વિલિયમ પેટ વાસ્તે ફરતો ફરતો ઇંગ્લંડમાં આવ્યો. ડરહામ પરગણાના સીબંદી લશ્કરમાં તે શરણાઇ વગાડવા રહ્યો. એ વેળા તેની પલટણ ડૉંકાસ્ટર આગળ પડેલી હતી. ત્યાં એક જ રાગ એક જ જણથી ગવાય કે ઉતારાય એવો હતો, તે સારંગીમાં છક થઈ જઈએ તેવી રીતે ઉતારતાં સંગીતશાસ્ત્રી મિલરે એને જોયો; તેથી તેણે હર્શલ સાથે ઓળખાણ કર્યું. એની સાથે વાતો કરવા માંડી, તેમાં તેને એવો મોહ લાગ્યો કે, તેણે સીબંદીની નોકરીમાંથી નીકળીને પોતાને ઘેર થોડી મુદ્દત રાખવાને તેને તાણ કરી. હર્શલે તેના કહેવા પ્રમાણે કર્યું; અને તે જેવામાં ડૉંકાસ્ટરમાં હતો, તેવામાં ગાયન-સભાઓમાં તે સારંગી બજાવતો; અને નવરાશના વખતમાં ડૉકટર મિલરના પુસ્તકાલયમાંથી ચોપડીઓ લઇને સારી પેઠે વાંચતો. હાલિફાકસ કસ્બાના દેવલમાં એક નવી વાજાની પેટી બનાવવામાં આવી હતી. તે દેવલમાં ભજન વખતે બજાવવાને એક માણસ રાખવાનો હતો. તે ખાલી જગા પૂરવાને એક જાહેર ખબર છપાવવામાં આવી. હર્શલે એ જગા મળવાને અરજ કરી; અને બીજા ઉમેદવારોમાંથી એને જ પસંદ કરીને રાખવામાં આવ્યો. એ હજુ સ્થિર થઇને રહ્યો નહિ; પણ ઠેકાણે ઠેકાણે તે ફરતો હતો; તેવામાં એને બાથ ગામ જવાનું મન થયું. અહીં આવીને વળી પમ્પરૂમ વીશીના વાજાની ટોળીમાં તે બજાવવા લાગ્યો; અને ત્યાંના અષ્ટખુણ દેવલમાં તે વાજાની પેટી વગાડવા ઉપર રહ્યો. ખગોળમાં કેટલાએક તાજેતર નવીન શોધો થવાથી તેનું મન તે તર્ફ ગયું; અને એ વિષય જાણવાની એનામાં જબરી ઉત્કંઠા થઇ આવી; તેથી તેણે પોતાના એક

મિત્ર પાસેથી બે ફુટ એટલે એક હાથ ઊંચું ગ્રેગરીની બનાવટની જાતનું દૂરબીન માગી લીધું. એ ગરીબ ગવૈયાને ખગોળ–શાસ્ત્ર ઉપર એટલો બધો મોહ લાગ્યો કે, તેણે એક દૂરબીન વેચાતું લેવાનો પણ વિચાર કર્યો. પણ લંડનના એક કારીગરે કીમત માગી, તે સાંભળતા વારને એ તો ચમકી ગયો; અને તેથી તેણે એક પોતાને હાથે જ બનાવવાનું મન સાથે નક્કી કર્યું. જે માણસો સમજેછે કે પરાવર્ત્તનીય દૂરબીન એટલે શું; અને ધાતુનો અંતર્ગોળ અરીસો કરવામાં કેટલી ચતુરાઈ વાપરવી પડેછે; તે અંતર્ગોળ આરસી આખા યંત્રમાં કેટલો અગત્યનો સંચો છે; એ બધું વિચારવાથી એ દૂરબીન બનાવવાનું કામ કેટલી મુશીબત ભરેલું છે, તેનો કાંઇક ખ્યાલ તેમના મનમાં આવશે. એટલું છતાં લાંબી મુદ્દત સુધી કષ્ટભરેલી મહેનત કરીને હર્શલે પાંચ ફુટ ઊંચાઈનું દૂરબીન તૈયાર કર્યું; અને તેની સહાયતાથી તે શનિની આગળ પાછળ જે પટો છે, તે અને શનિના ઉપગ્રહ અથવા ચંદ્ર નીરખી શક્યો. આટલા પરાક્રમના આનંદથી તે સંતોષ પામીને બેસી રહ્યો નહિ; પણ સાત ફુટનાં, દશ ફુટનાં અને વીશ વીશ ફુટ સૂધીનાં તે યંત્ર બનાવવા મંડ્યો. તે જેવામાં સાત ફુટ ઊંચાઇનું યંત્ર બનાવતો હતો, તે વેળાએ તેણે જ્યારે બશેં અંતર્ગોળ આરસીઓ બનાવી, ત્યારે એક કામ આવે એવી બંધ બેસ્તી થઈ; તેના ઉપર કંઈપણ તેજ પાડયું હોય, તો તે બરાબર ગ્રહણ કરી શકે, એવી થઈ. માણુસ ખંત રાખીને કેટલી મજુરી–કેટલું વહીતરૂં કરી શકેછે, તેનો આ એક અજબ દાખલો છે. પોતાનાં આવાં બળવાન યંત્રોવડે તે જેવામાં બ્રહ્માંડની ભાળ કાઢતો અને ગ્રહ–ઉપગ્રહનાં માપ લેતો, તેવામાં પણ પમ્પરૂમની વીશીમાં જે ખાન–દાન ઘરના ફક્કડ ગૃહસ્થો પાણી ફેરને માટે આવતા તેમના આગળ શરણાઇ વગાડીને સબુરીથી તે પોતાનો રોટલો રળી ખાતો. ખગોળશાસ્ત્રનું આકાશમાં અવલોકન કરવાને તે હમેશાં એવો તો ઉત્સાહી રહેતો કે, વાજું વગાડવામાં વચ્ચે જ્યારે જરા પણ વિસામાનો વખત આવતો, કે તે તરત તે મકાનમાંથી ગુપચુપ ઘેર દોડી જઇને તેના દૂરબીનને આમતેમ આંટો ફેરવીને સંતોષી મનથી તે પાછો વાજાની ટોળીમાં શરણાઇ લઇને ખડો થતો. એ પ્રમાણે શ્રમ કરીકરીને હર્શલે ‘જૉર્જ રાજાનો ગ્રહ’ એ નામનો ગ્રહ ખોળી કાઢ્યો; તેનો ફરવાનો માર્ગ અથવા કક્ષા તથા તેની ગતિનો વેગ તેણે બારીકીથી ગણી કાઢ્યો; અને તેનું તમામ ગણિત તેણે પાદશાહી સભાને મોકલી દીધું. એક ખૂણામાં અપ્રસિદ્ધપણે પડી રહેલો શરણાઇ વગાડનારો તો એકદમ કીર્તિના શિખર ઉપર જઇને ઉભો. ટુંકી મુદ્દતમાં તેની નીમનોક પાદશાહી ખગોળશાસ્ત્રીની જગા ઉપર કરવામાં આવી, અને ત્રીજા જાર્જ રાજાની કૃપાથી તે આખી જીંદગી સુખચેન માં ગાળે, એવી તેની સ્થિતિ બની ગઈ. તેની હલકી હાલતમાં જ્યારે તેને કોઇ ઓળખતું ન હતું, તે વખત જેવી તેનામાં નમ્રતા અને ગરીબી હતી,

તેવી જ આ તેના માનપાનના વખતમાં પણ તે રાખી રહ્યો. એ એવો સુશીલ અને ધીરજવાળો હતો; તથાપિ, તેની સાથે સંકટના સમુદાયને ફેડી નાખીને, શાસ્ત્રીય વિષયનું તે એવું તો અધ્યયન કરીને વિજયી અને વિખ્યાત થયો છે કે, મનુષ્ય-જીવન-ચરિત્રનો સઘળો મહાસાગર ખોળી જુઓ, તોપણ આવું બીજું દૃષ્ટાંત મળવું દોહેલું છે.

અંગ્રેજી ભૂસ્તર–શાસ્ત્રનો મૂળ પુરુષ-એ શાસ્ત્રનું બીજ રોપનાર **વિલિયમ સ્મિથ** હતો. ઉપર જણાવેલા પુરુષોના જેટલું એનું જીવન–ચરિત્ર લોકોના જાણવામાં કદાચ્ નહિ હોય; પણ ધીરજ રાખીને ઉદ્યોગ કરવામાં તેણે જે મજુરી કરી છે અને આવેલાં ટાણાંને ટપ દઇને ખંત રાખીને ખપમાં આણી દીધાં છે, તે વાત ઉપરનાં દૃષ્ટાંતોના જેવી જ મનોરંજક અને સુબોધકારક થઈ પડશે. એ ઈ. સ. ૧૭૬૯ માં જન્મ્યો હતો; તેનો બાપ **ઑકસફોર્ડશિયર** પરગણાના **ચર્ચિલ** ગામમાં જીવાઇદાર પટેલ હતો. એ છેક બાળક હતો, તેવામા જ એનો બાપ મરી ગયો; તેથી તે ગામની નિશાળમાં તે નહિ જેવું ભણ્યો; વળી, તેને ભટકવાની બહુ ટેવ હતી; તેમ જ કાંઇક આળસુ પણ હતો; તેથી પણ તેના ભણતરમાં નડતર થયું હતું. એની માએ પુનર્લગ્ન કર્યું; તેથી **સ્મિથ**નો કાકો પટલાઈ કરતો, તેણે તેને પોતાના કબજામાં લઇને ઉછેર્યો. અડખે પડખેની જમીનમાં જૂદી જૂદી જાતના પત્થર પડેલા હતા, તે એ રખડી રખડીને ભેગા કરતો; તે એના કાકાને ગમતું નહિ; તોપણ એને થોડા પૈસા આપીને ભૂમિતિ અને જમીનની માપણીની જરૂર જોગી ચોપડીઓ થોડાં થોડાં મૂળતત્વ શાખવાને વાસ્તે તેણે વેચાતી લેવડાવી; કેમકે એ છોકરાને મોજણીદારનું કામ શીખવવાનો એના કાકાએ નક્કી વિચાર કરી રાખ્યો હતો. એનામાં નાનપણથી જ બારીક અને ઉંડી નજરથી જોવાની ટેવ હતી, એ એનો એક ખાસ ગુણ હતો; અને એક વાર જે ચીજ એના જોવામાં ચોક્કસપણે આવતી, તે તેના હૈયા સાથે જડએસુલાખ ચોંટતી. કોઈ પણ ધોરણ ઉપર અને રીતસર ભણાવ્યા વિના તેણે ચીતરવા માંડયું; તેમાં રંગ પૂરવાની મહેનત કરવા માંડી; અને ક્ષેત્રફળ તથા માપણી કરવાનું કામ પણ કરવા માંડયું. તે આપ બળે જાત–કેળવણી લેવાના પુરુષ–પ્રયત્નથી થોડા વખતમાં એવો હોશિયાર થઈ ગયો કે, નજીકમાં એક કાબેલ માપણીદાર રહેતો હતો, તેણે તેને પોતાના હાથ નીચે મદદગાર તરીકે બોલાવીને રાખ્યો. જમીનની ભરતરીનું કામ કરવામાં તેને હમેશાં આખું **ઑકસફોર્ડશિયર** પરગણું અને આસપાસ સીમાડાનાં બીજાં પરગણાં ફરી વળવાં પડતાં. જે જે જમીનની તે માપણી કરતો અથવા જે જે જમીન ઉપર થઇને તેને રખડવું પડતું, તે જમીનની જૂદી જૂદી તરેહ અને તેના જૂદા જૂદા થરની રચના જોઇને પ્રથમથી જ તેના મનમાં બહુ ગંભીર વિચાર આવવા લાગ્યા. ( તેમાં તેણે લાઇઆસ જાતના થર જોયા. તે ચૂનાના પત્થરની જાતના હોયછે; તે પૃથ્વીમાં

સીધા લાંબા ચાલ્યા જાયછે; તેના ઉપર ઊલાઇટ અને તેના ઉપર સપેતાના થર હોય છે.) તે થરની સાથે લાલ માટી અને તે ઉપર ક્રમે ક્રમે આવી રહેલાં ખડકોની ગોઠવણુ જોઇને તેનું મન તે ઉપર વિશેષ ખેંચાયું. એવામાં જે જે ઠેકાણેથી કોલસા ખોદી કાઢવામાં આવતા હતા, તેવી ઘણી જગાઓના તેને માપણી કરવી પડી; તેથી તેના અનુભવમાં વધારો થયો. આ વેળા તે માત્ર ત્રેવીશ વરસનો હતો; એટલી ઉમરમાં તો એ પૃથ્વીના થરોના નમુના ઉતારીને તેનો નકશો બનાવવાનો વિચાર કરવા મંડ્યો.

ગ્લૉસ્ટરશિયર પરગણામાં એક નહેર બનાવવી હતી. તે કામને માટે તે શંકુ મૂકીને જમીનનું સરખાપણું તપાસતો હતો; તેવામાં એ ભાગના પૃથ્વીના થર વિષે કોઇ સામાન્ય નિયમ હોવો જોઇએ, એમ તેના મનમાં વિચાર આવ્યો. કોલસાની ઉપરના જે થરો હતા, તે ક્ષિતિજની સમાંતર સીધા ચાલતા નહતા; પણ તેઓ નીચે નમતા જતા હતા; અને એ પ્રમાણે એકલી પૂર્વ દિશામાં જ તેમનું વેન હતું. એક રોટલાના કટકા ઉપર ઘીનો લોંદો મૂકયો હોય; તેના ઉપર વળી બીજો ઘીના લોચાવાળો રોટલાનો કડકો મૂકયો હોય; એમ ઉપરા ઉપરી રોટલાના ઘીઆળા કટકાઓને જાણે ગોઠવ્યા હોય એમ તે દેખાતા. એ વાત આપણે રોજ જોઇએ છીએ; એ જ સાધારણ રચના અહિં મોટા પાયા ઉપર તેના જોવામાં આવી. બે સમાંતર આવેલી તળેટીઓમાં તેણે પૃથ્વીના થરોની તપાસ કરી; તે ઉપરથી તેની ઉપરની કલ્પનાને પુષ્ટી મળી; કારણકે આ ઠેકાણે પણ તેને આગળની માફક જ માલમ પડયું કે લાલ માટી, લાઈઆસ, અને ઉલાઇટ અથવા ફ્રીસ્ટોનના થર પૂર્વ દિશામાં જ નીચે નીચે ઢળતા આવતા હતા; અને એમ છેક ઉતરતાં ઉતરતાં બંધ થઇ જતા; અને પછી તેની ઉપરના થર જ માત્ર હયાતીમાં હોય, એમ દેખાતું. એ અરસામાં ઇંગ્લંડ તથા વેલ્સની નહેરોનું કામ કેવી રીતે ચાલેછે, તેની જાતે તપાસ કરવાને એને હુકમ થયો; તેથી તેની શોધ તે વિસ્તીર્ણ ભૂમિમાં ચલાવવા લાગ્યો; અને તેથી તેની મૂળ કલ્પનાઓ સાચી છે, એમ ટુંકી મુદ્દતમાં જ તેને જણાયું. તેને બાથ કસ્બાથી તે ટાઇન નદી ઉપરના ન્યુકાસ્ટલ સુધી જવું પડતું; અને શ્રૉપશિયર તથા વેલ્સને રસ્તે થઇને તે પાછો આવતો; તે બધી મુસાફરીમાં તે સઘળું ઝીણી નજરથી જોતો; એક પળભર પણ તે આળસુ રહેતો નહિ. તે પોતાના સોબતીઓની સાથે જે જે સ્થળમાં ફરતો, તે તે જગાનો દેખાવ અને રચના તે ઉતાવળથી નોંધી લેતો; અને આગળ ઉપર ઉપયોગી થઈ પડે, તેવી તપાસનો સંગ્રહ કરી લેતો. તે યૉર્કથી ન્યુકાસ્ટલ ડાકની ગાડીમાં બેસીને પ્રવાસ કરતો; એ રસ્તો પૂર્વ દિશામાં ખડી અને ઊલાઇટની ટેકરીઓથી પાંચથી પંદર માઇલ સુધી છેટે હતો; તોપણુ તેનાં ચક્ષુ ભૂસ્તર શાસ્ત્રના વિષયમાં એવાં તો દિવ્ય બની ગયાં હતાં કે, દૂરથી એ

ટેકરીઓનાં વળાં જોઇને તથા પરસ્પર એક બીજાની સાથે તેમની સ્થિતિ જોઇને તે તરત સમજી જતો; તેમ જ વપ્રાવપ્ર રસ્તા ઉપર લાઈઆસ અને લાલ માટીને લગતી તે ટેકરીઓની સપાટી ઉપર શેની હારને હાર છે અને એ ટેકરીઓ શેની બનેલી છે, તેની મૂળ પ્રકૃતિ તે સારી પેઠે સમજી જઇને સંતોષ પામતો.

તેણે જે જે જોયું-તપાસ્યું, તેનાં એકંદર પરિણામ અમે નીચે જણાવીએ છીએ. ઈંગ્લંડની પશ્ચિમ દિશાના પ્રાંતોમાં જે જથાબંધ ખડક આવેલાં છે, તે બધાં જ બહુધા પૂર્વ તથા અગ્નિકોણ તર્ફ વળતાં જણાયછે. કોલસાના થરની ઉપર લાલ રેતીના પથરા ( સાંડસ્ટોન ) અને ચૂનો, માટી તથા રેતી સાથે મિશ્ર પૃથ્વીના થરો હોયછે. એ વળાંની ઉપર લાઈઆસ જાતના ચૂનાના પથરાના, માટીના અને શુદ્ધ ચૂનાના થર હોયછે; અને વળી એ થરોની ઉપર જૂદી જૂદી રેતી, ચૂનાના પીળા પથરા અને તરેહ તરેહની માટીઓના થર દેખવામાં આવેછે; અને આ થર સૌથી ઉપરના ભાગમાં હોવાથી કોટસવોલ્ડ ડુંગરના ઉચ્ચ પ્રદેશમાં પણ એ જ પદાર્થો આવેલા છે; અને પશ્ચિમમાંથી એ થરોની લાંબી ને લાંબી હાર ઈંગ્લંડના પૂર્વ પ્રાંતમાં ચાક અથવા સપેતાના મોટા પ્રદેશની તળેટીમાં થઇને ચાલી જાયછે; તેથી એ ભાગમાં ઉપર ખડીનાં વળાં હોયછે, અને નીચે ઉપર જણાવેલા થર આવેલા હોયછે. વળી, વિશેષ અવલોકનથી તેને જણાયું કે, માટીના, રેતીના અને ચૂનાના દરેક થરમાં તે પ્રત્યેકની બનાવટને યોગ્ય ખાસ જાતનાં ઝાડ, પ્રાણી વગેરેના દટાઈ ગએલા શેષ ભાગ આવેલા હોયછે. આ વિષય ઉપર તેણે પુષ્કળ મનન કર્યું; અને છેવટ તેણે એવો સિદ્ધાંત બાંધ્યો, જે કોઇએ કદી કાને સાંભળ્યો પણ નહિ હોય. તેણે નિશ્ચય કર્યો કે આ દરેક થર નોખાનોખા દરિયાઈ પ્રાણીઓના શેષ-ભાગનો બનેલો છે; અને તેથી એ પ્રત્યેક થર તે જમાનાના દરિયાનું તળું સમજવું; ( અને તેથી જેટલા એવા થર છે, તે દરિયાનાં જૂદા જૂદા વખતનાં તળાં જાણવાં.) વળી તેથી વિશેષ એમ પણ નક્કી થાયછે કે, પૃથ્વીના ઇતિહાસમાં એ પ્રત્યેક થર કાળક્રમ પ્રમાણે જૂદા જૂદા યુગ બતાવી આપેછે; એટલે માટીના થરનો એક યુગ; રેતીના થરનો બીજો યુગ; ખડી અથવા સપેતાના થરનો ત્રીજો યુગ; પત્થરના થરનો ચોથો યુગ; એ પ્રમાણે થરદીઠ પૃથ્વીના જૂદા જૂદા જમાના થઈ ગયા, એમ સમજવું.

આ ઉપરનો વિચાર તેના મનમાં ઊંડાં મૂળ ઘાલીને એવો દાખલ થયો કે તે કયમે કર્યો નીકળે જ નહિ; અને એ વાત સિવાય એને બીજી એક પણ વાત સૂઝતી નહિ. એમ કરતાં કરતાં એનું નામ 'થરવાળો સ્મિથ' પડી ગયું. નહેરો કરવાની સભાઓમાં તે જાય, ઘેટાંનાં ઉન કાતરવાના ઓચ્છવમાં તે જાય, ગામના પંચોમાં અને ખેતીવાડીને લગતી મંડળીઓમાં તે જાય, ગમે ત્યાં જાય, ત્યાં તે તેના આ જ વિષયના ભૂતના વળગાડથી તે

ઠામ ઠામ ભમતો અને પ્રવાહની પેઠે ખોલ્યા કરતો. શાસ્ત્રીય મંડળમાં તેને હજુ કોઇ ઓળખતું નહતું;*પણ એણે જે શોધ કર્યો હતો, તે ખરેખર મોટો હતો. ઈંગ્લંડની ભૂ-રચનાનો તેણે એક નકશો બનાવવા માંડ્યો; પણ સૉમરસેટશિયર પરગણામાં તે કોલસા લઈ જવા માટે નહેરનું કામ કરતો હતો, તે પૂરૂં કરવામાં તેને છએક વરસ લાગ્યાં; તેમાંથી તેને જરા નવરાશ મળતી નહિ, તેથી તેનું એ મોટું કામ એને મુલતવી રાખવું પડયું. તથાપિ અવલોકન કરીને નવી નવી બાબતોનો સંગ્રહ કરવામાં તે અખંડ શ્રમ કરતો. પૃથ્વીની બહારનાં ઘાટઘૂટ અને આકૃતિ ઉપરથી તે તેની અંતરરચના અને જૂદા જૂદા થરોનાં વળાં સમજીને એવી ખબરદારીથી શોધ કરતો કે, જમીનના મોટા મોટા કિત્તાઓમાં થઇને પાણી લાવવાની બાબતમાં તેની વારંવાર સલાહ પૂછવામાં આવતી. તેમાં તે પોતાના ભૂસ્તર શાસ્ત્રના જ્ઞાનથી વિચારો આપવામાં એવો સારો નીવડયો કે તેની પ્રતિષ્ઠા ઘણી વધી.

એક દિવસ **બાથમાં** તે **સામ્યુઅલ રિચર્ડસન** પાદરીના ઝાડ-પાન તથા પ્રાણીઓના દટાઈ ગએલા શેષ-ભાગનો સંગ્રહ જોતો હતો. તેમાં તેના મિત્ર રિચર્ડસને જે વર્ગણી કરી હતી, તે તેણે એકદમ ફેરવી નાંખી, અને પૃથ્વીના થરના ક્રમ પ્રમાણે તેણે એ પદાર્થોને ફરી ગોઠવી આપીને કહ્યું કે, આ શેષ-ભાગ આસ્માની લાઇઆસ પત્થરના થરમાંથી મળી આવેછે, આ બીજા તે ઉપરની રેતી અને ફ્રીસ્ટોનમાંથી મળેછે; આ વળી લૂગડાંની ચીકાસ કાઢવાની અને લૂગડાં ધોવાની માટીમાંથી હાથ લાગેછે, અને આ **બાથની** ખાણોમાંથી ઘર બાંધવાના પત્થર કાઢવામાં તેની સાથે નીકળેછે. આ જોઇને રિચર્ડસન તો છક થઈ ગયો. મિ. રિચર્ડસનના મન ઉપર જાણે નવો જ પ્રકાશ પડ્યો હોય, એમ એને લાગ્યું; અને તે ટુંક મુદ્દતમાં **વિલિયમ સ્મિથના** સિદ્ધાંતનો શિષ્ય થઇ ગયો. પણ તે વખતના ભૂસ્તર શાસ્ત્રીઓ સહજમાં એનો મત સ્વીકારે એવા ન હતા. એક ખૂણામાં પડેલો મોજણીદાર એવા પંડિતોને ભૂસ્તર-વિદ્યાનું જ્ઞાન આપે, તે એમનાથી કેમ સહન થાય? પણ **વિલિયમ સ્મિથની** મનશક્તિ અને આંખ પૃથ્વીના પડમાં ઊંડી પેસે એવી સૂક્ષ્મ અને તીવ્ર હતી. તે તેની રગેરગ જાણતો હતો અને તેના હાડપિંજરથી માહેતગાર થયો હતો; અને પૃથ્વીની રચનાનું જ્ઞાન તો જાણે તેની ઓલાદે ઉતર્યું હોયની, તે પ્રમાણે તે જોતાં વારને આગળ આગળથી કહેતો. **બાથ** ગામની સીમમાં પૃથ્વીના થર વિષે તેનું એવું તો બારીક જ્ઞાન હતું કે, એ સર્વે **જોઝફ ટાઉન્સેંડ** પાદરીને ઘેર સાંજે જમવા ભેળા થયા હતા, ત્યાં તેણે મિ. રિચર્ડસનના આગળ બધા થર અનુક્રમે કહ્યા. સૌથી ઉપરનો સપેતાનો થર તેણે એને લખાવ્યો, ત્યાંથી ઉતરતાં ઉતરતાં છેક નીચે કોલસાનો ત્રેવીશમો થર આવતો હતો, ત્યાંસુધી ઉતરાવ્યો. એની નીચેના થરો વિષે તેણે કહ્યું કે હજુ ચોક્કસ થયું નથી. એટલું થયા

પછી, ખડકના જૂદા જૂદા થરમાં પ્રાણી અને વનસ્પતિના શેષ-ભાગ જમા થયા હતા. ઇ. સ. ૧૮૦૧ માં આ હકીકત છપાવીને તેનો સારી પેઠે પ્રસાર કરવામાં આવ્યો.

તેના ગજા પ્રમાણે આથથી છેટેના ગામોમાં જઈ જઇને ત્યાંના થરોનું નિરાકરણ કરવાનો હવે તેણે નિશ્ચય કર્યો. કોઇ વેળાએ પગપાળો, કોઇ વેળાએ ઘોડા ઉપર, કોઇ વેળાએ ડાકની ગાડીની ટોચ ઉપર બેસીને તેણે અહિંથી તહીં અને તહીંથી અહિં વરસનાં વરસ સુધી મુસાફરી કરી. પોતાના રોજના કામકાજમાં દહાડે જે નીમી રાખ્યું હોય, તેમાં વાંધો ન આવે, માટે દિવસના વખતની ખોટ તે રાત્રે મુસાફરી કરીને પૂરી પાડતો. નૉર્ફોક પરગણામાં હોલ્કામ ગામ સુધી તેને આથથી મુસાફરી કરવી પડતી; કેમકે તે પરગણામાં મિ. કોકની જમીન હતી. તેમાં નહેરોવડે પાણી લાવવા લઇ જવાના કામમાં તે રોકાયો હતો. આવી રીતે કામને પ્રસંગે તેને જ્યારે ઘેરથી બહાર પ્રવાસ કરવો પડતો, ત્યારે તે ઘોડા ઉપર સવારી કરતો; અને જે જમીનમાં થઇને તે જતો, તેની ભૂ-રચના જોઇને તેની નોંધ કરવાને તે ઘણી વાર આડફેટો નીકળી જતો.

આ પ્રમાણે ઘણાં વરસ સુધી ઇંગ્લંડ તથા આયર્લંડના દૂર દૂરના પ્રદેશમાં તેને મુસાફરી કરવી પડતી; તેમાં વરસ દહાડે તેને દશ દશ હજારથી પણ વધારે માઈલનું ચક્કર થતું; અને આવા શ્રમ ભરેલા નિત્ય પ્રવાસમાં તેણે આ નવી ઉત્પન્ન કરેલી બાળ વિદ્યાના સામાન્ય સાર્વજનિક સિદ્ધાંતો, જેમ આવે તેમ ઝટ ઝટ કાગળ ઉપર નોંધવા માંડયા. જોતાં ગમે તેવી નજીવી ગણાય, તોપણ કોઇ વાતની તપાસને તે ગફલતમાં જવા દેતો નહિ; અને નવી નવી બાબતોનો સંગ્રહ કરવાની તક આવી, તો તે લવલેશ પણ જવા દેતો નહિ. જે જમીન ખોદવામાં આવે, તેના કટકાની તેમ જ કુદરતી રીતે અથવા મનુષ્યકૃત જમીનના કિત્તાઓ કપાઇને નોખા પડી ગયા હોય, તેની એ લાગ આવે કે તરત નોંધ લેતો; અને આઠ વારે એક ઇંચનું માપ રાખીને તે તેનો નકશો ઉતારતો; અને તેમાં પછી તે રંગ પૂરી દેતો. તેની અવલોકન શક્તિ કેવી તીક્ષ્ણ હતી, તે નીચેના દાખલાથી ખાસ સમજાશે. વોબર્ન ગામની આસપાસના ભાગમાં તે ભૂસ્તર શાસ્ત્ર સંબંધી શોધમાં ફરતો હતો; તેવામાં તે ડન્સ્ટબલના ખડીના ડુંગરની તળેટી પાસે ચાલ્યો આવતો હતો; એટલે તેણે પોતાના સોબતીને કહ્યું કે, આ ડુંગરની તળેટીમાં જો ભાગેલી જમીન જોવામાં આવશે, તો ત્યાંથી આપણને શાર્ક માછલીના દાંત જડવા જોઈએ; અને તેઓ ઘણે છેટે તો ગયા ન હતા, એટલામાં તો એક વાડથી બાંધી લીધેલી ખાઈના સફેત કિનારા ઉપરથી તેમણે છ દાંત ઉંચકી લીધા. પોતાને માટે તે પાછળથી કહેવા લાગ્યો કે, મારામાં તપાસ કરવાની ટેવ ધીરે ધીરે

આવી; પછી તેણે મારા મનમાં દૃઢ વાસો કર્યો; અને મારી જીંદગીના દરેક કામનો તે હમેશનો સોબતી થઇ પડયો; મારા પેટમાં મુસાફરી ઉપર નીકળવાનો જેવો વિચાર ઉઠતો કે તેની સાથે જ એ ટેવ જાગૃત થઇ જતી; તેથી નકશા વગેરેની સામગ્રી સારી પેઠે તૈયાર કરીને હું નીકળી પડતો; કોઈ કોઇ વેળાએ તે પ્રવાસમાં જે પદાર્થો જોવામાં આવે, તે વિષેના વિચાર કરતો કરતો હું બહાર જતો; કોઈ વેળાએ માર્ગમાંની ચીજો જોતો જોતો હું જતો. એવા જે કંઇ વિચારો મારા મનમાં ઉઠતા, તેની હું પ્રથમ જ નોંધ કરી લેતો અને પછી બહાર નીકળતો; તેથી જેમ એક ચિત્રકાર ચીતરવાના કપડાં ઉપર જેવો રંગ અને છબી ચીતરે, તેવો રંગ અને છબી ચોકખે ચોકખી તે ઉપર સાફ ઉઠી આવે, તેવું મારૂં મન આગળથી તત્પર થઇ રહેતું.

'ઇંગ્લંડ અને વેલ્સના થરોનો નકશો' એ નામનું પુસ્તક છપાવીને બહાર પાડવાને વિલિયમ સ્મિથે આગળથી જાહેર કર્યું હતું; અને તે કામમાં તેણે છાતીતોડ પારાવાર મહેનત કરતાં છતાં, તે ગ્રંથ પ્રકટ કરવાને ઘણાં વિઘ્નો આવી પડ્યાં; અને જ્યારે તેના કેટલાએક મિત્રોએ તેને મદદ આપી, ત્યારે જ તે રહી રહીને ઇ. સ. ૧૮૧૪ માં પોતાના વીશ વરસના અખંડ પરિશ્રમનું ફળ પુસ્તકના આકારમાં તે દુનિયાના આગળ પ્રકટ કરવાને શક્તિમાન થયો. તેણે એટલી લાંબી મુદ્દતમાં ધંધો રોજગાર અને મહેનત કરીને જે પાંચ પૈસા પેદા કર્યા હતા; તે બધા પોતાના શોધની પાછળ, અને પોતાના ઉપયોગમાં આવે એવી હજારો બાબતો અને હજારો અવલોકનનો સંગ્રહ કરવાને ખરચી નાંખ્યા; ઇંગ્લંડના દૂરના ભાગ જોઈ આવવાને નાણું જોઇએ, માટે તેની પાસે જે થોડી મિલ્કત હતી, તે પણ તેણે વેચી નાખી. બાથ ગામની પાસે પત્થરની ખાણ ખોદાવવાના ધંધામાં તે દાખલ થયો; તેમાં તે બેસી ગયો; તેથી તેણે ભૂસ્તર શાસ્ત્ર સંબંધી જે સંગ્રહ કર્યો હતો, તે તમામ તેને વેચવાનો વખત આવ્યો. ભૂસ્તર વિદ્યાના વિષયનું પુસ્તકાલય અને સરસામાન પણ તેને વેચવો પડયો. બ્રિટિશ સંગ્રહ–સ્થાનની સભાએ એ સઘળું ખરીદ કર્યું. તેના છૂટા કાગળ, નકશા અને વિભાગ પાડેલા નકશાઓ પોતાના વગર બીજા કોઇને કામ આવે એવા ન હતા; તે જ માત્ર તેની પાસે રહ્યા. તેને માથે જે આફત આવી પડી, તેને જે નુકસાન થયું, અને તેને જે સંકટ સહન કરવું પડયું, તે સઘળું તેણે એવી હિમ્મત અને ધૈર્યથી વેઠયું છે કે તેનો એક દાખલો લેવા જોગ થઇ પડે એમ છે; અને એટલું છતાં, તે ઉત્સાહ અને હિમ્મતથી તેમ જ અપાર ધીરજથી તે કામ પાછળ મંડયો જ રહ્યો. બર્મિંગામમાં બ્રિટિશ સભાના મેળાવડામાં તે હાજર

થવાને જતો હતો, તેવામાં તે રસ્તામાં નૉર્ધામ્ટન ગામમાં ઇ. સ. ૧૮૩૯ ના ઑગસ્ટ મહિનામાં મરણ પામ્યો.

આ મહાન શાસ્ત્રી અને હિમ્મતવાન નરના ધીટ ઉદ્યોગથી ઈંગ્લંડને પોતાની ભૂ-રચનાના પ્રથમ નકશાનાં દર્શન થયાં છે; તેનાં જેટલાં વખાણુ કરીએ તેટલાં થોડાં છે. એક રસિક વિદ્વાન લખેછે કે, એ નકશાની મૂળ કલ્પના જ એવી શિરોમણી છે, અને તેના ડોળમાં અથવા સામાન્ય હદહદ્દમાં તે એવો સચોટ સાચો છે કે, બ્રિટિશ ટાપુઓના પાછળથી બીજા નકશા કરવામાં એ નકશો પાયારૂપ થઈ પડ્યો; એટલું જ નહિ પણ દુનિયાના બીજા સઘળા દેશોમાં જ્યાં જ્યાં ભૂ-રચનાના નકશા બનાવવાનું કામ માથે લેવામાં આવ્યું છે, ત્યાં સર્વે ઠેકાણે સ્મિથના નકશાને આધારરૂપ ગણવામાં આવ્યો છે. ભૂસ્તર શાસ્ત્રની સભાના મકાનમાં હજુ પણ સ્મિથનો નકશો રાખી મૂકવામાં આવ્યો છે. જાણે એક મોટો ઐતિહાસિક દસ્તાવેજ હોયની! તેમ જૂનો અને જીર્ણ થઇ ગએલો,-તેના ઘસાઇને ઝાંખા પડેલા રંગને ફરી તેજદાર કરવાને આપણુને કહેતો હોય, એમ લાગેછે. એ વિષયમાં જે પુરુષ પ્રવીણ હોય, તે એ જૂના નકશાને એવા જ માપ ઉપર થએલા બીજા નવા નકશા સાથે ભલે મેળવે; તેમ મુકાબલો કરતાં તેને જણાશે, કે બધી મુખ્ય મુખ્ય બાબતોમાં એ જૂનો છતાં નીચો પડશે નહિ. ઈંગ્લંડના ઉત્તર પ્રદેશની અને વેલ્સમાં સાઇલ્યુરિ નામના બ્રિટન પૂર્વે એ ભાગમા રહેતા હતા, તે ઉપરથી સાઇલ્યુરિયન ખડકો કહેવાયછે, તે ખડકોની ગુંચવણુ ભરેલી રચના અને પ્રથક્કરણુ મર્ચિસને અને સેજવિકે કર્યું છે, એ જ માત્ર સ્મિથના મહા સિદ્ધાંતોમાં મુખ્ય વધારો થએલો છે; સિવાય બીજો કંઈ થયો નથી. પણ આપણા ઑક્સફોર્ડશિયરના મોજણીદારના બુદ્ધિબળની યોગ્ય કદર તેની હયાતીમાં જ શાસ્ત્રીય પુરુષોએ કરીને તેને માન આપ્યું છે. 'અંગ્રેજી ભૂસ્તર વિદ્યામાં મૂળ મોટા શોધ કરનાર તમે છો; અને પૃથ્વીના થરની પાકી ઓળખ આપનાર પણુ તમે જ છો; વળી એ શોધ અને શિક્ષણુનું માન પ્રથમ દરજ્જે તમને જ ઘટેછે અને તે થરોમાં જે પ્રાણી અને વનસ્પતિના શેષ ભાગો ઘણા કાળ સુધી દટાઈ ગયા હતા, તે ભાગો ઉપરથી થરનો ક્રમ બાંધનાર પણ આ દેશમાં તો તમે જ પહેલા છો; માટે લંડનની ભૂસ્તર શાસ્ત્રીય સભા તમને વૉલસ્ટને સ્થાપેલો ચાંદ આપેછે. ઈ. સ. ૧૮૩૧.' એ પ્રમાણે એની કદર થઇ. જ્યાં લગી ભૂસ્તર શાસ્ત્ર પૃથ્વીમાં રહેશે, ત્યાંસુધી એ વિદ્યાની સાથે એનું નામ પણ સદા સર્વદા જોડાએલું જ રહેશે; એવી પાકી રીતે વિલિયમ સ્મિથે પોતાની સાદી એકનિષ્ઠાથી કામ કરીને નામ મેળવ્યું છે. ઉપર અમે જે લખનારના શબ્દો ટાંકી લીધા છે, તેના જ બોલ ફરીથી અમે ઉતારીએ છીએ. 'પ્રાણીમાત્ર જૂદા જૂદા પ્રકારનાં થાયછે, તે શી રીતે થાયછે?

અને જૂદે જૂદે રૂપે અનુક્રમે તેઓ જે પ્રથમ દર્શન દેછે, તે શા કારણથી એમ થાયછે ? એ બે વાતનો નિર્ણય થવો અતિ દુર્ઘટ છે; અને તે જ્યાંલગી નથી થયો, ત્યાંસુધી **વિલિયમ સ્મિથે** પોતાની બુદ્ધિના પ્રભાવ વડે જે શોધો કરી છે; તેના જેવી મૂલ્યવાન શોધ હવે ભૂસ્તર શાસ્ત્રમાં થઈ શકે એ વાત અમારી નજરમાં ઉતરતી નથી.'

**હ્યૂ** મિલરમાં પણ એના જેવી જ તપાસ કરવાની ટેવ હતી. એનો અવલોકન શક્તિ **સ્મિથ**ના જેવી જ હતી. તેણે વિદ્યા અને શાસ્ત્રનું અધ્યયન ઉલટભેર કર્યું, અને તેમાં તે પાર પડ્યો. 'હું કઈ નિશાળોમાં ભણ્યો ? અને મારા ગુરુઓ કોણ કોણ થઈ ગયા ?' એ નામથી એણે એક પુસ્તક લખ્યું છે; તેમાં એણે પોતાની જીંદગીની હકીકત લખી છે; તે ઘણી જ મનોરંજક છે; અને એ ચોપડી અત્યંત ઉપયોગી થઈ પડે, એવી છે. માણસ જાતમાં સૌથી કનિષ્ઠ હાલતમાં અવતર્યાં છતાં, ખરેખરી ઊમદા ચાલ કેવી રીતે બનેછે, તેનો પૂરેપૂરો હેવાલ એ ગ્રંથ ઉપરથી મળી આવેછે; અને આત્માવલંબન અથવા પોતે જ પોતાની મેળે મહેનત કરીને પાર પાડવાની, સ્વમાન એટલે ટેક અથવા પોતાનું માન પોતે કેવી રીતે જાળવવું તેની, અને સ્વાશ્રય અથવા પરાપેક્ષા ન રાખતાં પોતાના પંડ ઉપર જ આધાર રાખીને વર્ત્તવાની આદતો એ પુસ્તક વાંચવાથી આપણા મન ઉપર લક્ષધા બળથી અસર કરેછે. **હ્યૂ**નો બાપ ખલાસી હતો. **હ્યૂ** છેક બાળક હતો, તેવામાં તેનો બાપ દરિયામાં ડૂબી જવાથી મરણ પામ્યો; અને **હ્યૂ**ને તેની વિધવા માએ ઉછેર્યો. તેને કાંઇક થોડું ભણતાં તો શીખવ્યું; પણ તેના ખરેખરા ઉત્તમ ગુરુઓ તો જે છોકરાઓની સાથે તે રમતો હતો, જે માણસોની સાથે રહીને તે મજુરી કરતો હતો, અને જે સગાં વહાલાંની સાથે તે રાત દિવસ રહેતો હતો, તે હતાં. તે અનેક જાતના પરચુરણ વિષયો ઉપર ઘણું વાંચતો; અને મજુર, સૂતાર, માછી, અને ખારવા જેવા અનેક માણસો પાસેથી અને એમ હજાર ઠેકાણેથી તે જ્ઞાનના નાના નાના વિલક્ષણ પુરજા મેળવી લેતો. તેમાં વળી, વિશેષ કરીને **ક્રોમાર્ટિ**ની ખાડીના કિનારા ઉપરથી જૂના ઘસાઇ ગએલા પત્થરના ગોળવામાંથી એ વધારે જ્ઞાન મેળવતો. એના દાદાનો બાપ એક બૂઢ્ઢો ચાંચિયો હતો. તે દરિયામાં વહાણો લૂટવાનો ઉદ્યમ આદરી બેઠો હતો. તેનો એક જબરો હથોડો હતો, તે લઇને **હ્યૂ** દરિયા કાંઠે નીકળી જતો. ત્યાં પછી પત્થરો ફોડવાનું કામે કરી કરીને તે અબરખ જેવા માઇકાના, આરસની જાતના રતાશ પડતા પૅારફિરિના, યાકુબ જેવા ઘેરા લાલ રંગના ગારનેટના, અને એવા બીજા ઘણા ઘણા પત્થરના તે નમુના ભેગા કરવા લાગ્યો. વળી, કોઈક વખત આખો દહાડો તે જંગલમાં જ રખડયા કરતો; અને ત્યાં પણ ખાસ રીતે અજાએબી પમાડે એવી ભૂસ્તર શાસ્ત્રને લગતી ચીજો

તેના જોવામાં આવે, તો તે ઉપર તેનું મન તલ–પાપડ થઇ રહેતું. દરિયા કાંઠા ઉપર ખડકોમાં તે શોધ કર્યા કરતો હોય, તેવામાં ત્યાં પટેલના સાથીઓ ગાડાં લઈને ત્યાંથી દરિયાનું ખાતર કચરો વગેરે ભરી લઇ જવાને આવતા. તેઓ તેને મશ્કરીમાં પૂછતા કે, કેમ, પત્થરમાંથી રૂપું ખોળેછે કે શું? પણ તે બાપડાને તેમાંથી કોઈ પણ દહાડે રૂપું જડયું હોય, તો હા કહેવાય ને? તે જયારે લાયક ઉમરનો થયો, ત્યારે ઘાંડફોડીઆનો ધંધો તેને ગમતો હતો, માટે તે શીખવાને એને એક ઠેકાણે મૂકયો; અને ક્રોમાર્ટિની ખાડી ઉપર એક ખાણ હતી, ત્યાં એણે એ પત્થર ફોડવાની મજુરીનો ધંધો આદર્યો. આ પત્થરની ખાણ તો એને કેળવણી આપવામાં સોનાની ખાણ જેવી થઇ પડી; કારણકે તે ખાણની અંદરની અજબ જેવી ભૂરચના જોવાથી તેની જિજ્ઞાસા જાગ્રત થઇ. આપણા જુવાન પત્થર ફોડનારે જોયું કે, તળે ઘેરા લાલ રંગના પત્થરનું વળું છે અને ઉપર ઝાંખા લાલ રંગની માટીનું વળું છે. આવી નિર્માલ્ય વસ્તુઓમાંથી પણ તેને પુષ્કળ વિચાર કરવાનું અને તપાસ ચલાવવાનું મળી આવતું. જે બાબતોમાં બીજા માણસોને કંઇ સૂઝતું નહિ, તેવી બાબતોમાં મુકાબલો કરીને તે પદાર્થો એક બીજા સાથે શેમાં મળતા આવેછે; શેમાં જૂદા પડેછે; કયી કયી વાતમાં પોતાનો ખાસ ગુણ ધરાવેછે; તે એ શોધી કાઢતો; અને પછી તે ઉપર વિચાર કર્યા કરતો. બહારની ચીજોનું અવલોકન કરવાને તે પોતાની આંખ અને વિચાર કરવાને પોતાનું મન સદા ઉઘાડું જ રાખતો. તે ખાવા પીવામાં નિયમિત હતો; તે મહેનતુ અને ખંતી હતો; અને આ સદ્ગુણોથી જ તેની બુદ્ધિનો એવો ઉદય થયો, એમ સમજવું.

કાંઠા ઉપર મોજાં અથડાયા કરે અને તેનો ઘસારો લાગે તેથી, તેમ જ તેના હથોડાના મારથી જમીનમાંથી વિધવિધ પ્રકારના શારીરિક શેષ ભાગો બહાર નીકળી પડતા; તેમાં વિશેષ કરીને માછલાં, વનસ્પતિના છોડ અને ગોકળ ગાય જેવી સીપવાળી માછલીઓની જૂની નષ્ટ થએલી પંક્તિઓના છિન્ન ભિન્ન ભાગ તેના જોવામાં આવતા; તેથી તે સઘળું જાણવાની તેની ઇચ્છા ઉશ્કેરાઈ અને સદા જાગ્રત રહેવા લાગી. એ વિષય એના મનમાંથી કદી વીસારે પડતો નહિ. પણ ઘણાં ઘણાં વરસ સુધી તે અવલોકન કરતો ગયો; ભૂ–રચનાના મુકાબલા કરતો ગયો; અને છેક છેવટે ઘાંડફોડાનો ધંધો મૂકી દીધા બાદ તેણે 'જૂનો રાતો રેતીનો પત્થર' એ નામનું એક ઘણું જ દિલપસંદ પુસ્તક બનાવીને પ્રકટ કર્યું. તે વખતથી એક શાસ્ત્રીય ભૂસ્તર વિદ્યાવેત્તા તરીકે એની પ્રતિષ્ઠા એકદમ વધી ગઈ. પણ ઘણાં લાંબાં વરસ સુધી ધીરજથી તપાસ અને શોધ કરી કરીને આ ગ્રંથ તે બહાર પાડી શકયો. તેણે પોતાનું જીવન ચરિત્ર લખ્યું છે, તેમાં તે નમ્રતાથી જણાવેછે કે, આ વિષયમાં કંઇ પણ યશ કે સુલક્ષણનો હું દાવો કરૂં, તો તે માત્ર એટલું જ છે કે, ધીરજ રાખીને તપાસ કરવાની મારામાં ટેવ હતી; અને એ ગુણ એવો છે કે જે માણસ ચાહે, તે મેળવી શકે; અને તે મારા જેટલો અથવા મારાથી વધારે પણ કેળવી શકે, એમાં નવાઇ નથી; એટલું જ નહિ, પણ

મારો મત તો એવો છે કે, આ ગરીબ બાપડી ધીરજને બરાબર રીતે ખૂબ બરદાસ્ત કરીને ઉછેરવામાં આવે; અને પછી તેનાં જે ફળ ફૂલ ઉતરે, તે જન્મની સ્વાભાવિક બુદ્ધિનાં પરાક્રમ કરતાં પણ વિલક્ષણ સ્વાદવાળાં અને સુગંધીદાર નીવડશે, એ પાકું સમજવું.

જૉન બ્રાઉન નામનો એક નામાંકિત અંગ્રેજ ભૂસ્તર વિદ્યાનો પંડિત હાલ મરણ પામ્યો છે. તે મિલરની માફક પ્રથમ સલાટનો ધંધો કરતો. કૉલ્ચેસ્ટરમાં રહીને તે એ ધંધો શીખ્યો હતો; અને પછીથી તે નૉરિચમાં ફેરીઆ સલાટનું કામ કરતો. તેણે કૉલચેસ્ટર ગામમાં કડીઆનું કામ કરવા માંડ્યું; અને કરકસર તથા મહેનતથી તે ઠીક કમાયો. તે પોતાનો ધંધો કર્યાં કરતો હતો, તેવામાં જ દટાઇ ગએલા પ્રાણી અને ઝાડ પાનનાં શેષ ભાગ અને સીપો ઉપર એનું પ્રથમ લક્ષ ગયું; અને એવા પદાર્થોનો પછી એ સંગ્રહ કરવા લાગ્યો; તે સંગ્રહ ચાલતે દહાડે એવો નીપજ્યો કે આખા ઈંગ્લંડમાં તે પહેલા દરજ્જાનો ગણાવા લાગ્યો. તેણે એસેક્સ, કેંટ, અને સસેક્સ પરગણાના કિનારા ઉપર શોધ ચલાવીને તેણે હાથી અને ગેંડાના ભવ્ય શેષ–ભાગ ખોળી કાઢ્યા; તેમાં જે સૌથી કીમતી હતા, તે તેણે બ્રિટિશ–સંગ્રહસ્થાનને ભેટ કર્યા. તેની પાછલી ઉમરનાં થોડાં વરસ સપેતામાં ફોરામિનિફેરા નામનાં અતિ સૂક્ષ્મ સીપવાળાં જંતુ થાય છે, તેનું અધ્યયન કરવામાં તેણે એક ચિત્તે ગાળ્યાં; અને તે સંબંધી તેણે કેટલાએક મનોરંજક શોધો કર્યા છે. તેણે તેની આખી ઉમર ઉપયોગી કામમાં ગુજારી. તે ઉમરધર સુખી હતો; અને તેને સૌ કોઈ માન આપતું. તે એંશી વરસની પાકી ઉમરે ઇ. સ. ૧૮૫૯ ના નવેંબર માસમાં એસેક્સ પરગણાના સ્ટાન્વે ગામમાં ગુજરી ગયો.

સ્કૉટલંડની ઉત્તરમાં ઘણે છેટે થર્સો ગામમાં થોડી મુદ્દત ઉપર સર રૉડરિક મર્ચિસને એક મહા જ્ઞાની ભૂસ્તર શાસ્ત્રી શોધી કાઢ્યો; તેનું નામ રૉબર્ટ ડિક છે. તે ત્યાં ભાઠયારાનો ધંધો કરેછે. તે જે દુકાનમાં રોટલીઓ બનાવીને વેચતો, ત્યાં સર રૉડરિક તેને મળવાને ગયો. ડિકને પોતાના પરગણાની ભૂગોળનું અને ભૂસ્તરના ચમત્કારિક દેખાવોનું સંપૂર્ણ જ્ઞાન હતું; માટે પોતાની પાસે લોટ પડ્યો હતો, તે વતી પાટીઆ ઉપર તેણે તે પરગણાના સીમાડા વગેરેનો નકશો ચીતરી બતાવ્યો; અને ભૂ–રચનાના કોઠા પાડી બતાવ્યા; અને હાલ જે નકશા બધે વપરાયછે, તેમાં જે જે ભૂલો હતી, તે પણ તેણે દેખાડી દીધી. તેણે કહ્યું કે, હું નવરો પડતો, ત્યારે આખા પરગણામાં ફરી ફરીને ઉપરની બાબત ચોક્કસ કરી લેતો. સર રૉડરિકે તેની સાથે વિશેષ વાતચીત કરતાં, તેને જણાયું કે આ ગરીબ કુળનો ડિક જેવો પહેલા નંબરનો ભઠિયારો છે, તેવો જ તે ઉત્તમ પ્રકારનો ભૂસ્તર શાસ્ત્રી છે; એટલું જ નહિ, પણ તે વળી તેવો જ સરસ વનસ્પતિ–ગુણજ્ઞ પંડિત છે. ભૂગોળ વિદ્યાની સભાના પ્રમુખ સર રૉડરિક કહેછે કે, આ ભઠિયારાને વનસ્પતિ–શાસ્ત્રનું મારા કરતાં દશગણું વધારે જ્ઞાન હતું; એનામાં મારા કરતાં બેહદ વધારે જ્ઞાન જોઇને

હું બહુ ઝાંખો પડી ગયો. તેના સંગ્રહમાં માત્ર પચીશ ત્રીશ જાતના ફૂલના નમુના બાકી હતા. કેટલાએક નમુના તેણે ભેટ દાખલ મેળવ્યા હતા; કેટલાએક તેણે વેચાતા લીધા હતા. પણ ઘણે ભાગે તો તેણે પોતાના કેઈથ્નેસ પરગણામાં ફરી ફરીને જાત મહેનતથી મેળવ્યા હતા; તેણે ઉત્તમ પ્રકારની સુંદર વર્ગણી પાડીને એ સઘળા નમુના ગોઠવીને તે ઉપર શાસ્ત્રીય લાટિન સંજ્ઞાઓના કાગળ લખીને વળગાડી રાખ્યા હતા.

સર રૉડરિક મર્ચિસન પંડે જ આ શાસ્ત્ર અને એના જેવાં બીજાં શાસ્ત્રોનો ભૂષણ રૂપ અનુયાયી છે. ત્રિમાસિક ટીકાકારમાં એક લખનાર લખેછે કે, સર રૉડરિકે પોતાની જીંદગીનો પૂર્વ ભાગ લશ્કરી ખાતામાં સિપાઇગીરી બજાવવામાં ગાળ્યો હતો; તેને શાસ્ત્રીય કેળવણીનો લાભ મળ્યો ન હતો. જો તેવી કેળવણી તેને નાનપણમાં મળી હોત, તો વખતે લાભને બદલે ગેરફાયદો પણ કાં ન થાત?! તે લશ્કરી ખાતામાંથી નીકળ્યા પછી એક સુંદર ગામમાં જઇને રહ્યો નહિ; અને પોતાનો વખત લોંકડી વગેરેનો શિકાર કરવામાં કાઢ્યો નહિ. પણ પોતાના કુદરતી કૌવત અને ડહાપણના જોરથી, અપરિમિત ઉદ્યોગ અને ઉત્સાહથી, તેણે જે શાસ્ત્રીય વિષયોમાં કીર્તિ મેળવી છે, તે ચિર કાળ સુધી ચતુર્દિશામાં ગાજી રહેશે. એના જીવન ચરિત્રથી એક અદ્વિતીય દૃષ્ટાંત મળી આવેછે. તેણે પોતાના વતનમાં આવીને એક પરગણું પકડયું. તેમાં અત્યાર સુધી કોઇએ કાંઇ શોધ કર્યો ન હતો; અને તે હતો પણ કઠણ. તેણે ઘણાં વરસ સુધી મહેનત કરીને ત્યાંના ખડકોની બનાવટ તપાસી, તેમની અંતરરચના પ્રમાણે તેણે કુદરતી વર્ગ બાંધ્યા; દરેક જથામાં ખસૂસ કરીને કયા કયા પ્રાણી તથા વનસ્પતિના શેષ-ભાગ હોયછે, તે નક્કી કરી આપ્યા; અને પૃથ્વીના ભૂસ્તર શાસ્ત્રની તવારીખમાં બે મોટી બાબતોને ઘોર અંધારામાંથી સૂર્યના તેજસ્વી પ્રકાશમાં પ્રથમ એણે જ આણી છે; તેથી તે વિષયોના પહેલા જ પૃષ્ઠમાં એનું નામ સદા મોખરે જ રહેશે. એટલું જ કરીને એ બેસી રહ્યો નહિ; પણ આ પ્રમાણે મજુરી કરીને તેણે જે જ્ઞાન મેળવ્યું હતું, તે મોટા મોટા પ્રાંતોની ભૂ-રચનાનું પ્રથક્કરણ કરવામાં તેણે વાપર્યું. તેણે એ કામ સ્વદેશમાં તેમ જ પરદેશમાં સારી રીતે ચલાવ્યું; અને તેથી જે મોટા મોટા દેશો આગળ 'અજ્ઞાત-ભૂમિકા' હતી, તેની ભૂ-રચનાનો એણે જ શોધ કર્યો. પણ સર રૉડરિક મર્ચિસન માત્ર ભૂસ્તર-શાસ્ત્રી છે, એટલું જ નહિ. જ્ઞાનની ઘણી ઘણી કુંજગલીઓમાં અપાર મહેનતથી ફરી ફરીને તેણે એવો અનુભવ મેળવ્યો છે કે શાસ્ત્રીય મંડળમાં તે મહા ચતુર અને નિપુણ પંડિત ગણાયછે.



## પ્રકરણ ૬ ઠ્ઠું.

### કળાકૌશલ્યના કારીગરો.

### દોહરા.

આશા દૂર દેખાયછે, મૃગ-જળ તેજ સમાન;
મિથ્યા છે એમ જોઇને, થા ન નિરાશ નિદાન.
છે વીરત્વ પ્રયત્નમાં, દેખ કીડીનો ટેક;
વાંછિત ફળની પ્રાપ્તિમાં, નથી ખૂબીનો નેક.-આર. એમ. મિલ્ઝ.

---

ચઢ, ચઢ, ઊંચે ચઢ; અને સરસ થા; એ જ જીવનનો આધાર છે.-ઝૂએર.

---

કળાકૌશલ્યમાં વાહવા મેળવવી હોય, અને બીજી હરકોઇ બાબતમાં નામના કરવી હોય, તો કાળજુ કોરીને મહેનત કર્યા કરવી જોઇએ. એક ખુબસુરત તસ્વીર ચીતરવી અથવા એક ભવ્ય પ્રતિમા ઘડવી, એ હાંસી ખેલ સમજશો નહિ. ચિતારો પોતાની પીછીથી અને શિલ્પિ પોતાની વીંધણીથી જે ચતુરાઇ ભરેલા ઘાટ નીપજાવેછે, તે કુદરતી અકલથી વિચારીને કરેછે; તેમ જ વળી તે અખંડ અભ્યાસ, મહેનત અને મહાવરાનું ફળ છે, એમ સમજવું.

સર જોશુઆ રેનલ્ડઝ તો બધું દૈવત ઉદ્યોગમાં જ છે, એમ માનતો. તે કહેતો કે કળાની કુશળતા ઇશ્વરી બક્ષીસથી, સ્વાભાવિક બુદ્ધિથી કે માણસના શોખથી ગમે તેટલી બહાર પડે; પણ તે કુશળતા માણસ ધારે તો મેળવી શકે. એક વાર બારીને તેણે લખ્યું કે, ચિત્રકળામાં કે બીજી ગમે તે કળામાં માણસે મનમાં ઉત્કૃષ્ટ થવાનું આદર્યું હોય, તેણે તો પથારીમાંથી ઉઠે, ત્યારથી તે પાછો સૂએ ત્યાંસુધીના સઘળા વખતમાં પોતાનું તન મન સર્વસ્વ તે એક જ વિષયમાં ગુલતાન કરી નાખવું જોઇએ. એક બીજે પ્રસંગે તેણે કહ્યું કે, 'જે માણસોએ સરસ હુનરીમાં ખપવાનું મન સાથે નક્કી કર્યું હોય, તેણે તો મને કે કમને, ભાવે કે અભાવે, આઠ પહોર અને બત્રીશ ઘડી તેની પાછળ જ મંડ્યા રહેવું; ત્યારે તેમને જણાશે કે આ કામ કંઇ છોકરાંની રમત નથી, પણ બરાબર કઠ્ઠું વહીતરૂં છે.' હુનર તથા કળામાં ઉત્તમ પ્રતિની પ્રતિષ્ઠા મેળવવી હોય તો ખંત અને આગ્રહથી મહેનત કરવાની પૂરેપૂરી જરૂર છે. એ વાતની અમે હા ભણીએ છીએ, પણ તેની સાથે એ વાત પણ ખરી જ સમજવી કે એકલી મહેનત કરીને માણસ મરી જાય ભલે; પણ જો તેનામાં જન્મના સંસ્કાર નહિ હોય-જો તેનામાં જન્મ-બુદ્ધિ નહિ હોય, તો ગમે તેવી ખરે માર્ગે મજુરી કરી હશે તેથી તે એક ખરો કસબી કળાધર બનનાર નથી. અકલની ઇનાએત કુદરતે કરી હોય, તો જાત-કેળવણીની મદદથી માણસમાં તે ગુણ ખીલી નીકળેછે. નિશાળોની સઘળી તરેહની કેળવણી આત્મ-સુધારક કેળવણી આગળ કશા લેખામાં નથી.

મોટા મોટા કળાવાન પંડિતોને દરિદ્રતા અને બીજી અનેક અડચણો સામા કમર કસીને લડાઈઓ કરી કરીને ચાલવું પડ્યું છે. વાંચનાર વિચારશે તો એવાં અપૂર્વ દૃષ્ટાંતો વીજળીના તેજોમય પ્રકાશની પેઠે તેની આગળ તત્કાળ ચમકશે. ક્લૉડ લૉરેઈન ઘઊંની કણકના પદાર્થો બનાવીને વેચતો હતો; ટિંટારેટો રંગારાનો ધંધો કરતો હતો; કારાવેજિયો નામના બે ભાઈઓ, તેમાં એક રંગ બનાવવાનું કામ કરતો હતો, અને બીજો વાટિકન મહેલના ચણતર માટે કોલની ટોપલીઓ ઉપાડતો હતો; સાલ્વાટૉર રોઝા લુટારાઓની ટોળીનો સોબતી હતો; જોટો એક ગામડિયાનો છોકરો હતો, ઝિંગારો ચામઠાંની જાતનો હતો; કાવેડૉને તેના બાપે ઘરની બહાર કાઢી મૂકીને ભીખ માગતો કર્યો હતો; કાનોવા ખાણમાંથી પત્થર કાપવાનું કામ કરતો હતો. આ અને એવા જ પ્રસિદ્ધ થએલા બીજા કારીગરોએ વિકટ વિડંબનામાં છતાં દુર્ઘટ અભ્યાસ અને પરિશ્રમના દૈવતવડે દિવ્ય કીર્તિ મેળવી છે.

આપણા પોતાના દેશના ઘણા નામાંકિત થએલા કુશળ કળાધરોની સંસારિક સ્થિતિ જોવા જશો, તો તે પણ સામાન્ય માલમ પડશે. તેમના મનના સ્વાભાવિક વલણને સહાયક થઈ પડે, એમ કંઇ ન હતું. ગેઇન્સબ્રો અને બેકન કાપડ બનાવનારના છોકરા હતા. બારી આયર્લૅંડનો વતની હતો. તે નાનો છોકરો હતો, ત્યારે ખલાસીનું કામ કરતો હતો; અને માકલીઝ કૉર્ક ગામમાં એક શરાફની દુકાને શીખવાને રહ્યો હતો. ઈનિગો જોન્સની પેઠે ઓપી અને રમ્ની સૂતાર હતા. પેન્સિલવેનિયામાં કવેકર પંથી એક નાનો પટેલીઓ હતો, તેને ઘેર વેસ્ટ અવતર્યો હતો. નૉર્થકોટ ઘડિયાળી હતો. જાકસન દરજી હતો, અને એટી છાપગર હતો. રેનલ્ડઝ, વિલ્સન અને વિલ્કી પાદરીઓના દીકરા હતા. લૉરેન્સ દારૂના એક પીઠાવાળાનો છોકરો હતો, અને ટર્નરનો બાપ વાળંદ હતો. એ વાત ખરી છે કે, આપણા કેટલાએક ચિત્રકારો મૂળથી જ એ કળા સાથે કંઇ સહજસાજ પણ નિસ્બત રાખતા હતા; ઉદાહરણ, ફ્લાકસમનનો બાપ એક જાતની માટીનાં બીબાં વેચતો હતો. બર્ડ ચાહની રીકાબીઓ ઉપર ચિત્ર કાઢતો હતો. માર્ટિન શિઘરામ અને બગીઓને રંગ દેતો અને ચીતરતો. રાઇટ અને ગિલ્પિન વહાણ ઉપર માર્ટિનની પેઠે રંગ ચઢાવતા. ચાંટ્રિ નકશી કામ કરતો અને રસવાનું કામ કરતો, અને ડેવિડ કોકસ, સ્ટાનફીલ્ડ, અને રૉબર્ટસ નાટકના પડદા ચીતરવાનું કામ કરતા.

આ માણસોએ જે કીર્તિ મેળવી, તે તેમને એની મેળે દૈવયોગે કે અકસ્માત બનાવથી મળી ગઈ છે, એમ સમજશો નહિ; પણ તેમણે ફક્ત ઉદ્યોગ અને કઠણ વહીતરૂં કરીને મેળવી છે, એમ જાણજો. એમાંના કેટલાએક ધનવાન પણ થયા ખરા; પણ ધન મેળવવાની મુખ્ય મતલબથી જ તેમણે એ કામ કરેલું, એમ ધારશો નહિ. એક કારીગરને તેની શરૂઆતની જીંદગીમાં પોતાના મનને કબજામાં રાખીને ખંત રાખીને જે મહેનત કરવી

પડેછે, તે મહેનત તે ગમે તેવો લોભી હોય તોપણ કેવળ દ્રવ્ય લોભથી થઇ શકે જ નહિ. આપણા મનગમતી કોઇ પણ કળામાં કે કામમાં મચ્યા રહેવાથી જે આનંદ આવેછે, તે જ એ મહેનતનો બદલો વાળી દેછે; લક્ષ્મી તેની પાછળ આવવાની હોય, તો ભલે આવો; પણ લક્ષ્મીની લલુતાથી એવી મહેનત કદી થાય જ નહિ. મોટા મનના ઘણા કળાધરો ઘરાકની સાથે ભાવ કરવાની ભાંજગડ કરતા નથી; પણ પોતાના ઉત્સાહી મનના વલણ પ્રમાણે કામ કર્યાં જ જાયછે. ઝેનોફને પોતાના તત્વજ્ઞાનના ગ્રંથોમાં જે સુંદર કલ્પના મૂકી છે, તે સ્પાનિયોલેટોએ પોતે તે પ્રમાણે વર્ત્તીને ખરી કરી બતાવી; એટલે તેણે એશઆરામનાં પુષ્કળ સાધન, દ્રવ્યાદિક મેળવ્યા પછી, તેમની સત્તામાંથી પોતે નીકળી ગયો; અને તમામ વસ્તુનો ત્યાગ કરીને પોતાની રાજી ખુશીથી દરિદ્રાવસ્થા અને ઉદ્યોગની હાલત પસંદ કરી. એક ચિત્રકારે એક તસ્વીર ઘણી મહેનતથી નફો મેળવવાની ઉમેદે ચીતરી હતી. તે બહાર દેખાડવાને મૂકવામાં આવી; ત્યારે એક જણે માઇકલ આંજેલોનો તે વિષે મત પૂછતાં તેણે કહ્યું કે, જયાંલગી એ તાલેવર થવાને આટલી બધી તૃષ્ણા રાખ્યા કરશે, ત્યાંલગી મને તો એમ લાગેછે કે, એ નિર્ધન જ રહેશે.

સર જોશુઆ રેનલ્ડઝની પેઠે જ માઇકલ આંજેલો પણ મહેનતની કૂંચીને જ સાચી કૂંચી માનતો. જશના દરવાજા ઉઘાડવાને એ કૂંચી વગર બીજી કોઈ બંધ બેસતી નથી. વળી, તેનો એવો સિદ્ધાંત હતો કે, જો મનની મરજી પ્રમાણે હાથ કૌવત રાખીને કામ કરે, તો મગજમાં ગમે તેવી કલ્પના ઉત્પન્ન થાય, તેની આબેહુબ પ્રતિમા આરસ ઉપર ઉઠાડી શકાય. તે પંડે હદ બેહદ મહેનત કરતો; અને તે કહેતો કે, હું ખાવા પીવામાં ઘણો જ મિતાહારી છું, તેથી મારા બીજા બધા સહવર્ગીઓના કરતાં હું વધારે વખત સુધી એક આસને બેસીને અભ્યાસ કરી શકુંછું. એ જ્યારે પોતાના કામમાં મચ્યો રહેતો, ત્યારે આખા દિવસમાં થોડી રોટલી અને જરા દારૂ માત્ર લેતો; અને ઘણી એ વાર તે અડધી રાતે ઉઠીને પોતાના અધૂરા રહેલા કામ પાછળ મંડી પડતો. આવી રીતે જ્યારે રાત્રે આરસ ઉપર શિલ્પ કામ કરતો, ત્યારે લાહીનાં દોપિસ્તાંની ટોપી બનાવીને તે માથે પહેરતો; અને પોતે જેમ ફરતો જાય અથવા વાંકો ચૂંકો થતો જાય, તેમ મીણબત્તી પણ થતી જાય; કેમકે મૂર્તિ ઉપર અજવાળું પડવાને તે પોતાની ટોપીમાં સળગાવેળી મીણબત્તી ખોસીને કામ કરતો. કોઇ કોઈ વેળાએ તો તે એટલો થાકી જતો કે, તે પહેરેલાં લૂગડાં ઉતાર્યાં વગર એમનો એમ જઇને પથારી ઉપર પડતો; અને ઊંઘમાંથી તે તાજો થઇને જેવો ઉઠતો કે લાગલો જ પાછો કામ પાછળ મંડી પડતો. (નાનાં છોકરાંઓને ચાલતાં શીખવવાને એક નાની ગાડી થાયછે. તેને ચાલન–ગાડી અથવા બાબા ગાડી કહેછે. તેને તળીએ કંઇ હોતું નથી. નીચે ઉપર ચાર બાજુએ ઉપર લાકડાના ચાર ચાર ડાંડા હોયછે; તેમ જ ખૂણામાં ચાર ઉભા ડાંડા જડેલા હોયછે. ટુંકામાં ચાલન ગાડીનો ઘાટ લોઢાના

સળીઆ વગરના ચોરસ પાંજરાં જેવો હોયછે. તેની તળીએ ચાર ખૂણે ચાર ચકરીઓ અથવા નાનાં નાનાં પઈડાં જડેલાં હોયછે. નાના છોકરાને વચમાં ઉભો રાખેછે. તળીઊં ખાલી હોયછે, તેથી તેના પગ ભોંય ઉપર રહેછે; અને બે હાથ ગમે તે ડાંડા ઉપર હોયછે. તેના જોરથી નીચેનાં પઈડાં ફરેછે, એટલે છોકરાને ધીરે ધીરે ચાલતાં આવડેછે. ઘણા ગૃહસ્થો પોતાના કાગળ પત્રોને મથાળે અમુક ચિત્ર અને અમુક નીતિ વચન છપાવી રાખેછે. તે બંને અર્થ-દર્શક માર્મિક વચનો પોતાની રહેણી કરણી બતાવી આપેછે.) તે પ્રમાણે આંજેલોએ એક સમસ્યા વાચક ચિત્ર ખાસ પોતાને માટે પસંદ કર્યું હતું. તે ચિત્ર છોકરાની ચાલન ગાડીનું હતું. તેમાં એક વૃદ્ધ પુરુષ હતો; અને માથે કાળ-માપક કાચની શીશી હતી. તે ઉપર એક વચન લખ્યું હતું કે, હજુ હું શીખુંછું.

ટિશન પણ એવો જ હતો; મહેનત કરવામાં થાક શું, તે એ સમજતો નહિ. 'ધર્મનિમિત્ત આત્મ-ઉત્સર્ગિ પીટર'ની પ્રસિદ્ધ પ્રતિમા પાછળ તે આઠ વરસ સુધી મંડ્યો રહ્યો; અને 'અવસાન-કાળના ભોજન' પાછળ સાત વરસ તે લાગુ રહ્યો. તેણે પાંચમા ચાર્લ્સ રાજાને એક કાગળ લખ્યો હતો, તેમાં તેણે લખ્યું કે, સાત વરસ સુધી, ઘણુંકરીને એક પણ દિવસનો આંતરો પડ્યા વગર, હું 'અવસાન-કાળના ભોજન' પાછળ મચ્યો રહ્યો છું. તે હવે હું આપ નામદારને નજર કરૂંછું.' મોટા કસબી કારીગરોને મોટાં કામો કરતી વખત તેમને ધીરજ રાખીને કેટલી મહેનત કરવી પડેછે, અને કેટલી લાંબી મુદ્દત સુધી તેમને કેળવણીનો અનુભવ લેવો પડેછે, તે થોડા માણસ જ જાણતા હશે. એ કામ દેખાઇતાં સહેલાં લાગેછે; અને ઝટ પૂરાં થઈ જાય, એવાં જણાયછે; પણ એ પ્રમાણે હાથ ચાલાકી મેળવતાં, તેમને કેટલી મુશીબત વેઠવી પડી હશે! વેનિસ શહેરના એક અમીરે એક શિલ્પ શાસ્ત્રીને કહ્યું કે, માથાથી છાતી સુધીનું એક બાવલું બનાવતાં તમને ફક્ત દશ દિવસ લાગ્યા; તેના તમે મારી પાસે સવાબશેં રૂપિયા માગોછો, એ તે શું કહેવાય? તે કારીગરે જવાબ દીધો કે, મેં ત્રીશ વરસ સુધી એ કળા શીખવાને મહેનત કરી, ત્યારે હવે આવું કામ હું દશ દિવસમાં કરી શકુંછું, એ વાત તમારે ધ્યાનમાં રાખવી જોઇએ. ડૉમેનિકીનો એક તસ્વીરનું પ્રદર્શન કરનાર છે, એવી વાત ચાલી રહી હતી; પણ તે બહાર પડતાં વાર લાગી; તેથી એક શખ્સે આ ધીમાશને લીધે તેનો વાંક કાઢ્યો; ત્યારે તે ચિત્રકારે કહ્યું કે, હું પ્રથમ મારા ચિત્રકામને મારા મન સાથે રંગીને નીરખી જોઉંછું; ને પછી કપડા ઉપર ચીતરૂંછું, તેથી વાર લાગેછે. સર ઑગસ્ટસ કાલકટ હાલમાં ગુજરી ગયો છે. તેણે રૉચેસ્ટર નામની પંકાએલી સબી તૈયાર કરી; તે પહેલાં એણે એવી ચાળીશ કાઢીને રદ્દ કરી, ત્યારે આ એકતાળીશમી એના મનગમતી બની. આ ઉપરથી એ પુરુષ કેવી ઉદ્યોગી પ્રકૃતિનો

માણુસ હશે, તે વાંચનારના ખ્યાલમાં સહજ આવશે. પુનઃ પુનઃ પ્રયત્ન; મહેનત પાછળ મંડ્યા જ રહેવું; ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો; એ ગુણ જે જે માણુસનામાં હોય, તે સંસાર સાગરમાં આગળ નીકળેછે; અને એ જ ગુણુના પ્રાધાન્યથી કળામાં કુશળતા મેળવી શકાયછે.

કુદરતે ગમે તેટલા બ્હાવર દિલથી બુદ્ધિની બક્ષીસ કરી હોય, તોપણ કળાની કળ તો લાંબી મુદ્દત સુધી જાથુની મહેનત કરી હોય, તો જ હાથ લાગે. ઘણા કસબી નરો પાકો વખત થતા પહેલાં, વહેલા વહેલા બહાર ખીલેછે; પણ તેમની કુદરતી ચતુરાઇની સાથે જો તેઓ મહેનત ન ભેળવે, તો તેથી કંઇ ફળ નીપજતું નથી; કારણકે **એક હાથે તાળી પડતી નથી.** વેસ્ટની વાત સૌના જાણવામાં હશે. તેની મોટી બેનનું છોકરૂં પારણામાં સૂતું હતું; તે ઉંઘતા બાળકને વેસ્ટ ઉભો ઉભો જોતો હતો. તે વખત એ સાત વરસનો હતો. નાના ભાણેજની ખુબસુરતી જોઈને નાનો મામો એવો તો દિંગ બની ગયો કે, તે તરત દોડીને એક કાગળ લઇ આવ્યો; અને તે ઉપર લાલ અને કાળી શાહીથી તેની એક તસ્વીર ચીતરી. આટલી જૂજ વાતથી એની મનોવૃત્તિ કળાઈ ગઇ; અને તેના મનને એ કળામાંથી કાઢીને બીજા કશામાં નાખવું, એ બની શકે એમ નથી, એમ જણાયું. બહુ જ નાની ઉમરથી તેનાં વખાણ થવા માંડ્યાં; અને તેથી એ બગડ્યો. જો એમ ન થયું હોત, તો વેસ્ટ એથી એ મોટો ચીતારો ગણાત. તેણે કીર્તિ મેળવવામાં કસર રાખી નથી; પણ તે મેળવવામાં તેને અભ્યાસ કરવો પડ્યો ન હતો; વિપત્તિઓ વેઠવી પડી ન હતી; અને સંકટ સહન કરવાં પડ્યાં ન હતાં; તેથી એ કીર્તિ અચળ રહે તેવા પ્રકારની નથી.

રિચર્ડ વિલ્સન બાળક હતો, ત્યારથી જ તેના ઘરની ભીંતો ઉપર બળેલાં ખોયણાં અને સળીઓથી માણસ તથા જાનવરોનાં ચિત્ર કાઢવામાં તેને બહુ મગ્ન પડતી. પ્રથમ તો તેણે માણસોની તસ્વીરો કાઢવા તર્ફ લક્ષ દોડાવ્યું; પણ તે એક દિવસ ઝૂકારેલિ ચિત્રકારને મળવાને તેને ઘેર ગયો. ઝૂકારેલિ ઘેર ન હતો; તે તેની વાટ જોતો હતો. તે બેઠો બેઠો થાકયો, ત્યારે તેના મિત્રના ઓરડાની બારીમાંથી જે દેખાવ માલમ પડતો હતો, તે તેણે નવરા નવરા ચીતરવા માંડ્યો. ઝૂકારેલિએ ઘેર આવીને એ ચિત્ર જોયું; તેથી તે એટલો તો રાજી થઈ ગયો કે, તેણે વિલ્સનને પૂછયું કે સૃષ્ટિ લીલાનો તેં અભ્યાસ કર્યો છે કે શું? તેણે કહ્યું કે, ના, મેં કંઇ અભ્યાસ કર્યો નથી. તે ઉપરથી ઝૂકારેલિએ કહ્યું કે, મારી તને એવી સલાહ છે કે, એ વિષયનો તું અભ્યાસ કરી જો. મને ખાત્રી છે કે તું મોટું નામ મેળવશે. વિલ્સને તેની સલાહ માનીને ખૂબ સખ્ત અભ્યાસ અને મહેનત કરવા માંડી; અને આપણા દેશમાં સૃષ્ટિ-સૌંદર્યની લીલા ચીતરનાર પ્રથમ જ એ વિલ્સન થયો.

સર જોશુઆ રેનલ્ડઝ જ્યારે નિશાળે ભણવા જતો, ત્યારે બીજા બધા પાઠ કરવાના હોય, તે તે ભૂલી જતો; અને એકલો ચીતારવાનો પાઠ જ કર્યાં

કરતો; તેથી તેનો બાપ તેને હરવખ્ત વઢતો. એને વૈદક શીખવવાનો એના બાપનો ઠરાવ હતો; પણ ચિત્રકળાને માટે જ જાણે તે જન્મ્યો હોય; તેમ તેનાથી એ વિષય ઉપરની મમતા દાબી દબાઇ જ નહિ, અને તે આખરે ચીતારો જ નીવડ્યો. ગેઇન્સબ્રો જ્યારે નિશાળે ભણતો, ત્યારે સડબરી ગામનાં જંગલમાં ફરતો અને ચિત્રનાં ડોળ કાઢતો; અને બાર વરસની બાળ વયમાં તો તે પક્કો ચીતારો બન્યો. તેની અવલોકન શક્તિ તીક્ષ્ણ હતી; અને તે સખ્ત મજુરી કરતો. કોઇ પણ દેખાવની ચિત્રવિચિત્ર પ્રતિમા ઉપર તેની એક વાર નજર પડી હોય, તો તે તેના હૈયામાંથી કદી જવા પામતી જ નહિ; અને તેની ઉદ્યોગી પીંછી તેની પ્રતિમૂર્તિ ખડી કર્યા વિના રહેતી જ નહિ. વિલિયમ બ્લેઇકનો બાપ મોજાં વેચવાનો ધંધો કરતો. તે તેનાં બાપની દુકાનમાં ઉઘરાણીના કાગળો પડેલા હોય, તે ઉપર નમુના ચીતર્યા કરતો; અને દુકાનની મેજ ઉપર બીજાં ડોળીઆં કાઢ્યા કરતો. એડવર્ડ બર્ડ જ્યારે ત્રણ ચાર વરસનો બાળક હતો, ત્યારે ખુરશી ઉપર ચઢીને ભીંતો ઉપર ચીતરામણ કાઢીને કહેતો કે આ અંગ્રેજ સિપાઇઓ છે અને આ ફ્રેંચ સિપાઇઓ છે. તેના બાપે તેને માટે રંગની એક પેટી લઈ દીધી; અને તેની મનોવૃત્તિને લેખે લગાડવાની હોંસથી તેને એક ચાહના ખુમચા બનાવનારની દુકાને શીખવાને મૂક્યો. આ ધંધામાંથી તે રફ્તે રફ્તે બહાર પડતો ગયો; અને અભ્યાસ તથા મહેનતની સહાયતાથી તે પાદશાહી પાઠશાળાના સભાસદની જગા ઉપર જઇ પહોંચ્યો.

હોગાર્થ તેના પાઠ કરવામાં બડો ઠોઠ હતો; પણ મૂળાક્ષરના હરફો ચીતરી લાવવાનું તેને ગમતું; અને જે પાઠ તેને ઘેરથી લખી લાવવાનો હોય, તે પાઠની ખુબીના કરતાં તેના શણગારેલા ખુબસુરત અક્ષરની ખુબી વધારે બહાર પડતી હતી. તેને સોંપેલા મનોયત્ન લખી લઇ જવામાં તે છેક છેલ્લો આવતો; તેના વર્ગના ધોંડા જેવા છોકરાઓથી પણ એનો નંબર નીચો આવતો; પણ તેના મનોયત્નના અક્ષર અને તે ઉપર શણગારનો એવો તો ભપકો માર્યો હોય, કે કોઈ પણ છોકરો એને પહોંચી શકે નહિ. અક્ષર લખવાની ચતુરાઇમાં તો એ એક્કો જ. એના બાપે એને એક રૂપા-ઘડાને ત્યાં શીખવાને મૂક્યો; ત્યાં તે ચીતરતાં શીખ્યો; અને ચમચા તથા કાંટા જે કુટુંબને માટે કરવાના હોય, તે કુટુંબનાં કુળ-ચિન્હ, તેના નામના અક્ષરોનું સંમેલન, વગેરે તે ઉપર તે કોતરતાં શીખ્યો. રૂપાનાં વાસણ ઉપર નકશી કાઢતાં શીખ્યા પછી, તે તાંબાનાં ઠામ ઉપર નકશી કાઢવા લાગ્યો; તેમાં વિશેષે કરીને તે પ્રાચીન કાળનાં કલ્પિત જાનવરો અને મોટાં કુળનાં શસ્ત્ર-ચિન્હ અને દૈત્યો ચીતરવા લાગ્યો; જેમકે, પક્ષિઓનો રાજા ગરૂડ અને પશુઓનો રાજા સિંહ, એ બેની મેળવણી કરીને પૂર્વ કાળમાં એક પ્રાણી કલ્પ્યું હતું. તેનો આગળનો ભાગ ગરૂડ જેવો હતો, એટલે તેને મ્હોંને ઠેકાણે ચાંચ હતી, અને બે પાંખો હતી;

પાછલા અને નીચલા પેટાળમાં તે સિંહ જેવું ચોપગું હતું. આવાં ચિત્રવિચિત્ર ચિત્રો કાઢતાં, તેને મનુષ્ય–લક્ષણોની વિચિત્રતા ચિત્ર સ્વરૂપે દેખાડી આપવાનો મહા લોભ લાગ્યો. કેવળ અધ્યયન અને ચિંતાયુક્ત અવલોકનથી જ તે એ કળામાં અનુપમ ઉત્કૃષ્ટતાને પહોંચ્યો. કોઇ એક જાણુવા જોગ ચહેરો તેના જોવામાં આવે, તો તેનો ચોક્કસ ઘાટઘુટ તેને યાદ રહી જતો. કુદરતની એ બક્ષીસને વળી તેણે ખંત રાખીને કેળવી; અને આવી રીતે મનમાં ચહેરાના સૂક્ષ્મ ઘાટ તેણે ઠસાવી રાખ્યા હોય, તે પાછળથી તે કાગળ ઉપર ખડા કરી દેતો; તેવામાં વળી જો કુદરતના સાધારણુ કાયદાથી કંઇ અજબ જેવો, જૂદી જ તરેહનો, વિલક્ષણુ અથવા વિચિત્ર ચહેરો તેની નજરે પડે, તો તે જ વખત તેજ સ્થળે ઉભો રહીને તે પોતાના અંગૂઠાના નખ ઉપર તેનું ડોળ લઇ લેતો; અને પછી નવરાશે પોતાને ઘેર જઇને તેનો વિસ્તાર કરતો. કાંઇ પણુ અસાધારણુ અથવા નવીન ચીજ જોઇને તેનું મન તેની પાછળ બહુ જોરથી ખેંચાતું; અને માણુસ જાતની જૂદી જૂદી પ્રકૃતિઓ જોવાની ખાતર તે ખૂણે ખોચરે સઘળે ઠેકાણે ઘણું ફરતો. આ પ્રમાણે પોતાનું મન કાળજીથી તેણે ભરપૂર કરી રાખ્યું હતું; અને તેથી તે પોતાનાં જે જે ચિત્ર બહાર પાડતો, તેમાં તે અગાધ અવલોકન અને ઊંડા વિચારોનાં સ્વરૂપનાં તાદશ દર્શન કરાવી શકતો. એ કારણુથી જ જે જમાનામાં હોગાર્થ થઈ ગયો, તે સમાનાં માણુસોની વર્ત્તણુક, રીતભાત અને વળી વિચારોનાં પણુ સત્યસ્વરૂપ દર્શક એનાં ચિત્રો છે. તે કહેતો કે, ખરૂં ચિત્ર–કામ શીખવાની એક જ નિશાળ છે; અને સૃષ્ટિ તે શાળાનો ગુરુ છે. પણુ તે પોતાના હુનરમાં જ સારી પેઠે કેળવાએલો પુરુષ હતો; બીજા વિષયોમાં તે એવો પ્રવીણુ ન હતો. તે નિશાળમાં સહેજસાજ, નહિ જેવું ભણ્યો હતો. તેને શબ્દોની જોડણી પણુ બરાબર આવડતી નહતી. માત્ર જાત–કેળવણીથી જ તે આવા ઉચ્ચ ફળને પામ્યો. લાંબી મુદ્દત સુધી તો તે બહુ નબળી સ્થિતિમાં હતો; તોપણુ તે આનંદભેર કામ કર્યાં કરતો; તે ગમે તેવો ગરીબ હતો, પણુ તે પોતાની જૂજ આવકથી જ પોતાનો નિભાવ કરતો; અને ઊંચી છાતીએ પ્રફુલ્લ મનથી કહેતો કે, હું કોઇનો દેવાદાર નથી; સૌને નિયમસર ચૂકવ્યો જાઉંછું. તેણે સઘળાં વિઘ્નોનો પરાજય કર્યો અને તેનું નામ ચોગરદમ ગાજવા માંડયું; અને તે આબાદ હાલતમાં આવ્યો, ત્યારે તેને જે જે કષ્ટ અને સંકટ આગળ સહન કરવાં પડેલાં તેની કથા તે ઉમળકાથી કહેતો. તેણે જે રણુ–સંગ્રામ ખેડીને એવું યુદ્ધ મચાવ્યું હતું કે, માણુસ-જાતની શોભા વધે અને કળાધરની કીર્ત્તિ વધે; તેવું યુદ્ધ ફરી મચાવવાને તેને મન થઈ આવતું. તેણે એક વેળા કહ્યું કે, મને હજુ સાંભરેછે કે મારા ગજવામાં એક અધેલી સરખી ન હોય, અને ઉદાસીમાં હું લંડન શહેરમાં આમ તેમ રવડતો હોઉં; પણુ એટલામાં રૂપાની એકાદ રીકાબી વેચાય અને રૂપિયા સો દોઢસો હાથમાં આવે એટલે હું પાછો ઘેર આવી, કમર કસીને

તૈયાર થતો; અને પછી, જાણે મારા ગજવામાં હજારો રૂપિયા છે એવી છાતી રાખીને હું બહાર નીકળી પડતો.

'ઉદ્યોગ અને આગ્રહ' એ બાંકસ શિલ્પિનું સ્વીકૃત વચન હતું. એ બોધ પ્રમાણે તે પંડે ચાલતો, અને બીજાઓને ચાલવાને ખૂબ ભલામણ કરતો. તે માયાળુ સ્વભાવનો હતો, એમ સૌ જાણતું; તેથી ઘણા ઉછરતા, ઉમંગી જુવાન છોકરા એની સલાહ અને સહાયતા માટે એની પાસે આવતા. એ વિષે એક એવી વાત ચાલેછે કે, એક છોકરો તેને ઘેર કંઈ પૂછવાને આવ્યો હશે; પણ તેણે બારણાં જરા જોરથી ઠોકયાં તેથી ઘરમાં જે બાઈ કામ કરતી હતી, તેણે બહાર આવીને તેને ધમકાવ્યો; અને તેને બહારો બહારથી તે કાઢી મૂકતી હતી, એટલામાં બાંકસ ચાકરડીનો ચડભડાટ સાંભળીને પંડે જ બારણે આવ્યો. પેલો છોકરો હાથમાં કેટલાંએક ચિત્ર લઇને બારણા આગળ ઊભો હતો. બાંકસે પૂછયું, કેમ, અલ્યા, મારૂં શું કામ છે? છોકરે કહ્યું કે, સાહેબ, મહેરબાની કરીને મને હુનરશાળામાં ચીતરતાં શીખવાને દાખલ કરાવી આપો. બાંકસે તેને સમજાવીને કહ્યું કે, ભાઇ, એ સભામાં દાખલ થવાનું મારૂં ઠેકાણું નથી, તો પછી હું તને શી રીતે દાખલ કરાવું? પણ વારૂ, તારા હાથમાં એ ચિત્રો છે, તે તો મને દેખાડ. તે બધાં તપાસી જોયા પછી તે બોલ્યો, બચ્ચા, એ પાઠશાળામાં દાખલ થવાને હજુ ઘણો એ વખત છે. ઘેર જા; નિશાળનો અભ્યાસ જારી રાખ; આ સૂર્યનારાયણ દેવનું વધારે સરસ ચિત્ર કાઢી લાવ; અને એક મહિના પછી પાછો આવીને મને બતાવજે. તે છોકરે ઘેર જઇને કહ્યા પ્રમાણે દુપટ મહેનત કરીને બીજું ચિત્ર કાઢયું; અને મહિનો પૂરો થતાં, તે પાછો પેલા પંડિત પાસે ગયો. આગળ કરતાં આ વખત એ તસ્વીર સારી થઇ; તોપણ બાંકસે તેને મહેનત કરવાની તથા અભ્યાસ કરવાની સારી સલાહ આપીને પાછો તેને ઘેર વિદાય કર્યો. વળી, છોકરો તો એક અઠવાડીઆમાં પાછો તેને બારણે આવીને ઉભો. આ વેળા વળી ચિત્ર તો ખૂબ સુધારા ઉપર આવેલું જણાયું. હવે બાંકસે તેને કહ્યું કે, બચ્ચા, ખુશ થા; હિમ્મત રાખ; જો જીવતો રહ્યો, તો તું નામધારી નીકળવાનો. એ છોકરાનું નામ મલરેડી હતું; અને આપણા શિલ્પ શાસ્ત્રીનાં ભવિષ્ય–વચન સંપૂર્ણ રીતે સફળ થયાં.

ક્લૉડ લૉરેઇનની કીર્તિનું કારણ કેટલીએક રીતે તેના અપાર ઉદ્યોગમાં રહેલું જણાયછે. લૉરેઈન પરગણાના શામ્પેઇન ગામમાં તે જન્મ્યો હતો. તેનાં માબાપ ગરીબ હતાં. ઘઉંના મેંદાની રોટલીઓ કરનાર એક ભઠિયારાને ત્યાં એને પ્રથમ શીખવાને મૂકયો હતો. એનો ભાઇ લાકડાં ઉપર નકશીનું કામ કરતો હતો. તેણે એ કામ શીખવવાને ક્લૉડને પોતાની પાસે રાખ્યો. તેણે નકશી કોતરવાના કામમાં ઊંચી કારીગરીનાં ચિન્હ દેખાડવા માંડ્યાં. તે એક પ્રવાસી વેપારીના જોવામાં આવવાથી ક્લૉડને પોતાની જોડે ઇટલિ સુધી આવવાને તેના ભાઇને તેણે સમજાવીને કહ્યું. એ વાતની હા થવાથી ક્લૉડ તેની સાથે રોમ ગયો. ત્યાં

થોડા દિવસમાં એને આગૉસ્ટિનો ટાસિને ઘેર નોકરી મળી. એ ગૃહસ્થ સૃષ્ટિ લીલાનાં ચિત્ર ચીતરવાનું કામ કરતો. તેના ઘરનો ચાકર થઇને કલૉડ રહ્યો. તેમાં તે પ્રથમ સૃષ્ટિસૌંદર્યના દેખાવ રંગતાં શીખ્યો; અને ધીમે ધીમે તે સબીઓ ચીતરવા લાગ્યો. પછી તેણે એ હુનરની પૂરી કેળવણી લેવાના વિચારથી ઇટલિ, ફ્રાન્સ અને જર્મનીમાં પ્રવાસ કર્યો; તેમાં ઠેકાણે ઠેકાણે તે રોકાઇને સૃષ્ટિ–લીલાનાં ચિત્ર કાઢતો; અને પોતાની કોથળી ખાલી થઈ ગઇ હોય, તે એમ કરીને પાછી પૈસાથી તર કરતો. તે પાછો રોમ આવ્યો; ત્યાં એનાં ચિત્રોની ખપત વધવા લાગી; અને છેવટે આખા યુરોપમાં તેનું નામ થઇ રહ્યું. સૃષ્ટિના ચિત્રવિચિત્ર દેખાવોનાં જે વિધ વિધ સ્વરૂપ તેના જોવામાં આવતાં, તેનું તે અખંડ મનન કર્યાં કરતો. ઇમારતોની, જમીનના જૂદા જૂદા કડકાની, ઝાડ, પાન, અને એવા બીજા પદાર્થોની તે બારીકીથી હુબેહુબ નકલો ઉતારી લેવામાં પોતાનો ઘણો વખત ગાળતો. તેમાં સઘળી ઝીણી ઝીણી ખુબીઓ લાવીને તે પરિપૂર્ણ કરતો. તેવાં ચિત્રો તે પછી પોતાની પાસે સંઘરી મેલતો; અને કુદરતી દેખાવોને શ્રમ કરીને સંપૂર્ણ રૂપમાં લાવવાને તે પોતાનાં સંઘરેલાં ચિત્રો તેમાં ભેળવી દેતો. વળી, તે આકાશનું પણ બહુ બારીકીથી અવલોકન કરતો. દહાડાના દહાડા સુધી તે સવારથી તે રાત સુધી તેને નિહાળીને જોયા જ કરતો. અજવાળું જેમ જેમ વધતું જાય અને ઘટતું જાય તેથી આકાશમાં જે નાના પ્રકારના ફેરફારો થાય, અને વાદળાંના જવાથી અને આવવાથી જે જે તફાવતો તેના જોવામાં આવતા, તે સર્વે તે ટપકાવી લેતો. આવી રીતે નિરંતર મહાવરો રાખવાથી તેના હાથમાં અને આંખમાં એવી તો ચાલાકી આવી ગઇ,—પછી કેટલાએક કહેછે બહુ મુદ્દતે, બહુ ધીમે ધીમે તેણે મેળવી,—પણ તે એવી મેળવી કે સૃષ્ટિ–લીલાની ચિત્રકળામાં તે અંતે જતાં પહેલે નંબરે ગણાવા લાગ્યો.

ફ્રાન્સમાં જેવો કલૉડ થઇ ગયો, તેવો જ ઇંગ્લંડમાં ટર્નર થયો; અને તેથી જ ટર્નર 'આપણા ઇંગ્લંડનો કલૉડ' કહેવાય છે. તે પણ એવા જ અપરિમિત શ્રમનો શાગિર્દ હતો. એનો બાપ લંડન નગરમાં વતાં કરતો હતો. તે જ ધંધામાં છોકરાને દાખલ કરવાનું તેના બાપે ધાર્યું હતું. તેવામાં રૂપાના એક ખુમચા ઉપર તેણે એક ચિત્ર કાઢયું હશે. (પ્રાચીન કાળમાં બખ્તર ઉપર એક વસ્ત્ર કમર સુધી પહેરવામાં આવતું. તેની બાંયો ટૂંકી હોયછે; અને તે ઉપર કાંઇક અર્થદર્શક માર્મિક શસ્ત્રાસ્ત્ર વગેરે ચિન્હો કારચોબથી ભરવામાં આવતાં.) ટર્નરનો બાપ તેના એક ઘરાકની હજામત કરતો હતો; તેવામાં આવો રીતનું ચિત્ર પેલા ખુમચા ઉપર ટર્નરે ચીતરેલું તેના જોવામાં આવ્યું. તે ઉપરથી તેણે પેલા બૂઢા વાળંદને આગ્રહથી સમજાવીને કહ્યું કે, આ છોકરાને તેના મનના વલણ પ્રમાણે તું જરૂર ચાલવા દેજે; અને તેથી આખર જતાં ટર્નરને એ કળા પછવાડે જ મંડવાની રજા થઇ. સઘળા જુવાન કારીગરોની પેઠે ટર્નરને પણ ઘણી મુશીબતો વેઠવી પડી; અને તેની હાલત નબળી હતી, તેથી તે તેને બહુ વસમી થઇને સાલતી. પણ એનામાં

એક ખુબી હતી; તેને કંઈ કામ સોંપવામાં આવે, તે ગમે તેવું હલકું હોય, તોપણ તે ખુશીથી અને કાળજીથી કરતો. તે હિંદુસ્તાની શાહીથી બીજા લોકોનાં ચિત્રોમાં વાદળી રંગ રાત્રે પૂરી આપતો. તેની મજુરીના તેને બે રૂપિયા અને એક ટંકનું જમણ મળતું. એમ કરીને તે પૈસા પેદા કરતો અને હોશિયારી પણ મેળવતો જતો. પ્રવાસીનો ભોમિયો, પંચાંગ અને એવી બીજી ચોપડીઓ છપાતી, તેમાં જ્યાં મથાળે ચિત્રો જોઈએ, ત્યાં ત્યાં તે સસ્તે ભાવે કાઢી આપતો. એ બાબત તે પાછળથી કહેતો કે એ કામ મહાવરો પાડવાને ઉત્તમ હતું. એ કરતાં બીજું વધારે સારૂં શું મળત? તે દરેક કામ જીવ ઘાલીને દેઆનતદારીથી કરતો; અને મહેનતના બદલામાં થોડા પૈસા મળે, તો તેથી તે કામ ઉતાવળ કરીને કદી પણ બગાડતો નહિ. તેની મતલબ માત્ર પોતાનું પોષણ કરવું અને કામ શીખતા જવું, એ જ હતી. જે કામ હાથમાં આવે, તે બને તેવું સરસ કરવાની તે કોશીશ કરતો; અને એક પછી બીજું, અને બીજા પછી ત્રીજું, જે કામ તે કરતો, તે દરેકમાં ઉત્તરોત્તર કંઇક વધારો, સુધારો કર્યા વગર તે ચિત્રને હાથમાંથી છોડતો નહિ. જે માણસ આવી ઢબથી કામ કરતો જાય, તે ઘણું જ કરે એમાં કંઇ નવાઈ નથી; અને આ ઠેકાણે રસ્કિનનાં વચન વાપરીએ તો 'સૂર્યના વધતા જતા અજવાળાની માફક' તેની વિચાર શક્તિ અને ગ્રહણ શક્તિ પાકે પાગે વધતી જતી હતી; પણ ટર્નરના બુદ્ધિ—બળને વખાણની ગરજ પડે એમ નથી. તેણે અંગ્રેજી પ્રજાને પોતાનાં ચિત્રોનો ઉમદા સંગ્રહ વારસામાં આપ્યો છે, તે જ એનો ઉત્તમ કીર્તિ—સ્તંભ છે; અને તેની ઉજ્જ્વળ કીર્તિ એ સંગ્રહથી સદા સૌના સ્મરણમાં રહેશે જ.

ચિત્રાદિ સુંદર કળાનું ધામ રોમ છે; તેથી એ વિષયના દરેક અભ્યાસીને રોમની યાત્રા કરવાની ઉગ્ર તૃષ્ણા હોયછે. પણ ત્યાંસુધી પહોંચવાનો ખરચ બહુ પડેછે; અને બાપડો જાત્રાળુ તો ગરીબ હોયછે. પણ જે માણસ દૃઢ મનવડે સઘળાં સંકટોનો સંહાર કરી નાખેછે, તે ગમે તે પ્રકારે પણ છેવટે રોમની રંગ—ભૂમિનાં દર્શન કર્યા વગર રહેતો નથી. એવી રીતે ફ્રાન્સ્વો પેરિઅરને એ અમરાવતીની ઝાંખી કરવાની અત્યંત ઉત્કંઠા હતી. તેને એક આંધળો ભીખારી મળી આવ્યો. તે ભીખ માગે અને પેરિઅર તેને દોરે, એમ ઘણું રખડી રખડીને, તે રોમના ધર્માચાર્યના વાટિકન મહેલ સુધી પહોંચ્યો; અને અભ્યાસ કરીને નામ મેળવ્યું. એ મંગળ ભૂમિનાં દર્શન કરવાને ઝાક કાલોએ જે દૃઢતા અને ઉલટ બતાવી છે, તે પણ ઉપરના જેવી જ હતી. કાલોને કારીગર કરવાની એના બાપની બીલકુલ મરજી નહતી; તેથી છોકરાનું મન જરા એ ડગ્યું નહિ, પણ ઇટલિ જવાના હેતુથી એ ઘરમાંથી નાસી ગયો. કાંઇ પણ પૈસા સાથે લીધા વિના તે બહાર નીકળી પડ્યો; તેથી તે તરત જ માઠી દશામાં આવી

પડ્યો. (પણ યુરોપમાં કેટલાંએક ટોળાં ભમેછે, તે પુરાતન કાળમાં હિંદુસ્તાનમાંથી આવેલાં કહેવાયછે. તે ચોરી કરીને, હાથ જોઇને નસીબ કહીને, ઘોડા વેચી સાટીને, વાસણ સાંધીને પોતાનું ગુજરાન ચલાવે છે. એવાં) ચામઠાં લોકોનું એક ટોળું તેને મળી આવ્યું. તેમનામાં તે શામેલ થઇને એક મેળામાંથી બીજા મેળામાં, અને બીજે ગામથી ત્રીજે ગામ તેણે તેમની સાથે ભટકવા માંડ્યું; અને તેમનાં ઘણાં સહાસિક, દગાફટકાનાં અને ચોરીનાં કાળાં કામોમાં પણ તેને ભેગા ઉભું રહેવું પડતું. આ પ્રખ્યાત પ્રવાસમાં મનુષ્ય-વર્ત્તન, મનુષ્ય-સ્વરૂપ, અને મનુષ્ય આકૃતિનું કાલોએ એવું વિલક્ષણ જ્ઞાન મેળવ્યું કે, તે પાછળથી પોતાનાં ચમત્કારિક નકશી કામોમાં તે નવીન રૂપાંતરોમાં ઘણો વધારો કરીને બહાર પાડવા લાગ્યો.

છેવટ કાલો જ્યારે ફ્લૉરેન્સ શહેરમાં પહોંચ્યો, ત્યારે તેની હોશિયારી અને ઉલટથી રાજી થઇને ત્યાંના એક ગૃહસ્થે તેને એક ચિત્રકાર પાસે શીખવાને મૂક્યો. પણ તેની આકાંક્ષા તો રોમની પ્રાચીન ભૂમિમાં જ રહીને ભણવાની હતી; તેથી તે વળી થોડા દિવસમાં ત્યાં જવાને નીકળ્યો. રોમમાં આવીને તેણે પોરીજી તથા ટૉમાસિન કળાધરો સાથે ઓળખાણ કર્યું. તે બંને એનાં રંગદાર પેનથી કાઢેલાં ડોળ જોઈ કહેવા લાગ્યા કે, તું ચિત્રકારોના મંડળમાં આગળ જતાં તારાની પેઠે પ્રકાશશે. પણ કાલો ખાનદાન ઘરનો હતો, તેથી એ રત્ન ઢાંકયું રહે એમ ન હતું. એના કુટુંબનો નાતાદાર એક ગૃહસ્થ તેને એક દિવસ અકસ્માત્ સામો મળ્યો. તેણે કાલોને ઓળખી કાઢ્યો; અને ભાઇને પાછાં વીલે મોઢે ઘર તર્ફ પગલાં ભરવાની જરૂર પડી. પણ આટલી મુદ્દતમાં તો એને ભટકવાનું એવું ભૂત ભરાયું હતું, કે તેનાથી હવે ટાંટીઆ વાળીને નિરાંતે બેસાયું નહિ; તેથી તે પાછો બીજી વાર ઘરમાંથી ભાગી ગયો; પણ તેના મોટા ભાઇએ તેની પછવાડે પડીને તેને ટચુરિનમાંથી પકડીને પાછો આણ્યો. આખરે એના બાપે જાણ્યું કે હવે એને રોકવો, એ મિથ્યા છે; તેથી કાલોને રોમમાં જઇને ચિત્ર-કળાનો અભ્યાસ કરવાની તેણે કણમણતે મને રજા આપી; તેથી હવે તે ત્યાં ગયો; અને કાબેલ ઉસ્તાદોના હાથ નીચે રહીને કેટલાંએક વરસ સુધી ખંત રાખીને મૂળ નકશાઓનું અને તે ઉપર નકશી કોતરવાનું તેણે અધ્યયન કર્યું. તે પાછો ફ્રાન્સમાં પોતાને વતન આવવા નીકળ્યો, એટલે રસ્તામાં ફ્લૉરેન્સ શહેરના બીજા ડ્યૂકે તેને ત્યાં જ રહેવાની તાણ કરી; ત્યાં વળી તેણે કેટલાંએક વરસ રહીને અભ્યાસ અને કોતર કામ કર્યાં; પણ પોતાના આશ્રય-દાતાનું મોત થવાથી, તે પાછો નાન્સિમાં પોતાને ઘેર આવ્યો; અહિં પોતાનો કોરણીનો ધંધો ચલાવવાથી તે પૈસો તથા આબરૂ કમાવા લાગ્યો. પણ ફ્રાન્સમાં જે વેળા લડાઈ ચાલતી હતી, તેવામાં નાન્સિને ઘેરો ઘાલીને તે શહેર હસ્તગત કરવામાં આવ્યું. એ

તમામ બનાવનો નકશો તૈયાર કરીને તેની કોરણી કરવાને રીશ્લીયએ એને કહ્યું; પણ પોતાની જન્મ-ભૂમિને માથે જે દુઃસહ આપ્ત આવી પડી હતી, તેના યાદગારી માટે નકશીનું ચિત્રકામ કરવું તેને ગમ્યું નહિ; તેથી તેણે સાફ ના પાડી. રીસ્લીયએ એને ઘણો ઘણો સમજાવવા માંડ્યો, પણ તેણે માન્યું નહિ; તેથી તેને કેદમા નાખ્યો. તુરંગમાં એને કેટલાએક એના જૂના સોબતીઓ,—પેલા ચામઠા મળી આવ્યા. કાલો જ્યારે પહેલવહેલો રોમ જવા નીકળ્યો હતો, ત્યારે આ લોકોએ એની બરદાસ્ત કરી હતી. કાલો કારાગ્રહમાં છે, એવી વાત તેરમા લૂઈ પાદશાહને કાને આવી, ત્યારે તેણે તેને તરત છોડી મૂકયો; અને ઉપરાંત તેને પૂછ્યું કે તારે જે માગવું હોય તે માગ. કાલોએ લાગલું જ કહ્યું કે, ખુદાવંદ, ચામઠાં મારા જૂના મિત્રો છે. તેમને કેદખાનામાંથી છોડવાનો હુકમ કરો અને પારિસ નગરમાં એમને ભીખ માગવાની પરવાનગી આપો, કે તેમને કોઇ હરકત ન કરે. કાલોની આ અજબ જેવી અરજ પાદશાહે બહાલ રાખી; પણ તે એવી શરતથી કે કાલોએ તે ચામઠાંના ચિત્રોની નકશી કરવી; તે ઉપરથી 'ભીખારીઓ' એ નામનું પુસ્તક તેણે પ્રકટ કર્યું; તેમાં તેમની નવાઈ જેવી નકશીદાર તસ્વીરો તેણે દાખલ કરી છે. વળી એમ કહેવાયછે કે, લૂઇએ કાલોને કહ્યું કે, તું જો પારિસમાં જ રહે, અને બીજે ઠેકાણે ન જાય, તો તને હું વરસે બે હજાર રૂપિયાનું પેન્શન આપું; પણ એને સૌ કરતાં સ્વતંત્રતા વધારે વહાલી હતી; તેથી તેણે એ વાત ના કબૂલ કરી; અને તે પાછો પોતાને ગામ નાન્સિમાં આવ્યો; ને ત્યાં જ રહી તેણે પોતાનો ધંધો મરતાં સુધી કર્યો. તેનાં નકશી અને કોરણીનાં કામ ઉપરથી તે કેવો મહેનતુ હતો, તે જણાશે. તે સોળશેં તસ્વીરો મૂકીને મરણ પામ્યો. તે વિચિત્ર અને વિલક્ષણ વિષયો આકારવાનો બહુ ભાવિક હતો; અને એવું કંઇ ચીતરવાનું આવે, તો તેમાં તે પોતાની ઘણી ચતુરાઈ દેખાડી દેતો. જેમાં અમુક સ્વરૂપ ઉપરથી તાદૃશ તેવી જ તસ્વીર ખડી કરવાની ન હોય, પણ ઉપર જણાવ્યા મુજબ મનને ગમે તેવાં કલ્પિત કામો જ્યારે તે પોતાની કોરણીથી કરતો, ત્યારે તેમાં વિશેષ નરમાશ, નાજુકાઇ અને ચમત્કારિક બારિકી તે લાવતો.

બેન્વેનૂટો ચેલીનીનું જીવન-ચરિત્ર એથી એ વિશેષ અલૌકિક અને સહાસિક છે, એમ જોવાથી જણાશે. તે સોનાનાં અદ્ભુત ઘરેણાં બનાવતો. તે ચિત્રકામ કરતો. તે શિલ્પ શાસ્ત્રી હતો. તે કોરણીથી નકશી કામ પણ કરતો. તે ઇમારતો બાંધવામાં પણ કુશળ હતો; વળી તે ગ્રંથકર્ત્તા પણ હતો. જે સૌથી વિલક્ષણ પ્રતિનાં આત્મ-જીવન ચરિત્ર દુનિયામાં લખાયાં છે, તેમાં એનું પણ એવું જ છે. ફ્લૉરેન્સમાં લોરેંઝો ડ મેડિચી જેવામાં રાજ્ય કરતો હતો, તેવામાં એનો બાપ જોવાની ચેલીની એક દરબારી ગવૈઓ હતો. એના મનની મોટી આરત એ હતી કે મારો છોકરો બેન્વેનૂટો એક સરસ શરણાઇ બજા-

વનારો થાય એટલે થયું. પણ જોવાનીની નોકરી જવાથી, પોતાના દીકરાને એક સોનીને ત્યાં તેનો ધંધો શીખવાને મૂકવો પડ્યો; પણ એ છોકરાએ તો અત્યારથી જ ચિત્રકળા ઉપર મમતા દેખાડવા માંડી; અને પોતાના કામમાં મંડ્યો રહેવાથી તે ચપળ અને હોશિયાર સોની બન્યો. ગામના કેટલાએક લોકો સાથે તે કંઇ ટંટા ફિસાદમાં શામેલ થવાથી, તેને છ મહિના દેશનિકાલની સજા થઇ, તે એટલી મુદ્દત સીએનાના એક સોનીને ત્યાં જઇને રહ્યો; અહિં એણે સોનાના ઘાટ ઘડવામાં અને ઝવેરાતનું જડતર કામ કરવામાં વધારે માહેતગારી મેળવી.

હજુ પણ એના બાપની મમતા એવી હતી કે એ વાંસળી વગાડત શીખે તો સારૂં. એ વાત બેન્વેનૂટોને જરા પણ ગમતી નહિ; પણ પોતાના બાપના માનની ખાતર એ કામનો પણ એણે મહાવરો કરવા માંડ્યો. ચિત્રકળામાં જ તેને ખરેખરી મઝા પડતી; અને તે કામ પાછળ તે ઉલટથી મંડ્યો રહેતો. ફ્લૉરેન્સમાં પાછા આવીને લીઓનાર્ડો ડા વીંચી અને માઇકલ આંજેલોનાં ચિત્રકામોનું તેણે મન ઘાલીને મનન કર્યું; વળી સોનાના કસબમાં વધારે કુશળતા મેળવવાના વિચારથી તે પગપાળો રોમ શહેરમાં ગયો. ત્યાં તે તરેહ તરેહનાં સહાસિક કામોમાં ગૂંથાયો. તે સોના વગેરે કીમતી ધાતુની અતિ સુંદર કારીગરી કરી જાણેછે, એવી કીર્તિ તે ફ્લૉરેન્સ આવવાની સાથે બધે ફેલાઇ; અને તેની ચતુરાઇ ભરેલી કારીગરીનો ખપ બહુ જાગ્યો. પણ તેની પ્રકૃતિ તામસી હતી, તેથી તે વારે ઘડીએ કજીઆ કંકાસમાં ભેખડાઇ જતો; અને હરવખ્ત તેને જીવ સાટાસાટ લડીને નાસી જવું પડતું. એમ કરતાં એક વેળા તેને ફકીરનો વેશ લઇને ફ્લૉરેન્સમાંથી ભાગવું પડ્યું. ત્યાંથી તે પ્રથમ સીએનામાં આવી રહ્યો, અને પાછળથી રોમ શહેરમાં ભરાઇ બેઠો.

આ બીજી વાર તે રોમમાં આવ્યો, એટલે એનો ધંધો ઘણા જોશથી ચાલવા લાગ્યો; અને ધર્મગુરુ ખુદ પોપે જ તેને દરબારમાં દાખલ કર્યો. ત્યાં એ સોનીનું અને ગવૈઆનું કામ કરતો. શિષ્ટ કારીગરોનાં કામ જોઇ જોઇને તે નિરંતર પોતાના હુનરને શીખતો જતો અને તેમાં સુધરતો જતો. તે જડાવ કામ કરતો. તે સુંદર મીનો પણ કરતો. મહોરછાપ અને સીપોમાં નકશીદાર કોરણી પણ તે કરતો. વળી, તે સોના રૂપાના નવા નવા ઘાટ બનાવીને ઘડતો; અને કાંસાના ઢાળા પાડતો. એ સઘળું કામ તે બીજા બધા કસબી કારીગરોથી ચઢીઆતું કરતો. જો તેને કાને કોઇ વાર એવી વાત આવે કે, ફલાણો સોની ફલાણી બાબતમાં એક્કો છે, તો તેનાથી સરસ થવાનો તે મન સાથે તરત જ નિશ્ચય કરતો. એ પ્રમાણે કરવાથી જે કારીગર ચાંદ બનાવવા પહેલો નંબર ગણાતો હોય તેની બરાબર તે તેવો જ ચાંદ બનાવીને તૈયાર કરતો; બીજો કારીગર મીનો દેવામાં ઉત્તમ હોય, તો તે કામમાં તેની સાથે બરોબરીઓ થઇને તે ઉભો રહેતો; અને ત્રીજો જડતરમાં સરસાઇ

ભોગવતો હોય, તો તેની સામા આવીને તે માગ મૂકાવતો. ખરેખરૂં જોવા જઇએ તો, તેના ધંધાના દરેક વિષયમાં સર્વોપરીપણું સંપાદન કરવાને તે સદા તૃષ્ણાતુર રહેતો.

આ પ્રમાણે ચેલીની ઉમંગે કામ કરતો; તેથી તે ઘણું કામ કરી શક્યો. એમાં કંઇ નવાઇ જેવું નથી. તેની મહેનતનો કંઇ કાંઠો નહતો; અને તે સદા કંઇ પણ કર્યાં જ કરતો. કોઈ વાર તે ફ્લૉરેન્સમાં હોય, તો કોઇ વાર રોમમાં; વળી, કદી કદી માંચુઆ, રોમ અને નેપલ્સનું ચક્કર મારીને પાછો ફ્લૉરેન્સમાં આવી પહોંચે; વળી ક્વચિત્ વેનિસમાં અને ક્વચિત્ પારિસ નગર સુધી જઇ આવે. તેમાં સઘળી લાંબી મુસાફરી તે ઘોડા ઉપર બેસીને જ કરતો; અને તેથી તે પોતાની સાથે કંઇ ઝાઝો સામાન રાખી શકતો નહિ; તેથી તે જ્યાં જતો, ત્યાં તેનાં ખપનાં ઓજાર તે પોતાને હાથે બનાવી લેતો. તે પોતાનાં ચિત્ર કામ પોતાની મેળે જ કલ્પી કાઢતો; અને પોતાની મેળે જ ચીતરતો; પોતાને હાથે જ તે ટીપતો, કોતરતો, ગાળતો અને ઘડતો. ખરેખર, તેનાં કામ જોઇને જ આપણને જણાય કે તે દરેક ઉપર મહા તેજસ્વી બુદ્ધિની છાપ પડેલી છે; અને તરત જ માલમ પડે કે એક માણસે કલ્પના કરી નકશો કાઢ્યો હોય, અને બીજા માણસે તે નકશા ઉપરથી કોતરણી કરી હોય, એમ સંભવતું નથી; પણ જેની કલ્પના તેની જ આ કૃતિ છે, એમ સ્પષ્ટ સમજાયા વિના રહે જ નહિ. સ્ત્રીઓના ઘાઘરા ઉપર જે કમરબંધ પહેરવામાં આવેછે, તેની ચાંપ હો; કે મહોરછાપ યા સીલ કોતરવાની હો; પ્રિયાની યાદગીરીને માટે તેના ચોટલાના થોડા વાળ રાખવાની આશકની નાની સોનાની દાબડી હો; પહેરેલાં લૂગડાંને કબજાને માટે ભેરવી દેવાની જડિત કળદાર ચાંપ હો; વીંટી હો કે બોરીઉં હો; ગમે તેવી હલકામાં હલકી ચીજ હો; પણ તે ચેલીનીના હાથમાં આવે કે, કસબી કારીગરનો ખુબસુરત નમુનો થઇ રહેતો.

ચેલીની તેના હાથની ચાલાકી અને કારીગરી માટે પ્રખ્યાત હતો. રાફાએલો ડ મોરો નામનો એક સોની હતો. તેની છોકરીના હાથ ઉપર કંઇ શસ્ત્રક્રિયા કરવી હશે; તેથી એક વૈદ્ય તેને ઘેર આવ્યો. એ વેળા ચેલીની ત્યાં ઉભો હતો. તેણે એ વૈદ્યનાં હથિયાર જોયાં, તે તેને કઢંગાં અને બેડોળ લાગ્યાં; એ જમાનામાં બધે એવાં જ વપરાતાં; તેથી તેણે પેલા વૈદ્યને કહ્યું કે એક પા કલાક તમે જરા સબુર કરો; અને હમણાં કંઇ કાપકૂપ કરશો નહિ. એમ કહીને તે તરત પોતાની દુકાને દોડી ગયો; અને પોતાની પાસે ઘણું જ પાણીદાર ઉત્તમ પ્રતિનું પોલાદ હતું, તેમાંથી એક કટકો તે લઇ આવ્યો; અને તેનો એવો સુંદર તેજદાર ચપ્પુ તેણે બનાવ્યો કે તેનાથી ધારેલી શસ્ત્રક્રિયા સારી રીતે થઇ.

ચેલીનીએ ઘણી મૂર્તિઓ ઘડી છે; તેમાં યુનાની ઇંદ્રદેવ (જ્યુપિટર)ની રૂપાની મૂર્તિ બહુ જ જાણવા જોગ છે. તે તેણે પહેલા ફ્રાન્સિસ પાદશાહને

માટે પારિસ નગરમાં રહીને તૈયાર કરી; અને બીજું પૂતળું તેણે પર્સિયસ દેવનું બનાવ્યું. તે કાંસાના ઢાળાનું તેણે ફ્લૉરેન્સના કૅાસ્મો ઠાકોરને વાસ્તે તૈયાર કર્યું. વળી, તેણે આરસ પહાણની મોટી મોટી મૂર્તિઓ બનાવી. યુનાની સૂર્યદેવની, પ્રાચીન લાકોનિયાના સૂર્યદેવે કતલ કરેલા હ્યાએસિન્થસની, નાર્સિસસ નામના એક કલ્પિત ખુબસુરત છોકરાની અને યુનાની વરૂણ (નેપચ્યુન) દેવની તેણે પ્રતિમાઓ બનાવી. 'પર્સિયસનો ઢાળો પાડવામાં તેને જે અસાધારણ બનાવો સામા કમર કસવી પડી છે, તે ઉપરથી એ માણસની જાણ્વા જેવી વર્ત્તણુક ખાસ રીતે જણાઇ આવેછે.

પર્સિયસનો પ્રથમ નમુનો મીણમાં છાપીને ઠાકોર સાહેબને તેણે દેખાડ્યો. તે જોઇને તેમણે ખાત્રીપૂર્વક પોતાનો અભિપ્રાય જણાવ્યો કે, આ નમુનો કાંસાના ઢાળામાં કદી પણ ઉઠનાર નથી. 'એ વાત કદી પણ બની શકનાર નથી,' એવાં ઠાકોરનાં ભવિષ્ય વચન સાંભળીને એ કામ સાંગોપાંગ પાર ઉતારવાને ચેલીનીનો જીવ બહુ ચોળાવા લાગ્યો. તેણે પ્રથમ માટીનું એક પૂતળું ખડું કર્યું. તેને ભઠ્ઠીમાં પકવ્યું; તે ઉપર તેણે મીણનું પડ ફેરવી વાળ્યું; એટલે તે પડ બરાબર પૂતળાના ઘાટનું થઇ રહ્યું. વળી, તે મીણના જાડા અસ્તર ઉપર તેણે એક બીજી માટીનું પડ લગાવી દઇને એ આખા પૂતળાને ભઠ્ઠીમાં મૂક્યું. તાપથી મીણ ઓગળીને નીકળી ગયું; તેથી અસલ માટીનું પૂતળું અને તે ઉપર માટીનો બીજો થર, એ બે રહ્યાં, અને વચલો ભાગ મીણ નીકળી ખાલી થયો. એ બે પડ વચ્ચેના પોલા ભાગમાં જો ગાળેલી ધાતુનો રસ દાખલ કરવામાં આવે, તો ધારેલું કામ થાય, એમ હતું. એ કામ કરવામાં કંઇ ઘોંઘાટ કે ગરબડાટ ન થાય, માટે તે ભઠ્ઠીની નીચે જ ખાણ જેવો ખાડો ખોદવામાં આવ્યો હતો; અને ભઠ્ઠીમાં રસ થવાને તાંબું, કલાઇ વગેરે મિશ્ર ધાતુઓ મૂકવામાં આવી હતી. તે ભઠ્ઠી અને ખાડામાં રાખેલા બેવડા પડવાળા માટીના બાવલા વચ્ચે એવી નળીઓ અને છિદ્ર રાખ્યાં હતાં કે, ભઠ્ઠીમાંની પ્રવાહી ધાતુનો રસ તે વાટે થઇને નીચે બાવલાની પોલી જગામાં બરાબર ચાલ્યો જાય.

ધાતુ ગાળવાને બળતણ જોઇએ; તેને માટે ચેલીનીએ પાઇન લાકડાંના ભર ને ભર આગળથી રાખ્યા હતા. ભઠ્ઠી પીતળ અને કાંસાના કટકાથી ભરીને દેવતા સળગાવ્યો. લાકડાં પાતળાં અને સૂકાં ભઠ જેવાં હતાં; વળી, તે દેવદાર જેવાં હલકાં હતાં; એટલે દેવતા પ્રકટવાની સાથે એ તો દારૂની પેઠે લઇ ઉઠ્યાં; અને ભડકો જબરો અને ઊંચો થવાથી તેની દુકાન સળગી અને થોડુંએક છાપરૂં બળી ગયું; તેવામાં વળી ભોગજોગે પવન ફૂંકતો હતો અને વરસાદ પડવા લાગ્યો; તેથી તળે ગરમી બરાબર પહોંચી નહિ અને ધાતુ પીગળી નહિ. પહોરના પહોર સુધી ચેલીની ભઠ્ઠીમાં લાકડાંપર લાકડાં નાખવા લાગ્યો; પણ જોઇએ તેવી આંચ પહોંચી નહિ; અને એમ કરતાં તે આખરે

એવો થાકીને લોથ જેવો થઈ ગયો અને માંદો પડી ગયો કે, હવે આ મૂર્તિનો ઢાળો પાડતા પહેલાં હું મરી જઇશ, એમ એને લાગ્યું. ધાતુનો રસ થાય, ત્યારે તે નળીઓ વાટે રેડજો, એમ પોતાના હાથ નીચેનાં માણસોને કહીને તેને તરત ખાટલે પડવું પડ્યું. તેની પથારીની આસપાસ કેટલાંએક ભેગાં થઇને તેના દુઃખની દલગીરીથી વાતો કરતાં હતાં; એટલામાં એક મજુર અંદર આવીને કહેવા લાગ્યો કે, અરેરે, ગરીબ બાપડા બેન્વેનૂટોની કારીગરી બધી છેક જ ધૂળ મળી ગઇ. એ બોલો સાંભળતા વારને જ તે તેની પથારીમાંથી ઉછળીને ઉભો થયો; અને પોતાની દુકાને ધસ્યો ધસ્યો ગયો. ત્યાં તેણે જોયું તો, દેવતા એટલો બધો નરમ પડી ગયો હતો કે ધાતુ પાછી કઠણ થઇ ગઈ.

એક આઘેના પાડોશીના ઘરમાં ઓકનાં લાકડાંનો ભર પડ્યો હતો. તે વરસથી પડ્યો પડ્યો સૂકાયા કરતો હતો. તે તેણે માગ્યો, અને તે લાકડાં ભઠ્ઠીમાં જ્યાં મૂકવા માંડ્યાં કે દેવતા પાછો ભડકે બળવા લાગ્યો; અને ધાતુ ઓગળીને તેજની પેઠે ઝગારા મારવા લાગી. હજુ પવન તો જોરથી વાતો હતો; વરસાદ પણ મૂશળધાર પડતો હતો. તેમાંથી પોતાનો બચાવ કરવાને તેણે દુકાનમાંથી કેટલીએક મેજો મંગાવીને પોતાની આડે મૂકી; અને જૂનાં કપડાં તથા ઉન અને રેશમનાં કપડાંના કટકા તે ઉપર મૂક્યા. તેની પાછળ રહીને ચેલીની ભઠ્ઠીમાં લાકડાં નાખતો જ ચાલ્યો. ભઠ્ઠીમાં જે ધાતુ હતી, તે ઉપર કલાઇ, સીસું, તાંબું વગેરેની મેળવણીથી પ્યૂટર નામની મિશ્ર ધાતુ થાયછે, તે નાખવામાં આવી; અને કોઈ વેળા લોઢાના સળીઆથી અને કોઇ વેળા લાંબા વાંસથી તેને હલાવ હલાવ કરતાં, સઘળી ધાતુ પૂરેપૂરી ઓગળી. આ અણીને સમે, જ્યાં ખરેખરો કસોટીનો વખત હાથવેંતમાં આવ્યો, એટલામાં મેઘગર્જનાની પેઠે એક ભયંકર અવાજ થયો; અને ચેલીનીની નજર આગળ અગ્નિનો ચળકાટ વીજળીના ઝબકારાની પેઠે ઝબક્યો. જે ભઠ્ઠીમાં ધાતુનો રસ કરવામાં આવ્યો હતો, તેનું ઢાંકણું ફાટ્યું, અને પીગળેલી ધાતુ નદીના પ્રવાહની પેઠે વહેવા લાગી; પણ તે જોઇએ તેવી ત્વરાથી વહેતી નહોતી, એમ ચેલીનીને જણાતાં, તે પોતાના રસોડામાં દોડ્યો અને ત્યાંથી જૂદી જૂદી ધાતુના બશેંક કાંશીઆ, રીકાબીઓ અને દેગડીઓ, એમ તાંબાનું કે પ્યૂટરનું જે હાથ આવ્યું, તે સઘળું લઈ આવીને પેલી સર્વસ્વ 'યાહોમ' કરનારી ભઠ્ઠીમાં નાખ્યું. ત્યારે છેવટ ધાતુ સપાટાબંધ વહેવા લાગી, અને એવી હકીકત બની ત્યારે 'પર્સિયસ'ની પ્રચંડ પ્રતિમાનો ઢાળો પડ્યો.

ચેલીનીમાં જન્મથી જે કુદરતી અકલની રોશની હતી, તેના જુસ્સાદાર વેગથી તે પોતાના રસોડામાં દોડીને, જે કંઇ તેની નજરે પડ્યું, તે સઘળું લાવીને તેણે ભઠ્ઠીમાં હોમી દીધું. એ વાત વાંચીને પાલિસિએ માટીનાં ઠામ પકવવાને પોતાના સરસામાનના ટુકડે ટુકડા કરીને અગ્નિદેવને અર્પણ કર્યાં, એ ત્રીજા પ્રકરણમાં વિસ્તારથી કહ્યું છે, તે વાંચનારને સાંભરી આવશે. આ બે પુરુષોની

ઝનૂન એક સરખી હતી. એ બાદ કરતાં, બીજી કોઈ વાતે એ કોઇ કોઇને મળતા આવે એમ નહતું. **'એક પાસ રામ અને એક પાસ ગામ'** એ કહેવત પ્રમાણે ચેલીનીની હાલત હતી. તે પોતાની મેળે જ કહેતો કે, દુનિયાનું દરેક માણસ મારી સામા છે. પૂર્વે થઇ ગએલા ઇસ્માએલના જેવી મારી દશા છે. ગમે તેમ હો, પણ કામ કરવા આડે, તે વખત એની અજબ ચતુરાઇ અને કસબ લડાવવામાં એનું બુદ્ધિબળ, એ કોણ ના પાડશે?

**નિકલસ પૂસાં**નું ચરિત્ર ચેલીનીના ચરિત્ર કરતાં વધારે શાંત અને સરળ હતું. તે કળા કૌશલ્યમાં તેમ જ સંસાર વ્યવહારમાં પવિત્ર અને ઉચ્ચ મનનો હતો. તે તેના બુદ્ધિબળને માટે, તેના પ્રમાણિકપણાને માટે અને તેની અમીરી સાદાઇને માટે પ્રસિદ્ધ હતો. રૂઆં શહેરની પાસે **આંડલે** ગામમાં ઘણી ગરીબ હાલતમાં તેનો જન્મ થયો હતો. ત્યાં એનો બાપ એક નાની નિશાળ ભણાવી ખાતો. તેણે પોતાની શક્તિ પ્રમાણે એને ભણાવ્યો; પણ એમ કહેવાયછે કે, ભણવામાં એનું બરાબર ચિત્ત ન હતું; અને પોતાનો બધો વખત પાટીમાં અને પાઠ કરવાની ચોપડીઓમાં ચીતરામણ કાઢી કાઢીને તે પૂરો કરતો. એક ગામડાનો ચીતારો એનાં ડોળ જોઇને ઘણો રાજી થયો. તેણે એનાં માબાપને વિનવી વિનવીને કહ્યું કે છોકરાની રુચિ પ્રમાણે તમે એને કરવા દેજો. એની મરજીની આડે આવશો નહિ. તેની આ માગણીને સાટે તેણે **પૂસાં**ને ભણાવવાનું કબૂલ કર્યું; પણ તેણે થોડા વખતમાં એવો તો એ કળામાં અભ્યાસ કર્યો કે પેલા ચીતારાને કંઈ શીખવવાનું રહ્યું નહિ. **પૂસાં**ને આટલાથી નિરાંત વળી નહિ. તેને વિશેષ કેળવણી લેવાની મરજી હતી; તેથી અઢાર વરસની ઉમરે તે **પારિસ** જવા નીકળ્યો; અને માર્ગમાં કોઇ વેપારી કે દુકાનદારની દુકાને માથે રાખવાનાં નામ-કામવાળાં પાટીઆં ચીતરી આપતો; અને એ પ્રમાણે તે પોતાનું પોષણ કરતો જતો.

**પારિસ** જોઇને તો તે દિગ્મૂઢ બની ગયો. ત્યાં તેને કળાકૌશલ્ય અને કારીગરીનો અખૂટ ભંડાર નજરે પડ્યો. એ બધું જોઇને એ નવાઇ પામવા લાગ્યો; અને એવાં કામ કરવાની એને તૃષ્ણા થઇ આવી. ઘણાં ચિત્રાલયોમાં તેણે ખંત રાખીને કામ કર્યું. કોઇ ઠેકાણે તે ચીતરવાનું કામ કરતો; તો કોઇ ઠેકાણે નકલ ઉતારી લેતો; તો વળી ત્રીજે ઠેકાણે તે રંગ પૂરવાનું કરતો. થોડો વખત ગયા કેડે, બને તો **રોમ**ની રંગભૂમિની યાત્રા કરવાનું તેણે મન સાથે નક્કી કર્યું; તેથી તે નીકળી પડીને **ફ્લૉરેન્સ** સુધી જેમ તેમ પહોંચ્યો; પણ ત્યાંથી તેને પાછું **પારિસ** આવવું પડ્યું. તેણે ફરીથી ઠેઠ **રોમ** સુધી જવાની મહેનત કરી; પણ આ વેળા તો આગળ કરતાં પણ તે પાછો પડ્યો; કેમકે તેનાથી **લાયન્સ** મૂકીને આગળ વધાયું નહિ. તથાપિ પોતાની મેળે સુધરવાને એને જે જે તક મળી આવતી, તે સઘળીને એ સંભાળથી કામમાં લેતો;

અને કામ કરવામાં તેમજ અભ્યાસ કરવામાં તે પહેલાંના જેવા જ આગ્રહથી મહેનત કરતો.

એ પ્રમાણે ખૂણામાં ભરાઇ રહીને દુઃખ દરિદ્રતામાં તેણે બાર વરસ કાઢ્યાં. એ લાંબી મુદ્દતમાં તે કેટલી વાર પાછો પડ્યો; કેટલી વાર તેની આશા ઉમેદો ભાગી ગઈ; અને તેને ખાવાપીવામાં પણ કદાચ્ કેવા વેલા વેઠવા પડ્યા હશે; તે કહ્યે જાય તેમ નથી. આટલું વેઠ્યા પછી છેવટ પૂસાંને રોમનાં દર્શન થયાં. ત્યાં રહીને તેણે ખૂબ ખંતથી જૂના પંડિતોની કારીગરીનું અધ્યયન કર્યું; તેમાં પુરાતન મૂર્તિઓનું વિશેષ; કારણ કે તેની ખુબી અને સંપૂર્ણતા જોઇને એ છક થઇ ગયો. કેટલીએક મુદ્દત સુધી તો તે ડ્યુકાન્વા શિલ્પિની ભેગો જ રહ્યો. એ પંડિત પણ એના જેવો જ ગરીબ હતો. જૂની મૂર્તિઓ પ્રમાણે નમુના ઘડવામાં તે તેને મદદ આપવા લાગ્યો. તેણે તેની સાથે રહીને રોમનાં મોટાં મોટાં બાવલાંનું,—તેમાં વિશેષ કરીને આંટીનૂસનું માપ લીધું; અને આ પ્રમાણેનો મહાવરો રાખવાથી તેની શિલ્પ–કામની પદ્ધતિ સુધરી ગઇ, એમ લાગેછે. આ સમારંભની સાથે વળી તે શારીર–શાસ્ત્રનું અધ્યયન કરવા લાગ્યો, મનુષ્ય–ચિત્રો કાઢવાનો મહાવરો પાડવા લાગ્યો. અને જે લોકો તેને મળતા તેમની જૂદી જૂદી ઢબછબના, અને હાવભાવના તેણે પુષ્કળ નમુના ઉતારી લીધા. તે ઉપરાંત વળી નવરાશના વખતમાં તેના મિત્રો પાસેથી જેવા મળે તેવા વિષય ઉપરના પ્રમાણ–ગ્રંથો તે લક્ષપૂર્વક વાંચવા લાગ્યો.

આ બધી મુદ્દતમાં તે ઘણો ગરીબ હાલતમાં હતો. હું ક્ષણે ક્ષણે સુધરતો જાઉંછું, એમ એને લાગતું, તેથી તે પોતાનું મન વાળતો. તે પોતાની તસ્વીરો, જેટલી ઉપજે તેટલી કીમતે ખુશીથી વેચી દેતો. તેણે એક પેગંબરની તસ્વીર માત્ર ૭ રૂપિયે આપી દીધી; અને બીજી 'ફિલીસ્ટાઇન લોકો અને તેમનો દંભ' એ નામની તસ્વોર તેણે બશેં રૂપિયે વેચી. એ જ તસ્વીર પાછળથી ધર્માધિકારી રીસ્લીયએ ચાર હજાર રૂપિયા ખર્ચીને લીધી. તેના દુઃખમાં કંઈ બાકી હોય, તો તે પૂરૂં કરવાને એક મહા દુષ્ટ રોગ તેને થયો; તેથી તે કેવળ લાચાર બની ગયો; આવી વખતે શીવેલિયર ડ પોસો તેને નાણાં આપીને તેની હરકતો દૂર કરતો. પાછળથી તેણે આ ગૃહસ્થને માટે 'રણમાં વિશ્રાન્તિ' નામની એક સુંદર તસ્વીર ચીતરી; તેથી તેણે તેને વેળા કવેળા જેટલા પૈસા આપ્યા હશે, તે કરતાં ઘણો જ ભારે બદલો તેને મળ્યો.

આ બહાદુર કળાધર વ્યાધિગ્રસ્ત છતાં, મહેનત પાછળ મંડ્યો જ રહ્યો અને આગળ શીખતો જ ગયો. તેની નજર ઊંચી હતી. મોટાં કામ કરવા પાછળ તેનું મન હતું તેથી વિશેષ વિશાળ અધ્યયન કરવાના હેતુથી તે ફ્લૉરેન્સ તથા વેનિસ ગયો. 'જર્માનિકસનું મૃત્યુ' એ નામની તસ્વીર તેણે બહાર પાડી; તે પછી 'અવસાન–કાળની ક્રિયા' 'યુડામિડાસનું વસીઅતનામું' 'ઈશ્વરના દરબારનું અમૃત' 'સાબીન લોકોનું અપહરણ' એ પ્રમાણે

એક પછી એક તે કાઢતો ગયો; તેણે પોતાનું સઘળું મન રોકીને જે પરિશ્રમ કર્યો છે, તે એ મહાન તસ્વીરો જોવાથી જણાયછે.

તથાપિ **પૂસાં**ની કીર્તિ ધીમે ધીમે વધવા લાગી. તે એકાંતવાસી હતો; અને માણસોના મેળાવડાથી તે આઘો ને આઘો જ રહેતો. લોકો એમ સમજતા, કે એ ચિત્રકામ કરેછે, તેના કરતાં તે વિચાર કરવામાં વધારે વખત રોકેછે; માટે તેઓ એનાં ચીતારા કરતાં વિચાર કરનારરૂપે વધારે વખાણ કરતા. જ્યારે તેને કંઈ ચિત્ર કામ કરવાનું ન હોય, ત્યારે તે ગામડામાં એકલો આઘે સુધી બહાર ફરવા નીકળી જતો; અને હવે કયા કયા વિષયોની તસ્વીરો કાઢવી, તેનું મન સાથે ચિંતન કર્યા કરતો. **રોમ**માં તેને બહુ થોડા મિત્ર હતા. તેમાં **કલૉડ લૉરેઇન** તેનો એક મિત્ર હતો. તેની સાથે ત્રિશીલ ડુંગરની અગાશીમાં બેસીને કળાકૌશલ્ય અને પ્રાચીન બાબતો ઉપર તેણે ઘણા કલાક સુધી વાતચીત કરી હતી. **રોમ**માં હવે કંઇ નવા જૂની થતી નહિ. જેવી કાલ, તેવી આજ; અને જેવી આજ તેવી આવતી કાલ; એમ એક જ ઢબમાં મંદ શાંતિ અને સરખાપણું ચાલતું, તે તેને રુચિકર હતું; અને ચિત્ર કામ કરવાથી જો મારૂં ગુજરાન જ ફક્ત ચાલ્યું જાય, તો મારે કદી **રોમ** મૂકીને ક્યાં એ જવું નથી એમ તેના મન સાથે નક્કી હતું.

પણ હવે એની કીર્તિ **રોમ**ના દરવાજા બહાર ચારે દિશામાં આઘે સુધી પ્રસરી; અને **પારિસ** નગરમાં આવવાને તેને ઇજન પર ઇજન આવવા લાગ્યાં. તેને પાદશાહી પહેલા ચિત્રકારની જગા આપવા માંડી. **ભમતો પરોણો ભૂખે મરે,** એવી એક ઇટાલિયન ભાષાની તેણે કહેવત કહીને **પારિસ** જવાનું કમન બતાવ્યું. વળી, તેણે કહ્યું કે, હું પંદર વરસથી **રોમ**માં રહુંછું; અહીંઆંની એક સ્ત્રી સાથે પરણીને મેં સંસાર માંડ્યો છે; અને હવે અહીં જ મરવું અને અહીં જ દટાવું, એવી મારી ઇચ્છા છે. તેને ફરીથી ખેંચતાણ કરી, ત્યારે તેણે હા ભણી; અને તે **પારિસ**માં પાછો આવ્યો. પણ એના આવવાથી **પારિસ**માં એના સહવર્ગી કારીગરોને એના ઉપર ઘણી અદેખાઈ આવવા લાગી; અને તેથી પાછું **રોમ** જવાય તો સારૂં એમ એના મનમાં થઇ આવ્યું. તે **પારિસ**માં હતો, તેવામાં તેણે 'ઝેવિએઇ સંત,' 'જળ સંસ્કાર' અને 'અવસાન-કાળનું ભોજન' એવાં મોટાં મોટાં ઘણી કારીગરીનાં કામ તેણે કર્યાં. તે નિરંતર કામમાં જ રોકાએલો રહેતો. પ્રથમ તો તેને જે કહેતા, તે તે કરી આપતો. પાદશાહનાં પુસ્તકોના આદિ પૃષ્ઠ માટે ચિત્રનાં ખોખાં તૈયાર કરતો; તેમાં વિશેષ કરીને પાદશાહનાં ધર્મશાસ્ત્ર અને **વર્જિલ**નાં કાવ્યને માટે, **લૂવર**નાં દિવાનખાનાની દિવાલોને માટે અને મહેલમાં બીછાતનાં ઉન તથા રેશમનાં કીમતી કપડાંને માટે ચિત્ર કામના નકશા તેને કરી દેવા પડતા; પણ જ્યારે

તેને માથે ઘણો બોજો નાંખવામાં આવ્યો, ત્યારે મુંઝાઇને તેણે મોસ્ય ડ શાંટ્લુપને વિનવીને કહ્યું કે, પુસ્તકોના પહેલા પાનાના મથાળાને માટે ચિત્ર બનાવવું તે મારે; કુમારિકાની તસ્વીર કાઢવી તે પણ મારે; સંત લૂઇના દેવાલયમાં જે મેળાવડો થયો હતો, તેનો નકશો લેવો તે પણ મારે; કળાકૌશલ્યના પ્રદર્શનને માટે પણ જૂદી જૂદી તરેહનાં ચિત્રો ઉઠાવવાં તે મારે; અને વળી પાદશાહી બીછાતનાં વસ્ત્રો ઉપર પણ મારે જ ચિત્ર કામ કરવું. મારે બે જ હાથ છે; અને એક નાનું સરખું નબળું માથું છે; કોઈ બીજો માણસ મને મદદ કરી શકે નહિ; અને બીજો મહેનત કરવા જાય તોપણ તે મારે કામ આવે એમ નથી; તેથી મારી મહેનત હળવી થાય એમ નથી; ત્યારે એ બધું એકી વખતે હું શી રીતે કરી શકું, તે તમારે વિચારવું ઘટેછે.

તેનાં વિજયી પરાક્રમથી તેના દુશ્મનોનો જીવ બળી જતો, તેથી તેઓ તેના ઉપર બહુ કટાક્ષ રાખતા; તે તેનાથી સહન થયું નહિ; તેમ તે એમની સાથે મળી જઇને મિત્રાચારી કરી શકે, એવું દૈવત પણ એનામાં નહતું; તેથી બે વરસ પૂરાં થતા પહેલાંજ તેણે પારિસ છોડીને પાછું રોમ જવાનું નક્કી કર્યું. ત્યાં પિન્સિયો ડુંગરાને માથે પોતાના ગરીબ ઘરમાં આવીને તે ઘણી જ સાદાઇથી એકાંતવાસ કરીને રહેવા લાગ્યો, અને પોતાની બાકીની જીંદગી ચિત્ર–કળા પાછળ ખંતથી શ્રમ કરીને ગાળવા લાગ્યો. જે રોગ તેને કાળની પેઠે વળગ્યો હતો, તેથી હજુ તે પીડાયા કરતો; તોપણ તે પોતાની કળાના અધ્યયનમાં આનંદ પામતો; અને હમેશાં સરસ થવાની મહેનત કર્યાં કરતો. તે કહેતો કે 'હું જેમ જેમ ઘરડો થતો જાઉંછું, તેમ તેમ કળાની સંપૂર્ણતાના ઊંચા શિખર ઉપર પહોંચવાની મારામાં અધિક અધિક તૃષ્ણા ઉઠતી જાયછે; અને મારાં આગળનાં કામને પછવાડે મૂકી દે, એવાં ઉમદા કામ કરીને હું મારા આગલ્યા પંડ કરતાં પણ ચઢિયાતો થાઉં, એવો ઉગ્ર લોભ મારા મનમાં થઇ આવેછે.' એ પ્રમાણે મહેનત કરવામાં, ચઢિયાતા થવાની કોશીસ કરવામાં અને વ્યાધિની વિટંબણા વેઠવામાં પૂસાંએ પોતાની પાછલી ઉમર પૂરી કરી. એને કંઈ છોકરાં નહતાં; એની સ્ત્રી આગળથી મરી ગઇ હતી; તેના સઘળા મિત્રો પણ મરી પરવાર્યાં હતા; તેથી તેની બુઝુર્ગીમાં તે કેવળ એકલો જ રહ્યો હતો; પ્રાચીન રોમ કબરોથી ભરપૂર હતું, તેમાં તે બિચારો નિરાધાર હતો. તે ઈ. સ. ૧૬૫૫માં મરણ પામ્યો. તેણે પોતાની આખી ઉમરમાં ચાર હજાર રૂપિયા માત્ર બચાવ્યા હતા; તે તેની જન્મભૂમિ આંડલેમાં તેનાં સગાંને વારસામાં આપતો ગયો; અને પોતાની આખી ફ્રેંચ પ્રજાને માટે પોતાના બુદ્ધિબળથી નીપજાવેલાં મહાન કામોનો સંગ્રહ તે મૂકતો ગયો.

**એરી શેફરે** ચિત્ર-કળા પાછળ એવા જ મોટા મનથી પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું હતું; હાલના વખતમાં તે ચિત્રકળાનો વિરલ ભક્ત હતો, એ એનું જીવનચરિત્ર જાણવાથી જણાશે. એ ડૉર્ડ્રેકટ ગામમાં જન્મ્યો હતો. તેનો બાપ જર્મન હતો. તે ચીતારો હતો. શેફર નાનપણથી જ ચીતરવાનો અને રંગ પૂરવાનો શોખ બતાવવા લાગ્યો. તેનાં માબાપ પણ તેને એ હુનર પાછળ મંડ્યા રહેવાને ઉસ્કેરતાં. એ નાનો હતો તેવામાં જ એનો બાપ મરી ગયો. એની મા પાસે કંઇ વધારે પૈસા નહતા; તોપણ પોતાના દીકરાને ભણવાનો સારો લાગ મળે, એવા વિચારથી પોતાનું વતન પડતું મૂકીને તે પારિસ જેવા મોંઘા શહેરમાં આવીને રહી. અહીં નાના શેફરને ગેરાં નામના ચીતારા પાસે રાખ્યો. પણ છોકરો આખો દહાડો એ ચીતારા પાસે રહીને કામ શીખે, એ વાત એની માને પરવડે એમ નહોતી; કેમકે તે ગરીબ હાલતમાં હતી, અને એકલીની મહેનતથી આખા કુટુંબનો નીભાવ થાય એમ નહોતું. તેને બીજાં છોકરાં હતાં. તેમને પણ ભણાવવાં જ, એવી મતલબથી તેણે પોતાની પાસે જે થોડું ઘણું ઘરેણું હતું, તે પણ તેણે વેચી નાખ્યું; અને હરેક જાતનું સુખ તજીને બેઠી. આવે વખતે એરી પોતાની માને મદદ કરવા મરજી કરે, એમાં કશી નવાઈ નથી. તે અઢાર વરસનો થયો, એટલે તો તેણે સાદા પદાર્થોની નાની નાની તસ્વીરો ચીતરીને વેચવા માંડી; તે થોડી કીમતે વેચતો, તેથી તરત ખપી જતી. તે વળી માણસોની તસ્વીરો પણ ઉતારવા લાગ્યો; તેમ કરવામાં તે મહાવરો, અનુભવ અને ખરી મજુરીના પૈસા પણ મેળવતો ચાલ્યો. ચીતરવામાં, ચિત્રમાં યોગ્ય રંગ પૂરવામાં અને મેળવણી કરવામાં તે ધીમે ધીમે સુધરતો ચાલ્યો. તેણે 'જળ-સંસ્કાર'નું ચિત્ર તૈયાર કર્યું, તે ક્ષણથી જ તેની જીંદગીની નવી કારકીર્દી શરૂ થઇ; અને તે વખતથી જ તે આગળ વધતો ચાલ્યો; અને પછી 'ફૉસ્ટ', 'ફ્રાન્સિસ્કા ડ રિમિનિ', 'દિલાસો દેનાર ઇસૂ ખ્રિસ્ત', 'પવિત્ર સ્ત્રીઓ' 'મૉનિકા અને ઑગસ્ટિન સંતો' અને બીજાં ઘણાં ઉમદાં ચિત્રોથી તેની તેજસ્વી કીર્તિ મધ્યાન્હના સૂર્યની પેઠે તપવા લાગી.

**મિ. ગ્રોટ** લખેછે કે, 'ફ્રાન્સિસ્કા' તૈયાર કરવામાં એને અપાર મહેનત કરવી પડી હશે, અખંડ વિચાર કરવો પડ્યો હશે, અને એકાગ્ર ચિત્ત ચોંટાડવું પડ્યું હશે. ખરેખરૂં જોવા જઇએ તો, એને એ કળાની શાસ્ત્રીય કેળવણી નહિ જેવી મળી હતી; તેથી કળાના ઊંચા સીધા ડુંગર ઉપર ચઢવાને, તેને પોતાનાં જેવાં તેવાં સાધનો વાપરવાં પડ્યાં હશે. તે વિના બીજાં કામ લાગે તેમ ન હતાં; અને તે જેવામાં હાથેથી ચીતરવાનું કામ કરતો હશે, તે જ વખતે તેના મનમાં તે વિષયનું મનન પણ તે સાથે જ કરતો જતો હશે. જૂદે જૂદે વખ્તે પીછી પકડવાની જૂદી જૂદી યુક્તિઓ એને

અજમાવવી પડી હશે; તેમ જ બેસતા આવે એ પ્રમાણે રંગ પૂરવામાં પણ એને ઘણા અખતરા કરવા પડ્યા હશે. બીજા માણસો તો કંટાળી જાય એવો સતત્ ઉદ્યોગ મચાવીને એને ચિત્રપર ચિત્ર અને રંગપર રંગ અજમાવવા પડ્યા હશે. પણ આવી રીતની શાસ્ત્રીય કેળવણીના દોષ દૂર થાય, એવી તરેહની એનામાં એક કુદરતી બક્ષીસ હતી; તેથી કળાયુક્ત કારીગરીની તેની ખામી પૂરી પડતી હતી. તેની વર્ત્તણુક ઉચ્ચ પ્રતિની હતી; અને મનુષ્યના મનોવિકારનું સ્વરૂપ ગ્રહણ કરવાની અને માણસ-જાતની અનેક તરેહની લાગણીની અસર સમજવાની તેના આત્મામાં અદ્ભુત શક્તિ હતી; એ બે અમૂલ્ય ગુણોની સહાયતાથી તે ચિત્ર-દ્વારાએ બીજા પુરુષોની લાગણી અથવા માનસિક જ્ઞાનેંદ્રિય ઉપર અસર કરી શકતો.

શેક્ષ્પરને જે કારીગરો ઘણા જ ગમી ગયા હતા, તેમાં ફ્લાકસમન પણ હતો. તેનાં એ ઘણાં વખાણ કરતો. તેણે તેના મિત્રને એક વાર કહ્યું કે, 'ફ્રાન્સિસ્કા'ની તસ્વીર ખેંચવામાં કદાચ્ કોઇ પણ ચિત્રમાંથી અજાણતાં કંઈ પણ ભાગ લેવાયો હશે, તો તે ફ્લાકસમનનાં મેં ચિત્રો જોયાં હતાં, તેમાંથી હોય તો હોય. કૉવેંટ ગાર્ડનના 'નવા મ્હોલ્લા'માં જૉન ફ્લાકસમનનો બાપ ઢાળા પાડવાનાં માટીનાં બીબાં વેચીને રોટલો પેદા કરતો. તે બાળક હતો, ત્યારે એવો માંદો સાજો ચાલ્યા કરતો કે, તેનાથી અમથું ખુરશી ઉપર પણ બેસાતું નહિ; તેથી તેના બાપની દુકાનમાં માલ અને પૈસા આપવા લેવાની મેજ હતી, તેની પાછળ ખુરશીને અડખે પડખે તકીઆ ગોઠવીને તેને બેસવું પડતું; અને પછી બેઠો બેઠો ચિત્ર કાઢીને અથવા ચોપડીઓ વાંચીને ગમતમાં વખત ગાળતો.. પૂજ્ય માથ્યુસ નામનો એક પરગજુ પાદરી એક દહાડો તેની દુકાને આવ્યો. તેણે ફ્લાકસમનને એક ચોપડી વાંચવા માથાકૂટ કરતાં જોયો. પૂછપાછ કરતાં તેને જણાયું કે, એ કૉર્નીલિયસ નીપૉસ નામનું પુસ્તક હતું. તે એક ચોપડી વેચનારની દુકાનેથી તેના બાપે થોડા પૈસા આપીને લીધું હતું. એ પૂજ્ય પાદરીએ એ છોકરા સાથે કેટલીક વાર સુધી વાતચીત કરીને કહ્યું કે, આ ચોપડી તારા દાવની નથી; પણ હું તને એક લાવી દઇશ. બીજે દહાડે તે પાદરી હોમર અને ડૉન કેહોટેનાં ભાષાંતર લઇને આવ્યો. તે ફ્લાકસમને બહુ ભાવે કરીને વાંચવા માંડ્યાં. હોમરના કાવ્યમાં પાને પાને જે વીર રસ ઝળકી રહ્યો હતો, તેથી એનું મન શૌર્યથી ઉભરાવા લાગ્યું; અને એના બાપની દુકાનની હવળાઈ ઉપર એજાકસ અને એક્લિીસનાં મટીઅર બીબાં દિવાલો ઉપર ચીતરવાને ગોઠવી રાખ્યાં હતાં; તે જોઇને એના મનમાં તૃષ્ણા થઈ આવી કે, આ મહાવીરોનાં કવિની કલ્પના પ્રમાણે ચિત્ર આળેખવાને હું પણ મ્હેનત કરીશ.

નાનપણના પ્રથમ પ્રયત્નો ડોળડાળ વિનાના હોયછે; અને ફ્લાકસમનનાં પણ પહેલાં ચિત્રો એવાં જ કઢંગાં હતાં; તોપણ એ ચિત્રો જોઇને એના બાપની છાતી ફૂલી; અને તેણે તે એક દહાડો રૂબિલિયાક શિલ્પિને બતાવ્યાં. 'છિઃછિઃ' કરીને તેણે તો એ ઉપરથી પોતાનું મોઢું ફેરવી નાખ્યું. પણ ફ્લાકસમન હઠે એવો ન હતો. એ ઉદ્યોગી અને ધીરજવાળો હતો; અને તે તો ખાઈ પીને પુસ્તકો વાંચવા પાછળ અને ચિત્રકળા પાછળ મંડ્યો. પારિસની મિશ્રણ માટી, મીણ અને મટોડીવતી તેણે આકૃતિઓ ઉભી કરવામાં પોતાની બાળ-બુદ્ધિ વાપરવા માંડી. તેનાં આવાં શરૂઆતની કારીગરીનાં કેટલાંક કામો હજુ જાળવી રાખવામાં આવ્યાં છે. તેની પૂર્વ કૃતિઓમાં કંઇ વધારે ખુબી છે, માટે સાચવી રાખી છે, એમ નથી; પણ કુદરતે ઇનાએત કરેલી અકલનાં માણસો ધીરજ રાખીને કેવો સુરસ્તે પાકો આરંભ કરેછે, તે એ ઉપરથી અજબ જેવી રીતે જણાઇ આવેછે. એ છોકરો ઘણે વર્ષે ચાલતાં શીખ્યો; અને તે પણ કાખ-લાકડીઓની મદદથી તે ઠેકતો અને લંગડાતો ચાલતો. છેવટ જતાં, કાખ-ઘોડી વગર ચાલવાજોગું એનામાં કૌવત આવ્યું, ત્યારે તે પોતાની મેળે, કશાની મદદ વગર ચાલી શકતો.

પેલા પરોપકારી મિ. માથ્યુસે એને પોતાને ઘેર બોલાવીને રાખ્યો. ત્યાં એની સ્ત્રીએ ફ્લાકસમનને હોમર તથા મિલ્ટનનાં કાવ્ય સમજાવ્યાં. વળી, તેઓએ એને પોતાની જાત-કેળવણીમાં પણ મદદ કરી. ગ્રીક અને લાટિન ભાષા ધણી ધણીઆણીએ એને શીખવવા માંડી. એ વિષયના પાઠ એ પોતાને ઘેર કરતો. ધીરજ અને ખંત રાખીને મહેનત કરવાથી તે ચિત્રકળામાં એટલો બધો સુધર્યો કે, હોમરકૃત કાવ્યના વિષયોમાંથી છ નવાં ચિત્ર કાળી ખડીથી કાઢી લાવવાને એક બાઇ તર્ફથી તેને ફરમાશ આવી. તેના હાથમાં આ પહેલું જ કામ આવ્યું! એક ચિત્રકાર કેવળ નવો જ હોય, તેની જીંદગીમાં તો એ કેવો મોટો બનાવ! વૈદકની પરીક્ષામાં પાસ થઇને બહાર નીકળતાં નવા ડૉકટરને દર્દીને ત્યાંથી તેડું આવે અને તેના હાથમાં પહેલ વહેલી ફી મૂકાય, એ તેની જીંદગીમાં તેના મનને એક મોટી વાત છે; તેમ જ એક નવા વકીલને પહેલા અસીલ તર્ફથી જે ફી મળેછે, તે પણ તેના મનને એક નોંધ લેવા જેવો બનાવ છે; કાયદા બાંધનારી સભામાં જે પુરુષની પ્રથમ નીમનોક થાયછે, તેને જ્યારે ભાષણ આપવાનો પહેલો વારો આવેછે, ત્યારે તે વાતને તે પોતે જીંદગીભર યાદ કરેછે; નાટકશાળાની રંગ-ભૂમિની કોર ઉપર જે હારબંધ રોશની કરવામાં આવે છે; તેની પાછળ જે સ્ત્રીને પહેલો જ દેખાવ દઇને ગાયન-કળામાં કુશળતા બતાવવી પડેછે, તે તેને ઉમરધર સાંભર્યા કરેછે; જે પુરુષ પોતાનું પ્રથમ પુસ્તક છપાવીને ગ્રંથકર્ત્તારૂપે બહાર પડેછે, એ બનાવ તેની આખી ઉમરમાં તેને મોટા મહત્વનો લાગેછે; તેજ પ્રમાણે એક ચિત્રકારને તેના પહેલા કામને

માટે લાગેછે; કારણકે ઉપરના દરેક જણ કીર્તિના તૃષ્ણાતુર હોયછે. આપણો બાળક ચીતારો ફરમાશ મુજબ એકદમ કામ પાછળ બાટકી પડ્યો; અને પૂરૂં થતાં, તેનાં વખાણ થયાં અને તેને પૈસા પણ સારા મળ્યા.

પંદર વરસની ઉમરે ફ્લાકસમન પાદશાહી હુનર-શાળામાં શીખવાને દાખલ થયો. તે એકલવાયા સ્વભાવનો હતો; તોપણ સઘળા વિદ્યાર્થીઓ એને ઓળખી ગયા; અને સર્વે એને માટે મોટી મોટી આશા બાંધવા લાગ્યા; અને તે ખરી જ પડી. તેની પંદર વરસની ઉમરમાં તો તેને રૂપાનો ચાંદ ઇનામમાં મળ્યો; અને બીજે વરસે સોનાના ચાંદનું ઇનામ જીતવાને તે તૈયાર થયો. દરેક માણસ આગળ આગળથી ભવિષ્ય-વાણી ભાખતું કે, 'એ ચાંદ એને જ મળશે; કેમકે એની મન-શક્તિ અને મહેનત આગળ આડો આંક! એનાથી કોઇ ચઢે એમ નથી.' પણ એ ઇનામ એને આ વખત ન મળ્યું; અને તે કોઇક એવાને ગયું કે, તેનું નામ ઠામ પણ પછવાડેથી જગતમાં જણાયું નહિ. ફ્લાકસમને આ વેળા હાર ખાધી, તેથી તેને નુકસાન થવાને બદલે ઉલટો ફાયદો થયો; કારણકે, જેઓ દૃઢ મનના હોયછે, તેઓ પાછળ પડી જવાથી નાઉમેદ થઇને ઝાઝી વાર બેસી રહેતા નથી; પણ માર ખાવાથી તો તેમની અંતર્શક્તિની ઉષ્ણતા જોશથી બહાર નીકળેછે. ફ્લાકસમને તેના બાપને કહ્યું કે, મને મુદ્દત આપો; અને હજુ હું એવાં એવાં કામ કરીશ કે ખુદ હુનરાલય પ્રફુલ્લિત ભાવે તેની કદર કરશે, તેણે દુપટ અને ચાર પટ મહેનત કરવા માંડી; શ્રમ કરવામાં કંઇ મણા રાખી નહિ; હમેશાં ખોખાં કાઢવા અને નમુના બનાવવા લાગ્યો; અને રફતે રફતે પાકે પાયે આગળ વધવા લાગ્યો. પણ એટલામાં તેના ઘરની દશા નબળી બેઠી; તેનો બાપ બીબાં વેચવાનો ધંધો કરતો, તેમાંથી મુશ્કેલીથી રોટલો નીકળતો; તેથી જુવાન ફ્લાકસમનના મનમાં ગમે તેમ લાગ્યું હશે, પણ તેણે પોતાના હૈયાને દૃઢતાથી ઠેકાણે રાખ્યું; પોતાનો અભ્યાસ કરવાનો વખત કમી કરી નાખ્યો, અને તેના બાપને તેના ગરીબડા રોજગારના કામકાજમાં મદદ કરવા લાગ્યો. હોમરનું કાવ્ય હાથમાંથી પડતું મૂકીને, છોલાણુંની પાકી માટીનાં બીબાં બનાવવાને તેણે લેલો લીધો. 'મારાં માબાપનું અને મારા આખા કુટુંબનું પોષણ જે ધંધાથી થાય, તે મારે ખુશીથી કરવો જ; પછી તે ગમે તેવો હલકો હોય, તેની ચિંતા નહિ. ગમે તેમ કરીને દુષ્ટ દરિદ્રતાને દૂર જ રાખવી, એ મારૂં કામ છે, એવા તેના વિચાર હતા. આ પ્રમાણે ઘણા વખત સુધી તેને વહીતરૂં કરવું પડયું; પણ તેથી તેને પરિણામે લાભ થયો. એથી એક આસને દૃઢતાથી બેસીને કામ કરવાની તેને ટેવ પડી; અને ધીરજ રાખીને મંડ્યા રહેવાનો ગુણ તેનામાં સારી પેઠે કેળવાયો. આવી રીતે મનનો નિગ્રહ રાખવાની કસરત પ્રથમ તો તેને આકરી લાગી હશે, પણ એ એને લાભકારક હતી.

તેના સારા નસીબે ચિત્ર કાઢવામાં જુવાન ફ્લાકસમનની ચતુરાઇની વાત જોઝાયા વેજ્વુડને કાને ગઈ. ચીનાઈ અને માટીનાં વાસણ ઉપર સારાં ચિત્રોના નમુના કલ્પી કાઢવાને તેણે ફ્લાકસમનને ખોળી કાઢ્યો અને એ બધું કામ તેને સોંપ્યું. ફ્લાકસમન જેવા કળા–નિપુણ પુરુષને તો કદાચ્ આવી કિસમનું કામ હલકું લાગે; પણ ખરેખરૂં જોવા જઇએ તો એમ નહોતું. (ચાહદાનીમાંથી ચાહ બીજા ઠામમાં કાઢી નાખવામાં આવેછે, તેને 'ટી–પૉટ' કહેછે.) તેવાં અથવા પાણી ભરવાના કુચ જેવાં સાધારણ માટીનાં વાસણો ઉપર જે કારીગર ચિત્રકામ કરેછે, તે જ પોતાના કસબનું ખરૂં કામ કરેછે, એમ અમે ધારીએ છીએ; કારણકે, જે વાસણો લોકના વાપરવામાં રોજ આવેછે; ખાતાં પીતાં અને બેસતાં ઉઠતાં, જેનો હમેશાં ખપ પડેછે; અને જેના ઉપર હમેશાં નજર પડેછે; તેવાં વાસણો ઉપરનાં ચિત્રો તો તેમને કેળવણીનું સાધન થઈ પડેછે; એટલું જ નહિ, પણ તેમની જાત–સુધારાની કેળવણીમાં અમૂલ્ય મદદ આપનારાં થઇ પડે. એક અતિ મહત્વાકાંક્ષિ કળાધર મહા પરિશ્રમથી એક ઘણું સુંદર ચિત્ર બનાવીને લાખો રૂપિયાને મૂલે કોઇ ગર્ભ શ્રીમંતને વેચે; તે પોતાના ચિત્ર–સંગ્રહમાં તેને ગોઠવે અને તેથી તે બીજા સાધારણ લોકોની નજરે પડવાનું નહિ; તેમ કરવાના કરતાં જો તે બધે રોજ વપરાતાં સાધારણ ઠામો ઉપર પોતાની માર્મિક કારીગરી લડાવે, તો તેની કૃતિથી તે પોતાના તમામ જાતિ ભાઇઓને મૂગો ઉપદેશ અને મૂગી કેળવણી એ દ્વારાએ આપીને વધારે લાભ કરી શકે. વેજ્વુડના વખત પહેલાં આપણાં ચીનાઈ વાસણ અને પત્થરનાં વાસણ ઉપર જે ચિત્ર આળેખવામાં આવતાં, તેની કલ્પના અને કરામત જોઇને આપણને ચીતળી ચઢે. તે બંને ખામીઓ ખસેડવાનો વેજ્વુડે મન સાથે ઠરાવ કર્યો. તેના વિચાર અમલમાં લાવવાને ફ્લાકસમને તેનું ચાલ્યું તેટલું કર્યું. માટીના ઠામના તરેહ તરેહના નમુના અને નકશા તે વખ્તો વખ્ત વેજ્વુડને મોકલ્યા કરતો; તેના ઉપર પ્રાચીન કાવ્ય અને ઇતિહાસમાંથી તે મુખ્યત્વે કરીને ચિત્રો કાઢતો. તેમાંનાં હજુ ઘણાં રહ્યાં છે; અને કેટલાંએક તો એવાં સાદાં અને સુંદર છે કે, તેણે પાછળથી આરસ ઉપર કોતરવાને જે નમુના તૈયાર કરેલા, તેની બરાબરી કરી શકે. આગળ અમે એટ્રુસ્કન વાસણોનો હેવાલ આપ્યો છે; તેવાં પુરાતન વાસણો લોકોપયોગી સંગ્રહસ્થાનોમાં અને શોધક નરોના સંગ્રહ–ગૃહોમાં જોવામાં આવેછે; તે ઉપરથી જૂદા જૂદા ઘાટના ઉત્તમ પ્રકારના નમુના તેને મળી આવતા; અને તે ઉપર પછી તે પોતાનાં નાજુક સુંદર ચિત્રો આળેખતો. 'સ્ટુઅર્ટ કૃત આથેન્સ' નામનું પુસ્તક એવામાં તરત પ્રકટ થયું હતું; તે ઉપરથી ગ્રીક લોકોનાં રસોઈ વગેરે ઘર કામનાં વાસણોના ચોકખા નમુના તેને હાથ આવ્યા. તેમાંથી જે સારામાં સારા હતા, તે તેણે પસંદ કર્યા; અને તે ઉપર નાજુકાઈ અને ખુબસુરતીનાં તેણે નવાં ચિત્ર કાઢીને નવા ઘાટનાં બનાવ્યાં.

હવે **ફ્લાકસમનની** આંખ ઉઘડી; તેને જણાયું કે હું એક મોટા કામ પાછળ મંડ્યો છું. સાર્વજનિક કેળવણીનો હું પ્રચારક થયો છું. તે પોતાની ઉત્તર વયમાં આ તેના પૂર્વ વયના કામ વિષે પ્રમોદથી બોલતો કે, એ કામ કરવાથી સૌંદર્યના રસની મને કેળવણી મળી; તે ઉપર મારી રુચિ વધી; જન-સમૂહમાં ચિત્ર-કળાના શોખમાં મેં વધારો કર્યો; અને મેં મારો ગલ્લો પણ એવું કામ કરીને પૈસાથી ભર્યો; અને તેની સાથે મારા મિત્ર-મારા શુભેચ્છક-મારા કલ્યાણકર્ત્તા **વેજવુડના** વેપારની આબાદાનીમાં મેં વધારો કર્યો.

આખરે ઇ. સ. ૧૭૮૨ માં પોતાની સત્તાવીશ વરસની ઉમરે તે પોતાના બાપથી જૂદો પડીને તેણે **લંડન** નગરના **સોહો** ચોકમાં **વૉર્ડર** મ્હોલ્લામાં એક નાનું ઘર અને એક નાની દુકાન ભાડે લીધાં. વળી, અધુરામાં પૂરૂં, તે હવે પરણ્યો. તેની સ્ત્રીનું નામ **આન ડેન્માન** હતું. તે બાઇ આનંદી સ્વભાવની હતી. તે જુસ્સાદાર અને મોટા મનની હતી. **ફ્લાકસમન** એમ સમજતો હતો કે, એ સ્ત્રી સાથે લગ્ન કરવાથી હું વધારે જોમથી કામ કરીશ; કેમકે ધણીની પેઠે ધણીઆણીને પણ કાવ્ય અને કળા ઉપર શોખ હતો; અને વળી, તે સિવાય **આન** પોતાના ધણીના બુદ્ધિ-બળનાં ખૂબ ઝનૂનથી વખાણ કરતી. તેવામાં થોડી મુદ્દત પછી **સર જોશુઆ** રેઈનલ્ડસ **ફ્લાકસમનને** રસ્તામાં મળ્યો, ત્યારે તે બોલ્યો કે, મેં સાંભળ્યું કે, **ફ્લાકસમન**, તું પરણ્યો? એ વાત ખરી હોય, તો હવે ચિત્ર-કળામાં કીર્તિ મેળવવાની વાત તું છોડી જ દેજે.!' **સર જોશુઆ** જાતે સદા કુંવારો જ રહ્યો હતો, એ વાત આગળ આવી ગઈ છે. **ફ્લાકસમન** આવાં વચન સાંભળીને પાધરો જ ઘેર ગયો; પોતાની સ્ત્રીની પાસે જઇને બેઠો; અને તેનો હાથ પોતાના હાથમાં લઈને કહેવા લાગ્યો કે, **આન**, મારા ધંધામાં હું તો હવે રઝળી ઉઠ્યો! **આને** પૂછ્યું, કેમ, **જૉન**, આમ કેમ બોલો છો? એવું શું થયું? તને કોણે એવું નુકસાન કર્યું? તેણે જવાબ દીધો કે, મારી ખરાબી દેવળમાં આપણો હસ્ત-મેળાપ થયો, ત્યાંથી થઈ છે; અને તે ખરાબી **આન ડેન્માને** કરી છે. પછી **સર જોશુઆએ** તેને જે કહ્યું હતું, તે તેણે પોતાની સ્ત્રીને કહ્યું. **સર જોશુઆના** વિચાર સર્વેના જાણવામાં હતા; કેમકે તે સ્પષ્ટ રીતે વારંવાર બોલી બતાવતો. તે કહેતો કે જો ચિત્રકળાના અભ્યાસીઓને સરસાઈ મેળવવી હોય, તો તેઓ પથારીમાંથી ઉઠે, ત્યારથી તે પાછા સૂએ, ત્યાંસુધીના તમામ વખતમાં પોતાના મનની સઘળી શક્તિ તેમણે પોતાની કળા પાછળ ખરચવી જોઇએ; અને જ્યાં સુધી વિદ્યાર્થીઓએ **રોમ** અને **ફ્લૉરેન્સની** યાત્રા કરીને **રાફેલેઈ, માઇકલ આંજેલો** અને બીજા મહા પંડિતોની ભવ્ય કૃતિઓનું દર્શન અને મનન કર્યું નથી, ત્યાંસુધી ખરેખરા મોટા કળાધર તેઓ કદી થઈ શકે નહિ. **ફ્લાકસમને** પોતાના નાના શરીરને ટટાર કરીને કહ્યું કે, મારી મરજી તો મોટા કળાધર થવાની છે. તેની વહુએ કહ્યું કે, તેમ થ-

વાશે જ; હું તો એમ પણ કહુંછું કે, રોમનાં દર્શન કર્યાવિના મોટા ન થવાતું હોય, તો તમારે રોમ જવાની જોગવાઈ આવે, એવો આપણે ઘાટ કરીશું. ફ્લાકસમને પૂછ્યું કે, 'પણ એ શી રીતે બને?' પેલી બહાદુર બાઇએ ઉત્તર આપ્યો કે, મહેનત અને કરકસર; સારીપેઠે મજુરી કરવી; અને ત્રેવડ-થી પૈસા બચાવવા; આન ડેન્માને બિચારા ફ્લાકસમનને ખરાબ કર્યો; મોટા કસબી કારીગર થતાં મેં તમને અટકાવ્યા, એમ હું જગતમાં કદી કહેવડાવનાર નથી.' બંને ધણી ધણીઆણીએ તે જ વખતે અને તે જ ઠેકાણે નિશ્ચય કર્યો કે જરૂર જોગો સંચય થાય, એટલે રોમની યાત્રા કરવી. ફ્લાકસમને કહ્યું કે, હું જરૂર રોમ તો જઈશ જ; અને પાદશાહી હુન-રાલયના પ્રમુખ સર જોશુઆ રેઈનલ્ડસને બતાવી આપીશ કે લગ્ન કરવાથી માણસને નુકસાનને બદલે નફો થાયછે, અને આન, તું મારી જોડે આવજે.'

વૉર્ડર મ્હોલ્લાના ગરીબડા નાના ઘરમાં તે પ્રેમાળ જોડાએ ધીરજ રાખીને પાંચ વરસ લગી જબરદસ્ત વહીતરૂં કર્યા કર્યું; આનંદમાં દિવસ ગુજાર્યા, અને રોમના લાંબા પ્રવાસની વાત ચિત્તમાંથી જરા ખસેડી નહિ. એક પળભર પણ રોમ મનમાંથી વીસરતું નહિ; અને મુસાફરીના ખર્ચને માટે જેટલું ઉગારાય તેટલું તેઓ ઉગારવા લાગ્યાં; એક દમડી પણ નકામી જવા દેતાં નહિ. જે વાત તેમના મનમાં આમ રમી રહી હતી, તે તેમણે કોઇને પણ કહી નહિ; વિદ્યાલયની સભાનો એ કામ સારૂ આશ્રય પણ માગ્યો નહિ; પણ પોતાની ધારણા પાર ઉતારવાને તેઓ ધીરજ રાખીને મહેનત કરવા લાગ્યાં; અને તેની પાછળ પૂર ઉલટથી લાગુ રહીને કાર્ય સિદ્ધ થશે જ, એમ મન સાથે વિશ્વાસ રાખી રહેતાં. આટલી મુદતમાં ફ્લાકસમને ઘણાં જ થોડાં ચિત્ર બનાવીને વેચ્યાં. નવી કલ્પિત કારીગરી કરવાને આરસપહાણ લેવો જોઇએ; અને તે ખરીદ કરવાને તેની પાસે તેટલું નાણું નહતું; તેથી તેની પાસે કીર્તિસ્તંભો બનાવવાની વારે ઘડીએ ફરમાશો આવતી, તે વડે તે પોતાનો નિર્વાહ ચલાવતો. તે હજુ પણ વેજવુડના કારખાનાનું કામ કરતો; અને તે તેને પૈસા પણ તરતોતરત ચૂકવી આપતો. કહેવાની મતલબ કે, તેની કળા દિનપર દિન ચઢતી ગઈ; તે સુખી અને આશા ઉમંગથી ભરેલો હતો. જે ભાગમાં તે રહેતો, ત્યાં તેનાં માન પ્રતિષ્ઠા સારાં હતાં. તે ભાગના રહીશ લોકોનું બધું કામ એની પાસે જ આવતું; અને તેઓથી બને તેમ તેઓ તેને આબરૂ આપતા. સેંટ આન ગામમાં ચોકીનો વેરો ઉઘરાવવો હતો; તે ઉઘરાતદારની જગા ઉપર કર આપનાર ગામ લોકોએ ફ્લાકસ-મનને પસંદ કર્યો; તે પોતાની બંડીના બોરીઆના વેહમાં શાહીની શીશી લટકાવીને ઘેરે ઘેર પૈસા ઉઘરાવતો જતો.

આખરે રોમ જવા જેટલું નાણું ભેગું કરીને દંપતી પ્રવાસે નીકળી પડ્યાં. ત્યાં આવતા વારમાં તે અભ્યાસ પાછળ મંડી પડ્યો; અને પ્રાચીન કારી-

ગરીની નકલો બનાવી બનાવીને તે બીજા ગરીબ કારીગરોની માફક પોતાનું પોષણ કરવા લાગ્યો. જે અંગ્રેજ ગૃહસ્થો એ શહેર જોવાને આવતા, તેઓ એનું જ ઘર શોધતા; અને જે કંઈ કામ કરાવવું હોય, તે એને જ આપતા; અને આ ઠેકાણે રહીને જ એણે હોમર, ઇસ્કિલસ અને ડાંટેઇના કાવ્યોનાં પાત્રોનાં સુંદર ચિત્રો બનાવ્યાં. તેની તેને મધ્યમ કીમત ઉપજતી. એક એક ચિત્રના બાર બાર રૂપિયા તેને મળતા; પણ ફ્લાકસમન તો કળા કેળવવાને અને તેની સાથે પૈસા કમાવાને એવાં કામ કરતો. તેનાં ચિત્રોની સુંદર કલ્પના જોઈને એને ઘણા જણ આશ્રય આપવા લાગ્યા; અને એને ઘણા મિત્રો પણ મળી આવ્યા. સખાવતે દિલના ટૉમસ હોપને માટે તેણે 'કામદેવ' અને 'અરૂણ'નાં ચિત્ર તૈયાર કર્યાં; અને અર્લ ઑફ બ્રિસ્ટલ નામના અમીરને માટે તેણે 'આથેમાસનો વૈતાળ' એ નામનું ચિત્ર બનાવ્યું. ચિત્રકળાનું કાળજીથી અધ્યયન કરીને તેણે પોતાની જાતમાં મનમાનતો સુધારો વધારો કર્યો; અને હવે તે રોમથી પોતાને વતન આવવાને તૈયાર થયો; પણ ઈટલિમાંથી નીકળતા પહેલાં, ફ્લૉરેન્સની અને કરારાની હુનરાલયની સભાઓએ તેની કળાશક્તિની પ્રશંસા કરીને તેને પોતાની સભાનો સભાસદ ઠરાવ્યો.

તે લંડન પહોંચતાં પહેલાં તો તેની કીર્તિ ત્યાં પ્રસરી ગઈ હતી. ત્યાં આવતાની વારમાં જ તેને જથાબંધ કામ આવવા માંડ્યું. તે જેવામાં રોમમાં રહેતો હતો, તેવામાં લૉર્ડ માન્સફીલ્ડની યાદગારીને માટે તેને ઇંગ્લંડથી ફરમાશ આવી હતી, તે મુજબ એક મોટો કીર્ત્તિસ્તંભ તેણે બનાવ્યો. તે વેસ્ટ મિન્સ્ટર આબેના દેવલની ઉત્તરની ઓશરીમાં તેના આવ્યા પછી ઉભો કરવામાં આવ્યો. એ સ્મરણ–પ્રતિમા પાદશાહી દબદબામાં ખડી કરેલી દેખાયછે; જાણે તે ફ્લાકસમનના બુદ્ધિબળનો જ કીર્ત્તિ–સ્તંભ હોયની, તેમ શાંત પ્રકૃતિની, સાદા દેખાવની અને સખ્ત ઘાટની નજરે પડેછે. બાંકસ શિલ્પિની કીર્ત્તિનો સૂર્ય આ સમયે મધ્યાન્હે તપતો હતો; તે આ તેની કૃતિ જોઈને બોલી ઉઠ્યો કે, 'આ વામનજી તો આપણા બધાને હઠાવી દેછે!' એ પ્રમાણે એ કામ જોઈને તે બોલે એમાં નવાઈ જેવું નહોતું.

ફ્લાકસમન પાછો આવ્યો, એ વાત પાદશાહી પાઠશાળાના સભાસદોના જાણવામાં આવી; અને વિશેષ કરીને તેમણે માન્સફીલ્ડનું બાવલું જોયું, તેથી તેઓ સાનંદાશ્ચર્ય પામ્યા; અને એને પોતાની સભામાં દાખલ કરવાને તેઓ આકાંક્ષા રાખવા લાગ્યા. એ સભામાં દાખલ થવાને જે ઉમેદવારોની ટીપ તૈયાર કરવામાં આવી, તેમાં એણે પોતાનું નામ દાખલ કરવાની પરવાનગી આપવાની સાથે તરત જ એને પસંદ કરવામાં આવ્યો. તે હવે નવા રૂપમાં જ સૌને દેખાવા લાગ્યો. કૉવેંટ ગાર્ડનની નવી શેરીમાં જે

નાનો છોકરો પોતાના બાપનાં બીબાં વેચવાની મેજ પાછળ બેસીને અભ્યાસ કરતો હતો, તે તો હવે કળાકૌશલ્યમાં ઉચ્ચ બુદ્ધિ અને સર્વત્ર પ્રસિદ્ધ શ્રેષ્ટતાવાળો ગણાવા લાગ્યો; અને એ જ પાદશાહી પાઠશાળામાં શિલ્પશાસ્ત્રના વિદ્યાગુરુની પદવીએ ચઢીને વિદ્યાર્થીઓને ઉપદેશ આપવા લાગ્યો! આવી મોટી જગા ઉપર એના કરતાં બીજો વધારે યોગ્ય પુરુષ શોધ્યો જડે એમ નહોતું; કારણકે જે માણસે અનેક તરહેનાં સંકટ સામા કમર કસીને પોતાના આપ–બળથી ફતેહ મેળવી છે, તે વિદ્યાર્થીઓનાં દુઃખ જેવાં જાણી શકે, અને એવા પુરુષ ભણનારને જેવી રીતે શીખવી શકે, તેવું બીજું કોણ કરી શકે? અને તેથી જ એવા માણસો એવાં કામને માટે વધારે લાયક છે.

ઘણાં વરસ સુધી ફુલાકસમને સુખભરી અને શાંતિવાળી જીંદગી ભોગવી. હવે તેને વૃદ્ધાવસ્થા જણાવા લાગી. તેની પ્રાણપ્રિયા આનના મોતથી તેના કાળજામાં કારી ઘા વાગ્યો; પણ તેના મરણ પછી તે કેટલાંએક વરસ સુધી જીવ્યો. તે દરમિયાનમાં તેણે બે કામ એવાં તો બનાવ્યાં કે એવાં તેની આખી ઉમરમાં તેણે નહિ બનાવ્યાં હોય; એક તો 'અકિલીસની ઢાલ' અને બીજું 'સઘળા ફીરસ્તાનો ઉપરી સરદાર માઇકલ શેતાનને જીતેછે.'

ફુલાકસમન કરતાં ચાંટ્રિ વધારે મજબૂત બાંધાનો હતો. તે જરા તોછડો તો હતો, પણ તે સાચા દિલનો હતો. તેની નાની ઉમરમાં તેના ઉપર ઘણાં દુઃખ આવી પડ્યાં હતાં; પણ તેમાંથી તે આથડીઆં મારી મારીને તરી પાર નિકળ્યો, તેથી તેનું મન ફૂલાતું; અને સઘળી વાત કરતાં તે સ્વતંત્રતાનો સાચો ભક્ત હતો. તે શેફીલ્ડ પાસે નૉર્ટન ગામમાં ગરીબ ઘેર જન્મ્યો હતો. તે બાળક હતો, તેવામાં જ એનો બાપ મરી ગયો, અને તેની મા ફરી પરણી. ગધેડાના ડાલામાં દૂધનાં ઠામ ભરીને નાનો ચાંટ્રિ ગધેડાને હાંકતો હાંકતો પાસેના શેફીલ્ડ શહેરમાં જઇને તેની માનાં ઘરાકને દૂધ વેચતો. આ પ્રમાણે ધંધો કરતાં કરતાં તેને મહેનત કરવાની ટેવ પડી; અને આવી હાલતમાંથી નીકળીને કળા–કીર્તિના ડુંગરની ઊંચી ટોચે જઇને ચઢી બેઠો, તે કેવળ પોતાના જ પરાક્રમના બળવડે. સાવકા બાપ સાથે તેને પરવડ્યું નહિ, તેથી તે બિચારાને ધંધામાં નાખવાના વિચારથી શેફીલ્ડમાં એક ગાંધીની દુકાન ઉપર એને રાખ્યો. આ કામ તેને તલભાર ગમતું નહિ. એવામાં એક નકશીગરની દુકાન આગળ થઇને તે જતો હતો, એટલે દુકાનમાં નકશીદાર કેટલીક ચળકતી ચીજો પડી હતી, તે તર્ફ એનુ મન ખેંચાયું, અને નકશીગર થવાનો એને મોહ લાગ્યો; તેથી આ ગાંધીવટામાંથી છૂટવાને તેણે તેનાં માબાપના કાલાવાલા કર્યાં. તે વાતની હા થતાં, તે સાત વરસની બંધણીથી એક દુકાનમાં નકશીનું અને રસવાનું કામ શીખવાને ઉમેદવાર તરીકે રહ્યો. તેનો નવો શેઠ લાકડાં ઉપર કોતરણીનું કામ કરતો હતો; અને બીબાં તથા ઢાળા પણ

વેચતો હતો. ચાંટ્રિ એકદમ બંને કામ શીખવા પાછળ જોશભેર જબરો ઉદ્યોગ કરવા લાગ્યો. તેની નવરાશનો બધો વખત તે ચીતરવામાં, નમુના કાઢવામાં અને પોતાની જાતના સુધારા પાછળ વાપરતો; અને એવી મહેનત તે છેક મોડી રાત સુધી કરતો. તે એકવીશ વરસનો થયો હતો. તેની બંધણીનાં વરસ પૂરાં થયાં ન હતાં, પણ તેમાંથી તેને નીકળી નાસતું હતું, કેમકે તેને શિલ્પશાસ્ત્રી બનવાનો બહુ કોડ હતો. દરમિયાન મુદ્દતમાં તેણે પરચુટણ કામકાજ કરીને સાતશેં પચાસ રૂપીયાની રકમ ભેગી કરી હતી. તે તેણે પોતાની કબુલાતનો દસ્તાવેજ રદ્દ કરવાને સાટે તેના શેઠને આપીને તે છૂટ્યો; અને મોટા કારીગર બનવાનો મન સાથે નિશ્ચય કર્યો. તે જેમ તેમ કરીને લંડન ગયો; અને તેનામાં મૂળથી જ સારી સમજણ હતી, તેથી એક નકશીગરને ત્યાં એ કામપર રહ્યો; અને પુરસદને વખતે નમુના ઉતારવાનો અને રંગ પૂરવાનો મહાવરો કરવા મંડ્યો. તે હવે ગામે ગામ ફરતો અને નકશી કામ કરતો. તેવામાં જે જે કામ તેને મળતાં, તે તે કરતો. એક વેળા તેના હાથમાં રૉજર્સ કવિની ભોજનશાળા ચીતરીને શણગારવાનું કામ આવ્યું. ત્યાં તો પછી તે એ ઘરમાં હમેશાં આવતો જતો નાતાદાર થઈ ગયો. કવિને ઘેર જે જે મેમાનો જમવા આવતા, તેમને તે પોતાનું નાનપણનું ચિત્ર-કામ બતાવીને તેના મનમાં સદા રાજી થતો.

તે ધંધાને અર્થે પાછો શેફીલ્ડમાં આવ્યો; અને ત્યાંનાં વર્ત્તમાન પત્રોમાં તેણે જાહેર ખબર છપાવી કે, 'રંગદાર પેનની હું તસ્વીરો કાઢી જાણુંછું; તેમ જ મોટા કદ ઉપરથી નાના ઘાટની તસ્વીરો પણ હું બનાવુંછું; વળી તેલમાં તૈયાર કરેલા રંગની પણ તસ્વીરો હું ખેંચી શકુંછું.' ચપ્પુ, પાળી વગેરેનું કામ એક લૂહાર કરતો હતો; તેણે એની પાસે રંગદાર પેનથી પોતાની તસ્વીર ચીતરાવી. એ તેના પહેલા જ કામના તેને પંદર રૂપિયા મળ્યા; અને મીઠાઈ વેચનાર એક સુખડીઆએ તેની પાસે તેલમાં પકવેલા રંગની પોતાની તસ્વીર કઢાવીને તેને પંચોતેર રૂપિયા આપ્યા; અને પહેરવાના જોડાની એક જોડ આપી, તેના ઉપરના ભાગમાં ચળકતા રંગનું ચામડું હતું. પાદશાહી હુનરાલયમાં શીખવાને ચાંટ્રિ ફરી પાછો લંડનમાં આવ્યો; અને બીજી વાર તે જ્યારે શેફીલ્ડમાં આવ્યો, ત્યારે તેણે એવી જાહેર ખબર છપાવી કે, મારા જે દેશી ભાઈઓને પોતાના કદનાં છોવાળાં કમરપૂર બાવલાં કરાવવાં હોય, અથવા તસ્વીર ચીતરાવવી હોય, તેમણે મને મળવું. હું બંને કામ કરી શકુંછું. તે શહેરનો એક પાદરી મરણ પામ્યો હતો. તેની યાદગીરીને માટે પત્થરનું કાંઇક સ્મરણચિન્હ બનાવવું હતું; તેનો નકશો કાઢવાને ગામ લોકોએ એને જ પસંદ કર્યો; અને તે કામ તેણે સૌ રાજી થાય એવી રીતે કરી આપ્યું. જ્યારે તે લંડન નગરમાં રહેતો હતો, ત્યારે ઘોડાના તબેલા

ઉપરની મેડી તેણે ભાડે રાખી હતી; અને એવે સ્થળે પ્રદર્શનને માટે તેણે પોતાનું પ્રથમ નવીન શિલ્પ કામ બનાવ્યું. તેણે શેતાનનું એક મોટું રાક્ષસી માથું તૈયાર કર્યું. તેની જીંદગીના પાછલા ભાગમાં એક મિત્ર તેને ઘેર આવ્યો હશે. જે ઓરડામા ચાંટ્રિ હમેશાં પોતાનો ઉદ્યમ કરતો, ત્યાં એક ખૂણામાં શેતાનના માથાનો નમુનો પડયો હતો, તે જોઇને છક થઇ ગયો. આપણા શિલ્પશાસ્ત્રીએ કહ્યું કે, લંડનમાં આવ્યા પછી મેં પહેલવહેલું જે કામ કર્યું તે આ. મારા માથા ઉપર કાગળની ટોપી પહેરીને હું માળીઆમાં બેઠો બેઠો એ કામ કરતો હતો; અને તે વેળા એક જ મીણબત્તિ બાળવાનું મારૂં ગજું હતું; તેથી તે એકને હું મારી ટોપીમાં ઘાલીને ઘડવાનું કામ કરતો. હું જેમ ફરતો, તેમ મારી સાથે બત્તિ પણ ફરતી, અને તેથી મારે જે ઠેકાણે અજવાળું જોઇએ, ત્યાં પડતું. ફુલાક્સમને એ મસ્તક-મૂર્ત્તિ પાઠશાળાના પ્રદર્શનમાં જોઇને તેની ઘણી પ્રશંસા કરી; અને ગ્રીનિજમાં નાવિક રક્ષણ ગૃહમાં મૂકવાને ચાર નૌકાસેનાપતિઓનાં માથાથી છાતી સુધીનાં પૂતળાં જોઈતાં હતાં, તેને માટે તેણે ચાંટ્રિને ફરમાશ કરી. એક ફરમાશ પૂરી થતાં બીજી આવી; અને બીજી પૂરી થતાં ત્રીજી; અને એમ કરતાં કરતાં તેણે ચીતરવાનું કામ મૂકી દીધું. આગળ આવી રીતે શિલ્પ કામ કરવામાં તેણે આઠ વરસ કાઢ્યાં હતાં, પણ તેને પોણોસો રૂપિયા કરતાં કોઇએ વધારે આપ્યું નહિ. તેણે હૉર્ન ટુકનું પત્થરના થાંભલા ઉપર ગોઠવવાનું છાતી સુધીનું બાવલું બનાવ્યું; તેથી તેની ખ્યાતી એટલી બધી વધી ગઈ, કે તેને જ હિસાબે તેના હાથમાં એક લાખ ને એંશી હજાર રૂપિયાનાં કામ આવી પડયાં.

ચાંટ્રિએ સખ્ત મજુરી કરીને કીર્ત્તિ અને કાંચન એ બંને સારી રીતે મેળવ્યાં. લંડન નગરમાં ત્રીજા જૉર્જ રાજાનું બાવલું મૂકવું હતું. તે બનાવવાને સોળ ઉમેદવાર ઉભા થયા; તેમાંથી એને જ ચૂંટી કાઢવામાં આવ્યો. થોડાંએક વરસ ગયા પછી, તેણે 'નિદ્રાવશ બાળકો' ની અપૂર્વ મૂર્ત્તિઓ બનાવી. તે હાલ લિચ્ફીલ્ડના મોટા દેવાલયમાં રાખી છે. તેની કોમળતા અને સૌંદર્ય હદ બેહદ છે; અને એ વખતથી એ આબરૂ ઇજ્જતમાં, માન મરતબામાં અને પૈસા ટકામાં દિનપર દિન સુખી થતો ગયો. તેણે ધીરજ રાખીને મહેનત કરવાથી અને ખંત રાખીને મંડ્યા રહેવાથી મોટું પદ મેળવ્યું. કુદરતે તેનામાં એવાં કામ માટે જન્મથી જ શક્તિ મૂકી હતી. તે તેણે પોતાની પાકી સમજણથી વિચારીને એવી રીતે વાપરી કે એ મહા મૂલ્યવાન બક્ષીસ તેને સુખદાયક થઈ પડી. તે જન્મ્યો હતો, તે વખતના માણસોની માફક એ શાણો અને પહોંચવાન હતો. એ વાત તેની નોંધની ચોપડી જોવાથી જણાયછે. એ જ્યારે ઇટલિ તર્ફ પ્રવાસ કરવા નીકળ્યો, ત્યારે પોતાના ગજવામાં રાખવાની ચોપડીમાં તે કળા-

કૌશલ્યની નોંધ કર્યા કરતો હતો; તેની સાથે રોજે રોજના ખરચનો હિસાબ પણ તે એમાં રાખતો; અને ઠામ ઠામનો આરસનો ચાલુ ભાવ પણ નોંધતો જતો હતો. તેને સાદાઈ બહુ ગમતી અને એવી સાદાઈના જ પ્રબળથી તેણે તેનાં ફક્કડ શિલ્પ કામોની મહતા વધારી. હુાંડસ્વર્થ ગામના દેવલમાં તેણે જેમ્સ વૉટનું બાવલું બનાવીને મૂકયું છે, તે જોઇને પંડિત સરખા પણ કહે કે શિલ્પકળાની સંપૂર્ણતાનો અહીં અવધિ આવેછે. એ પ્રતિમા કેવળ કુદરતી અને સાદી છે. તેના કારીગર ભાઇઓ વખતે ભીડમાં આવી પડે, તો તેમને એ ઉદાર દિલથી નાણાની વખાણવાલાયક મદદ કરતો; તે છાનોમાનો નિર્મળ ભાવથી દાન કરતો. તેણે જે પૈસા ભેગા કર્યા હતા, તેમાંનો ઘણો ભાગ તેણે બ્રિટિશ કળાકૌશલ્યની વૃદ્ધિને અર્થે પાદશાહી પાઠશાળામાં આપી દીધો.

ડેવિડ વિલ્કીનું જીવન-ચરિત્ર પણ એવા જ દિલના આગ્રહી શ્રમથી રસબસ થએલું છે. એ સ્કૉટલંડના એક પાદરીનો છોકરો હતો. તેણે બાળપણથી જ કળાકૌશલ્યની આતુરતા બતાવવા માંડી. ભણવામાં એ બેકાળજીવાળો હતો; અને તેના પાઠ બરાબર કરતો નહિ, તોપણ મનુષ્ય-આકૃતિ અને મનુષ્ય-મુખ કાઢવામાં તે સદા તત્પર રહેતો. એને થોડું બોલવાની ટેવ હતી; તોપણ તેણે એકાગ્ર ચિત્ત અને શાંત જુસ્સાદાર રહેણી એવાં તો દેખાડી દીધાં, કે તેની ઉત્તરવયમાં તે કીર્ત્તિકર થઇ પડ્યાં. જાણે ચાતક પક્ષી એક ટીપા પાણીને માટે મોઢું વકાશીને બેસી રહેછે, તેમ એ ચીતરવાનો લાગ ઉભે પગે જોયા કરતો હતો. તેના ઘરની ભીંતો અથવા નદી કાંઠાની રેતી, જે હાથ આવે તે એના કામમાં આવી જાય, એવો એનો શોખ હતો. ગમે તેવી કલમ કે પીછીં કે પેન હોય, તે એને તરત ખપમાં આવતી. આગળ જોટાની વાત અમે લખી છે, તેની પેઠે પેન ન હોય તો એક બળેલું ખોયણું હોય, તો તેનાથી પણ એને ચાલતું; એકાદ લીસો પત્થર મળી આવ્યો, તો તે કપડાને ઠેકાણે એને ચીતરવાને કામ આવતો; અને જે કોઇ ચીંથરેહાલ ભીખારી એને રસ્તે ચઢે, તેની જ તસ્વીર એ ખેંચવા માંડતો. કોઈને ઘેર જાય, તો તે ઘરની ભીંતો ઉપર ગમે તે પણ કાંઇક ચીતરીને જ આવતો. એવી રીતે ભીંતો બગાડવાથી કોઇ કોઇ વેળા તો સુઘડ ઘરની સ્ત્રીઓને કંટાળો આવતો. તેના બાપને પણ એ ધંધા ઉપર તદન અભાવ હતો. તેના મનથી ચીતરવાનો ધંધો એક પાતકી કામ હતું; એટલું છતાં, વિલ્કીનું મન કોઇ પ્રકારે વાળ્યું વળે તેમ ન હતું. તે છેવટે ચિત્રકાર જ નીવડ્યો; અને આગળ છાતી રાખીને કળાના મુશ્કેલ મેરૂ ઉપર ચઢ્યો. એડિનબરોની સ્કૉટિશ હુનરશાળામાં દાખલ થવાને તેણે મહેનત કરી; પણ તેની અરજી નામંજૂર થઇ, કેમકે તેનાં પ્રસ્તાવિક ચિત્ર-કામના નમુના બેડોળ હતા અને બારીકીથી તપાસવામાં આવે, તો તે સાચા અને આબેહુબ ન ઠરે; એમ છતાં પણ તે પ્રતિ-

દિવસ સરસ સરસ ચિત્ર કાઢવા લાગ્યો. તેણે પોતાનો આગ્રહ જારી રાખ્યો અને આખરે તેને પાઠશાળામાં દાખલ કરવો પડ્યો. તે ધીમે ધીમે સુધરવા લાગ્યો. મનુષ્યાકાર આકારવામાં તે ખંતથી વળગ્યો રહ્યો; અને જાણે હું તો પાર પડવાનો જ છું, એવી મનમાં ખાત્રી હોય, એવી રીતે તે જય મેળવવાનો મન સાથે ઠરાવ કરીને તે કામ પાછળ ઝોકયો જ રહ્યો. ઘણા જુવાનીઆ પોતાના મનથી એમ ધારેછે કે, અમે તો મહા બુદ્ધિમાન છીએ; તેથી તેઓ સરેધરે ખંત રાખીને મહેનત કરતા નથી, પણ ઉલટા ખોટું ડોળ કરેછે, મિજાસ ખુવેછે, અને ખાલી વિચિત્રપણું બતાવેછે; તેવો વિલ્કી ન હતો. એ તો પારાવાર ખંત અને સ્થિર ચિત્તે એવું તો વહીતરૂં કરવા મંડ્યો અને તે એટલે સુધી મજુરી ઉપાડવા લાગ્યો કે, તે વાત કહી જાય એમ નથી. એ વિષે તે પાછળથી કહેતો કે, મેં મારા કસબમાં જે કુશળતા મેળવી છે, તે કંઇ મારી વિશેષ બુદ્ધિથી કે કંઇ વિશેષ અંતર્શક્તિથી મેળવી છે, એમ નથી; માત્ર ઉદ્યોગ અને આગ્રહ,–અપરિમિત મહેનત અને અખંડ આગ્રહના પ્રતાપ સમજવા. મારી ચિત્ર-કલમમાં તમે ઉત્તરોત્તર સુધારો જોશો, તો તેનો એક જ ખુલાસો છે; અને તે 'આગ્રહી ઉદ્યોગ' એટલા બે શબ્દથી જ સમજાશે. તેણે એડીનબરોમાં બીજા કારીગરો સાથે મેદાન પડીને કેટલાંએક ઈનામ મેળવ્યાં; અને હું જો માણસની તસ્વીરો ચીતરીશ, તો મને આગળ જતાં જરૂર વધારે કમાણી થશે, એવી ધારણાથી તેણે મનુષ્ય-ચિત્રમાં પ્રવીણ થવા તર્ફ લક્ષ દોડાવ્યું; પણ છેવટ જતાં, જે વિષયમાં તેણે જશ મેળવ્યો હતો, તે રસ્તા ઉપર હિમ્મત રાખીને આગળ ચાલ્યો; અને તેણે 'પિટલેસીનો મેળો' ચીતર્યો. ચિત્ર-કળામાં તેણે એક જાતનો વિષય છોડીને બીજી જાતનો લીધો; એ કામ પણ ઘણી હિમ્મતનું હતું. તે કરતાં પણ વધારે છાતી ચલાવીને તે લંડન જેવા નગરમાં ગયો. એવા શહેરમાં અભ્યાસ વધારવાનો તથા ઠેકાણે ઠેકાણેથી કામ મળવાનો તેને વધારે લાગ મળે, તેથી તે ગરીબ સ્કૉટ છોકરો ત્યાં આવ્યો; અને અઠવાડીએ ચૌદ રૂપિયા આપવાના ઠરાવીને એક એવી સરખી વીશીમાં રહીને 'ગામડાના મુત્સદ્દીઓ અને પંચાયતીઆ'ની તસ્વીર તેણે ખેંચી.

આ ચિત્રથી તેનો જય જયકાર થઈ રહ્યો; અને તેની પાસે દમપર દમ કામ આવવા લાગ્યાં; તથાપિ વિલ્કી ઘણી મુદ્દત સુધી દુર્બળ દશામાં જ રહ્યો. તે જે કામ કરી આપતો, તેની પાછળ બેહદ મહેનત કરતો અને વખત ગાળતો; પણ તેને સાધારણ કીમત જ પેદા થતી; તેથી ઘણાં વરસ સુધી તેની કમાઈ બહુ કમી હતી. દરેક તસ્વીરનું તે આગળ આગળથી મનન્ કરતો, અને ગોઠવી કાઢતો. ઉતાવળો થઈને નાસભાગ કરીને તે કંઇ પણ કામ કરતો નહિ. ઘણાં એ ચિત્રો પાછળ તો તેને વરસનાં વરસ સુધી રોકાવું પડતું. પોતાના હાથમાંથી જાય, ત્યાંસુધી તેને ફરી

ફરીને તે સુધાર સુધાર કર્યો જ કરતો. રેઈનલ્ડસનું નીતિ વચન 'કામ! કામ! કામ!' હતું, તે જ એનું હતું; અને વાતોડા તથા બકબકાટો કરનારા કારીગરો ઉપર એને પણ રેઈનલ્ડસની પેઠે ઘણો અભાવ હતો. ભલે વાચાળ હોય તે વાવે, પણ કચપચ કરનારાથી કાપણી થાય નહિ. એ તો જીભ મોંમા ઘાલીને મૂગા મૂગા લણે તો જ લણાય. 'ચાલો, ચાલો, આપણે કંઇ કામ કરીએ,' એવાં વચન પરોક્ષ રીતે કહીને તે લવારો કરનારને દબાવતો, અને આળસુ માણુસને ચેતવતો. તેણે એક વેળા પોતાના મિત્ર કૉન્સ્ટબલને કહ્યું કે, હું સ્કૉટલંડની પાઠશાળામાં અભ્યાસ કરતો હતો, તેવામાં ગ્રેહામ ત્યાં વડા ગુરુની પદવીએ હતો. તે રેઇનલ્ડસનાં વચન વાપરીને સૌ અભ્યાસીઓને કહેતો કે, ભાઈઓ, ખૂબ મહેનત કરજો. તમને કુદરતી અકલની ભારે ઇનાએત થઇ હશે, તો એ શું થયું? મહેનત કરશો, તો તેથી અકલ સુધરશે; અને એવી જન્મ-બુદ્ધિ નહિ હોય, તો મહેનત તેની ખોટ પૂરી પાડશે; માટે હરેક પ્રકારે મહેનત કરશો, તો જ ફળ મળશે.' વિલ્કીએ એ વાતને પૂરી કરતાં કહ્યું કે, 'એ કારણથી મેં પુષ્કળ મહેનત કરવાનો મારા મન સાથે નિશ્ચય કર્યો; કારણકે હું જાણતો હતો કે મારામાં કંઇ વિશેષ પ્રકારની સ્વાભાવિક બુદ્ધિ નથી. વળી, લંડનમાં લિનેલ તથા બર્નેટ મારી સાથે ભણુતા હતા; તેઓ જ્યારે કળાકૌશલ્ય સંબંધી પરસ્પર વાતચીત કરતા, ત્યારે તે સાંભળવાને હું તેમની અડોઅડ છેક પાસે જઇને બેસતો; કારણકે મારૂં જ્ઞાન થોડું હતું, અને તેમનું જ્ઞાન વધારે હતું.' વિલ્કીએ આવી રીતે કેવળ શુદ્ધ અંતઃકરણથી જ કહ્યું, કેમકે તે મૂળથી જ શરમાળ અને મર્યાદશીલ હતો. 'ગામડા ગામમાં મુત્સદ્દીઓ'નું ચિત્ર જોઇને લૉર્ડ માન્સફીલ્ડે રૂ ૪૫૦ આપીને તે લીધું. એ રકમની પોતાની મા તથા બેનને સારૂ તેણે માથે પહેરવાની ટોપીઓ, ઓઢવાની શાલ, અને બીજાં કપડાં લીધાં. આવી રીતનો ખર્ચ કરવાને હાલ તેનું ગજું નહોતું, તોપણ તેણે આમ ખર્ચ કરીને પોતાના કુટુંબ ઉપરનો પોતાનો પ્રેમ બતાવ્યો. વિલ્કી બાળપણથી જ દુર્બળ દશામાં મોટો થયો હતો, તેથી તેને પૂરેપૂરી કરકસર કરવાની ટેવ પડી ગઇ હતી; તોપણ તે કેવો ઉદાર દિલનો હતો, તે એબ્રાહેમ રેઇમ્બાકનું સ્વલિખિત આત્મ-જીવન-ચરિત્ર વાંચવાથી તેમાંના ફકરા ઉપરથી ઠામ ઠામ જણાશે.

સરેખરે અપાર ઉદ્યોગ અને અડગ આગ્રહ કરીને ચિત્રકળામાં પ્રસિદ્ધિ મેળવનાર એક બીજો નર વિલિયમ એટી હતો. તેનો બાપ યૉર્ક શહેરમાં સુંઠની રોટલી અને મસાલો બનાવીને વેચતો; અને એની મા દોરડાં બનાવનારની દીકરી હતી. તે પારકી અકલે ચાલે એવી નહતી. તે ઘણી જોમદાર અને આપ અકલવાળી ઓરત હતી. એટીએ નાની વયથી જ ચીતરવાનો શોખ દેખાડવા માંડ્યો; પોતાની બાળ-ચતુરાઇના નમુના ભીંતો

ઉપર, ઘરમાં ભોંય ઉપર અને મેજો ઉપર બહોળે હાથે તે કાઢતો. તેની પાસે રંગદાર પેન નહતી, તેને સાટે પાઈ કે બે પાઇનો સપેતાનો કડકો લાવીને તે વતી કામ ચલાવતો. તે પછી કોયલાના કટકાથી અને છેલ્લી નિદાન બળેલાં તરણાંથી તે પોતાનું ગાડું ગબડાવતો. તેની માને હુનરકળાની કંઈ જ માહેતી નહોતી, તેથી તેણે પોતાના દીકરાને એક છાપગરની પાસે મૂક્યો. પણ તે તેની નવરાશની વેળાએ ચીતરવાનો મહાવરો વધારવા લાગ્યો; પોતાની બંધણીની મુદ્દત પૂરી થઈ, એટલે પોતાની મરજી મુજબ ચાલવાની તેણે મન સાથે ગાંઠ વાળી. થાઉં તો તો હું ચીતારો જ થાઉં; હું બીજો ધંધો કરવાનો નથી, એમ તેણે નક્કી કર્યું. તેને સારે ભાગ્યે તેના કાકાએ અને તેના મોટા ભાઈએ આ તેના નવા તરંગને મંજૂર રાખ્યો; અને તેઓ શક્તિવાળા હતા, તેથી તેમણે તેને ખુશીથી મદદ કરી; અને તેને જોઈએ તેટલો ખરચ કરીને પાદશાહી હુનરાલયમાં દાખલ કરાવ્યો. લેસ્લીકૃત આત્મ—જીવન ચરિત્ર ઉપરથી જણાયછે કે, શાળામાં એના સોબતીઓ એટીને એક ભલો વિદ્યાર્થી લેખતા હતા; પણ તેની સાથે તેઓ જાણતા હતા કે, એ સુસ્ત છે; રઘસ રઘસ કરીને મજુરીથી પોતાનું કામ જેમ તેમ કરીને એ કરેછે; પણ એ કંઈ નામ કાઢે, એવો થવાનો નથી. પણ મહેનત પાછળ મંડ્યા રહેવાની તેનામાં ઈશ્વરી શક્તિ હતી; અને તેથી ખંત રાખીને મહેનત કર્યાં કરવાથી કળાના સર્વોપરિ ઉંચા શિખર ઉપર તે જઇ પહોંચ્યો.

ઘણા કારીગરો પોતાના કસબમાં નામજાદા થયા, તે પહેલાં તેમને એવાં એવાં દારુણ દુઃખ વેઠવાં પડ્યાં છે કે, તેમની સહનશીલતા અને હિમ્મત અદ્વિતીય પ્રતિનાં હશે એમ લાગેછે. એ દુઃખ દરિયામાં કેટલા ધીરવીરો ડૂબી મૂઆ હશે, તેની સંખ્યાનો આપણને કદી પણ પત્તો મળી શકે એમ નથી. માર્ટિને તેના ઉદ્યમમાં એવાં તો સંકટ સહન કર્યાં છે, કે એવાં તો કર્મયોગે જ કોઇને પણ માથે પડ્યાં હશે. તે જેવામાં તેની પહેલી મોટી તસ્વીર ચીતરવાના ધંધા પાછળ મચ્યો હતો, તેવામાં કેટલી એ વાર તે કેવળ ભૂખમરાની હાલતમાં આવી પડ્યો હતો. એની એક એવી વાત ચાલેછે કે, એક વેળા તેની પાસે જે પૈસા હતા, તે બધા થઈ રહ્યા. તેની પાસે હવે માત્ર એક અર્ધો રહ્યો. તે નવો અને ચળકતો હતો; અને તેથી જ તેણે તે જાળવી રાખ્યો હતો; પણ કંઇ ખાવાનું ન હોવાથી તે વાપરવાની હવે તેને જરૂર પડી; તેથી તે અર્ધો લઇને એક ભઠીઆરાની દુકાને તે ગયો. ત્યાંથી એક રોટલો વેચાતો લઇને તે ઘેર જતો હતો; એટલામાં પેલા ભઠીઆરાએ તેની પાસેથી તે રોટલો પાછો લઈ લીધો અને આપણા ભૂખેમરતા ચિતારાના કપાળમાં તે અર્ધો પાછો નાંખ્યો. પેલો ચળકતો અર્ધો તેની ખરી અણીની વે

ળાએ કામમાં આવ્યો નહિ. તે ખોટો નીકળ્યો! તે બાપડો પાછો પોતાને ઉતારે આવીને તેની લાહે હોલવવાને કટકોકોર વાશી રોટલો જડે, તો આમ તેમ ખોળવા મંડ્યો. તે અત્યંત ઉમંગી હતો. તેનામાં ઉત્સાહનું જોર જબરૂં હતું; અને તેથી તે પોતાના ચિત્ર પાછળ અક્ષય આનંદથી વળગ્યો જ રહ્યો. તેણે હિમ્મત રાખીને કામ કર્યાં જ કર્યું, અને તે આશામાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો; અને જ્યારે થોડા દિવસ પછી તેને પોતાની તસ્વીર દેખાડવાનો વખત આવ્યો, ત્યારે તત્ક્ષણ તેની કીર્ત્તિ એકદમ પ્રસરી. બીજા ઘણા મોટા કળાધરોનાં જીવન-ચરિત્રો ઉપરથી જે સાર નીકળેછે, તે જ સાર એની જીંદગીમાંથી પણ નીકળેછે; તે એ કે, હરકોઇ માણસની હાલત ગમે તેવી ખરાબ હોય તોપણ તેનામાં જો ઇશ્વિરદત્ત બુદ્ધિ હોય, અને તેને જો ઉદ્યોગની પૂર સહાયતા મળી, તો તે તેનું સદા રક્ષણ કરશે; અને કીર્ત્તિનાં કિરણ કદાચ દુ:ખરૂપી વાદળામાંથી મોડાં પ્રસરે એમ બને; પણ છેવટે ખરા ગુણવાન નરને તે પોતાના તેજસ્વી છત્રમાં લીધા વિના રહેનાર નથી.

હુનરાલયની પદ્ધતિ અને શિક્ષણ પ્રમાણે બહુ જ સંભાળ રાખીને કેળવણી અને શિક્ષા લીધી, તો તેટલાથી તે પૂરો કારીગર બનવાનો નથી; પણ કારીગરીની કેળવણીમાં પંડે પણ સર્વ પ્રકારે મંડે તો જ કાર્ય સિદ્ધ થાય. જે સર્વ પ્રકારે સંપૂર્ણ કેળવાએલા પુરુષો હોયછે, તે પોતાની મેળે જ આપ-બળથી એ સ્થિતિએ પહોંચ્યા છે, એમ જાણવું; ખરા હુનરીની પણ એવી જ ગતિ જાણવી. હ્યુજિનને તેના બાપના કારખાનામાં નાનપણથી જ કેળવણી મળી હતી; અને ચાલતા નિયમો પ્રમાણે તેને જેટલું શીખવાનું હતું, તે બધું તે શીખી ગયો; તોપણ તેને એમ લાગ્યું કે, હું બહુ જ થોડું જાણુંછું. મારે કક્કેથી જ પાછો આરંભ કરવો જોઇએ; અને શ્રમની સારડીએ વિંધાયા વિના હું હોશિયાર થનાર નથી; તેથી જુવાન હ્યુજિન કૉવેંટ ગાર્ડનની નાટકશાળામાં એક સાધારણ સૂતારનો ધંધો કરવા લાગ્યો; પ્રથમ તો તે રંગ-ભૂમિની નીચે કામ કરતો, પછી તેની પાછળ અને છેવટ નાટકશાળામાં તે કામ કરવા લાગ્યો. એમ કરતાં કરતાં તે કામકાજથી જાણીતો થઇ ગયો; અને મોટી ઇમારતો બાંધવાની ચતુરાઇ તેણે મેળવી; તેમાં વળી સંગીત-નાટકનાં મોટાં કારખાનાંમાં યાંત્રિક કામનો ઘણો ખપ પડેછે, અને જૂદી જૂદી જાતનાં ઘણાં યાંત્રિક કામ કરવાં પડેછે; તેવાં કામ હ્યુજિનને મળવાથી તે તેના વિષયમાં વિશેષ રસિક થતો ગયો. જ્યારે નાટકની મોસમ પૂરી થઈ, ત્યારે તે લંડન અને કેટલાંએક ફ્રેંચ બંદરોની વચ્ચે વહાણ ચલાવવા લાગ્યો; અને તેમાં વેપાર કરીને તેણે કેટલોએક નફો પણ મેળવ્યો. લાગ આવે કે તે તરત વહાણમાંથી જમીન ઉપર ઉતરીને કોઈપણ જૂની ઇમારત તેના જોવામાં આવે, તેનું

ખોખું તે ઉતારી લેતો; તેમાં વિશેષ કરીને કોઇ પણ મંદિર કે દેવાલય તેની નજરે પડે, તે તો એ ખાલી જવા દેતો જ નહિ. તે પછી ખાસ એ જ કારણ સારૂ તે યુરોપમાં મુસાફરી કરતો; અને ત્યાંથી ચિત્ર કામનાં પોટલાં ભરીને તે પાછો ઘેર આવતો. તેણે તેની કળામાં જે કુશળતા અને કીર્ત્તિ મેળવી, તેનાં મૂળ બીજ તેણે આવી રીતે ગધ્ધા વહીતરૂં કરી કરીને વાવ્યાં હતાં.

એડિનબરોમાં સર વૉલ્ટર સ્કૉટના નામનો સુંદર સ્મરણ-સ્તંભ જૉર્જ કેમ્પે તૈયાર કર્યો છે; તેનું જીવન-ચરિત્ર જોવાથી એ જ કળામાં પ્રગાઢ શ્રમનો બીજો દાખલો જડેછે. એનો બાપ એક ગરીબ ભરવાડ હતો. તે પેંટલંડની ડુંગરીની તળેટીના દક્ષિણ ભાગમાં ઘેટાં ચરાવતો હતો. ડુંગરમાં ઢોર ચરાવવાના એકાંત વાસમાં કળાકૌશલ્યના નમુનાનું મનન કરવાનો એ છોકરાને બીલકુલ લાગ મળતો નહિ. પણ તે દશ વરસનો થયો, ત્યારે એક વખત એમ બન્યું કે, એક પટેલે તેને રૉસ્લિન ગામમાં ખેપે મોકલ્યો. એનો બાપ એ પટેલનાં જ ઢોર ચારતો હતો. કેમ્પ એ ગામમા ગયો, તો ત્યાં તેણે એક ખુબસુરત કિલ્લો અને દેવલ દીઠાં. તે જોઇને તેનાં મન ઉપર તત્કાળ ઉંડી અસર થઇ ગઈ. ઈમારતો બાંધવાનો એને શોખ થયો; તે ઉપરથી સૂતારનો ધંધો શીખવાને તેણે તેના બાપને નમનતાથી કહ્યું; અને તેના બાપે તેને પાસેના ગામડાના એક સૂતારને ઘેર બંધણી આપીને શીખવાને મૂકયો. મુદ્દત પૂરી થતાં, તે ધંધો શોધવાને ગાલાશીલ્સ ગામમાં ગયો. તે ટવીડ નદીનાં ખાડી કોતરમાં થઇને, પોતાનાં ઓજારનો કોથળો વાંસા ઉપર નાખીને ધીમે ધીમે ચાલતો હતો, તેવામાં એલીબાંકના મીનારા પાસે તે આવી પહોંચ્યો; અને ત્યાં એક ઘોડાગાડી તેની પૂઠે આવી લાગી. ગાડીમાં જે ગૃહસ્થ બેઠા હતા, તેના કહેવાથી ગાડીવાને એ છોકરાને પૂછ્યું કે, તારે ક્યાં લગી જવું છે? તેણે જવાબ દીધો કે, ગાલાશીલ્સ સુધી; એટલે તે ગાડીવાને કહ્યું કે, મારી જોડે ગાડીની બહારની પેટી ઉપર બેસી જા અને તે ગામથી ઉતરી પડજે. જે દયાળુ ગૃહસ્થે ગાડીમાં બેઠાં બેઠાં આ કામ કર્યું, તે સર વૉલ્ટર સ્કૉટ હતા, એમ પાછળથી જણાયું. તે સેલ્કર્કશિયર પરગણાના ન્યાયના અમલદારના ઓદ્ધાથી સરકારી કામસર જતા હતા. તે જેવામાં ગાલાશીલ્સમાં સૂતારનો ધંધો કરતો હતો, તેવામાં મેલ્રોઝ, ડ્રાઈબરો, અને જેડબરોનાં દેવાલયોમાં જવા આવવાનો એને હરવખત લાગ મળતો; અને તે દરેક મઠને તે બારીકીથી તપાસીને જોતો. મોટી ઈમારતોનાં બાંધણીનો શોખ એને કુટીના ઉમળકામાંથી થયો; તેથી ઇંગ્લંડના ઉત્તરના ઘણાખરા ભાગમાં તે ફરી વળ્યો; અને ગુજરાનને માટે રસ્તામાં સૂતારનો ધંધો કરતો જતો. (ગૉથિક બાંધણીમાં કમાનો ઉંચી હોયછે, અને થાંભલા પાસે પાસે હોયછે.) એવી

કોઈ સરસ ઈમારત તેના જોવામાં આવે, તો તે તેને તપાસીને જોતો અને તેનો નકશો ઉતારી લીધા વગર રહેતો નહિ. એક વેળા તે લાંકેશિયર પરગણામાં મજુરી કરતો હતો, તેવામાં તે પચીશ કોસ ચાલીને યૉર્ક ગયો; અને ત્યાં એક અઠવાડીઆ સુધી રહીને ત્યાંનું મોટું દેવલ નીરખ્યું; અને પાછો પગે ચાલતો પચીશ ગાઉ આવ્યો. વળી તે ગ્લાસગો ગયો; ત્યાં તે ચાર વરસ રહ્યો; અને તેની નવરાશની વખતે તે ત્યાંના સુંદર દેવાલયનું મનન કરતો. તે પાછો ઇંગ્લંડ આવ્યો; અને આ વખત તે દક્ષિણ ભાગ જોવાને નીકળી પડયો; તે દરમિયાનમાં કાંટરબરી, વિંચેસ્ટર, ટિંટર્ન અને બીજાં પ્રખ્યાત દેવાલયોનું તેણે સારી પેઠે નિરીક્ષણ કર્યું. સૂતારનો ધંધો કરતા જવું અને તે વડે પોતાનું પોષણ કરવું અને એવી રીતની નિરીક્ષા કરવાના હેતુથી તેણે ઇ. સ. ૧૮૨૪ માં આખા યુરોપમાં પ્રવાસ કરવાનો વિચાર કર્યો. તે પ્રથમ બૂલોન ગયો; ત્યાંથી આબ્વીલ અને બોવેઈમાં થઇને તે પારિસ નગરમાં પહોંચ્યો. એ દરેક સ્થળે થોડાં થોડાં અઠવાડીઆં રહીને તે સારી ઇમારતોને ખૂબ તપાસીને તેના નકશા ઉતારી લેતો. તે તેના કસબમાં હોશિયાર હતો, તેથી અને વિશેષ કરીને ચક્રીઓ બનાવવાની તેને સારી માહેતગારી હતી, માટે તે જયાં જતો; ત્યાં તેને તરત જ કામ મળતું. કોઇ પુરાણું ફક્કડ ગૉથિક બાંધણીનું મકાન હોય, તેની પાસે જ તે પોતાની દુકાન જમાવતો; એટલે તેને જયારે વખત હાથ લાગે કે તરત જ તે આવી સુંદર ઇમારતોની નિરીક્ષા કરતો. એક વરસ સુધી એપ્રમાણે તેણે પ્રવાસ કર્યો, ઈમારતોનું અધ્યયન કર્યું, અને પોતાનો ધંધો ચલાવ્યો; તે પછી સ્કૉટલંડમાં તે પાછો આવ્યો. તેણે પોતાનો અભ્યાસ જારી જ રાખ્યો; અને નકશો ઉતારવામાં તથા પદાર્થો જેવા આંખે દેખાય, તેવા જ કાગળ ઉપર દેખાય, એવાં પર્સ્પેકિટવ ચિત્ર ઉતારવામાં તે પ્રવીણ થઈ ગયો. મેલ્રોઝનું પુરાતન ભવ્ય દેવલ તેના મનમાં બહુ વસી ગયું હતું; અને તે મકાનના તેણે કેટલાએક નકશા બરાબર ચોકસી અને મહેનત કરીને ચીતર્યાં; તેમાં એક નકશો તો એવા ધાટે ચીતર્યો કે જાણે મેલ્રોઝના જૂના દેવાલયનો જીર્ણોદ્ધાર કર્યો હોય, તો તે કેવું શોભે! એવી મોહક રચનાથી તેણે નકશો બનાવ્યો. તે પછી તે નકશાની બીજા પદાર્થ ઉપર નકશી કરીને કોતરી લેવામાં આવ્યો હતો. મોટી મોટી ઇમારતોના નકશા અને નમુના કાઢવાનું કામ તેની પાસે આવવા લાગ્યું; બ્રિટને 'પ્રાચીન કાળનાં દેવાલયો' એ નામનો ગ્રંથ કર્યો છે; તેના નકશા મુજબ એડિનબરોના એક નકશીગરે કોતરણી કરવા માંડી હતી, તેને માટે તેણે ચિત્રો આળેખી આળેખીને આપવા માંડ્યાં. આ કામ તેને મન ગમતું મળ્યું; અને તેની પાછળ તે એટલી ઉલટથી મચ્યો કે, તે ઝપાટાબંધ આગળ ચાલવા માંડયું. એ કારણસર તે પગપાળો અર્ધો સ્કૉટલંડમાં ફરી વળ્યો; અને એક સાધારણ કારીગરની હાલતમાં રહેતો છતાં,

તે એવા તો નકશા કાઢતો કે એ કસબના ઉત્તમ કળાધરોને પણ એવા કામથી શોભા મળે; પણ આવી રીતનાં ચિત્ર-કામ અને નકશા કઢાવનારનું અકસ્માત્ મૃત્યુ થવાથી તે પુસ્તક પ્રકટ થતું અટકી પડ્યું; અને કેમ્પને બીજો ધંધો ખોળવો પડ્યો. એનામાં કેટલું બુદ્ધિ-બળ હતું, તે કોઇક જ જાણતા હશે; કારણકે તે બહુ જ થોડું બોલતો અને મૂળથી જ લાજાળ હતો. એવામાં સર વૉલ્ટર સ્કૉટની યાદગીરીને માટે એક કીર્તિ-સ્તંભ બનાવવાને સભા નીમાઇ હતી; તેણે જાહેરખબર છપાવી કે ઉમેદવારોએ એ કામના નકશા બનાવીને મોકલવા; તેમાં જેનો નકશો સૌથી ચઢિયાતો ઠરશે, તેને ઈનામ આપવામાં આવશે. ઘણા ઉમેદવારો બહાર પડ્યા. કેટલાએકે તો પ્રાચીન શિષ્ટ શિલ્પશાસ્ત્રમાં મોટાં નામ મેળવેલાં હતાં, તેવા પણ એ ઉમેદવારોમાં હતા; પણ સૌએ એક મત થઇને જૉર્જ કેમ્પનો નકશો પસંદ કર્યો. આ વખત એ બાપડો એરશિયર પરગણાના કિલ્વિનિંગના દેવાલયમાં ઘણે કોસને અંતરે સૂતારનો ધંધો કરતો હતો; ત્યાં સભાના ઠરાવનો કાગળ તેને પહોંચ્યો. ગરીબ બિચારો કેમ્પ! શિલ્પ-કળા પાછળ તેણે જે અપરિમિત મહેનત કરીને જાત-કેળવણી લીધી હતી, તેનું આ પહેલું કાર્ય તે જોવા ન રહ્યો; આરસમાં સ્કૉટની મૂર્ત્તિ ઉઠાવવાને તે જીવ્યો નહિ. ટુંકી મુદ્દતમાં તે અકાળ મોતે મરી ગયો; પણ તેના નકશા ઉપરથી જે બાવલું ઘડવામાં આવ્યું છે, તે એવું અપૂર્વ સૌંદર્યવાળું છે અને એવું યથાઘટિત છે કે, સાક્ષર મંડળમાં કોઈ વિરલ બુદ્ધિના પુરુષને માટે પણ આજ સુધી એવું બન્યું નથી.

જૉન ગિબ્સન નામનો એક કારીગર હતો. પોતાની કળા ઉપર તેની ભકિત અને ખરા દિલની ઉલટથી તે રસમય હતો; તેથી બીજા હલકી પંક્તિના કારીગરો પૈસાની આવકના પ્રમાણમાં પોતાનો વખત ગુમાવે, તેટલામાં કામ જેવું થાય તેવું ખરૂં, એવી નીચ લાલચો અને દ્રવ્યની તૃષ્ણાથી તે કેવળ મુક્ત હોઇને ઉચ્ચ સ્થાને બિરાજતો હતો. એ એક માળીનો છોકરો હતો. તે વેલ્સ પ્રાંતના કૉન્વે કસ્બાની પાસે ગિફ્ન ગામમાં જન્મ્યો હતો. તે તેના ગજવામાં એક નાનો ચપ્પુ રાખતો. તે વતી તે લાકડામાં કોતરણી કરતો; તેથી તેની બાળ-બુદ્ધિનું વલણ તરત જણાઇ ગયું. તેના બાપે તેનો મનોભાવ જાણી લઇને તેને લિવર્પૂલમાં મોકલ્યો; અને ત્યાં એક પેટીઘડો હતો, તે નકશીનું કામ પણ કરતો હતો; તેની દુકાનમાં તે બંધણી કરી આપીને શીખવાને દાખલ થયો. તે પોતાના ધંધામાં ઉતાવળો સુધરતો ગયો; અને તેનાં નકશીદાર કામોનાં ઘણાં વખાણ થવા લાગ્યાં. આ કસબ ઉપરથી તેનું મન સ્વાભાવિક રીતે શિલ્પ કામ તર્ફ દોર્યું; અને તે જ્યારે અઢાર વરસની ઉમરનો થયો, ત્યારે તેણે કાળની પ્રતિમા નાને ઘાટે મીણથી બનાવી; તે

ઉપર ઘણાં માણસોનું લક્ષ ખેંચાયું. લિવર્પૂલમાં મેશર્સ ફ્રાન્સિસની પેઢી શિલ્પ કામ કરતી હતી. તેમણે આ છોકરાના તર્ફથી બંધણીની રકમ પેલા પેટીઘડાને આપીને તેને ૭ વરસની બોલીએ પોતાની દુકાન ઉપર રાખ્યો. તે મુદ્દતમાં તેણે ઘણાં અપ્રતિમ નવાં કામો બનાવીને પોતાનું બુદ્ધિબળ દેખાડી આપ્યું. અહીંથી તે લંડન ગયો; અને લંડનથી રોમ તર્ફ રવાને થયો; અને તેની કીર્ત્તિ આજ આખા યુરોપમાં ગાજી રહી છે.

પાદશાહી પાઠશાળાનો સભાસદ રૉબર્ટ થાર્બર્ન પણ જૉન ગિબ્સનની પેઠે ગરીબ ઘેર અવતર્યો હતો. એનો બાપ ડમ્ફ્રીસ ગામનો મોચી હતો. એને રૉબર્ટ સાથે ત્રણ છોકરા હતા. તેમાંનો એક તો હાલ સારો નકશીદાર ગણાયછે. એક દહાડો એક બાઈ તે મોચીની દુકાને આવી હશે. તે વેળા રૉબર્ટ એક બાજઠ ઉપર ચીતરતો હતો. બીજી મેજ કે ટેબલ ન મળે, તેથી તે બાજઠને મેજ માનીને તે ઉપર કાગળ મૂકીને તે ચીતરતો. આ વખત એ છેક છોકરવાદ હતો. તે બાઇએ એનાં ચિત્ર તપાસી જોયાં; અને તેનામાં સારી શક્તિ છે, એમ તેને લાગવાથી તેને ચીતરવાના ધંધામાં કંઇ નોકરી ઉપર દાખલ કરવાને તેણે મહેનત કરવા માંડી; અને એ કળામાં એ પોતાનો અભ્યાસ વધારતો જ જાય, એવી મતલબથી બીજા કેટલાએક ગૃહસ્થોને તે છોકરાને મદદ કરવાની તેણે ભલામણ કરી. એ છોકરો ખંતીલો, મહેનતુ અને સ્થિર ચિત્તે કામ કરે એવો હતો. તે કોઇની સાથે કંઇ બોલતો નહિ. તે તેના સોબતી સાથે ઝાઝું બેસતો ઉઠતો નહિ; અને દોસ્તીની ઘાલમેલ કે ધાડાધાડી કરતો નહિ. આશરે ઇ. સ. ૧૮૩૦ ના વરસમાં કેટલાએક ગૃહસ્થોએ મળીને ઉઘરાણું કરીને પૈસા એકઠા કર્યા; અને તેને એડિનબરોની સ્કૉટિશ પાઠશાળામાં વિદ્યાર્થી તરીકે ભણવાને માટે મોકલ્યો. આ ઠેકાણે એને કાબેલ હુનરીઓના હાથ નીચે તરબીએત લેવાનો લાભ મળ્યો; અને એ સપાટાબંધ અભ્યાસમાં આગળ વધતો ચાલ્યો. એડિનબરોથી તે લંડનમાં ગયો. ત્યાં તેને ડયુક ઑફ બકલીય જેવા મોટા અમીરનો આશ્રય મળ્યો; અને તેથી તેને ઘણાની સાથે ઓળખાણ થયું. થૉર્બર્નને ઉપર મુજબની સહાયતા મળવાથી તેને ઉત્તમ પંક્તિના અમીરવર્ગમાં જવા આવવાનો પગ થયો, એ વાત ખરી છે; પણ તેનામાં જે સ્વાભાવિક બુદ્ધિ અને આગ્રહપૂર્વક ઉદ્યોગનાં ઉમદા લક્ષણ છે, તે જો તેનામાં ન હોત તો, ગમે તેટલો આશ્રય હો, અને ગમે તેટલી મદદ મળો, તેથી કંઇ કળાકૌશલ્યના મહા પંડિતમાં તે ગણાત નહિ.

નામીચા ચિત્રકાર નોએલ પેઇટન ડંફર્લિન તથા પેઇઝલીમાં પ્રથમ ધંધો કરવા લાગ્યો. મેજ ઉપર પાથરવાનાં કપડાં ઉપર તે નમુના ચીતરતો;

અને મલમલ ઉપર હાથે સોનેરી કામ જેવું કરવું હોય, તેવાં ચિત્ર તે આળેખી આપતો. એપ્રમાણેનો ધંધો કરીને તે પોતાનો નિભાવ કરતો. અને ખાનગી વખતમાં મનુષ્ય સ્વરૂપ જેવા ઉંચા વિષયો ચીતરવા પાછળ ઉદ્યોગ કર્યા કરતો. ટર્નરની પેઠે એ પણ હાથમાં જે કામ આવે, તે તરત કરતો; તેમાં તે જરા આનાકાની કરતો નહિ; અને ઈ. સ. ૧૮૪૦-માં તે ઉગતો જુવાન હતો, તે વખતે તે બીજાં તરેહ તરેહનાં કામ કરવાની સાથે રૅંકુશિયર પરગણાનું પંચાંગ ચીતરવાનું લઇ બેઠો હતો. તે ધીમે ધીમે, ક્રમે ક્રમે પાકે પાયે આગળ વધતો જ ગયો. ઇંગ્લંડની રાજ્ય સભાને માટે કાગળ ઉપર એવાં ચિત્ર કાઢવાનાં હતાં, કે તેની કોરણી દિવાલો ઉપર લઇ શકાય; તેમાં જે સૌથી સારાં બનાવી લાવે, તેને ઇનામ મળે એમ હતું. એ ઇનામ મેળવવાની તડાતડી અને પડાપડીમાં તે પણ શામેલ થયો. તેણે 'ધર્મનું ચૈતન્ય' એ નામની તસ્વીર ખેંચી હતી. તેમાં તેને પહેલા નંબરનું ઇનામ મળ્યું; અને આખી આલમે જોઇ લીધું કે આ એક સંસ્કારી કળાવાન પંડિત છે; અને આ ખૂણામાં પડેલો કારીગર તત્કાળ પ્રસિદ્ધિમાં આવી ગયો. તે પછી તેણે અનેક કામ બહાર પાડ્યાં છે, જેમકે 'ઑબેરૅન તથા ટિટાનિયા પરીઓનો મેળાપ', 'ધરતીનો છેડો ઘર' અને 'વિશ્વાસઘાતક મેળાપ'; તે ઉપરથી તે પ્રતિ દિવસ પોતાના કસબની ચતુરાઇમાં અને કેળવણીમાં કેવો દૃઢતાથી સુધરતો ગયો છે, તે જણાયછે.

ગરીબ હાલતમાં જન્મ્યા છતાં કળાની કેળવણીમાં કેટલો આગ્રહ અને કેટલો ઉદ્યોગ મચાવવો પડેછે, તેનું બીજું ચમત્કારીક દૃષ્ટાંત જોવું હોય તો તે જેમ્સ શાર્પલ્સનું છે. તે બ્લાકબર્નમાં લૂહારનો ધંધો કરતો. તે ઇ. સ. ૧૮૨૫ માં યૉર્કશિયર પરગણાના વેકફીલ્ડ ગામમાં જન્મ્યો હતો. તેનાં માબાપને એના સુદ્ધાં તેર છોકરાં હતાં. એનો બાપ લોઢું ગાળવાનું કામ કરતો; અને તેણે બેરી ગામમાં આવીને દુકાન માંડી. એ બધી ધાડમાંથી કોઇને નિશાળમાં ભણવા મોકલવાનું બન્યું નહિ; પણ તેઓ જેમ મોટા થતા જતા, તેમ તેમને મજુરી કરવાને તેમનો બાપ મોકલી દેતો. જેમ્સ દશ વરસનો થયો, એટલે એને લોઢું ગાળવાની એક દુકાનમાં કામ શીખવાને મૂક્યો; ત્યાં તેણે બેએક વરસ સુધી લૂહારની મજુરી કરી. આટલું થયા પછી, એનો બાપ લોઢાના સંચાનું કામ કરતો હતો, ત્યાં સંચાના કારખાનામાં એને દાખલ કર્યો. લૂહારો દેવતા, પાણી અને વરાળને માટે બૉઇલરો બનાવતા; તેનાં પડ ખીલા ઠોકી જડીને વાળી દેતા; તેવા ખીલા તપાવીને તે એ કારીગરો પાસે લઈ જવાનું કામ કરતો. એને સવારના છ વાગતાથી -તે રાતના આઠ વાગતા સુધી મજુરીમાં જોડાવું પડતું. એ પ્રમાણે એ કામમાં એનો ઘણો વખત જતો, તોપણ એ ધંધામાંથી પર-

વાર્યાં પછી જેમ તેમ જરા તરા વખત કાઢીને એનો બાપ એને થોડી ઘણી કેળવણી આપવા લાગ્યો. એમ કરતાં કરતાં એને મૂળાક્ષરનું જ્ઞાન થયું. તે પેલા લૂહાર કારીગરોમાં કામકાજે જતો; તેવામાં એક એવો આકસ્મિક્ બનાવ બન્યો કે, તેથી તેને ચીતરતાં શીખવાની ઇચ્છા થઈ. મુખી કારીગર તેને વખતોવખત પોતાની પાસે બોલાવીને તેના હાથમાં સપેતાથી ઘસેલી દોરી આપતો. એ દોરીનો એક છેડો એ ઝાલતો અને તેથી કારખાનાની દુકાનમાં તે મુખી કારીગર બૉઇલરનો નકશો કાઢતો. આવે પ્રસંગે એ મુખી પોતાના હાથમાં એક છેડો પકડી રાખતો; અને આ છોકરા પાસે બધાં માપ લેવરાવતો. આ કામમાં જેમ્સ જલદીથી એવો તો ખબરદાર થઈ ગયો કે, તે પેલા મુખીને ઘણો કામનો થઇ પડ્યો. એ કામમાં એમ કરવાથી તેનો શોખ એટલો બધો વધી ગયો કે પોતાને ઘેર આવીને તે ભોંયતળીએ બૉઇલરના નકશા ચીતરવાનો મહાવરો પાડવા લાગ્યો. એક વેળા તેમની સગી-કોઈ બાઇ માંચેસ્ટરથી તેમને મળવા આવવાની હતી; અને તેટલા માટે ઘરને સાફસુફ કરીને તેના માનને માટે બને તેટલું તેની માએ સુઘડ બનાવી દીધું હતું; એટલે રાત પડતાં જેમ્સ તેના કારખાનામાંથી ઘેર આવીને રોજના દસ્તુર મુજબ જમીન ઉપર નકશા આકારવા લાગ્યો. તેણે સપેતાવતી જમીન ઉપર એક મોટા બૉઇલરનો નકશો થોડો ઘણો કાઢયો, એટલામાં એની મા પેલી બાઈને તેડીને ઘરમાં આવી; છોકરાને સવારનો ન્હાયા ધોયા વગરનો, મેલો ને મેલો તેની માએ જોયો; અને જમીન સપેતાથી બગાડી મૂકેલી જોઈને તે તો બિચારી ભયભીત બની ગઇ. એમ છતાં પણ જે બાઈ મળવા આવી હતી, તેણે તો એ છોકરાની ઉદ્યોગી આદત જોઇને પોતાની ખુશી બતાવી; તેણે નકશાનાં વખાણ કર્યાં; અને છોકરાની માને કહ્યું કે, એ નાના ટીચકાને કાગળ અને સીસાપેન આપવાં જોઇએ, કે તે પોતાનો મન ગમતો અભ્યાસ જારી રાખે.

જેમ્સને તેના મોટા ભાઈ તર્ફથી ઉત્તેજન મળવાથી તેણે આકૃતિઓની તસ્વીર અને પૃથ્વીની લીલાનાં ચિત્ર કાઢવાનો મહાવરો કરવા માંડ્યો; તે વળી શીલાછાપમાં ઉઠેલાં ચિત્રોની પણ નકલો કરતો જતો; પણ છેટેના પદાર્થો જેવા નરી આંખે દેખાયછે, તેવા જ કાગળ ઉપર ઉઠે, તેવાં ચિત્રને પર્સ્પેક્ટિવ કહેછે, તેના સિદ્ધાંતોથી તે અજ્ઞાત હતો; તેમ જ વળી આછો રંગ ક્યાં આપવો, અને ઘેરો રંગ ક્યાં આપવો; કેવે પ્રસંગે પદાર્થને પ્રકાશમાં દેખાડવો અને કેટલે દરજ્જે છાયામાં આણવો; એ બાબતના નિયમોથી પણ તે અજાણ્યો હતો; તોપણ એ તો એના કામ પાછળ મંડ્યો જ રહ્યો; અને તેથી નકલો ઉતારી લેવામાં ધીમે ધીમે તેનામાં ચપળતા આવી. કાગળ ઉપર નકશા ચીતરતાં શીખવાના વિચારથી તે તેની સોળ વરસની ઉમરે બેરી ગામની કારીગરોની શાળામાં તે દાખલ થયો. એક માણસ વર્તાં કરવાનો

ધંધો કરતો હતો, તે એ નિશાળમાં ચીતરવાનો વિષય શીખવતો હતો, કેમકે તેને એ બાબતનો બહુ શોખ હતો; તેથી તેણે એ કળાનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું. તે દર અઠવાડીએ એક દિવસ આવીને એક પાઠ ચલાવતો હતો. એ પ્રમાણે ત્રણ મહિના સુધી જેમ્સ એ શાળામાં ગયો. પેલા શિક્ષકે તેને સલાહ આપી કે પુસ્તકાલયમાંથી તું બર્નેટકૃત ચિત્રકળાનો વ્યવહારોપયોગી ગ્રંથ લઈને વાંચ; પણ તે સરળતાથી વાંચી જાય, એવી તેનામાં હજુ શક્તિ આવી નહતી; તેથી તેની મા પાસે અને કોઈ કોઈ વાર તેના મોટા ભાઇ પાસે એ ચોપડી તે વંચાવતો; અને પંડે પાસે બેસીને સાંભળતો. તેને વાંચતાં નહોતું આવડતું, તેથી તે તેના મનમાં મૂઝાવા લાગ્યો; અને બર્નેટના પુસ્તકમાં શું લખ્યું છે, તે સઘળું હાથ કરવાને તે ટમટમી રહ્યો હતો; તેથી યંત્રશાળામાં જે પહેલા ત્રણ મહિના તે ગયો તેટલું જ; પછીથી જવાનું તેણે માંડી વાળ્યું; અને ઘર આગળ લખતાં અને વાંચતાં શીખવામાં તે મચ્યો રહ્યો. તે થોડી મુદ્દતમાં જ એટલું તો શીખી ગયો; અને હવે તે પાછો કારીગરોની નિશાળમાં જવા મંડ્યો. આ બીજી વાર તેણે બર્નેટ હાથમાં લીધો, તો તે વાંચી શકતો હતો, એટલું જ નહિ; પણ આગળ ઉપર કામ આવે, માટે તે પુસ્તકમાંથી તે ઉતારા પણ કરી લેતો. એ ગ્રંથનું તે એટલી હોંસ અને ઉમળકાથી અધ્યયન કરતો કે, એટલા માટે તે સવારમાં ચાર વાગતે ઉઠીને તે વાંચતો અને તેમાંથી ફકરાઓ ઉતારી લેતો; ત્યાર કેડે ૭ વાગતાં તે ધાતુઓ તપાવવાના કારખાનામાં જતો; અને ત્યાં સાંજના ૭ અને કોઈ કોઇ વેળાએ તો આઠ વાગતા સુધી તે મજુરી કરતો. વળી આવતાંની વારમાં તાજી ઉલટથી બર્નેટનું મનન કરવા બેસતો. એ અભ્યાસ તે ઘણી વાર મોડી રાત સુધી કરતો. રાત્રીનો કેટલોએક વખત તો તે નકશા કાઢવામાં અને નકશાની નકલો ઉતારવામાં ગાળતો, તેમાં એક વેળા લિયોનાર્ડો ડા વિંચીકૃત 'અવસાનકાળના ભોજન' ના ચિત્રાની નકલ ઉતારવામાં તે આખી રાત જાગ્યો. તે જઇને પથારી ઉપર પડ્યો ખરો; પણ તેનું મન એ વિષયમાં એટલું બધું પરોવાઇ ગયું હતું કે, તેની આંખ જ મીચાઇ નહિ; અને તે પાછો પોતાની ચીતરવાની કલમ લઇને કામ ઉપર બેઠો.

હવે તેલમાં તૈયાર કરેલા રંગનાં ચિત્ર નીપજાવવાની તેણે મહેનત કરવા માંડી. તે કારણસર તેણે કોઈ કાપડીઆની દુકાનેથી શણનું જાડું કપડું લીધું. તેને એક લાકડાના ચોકઠા ઉપર તેણે ચારે છેડેથી બાંધી લીધું અને તેના ઉપર તેણે બધે સિંદુર ફેરવી દીધું; અને એક કડીયાકામ કરનાર ચીતારા પાસેથી રંગ વેચાતા લઇને તેણે ચીતરવાનું કામ આદર્યું. પણ તેની બધી મહેનત ફોકટ ગઇ, કેમકે તે શણનું કપડું જાડું અને ગાંઠા ગાંઠાવાળું હતું; તેથી ઉપર રંગ દીધો હતો, તે સૂકાવા પામ્યો નહિ. આવી વેલામાં તે આવી પડ્યો, ત્યારે તે તેના ચિત્ર-શિક્ષક પેલા વાળંદ પાસે ગયો. તેણે તેને કહ્યું કે, ચિત્ર કામને માટે ખાસ તૈયાર કરેલાં

શણનાં કપડાં મળેછે; અને તેલમાં બનાવેલા રંગ અને રોગાન એવાં રંગદાર ચિત્રોને માટે જ થાયછે; અને તે જોઇએ તેટલા મળેછે. આ વાત તેણે પ્રથમ જ જાણી; તે પછી તેની પાસે જેવા પાંચ પૈસા ભેગા થયા કે તેણે જરૂર જોગી બધી ચીજો થોડી થોડી ખરીદ કરી ને નવે નામે એ કામ પાછળ મંડ્યો. કેવી રીતે ચીતરવું, તે એનો હજામ ગુરુ એને દેખાડતો; અને '**આપસેં બડા બેટા અને ગુરુસેં બડા ચેલા**' ની કહેવત પ્રમાણે તેના ગુરુની નકલ કરતાં એની નકલ સરસ નીકળી. 'ઘેટાંનું ઉન કાતરતી વખતનો દેખાવ' એની કોઇ નકશીગરે નકશી કરી હતી. તેની એણે ચિત્રમાં પહેલવહેલી નકલ ઉતારીને તે પછી બે રૂપિયે વેચી. 'તેલમાં તૈયાર કરેલા રંગનાં ચિત્ર કેમ ચીતરવાં?' એ નામની માર્ગોપદેશિકા પોણા રૂપિયાની કીમતે વેચાતી હતી, તેની મદદથી તે તેની નીરાંતના વખતમાં ચીતર ચીતર કરતો; અને એવી રીતે ધીમે ધીમે પોતાના સાહિત્યનું તેણે સારૂં જ્ઞાન મેળવ્યું. ખુરશી ઉપર બેસીને ચીતરાય, એવી રીતનું ફેરવી હેરવી શકાય એવું ઘોડી પાટીઉં તેણે બનાવ્યું; વળી એક ગોળ ખલ તેણે રંગની મેળવણી કરવાને બનાવ્યો; તે એક અંગુઠે અને એક આંગળીએ ઝલાય એવો હતો; અને તેના એક છેદમાં રંગની પીંછીઓ મૂકાય તેમ હતું; વળી તેણે એક ચપટો ચપ્પુ છેડેથી ગોળ જેવો, રંગની મેળવણી કરવાને બનાવ્યો; તે ઉપરાંત તેણે રંગ રાખવાની એક ખાનાવાળી નાની પેટી કરી. કારખાનામાં ઠરાવેલ વખત કરતાં વધારે વાર રોકાઇને કામ કરી કરીને તેણે કાંઇક પૈસા ભેગા કર્યા; તેનાં તેણે રંગ, પીંછીઓ, અને શણનાં કપડાં લીધાં. તેને ભાઇભાંડુંનું લ્હારૂં જબરૂં હતું, તેથી તેનાં માબાપને તે બધાંનું પોષણ કરવું પડતું; તે કારણસર જેમ્સની પાસે મજુરીના જે પૈસા આવતા, તે તેમને તેની પાસેથી લેવા પડતા; તેથી નીમેલા વખત ઉપરાંત રહીને તે કામ કરતો, અને જે કંઇ પેદા કરતો તેટલી જુજ રકમ તેનાં માબાપ તેની પાસે રહેવા દેતાં; અને તેમાંથી તે ઉપર મુજબનો ખરચ કરતો. દોઢ બે રૂપિયા ભેગા થાય કે તે સાંજે પગ પાળો માંચેસ્ટર જઇને ચીતરવાને માટે રંગ અને શણનું કપડું ખરીદ કરીને તે પાછો ચાલતો. મધરાતસોરો તે ઘેર આવતો. એપ્રમાણે નવ કોસની મજલ કરીને, કોઇ કોઇ વેળાએ તો વરસાદથી પલળીને ગચકા બોળ થઇ ગએલો અને થાકીને લોથ થએલો તે અર્ધી રાતે પાછો આવતો. આવી વિપત્તિમાં તે અક્ષય આશા અને અજેય દઢતાથી સદા મગન રહેતો. **જેમ્સ શાર્પલ્સે** આ પુસ્તકના લખનારને એક કાગળ લખ્યો હતો; તેનો અમે નીચે ઉતારો કરીએ છીએ; તે ઉપરથી આ આપ–બળે શીખેલો કારીગર કેવી રીતે સુધરતો ગયો, તે બહુ સારી રીતે સમજાશે.

તે લખે છે કે, તે પછી 'ચંદની -રાતે સૃષ્ટિનો દેખાવ,' 'એક ફૂળ' અને બીજાં એક બે ચિત્રો મેં કાઢ્યાં. તે પછી મેં 'લુહારની દુકાન' નું

ચિત્ર નીપજાવવાનો વિચાર કર્યો. મેં એ બાબત કેટલીએક મુદ્દતથી વિચાર તો કરી રાખ્યો હતો; પણ તે કલ્પનાનું ચિત્રરૂપે દર્શન દેવાનો મેં પ્રયત્ન કર્યો નહતો. પણ હવે મેં પ્રથમ કાગળ ઉપર ડોળ કાઢ્યું; અને તે ઉપરથી કપડા ઉપર એ વિષય આળેખવા માંડ્યો. હું ધાતુ ગાળવાના કારખાનામાં કામ કરૂંછું, તેવી એક મોટી દુકાનની અંદરનો ભાગ મેં ચીતર્યો છે. એમાં કોઈની મુકરર દુકાન કાઢી છે, એમ ધારશો નહિ; તેથી એટલી વાતે એ તસ્વીર નવીન કલ્પના છે, કારણકે કોઇની દુકાન ઉપરથી મેં નકલ કરી નથી. એ પ્રમાણે મેં એ વિષયની લીંટીઓ દોરી; અને એ કામમાં હું ઝાઝું આગળ વધ્યો નહિ, એટલામાં તો મને માલમ પડ્યું કે, મારે શરીરશાસ્ત્રનું જ્ઞાન અવશ્ય મેળવવું જોઇએ; કારણકે તે વિના લૂહારના હાથની સ્નાયુઓ અને નસોનું હું બારીક ચિત્ર આપી શકું નહિ. આવે બારીક વખતે મારો ભાઇ પીટર મારી મદદે આવી લાગ્યો; તેણે ફલાકસમનકૃત 'શારીર–શાસ્ત્ર ઉપર વિચાર' નામનો ગ્રંથ મારે માટે વેચાતો લઇ આપ્યો; તેથી તેની મારા ઉપર માયા અને મહેરબાની જણાઈ આવી; કારણકે એણે જો એ ન લઇ દીધો હોત, તો મારી ગુંજાશ ન હતી કે હું તે લઇ શકત. તેની કીમત અઢાર રૂપિયા હતી, તે હું ખરચી શકત નહિ. મારી સઘળી ધનદોલત એ ચોપડીમાં જ છે, એમ હું માનતો; તેનો બહુ મહેનત કરીને અભ્યાસ કરતો; અને તેમાં લખ્યા મુજબ ચીતરવાને હું રાતના ત્રણ વાગતે ઉઠતો; અને એવે કવખતે મનુષ્ય આકૃતિનો હુબેહુબ નજર આગળ નમુનો જોઇએ, માટે હું મારા ભાઇ પીટરને વખ્તાવખ્ત ઉભો રાખતો. આમ મહાવરો કરવાથી હું રફતે રફતે સુધરતો ગયો; પણ જ્યારે ઘણા દિવસ ગયા, ત્યારે જ મારી તસ્વીરનું કામ પૂરૂં કરવાની મને હિમ્મત આવી. વળી મને પરપેક્ટિવ ચિત્ર–કળાનું જ્ઞાન ન હતું, તેથી મને મૂઝવણ થવા લાગી; અને તેથી બ્રૂક ટેઇલરકૃત 'મૂળ-તત્વો'નું કાળજી રાખીને અધ્યયન કરવાથી એ ખામી મેં ખસેડી; અને એટલું થયા પછી મેં ચીતરવાનું કામ ફરી આરંભ્યું. હું જેવામાં ઘર આગળ પરપેક્ટિવ ચિત્રકળાનો એટલે બહાર જેવા પદાર્થો ઉઘાડી આંખે દેખાય તેવા જ ચિત્રમાં ઉઠે; અને જેટજેટલે અંતરે હોય તેટતેટલા અંતરના પ્રમાણમાં ચીતરાય, એવી કળાનો હું મારે ઘેર અભ્યાસ કરતો હતો; તેવામાં મારા કારખાનામાં લોઢાના હલકા પાટા કરતાં ભારે કટકા ગાળવાની હું રજા મેળવતો; કેમકે હલકા કરતાં ભારે કટકાને તપતાં અને ઓગળતાં ઝાઝી વાર લાગેછે; અને તેમાંથી હું આખા દિવસમાં થોડી ઘણી મિનિટો ફુરસદની કાઢતો; અને હું જે ભઠ્ઠી આગળ મજુરી કરતો, તેની સામાનાં લોઢાનાં પતરાંના ઢાંકણાં ઉપર પરપેક્ટિવ ચિત્રો કાઢવામાં હું તે મિનિટો વાપરતો.

એપ્રમાણે ખંત રાખીને ચિત્રકામ કરવાથી અને અભ્યાસ કરવાથી જેમ્સ શાર્પલ્સે ચિત્રકળાના નિયમોનું સારૂં જ્ઞાન મેળવ્યું; અને મહાવરાથી

તેણે તેના કામમાં સારી સરળતા મેળવી. ધાતુ ગાળવાના કારખાનામાં તેની બંધણીની મુદ્દત પૂરી થયા પછી દોઢ વરસે તેણે તેના બાપની તસ્વીર ખેંચી; તે ઉપર ગામના ઘણા લોકોનું ધ્યાન ગયું; તેણે પાછળથી 'લૂહારની દુકાન'નું ચિત્ર કાઢ્યું હતું, તે પણ એવી જ રીતે વખણાયું. તે તસ્વીર કાઢવામાં બધે સારો કહેવાવા લાગ્યો; તેથી તેના કારખાનાના ઉપરીએ તેની પાસે પોતાના આખા કુટુંબની તસ્વીર કઢાવી; અને શાર્પલ્સે તે કામ એવું તો સારી રીતે કર્યું કે, તે ઉપરી કારીગરે પરઠણ પ્રમાણે તેને બશેં શિત્તેર રૂપિયા આપ્યા; અને વળી ઉપરાંત બીજા બાવીશ રૂપિયાનું ઈનામ દીધું. તે આ સામુદાયિક-ચિત્ર આળેખવામાં રોકાયો હતો, તેવામાં તે કારખાનામાં કામે જતો નહિ; અને એ ધંધો તદ્દન છોડી દઇને કેવળ ચીતરવાનો ઉદ્યમ જ કરવો, એવો તેણે વિચાર કર્યો. તેણે કેટલીએક તસ્વીરો ખેંચી; તેમાં માણસના માથાના કદ જેટલું મોટું તેણે ઈસુ ખ્રિસ્તનું માથું કાઢ્યું. એ કેવળ નવીન કલ્પના હતી; અને તેણે બેરી ગામના દેખાવનું ચિત્ર બનાવ્યું. પણ તેનો આખો દિવસ કામમાં જાય, એટલાં ચિત્ર કાઢવાની તેની પાસે ફરમાશો આવતી નહિ; અને હમેશાં પૂરતી આવક એ ધંધામાં થશે, એમ તેને જણાયું નહિ; તેથી તેણે ડહાપણ વાપરીને પાછું લૂહાર કામ કરવા માંડ્યું; અને તેના ગરીબ ધંધામાંથી પરવારીને તે 'લૂહારની દુકાન'ની નકશી કરવામાં પોતાની નવરાશનો વખત વાપરવા લાગ્યો. એ તસ્વીર તો હવે પ્રકટ થઈ ચૂકી છે. એ ચિત્રાની કોતરણી કરવાનું તેને નીચે પ્રમાણે સૂઝી આવ્યું. માંચેસ્ટરમાં એક તસ્વીર વેચનાર વેપારીને તેણે 'લૂહારની દુકાન'નું ચિત્ર બતાવ્યું. તેણે તે જોઇને સહેજે કહ્યું કે, આ ચિત્રને કોઈ ચતુર નકશીગર કોતરે, તો એનો છાપો સરસ ઉઠશે. શાર્પ-લ્સને એ કારીગરી બીલકુલ આવડતી નહોતી; તોપણ તેની નકશી પોતાને હાથે જ કોતરવાનો તેણે વિચાર કર્યો. તે કામ પૂરૂં કરવામાં તેને જે જે અડચણો નડી, અને તે તેણે કેવી રીતે ખસેડી, તેની હકીકત તે પંડે નીચે મુજબ લખી જણાવે છે:—

'મેં એક વર્ત્તમાન પત્રમાં જાહેર ખબર વાંચી. શેફીલ્ડ શહેરના એક ગજવેલનાં પતરાં વેચનારે તે છપાવી હતી. જૂદા જૂદા કદની તકતીઓના તેણે જૂદા જૂદા ભાવની ટીપ આપી હતી. મેં તેમાંથી એક જાતની પ-સંદ કરી. તેની કીમત મેં તેને મોકલાવી દીધી; અને તે ઉપર બીજા થોડા પૈસા પણ મેં મોકલીને તેને લખ્યું કે, નકશી કરવાના કામનાં થોડાં ઘણાં ઓજાર મહેરબાની કરીને મોકલજો. કયાં કયાં ઓજાર અને કયી કયી ચીજો એ કામસર જોઇએ, તેનાં નામ હું તેને લખી શક્યો નહિ; કારણ કે નકશી શી રીતે થતી હશે, તેની મને કંઇ જ માહેતી ન હતી; તોપણ કાગળમાં લખ્યા પ્રમાણે પોલાદની તકતી અને તેની સાથે ત્રણ ટોચણાં અને એક સોય આવી. (ધાતુની તકતી ઉપર તેજાબ લગાડીને તે ઉપર

સોયથી લીટીઓ દોરાયછે; પછી ધાતુને સાફ કરીને ફરીથી સોયથી દોરેલી લીટીઓ અને છેદમાં તેજાબ મૂકવામાં આવેછે; તેથી તેટલો ભાગ ખવાઇ જાયછે. તે સોયનો એવી રીતે ઉપયોગ કરવાનો છે, એમ હું જાણતો ન હતો; તેથી) તે આવી તેવી જ મેં તેને અજાણતાં બગાડી નાખી. હું તકતી ઉપર કોતરતો હતો, તે અરસામાં મકાનો, પૂલો, નહેરો વગેરે બાંધવાની વિદ્યા જાણનાર ગૃહસ્થોની સંયુક્ત સભાએ એક એવી જાહેર ખબર છપાવી કે, સાંકેતિક તસ્વીરનું જે કોઈ ઉત્તમ ચિત્ર કાઢશે, તેને આટલું ઈનામ આપવામાં આવશે. તેમાં હું પણ એક ઉમેદવાર થઇને બહાર પડ્યો; અને નસીબ જોગે મને જ તે ઈનામ મળ્યું. આ બનાવ પછી થોડે દિવસે હું બ્લાકબર્ન ગામમાં જઇને રહેવા લાગ્યો. ત્યાં યેટસ એંજીનીઅરોની દુકાન ખાતે હું સંચાનું લૂહાર કામ કરવા ખાતે રહ્યો; અને નવરાશની વેળાએ નકશા કાઢતો, આગળની પેઠે ચિત્ર કામ કરતો અને નકશી પણ કોરતો. કોરણી કરવાને જોઇએ તેવાં ઓજાર મારી પાસે હતાં નહિ, તેથી મને અડચણો નડવા લાગી; અને તેથી નકશીના હુનરમાં હું બહુ જ મંદ ગતિએ આગળ વધવા લાગ્યો. એ કારણસર મારા કામમાં આવે એવાં કેટલાંએક ઓજાર મારે હાથે જ બનાવવાનો મેં મન સાથે સંકલ્પ કર્યો; અને ઘણી વાર ફોકટ ફાંફાં માર્યાં પછી મેં ઘણાં ઓજાર એવાં બનાવ્યાં કે, તે હું મારા નકશીના કામમાં હમેશાં વાપરવા લાગ્યો. મારી પાસે સૂક્ષ્મદર્શક કાચ ન હતો; તેની મને ઘણી ખોટ જણાતી; અને તકતીમાં કેટલીક નકશી તો મેં મારા બાપનાં ચશ્માં પહેરીને તે વતી જ તપાસીને પાડી. પાછળથી મેં નાની વસ્તુને મોટી કરી બતાવે એવો કાચ પેદા કર્યો; તે મને ઘણો જ ખપનો થઈ પડ્યો. તે તકતીને હું કોતરતો હતો, તેવામાં એક એવો બનાવ બની ગયો કે, તેથી એ કામ હું સાવ છોડી દેવાની તૈયારીમાં હતો. કોઈ કોઇ વેળા એમ બનતું કે બીજાં ઘણાં કામની આડે કેટલાક વખત લગી મારે કોરણીનું કામ ઉંચું મૂકવું પડતું; અને કોતરેલા ભાગને કાટ ન લાગે, માટે તે ઉપર મને તેલ લગાડવાની ટેવ પડી હતી. પણ એક વખત એપ્રમાણે તકતીને તેલ ચોપડીને મૂકી હતી; તેને કેટલીક મુદ્દત ગયા પછી હાથમાં લીધી, તો તે તેલ તો કાળું ચીકણું થઇને માંહે કોરણીમાં એવું ચોંટી ગયું હતું કે કયમે નીકળે નહિ. એ કીટો સોયવતી કાઢી નાખવાની મેં મહેનત કરવા માંડી; પણ મને માલમ પડયું કે નવે નામે નકશી કરતાં જેટલો વખત લાગશે, તેટલો જ લગભગ આ કીટો કાઢતાં લાગશે. આમ થવાથી હું બહુ મનભંગ થઇ ગયો; પણ આખરે મને એક હિકમત સૂઝી આવી કે, સોડાનો ક્ષાર પાણીમાં નાખીને એ તકતીને ઉના પાણીમાં ઉકાળવી; અને પછી બહાર કાઢીને તે ઉપર વાળાકુંચી ઘસવી; એમ કરવાથી મારે સારે નસીબે કો-

રણ કરેલો ભાગ તદ્દન સ્વચ્છ થઈ ગયો. મારી મોટી મોટી મુશીબતો તો હવે પૂરી થઇ. હવે મારી મહેનતનું ફળ પકવવાને માત્ર ધીરજ અને આગ્રહની જરૂર હતી. એ નકશી પૂરી કરવામાં મને કોઇએ કંઈ મદદ કે સલાહ આપી નથી; તેથી મારે કહેવાની મતલબ એ છે કે, જો એ કૃતિમાં કાંઈ પણ ખુબી હોય, તો તેમાં મારા વિના કોઈ બીજાનો દાવો પહોં-ચતો નથી; અને આગ્રહી ઉદ્યોગ અને ખંત રાખીને લાગુ રહેવાથી કેવાં કેવાં કામ થઈ શકેછે, એ જો મારા ઉપરના કાર્યથી કાંઈ પણ કળાતું હોય, તો માત્ર એટલું જ માન લેવાને હું ઇચ્છુંછું.'

'લૂહારની દુકાન'ના ચિત્રની જે નકશી ઉતારવામાં આવી છે, તે ઉપર વિવેચન કરવાનું કામ અમારૂં નથી. એની ખુબીની કદર કળાકૌશલ્યનાં ચોપા-નીઆં અને વર્ત્તમાન પત્રોએ પૂરેપૂરી કરી છે. જેમ્સ શાર્પલ્સને એ કામ પાછળ પૂરાં પાંચ વરસ લાગ્યાં ! તેમાં રાતનો અવકાશનો બધો વખત તે એમાં ગાળતો. તેણે તેની ઉમરમાં નકશીદાર તકતી કદી જોઈ ન હતી. તે પ્રથમ પોતાની તકતી લઇને છાપનારની દુકાને ગયો. ત્યારે જ તેણે બી-જા માણસના હાથની નકશીવાળી બીજી તકતીઓ જોઈ. ઉદ્યોગ અને બુદ્ધિ–બળની આ સાદી હકીકત અમે આપી છે; તેમાં તેના સંસાર સંબંધી એક બીજી વાત અમે અત્રે જણાવીએ છીએ. તે લખેછે કે, 'હું સાત વરસથી પરણ્યો છું; તેમાં હું ધાતુ ઓતવાના કારખાનામાંથી મહેનત કરીને ઘેર પાછો આવુંછું; પછી સાંજે છેક મોડી રાત લગી હાથમાં ચિત્રકામની પીંછી કે નકશી કામનું ટાંચણું લઇને મારા કામ ઉપર અડુંછું; તે વખત મારી સ્ત્રી રોજ મારી પાસે આવીને બેસેછે; અને કોઈ રમુજી સારૂં પુસ્તક મને વાંચી સંભળાવેછે. એ વખત મને હમેશાં ખરેખરો આનંદ ઉપજેછે.' આ એક ઘણા જ મનહર અને સદ્પાત્ર કારીગરની સંપૂર્ણ પાકી સમજ અને શુદ્ધ અંતઃકરણના પ્રેમભાવનો સાદો અને સુંદર સાક્ષી ભૂત પુરાવો છે.

શિલ્પશાસ્ત્ર અને ચિત્રકળામાં ઉંચું આસન મેળવવામાં અત્યંત ઉદ્યોગ અને આગ્રહની જરૂર છે, તેમ જ તેમના સાંબંધિક સંગીતશાસ્ત્રમાં પણ નિપુણ થવાને એ બે ગુણોની આવશ્યકતા છે. શિલ્પશાસ્ત્ર અને ચિત્રકળા એ રંગ-રૂપનાં મૂગાં કાવ્ય છે; અને સંગીત એ સૃષ્ટિના ભિન્નભિન્ન સાદનું કાવ્ય છે. હાંડલ એક પરાકાષ્ઠા શ્રમ કરવાવાળો પુરુષ હતો. તે હાર ખાધાથી કદી હારી બેસતો નહિ; પણ માથા ઉપર જેમ વિપત્તિના ઘા પડતા જાય, તેમ તેમ તેનામાં જુસ્સાની ગરમી વધતી જતી. તેને માથે દેવું ઘણું થઈ ગયું હતું, તેથી તેને દેવાળું કાઢવું પડયું; એવા માનભંગ અને સંકટના સમ-યમાં એક પળભર પણ તે હિમ્મત હાર્યો નહિ; પણ એક વરસની મુદતમાં તેણે જે ઉત્તમ કૃતિઓ બનાવી, તેમાં 'સૉલ,' 'ઇઝ્રાએલ,' 'ડ્રાઈડનની ગઝલનું ગાયન,' 'બાર મોટાં ગાયન', અને 'આર્ગોસમાં

યુનાની ઇંદ્રનું સંગીત નાટક' પણ હતી. તેનું ચરિત્ર લખનાર લખેછે કે તે હરેક વસ્તુની સામા કમરકસીને ઉભો રહેતો; અને તે કેવળ પરાપેક્ષા રહિત સ્વાશ્રયથી બાર માણસનું કામ પંડે એકલી જાતે કરતો.

હેઇડન નામે એક બીજો સંગીતશાસ્ત્રી કહેછે કે, ગાયનકળામાં કુશળ થવું હોય, તો તે વિષયને હાથમાં લેવો, તે પાછો હેઠે મૂકવો જ નહિ, એટલે તમારૂં ધાર્યું કામ થયું એમ સમજવું. વળી એક ત્રીજો ગવૈયો મોઝાર્ટ કહેતો કે, કામ, કામ, કામ, એમાં જ મારો મોટો આનંદ છે. બેઇટહોવનનાં વહાલાં વચન એ હતાં કે, જે પુરુષો મહાત્વાકાંક્ષી છે; અને તેમનામાં બુદ્ધિબળ અને ઉદ્યોગબળ હોય, તો તેઓ ધારે તે કરે. 'બસ, આટલે સુધી અને આગળ નહિ ચલાય' એવી મર્યાદા રખાવનારા ગમે તેવા કોટ કિલ્લા તેમની આડે હોય, તે ટકી શક્તા નથી. જ્યારે મોશેલ્સે બેઇટહોવનને 'ફિડેલિયો'ની રાગમાળા વાજાની પેટી (પિયાનો ફોર્ટ) ઉપર બજાવવાને તૈયાર કરીને બતાવી, ત્યારે તે ચોપડીને છેલ્લે પાને 'ઇશ્વર સહાયતાથી સંપૂર્ણ' એમ લખેલું તેના જોવામાં આવ્યું. બેઇટહોવને તરત જ તે લીટીની નીચે લખ્યું કે, 'ઓ માનવી, તું જ તારો મદદગાર છે.' તેના ધંધાને અંગે એ જ એનું મહાવાક્ય હતું. જૉન સેબાશ્ચિયન બાક લખેછે કે, હું મહેનતુ હતો; માત્ર એટલું જ; જે કોઈ ખંતથી એવી મહેનત કરશે, તે મારી પેઠે પાર પડશે. પણ એ તો નિઃશંક વાત છે કે બાક તો જન્મથી જ ગાયન ઉપર ફીદા હતો; અને તેથી જ તે એ કળા પાછળ મચ્યો ઝઝ્યો રહ્યો; અને એની પ્રસિદ્ધિનું મૂળ કારણ પણ એ જ સમજવું. તે જ્યારે બાળક હતો, ત્યારે તેનામાં જે બુદ્ધિબળ જણાતું હતું, તે સંગીતમાં નહિ પણ કોઈ બીજા ધંધામાં વપરાય તો ઠીક એવો એના મોટા ભાઇનો વિચાર હતો. તે સબબથી એ નાના સેબાશ્ચિયને જે ગાયનનો સંગ્રહ કર્યો હતો, તેનો તેના ભાઇએ તદ્દન નાશ કરી નાખ્યો. તેને મીણબત્તી કે દીવો કંઇ મળતું નહિ, તેથી તેણે એ બધાં ગાયન ચંદ્રના અજવાળાથી ઉતારી લીધાં હતાં. તે ઉપરથી એ છોકરાનું કુદરતી બુદ્ધિબળ અને મનનું મજબૂત કુદરતી વલણ ચોકખું જણાઈ જાયછે. ઈ. સ. ૧૮૨૦ માં મિલાન શહેરથી બેઇલે માયરબેરને માટે નીચે મુજબ લખ્યું હતું;—'માયરબેરમાં કાંઈક અકલ તો છે; પણ સંગીતને માટે તેને જન્મની સંસ્કારી બુદ્ધિ હોય, એમ જરા એ લાગતું નથી. તે એકલો, એકાંતવાસી છે, અને સંગીત પાછળ રોજ પંદર પંદર કલાક સુધી મંડ્યો રહેછે.' એમ કરતાં વરસનાં વરસ વીતી ગયાં, અને માયરબેરના પ્રચંડ ઉદ્યોગથી તેની બુદ્ધિ ઉઘડી. તે તેનાં 'રૉબર્ટો,' 'હ્યુગેનૉટસ,' 'પેગંબર' અને બીજી સંગીત ગૂંથણી જોવાથી જણાઇ જાયછે. હાલના જમાનામાં જે

ઉત્કૃષ્ટ પ્રતિનાં સંગીત નાટકો (ઑપેરા) રચાયાં છે, તે પંક્તિમાં એનાં સંગીત આવેછે, એમ સૌ કબુલ કરશે.

એ વાત તો ખરી છે કે, આપણા અંગ્રેજ લોક ગાયન–કળામાં બહુ નામધારી થયા નથી; કેમકે તેમનો મનોત્સાહ અને વેગ બીજી ઘણી સંસારપયોગી બાબતો ભણી બહુધા વળેળાં રહેછે; એમ છતાં પણ આ હુનર પાછળ પણ આગ્રહના પરમ દૈવતનાં દષ્ટાંતો આપણા દેશમાંથી મળ્યા વિના રહેવાનાં નથી. આર્ન એક વેપારીનો છોકરો હતો; તેનો બાપ નવાં ઘર માંડવાં હોય, તેમાં સરસામાન, બીછાનાં, ઢાલીઆ, મેજ, ખુરશી, હાંડી, તકતા વગેરે પૂરૂં પાડવાનું કામ કરતો. તે પોતાના દીકરાને ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ કરવાનું ધારતો હતો; પણ તેને ગાયન ઉપર એટલો તો શોખ હતો કે, તે મૂકીને એનાથી બીજું કંઇ થાય એમ ન હતું. તેને એક વકીલને ત્યાં પ્રથમ રાખ્યો; એની પાસે જુજ પૈસા આવતા; તોપણ, એને સંગીત સાંભળવાનો એટલો બધો મોહ રહેતો કે, જ્યાં જ્યાં ગાયનમાં નાટક થતાં, ત્યાં ત્યાં એ ગયા વિના રહેતો નહિ; અને ઉપલા વર્ગમાં બેસવા જેટલું નાણું તેની પાસે હોય નહિ, તેથી તે નાટકશાળામાં દાદરની પેઠે ચઢતી ઉતરતી પાટલીએ ગોઠવેલી હોય, તેમાં જઇને બેસતો; પણ એ ઠેકાણે તો ઘણુંકરીને અમીરોના ખીદ્મતગારો અને ગૃહસ્થોના નોકરો જ બેસતા; અને તે બધાંને પહેરવાનો એક મુકરર જાતનો પોશાક હોયછે; તેમનામાંથી કોઇનાં કપડાં માગી લઇને તે પહેરીને તેમની ભેળો તે શામેલ થઇ જતો. તેના બાપને તો ખબર પણ ન હતી, અને તેણે તો સારંગી બજાવવામાં સારો મહાવરો કરી દીધો. એ વાત તેના જાણવામાં પ્રથમ એમ આવી કે, તેની પાસે એક ગૃહસ્થ રહેતો હતો, તેને મળવાને એ ગયો; એ ત્યાં અણચિંત્યો જઈ પહોંચ્યો, તો એક ગવૈઆની ટોળીમાં તેણે પોતાના દીકરાને બધાં વાજીત્રમાં સારંગી જે મુખ્ય વાજીત્ર છે, તે બજાવતાં દીઠો; ને એ તો બાપડો ભયભીત થઇ ગયો અને અચરજ પામ્યો. પણ આટલો એત્તેફાક બનવાથી આર્નના ધંધાનું તો નક્કી થઇ ગયું. હવે તેનો બાપ આર્નની મનોવૃત્તિની સામો થયો નહિ. આ પ્રમાણે તેને તેની મરજી મુજબ ચાલવા દેવાથી દુનિયામાં એક વકીલ ઓછો થયો; પણ તેના બદલામાં તેને સાટે તેને એવો સરસ, રસિક અને નાજુક લાગણી બતાવનારો ગવૈઓ મળ્યો કે તેણે આપણા અંગ્રેજી સંગીતશાસ્ત્રની દોલતમાં ઘણા કીમતી ગ્રંથો લખીને વધારો કર્યો.

વિલિયમ જાકસન હાલ મરણ પામ્યો છે. 'યાહુદી લોકોનો મહા સંકટમાંથી છૂટકારો' એ નામનું ધર્મ સંબંધી તેણે એક ગાયન પુસ્તક લખ્યું છે. તે યૉર્ક પરગણાનો વતની હતો; ત્યાંનાં મોટાં મોટાં ગામમાં એ સારી રીતે ગાયન ઉતારવામાં આવ્યું છે. એ શખ્સે સંગીતશાસ્ત્રનું અધ્યયન કરવામાં ધીટ હિ-

મ્મતથી વિઘ્નોનો એવો તો પરાજય કર્યો છે, કે તેના જીવનચરિત્રનું કથન મનહર થઇ પડશે. યૉર્કશિયર પરગણાના વાયવ્ય ખૂણામાં યૂર નદીની ખિંડમાં આશામ નામે એક નાનું ગામ છે. ત્યાં એનો બાપ લોટ દળવાની ઘંટી ચલાવતો હતો. એના કુટુંબમાં ગાયનનો શોખ તો ઓલાદે ઉતર્યો હોય, એમ જણાયછે. આશામ ગામમાં વગર પગારના ગૃહસ્થોનું સીબંદી લશ્કર તૈયાર થયું હતું. તેમાં એનો બાપ વાજાંની ટોળીમાં પાવો વગાડતો હતો; અને તે ગામના દેવલમાં જે માણસો ભેગાં થઇને ભજન ગાતાં હતાં, તેમાં પણ એ હતો. એનો દાદો વળી આશામના દેવલમાં મુખ્ય ગંધર્વ હતો; અને ઘંટનાદ પણ એ જ કરતો. તે દેવલમાં દર રવિવારે સવારે ઘંટના ઘોષ ચાલી રહેતા, તે વેળાએ નાનો જાકસન આવીને હોંસભેર હાજર રહેતો અને લહેરથી સાંભળતો. એ પ્રમાણે એનામાં ગાયનનો શોખ પ્રથમ જણાવા લાગ્યો. દેવલમાં વાજાની પેટી હતી. તે ઈશ્વર-આરાધના સમયે ગવૈઓ પોતાને હાથે ખીલીઓ ફેરવીને બજાવતો, તે જોઇને તે બહુ નવાઇ પામતો. વળી દેવલમાં સૂર ખૂબ ઘૂમી રહે, માટે તે પેટીનાં બારણાં બજાવનાર ઉઘાડી નાંખતો. તેની પછવાડે નાનાં છોકરાં દિવાલ સરસી મૂકેલી પાટલીઓ ઉપર બેસતાં; તેથી તે વાજીંત્રાની દાબવાની ચાંપો, નળીઓ, નાની પીપ જેવી ગોળ પોલી પેટીઓ, લોઢાના તાર, કુંચીઓ દાબવાનું પાટીઉં, દોરી અથવા તાર ઉપર ફેરવવાની પીછીઓ, વગેરે માંહેથી સઘળું નજરે પડતું; અને તેથી બધાં નાનાં છોકરાં પછવાડેથી જોઇને છક થઈ જતાં; તેમાં આપણો નાનો ગવૈઓ જાકસન પણ હતો. તે આઠ વરસની ઉમરે તો તેના બાપનો જૂનો પાવો વગાડવા લાગ્યો; પણ તેમાં 'ડ' હરફ ઉતરતો નહિ; તેથી તેની માએ તેને એકસૂરવાળી વાંસળી લઇ દીધી; અને થોડી મુદ્દત પછી પાડોશમાં એક ગૃહસ્થ રહેતો હતો, તેણે એને ચાર રુપેરી કુંચીવાળો પાવો ભેટ કર્યો. ચોપડીઓ ભણવામાં એ ભાઇ તો કંઇ રૂડા ઉઠ્યા નહિ; અને ગેડીદડે, ગિલ્લીદંડે અને મુક્કામુક્કી કરવે બહુ બહાદુર જણાયાથી તે ગામના મહેતાજીએ કહ્યું કે **'એ દહીંમાંથી કંઇ માખણ નીકળશે નહિ'.** એ છોકરો કંઇ પાઠ કરતો નથી; અને એ ભણવાનો પણ નથી; એ તો **'પત્થરનો ભમરડો'** છે; તેથી એને એ નિશાળમાંથી ઉઠાડીને એનાં માબાપે એને પેટલીબ્રિજની બીજી નિશાળે ભણવા મૂકયો. એ ત્યાં હતો, એવામાં બ્રિગહાઉઝ ગેઇટમાં ગવૈઆની એક ટોળી તેને મળી આવી. તેમની સોબત એને બહુ બંધ બેસતી આવી; અને તેમની સાથે રહીને અંગ્રેજી જૂની ઢબ પ્રમાણે તે 'સા-રી-ગા-મા-પ-ધ-ની' ગાતાં શીખ્યો. એમ કરતાં તે ગાયનમાં ખૂબ ઘડાયો, અને તેમાં જલદીથી તે પ્રવીણ થયો. એનો અભ્યાસ જોઇને પેલી ગવૈઆની ટોળી તો અચરજ પામી; અને સંગીત-કળાના મોહ અને તૃષ્ણા ભર્યો તે ઘેર આવ્યો. તેના બાપની પાસે સૂરની જૂની પેટી હતી. તે એ વગાડવા લાગ્યો; પણ તેમાં મીઠાશ આવી નહિ.

તેને એક બીજાું વાજાું લેવાનું મન થયું; પણ તેમ કરવાને તેની પાસે પૈસા ન હતા. આ વેળાએ એક પાસેના ગામના પાદરીએ એક નાની બગડી ગએલી વાજાની પેટી જૂજ કીમતે લીધી હતી. તે એ ઉત્તર ભાગનાં બધાં પરગણામાં એક નવાઇની ચીજ દાખલ ઘેરે ઘેર ફરતી હતી. એ વાજીત્રના સૂર પાછા ઠેકાણે લાવવાને પાદરીએ મહેનત તો કરી જોઈ, પણ તેનું કંઇ વળ્યું નહિ; પછી તેના મનમાં વિચાર આવ્યો કે ગામના દેવળમાં હાથે બજાવવાનું વાજાું છે, તેમાં પેલા નાના જાકસને કેટલોએક ફેરફાર અને સુધારો કરી આપ્યો છે; તો આ યંત્રમાં હું એની ચતુરાઇ જોઉં; તેથી એક ગાડામાં તે વાજીત્રને નાખીને ગધેડે જોડીને તે ગાડું પેલો પાદરી એ છોકરાના ઘર આગળ લાવ્યો. જાકસને થોડા વખતમાં તે યંત્ર સમારી આપ્યું; અને તેના અસલ સૂર તેમાં ઉતારી આપ્યા; તેથી તે ધણી બહુ સંતોષ પામ્યો.

હવે એ જુવાન છોકરાના દિલમાં દેવળમાં જેવી વાજાની મોટી પેટી હતી, તેવી બનાવવાનું ભૂત ભરાયું; અને એક એવી મારે કરવી, એમ તેણે નક્કી કર્યું. બાપ દીકરો બંને એ કામ પાછળ મંડી પડ્યા; અને તેમણે કોઈ દહાડો સૂતારનું કામ આગળ કર્યું નહતું, તોપણ સખ્ત મજુરીમાં મચ્યા રહેવાથી, ઘણી વાર નિષ્ફળ થયા છતાં, આખરે તેઓ ફતેહ પામ્યા. સારી રીતે દશ રાગ ઉતરે એવી તરેહની એક પેટી તેમણે બનાવી; તે આખા ગામમાં સૌ એક અચરજ જેવી વાત ગણવા લાગ્યાં. દેવળમાં વાજીત્રની જૂની પેટીઓ બગડે, તો તે સમારવાને આપણા જુવાન જાકસનને ગામે ગામથી હવે તેડાં આવવા લાગ્યાં; અને તે પેટીઓમાં નવી કુંચીઓ નખાવીને નવા સૂર ઉપજાવવાને તેને સૌ કોઇ કહેતાં. જેના જેના તર્ફથી આ પ્રમાણે કામ આવતું, તે સર્વેને સંતોષ થાય એવી રીતે તે કરી આપતો. તે પછી તે એક ચાર ચાંપવાળું આંગળીથી બજાવાય એવું વાજીત્ર કરવા મંડ્યો; અને તેમાં એક જૂના મોરચંગ જેવા જંત્રની કુંચીઓ બેસતી કરી દીધી. આ એ વગાડતાં શીખ્યો; અને સાંજે કાલ્કટ કૃત 'નીચા સૂરની સમજણ' નામના પુસ્તકનો અભ્યાસ કરતો; અને વળી દિવસ બધો ઘંટીએ લોટ દળાવવાનો ઉદ્યમ ચલાવતો. પ્રસંગોપાત તે ગામડામાંથી મરઘાં, માખણ, ઈંડાં વગેરે લઇ આવીને બજારમાં વેચતો. એવી વખતે તે ગધેડું જોડીને ગાડું ગામે ગામ ફેરવતો. ઉનાળાની મોસમમાં તે ખેતરમાં મજુરીએ જતો; અનાજની કાપણી કરતો; ખડ વાઢી લાવતો; અને મૂળા ઉપાડી લાવતો. એ પ્રમાણેનું તે હરદમ કામ કરતા છતાં, સાંજે પરવારીને તે ગાયનમાં ગુલતાન થયા વિના કદી પણ રહેતો નહિ. હવે તેણે સંગીતનાં ગાયન બનાવવાની મહેનત કરવા માંડી. તેણે દેવસ્તુતિની બાર આરતીઓ તૈયાર કરી. તે યૉર્કવાસી મિ૰ કામિજને કોઇએ દેખાડીને કહ્યું કે, ઘંટીએ લોટ દળાવનાર એક માણસને ચૌદ વરસનો એક છોકરો છે, તેની આ કૃતિ છે. મિ૰ કામિજ એ જોઇને

રાજી થયો; તેમાંથી જે વાંધા ભરેલી લીટીઓ હતી, તે ઉપર તેણે ચોકડીઓ કરી; અને કાગળ પાછા આપીને તેણે એવાં ઉત્તેજક વચન કહ્યાં કે એ છોકરાની આ કૃતિ એને ઘણી શોભા આપનારી વાત છે; અને મારી સલાહ એવી છે કે, તેણે લખ્યા જ જવું.

આશામ ગામમાં એક ગવૈઆ તથા બજવૈઆની ટોળી ઉભી કરવામાં આવી; તેમાં જુવાન જાકસન દાખલ થયો; અને છેવટ જતાં, તે એ બધી ટોળીનો ઉપરી નીમાયો. એ સઘળાં વાજીત્ર વારાફરતી વગાડતો; અને એમ કરવાથી ગાયનકળાનું તેણે ઘણું ઉપયોગી જ્ઞાન મેળવ્યું. વળી, તેણે પોતાની ટોળીને માટે ઘણાં ગાયન બનાવ્યાં. તે ગામના દેવલમાં હાથની આંગળીઓથી બજાવવાની વાજાની નવી પેટીનો કોઇએ ભેટ કરી; તે બજાવવા ઉપર પણ જાકસનને જ રાખવામાં આવ્યો. તે ગામે ગામ ફરીને પોતાનો ધંટીને માટે દળણું લઈ આવતો, તે કામ તેણે છોડી દીધું; અને મીણબત્તીઓ બનાવીને વેચવા માંડી; અને નવરાશને વખતે સંગીતનો અભ્યાસ કરવા લાગ્યો. ઈ. સ. ૧૮૩૯માં તેણે ઈશ્વર સ્તુતિનું પહેલું ગીત બનાવ્યું. 'આજ આનંદ ભયો રે, આનંદ ભયો; સૃષ્ટિમાં સૌને આનંદ થયો. સૌ ગાન કરો, સૌ ગાન કરો; પહાડ, ગુફા, સૌ ગાન કરો.' આ પદ બનાવ્યા પછી એક વરસ રહીને તેણે 'બગીચામાં બહેનો આવી રે, એ તો દેવ કૃપા.' એ ટેકની બીજી ગરબી બનાવી; તેથી હુડર્સફીલ્ડની 'આનંદી સભા' તર્ફથી તેને પહેલા નંબરનું ઈનામ મળ્યું. 'દયાનિધિ, દયા કરો ધણી' એવા ટેકથી તેણે એક બીજું વૃત્ત બનાવ્યું; અને દાઉદના એકસો ત્રીજા ગીતને ગાયનમાં ઉતાર્યું. એ બંને ચીજો બેવડી ઝીલાય અને બાજંદા લોકના સાજમાં ઉતરે એવે ધાટે તૈયાર કરી, તે સૌ સારી પેઠે જાણેછે. આ પ્રમાણે તે નાનાં નાનાં ગાયન બનાવતો હતો, તે અરસામાં જ 'બાબિલનની ઝુંસરીમાંથી ઇઝ્રાએલનો છૂટકો' એ નામનું તેણે સંગીત કાવ્ય જૂદી જૂદી રાગરાગણીમાં લખ્યું. જેમ જેમ વિચારો તેના મનમાં ઉઠતા હતા, તેમ તેમ તેની ટુંકી નોંધ લઇ લેવાની તેણે ટેવ રાખી હતી; અને મીણબત્તી વેચવાની દુકાનમાંથી ઉઠીને સાંજે ઘેર આવ્યા પછી તેમને જૂદા જૂદા ગાયનના ધાટમાં તે ગોઠવી દેતો. ઇ. સ. ૧૮૪૪–૪૫ ના વરસમાં તેણે પોતાનો ગાયન-સંગ્રહ કટકે કટકે પ્રકટ કર્યો; અને જે દહાડે તેને ઓગણત્રીશમું વરસ બેઠું, તે જ દિવસે તેણે તેનું છેલ્લું સૌથી ભેળાં ગવાય એવું ગીત પ્રકટ કર્યું. એ સંગીત કાવ્યનો સર્વ તર્ફથી સારો સત્કાર થયો; અને ઇંગ્લંડની ઉત્તર ભણીના શહેરોમાં એ ઘણી વાર ગાયનમાં ઉતારી બતાવવામાં આવ્યું છે, તે વેળાએ લોકોમાં ઘણી વાર વાહ વાહ, અને શાબાશીના પોકાર પડતા. આખરે મિ૰ જાકસનને બ્રાડફોર્ડમાં સંગીતશાસ્ત્રના વિદ્યાગુરુની જગા મળવાથી તે ત્યાં જઇને રહ્યો; અને શહેરના એ આસપાસના મુલકમાં તેણે ઘણા લોકોનું સંગીતના વિષય ઉપર ધ્યાન ખેંચ્યું અને તેમને ઉંચા ગાયન ઉપર શોખ કરાવ્યો.

બકિંગામ રાજમહેલમાં રાણી સરકાર આગળ કેટલાંએક વરસ ઉપર બ્રાડફોર્ડમાંના પોતાના ગવૈઆની ફક્કડ ટોળીને લઇને તે ગયો; અને તે વખત તેમ જ બિલોરી કાચના મહેલમાં પણ તેણે પોતાની બનાવટનાં કેટલાંએક ગાયન સાજ સાથે ગાઈ બતાવ્યાં. તે સમયે સૌ માણસો તેના ઉપર ફિદા ફિદા થઇ ગયા હતા.

એક સ્વશિક્ષિત સંગીતશાસ્ત્રી અને ગવૈઆના ચરિત્રનો અમે ઉપર મુજબ સક્ષેપમાં સાર માત્ર આપેલો છે. તે ઉપરથી જણાયછે કે, આત્માવલંબનનું કેટલું પ્રગાઢ બળ છે; અને **'હિમ્મતે મર્દ, મદદે ખુદા'** એ કહેવત પ્રમાણે જે કોઇ હિમ્મત રાખીને મહેનત પાછળ મંડ્યો રહેછે, તે શરૂઆતમાં વિલક્ષણ પ્રતિનાં વિઘ્ન અને અંતરાય હોય, તેનો પરાજય કરીને તેને કેવો બેસવી નાખેછે, તે ઉપરના દાખલાથી સમજાશે.

આ પુસ્તકની સુધારેલી આવૃત્તિ છપાતી હતી, તેટલામાં તે ભાગન સ્થાનિક વર્તમાન પત્રો ઉપરથી જણાયછે કે મિ૦ જાકસન પચાશ વરસની ઉમરે મરણ પામ્યો. તેના મરતા પહેલાં થોડી મુદ્દત આગમચ 'ગાયનની તારીફ' નામનું છેલ્લું ગાયન કાંઇક નાટકરૂપે લખીને તેણે પૂરૂં કર્યું હતું. તેની બાળઅવસ્થાની હકીકત તેણે પંડે જ કેટલાંએક વરસ ઉપર આ ગ્રંથ–કર્ત્તાને કહી હતી. તે વેળાએ તે માશામ ગામમાં મીણબત્તી વેચવાનો ધંધો કરતો હતો.



# પ્રકરણ ૭ મું.

## ઉદ્યોગ અને અમીરાત.

### દોહરો.

ભાગ્ય દશાથી ભડકીને, કરે ન પુરુષ પ્રયત્ન;
કાં તો મૂળ સંસ્કાર નહિ, કયાંથી સાંપડે રત્ન?.–**માર્ક્વિસ ઑફ્ મૉંટ્રોઝ.**

તેણે પ્રચંડ મૂર્તિઓને તેમના આસન ઉપરથી ઢોળી પાડી છે, અને નીચાં માણસને ઉચ્ચ આસને બેસાડ્યાં છે.—સંત લ્યૂક.

'અમીરના ફકીર, અને રંકના રાય.'---ગુજરાતી કહેવત.

---

ખંત અને મહેનતના જોરથી કેટલાએક યશસ્વી ગૃહસ્થો—**પાર્લમેંટ** અથવા રાજ્યસભામાં **આમની સભાના સભાસદો**—ગરીબ **સ્થિતિમાંથી** નીકળીને ઉન્નતિએ પહોંચ્યા છે, એ વાત અમે આગળ જણાવી ગયા છીએ; અને અમીર વર્ગનું મૂળ શોધવા જઈશું, તો તેમાંથી પણ કેટલા એક એવા જ સુબોધકારક દાખલાઓ આપણને મળી આવશે. ઈંગ્લંડની અમીરાત બીજા દેશોની અમીરાતથી એક બાબતમાં ખાસ રીતે જૂદી પડેછે. ઇંગ્લંડના મધ્યમ વર્ગના મહેનતુ લોકોનું ઉત્તમ પ્રતિનું લોહી અમીર વર્ગમાં વખ્તોવખ્ત ભળેછે. **બ્રિટનનું** ખરેખરૂં કલેજું, **બ્રિટનનું** ધમકતું હૃદય અને **બ્રિટનનું** મજબૂત મગજ તે આપણા કુશળ કારીગરો અને મહેનતુ મર્દ લોકો છે. તેમનું લોહી અમીરાતમાં દાખલ થાયછે, તેથી જ એ અમીર વર્ગ એવો સતેજ અને વીર્યવાન રહ્યો છે. પેલા કલ્પિત **આંટિયસની** પેઠે આપણો અમીર વર્ગ સર્વેની મૂળ જનેતા પૃથ્વીને અડવાથી, એટલે મજુર અને મહેનતુ કારીગર લોકોની સાથે ભેળસેળ થવાથી–અને ખરેખરી જૂની ખાનદાની તો એમની જ, એ મહેનતુ માણસોની જ ગણવી જોઇએ–તેમના કૌવતદાર લોહીથી અને તાજા ઉત્સાહથી 'નૂરપૂર' રહેલો છે.

સૌ માણસોની વંશાવળિ ઠેઠસુધી જોવા જઈએ, તો બધાંની એક સરખી જ લાંબી થવી જોઈએ; અને કેટલાએક તો બિચારા પોતાના દાદાના નામથી પહેલાંના કોઇ પૂર્વજનું નામ ઠામ જાણતા નથી; તોપણ **લૉર્ડ ચેસ્ટર્ફીલ્ડ** જેવા પુરુષે પોતાની વંશાવળિનું ઝાડ ઉભું કરતાં **પ્રથમ 'આદમ તથા હુવા'** એ નામ લખ્યાં, તે જ પ્રમાણે દરેક અદનો માણસ પણ પોતાના મૂળ પુરુષમાં 'પુરુષ–પ્રકૃતિ', 'શિવ–શક્તિ', 'આદમ–હવા', એપ્રમાણે લખીને આરંભ કરે, તો તે કોઈ પ્રકારે ખોટું નહિ કહેવાય· કોઇ પણ કોમ કે કોઇ પણ જાતના લોક સદા એક જ સ્થિતિમાં રહેતા નથી. ઉપરની કહેવતમાં લખ્યા પ્રમાણે **'રંકના રાય, અને રાયના રંક,'** બનતા

જ ચાલ્યા જાયછે. જૂનાં ખાનદાન કુટુંબોનો ઉતરતાં ઉતરતાં છેક સાધારણ લોકમાં લોપ થઈ જાયછે; અને તેમની જગાએ નવાં નવાં બહારથી ખીલેછે. 'કુટુંબો ઉપર કાળચક્ર અને તેમનાં અવસ્થાંતર' એ નામનું પુસ્તક **બર્કે** લખ્યું છે; તેમાં કુટુંબોનો અસ્તોદય એવો તો બતાવી આપ્યો છે કે આપણે તે વાંચીને છક થઈએ. વળી, તે ઉપરથી એમ પણ દીસી આવેછે કે, પ્રમાણમાં ગરીબ માણસોના કરતાં મોટા અને ધનવાન માણસો ઉપર વધારે આફતો આવી પડેછે. **'સ્વતંત્રતાનો મોટો પટો'** અમલમાં લાવવાને તે વેળાએ પચીશ અમીરોને પસંદ કરીને નીમવામાં આવ્યા હતા; તેમના વંશનું હાલ કોઇ પણ માણસ **પાર્લમેંટ**ની અમીરની સભામાં નજરે પડતું નથી, એમ એ ગ્રંથકર્ત્તા જણાવેછે. રાજ્યમાં પરસ્પર લડાઇઓથી અને બલવા તથા તોફાનથી જૂની ખાનદાની ખરાબખાસ્તે થઇ ગઈ, અને મોટાં મોટાં કુટુંબો ખાખાવીખી થઈ ગયાં. એમ થવાથી તેઓ નિર્વંશ થઇ ગયાં એમ નહિ; પણ તેમના વંશજ હાલ પણ પ્રજા–વર્ગની છેક છેલ્લી હારમાં મળી ગયા છે. **ફુલરે** 'પાત્ર પુરુષોની નોંધ' નામનું પુસ્તક લખ્યું છે. તેમાં તે જણાવેછે કે, 'આજ પણ જેઓ **'બોહન'** **'મૉર્ટિમર'** અને **'પ્લાંટાજનેટ'**ની ખાનદાનીની અવટંકથી ઓળખાયછે, તેઓ બાપડા મજુરીના બોજા હેઠળ દટાઇ ગયા છે. **બર્ક** દાખલા દઈને પોતાની વાતને સાબીત કરી આપેછે કે, **ઇંગ્લંડ**ના પહેલા **એડવર્ડ** રાજાનો છઠ્ઠો દીકરો **અર્લ ઑફ કેંટ** હતો. તેની ઓલાદમાં હાલ બે જણ છે. તેમાં એક ખાટકીનો ધંધો કરેછે, અને બીજો રસ્તા ઉપર દાણ ઉઘરાવેછે. **ડયુક ઑફ કલારેન્સ**ની દીકરી **મારગેરેટ પ્લાંટાજનેટ** હતી. તેનો પ્રપૌત્ર હાલ **શ્રૉપશિયર** પરગણાના **ન્યુપોર્ટ** ગામમાં ખાલપાનો ધંધો કરેછે; અને ત્રીજા **એડવર્ડ** રાજાનો દીકરો **ડયુક ઑફ ગ્લૉસ્ટર** હતો; તેની પેઢીમાંનો એક જણ થોડી મુદ્દત ઉપર **હાનોવર ચોક**માં **સેંટ જૉર્જ**ના દેવલનો ચોકીદાર હતો અને ગત માણસોને દાટવાની ઘોર ખોદવાનું કામ કરતો હતો. **સાઈમન ડી મૉંટફર્ડ** ઇંગ્લંડનો પહેલા દરજ્જાનો અમીર થઇ ગયો; તેની ઓલાદેથી ઉતરેલો એક શખ્સ હાલ છે; તે **ટૂલી** મ્હોલ્લામાં ઘોડાનો સામાન વેચવાનો ધંધો કરેછે, એમ સૌ જાણેછે. **ડયુક ઑફ નૉર્થમ્બર્લંડ**ની ઠકરાતનો હમણાં એક હકદાર વારસ થઇ ગયો. તે 'એ પ્રૌઢ પ્રતાપિ **પર્સી**'ની ઓલાદનો હતો. તે ડબ્લિનમાં મુસાફરીમાં લૂગડાં ભરવાને માટે ચામડાની પેટીઓ બનાવવાનું કામ કરતો. વળી, થોડાં વરસ ઉપર **અર્લ ઑફ પર્થ**ની અમીરાત પદવીનો દાવો કરનાર **નૉર્થમ્બર્લંડ**ની કોલસાની ખાણમાંથી એક મજુર નીકળી આવ્યો હતો. **હ્યૂ મિલર** જ્યારે **એડિનબરો શહેર** પાસે કડીઆકામ કરતો હતો, તેવામાં તેને એક મજુર

કોલસાનાં તગારાં ભરી ભરીને લાવી આપતો. **અર્લ ઑફ ક્રૉફર્ડની** અમીર પદવીના ઘણા વારસદારોમાં એ પણ એક હકદાર હતો. તેનો તમામ દાવો સાબીત થઈ ચૂક્યો હતો; માત્ર એક લગનનું પુષ્ટિપત્ર હાથ લાગતું નહોતું; તેટલો જ વાંધો રહ્યો હતો. જેવામાં દીવાલો ચણાતી જતી હતી, તેવામાં દરરોજ ઘણી વાર કડીઆ અને મજુરો બૂમ મારતા કે, હે, **ક્રૉફર્ડના** અમીર **જૉન**, છોનું બીજું તગારૂં અમને લાવી દે. **ઑલિવર ક્રૉમ્વેલનો** એક પ્રપૌત્ર સ્નોહિલના ટેકરા ઉપર ગાંધીની દુકાન માંડતો; અને તેના વંશના બીજા માણસો ઘણી દરિદ્રાવસ્થામાં મરણ પામ્યા. દક્ષિણ **અમેરિકામાં** એક ટાઢું પશુ થાયછે. તે જે ઝાડને વળગે, તેના તમામ પાંદડાં ખાઇ રહ્યા પછી તેને ને તેને જ મરતા સુધી બાઝ્યા રહેછે, તેવી જ રીતે ઘણા અમીરો પોતાનાં અભિમાનદ નામ અને ઈલ્કાબોથી અંકિત થએલા, તે પોતાનું સર્વસ્વ સ્વાહા કરી ગયા પછી વંશાવળિના ઝાડ પાછળ વલખાં મારતા મરી જાયછે; વળી બીજા કેટલાએકને માથે એવી એવી આફ્તો ગુજરેછે, કે તે તેઓ ફેડી શક્તા નથી, અને ખૂણામાં પડ્યા પડ્યા દુઃખી દરિદ્રાવસ્થામાં પોતાના દહાડા પૂરા કરેછે. એપ્રમાણે દરજ્જાનું અને દ્રવ્યનું, કુળનું અને કાંચનનું ચક્ર ઉલટ સુલટ, તળે ઉપર ફરતું રહેછે.

આપણા અમીર વર્ગમાંથી ઘણાખરાનું મૂળ તપાસવા જઇશું, તો ઈલ્કાબો ઉપરથી તે આધુનિક ઉત્પત્તિનું છે, એમ જણાશે; પણ પ્રમાણિકપણાથી પરિશ્રમ કરીને નીચી હાલતના માણસોએ અમીરાતમાં પુષ્કળ પ્રવેશ કર્યો છે, તેથી એ વર્ગની ખાનદાની કોઇ પણ પ્રકારે ઓછી થઈ છે, એમ સમજવું નહિ. અસલના વારામાં **લંડન** નગરની ધનદોલતની ઉથલપાથલ અને વણજવેપારની ચાલહાલ જુસ્સાદાર અને સહાસિક પુરુષોના હાથમાં હતી; અને તેથી ઉચ્ચ વર્ગમાં નવા ફણગા સારી પેઠે ફૂટતા. **અર્લ ઑફ કૉર્નવૉલિસની** ઠકરાતનો મૂળ પુરુષ **ટૉમસ કૉર્નવૉલિસ** નામે હતો. તે **લંડનના** ચીપસાઇડ બજારમાં વેપારી હતો. **અર્લ ઑફ એસેક્સની** વતનદારીની સ્થાપના કરનાર **વિલિયમ કેપલ** નામે એક કાપડીઓ હતો; અને **અર્લ ઑફ ક્રેવનની** દેશાઈગીરીનું બીજ **વિલિયમ ક્રેવન** નામના એક જબરા દરજીએ વાવ્યું હતું. **અર્લ ઑફ વૉરિકની** અમીર પદવી હાલ જે પુરુષ ભોગવેછે, તે પેલો પૂર્વે જે **અર્લ ઑફ વૉરિક**, જેને ચાહે તેને ગાદીએ બેસાડતો, તેની ઓલાદનો નથી; પણ **વિલિયમ ગ્રેવિલ** નામનો ઉનનો વેપારી થઈ ગયો છે, તેના પ્રતાપે એ ઈલ્કાબની પ્રાપ્તિ થઈ છે; અને હાલના **ડ્યુક ઑફ નૉર્થમ્બર્લૅંડ** જેવા ઠાકોરો પૈલા ‘પુરાતન પ્રૌઢ પ્રતાપિ **પર્સી**’માંથી પેદા થએલા નથી; પણ **લંડન** નગરમાં એક આબરૂદાર વૈદ ઓસડ બનાવીને દર્દીઓને વેચાતાં આપતો, તેનું નામ **હ્યૂ સ્મિથ્સન** હતું, તેની ઓલાદમાંથી એવી

મોટી અમીરાતનો વેલો નીકળ્યો છે. ડાર્ટમથ ખાનદાનીનો મૂળ પુરુષ ચામડીઓ હતો; રાડનોરની અમીરાતનો ઉપજાવનાર રેશમનું કારખાનું ચલાવતો હતો; ડચુસીનો દેશાઈગીરી લાવનાર દરજીઓનું કારખાનું ચલાવતો હતો; અને પૉમ્ફ્રેટની ઠકરાત કાલેના એક વેપારીએ મેળવી હતી; અને ટાંકર્વીલ, ડૉર્મેર, અને કૉવેંટ્રિ કુટુંબની અમીરાત હીર તથા ઉનના વેપારીઓએ ઉભી કરી છે. અર્લ રમ્નિ, લાર્ડ ડડલી અને વૉર્ડના વડવા સોની અને ઝવેરી હતા. હાલમાં જેમ લૉર્ડ ઓવર્સ્ટન અમીર વિક્ટોરિયા રાણીના વખતમાં શરાફનો ધંધો કરેછે, તેમ જ પહેલા ચાર્લ્સ રાજાના વારામાં લૉર્ડ ડાકર્સ પણ શરાફ જ હતો. ડ્યુક ઑફ લીડ્સની અમીરાત–પદવી એડવર્ડ ઑસ્બૉર્ને મેળવી. તે લંડનના પૂલ પાસેના બજારમાં વિલિયમ હ્યૂએટ નામના એક પૈસાદાર કાપડ બનાવનારની દુકાને બંધણી કરી આપીને શીખવાને ઉમેદવારી કરતો. હ્યૂએટને એકની એક દીકરી હતી, તે ટેમ્સ નદીમાં પડી ગઈ. તેની પછવાડે હિમ્મતથી પૂલ ઉપરથી કૂદીને તેને ડૂબી મરતાં ઑસ્બૉર્ને બચાવી; અને આખરે તે તેની સાથે પરણ્યો. વળી વેપારી લોકોએ જે અમીરી એલ્કાબો સંપાદન કર્યાં છે, તેમાં ફિટ્ઝવિલિયમ, લી, પીટર, કૂપર, ડાર્નલી, હિલ અને કારિંગ્ટનનાં નામ અમે ગણાવીએ છીએ. ફૉલી અને નૉર્મનબી કુટુંબોને અમીરી વર્ગમાં દાખલ કરનાર મૂળ પુરુષો ઘણી બાબતમાં જાણવા જેવા થઇ ગયા છે; અને તેમનાં જીવનચરિત્ર ઉપરથી મનુષ્ય પ્રકૃતિનો અક્ષય જુસ્સો અજબ જેવી રીતે જણાઈ આવેછે, માટે તેનો લોક–કલ્યાણના લાભને અર્થે સંગ્રહ કરી રાખવો ઘટેછે.

ફૉલી કુટુંબનો મૂળ પુરુષ રિચર્ડ ફૉલીના બાપને ગણવો જોઇએ. તે પહેલા ચાર્લ્સ રાજાના વખતમાં સ્ટૂરબ્રિજ પાસેના એક ગામમાં રહેતો. તેને સરકાર તર્ફથી થોડી પસાયતા જમીન પળતી. ઈંગ્લંડનાં મધ્યભાગે આવેલાં પરગણાંમાં એ ગામ લોઢાના કારખાનાંનું મોટું મથક હતું; તેમ રિચર્ડને ખીલા બનાવવાના કસબમાં દાખલ કરવામાં આવ્યો. એ કામમાં શામેલ થવાથી ફૉલીના જોવામાં રોજ આવતું કે, લોઢાના સળીઆ પાડીને ખીલા બનાવવામાં કઢંગી રીત ચાલતી; તેથી ઘણો વખત ખાલી જતો, અને ઘણી મહેનત પડતી. સ્વીડનમાંથી જથાબંધ જે ખીલા આવતા, તે સ્ટૂરબ્રિજના ખીલા કરતાં સ્ટૂરબ્રિજના જ બજારમાં ઓછે ભાવે વેચાતા; અને તેથી એ ગામનો વેપાર ધીમે ધીમે ઘટવા માંડ્યો. ઈંગ્લંડમાં ખીલા બનાવવાને માટે પ્રથમ લોઢાના સળીઆ મહા મહેનતે તૈયાર કરતા; પણ સ્વીડનમાં તે ચક્રીઓ અને સંચાવડે લોઢાને ઝટઝટ કાપી નાખતા, અને તેમાં થોડી મહેનતથી અને થોડા વખતમાં ઘણું કામ થવાથી તેમના ખીલા સસ્તા પડેછે, એમ સૌને માલમ પડ્યું.

આ વાત રિચર્ડ ફૉલીએ ચોક્કસ રીતે જાણી, એટલે એ નવી ક્રિયાનું જ્ઞાન મેળવવાને તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો. તે એકાએક સ્ટૂરબ્રિજમાંથી ગેબ થઈ ગયો, અને કેટલાંએક વરસલગી તેનું નામ કે નિશાન જણાયું જ નહિ. એ ભાઇ ક્યાં ગુમ થઇ ગયા, તેની ખબર કોઈને હતી નહિ; તેનાં માબાપ સરખાં પણ જાણતાં ન હતાં. રખેને મારી મતલબ પાર ન પડે, એવા વિચારથી તેણે પોતાની વાત કોઈને પણ કરી નહિ. તેની પાસે કાંઇ પૈસા ન હતા; અને હશે, તે પણ નહિ જેવા જ; પણ જેમ તેમ કરીને તે હુલ બંદર સુધી તો પહોંચ્યો. અહીં આવીને તે એક વહાણમાં નોકરી ઉપર દાખલ થયો; તે વહાણ સ્વીડનના એક બંદર સુધી જવાનું હતું. એમ કરીને તેણે પોતાની સફરનો ખર્ચ વહાણમાં નોકર રહીને કાઢ્યો. તેની બધી મિલ્કતમાં જુઓ તો તેની એક સુંદરી હતી. જેવો તે સ્વીડનમાં ગયો કે ત્યાંથી સુંદરી વગાડતો અને ભીખ માગતો તે અપ્સલ્ન પાસે ડાનેમોરાની ખાણો હતી, ત્યાંસુધી પહોંચી ગયો. તે ફક્કડ ગાયન કરતો; અને પંડે ખુશ મિજાસી હતો, તેથી ત્યાંના લોઢાના કારીગરોની તેના ઉપર તરત જ મહેરબાની થઇ ગઇ. તે કારખાનામાં આવતો, અને અહીં એને મરજી પડે, ત્યાં ફરવાની છૂટ હતી. આવી રીતે એને જે તક મળતી, તે તે જવા દેતો નહિ; ને તેનાથી બન્યું, તેટલું ખૂબ બારીક અવલોકન કરવામાં તેણે જરા કસર રાખી નહિ; અને એણે પોતાના મનથી જાણ્યું કે, હવે લોઢું કાપવાની હિકમત હું બરાબર સમજી ચૂક્યો છું. એ મુદ્દા ઉપર તે કેટલીએક મુદ્દત સુધી ત્યાં રહ્યો; અને પછી તેના માયાળુ મિત્રો—પેલા ખાણીઆની પાસેથી તે એકદમ સટકી ગયો. તે ક્યાં ગયો, તેની કોઇને ખબર પડી નહિ.

ઇંગ્લંડમાં પાછા આવીને તેણે પોતાની સફરનો સઘળો હેવાલ સ્ટૂરબ્રિજમાં મિ૦ નાઇટને તથા એક બીજા માણસને કહી બતાવ્યો. એ બંને ગૃહસ્થોને ફૉલીના વચન ઉપર પૂર્ણ વિશ્વાસ હતો; તેથી નવાં કારખાનાં બાંધવાને અને નવી ક્રિયાથી લોઢું કાપવાનો સંચો બનાવવાને તેમણે તેને જોઈતાં નાણાંની મદદ કરી. પણ જ્યારે નવાં કારખાનાંમાં નવો સંચો ચાલુ કરવા માંડ્યો, ત્યારે તે ચાલ્યો જ નહિ; ગમે તેટલી મહેનત કરી, પણ તે સંચાથી લોઢાના સળીઆ કપાઇને બીલકુલ નીકળ્યા નહિ; તેથી સૌનાં મન ખાટાં થઈ ગયાં, અને રિચર્ડ ફૉલી તો બિચારો છેક જ લેવાઇ ગયો. ફૉલી ફરીને લોપ થઇ ગયો. લોકોએ ધાર્યું કે આ બધો ખર્ચ અને મહેનત બરબાદ ગયાં; તેથી ફજેતી થઇ માટે શરમનો માર્યો તે ગયો તે ગયો જ; હવે ફરી મોઢું દેખાડશે નહિ; પણ ખરી વાત એમ ન હતી. લોઢું શી રીતે સંચાવડે કપાયછે, તેનો ભેદ સમજવાનો ફૉલીએ પોતાના મનસાથે નિશ્ચય કરી રાખ્યો હતો; અને હજુ તે તેના વિચારથી ડગ્યો નહતો. આગળની માફક તે પોતાની સુંદરી લઇને સ્વી-

ડન તરફ રવાને થયો; અને રવડતો રવડતો તે પાછો પેલી લોઢાની ખાણો આ ગળ આવી પહોંચ્યો; ત્યાં તેના જૂના મિત્ર ખાણીઆઓએ તેને ઉમળકાથી પોતાની પાસે બોલાવ્યો; અને હવે ફરીથી તે નાસી જવા ન પામે, માટે ખાણુમાં જ લોઢું કાપવાની ચક્રી પાસે તેમણે તેને રાખ્યો. જાણે એને તો સુંદરી વગાડવાની જ ધૂન લાગી છે, અને એ સિવાય, એ બીજું કશું સમજતો નથી, એવી રીતનું એણે એવું તો ડોળ ઘાલ્યું કે, આપણા ગવૈઆના પેટમાં શું છે, તેનો પેલા લોકને જરા પણ વહેમ આવ્યો નહિ; અને તેથી તે પોતાની જીંદગીની ખરેખરી ધારણા-પોતાના મનની મુરાદ પાર પાડી શક્યો. તે બધો સંચો અને કારખાનું જરેજર તપાસી વળ્યો; અને પહેલાં તે શા કારણથી પાછો પડ્યો, તેનું કારણ તેણે હવે શોધી કાઢ્યું. તેને ચિત્ર કળાની કંઇ જ માહેતી ન હતી; તોપણ તેને જેવું આવડ્યું તેમ, તે સંચાના નકશા અને ડોળ ઉતારી લીધાં. 'મેં જે જોઇ તપાસીને મારા મન સાથે ચોક્કસ કર્યું છે, તે ખરૂં છે કે ખોટું; અને મારા મનમાં આ સંચાની રચના, બનાવટ અને ગોઠવણ સંપૂર્ણ રીતે અને સ્પષ્ટ રીતે વસી ગઇ છે કે નહિ' એ બંને વાતનું નક્કી કરવાને તે ત્યાં ઘણા દહાડા સુધી રહ્યો. નિશ્ચય થયા પછી પેલી ખાણુમાંથી નીકળીને સ્વીડનના એક બંદર ઉપર તે આવી પહોંચ્યો; અને ઇંગ્લંડ આવવાને તે વહાણે ચઢ્યો. આવી અડગ દ્રઢતાવાળો પુરુષ પાર પડ્યાવિના કેમ રહે? તેના ઓળખાણ પીછાણવાળા અને તેના સ્નેહિઓ તો એને જોઇને અચરજ પામ્યા. તેણે આવતાં વારને જે ફેરફાર, સુધારો અને ગોઠવણ કરવા ધાર્યાં હતાં, તે પેલા સંચામાં દાખલ કરી દીધાં, અને મન ધાર્યું કામ સફળ થયું. પોતાની ચતુરાઈ અને ઉદ્યોગના જોરથી તેણે ઘણી મિલ્કત મેળવી; અને આખા પરગણાનો વેપાર ભાગીપડ્યો હતો, તે તેણે ઠામ પાડ્યો. તે જીવ્યો ત્યાંસુધી તેણે પોતાનો ધંધો ચલાવ્યો, અને આસપાસનાં ગામોમાં લોકકલ્યાણનાં અને ધર્માદા કામોમ મદદ દેવા લાગ્યો અને ઉત્તેજન આપવા લાગ્યો. તેણે સ્ટૂરબ્રિજમાં નિશાળ સ્થાપન કરીને પોતાને ખર્ચે તે નીભ્યા કરે એવી ગોઠવણ કરી. તેના છોકરાનું નામ ટૉમસ હતું, તે કિડર મિન્સ્ટર ગામનો ખરો કલ્યાણ-કર્ત્તા હતો. ૧૭૫ રાજ્ય-સભાના વખતમાં તે વુર્સ્ટરશિયર પરગણાનો વડો ન્યાયાધીશ હતો. તેણે જૂના સ્વિનફર્ડ ગામમાં એક દવાખાનું કાઢ્યું; અને તે હમેશાં ચાલે એટલા પૈસા તેને માટે અનામત ખાતે જમા કર્યાં. તે હજુ પણ ચાલેછે; અને તેમાં વળી તે ગામનાં છોકરાંને મફત કેળવણીનો લાભ પણ મળેછે. પહેલાં આખું ફૉલી કુટુંબ પ્યૂરિટન પંથી હતું. રિચર્ડ બાક્સ્ટરને એ કુટુંબનાં ઘણાં માણસો સાથે ઘાડો ઘરોબો હોય, એમ જણાયછે; કારણકે 'મારૂં જીવનચરિત્ર અને તે વખતનો જમાનો' એ નામનું એણે પુસ્તક લખ્યું છે, તેમાં એ ઘરનાં માણસોનાં નામ હરઘડી આવેછે. ટૉમસ ફૉલી

એ પરગણાનો વડો ન્યાયાધિકારી નીમાયો, ત્યારે તેણે **બાક્સ્ટરને** વિનતિ કરી કે, ચાલતા આવેલા વહીવટ પ્રમાણે તમે મને ધર્મબોધ કરો. **બાક્સ્ટર** પોતાના જીવન–ચરિત્રમાં લખેછે કે, એ એવા અદ્દલ ઈનસાફી દિલનો હતો અને તેની લેવડદેવડમાં તે એવો ચોકખો હતો કે, જે માણસોને એની સાથે કામ પડતું, તે એની સાચવટ અને સાફ દિલ જોઈને રાજી થતા અને તેની વધારી વધારીને વાતો કરતા; એનામાં પ્રમાણિકપણું અને સત્યતા નિર્વિવાદ ઝળકી રહ્યાં હતાં. બીજા **ચાર્લ્સ** રાજાના વખતમાં એ કુટુંબને અમીર વર્ગમાં દાખલ કર્યું.

**મલ્ગ્રેવ અથવા નૉર્મનબી** કુટુંબનો મૂળ પુરુષ **વિલિયમ ફ્રિપ્સ** હતો. તે તેને માર્ગે રિચર્ડ **ફ્રૉલીના** જેવો જ જાણવાજોગ હતો. એનો બાપ બંદૂકો બનાવીને વેચતો. એ મજબૂત બાંધાનો **અંગ્રેજ** હતો. તે **મેઇન** પરગણાના **વૂલિજ** ગામમાં જઇને રહ્યો, તે સમયે **અમેરિકા** ખંડમાં એ પરગણું આપણા તાબાના સંસ્થાનમાં ગણાતું. તે ઇ. સ. ૧૮૬૧ માં જન્મ્યો હતો. તેનાં માબાપને છવીશ છોકરાં હતાં; તેમાં એકવીશ છોકરા હતા. તે બધા જો દૃઢ મનથી અને હાથે બળ વાપરીને મહેનત કરે, તો ખાય એમ હતું. એ કુટુંબ મૂળ **ડેન્માર્કથી** આવેલું હતું. ત્યાંના સમુદ્રની સ્વચ્છ હવાનું લોહી વિલિયમની રગે રગે પસરી રહ્યું હતું; તેથી તેને નાનપણમાં ઘેટાં ચરાવવાનો ધંધો કરવો પડતો, તે તેને ગમ્યો નહિ. જન્મના સંસ્કારથી જ તે હિમ્મતે બહાદુર અને સહાસિક હતો; તેને તે પડ્યાં પડ્યાં ઢોર ચારવાનું કેમ ગમે? તેથી ખલાસી બનીને બધી દુનિયામાં સમુદ્રપર્યટન કરવાને તે બહુ આતુર હતો. તે કોઇક વહાણમાં દાખલ થવાને ફાંફાં મારવા મંડ્યો; પણ એકે વહાણનો પત્તો ન લાગવાથી તે એક વહાણુ બાંધનારને ત્યાં કામ શીખવાને ઉમેદવારી કરવા લાગ્યો. અહીં રહીને એણે એ ધંધો બરાબર હાથ કરી લીધો; અને તેની નવરાશની વેળાએ તે લખતાં વાંચતાં પણ શીખ્યો. તેની બંધણીનાં વરસ પૂરાં થયાં પછી, તે **બૉસ્ટન** શહેરમાં જઇને રહ્યો; ત્યાં તેણે એક વિધવા સ્ત્રી સાથે મહોબત કરીને તેની સાથે તે પરણ્યો. એ બાઇ કાંઇ થોડી ઘણી પૈસાવાળી હતી. તે પછી, તેણે પોતાને ખર્ચે વહાણુ બાંધવાનું કામ ચલાવવા માંડ્યું. એક વહાણુ બાંધીને તેમાં પંડે ચઢીને તે લાકડાંનો વેપાર કરવા મંડ્યો. એ ધંધો તેણે આશરે વરસ દશેક સુધી મહા પરાકાષ્ઠાએ અને મહેનતથી ખેડ્યો.

તે જેવામાં જૂના **બૉસ્ટન** શહેરના વાંકાચુંકા મ્હોલ્લામાં થઇને એક દિવસ જતો હતો, તેવામાં કેટલાએક ખારવાઓ ઉભા ઉભા વાતો કરતા હતા કે **બહામા** ટાપુથી થોડે છેટે એક વહાણુ ભાગ્યું છે. તે વહાણુ **સ્પેઇનનું** હતું; અને તેમાં ઘણું દ્રવ્ય હતું. આ બોલ તેણે સાંભળ્યા; અને તેનું મન એ સાહસ સંયુક્ત શોધ કરવાને તલપાપડ થઇ રહ્યું; અને કાંઈ પણ વખત ગુમાવ્યા વિના ખારવાઓને ભેગા કરીને તેણે **બહામા** બેટ તરફ

પોતાનું વહાણ હંકાર્યું. વહાણ છેક કિનારા પાસે ભાગ્યું હતું, તેથી સહજમાં તે હાથ લાગ્યું; અને જે માલ ગુમ થયો હતો, તેમાંનો ઘણોખરો હાથ લાગ્યો, પણ કંઇ રોકડ મળ્યું નહિ. તેનું છેવટ એ થયું કે, તેને જતાં આવતાંની માત્ર વાટ-ખરચી નીકળી. એમ છતાં, આટલી ફતેહ મળવાથી તેનું સહાસિક મન વધારે ઉશ્કેરાયું, તેથી તેના સાંભળવામાં જ્યારે આવ્યું કે પોર્ટ ડે લાપ્લાટાની પાસે એક વહાણ નગદીથી ભરેલું વરસ પચાશેક ઉપર ભાગી ગયું હતું, એટલે તે વહાણને અને તેમ ન બને તો છેવટે તેની નગદીને શોધીને બહાર કાઢવાનો તેણે નિશ્ચય કર્યો.

તે ઘણો ગરીબ હતો. આવું મોટું કામ કોઇના ભારે આશ્રય વિના તેનાથી ઉપાડાય તેમ ન હતું; અને તેથી મોટી ઉમેદે તે ઇંગ્લંડ આવવાને નીકળ્યો. તેણે બહામા બેટની પાસે ભાગેલા વહાણને તરાવવામાં જે ફતેહ મેળવી હતી, તેની વાત તેના ઇંગ્લંડ પહોંચતા પહેલાં પ્રસરી ગઇ હતી. તેણે આવતાં વારને લાગલી જ સરકારને અરજ કરી; અને તેના દિલભર આગ્રહ અને ઉત્સાહથી તેણે સરકારી ખાતાના જડત્વને જીત્યું અને અમલદારોના અડગ મનને ડગાવ્યાં; અને બીજા ચાર્લ્સ રાજાએ 'રોઝ આલ્જીઅર' નામનું વહાણ તેને સોંપ્યું. તેમાં અઢાર તોપ રહેતી, અને પંચાણું ખલાસી રહેતા. એ બધાનો એને ઉપરી અધિકારી બનાવ્યો.

પેલું સ્પેઇનવાળું વહાણ શોધી કાઢીને તેમાંનો ખજાનો ખોળવાને ફિપ્સે વહાણ હંકાર્યું. તે હિસ્પાનિયોલાના કિનારા સુધી સહીસલામત પહોંચ્યો; પણ પેલા ડૂબેલા વહાણનો પત્તો શી રીતે મેળવવો એ જ મોટી મુશ્કેલીની વાત હતી. વહાણ ગેબ થયાને પચાશથી વધારે વરસ થયાં હતાં; અને ફિપ્સને માત્ર એ વાતની દંતકથા અને લોક-કહાણી ઉપર જ આધાર રાખીને વર્ત્તવા સિવાય બીજો ઇલાજ ન હતો. એ મહાસાગરના કાંઠાનો અને વિસ્તારનો કંઇ સુમાર ન હતો; અને તળે ગએલા વહાણનું કંઇ નામ કે નિશાન ન હતું. પણ તે પંડે હિમ્મતવાન મર્દ હતો; અને આશાથી સદા પ્રફુલ્લિત રહેતો. તેણે પોતાના ખલાસીઓને કાંઠાનાં પાણીમાં મથન કરવાને વળગાડી દીધા. અઠવાડીઆંપર અઠવાડીઆં ચાલ્યાં, પણ પત્થરના કટકા, દરિયાનો કચરો અને કાંકરા વિના બીજું કંઇ હાથમાં આવતું નહિ. ખલાસીઓને વહાણ ઉપર બીજો બધો ધંધો કરવો ગમે, પણ આવું કામ કરવાને તેમને કંટાળો આવ્યા વિના રહે જ નહિ; તેથી તેઓ હવે માંહોમાંહે બડબડવા લાગ્યા અને એક બીજાને કહેવા લાગ્યા કે, આ માણુસ તો આપણને નકામું ગપ્પા-વહીતરૂં કરાવવાને અને પોતાની સાથે આપણને પણ ગાંડા બનાવવાને લાવ્યો છે.

આખરે ગણગણાટ વધીને બડબડાટ થયો; અને છેવટ સરેચોસાન તે લોકોએ હુલ્લડ ઉઠાવ્યું. એક દહાડો ખલાસીઓ જથાબંધ વહાણના તુતક

ઉપર ધસીને આવ્યા, અને હવે સફર મોકુફ કરવાની તેમણે રાડો પાડવા માંડી. પણ ફિપ્સ ડરી જાય એવું પૂતળું ન હતું. બલવાખોરમાં જે આગેવાન હતા, તેમને એણે પકડ્યા, અને બીજાઓને પાછા કામ ઉપર મોકલ્યા. વહાણને કંઇ સમુંનમું કરવાની જરૂર હતી, તેથી તેને એક નાના ટાપુની થડમાં આણીને લંગર કર્યું; અને તેનો ભાર કમી કરી નાખવાને તેમાં જે દાણાદૂણી વગેરે ખોરાક ભર્યો હતો, તેને વામીને જમીન ઉપર ઉતારી દીધો. ખલાસીઓમાં બેદિલી વધવા લાગી; તેથી તેમણે એક નવી હિકમત રચી. જમીન ઉપર ઉતરી આવેલા ખારવાઓએ ઠરાવ્યું કે, આપણે વહાણને કબજે કરીને ફિપ્સને દરિયામાં નાખી દેવો; અને દક્ષિણ સમુદ્રમાં સ્પાનિયર્ડ લોકોનાં વહાણ લૂટવાં અને ચાંચીઆનો ધંધો આદરવો. પણ એ કામ કરવામાં વહાણના મુખ્ય મિસ્તરીને શામેલ કર્યા વિના ચાલે એમ ન હતું, કેમકે તેનો ખપ હરઘડી પડે; તેથી તેને એ કાવત્રાથી વાકેફ કર્યો. એ માણસ નિમકહલાલ નીવડ્યો; તેણે તરત જ આ જીવના જોખમની વાત ફિપ્સને કહી. જે માણસો મારા તર્ફ ખરેખરાં વફાદાર છે, એમ ફિપ્સ જાણતો, તેવાંને તેણે તરત પોતાની પાસે બોલાવ્યાં; તેમની પાસે તોપો ભરાવીને કિનારા તર્ફ તેમનાં મ્હોં રખાવી દીધાં; અને વહાણ ઉપરથી જમીન ઉપર જવાનો પુલ બાંધ્યો હતો, તે તેણે ઉપડાવી લીધો. આટલું થતાં બલવાખોરોએ આવીને દેખા દીધી. નાખુદાએ તેમના તર્ફ તોપોના ખાલી બહાર કરીને તેમને કહ્યું કે, જમીન ઉપર હજુ દાણોપાણી છે, તેને જો અડકશો તો હું તમારા ઉપર તોપના ગોળા ચલાવીશ. આ સાંભળીને તેઓ પાછા હઠી ગયા. એપ્રમાણે તોપ ચલાવવાનો ડારો આપીને કાંઠા ઉપરથી તમામ ઉતારેલો માલ પાછો વહાણમાં આણીને ભરી દીધો. બલવાખોરોએ જાણ્યું કે, રખેને આપણને આ ઉજડ બેટમાં રવડતા મૂકીને એ ચાલ્યા જાય; તેથી બીકના માર્યા તેમણે પોતાનાં હથિયાર મૂકી દીધાં, અને વહાણમાં પાછા કામ ઉપર દાખલ થવાને કાલાવાલા કરવા લાગ્યા. તેમને પાછા દાખલ તો કર્યા; પણ આવી રીતનું ફરીથી કાવત્રું થવા ન પામે, તેવી રીતનો ફિપ્સે બંદોબસ્ત કર્યો. તોપણ પહેલે જ પ્રસંગે પેલા તોફાની ખારવાઓને એક ઠેકાણું આવ્યું, ત્યાં ઉતારી મૂકીને ત્યાંથી બીજાને તેમની જગા ઉપર લઈ લીધા. હવે દરિયામાંથી દોલત ખોળી કાઢવાને તે ફરી પાછો જોસભેર મંડે, તે પહેલાં વહાણને દુરસ્ત કરાવવાને ઇંગ્લંડ ગયા વિના છૂટકો જ નથી, એમ તેને લાગ્યું. આટલી મુદ્દત રખડવાથી પેલું સ્પેઇનનું ખજાનાથી ભરપૂર વહાણ કયાં ડૂબ્યું હતું, તેની તેણે ચોક્કસ બાતમી મેળવી હતી; અને તેની બાજી હજુ સુધી તો હારપર જ હતી, તોપણ આખર સરવાળે હું મારૂં કામ સિદ્ધ કર્યા વગર રહેવાનો નથી, એમ તેને ખાતરજમા હતી.

લંડનમાં આવીને તેણે પોતાની સફરનો હેવાલ દરિયાઇ ખાતાના ઉપરી અધિકારીઓ તર્ફ લખી મોકલ્યો. 'અમે તમારી મહેનતથી ખુશી થયા છીએ,' એમ તેમણે જણાવ્યું. પણ એ પોતાના કામમાં નિષ્ફળ ગયો હતો, તેથી તેઓ તેને બીજું પાદશાહી વહાણ સોંપે, એમ લાગતું ન હતું. હમણાં બીજો જેમ્સ ગાદી ઉપર હતો; અને રાજ્યના કારભારીઓનાં મન ઠેકાણે ન હતાં; તેથી ફ્રિપ્સની અરજ હવામાં ઉડી ગઈ; અને તેનાં સોનાનાં સ્વપ્નની તેમના દિલ ઉપર કશી અસર થઇ નહિ. હવે લોકોમાં ઉઘરાણું કરીને જરૂર જોગો ખર્ચ એકઠો કરવાની તેણે મહેનત કરવા માંડી. પ્રથમ તો તેની વાત સાંભળીને તેને સૌ હસવા લાગ્યા; પણ તેના નિરંતર કાલાવાલાથી તે આખરે ફાવ્યો. જે મોટા અને સત્તાવાન પુરુષો હતા, તેમને ઘેર રોજ ચાર ચાર વરસ સુધી જોડા ફાડવાથી છેવટે તેની ધારણામાં તે પાર પડ્યો. આટલી મુદ્દત તેણે દુઃખી અવસ્થામાં દહાડા કાઢ્યા. હવે વીશ ભાગીદારોની એક મંડળી થઈ; તેમાં મંક સેનાપતિનો દીકરો ડ્યુક ઑફ આલ્બિમાર્લ બધાથી વધારે લક્ષ આપતો; અને એ બેડો પાર ઉતારવાને જે નાણાની રકમ જોઈતી હતી, તેમાંનો મોટો ભાગ એણે જ ભર્યો હતો.

જેમ ફ્રૅાલીને બીજી સફર ફળી હતી, તેમ જ ફ્રિપ્સને પણ બીજી સફર ફળી. જે ખડકોની હારમાં તે વહાણના કટકા થઇ ગયા છે, એમ કહેવાતું, તેની પાસે પોર્ટ ડે લાપ્લાટા સુધી ફ્રિપ્સ કાંઇ પણ હરકત વેઠ્યા વિના આવી પહોંચ્યો. આઠ દશ માણસો બેસીને હલેસાં મારી શકે, એવી મોટી અને મજબૂત હોડી કરવાનો ફ્રિપ્સે પ્રથમ મનસુબો કર્યો; અને તે બનાવવામાં એ પંડે વાંસલો લઇને અડતો. વળી, એમ પણ કહેવાયછે કે, દરિયાનું તળીઉં શોધવાને માટે હાલ જેવો પાણીમાં ઉતરવાનો સંચો છે, તેવો તેણે બનાવ્યો હતો. તે વેળાએ એવા સંચા વિષે ચોપડીઓમાં કાંઈક લખ્યું હતું ખરૂં; પણ ફ્રિપ્સને પોથાંથોથાંનું કંઇ ભાન ન હતું; તેથી તેણે એ સંચો પોતાના ઉપયોગને માટે નવો જ શોધી કાઢ્યો, એમ કહેવાય. અમેરિકાના અસલી ઇંડિયન લોકો મોતી કાઢી લાવવાને દરિયામાં ડુબકી મારતા હતા; અને દરિયાની નીચે બીજાં કામોને માટે તેમને અંદર ઉતરવું પડતું; એ કામમાં તેમની ચતુરાઇ અને પરાક્રમ ઘણાં જાણવા જેવાં હતાં; અને તેથી ફ્રિપ્સે ડુબકી મારવાને માટે એ ઈંડિયન લોકોને રાખ્યા. એક મોટી હોડીને પેલા ખડકોની હાર પાસે લઇ ગયા; ખોરાકપાણી રાખવાને અને ખબરઅંતર લાવવા લઇ જવાને બીજી એક નાની હોડી પેલી મોટીની સાથે રાખી; ખલાસીઓને કામે વળગાડી દીધા, અને હોડીમાંથી ડુબકી મારવાનો સંચો પાણીને તળીએ ઉતાર્યો. (એ સંચો ઘંટના આકારનો હોયછે. તેમાં

હવાનો પ્રવેશ ન થઇ શકે, એવો તે બનાવેલો હોયછે. તેનું તળીઉં ખુલ્લું હોયછે. માણુસ તેમાં બેસેછે, અને દોરડાંથી બાંધીને તે સંચાને દરિયામાં ઉતારેછે. એ સંચામાં જે જુજ હવા પ્રથમથી અંદર રહેલી હોયછે, તેટલાવડે અંદર બેસનાર માણુસ નીભાવી લેછે; અથવા તો સંચાની ઉપરથી એક નળી ઠેઠ હોડી સુધી રાખેલી હોયછે. તે નળીમાંથી હવા અંદર ફુંકવામાં આવેછે, એટલે અંદર બેઠેલા માણુસને હરકત આવતી નથી.) એ પ્રમાણે દરિયાનું નિરંતર મથન કરવામાં ઘણાં અઠવાડીઆં ગત થયાં; પણ કંઈ ભાગ્યોદયનાં ચિન્હ હજુ સુધી બીલકુલ જણાયાં નહિ. એ પ્રમાણે આશા-માતા તર્ફથી કંઈ પણ આશા ન મળતા છતાં, ફ્રિપ્સ તો આશાએ ને આશાએ બાટકયો જ રહ્યો. છેવટ, એક દહાડો એક ખલાસી હોડીની કોરણેથી દરિયાનાં નીતર્યાં કાચ જેવાં પાણીમાં જોતો હતો; તેવામાં તેને એક અજબ જેવો દરિયાઇ છોડ નજરે પડ્યો. તે જાણે એક ખડકની ફાટમાં ઉગ્યો હોય, એમ તેને લાગ્યું. તે ઉપરથી તેણે એક ઈંડિયનને બોલાવીને કહ્યું કે, તું તળે જઇને પેલો છોડ દેખાયછે, તે મારે માટે લઇ આવ. પેલો તામ્રવર્ણી પુરુષ ડુબકી મારીને નીચેથી તે છોડને ઉપર લઇ આવીને કહેવા લાગ્યો કે, એજ ઠેકાણે કેટલીએક તોપો પડેલી માલમ પડેછે. એ વાત પહેલાં તો કોઈએ માની નહિ; પણ વિશેષ તપાસ કરતાં તે ખરી છે, એમ નક્કી થયું. વધારે શોધ થવા માંડ્યો, એટલે તરત એક ઈંડિયન તળેથી ચાંદીનો એક નક્કર સોટો લઇને ઉપર આવ્યો. ફ્રિપ્સ એ જોઈને બોલી ઉઠયો કે, 'પ્રભુનો પાડ; હવે આપણે ગાંડામાં ગણાતા મટ્યા.' હવે ડુબકી મારનારાઓ હોંસથી કામ ઉપર મંડી પડ્યા; પેલો સંચો જેને 'ડાઇવિંગ-બેલ' (ડુબકી મારવાનો ઘંટ) કહેછે, તે પાણીમાં ઘડીએ ઘડીએ ઉતારવા માંડ્યા; અને થોડા દિવસમાં પિસ્તાળીશ લાખ રૂપિયાનો માલ વહાણમાં લાવીને ભરી દીધો; અને ફ્રિપ્સ ઇંગ્લંડ જવા નીકળ્યો. તે આવ્યો એટલે કેટલાએક માણસો રાજાના કાન ભંભેરવા મંડ્યા કે, ફ્રિપ્સ જયારે હઝૂર પાસે અરજ કરવા આવ્યો હતો, ત્યારે તેણે જોઈએ તેવી બારીક હકીકત કહી ન હતી; અને એવું મિષ કાઢીને એ વહાણને માલ સાથે જપ્ત કરીને તે સરકારમાં લઇ લેવો. પણ રાજાએ હઝૂરી લોકોની એવી નીચ સલાહનો જવાબ દીધો કે, ફ્રિપ્સ એક પ્રમાણિક પુરુષ છે, એમ હું જાણુંછું; અને એણે જે માલ આણ્યો છે, તેથી ભલેને બમણી કીમતનો ક્યાં ન હોય? પણ તે ફ્રિપ્સ અને તેના ભાગીદારો વચ્ચે જ વહેંચાવો ઘટેછે. ફ્રિપ્સના હિસ્સા ખાતે ત્રણ લાખ પચાસ હજાર રૂપિયા આવ્યા; અને એ મહા કાર્ય સિદ્ધ કરવામાં એણે જે રંજ ખેંચી હતી, તેની કદર કરીને તથા તેણે નેક દિલથી એ કામ બજાવ્યું તેને માટે પોતાની પ્રસન્નતા બતાવ-

વાને રાજાએ તેને 'નાઈટ'નો માન ભરેલો ઈલ્કાબ આપ્યો. તેને વળી ન્યુ ઈંગ્લંડનો વડો અધિકારી નીમવામાં આવ્યો; અને જેટલી મુદ્દત એ જગા ઉપર રહ્યો, તેટલી મુદ્દતમાં પોર્ટ રૉયલ અને કિવબેક સામા સવારીઓ કરી કરીને ફ્રેંચ લોકોની સાથે લડીને તેણે સ્વભૂમિની અને તેના તાબાનાં સંસ્થાનોની બહાદુરીથી સેવા બજાવી. તેને વળી માસાચ્યુસેટસના ગવર્નર ( સૂબા ) ની જગા મળી; ત્યાંથી તે ઇંગ્લંડ આવીને ઈ. સ. ૧૬૯૫માં લંડન નગરમાં મરણ પામ્યો.

ફિપ્સ તેની તમામ પાછલી ઉમરમાં તેના નીચ કુળની વાત કરવાને લજવાતો નહિ; તે કહેતો કે, હું વહાણના એક સાધારણ સૂતારના ધંધામાંથી ચઢીને 'નાઇટ'ની પદવીએ પહોંચ્યો; અને મેં એક પ્રાંતની સૂબેગીરી કરી, એ કંઇ મારા મનને જેવી તેવી વાત નથી; એથી મારૂં અંતઃકરણ વાસ્તવિક અભિમાનદ હર્ષથી ફૂલાયછે. જ્યારે સરકારી કામથી તે મૂઝાતો, ત્યારે તે ઘણી એ વાર કહેતો કે, આ કળા કરતાં તો મને મારો અસલ વાંસલો પકડવો સહેલો લાગેછે. તેની વર્તણુક પ્રમાણિકપણાથી, સાચવટ, સ્વદેશભિમાન અને શૌર્યથી અંકિત થએલી હતી, એમ સૌ કોઇ જાણેછે; અને નૉર્મેન્બિ કુટુંબની અમીરાતની ધનદોલતમાં આવું યશસ્વી નામ અને યશસ્વી સદ્વર્તન ખરૂં ખાનદાન બતાવી આપેછે.

લાન્સડાઉન કુટુંબને ખાનદાનીમાં લાવનાર મૂળ વિલિયમ પેટી હતો. તેના વારામાં તે ફિપ્સના જેવો જ જોમદાર હતો; અને સાર્વજનિક કામમાં તે સદા મંડ્યો રહેતો. તે હામ્પશિયર પરગણાના રૉમ્સી ગામમાં ઇ. સ. ૧૬૨૩ માં એક ગરીબ કાપડ વેચનારને ઘેર અવતર્યો હતો. તેના ગામમાં એક નિશાળ હતી, તેમાં ભાષા-જ્ઞાન આપવામાં આવતું; ત્યાં તે તેની નાની ઉમરમાં થોડું ઘણું ભણ્યો. તે પછી નાર્મેંડિ પ્રાંતમાં કૉંના સર્વ-વિદ્યોત્તેજકાલય (યુનિવર્સિટિ) માં ભણીને કેળવણી લેવાનો તેણે તેના મન સાથે ઠરાવ કર્યો. એ જેવામાં ત્યાં અભ્યાસ કરતો હતો, તેવામાં તેના બાપ તર્ફથી કંઇ પણ બે પૈસાની આશા રાખ્યા વિના થોડો ઘણો સરસામાન ખાંધે નાખી, વેચી સાટીને તે પોતાનું ગાડું ગબડાવતો. તે ઇંગ્લંડમાં પાછો આવીને પોતાની મેળે જ એક વહાણના નાખુદાને ત્યાં બંધણી ઠરાવીને ઉમેદવારીમાં દાખલ થયો. એની આંખે સારૂં દેખાતું નહિ હોય તેથી કપ્તાને તેને દોરડે દોરડે ઝાપટી કાઢ્યો. આથી કંટાળી જઇને તેણે નૌકા-શાસ્ત્ર છોડી દીધું અને વૈદક પાછળ મંડ્યો. તે જ્યારે પારિસ નગરમાં ગયો, ત્યારે શરીર-વધ કરવાની ક્રિયા તે કરતો. એ વેળાએ હૉબ્સ 'દૃષ્ટિ-શાસ્ત્ર' નામનો ગ્રંથ લખતો હતો; તેમાં આંખનાં અને બીજા પદાર્થોનાં ચિત્ર દાખલ કરવાની જરૂર હતી, તે એ કાઢી આપતો. અહીં તે એવી તો માઠી અવદશામાં આવી પડ્યો કે, બે ત્રણ અઠવાડીઆં સુધી

તો તેણે માત્ર અખોડ ખાઇને ગુજારો કર્યો. પણ તેણે વળી સહજસાજ ધંધો ચલાવવા માંડ્યો; અને વાજબી રીતનો પૈ પૈસો નફો મેળવી મેળવીને તે તેની કોથળી નાણાંથી ભરીને પાછો ઈંગ્લંડમાં આવ્યો. તેનું મન કળાકૌશલ્યના સંસ્કારવાળું હતું; તેથી તેણે એક એવો સંચો શોધી કાઢ્યો, કે તે વડે લખેલા કાગળોની નકલો ઉતારી શકાય; તેનો તેણે સરકારમાંથી પરવાનો લીધો. તેણે કળાકૌશલ્યના તથા શાસ્ત્રીય વિષયો ઉપર લખવા માંડ્યું. અને રસાયન–શાસ્ત્ર તથા વૈદક–શાસ્ત્રનો એવો અનુભવ બતાવવા માંડ્યો, કે થોડી મુદ્દતમાં તેની કીર્તિ બહુ ફેલાઈ. શાસ્ત્રીય પુરુષોની સાથે તે સહવાસ રાખતો; અને તેવા વિષયોનો પ્રચાર કરવાના હેતુથી એક મંડળી સ્થાપવાની ભાંજગડ ચાલી; તેમાંથી આગળ જતાં એક મોટી પાદશાહી સભા થઇ; તેની કિશોર વયમાં તેની બેઠકો એના ઉતારામાં થવા લાગી. ઑકસફૉર્ડની પાઠશાળામાં શરીર–શાસ્ત્રનો એક વિદ્યાગુરુ હતો; તેને કાપકુપ કરવાને બહુ સૂગ ચઢતી; તેથી તે કામને સારૂ કેટલીએક મુદ્દત સુધી પેટીએ તેના હાથ નીચે રહીને કામ કર્યું. તેની મહેનતનું ફળ તેને મળ્યું. ઇ. સ. ૧૬૫૨ માં આયર્લંડમાં જે લશ્કર હતું, તેના વૈદ્યની જગા તેને મળવાથી તે ત્યાં ગયો; અને ત્યાં વડા હાકેમના ઓદ્ધા ઉપર લામ્બર્ટ, ફ્લીટવુડ અને હેન્રી ક્રૉમ્વેલ એક પછી એક થયા. તે સર્વે અમલદારોનું એ વૈદું કરતો. સરકારે જપ્ત કરેલી જમીનની મોટી મોટી બક્ષીસો પ્યૂરિટન પંથના લશ્કરી સિપાઇઓને આપવા માંડી. તે વખતે જમીનની ચોકસ માપણી ન કરતાં ગમે તેમ મપાવા લાગી, એમ પેટીને માલુમ પડવાથી, તેને ઘણાં કામની જંજાળ છતાં, એ કામ પંડે કરવાનું તેણે માથે લીધું. તે એટલા બધા ઓદ્ધા ભોગવતો હતો; અને તે બધા એવા લાભકારક નીવડ્યા કે, અદેખા માણસોએ એને માથે નાણાં ખાઈ જવાનું અને લાંચ લેવાનું તહોમત મૂકર્યું; અને બધી જગાઓ ઉપરથી તેને દૂર કરવામાં આવ્યો. પણ પ્રજાસત્તાક રાજ્યનું આયુષ્ય પૂરૂં થતાં બીજો ચાર્લ્સ ગાદી ઉપર આવ્યો, ત્યારે તેને પાછો સરકારી નોકરીમાં દાખલ કરવામાં આવ્યો.

પેટીની મહેનતની કથાનો પાર આવે એમ નથી; કળા કૌશલ્યમાં નવી હિકમતો બનાવવામાં અને નવા શોધ કરવામાં તેમ જ દેશમાં ઉદ્યમ વધારવામાં તથા મોટાં કારખાનાં જમાવવામાં પણ તે એવો જ હતો. તેનો એક શોધ તો એ હતો કે, તેણે બેવડા તળીઆનું વહાણ બનાવ્યું; તે સામે પવને તથા સામી ભરતી છતાં પણ ચાલી શકે, એવી યુક્તિ તેમાં રચી હતી. તેણે ઘણા વિષયો ઉપર પુસ્તકો લખીને છપાવ્યાં છે; જેમકે, પદાર્થો ઉપર રંગ દેવા વિષે, નૌકા–શાસ્ત્રના જ્ઞાન વિષે, ઉનના વણાટનાં કારખાનાં વિષે, રાજ્ય–કારભારના ગણિત વિષે. તેણે વળી લોઢાનાં કારખાનાં

સ્થાપ્યાં; સીસાની ખાણો ખોદાવી; અને પીલ્ચર્ડ જાતની માછલીનો અને લાકડાંનો વેપાર કરવા માંડ્યો. આટલાં કામ કરતો છતાં, પાદશાહી મંડળીની સભાઓમાં વાદ વિવાદ કરવાનો એ વખત મેળવીને તેમાં સારી પેઠે ભાગ લેતો. તેણે પોતાના છોકરાઓને પુષ્કળ દોલતનો વારસો આપ્યો; તેના જ્યેષ્ઠ પુત્રને 'બારન શેલ્બર્ન'ના નામથી અમીર વર્ગમાં દાખલ કર્યો. તેના વસીયતનામાનો લેખ એક વિચિત્ર દસ્તાવેજ છે; તે વાંચવાથી તેની ખાસીઅત અજબ જેવી રીતે ચોકખે ચોકખી જણાઈ આવેછે. તેમાં પોતાની જીંદગીમાં જે મોટા મોટા બનાવો બન્યા હતા, તેની વિગતવાર તપસીલ આપી હતી; અને ધીમે ધીમે પોતાની શી રીતે ચઢતી થઇ, તેની હકીકત લખી હતી. ગરીબ લોકો વિષે તેના વિચાર ખાસ રીતના હતા. તેણે તેના વસીયતનામામાં લખ્યું છે કે, ગરીબ લોકોને દાન ધર્મને બહાને વારસામાં કંઇ પણ આપવાને હું અચકાઊંછું. જે માણસો ભીખનો ધંધો પોતાની રાજી ખુશીથી લઇ બેઠા છે, તેમને હું કંઇ પણ આપતો નથી. જેઓ ઇશ્વરી કૃત્યથી અપંગ છે, તેમને સરકારે નીભાવવા જોઇએ; અને જે માણસોને કંઈ ધંધો રોજગાર આવડતો નથી, તેમને તેમનાં સગાં વહાલાંએ ખવરાવવું પીવરાવવું જોઇએ; તેથી મને સંતોષ થાયછે કે, મેં મારાં સઘળાં ગરીબ સગાંને મદદ કરી છે; અને ઘણાંને રોટલો રળી ખાવાને રસ્તે ચઢાવ્યાં છે; મેં લોકોપયોગી કામોમાં મહેનત કરી છે; અને નવીન શોધો કરીને ઘણાં માણસોની રોજી ચાલતી કરી છે, એ મેં ખરેખરૂં દાન કર્યું છે; અને જેઓ મારી મિલ્કતના વારસ થાય, તેમને હું પ્રતિજ્ઞા આપીને કહુંછું કે, જેને જેને જ્યારે જ્યારે મારી મિલ્કતના ભોગદાર થવાનો વારો આવે, તેમણે મારા લખ્યા મુજબ જ ચાલવું. તોપણ ચાલતા રીવાજને જરાતરા માન આપવાની ખાતર અને વધારે સલામતી ભરેલો રસ્તો પકડવો, એમ વિચારીને જે ગામમાં મારો દેહ પડે, ત્યાંના જે કેવળ નિરાધાર દુર્બળ માણસો હોય, તેમને રૂ. ૩૦૦ આપતો જાઊંછું. રૉમ્સી ગામમાં તે એક ઘણા ગરીબ માણસને ઘેર જન્મ્યો હતો; તે જ ગામના સુંદર પ્રાચીન નૉર્મન ઘાટની બાંધણીના દેવલની સ્મશાન ભૂમિમાં તેને દફન કર્યો છે; અને તે દેવલની ઓશરીના દક્ષિણ ભાગમાં એક સાદો પત્થર હજુ પણ જોવામાં આવેછે; તેના ઉપર કોઇ અભણ કારીગરે અશુદ્ધ જોડણીથી નીચે મુજબ લેખ કોતર્યો છે:—'આ ઠેકાણે સર વિલિયમ પેટી પોઢેછે.'

આપણા જ વારામાં એક બીજું કુટુંબ ખાનદાનીમાં દાખલ થયું છે. તે બેલ્પર ગામના સ્ટ્રટ છે. તેઓ શોધ અને વેપાર ધંધાથી એટલા વિજયી થઇ શકયા છે. ઈ. સ. ૧૭૫૮ માં જેડેડિયા સ્ટ્રટે પગે પહેરવાનાં લીટીવાળાં મોજાં બનાવવાનો શોધ કર્યો, ત્યારથી જ ખરૂં પૂછો તો એ કુટુંબની અમીરાતની સનદ સોનેરી અક્ષરે લખાઈ. એ શોધનો પરવાનો મેળવવાથી તેણે દ્રવ્ય મેળવવાનું મોટું સાધન મેળવ્યું. તેમાં તેની

ઓલાદમાં પેઢીધર પેઢીમાં થએલા માણસોએ સારી પેઠે વધારો કર્યો; અને તે સારાં કામોમાં ખરચ્યું. જેડેડિયાનો બાપ પટેલ હતો; અને તે જવની ધાણી વેચતો. તેણે તેનાં છોકરાંને ભણાવવાનો કંઈ વિચાર કર્યો નહિ; તોપણ તે બધાં સુખી થયાં. જેડેડિયા એના માબાપને બીજો છોકરો હતો; અને નાની ઉમરમાં તે તેના બાપને ખેતીના કામમાં મદદ કરતો. બાલ્યાવસ્થામાંથી જ તેણે યાંત્રિક કળા ઉપર બહુ ભક્તિ બતાવી; અને તે વખતનાં બેડોળ ખેતી કરવાનાં હથિયારોમાં એણે કેટલોએક સુધારો કર્યો. તેનો કાકો રામચરણ થવાથી તેનું ખેતર નૉર્મોટન ગામની પાસે બ્લાકવૉલમાં હતું, તે તેને હાથ આવ્યું. એ ખેતર લાંબી મુદ્દતથી એ કુટુંબમાં જ ચાલ્યું આવતું હતું. એટલી પ્રાપ્તિ થયા પછી તે ડર્બિ ગામના એક મોજાં વેચનારની કુમારિકા મિસ વૉલાટ સાથે પરણ્યો. એક વેળા તેના સાળાએ તેને કહ્યું કે, પગનાં લીટીદાર મોજાં બનાવવાને અમે ઘણી ઘણી મહેનત કરી ચૂકયા, પણ કાંઈ વળતું નથી; બીજા કોઇથી જે કામ ન બન્યું, તે પોતે કરવું, એવી મતલબથી એ વિષયનું તેણે અધ્યયન કરવા માંડયું. એ કામને માટે તેણે મોજાં બનાવવાનો સંચો પેદા કર્યો; તે કેવી રીતે બનાવેલો છે અને તે કેવી રીતે ચાલેછે, તે બંને બાબતની તેણે પૂરેપૂરી વાકેફગારી મેળવી. તે સંચામાં તેણે હવે નવા ફેરફાર દાખલ કરવા માંડ્યા; તેથી મોજાંના સાદા જાળીદાર બનતરમાં તે ફેરફાર કરી શકયો; અને તેથી તે લીટીઓવાળાં મોજાં નીપજાવવા લાગ્યો. એ સુધારેલા સંચાની સરકારમાંથી સનદ મેળવીને તે ઘરવાસ ફેરવીને ડર્બિ શહેરમાં રહેવા ગયો. ત્યાં લીટીદાર મોજાં મોટા જથાબંધ તેણે કાઢવા માંડ્યાં; અને તેમાં તે સારો સુખી થયો. આર્કરાઇટે આ સમયે જે શોધ કર્યો હતો, તે કેવો ભારે હતો, તેની પોતાના મનમાં બરાબર ગણતરી કરીને તે હવે આર્કરાઇટની સાથે શામેલ થયો; અને તેના શોધની હરેક પ્રકારે સનદ મેળવીને ડર્બિશિયર પરગણામાં ક્રાંફેર્ડ ગામમાં રૂ લોઢવાનો તથા કાંતવાનો એક મોટો સંચો તેણે ઉભો કર્યો. આર્કરાઇટની સાથે ભાગલાગની મુદ્દત પૂરી થએથી, સ્ટ્રટના કુટુંબીઓએ બેલ્પર ગામની પાસે મિલ્ફોર્ડ ગામમાં રૂનાં મોટાં મોટાં સંચાવાળાં કારખાનાં ચાલતાં કરી દીધાં; અને એ ગામના નામ ઉપરથી હાલ એ કુટુંબના પુરુષને એલ્કાબ મળ્યો છે, તે યોગ્ય જ થયું છે. **'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા'** એ કહેવત પ્રમાણે મૂળ પુરુષની પેઠે તેના છોકરાઓ પણ તેમની યાંત્રિકકળાની કુશળતા અને કાબેલીઅતને માટે નામીચા હતા. તેના વડા દીકરા વિલિયમ સ્ટ્રટે પોતાની મેળે ચાલે એવો સૂતર કાંતવાનો સંચો શોધી કાઢયો હતો, એમ કહેવાયછે; પણ તે વેળાએ જે કારખાનાં ચાલતાં હતાં, તેની સાથે તે સમયનું યાંત્રિક ચાતુર્ય

બરોબરી કરી શકે, એમ ન હતું; તે સબબથી તે તેના કામમાં ફ-તેહ પામ્યો નહિ. વિલિયમનો છોકરો એડવર્ડ પણ ભારે યાંત્રિક–બુદ્ધિબળ-વાળો હતો. ગાડીઓને માટે બંને બાજુએ વજનને માટે પઈડાં રાખવાના સિદ્ધાંતનો પ્રથમ શોધ એણે કર્યો. તેણે એ ધોરણ ઉપર બે ગાડાં બનાવ્યાં; અને બે હાથા અને એક પઈડાંવાળું ગાડું બનાવ્યું; તે એક માણસ ફેરવી શકતો. તે બેલ્પર પાસે પોતાના ખેતરમાં વાપરતો. વળી, વિશેષ વાત એ છે કે, સ્ટ્રટ નામધારી પુરુષોએ પોતાના ઉદ્યોગ અને ચતુરાઇથી જે દોલત મેળવી, તેનો તેઓ નિરંતર સખાવત દિલથી ઉપયોગ કરવામાં નામાંકિત થયા છે. પોતાનાં કારખાનાંમાં જે કારીગરો અને મજુરોને તેમણે રાખ્યા હતા, તેમની ઘરસંસારની અને નીતિ સંબંધી હાલત સુધારવાને તેમણે મણા રાખી નથી. દરેક રૂડા કા-મમાં તેઓ સખી દાતાર છે, એમ જણાઈ આવ્યું છે; તેને માટે એક જ ઉદાહરણ બસ થશે. ડર્બિ શહેરમાં એક સુંદર મોટો બાગ બનાવીને મિ. જોઝફ સ્ટ્રટે ત્યાંના વતની ભાઇઓને ‘યાવત્ ચંદ્ર દિવાકરૌ’ ભેટ કરી દીધો, એ થોડા ખર્ચની વાત નહોતી. આ કીમતી ભેટ કરતી વેળાએ તેણે એક ટુંકું ભાષણ કર્યું હતું; તેના છેવટના શબ્દો ઉતારી લેવા જોગ અને યાદ રાખવા જોગ છે. ‘મારી બધી જીંદગીમાં મારૂં તપોબળ સદા સર્વદા તપતું રહ્યું છે; મારા પ્રારબ્ધનો સૂર્ય ઝાંખો પડ્યો નથી; તો જે ભાઇઓની સાથે હું આટલી ઉમર સુધી રહ્યો છું. અને જેમની મહેનત અને ઉદ્યોગથી મારી સમૃદ્ધિમાં આટલો વધારો થયો છે, તેમના સુખમાં વધારો કરવાને મારી મિલ્કતનો કાંઇક ભાગ મારે વાપરવો જ જોઇએ. જો હું ન વાપરૂં, તો તમારા સર્વનો હું કૃતઘ્ની થાઉં.’

હાલના વખતમાં તેમ જ આગળના જમાનામાં દરિયાઇ અને ખુ-શ્કી લશ્કરોમાં શૌર્યનો ઝુંડો પકડીને ઘણાએક બહાદુર પુરુષોએ અમીર પદવી પ્રાપ્ત કરી છે; તેમનો પરિશ્રમ અને મનોત્સાહ ઉપર જણાવેલા પુરુષોના જેવો જ હતો. પુરાણા કાળમાં અમીરોને મોટી જાગીરો મળતી, તે કેવળ લશ્કરી ચાકરીમાં તેમની બહાદુરીને લઇને મળતી. મોટાં મોટાં પ્રજા–યુદ્ધ અને પ્રજા–વિગ્રહમાં અંગ્રેજી લશ્કરને મોખરે ઉભા રહીને તેઓ રણસંગ્રામ મચાવતા; તેમનાં નામ અમે આ ઠેકાણે ગણાવતા નથી; પણ હાલના જમાનામાં જે વિરલ પુરુષોએ અનુપમ દેશ–સેવા બજાવીને પોતાના શુરાતનથી એવા ઉમદા દરજ્જા મેળવ્યા છે, તેમનાં નામ અમે ગણાવીએ છીએ; જેવા કે નેલ્સન, સેંટ વિન્સેંટ, અને લાયન્સ. વેલિંગ્ટન, હિલ, હાર-ડિંજ અને કલાઇડ. પણ બીજા કોઈ ઉદ્યમના કરતાં ન્યાયશાસ્ત્રના ક્ષેત્રને ધીરજ અને ખંતથી ખેડ્યા કરવાથી ખાનદાનીના દરવાજામાં માણસો વધારે દાખલ થઇ ગયાં હોય, એમ જણાયછે. કેવી આનંદકારક વાત છે કે ન્યાય પંડિતોએ પોતાના શાસ્ત્રના પરિબળથી ગ્રેટબ્રિટનમાં શિત્તેર અમીરાતો ઝડપી

લીધી છે; તેમાં એ તો ઠેઠ ડ્યુકના દરજ્જા સુધી પહોંચી ગયા છે. એ વાત ખરી છે કે, માન્સફીલ્ડ અને અર્સ્કિન ધડ મૂળથી જ ખાનદાન કુટુંબના હતા; પણ અર્સ્કિન તો ઇશ્વરનો ઉપકાર માનતો કે, આજ સુધી મારા કુટુંબમાં કોઇ અમીર નામ મેળવી ગયો હોય, એમ હું જાણતો નથી. ખરૂં કે માન્સફીલ્ડન સગાં અમીરાતના એલ્કાબ ભોગવતાં હતાં; પણ તેઓ ગરીબ અને સત્તા વિનાનાં હતાં. સંસાર સાગરમાં તરીને આગળ નીકળવાને તેણે ખંત રાખીને સંધિઓ સાધવા માંડ્યા; અને તેમ કરવાથી જ કેવળ યથાર્થ અને વાસ્તવિક ફળ તેને પ્રાપ્ત થયું; અને તે પાર પડ્યો એ છેક છોકરવાદ હતો, ત્યારે તે એક ટટ્ટુ ઉપર બેસીને સ્કૉટ્લંડથી લંડન નગરમાં આવ્યો. એ મુસાફરી કરતાં તેને બે મહિના લાગ્યા. નિશાળમાં અને પાઠશાળામાં ભણી રહ્યા પછી તે ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ થઇને ઉદ્યમ કરવા લાગ્યો; અને તે ઇંગ્લંડનો સર્વોપરિ વરિષ્ટ ન્યાયાધીશ થયો, ત્યાં સુધી એટલે આરંભથી તે અંત સુધી તેણે અટલ ધીરજ રાખીને અખંડ મહેનત કર્યા જ કરી. એવા મોટા ઓહ્દાનું કામ તેણે એટલી તો કાબેલીઅત વાપરીને કર્યું છે, અને તે એવો અદલ ઇનસાફી અને નિષ્કલંક હતો, કે હજુ સુધી એનાથી કોઈ ચઢીઆતો ન્યાયાધીશ થયો નથી. બીજા જે એવી ઉંચી હાલતે આવી પહોંચ્યા છે, તે કોઇ વકીલના, ગાંધીના, પાદરીના, વેપારીના અને એવી જ રીતે સખ્ત મહેનત કરવાવાળા મધ્યમ વર્ગના માણસોના છોકરા હતા. એવા ધંધાદારી લોકોમાંથી હાવર્ડ અને કાવેંડિશ અમીરો પેદા થયા. એ કુટુંબમાં પહેલા જેઓ અમીરાતના એલ્કાબ ધારણ કરવા લાગ્યા, તે ન્યાયાધીશો હતા; એવા જ કુળમાંથી એલ્લિસફોર્ડ, એલેનબરો, ગિલ્ડફોર્ડ, શાફ્ટ્સબરી, હાર્ડવિક, કાર્ડિગન, કલારેંડન, કામ્ડન, એલ્ઝમીર અને રૉસ્લિન નીકળીને નામાંકિત અમીરો થયા; અને આપણા હાલના વારામાં જોવા જાઓ તો, ટેંટર્ડન, એલ્ડન, બ્રૂઅમ, ડેન્માન, ટ્રુરો, લિંડહર્સ્ટ, સેંટ લેનાર્ડસ, ક્રાન્વર્થ, કામ્બેલ, અને ચેમ્સફર્ડ થયા છે.

લૉર્ડ લિંડહર્સ્ટનો બાપ તસ્વીર હતો; અને સેંટ લેનાર્ડસનો બાપ અત્તરિયો હતો અને માથાના વાળ સાફ કરવાનું કામ કરતો. તેની દુકાન લંડનના બર્લિંગ્ટન મ્હોલ્લામાં હતી. લંડનના કાવેંડિશ ચોકના હેન્રિયેટા મ્હોલ્લામાં મિ. ગ્રૂમ નામનો એક સનદી મુખ્ત્યાર રહેતો હતો; તે વેચાણ પટ્ટા, ગીરો દસ્તાવેજ વગેરે લખવાનું કામ કરતો હતો. તેની દુકાનમાં આપણો નાનો એડવર્ડ સગ્ડન ખેપે કાગળો લાવવા લઈ જવાનું કામ કરતો હતો. આ પ્રારબ્ધી પુરુષ પાછળથી આયર્લંડ દેશની વરિષ્ટ અદાલતના વડા ન્યાયાધીશના દરજ્જા સુધી ચઢ્યો. તેણે કાયદાનાં પ્રથમ ઉચ્ચારણ આ ચિઠ્ઠીઓ લખનારની દુકાનમાં સાંભળ્યાં. લૉર્ડ ટેંટર્ડનનું કુળ તો ઘણુંકરીને સૌનાથી નીચું હતું; પણ તેથી તે લજવાતો નહિ; કેમકે તે તેના મનમાં જાણતો હતો કે, મેં મારા ઉદ્યોગ, અભ્યાસ અને આગ્રહનાં સાધન વડે જ આ મારી ઊંચી પદવી મેળવી છે; એમાં બીજા કોઈનું

કાંઇ લાગતું વળગતું નથી. તેને વિષે એક એવી વાત ચાલેછે કે, એક વેળા તે તેના દીકરા ચાર્લ્સને એક નાની ઝુંપડી પાસે લઇ ગયો. તે કાંટર્બરીના મોટા દેવાલયની પશ્ચિમ દિશાની સામા હતી. તે તર્ફ આંગળી કરીને તે બોલ્યો, 'ચાર્લ્સ, આ નાની દુકાન દીઠી? એ દેખાડવાને માટે જ હું તને અહીં સુધી લઈ આવ્યો છું. એ ઠેકાણે બબ્બે પૈસે તારો દાદો વતાં કરતો. જ્યારે જ્યારે મને એ વાત સાંભરેછે, ત્યારે મારી હાલની સ્થિતિ જોઇને મારૂં અંતઃકરણ હર્ષ અને યોગ્ય અભિમાનથી ઉભરાયછે'. જ્યારે લૉર્ડ ટેંટર્ડન છોકરવાદ ઉમરનો હતો, ત્યારે તે એ મોટા દેવાલયમાં ગાતો; અને આ એક વિચિત્ર વાત છે કે, તે ગવૈઆના કામમાં જરા પાછો પડવાથી નાઉમેદ થઈ ગયો; અને તેથી એ ધંધો છોડી દઇને તે બીજે રસ્તે ચઢ્યો. એ વાત નીચેનો કિસ્સો વાંચવાથી સમજાશે. એક વેળા એ અને ન્યાયાધીશ મિ. રિચર્ડસ ઇનસાફના કામ સારૂ સાથે સાથે તેમની નીમેલી હદમાં પ્રવાસ કરતા હતા; તેવામાં તેઓ કાંટર્બરીના મોટા દેવાલયમાં ઈશ્વરની પ્રાર્થના કરવાને ગયા. મંદિરમાં ગવૈઆની ટોળીમાંથી એક ગંધર્વનો અવાજ રિચર્ડસે વખાણ્યો; તે વખત લૉર્ડ ટેંટર્ડને કહ્યું કે, 'ફક્ત એના ઉપર જ મને આગળ એક વેળા અદેખાઇ આવી હતી. જ્યારે આ ગામમાં અમે બંને નિશાળમાં સાથે ભણુતા હતા, ત્યારે આ દેવાલયમાં એક ગવૈઆની જગા ખાલી પડી. એ જગા મેળવવાને અમે બંને જણ ઉમેદવાર હતા; તેમાં એને જગા મળી અને મેં ખોઇ.'

એ જ પ્રમાણે પેલો તોછડો કેનિયન અને કદાવર એલેનબરો વડા ન્યાયાધીશની ઊંચી પદવીએ ચઢ્યા, એ વાત પણ જાણવા જેવી છે. ઇંગ્લંડની મુખ્ય મહોર-છાપ રાખનાર ન્યાય ખાતાનો સર્વોપરિ, વિચક્ષણ લૉર્ડ કામ્બેલ ફાઇફશિયર પરગણાના એક ગામના પાદરીનો છોકરો હતો. તે પણ ઇંગ્લંડના વડા ન્યાયાધીશના ઓદ્ધા ઉપર બિરાજતો હતો. એ પણ એવો જ જાણવા યોગ્ય પુરુષ થઇ ગયો છે. ઘણાંએક વરસ સુધી તો તેણે વર્તમાન પત્રને માટે જાહેર સભાઓમાં જઇને સંક્ષિપ્ત ભાષામાં વિષયો લખી લાવવાની સખ્ત નોકરી કરી. બહાર સભાઓમાં અને મંડળીઓમાં જે જાહેરાંત ભાષણો થાય, તે એ તરતો તરત તે જ વખતે ઉતારી લઈને વર્ત્તમાન પત્રને માટે મોકલી આપતો, અને તેમાં અવકાશ મેળવીને તે ન્યાયનો ધંધો ખેડવાના વિચારથી, તેના અધ્યયન પાછળ તે ખાઇ પીને મંડતો. એમ કહેવાયછે કે, જ્યારે અદાલત મહાલોમાં ફરતી હતી, તે વેળાએ ટપાલની ગાડીમાં કે ટપ્પાના ઘોડા ઉપર તે મુસાફરી કરે, એટલું તેનું ગજું ન હતું; તેથી તે પગપાળો એક ગામથી બીજે, અને બીજેથી ત્રીજે, એમ જતો. જ્યારે એણે પ્રથમ વકીલાત કરવા માંડી, ત્યારે ઉપર જણાવ્યા મુજબની એની હાલત હતી; પણ ધીમે ધીમે પગથીએ પગથીએ, પાકે પાયે તે ઊંચે દરજ્જે અને કીર્તિએ ચઢ્યો; કારણકે જે કોઇ શુદ્ધ અંતઃકરણથી ઉદ્યોગ દેવીની આરાધના કરેછે, અને એ ઉગ્ર

તપશ્ચર્યામાં સતત્ સમાધિસ્થ રહેછે, તેને દેવી પ્રસન્ન થયા વિના અને વાંછિત ફળ મળ્યા વિના કેમ રહે? પછી તે વિદ્યા-વૃક્ષમાં ન્યાયની શાખા પકડો, યા ચાહે તો કોઇ બીજી, પણ તેને તેની આરાધનાનું ફળ મળ્યા વિના રહેતું નથી·

ઇંગ્લંડના તમામ ન્યાય ખાતાના ઉપરિ અધિકારીઓને યશ-કીર્તિના ઊંચા સીધા ડુંગર ઉપર ચઢવાને એવો જ જુસ્સો અને કષ્ટ વેઠવાં પડ્યાં છે, ત્યારે ઉજ્જવળ આસન મળ્યાં છે; તેના બીજા પણ તેજસ્વી દાખલા મળી આવેછે. લૉર્ડ એલ્ડન હાલ ગત થએલા છે; પણ તેનું જીવન-ચરિત્ર ઘણું જાણવા જેવું છે. ન્યુકાસ્ટલમાં તેનો બાપ કોલસા વેચવાનો દલાલ હતો. તેનો છોકરો ભણવા કરતાં બગાડ કરવામાં વધારે ચિત્ત રાખતો; નિશાળમાં એ એક શેતાનનું ખોળીઉં હતો; તેનો વાંસો મારથી ઘણી એ વાર બેવડ વળી જતો; લોહીની તરસ છૂટે, એવા નેતરના સપાટા તો એના નસીબમાં હરઘડી હોય જ; કેમકે લોકોના બાગ બગીચામાં ચોરી અને લૂટફાટ કરવામાં તો આપણા નાનકડા 'વરિષ્ટ ન્યાયાધિકારી' સરદારી ભોગવતા હતા. એવાં કામ એમને બહુ ગમતાં. એના બાપે એને એક નેસ્તીની દુકાને ઉમેદવારીમાં મૂકવાનો વિચાર કર્યો, અને પછી પાછો એને પોતાની પેઠે જ ખાણના ધણી અને વહાણના ધણી વચ્ચે કોલસાના વેચાણનો દલાલ કરવાનો તેણે મનસુબો કર્યો. પણ આ સમયે તેનો મોટો દીકરો વિલિયમ ઑક્સફોર્ડની પાઠશાળામાં ભણતો હતો; અને તેણે પોતાના અભ્યાસના બળ વડે એક સ્કૉલરશિપ (શિષ્યવૃત્તિ) એટલે માસિક વિદ્યોત્તેજક લવાજમ મેળવ્યું હતું. તે આગળ જતાં લૉર્ડ સ્ટૉવેલની પદવીએ ચઢયો. તેણે તેના બાપને લખ્યું કે, 'જાકને મારી પાસે મોકલી દેજો. હું એને ઠેકાણે પાડીશ.' તેથી જૉનને ઑક્સફોર્ડ ખાતે રવાને કરી દીધો. ત્યાં એના ભાઇના વગસગથી અને પોતાની મહેનતથી પાઠશાળાની વીશીમાં રહેનાર એક વિદ્યાર્થી તરીકે એને માસિક પગાર મળવા લાગ્યો; પણ પાઠશાળામાં લાંબી રજા પડવાથી તે ઘેર આવ્યો. ત્યાં તેના કમનસીબે,-પણ જો પરિણામ ઉપર સુરત રાખીએ તો તો સારા નસીબે,-તે પ્રીતિના પાશમાં લપટાયો; અને પોતાની નવોઢાને તેના માબાપના ઘરમાંથી ઉપાડીને છાનોમાનો તે નાઠો; અને રસ્તામાં એક ઠેકાણે તે તેની સાથે પરણ્યો. તેના સર્વ શુભેચ્છકોએ જાણ્યું કે, હવે ભાઇના બાર વાગી ગયા; એનો અવતાર ધૂળ મળ્યો. તે પરણ્યો ખરો, પણ પોતાને કે પોતાની સ્ત્રીને રાખવાને તેને ઘરબાર હતું નહિ; અને હજુ સુધી તો એક પાઇ સરખી એણે પેદા કરી નહતી. તેણે હવે પાઠશાળાના પગારદાર વિદ્યાર્થીની જગા ગુમાવી; અને ભણ્યા પછી ધર્મોપદેશક થવાનું આગળથી નક્કી કરવામાં આવ્યું હતું, તે પણ આવું કામ કરવાથી એને કોણ કપાળમાં ચોઢે? તેથી તેણે હવે ન્યાયશાસ્ત્ર તર્ફ

પોતાનું મન લગાડ્યું. આ પ્રસંગે તેણે તેના એક મિત્રને લખ્યું કે, હું વગર વિચારે પરણ્યો તો ખરો; પણ જે સ્ત્રીના ઉપર હું આશક થયો છું, તેને માટે હું છાતીતોડ મહેનત કરીશ, એવો મેં નિશ્ચય કર્યો છે!

જૉન સ્કૉટે લંડનમાં આવીને કર્સિટર ગલીમાં એક નાનું ઘર લીધું; અને ત્યાં એ કાયદાનો અભ્યાસ કરવા લાગ્યો. ઘણી દ્રઢતાથી તે ખંત રાખીને મહેનત કરવા લાગ્યો. તે સવારમાં છેક ચાર વાગતાનો ઉઠીને મોડી રાત સુધી અભ્યાસ કર્યા કરતો; અને રાત્રે ઊંઘમાંથી જાગ્રત રહેવાને રૂમાલને પાણીથી પલાળીને તે માથે બાંધતો. અમુક વકીલને ઘેર રહીને શીખવાથી ઘણો ખર્ચ થાય; તેટલો ખર્ચ કરવાને એનામાં તાકત ન હતી; માટે આગળ જે ફેસલાઓ થઇ ગયા હતા અને હજુ જે પ્રમાણ ગણાતા હતા, તેનાં ત્રણ લખેલાં પુસ્તકો તેને હાથ આવવાથી તેણે બધાંનો ઉતારો કરી લીધો. ઘણી મુદ્દત વિત્યા પછી, તે જ્યારે ઇંગ્લંડના ન્યાય ખાતાના ઉપરિ અધિકારીને દરજ્જે બિરાજતો હતો, તેવામાં એક દિવસ તે તેના દફ્તરદારની સાથે કર્સિટર ગલીમાં થઇને જતો હતો, ત્યાં પોતાનું અસલ ઘર જોઇને તેણે તેના દફ્તરદારને કહ્યું કે, લંડનમાં પ્રથમ અહીં આવીને મેં મારો માળો ઘાલ્યો. હાથમાં છ આના લઇને ઘણી વેળાએ હું રાત્રે વાળુ કરવાને સ્પ્રાટ માછલી લેવાને બજારમાં અહીંથી જતો, એમ મને હજુ સાંભરેછે. આખરે તેને વકીલાતની સનદ મળી; તોપણ તેને ઘણા દહાડા સુધી તો કામ વિના બેસી રહેવું પડ્યું. તેની વકીલાતના પહેલા આખા વરસમાં તેને માત્ર સાત જ રૂપિયા મળ્યા! એપ્રમાણે ચાર વરસ સુધી તેણે લંડન નગરની અદાલતોમાં અને ઉત્તર પ્રાંતની ફરતી અદાલતોમાં આથડવામાં કંઇ કસર રાખી નહિ; તોપણ તેને કંઇ પ્રાપ્તિ થઇ નહિ. તેના પોતાના ગામમાં એને વધારે ઓળખાણ હોવાં જ જોઇએ; તોપણ નાદારીના દાવામાં વગર ફીએ હાજર રહીને પ્રતિવાદીનો મફત ખાતે તેને બચાવ કરવો પડતો. એ વિના બીજાં કામ તેની પાસે આવતાં નહિ. આવી રીતે ઘણી મુદ્દત ચાલવાથી તે એવો તો નાઉમેદ થઇ ગયો કે, લંડનમાં વકીલાત કરવાની આશા તેણે છોડી દીધી; અને કોઈ એકાદ મહાલમાં વકીલનું કામ કરવાનું તેણે ધાર્યું. એના ભાઇ વિલિયમે ઘેર એના બાપને કાગળ લખ્યો કે, ગરીબ બાપડા જાકનું કામ મંદી ઉપર છે; ધંધા રોજગાર બહુ મોળા ચાલેછે. પણ તે આગળ નેસ્તી થતાં થતાં રહી ગયો; કોલસાનો દલાલ બનતાં બચી ગયો; ગામડામાં પાદરી થવું ધારેલું, તે પણ અધરથી ઉડી ગયું; તેમ જ આ વખત ગામડાના ખુણામાં ભરાઈને વકીલાત કરવાની તેની ધારણામાંથી પણ તે છટક્યો.

તેણે દુઃસહ કષ્ટ સહન કરીને ન્યાયશાસ્ત્રનું જે વિશાળ જ્ઞાન મેળવ્યું હતું, તે દેખાડવાનો **જૉન સ્કૉટ**ને આખરે પ્રસંગ મળ્યો. એક કામમાં તે વકીલ થયો હતો. તેમાં એક મુદ્દો તેણે ઉઠાવ્યો; તે એવો હતો કે તેના મુખ્ય વકીલે તથા અસીલે બંને એ તે પડતો મૂકવાની તેને ભલામણ કરી. વડા ન્યાયાધીશે એ કામમાં તેની વિરુદ્ધ ફેસલો આપ્યો. તે ઉપર રાજ્ય-સભામાં અપીલ કરવામાં આવી. ત્યાં **લૉર્ડ થર્લો**એ અસલ ઠરાવ રદ્દ કરીને, **સ્કૉટે** જે મુદ્દા ઉપર દલીલ કરી હતી, તે પ્રમાણે ગણીને તેના લાભનું હુકમનામું કરી આપ્યું. તે રાજ્ય-સભામાંથી જેવો ઘેર જવા નીકળતો હતો, તેવામાં એક મોટા વકીલે તેનો વાંસો થાબડીને તેને કહ્યું કે, જુવાન માણસ, તારાં ઘી-કેળાં તો હવે જીંદગીભર નક્કી થઈ ચૂક્યાં. એ ભવિષ્ય-વાણી સાચી પડી. **લૉર્ડ માન્સફીલ્ડ** કહેતો કે, વરસ દહાડે રૂ. ૪૫,૦૦૦ રળવા, અને કંઈ જ ઉદ્યમ ન કરવો, એ બે વાતને હું સરખી ગણુંછું. એવી રીતે **સ્કૉટ** પણ કહી શકે કે બેઠાં બેઠાં એટલું રળવું, એ કંઇ મોટી વાત નથી. હવે એ એટલી ત્વરાથી ચઢતો ગયો કે, ઇ. સ. ૧૭૮૩માં તે ફક્ત બત્રીશ વરસની ઉમરનો હતો, તે વેળાએ તે પાદશાહી વકીલ નીમાયો; ઉત્તર પ્રાંતની અદાલતનો પોતે જ ઉપરિ થયો; અને વૂબ્લી ગામ તરફથી પ્રતિનિધિ થઇને તે રાજ્ય-સભામાં બેસવા લાગ્યો. તેણે નાનપણથી જે અડગ ધૈર્યથી ધીમે ધીમે વહીતરૂં કર્યા જ કર્યું, તેથી આગળ ઉપર તે આવી મોટી દશાને પામ્યો. આગ્રહને, જ્ઞાનને અને મનશક્તિને ખંત રાખીને કેળવ્યાથી તે કીર્તિની આકરી ટોચે ચઢયો. તે ક્રમે ક્રમે મોટે દરજ્જે ચઢતો જ ગયો; અને છેવટ રાજાના હાથમાં જે મોટામાં મોટો દરજ્જો આપવાનો હતો, તે પણ તેણે મેળવ્યો; અને તે **ઈંગ્લંડ**ના ન્યાયખાતાના અધિષ્ઠાતાના ઓદ્ધા ઉપર પચીશ વર્ષ સુધી રહ્યો.

**વેસ્ટમોર્લેંડ** પરગણાના **કર્કબી લૉન્સડેઇલ** ગામમાં એક વૈદ રહેતો હતો. તેને **હેન્રી બિકર્સ્ટેથ** નામનો છોકરો હતો. તે પણ તેના બાપના ધંધામાં જ કેળવાયો હતો. તે જ્યારે **એડિનબરો**ની પાઠશાળામાં ભણતો હતો, તે વેળાએ વૈદક-શાસ્ત્રના અધ્યયન પાછવાડે તે એવી ખંતથી મંડી પડ્યો હતો, અને તે એવા દૃઢ ભાવે મહેનત કરતો હતો કે, સૌ હેરત પામવા લાગ્યા. **કર્કબી લૉન્સડેઇલ** ગામમાં પાછા આવીને તેણે પોતાના બાપના ધંધામાં ખૂબચાલાકી બતાવવા માંડી; પણ તેને એ ધંધો ગમતો નહતો; અને ગામડાના એક ખૂણામાં પડી રહેવાથી તે કંટાળી ગયો. તથાપિ તે પોતાના જાત-સુધારાના કામ પાછળ તો લાગ્યો વળગ્યો જ રહ્યો; અને પ્રાણીઓના શરીરની અંદરની રચના અને વ્યાપારના ઊંચા વિષયોમાં પોતાનું ચિત્ત ચોંટાડવા લાગ્યો. તેણે **કેમ્બ્રિજ**ની પાઠશાળામાં જવાની મરજી બતાવી; તે વાત તેના બાપે કબૂલ રાખી. ઊંચી પરીક્ષામાં પાસ થઇને ક્તિાબ મેળવાને તેનો વિચાર **લંડન** નગરમાં વૈદું કરવાનો હતો. અભ્યાસ પાછળ

અત્યંત મંડવાથી તેની તનદુરસ્તી બગડી, અને તે પાછી ઠેકાણે લાવવાની મતલબથી લૉર્ડ ઑકસફોર્ડની તહેનાતમાં વૈદ તરીકે રહીને તે અમીરની સાથે પ્રવાસ કરવાનું તેણે કબૂલ કર્યું. મુસાફરીમાં તે ઈટાલિયન ભાષા શીખ્યો; અને ઈટાલિયન ભાષા-જ્ઞાનનાં પુસ્તકો ઉપર તે ફિદા ફિદા થઈ જતો; પણ આગળ કરતાં વૈદક-શાસ્ત્ર ઉપર તેનો ભાવ કંઈ વધ્યો નહિ. હવે તો ઉલટું, તેણે એ ધંધો મૂકી દેવાનો નિશ્ચય કર્યો; એમ છતાં, કેમ્બ્રિજમાં પાછા આવીને તેણે વૈદક-શાસ્ત્રમાં પાસ થઈને પદવી મેળવી; તે પરીક્ષામાં તે પહેલે નંબરે પાસ થયો, તે ઉપરથી તે કેવો સખ્ત મહેનત કરવાવાળો હશે, તેનો કયાસ થઇ શકશે. તેની ઇચ્છા હવે લશ્કરી ખાતામાં વૈદ્યની નોકરી કરવાની હતી; પણ તેવી જગા તેને મળી નહિ; તેથી નાઉમેદ થઇને તેણે કાયદાનો અભ્યાસ કરવા માંડ્યો; અને તેમાં પસાર થવાના હેતુથી તે (લંડનમાં ફ્લીટ મ્હોલ્લાની અને ટેમ્સ નદીની વચ્ચે સુંદર બાગ બગીચા, પુસ્તકાલય અને દીવાનખાનાવાળું) ઈનર ટેમ્પલનું સ્થળ છે, તેમાં વિદ્યાર્થી તરીકે દાખલ થયો. તેણે જેવી મહેનત વૈદકમાં કરી હતી, તેવી જ તે કાયદા પાછળ પણ કરવા મંડ્યો. તેણે તેના બાપને એક વાર કાગળમાં લખ્યું કે, જે માણસો મને મળેછે, તે બધા એમ જ કહેછે કે, છેવટે તમે પાસ થયા વિના રહેનાર નથી; મંડ્યા રહો; માત્ર એની પછવાડે મચ્યા રહો, એટલે કામ થયું, એમ જાણજો; હું કેમ કરીને પાસ થઇશ, તે તો હજુ મને ખબર પડતી નથી; પણ પાસ થઇશ જ. એમ હું પણ આશા રાખીને શ્રદ્ધાથી મહેનત કરૂંછું; અને મારી શક્તિ અનુસાર સર્વ પ્રકારે શ્રમ કરવામાં હું ઓછ મૂકનાર નથી. અઠ્ઠાવીશ વરસની ઉમરે તેને વકીલાતની સનદ મળી; અને હવે નવે નામે તેને ધંધો આદરવાનો વખત આવ્યો. તેની સ્થિતિ નબળી હતી; અને તેનાં સગાં અને મિત્રોના આશ્રય ઉપર તે પોતાના દહાડા કાઢતો. વરસનાં વરસ સુધી તે જ્ઞાન મેળવવામાં મચ્યો રહ્યો, અને ફળને માટે ધીરજ રાખીને વાટ જોયા કરતો; પણ તેની પાસે કંઇ કામ આવતું નહિ. તે લૂગડાંલત્તાંમાં કરકસર કરતો; ખાવા પીવાની જરૂરી ચીજોમાં પણ તે કસર કરતો; રમત ગમતના ખર્ચમાં પણ તે ખૂબ વિચારીને ચાલતો; એ સઘળા સંકટમાં તે અટલ ધીરજથી તરફડીઆં મારી મારીને આગળ ચાલતો. તેણે તેને ઘેર એક કાગળમાં લખ્યું કે, મારી આબરૂ ઈજ્જતની જમાવટ કરવાનો મને વખત આવશે, તે વખતની વાત તે વખતે છે; પરંતુ, ત્યાંસુધીમાં મારે મારો સંસાર શી રીતે ચલાવવો, તેની મને ગમ પડતી નથી. તેણે વળી ત્રણ વરસ સુધી ધીરજ રાખીને જોયા કર્યું; પણ તેને લાભનાં કંઇ પણ ચિન્હ જણાયાં નહિ; ત્યારે તેણે થાકીને તેના મિત્રોને લખ્યું કે, હવે હું તમારા ઉપર નકામો બોજારૂપ થઈ પડવાનું યોગ્ય ધારતો નથી; પરદેશમાં રહીને તમારી પાસેથી ખર્ચી મંગાવીને મફતના

રોટલા ખાવા મને ગમતા નથી; માટે હવે હું એ ધંધાને પડતો મૂકીને પાછો કેમ્બ્રિજમાં નિવાસ કરવાનો વિચાર રાખુંછું. ત્યાં મને આશ્રય અને પાંચ પૈસાની પ્રાપ્તિ પણ થશે, એમ મને ભરોસો પડેછે. વળી તેના શુભેચ્છકોએ બીજી થોડી રકમ મોકલી, અને વળી તેણે ધીરજથી લંડનમાં જ મહેનત કરવા માંડી. ધીમે ધીમે કામ આવવા માંડ્યું. નાનાં નાનાં કામોમાં તેણે સારી ખબરદારી બતાવી, તેથી છેવટ મોટા મોટા, અગત્યના મુકદ્દમા પણ તેની પાસે આવવા લાગ્યા. એ એવી તબીએતનો માણસ હતો, કે અણી ચૂકવા દેતો નહિ; તેમ જ પોતાના સુધારાની કંઈ પણ વાજબી રીતની તક મળે, તો તેનો લાભ લીધા વગર તે રહેતો નહિ. તેના અટલ, અડગ ઉદ્યોગની ઉષ્ણતાથી આખરે તેના ઉપર દ્રવ્યની વૃષ્ટિ થવા માંડી. એમ કરતાં કરતાં થોડાંએક વરસ વીત્યાં, એટલે તેને પોતાને વતનથી ખર્ચી મંગાવવાની અપેક્ષા ન રહી, એટલું જ નહિ, પણ આગળ લીધેલી રકમો વ્યાજ સાથે તેણે પાછી વાળી દીધી. દુઃખનાં વાદળાં દૂરે થઈ ગયાં; અને હવે પછીની હેન્રી બિકર્સ્ટેથની જીંદગી માન પ્રતિષ્ઠાથી આચ્છાદિત થએલી, લક્ષ્મીથી સુખમય થએલી, અને ઉજ્જવળ કીર્તિથી તેજોમય થએલી જોવામાં આવેછે. ન્યાય ખાતામાં ઉંચી પદવીએ તે ચઢ્યો; અને ઈંગ્લંડની પાર્લામેંટની અમીરોની સભામાં તે બારન લાંગ્ડેઇલના નામથી બિરાજવા લાગ્યો. આપણે આપણા વર્ત્તનને ઉન્નત સ્થિતિમાં લાવવું હોય; અને આપણા શ્રમને સંપૂર્ણ વિજય–ધ્વજથી અંકિત કરવો હોય; તો ધૈર્ય, આગ્રહ, અને ચિત્તવેધક ઉદ્યોગનાં અમૂલ્ય લક્ષણ સંપાદન કરવાં જોઈએ. બીજાં આગળ જણાવેલાં દૃષ્ટાંતોની માફક ઉપરનું દૃષ્ટાંત પણ એ જ સિદ્ધાંતને પુષ્ટિ આપેછે.

જે યશસ્વી નરો અખંડ શ્રમ કરીને અનુપમ સ્થિતિએ પહોંચ્યા છે; અને જે માર્ગ તેમણે પકડ્યો, તેમાં તેમણે મોટાં મોટાં નામ અને મોટાં મોટાં ઇનામો મેળવ્યાં છે; તેનું મૂળ શોધવા જશો, તો એમ જણાશે કે ઘણી બાબતમાં સાધારણ પંક્તિના ગુણોથી જ એ કામ થયું છે; વિશેષ માત્ર એટલું કે, એવા સાધારણ ગુણોને ખંત રાખીને કેળવવા જોઈએ; અને તેમને ઉદ્યોગ અને આગ્રહની ચમકથી કૈવતદાર કરવા જોઈએ; તે પ્રમાણે કરવાથી કેવાં અપૂર્વ પરિણામો નીપજ્યાં છે, તે ઉપર થોડા એક દાખલા આપ્યા છે, તેથી સમજાશે.



# પ્રકરણ ૮ મું.

## હિમ્મત અને હોંસ.

શૂરવીર સઘળું કરી શકેછે; તેના આગળ કંઇ અશકય નથી.–ઝાક કરના ફ્રેંચ ઉપરથી.

હિમ્મતવાન નરને વશ બધું જગત્ છે.—જર્મન કહેવત.

જે જે કામ તે કરવા માંડતો, તે તે જીવ ઘાલીને કરતો; અને તેથી તે સુખી થયો.—પુરાતન સ્થાપના–કાળક્રમ ઇતિહાસ. ખંડ ૨ જો, પ્ર. ૩૧, વિભાગ ૨૧.

---

એક બૂઢા નૉર્સમૅને એક વેળા જાણવા જેવાં વચન વાપર્યાં, તે યાદ રાખવા જોગ છે; અને તે ઉપરથી તેના ટ્યૂટન કુળનું ખાસ લક્ષણ બરાબર રીતે જણાયછે. તેણે કહ્યું કે, 'હું દેવ–દેવીનાં પૂતળાંને માનતો નથી; અને ભૂત તથા ડાકેણોથી ડરતો નથી. હું તો મારાં કાંડાંના કૌવત અને બુદ્ધિના બળ ઉપર બધું આકીન રાખુંછું.' પ્રાચીન વખતમાં એ ઉત્તર–વાસીઓનું કુળ–ચિન્હ એક ત્રીકમ હતો; અને તેમનો કુળ-મંત્ર એ હતો કે, 'કાં તો હું મારો રસ્તો ખોળી કાઢીશ; અને રસ્તો નહિ હોય, તો ત્યાં રસ્તો કરીશ.' એ શબ્દો, તેમના હથિયારની નીચે લખેલા હતા, તે ઉપરથી તેઓ સ્વતંત્રતાના કેવા અડગ ભક્ત હશે, તે જણાઈ આવેછે; અને તેમના હાલના વંશજમાં પણ એ ગુણનું પ્રાધાન્ય આજ પણ દેખાયછે. સ્કાંડિનેવિયાની પુરાતન ગાથાઓમાં એક હથોડાવાળા દેવનું દૃષ્ટાંત છે; તે ઉપરથી એ આખી પ્રજાની 'હિમ્મતે મર્દ'ની ખાસીએત જેવી બહાર પડેછે, તેવી બીજા કશાથી એટલી બહાર પડતી નથી. નજીવી વાતો ઉપરથી માણસની ચાલ કળાઇ આવેછે; અરે, કદાપિ કોઈ એમ કહે કે, ફલાણો માણસ હથોડાનો ઘા આવી રીતે વીંઝીને મારેછે, તો તેવી સહજ વાત ઉપરથી પણ તેના મનના જુસ્સાનું કેટલેક દરજ્જે માપ નીકળી શકેછે. ફ્રાન્સના અમુક ભાગમાં એક માણસે ખેડને સારૂ જમીન લેવાનો અને ત્યાં જ વસવાનો વિચાર કર્યો. તેનો એક બુદ્ધિશાળી મિત્ર હતો. તે પણ ફ્રેંચ હતો. તેણે એક વાકયમાં તે પરગણાના લોકોના ખાસ ગુણ કહી બતાવ્યા. તેણે કહ્યું કે, 'રખેને એવું કામ કરતા; તમે એ ભાગમાં કંઇ ભોંયભાડું લેશો નહિ; ત્યાંના માણસોને હું ઓળખુંછું. પારિસની આપણી પશ્વાદિ–વૈદકશાળામાં ત્યાંથી વિદ્યાર્થીઓ શીખવાને આવેછે; તેઓ એરણ ઉપર હથોડાના દમભેર ઘા કરતા નથી. તેમનામાં હોશ નથી; તમે ત્યાં જે નાણાં વેરશો, તેનો તમને પૂરો અવેજ મળશે નહિ'. એક નાની સરખી વાત ઉપરથી તેણે કેવી સુંદર અને યથાન્યાય તુલના કરી છે! એ પુરુષ પંડે કેવો વિચારશીલ

અને સૂક્ષ્મ અવલોકન શક્તિવાળો હશે! એ ઉપરથી વળી એક બીજી વાત પણ સ્પષ્ટ જણાઇ આવેછે કે, પ્રત્યેક માણસમાં જો ખરેખરો દમ હશે, તો તેમના એકંદર સરવાળાથી તે દેશનું રાજ્ય દમદાર અને કૌવતમંદ થાયછે; અને **'જેવા માણસ, તેવી જમીન'** એ વચનો પ્રમાણે જેવો માણસના હાથમાં કસ, તેવો તે જમીનમાં કસ આવેછે. **'જેવી ખેડુતની ખેડ, તેવો જમીનનો રેડ'** એ ફ્રેંચ કહેવત યથાર્થ છે.

માણસમાં એ ગુણ કેળવવો, એ સર્વોપરિ અગત્યની વાત છે. કાર્યની પાત્રતા જોઇને તેની પછવાડે દૃઢ આગ્રહથી લાગ્યા વળગ્યા જ રહેવું, એ જ માણસની ચાલ અને ખરી મોટાઇનો પાયો જાણવો. જો આપણામાં હોંસ અને દમ હશે તો ગમે તેવી વહીતરાવેઠ હશે, તો તેથી કાયર ન થતાં આપણે માર્ગ કરતા જ જઇશું; નિરસ અને ફીકી બાબતોને પણ વટાવી દઇશું; અને ચાહે તેવી દુર્બળ હાલતમાં આપણે અવતર્યા હઇશું, તોપણ તેમાંથી ઉત્તરોત્તર આગળ વધતા જ જવાશે. જન્મની સંસ્કારી બુદ્ધિવાળા માણસોથી થાય, તેના કરતાં દમદાર, હિમ્મતવાન માણસો વધારે કામ કરી શકેછે; અને સ્વાભાવિક મન-શક્તિવાળાને જે જે અડચણો અને જોખમો નડેછે, અને તેને જેટલી વાર નિરાશ થઇ પાછા હઠવું પડેછે, તેના અર્ધા હિસ્સાની વિટંબણા પેલાને વેઠવી પડતી નથી. કોઈ પણ કાર્યની સિદ્ધિમાં ઊંચા બુદ્ધિબળની જરૂર પડેછે, એમ સમજશો નહિ; વિશેષ તો દૃઢતા જોઇએ છે; કામ પાર મૂકવાની તાકત જોઇએ છે; એટલું જ નહિ, પણ ઉછરંગથી બાટકી પડીને આગ્રહથી મંડ્યા રહેવાની ઇચ્છા પણ સદા જાગ્રત રહેવી જોઇએ; તેથી માણસ જાતનું ખરૂં સત્વ અને ખરૂં તત્વ જુઓ તો એ ઇચ્છાબળ છે. ઇચ્છાબળ એ જ માણસનો પ્રાણાત્મા, એ જ તેની જીવન શક્તિ, એ જ માણસ પંડે. એ શક્તિ તેના દરેક કામને ગતિ આપેછે; એ જ શક્તિ તેના દરેક પ્રયત્નમાં જીવન મૂકેછે. સાચી આશાનો પાયો ઇચ્છા ઉપર ચણાએલો છે; અને આશા એ જ આપણી જીંદગીની ખરી ખુશબો છે. બાટલના મઠમાં એક ભાગેલી જંજીર ટોપી છે, તેના ઉપર એક જૂના વખતનો સુંદર કુળ-મંત્ર ફ્રેંચ ભાષામાં લખેલો જણાયછે. **'આશા એ જ મારૂં બળ છે.'** એ વચનો દરેક માણસ પોતાનું **મહા-વાક્ય** ગણીને ચાલે, તો તે યથાર્થ જ છે. **સાઇરાક**ના છોકરાએ કહ્યું છે કે, જે પોચા અને કાયર મનનો માણસ છે, તેના જીવતરને ધિઃકાર છે. મજબૂત મન સમાન બીજું એકે સુખ નથી. કદાપિ કોઇ માણસની મહેનત અફળ થઇ, તોપણ તેનું ચાલ્યું તેટલું તે કરી ચૂક્યો હશે, તો તે વિચારથી તેના મનને સંતોષ મળશે. કોઇ ગરીબ હાલતનો માણસ દુઃખની સામા કમર કસીને ધીરજથી રણજંગ મચાવતો હોય; પોતે નેકીને રસ્તે ચાલ-

વાથી તેનું મન મોદમાં આવેલું હોય; વળી અત્યંત મહેનતથી તેના પગ લોહીલૂહાણ થઇ ગયા હોય; અને આગળ એક ડગ ભરવાની ના કહેતા હોય; તથાપિ 'હિમ્મતે મર્દ' થઇને આગળ ચાલતો જ જાય; એ કેવી ઉત્તેજક અને મનહર છબી છે. એ કરતાં બીજો કયો દેખાવ વધારે મોહક હશે?!

માત્ર ઇચ્છા અને તૃષ્ણા રાખ્યા કરવાથી તો જુવાન માણસનાં મન ઉલટાં વ્યાધિગ્રસ્ત થઇ જાયછે. તેમનાં મન નિરસ અને ફીકાં થઇ જાયછે; માટે તેમણે સદા ક્રિયાસક્ત જ રહેવું જોઇએ. ઇચ્છાની પછી તત્કાળ ક્રિયા કરીને તે પૂરી કરવી જોઇએ. બ્લૂકર આવે, એટલે આપણે ધસારો કરીએ, એમ વિચારીને વેલિંગ્ટન બેસી રહ્યો નહિ; જો તેમ કરત તો, બ્લૂકર ઇ. સ. ૧૮૧૫ માં નેપોલિયનની સામાં વૉટર્લૂનું યુદ્ધ થઈ રહ્યા પછી આવ્યો, તે વેળા શું થાત? તેમ જ વાટ જોઇને બેસી રહેવાથી કંઇ લાભ નથી; પણ તરતો તરત આગ્રહથી મહેનત કર્યાં જ કરવી; અને ફાંફાં મારીને જેટલું આગળ ચલાય તેટલું ચાલવું જ જોઇએ. એક સારૂં કામ કરવાનો મનમાં સંકલ્પ લીધો, તો પછી જરા પણ ડગ્યા વિના તે આનંદભેર પૂરૂં કરવું જ જોઇએ. જીંદગીની ઘણીખરી હાલતનું અવલોકન કરીશું, તો કષ્ટ અને વહીતરૂં ઉલ્હાસથી સહન કરવાં જ જોઇએ, એમ સાર નીકળશે; કારણકે આપણા મનના નિગ્રહને માટે એ ઉત્તમ પ્રકારનાં ગુણકારક સાધનો છે. એરી શેફર કહેછે કે, તનની અથવા મનની મજુરી વિના જીંદગીના બગીચામાં કશું ફળતું નથી. યત્ન, અને પુનઃપ્રયત્ન કર્યાં જ કરવો. જીંદગીરૂપી સાંકળ યત્નની કડીઓની બનેલી સમજવી. એ રીતે જોતાં મારી જીંદગી પરીપૂર્ણ થઇ છે; અને હું યથાર્થ અભિમાનથી તમને જણાવુંછું કે, કોઇ પણ સંકટથી હું હિમ્મત હારીને કદી પણ બેઠો નથી. જો આપણું મન દૃઢ હોય, અને આપણો હેતુ ઉમદા હોય, તો આપણે શું ન કરી શકીએ? લોકોની કહેવત પ્રમાણે '**કંઇ સાગર ઉલેચાતો નથી, અને ડુંગર ડગાવાતો નથી;**' પણ માણસની તાકતમાં જેટલું છે, તે તે કરી શકે, એમાં સંદેહ નથી.

જગતની વિશાળ નિશાળમાં સંકટ અને શ્રમ એ બે બહુ આકરા ગુરુ છે; પણ તેમની પાસે ભણવાથી ઉમદા બોધ મળેછે; અને એવા જ નિશાળમાં હું શીખ્યો છું, એમ હ્યૂ મિલર કહેતો. જે માણસ પોતાના આગ્રહમાં લથડ્યો, અથવા ધૂળ જેવાં ખોટાં બાનાં બતાવીને પોતાના કામને કટાવા દીધું, તો તે માણસ નપુંસક સમજવો. તે છેવટે નિષ્ફળ થયા વિના રહેવાનો નહિ. કોઈ કામ જ્યારે કરવા માંડો. ત્યારે મન સાથે નક્કી કરવું કે, હવે એને આપણે છટકવા દેવું નથી; અને પછી તે ઉત્સાહ અને ઉમંગથી પૂરૂં થઇ જશે. સ્વીડનનો નવમો ચાર્લ્સ રાજા ઇચ્છા–બળનો દૃઢ

ભક્ત હતો. જુવાન અને બાળકમાં, મોટામાં અને નાનામાં ઇચ્છાનું કેટલું પ્રાધાન્ય છે, તે તે જાણતો હતો; તેનો સૌથી નાનો છોકરો કંઇ કઠણ કામ કરવાનું લઇ બેઠો હતો. તેના માથા ઉપર ચાર્લ્સે હાથ મૂકીને કહ્યું કે, એ-ણે ધાર્યું છે, એટલે એ કામ એ કર્યા વિના રહેવાનો નથી. એ કામ એ-ની ઇચ્છાથી એણે ઉપાડ્યું છે, તેથી તે એ છોડવાનો નથી. દરેક ટેવ મહાવરો પડવાથી સહેલી થઇ જાયછે; તેમ જ ખંત રાખીને મહેનત ક-રવાની ટેવ પણ કાળે કરીને અભ્યાસથી સરળ થઈ જાયછે; તેથી સાધારણ શક્તિવાળા માણસો પણ એક વખતે એક જ કામ પાછળ તનમનથી મંડ્યા રહેશે, અને થાકબાકને બાજુએ મૂકીને ચામજૂની પેઠે તે કામને ચોંટયા રહેશે, તો તેઓ ઘણું કરી શકશે. ફૉવેલ બકસ્ટન કહેતો કે, આપણી પાસે ભલે સાધારણ જાતનાં હથિયાર હો; પણ જો અસાધારણ ખંતથી તેને વાપરીશું તો, જે ધારીશું તે આપણે કરીશું, એમ મારી ખાત્રી છે. ધર્મશાસ્ત્રમાં આજ્ઞા કરી છે કે, તારા હાથમાં જે કામ આવે, તે તું તનમનથી કર. એ નીતિ-વચનને તેણે પોતાની જીંદગીમાં સાચાં કરી બતાવ્યાં; તે કહેતો કે, મારી જીંદગીમાં જે કંઈ મોટાં કામ હું કરી શકયો છું, તેનું એટલું જ કારણ સૌએ સમજવું કે, એકી વખતે એક જ કામ પાછળ હું મારૂં સર્વાંગ-સર્વસ્વ અર્પણ કરીને મંડી પડતો.

કોઇ પણ ખરેખરૂં કામ છાતી રાખીને કર્યા વિના થઈ શકતું નથી. માણસે પોતાના મનની ઇચ્છાની વાંસે જોમભેર મહેનત કર્યા કરવી જોઇએ; જે અડચણો આવીને ઉભી રહે, તેની સામા પ્રયત્નથી યુદ્ધ મચાવવું જોઇએ; તેથી જ માણસ વધતું જાયછે. એમ કરવાથી જે ફળ મેળવવાની દેખી-તી જ આશા ન હોય, તે મળી આવેછે. જોતા વારમાં જ જે કામ બનવું અશકય લાગે, તેને માટે મનમાં દૃઢ અને ગંભીર સંકલ્પ થાય, તો તે પણ બની જાયછે. ઘણી વખત એમ બનેછે કે, જે કામો આપણે બજાવવાને શક્તિમાન હોઇએ છીએ, તે પ્રથમ ઇચ્છારૂપે આપણને દર્શન દેછે. પણ જો તમે હા-ના, હા-ના-કર્યા કરે એવા કાચા હૈયાના કાયર માણસને જોશો તો, તેમને તો હરેક કામ અશકય લાગેછે; કારણકે તે તેમને અશકયતાના રૂપે જ દેખા દેછે. એક જુવાન ફ્રેંચ લશ્કરી અમલદારની એવી વાત ચાલેછે કે, તે પોતાના ઓરડામાં આંટા મારતો, ત્યારે તે વખ્તાવખ્ત બોલી ઉઠતો કે, હું ફ્રાન્સના લશ્કરી ખાતામાં 'માર્શલ' નો મોટો ઓહ્દો લીધા વિના રહેવાનો નથી; હું મોટો સેનાપતિ થતા સુધી અટકવાનો નથી. આ વાતની તેના મનમાં એવી ઉગ્ર તૃષ્ણા હતી કે, તે તેની ઉ-ન્નતિનું આગામિક સુચિન્હ કહીએ તો ચાલે; કારણકે આગળ જતાં, તે એક પ્રસિદ્ધ સેનાપતિ કહેવાયો અને ફ્રાન્સ દેશના 'માર્શલ'નો ઓહ્દો મેળવીને તે મરણ પામ્યો.

'નવીન વિચારો'નું પુસ્તક **મિ. વૉકરે** લખ્યું છે. તેને ઇચ્છાની શક્તિ ઉપર બહુ જ યેકીન હતું. તે કહેછે કે, એક વાર હું માંદો પડ્યો, તેમાંથી સાજા થવાનો મન સાથે મેં નિશ્ચય કર્યો; અને એ ઈચ્છાની દઢતાના જોરથી હું સાજો પણ થયો. આમ એકાદ વખત કદાચ્ બને; અને ઘણાં ઓસડવેસડ કરવાના જોખમમાં પડવાના કરતાં આવી રીતે ઇચ્છા ઉપર ભક્તિ રાખવી, એ વધારે સલામતી ભરેલું છે; પણ તેથી હમેશાં ધાર્યા પ્રમાણે એટલે આપણી ઇચ્છા પ્રમાણે થાય નહિ. સત્ય વાત છે કે આપણા દેહ ઉપર આપણા મનની સત્તાનું જોર જબરૂં ચાલેછે; પણ એપ્રમાણે મનનું બળ શરીર ઉપર એટલું તો દબાણ કરે, કે આખરે શરીરની સ્ફુરણ શક્તિઓ તણાઇને તૂટી જાય. મૂર લોકોના સરદાર **મૂલી મોલક** વિષે એમ કહેવાયછે કે, તે એક અસાધ્ય રોગથી ઘસાઇ ગયો હતો અને પીડાતો પડ્યો હતો; તેવામાં તેના સવાર અને ફીરંગી લશ્કર વચ્ચે લડાઇ સળગી; યુદ્ધ છેક અણી ઉપર આવી રહ્યું હતું; હાર-જીતની બાજીનો સમય ભરાઇ ગયો હતો. તે વખત જોઇને **મૂલી મોલક** ડોળીમાં પડ્યો હતો, તેમાંથી ઝબકી ઉઠીને, પોતાના વોખરાઇ ગએલા લશ્કરને પાછું જમા કરી દીધું; અને જયજયકારના ડંકા વગડાવીને તત્ક્ષણ ડોળીમાં પડીને પ્રાણ-ત્યાગ કર્યો. માણસના મનની ઊર્મિ કેટલું અને કેવું પરાક્રમ કરી શકેછે, તે ઉપરના દાખલાથી દેખાશે.

માણસ જે કામ કરવા પાછળ પોતાનું મન લગાડેછે અથવા મારે આવા થવું છે, એવો મન સાથે નિશ્ચય કરેછે, તે પ્રમાણેનું ધારેલું કામ કરવાને અને ચિંતવેલી સ્થિતિએ પહોંચવાને તે તેના ઈચ્છા-બળથી જ એટલે મનની દઢતાની દઢ ભકિત કરવાથી જ પાર પડેછે. એક પવિત્ર પુરુષ વારંવાર કહેતો હતો કે તમારે જેવા થવાની ઇચ્છા થાય, તેવા જ તમે થાઓછો; કારણકે આપણી ઇચ્છામાં એટલું તો જોર રહેલુંછે કે—વળી તેમાં ઇશ્વરી ચૈતન્યની ઈચ્છા મળી, એટલે—ઉંડા ભાવથી આપણે જેવા થવાને ઇચ્છીએ, અને પાક દેઆનત રાખીને ઈચ્છા કરીએ, તો તેવા આપણે થઇએ જ. તમે મનની ઉંડી મરજીથી તાબેદાર થવા ઇચ્છો, તો તાબેદાર જ થશો; ધીરજવાળા થવાને ચહાશો, તો તેવા જ થશો; લાજાળ થવા માગશો, તો તેમ થવાશે; સખાવતે દિલ કરવાની મરજી કરશો, તો દિલ તેવું થશે. એક સૂતારની એવી વાત ચાલેછે કે, તે એક દહાડો એક ન્યાયાધિકારીનુ આસન સમારતો હતો; અને તે બેઠકને સુંવાળી કરવાને તે બહુ મહેનત કરતો હતો; તે જોઈને તેને એક જણે તેનું કારણ પૂછ્યું; ત્યારે તેણે કહ્યું કે, મારે પણ કોઈ વેળા એ આસન ઉપર બિરાજવું છે; તેને માટે આગળથી એ બેઠકને ઘસીને લીસી કરી મૂકુંછું. અચંબા જેવી વાત એ છે કે એ સૂતાર આગળ જતાં ન્યાયાધિકારી થયો; અને એ જ આસન ઉપર તે બેસવા પામ્યો.

મનુષ્યની ઇચ્છા સ્વતંત્ર છે કે પરતંત્ર છે; પોતે પોતાની ઉઠાવણીથી ઇચ્છા ઉત્પન્ન કરેછે કે પોતાના પ્રયત્ન વિના કોઈ બીજા ગુપ્ત બળે તે ઉત્પન્ન થાયછે; તે વિષે નૈયાયિકોની કલ્પના અને અનુમાનો ગમે તેવાં હોય; તેનું આપણે અત્રે નિરાકરણ કરવાનું કામ નથી; પણ આટલું તો સ્પષ્ટ છે કે, આ સારી વસ્તુ છે, અને આ નરસી વસ્તુ છે; તેમાંથો સારી પસંદ કરવી કે નરસી પસંદ કરવી; તે પ્રત્યેક માણસની મરજી ઉપર છે; તે બાબત તેની ઇચ્છા ઉપર કોઇ સત્તા ચલાવવા આવતું નથી. વળી, આપણે જાણીએ છીએ કે એક પાણીના વેનમાં તણખલું નાખીએ, તો જે દિશાનો વહો હશે, તેણી ગમ તે સળી તણાતી ચાલી જશે. આપણે એ તણખલાના જેવા નિર્માલ્ય નથી, એમ સહજ વિચારતાં આપણને જણાશે; કારણકે આપણે આપણા મજબૂત હાથ પગવડે તરીને જે બાજુએ જવાની આપણી ઇચ્છા હશે, તે જ બાજુએ આપણે જઈશું; આપણી ઇચ્છાનુસાર આપણે આપણો માર્ગ પકડીશું; આપણી ઇચ્છા હશે, તો આપણે મોજાંની સામા આથડીઆં મારીશું અને ધણે દરજ્જે આપણે આપણી મરજી મુજબ એક સ્વતંત્ર નિરાળા રસ્તા ઉપર ચાલ્યા જઇશું. તણખલાથી એમાંનું કંઇ થઈ શકતું નથી. ઇચ્છાના ભાવાભાવનો એટલો ફેર છે. આપણી ઇચ્છા–શક્તિ ઉપર કોઇનો અડગ અંકુશ છે જ નહિ; અને આપણે જે કામ કરવાં હોયછે, તે કરવામાં આપણે કે આપણી ઇચ્છા કોઈ નજરબંધીથા કે ભૂરકીથી બદ્ધ થઇ જતાં નથી. એમ આપણને અંદરથી લાગેછે; અને એ વાત આપણે સમજીએ છીએ. આવી રીતે ઇચ્છાની સ્વતંત્રતા જણાયછે. તેની દોરી માત્ર આપણા જ હાથમાં છે; છતાં આપણે બીજી રીતનો વિચાર કરીએ, અને એમ માનીએ કે આપણે આપણી ઇચ્છાના કર્ત્તા નથી; કોઇ ઇચ્છા કરાવેછે, અને આપણે ઇચ્છા કરીએ છીએ; આપણી ઇચ્છા કોઈ બળવાન સત્તાની દાસી છે; આવા સિદ્ધાંત આપણે સ્વીકારીશું, તો પછી મોટાઇ અને સરસાઈ અને શ્રેષ્ટાઇ મેળવવાની આપણી તૃષ્ણા શવવત્ થઈ જશે. માણસની મરજી પરાધીન નથી; પણ પોત પોતાને આધીન છે, એમ જગત્ વ્યવહારથી સિદ્ધ થાયછે. સંસારનો વ્યવહાર અને બધું ઇચ્છાની સ્વાધીનતા ઉપર જ ચાલેછે; ધરસૂત્રનાં ધોરણ અને જન સમૂહનો વટવ્યવહાર, સાર્વજનિક કામનું બંધારણ અને લોકોપયોગી જાહેર કામો તપાસતાં જણાયછે કે, ઇચ્છા પોતપોતાના અખ્ત્યારમાં રહેલી છે; અને કોઇ પણ પ્રકારે પરાધીન નથી, એમ જ દેખાઇ આવેછે. જો એમ ન હોય, અને સૌ માણસો કોઈ બળવત્તર ઇચ્છાથી અંધ થઇને દોરવાઇને કામ કરતા હોય, તો પછી તે કામની જવાબદારી કોને માથે? અને આપણે જ્યારે આપણા ધણી નથી, પણ કોઇ બીજી સત્તા–દૈવ, પ્રારબ્ધ, કે ઇચ્છાથી ખેંચાઈને જ હરેક કામ કરીએ છીએ, તો પછી દુનિયામાં શીખવા શીખવવાનું શું કામ? સલાહ લેવી અને દેવી તે શું કરવા? ઉપદેશ આપવા અને

સાંભળવાથી શો લાભ? ઠપકો અને શિક્ષાનાં સાધનથી શું ફળ? કાયદાઓ ઘડવા તેથી શો નફો? પણ આખું જગત્ જાણેછે, અને તે ખરીજ વાત છે કે, પ્રત્યેક માણસ પોત પોતાના મનની ધારણા પ્રમાણે બાંધેલા કાયદા પ્રમાણે વર્તેછે યા નથી વર્તતા. આપણી જીંદગીની ક્ષણે ક્ષણે આપણી વિવેક-બુદ્ધિથી આપણે વિચારીશું તો જણાશે કે ઇચ્છા આપણે સ્વાધીન છે: પરાધીન નથી. આપણા પંચ મહાભૂતના ખોળીઆમાં આપણે તપાસી જોઇશું, તો સમજાશે કે એ બધી રચનામાં માત્ર ઇચ્છા એજ આપણી છે; અને તેને સારે માર્ગે ચઢાવવી કે ખોટે માર્ગે ચઢાવવી, એ તદ્દન આપણા ઉપર જ રહેલું છે. આપણને જે ટેવો પડેલી હોયછે; અથવા આપણે જે વ્યસન અને લાલચોમાં લપટાઈ જઇએ છીએ તે આપણા શેઠ નથી; પણ આપણે તેના શેઠ છીએ. જો આપણે કોઈ કુટેવને કે દુર્વ્યસનને વશ થઇએ, તો આરંભમાંજ આપણી વિવેક-બુદ્ધિ આપણને કહેછે કે, તમે ચાહો, તો અટકાવ કરી શકો એમ છે; એ ફાંસામાં ન ફસાવું તમારા હાથમાં છે. એ આજ્ઞાનુસાર જો આપણે એ સઘળી આદતોને આપણે વશ કરવાનો નિશ્ચય કરીએ, તો આપણી અંતર્શકિતના ઇચ્છાબળ પ્રમાણે દઢતાથી આપણે એ ઠરાવમાં પાર પડવાને કોઇ રીતની હરકત નહિ આવે.

એક વાર **લામને** એક ફાંકડા લફંગા જુવાનને કહ્યું કે, ભાઈ, હવે તારી ઉમર થઈ છે; તારે મનનો એક નિશ્ચય કરવાનો હવે આ સમય છે. જો આ વેળા વીતી જવા દઇશ, તો જે ખાડો તેં તારે હાથે ખોદ્યો હશે, તેમાં તારે પડ્યાં પડ્યાં માથે હાથ દઇ રોવું પડશે; અણી વીત્યા પછી તારામાં એ ખાડાની બહાર નીકળવાની આય રહેવાની નથી. આપણામાં સૌથી સહેલી ટેવ 'ઇચ્છવા'ની પડેછે; તેથી મારે તને એટલી શીખામણ દેવાની કે, જે ઇચ્છવું, તે ઝનૂનથી અને દઢતાથી ઇચ્છવું. હાલમાં તારી જીંદગીનો ઉગતો છોડ સંસાર સાગરમાં તરતો ફરેછે; તેને આમ તેમ કરમાઇ ગએલા, સૂકા પાંદડાની પેઠે, પવન અને પાણીને તાબે રવડવા ન દે; પણ એક સ્થળે સ્થિર કરીને મૂળ બાઝીને રહે તેમ કરવું જોઈએ.

**બકસ્ટન** તો ખાતરજમાથી એમ કહેતો કે, 'હરકોઇ જુવાન શખ્સ એક વાર દઢ નિશ્ચય કરીને તેને વળગી રહે, તો તે ચાહે તેવો થઇ શકે. તેના એક છોકરાને કાગળમાં તેણે એક વાર લખ્યું કે, હવે તું એવી ઉમરે આવી પહોંચ્યો છે કે, ત્યાંથી તારે ડાબો યા જમણો એક મુકરર રસ્તો પકડવો જોઈએ. તું એક ધોરણ ઉપર ચાલેછે; તું એકજ નિશ્ચય બાંધેછે; અને તારૂં મન દઢ છે; એમ તારે તારાં આચરણમાં દેખાડી આપવું જોઇએ. જો એમ કરતાં તું ચૂકયો, તો તારી માઠી વલે જાણવી; તું આળસની ઉંડી ખાણમાં પડવાનો, અને એક અનિશ્ચિત મનવાળા, નકામા જુવાન માણસની તમામ બૂરી ખાસીએતો અને હાલચાલ તારામાં આવી ભરાશે; અને એક વાર જો તું એ

હાલતમાં ફસાયો, તો ફરી નીકળવાની આશા રાખતો નહિ. મારા મનમાં તો નક્કી છે કે, એક ઉછરતો જુવાન ચાહે તેવો બની શકે. મારી પોતાની વાતમાં તો એમ જ થયું છે. હું તારી ઉમરનો હતો, તે વખતથીજ મેં મારી રીતભાત અને ચાલચલણમાં ફેરફાર કરી નાખ્યો; તેથી હું આટલો સુખી થયો સમજું છું, અને મારી આબાદાનીનું મૂળ કારણ પણ એ જ સમજવું. જો તું ચપળતાથી જોમભેર ઉદ્યોગ કરવાની ખરા મનથી મન સાથે માનતા લઈશ, તો મેં નાનપણથી ડહાપણ વાપરીને આવો દૃઢ નિશ્ચય કર્યો, અને તે પ્રમાણે હું વર્ત્યો, તે વિચારને સંભારી સંભારીને તું બધો જન્મારો ખુશ થઇશ અને સુખી રહીશ, એમ હું કહુંછું, તે તું ખાત્રી પૂર્વક માની લેજે'. ઇચ્છાબળ એટલે શું? તેનો અર્થ માત્ર એટલોજ કે મનનો નિશ્ચય–મનની દૃઢતા–મનનો આગ્રહ; અને તેથી આપણી ઇચ્છાને એટલે આપણા મનના નિશ્ચયને, દૃઢતાને અને આગ્રહને સુવિચારથી સુમાર્ગ ઉપર ચઢાવીએ, તોજ રૂડાં ફળ નીપજે. જો એ બળવાન શક્તિને આપણે ઇંદ્રિયગણના ભોગને અર્થે વાપરીએ, તો એ શક્તિ એક રાક્ષસી જોગણીનું ક્રૂર સ્વરૂપ ધારણ કરશે; અને તેના જોરાવર ખપ્પરમાં તમામ સારા ગુણનો લય થઇ જશે. આસુરી ઇચ્છાના પ્રાધાન્યથી બુદ્ધિ પણ તેની અધમ દાસી થઇને, તેના દુષ્ટ હુકમોને ઉઠાવનારી થઈ પડશે; પણ જો એ શક્તિને ઉપર સૂચવ્યા પ્રમાણે સારે માર્ગે લીધી, તો એ બળવાન ઇચ્છા એક સમર્થ દેવી સ્વરૂપે દર્શન દેશે; અને બુદ્ધિ પ્રધાનપદે બિરાજીને તેને ઉત્તમ સલાહ આપીને માણસને ઉંચામાં ઉંચી પ્રતિનું સુખ આપનાર કલ્પવૃક્ષ નીવડશે.

**'જો મરજી હોય, તો માર્ગ નીકળે'** એ એક જૂની અને ખરી કહેવત છે. જે માણસ અમુક કામ કરવાનો મન સાથે સંકલ્પ કરેછે, તેથીજ તે મોટી અડચણોને પાર કરી જાયછે; અને તેથીજ તે સિદ્ધિને પામેછે. 'હું ફલાણું કામ કરી શકીશ' એવો મનમાં વિચાર લાવવાથી જ તે કામ કરવાને આપણે ઘણે ભાગે શક્તિવાળા થઇએ છીએ. કોઇ પદાર્થની પ્રાપ્તિને માટે મનમાં નક્કી કરવાની સાથે જ તે વસ્તુ ઘણી વખત પ્રાપ્ત થાયછે. એ પ્રમાણે જે માણસ ખરી ઊર્મિથી મન સાથે સંકલ્પ બાંધેછે, તેનામાં જાણે દૈવી–શક્તિના સર્વશક્તિમાનપણાનો આભાસ દેખાયછે; સુવારોની વર્ત્તણુક જે એટલી બધી જોરાવર અને મજબૂત લાગતી, તેનું કારણ કે તેનામાં ઇચ્છા બહુ બળવાન રહેતી; અને એ સ્થિતિએ શી રીતે અવાય, અને તેમાં કેવી રીતે વર્ત્તવું, તેની પદ્ધતિ તે બીજા દૃઢ ભકતોની પેઠે બોધ આપીને સમજાવતો. જે માણસો તેમના ઉદ્યોગમાં નિષ્ફળ જતા, તેમને એ કહેતો કે, તમારામાં દૃઢ ઇચ્છા–શક્તિ જ નથી; અને જે ઇચ્છોછો, તે તમે અર્ધું જ ઇચ્છોછો. જેમ રિશ્લીય અને નેપોલિયન કહેતા કે, 'અશક્ય' શબ્દ જ કોષમાંથી કાઢી નાખવો જોઇએ, તે જ પ્રમાણે એ પણ એ શબ્દને ભાષાના પ્રદેશમાંથી કાળે પાણીએ કાઢવાને ચહાતો. 'હું જાણતો નથી', 'મારાથી બની શકે એમ નથી', અને 'એ અશક્ય

વાત છે' એવું જો કોઇ કહે, તો તેના ઉપર બીજા બધા કરતાં વધારે તિરસ્કાર આવતો. એવા માણસને તે કહેતો કે, એવું શું કહોછો? શીખો, મહેનત કરો, પ્રયત્ન કરો. એનું જીવનચરિત્ર લખનાર લખેછે કે, જે મન-શક્તિના અંકુર દરેક માણસના જન્મની સાથે જન્મ લેછે, તેને જોસભેર કેળવવાથી અને કસવાથી કેવાં કેવાં પરાક્રમ થઇ શકેછે, તેનું ચમત્કારિક દૃષ્ટાંત સુવારો ઉપરથી આપણને મળી આવેછે.

**ને**પોલિયન કહેતો કે, અડગ દૃઢતા એ જ સાચામાં સાચું ડહાપણ જાણવું. તેની વહાલી કહેવતોમાંની એ એક હતી. બીજા પુરુષોના ચરિત્રો કરતાં એના જીવનથી વીજળીના ઉજ્જ્વળ પ્રકાશની પેઠે ઘણું જ સ્પષ્ટ રીતે જણાયછે કે, જો સમર્થ ઇચ્છાબળ હોય, અને તે જો સારૂં નરસું કે નીતિ અનીતિ ન જુએ, તો તે શું ન કરે એ કહેવાતું નથી. તે જે કામ હાથમાં લેતો, તે ઉપર જાણે પોતાના આખા શરીર અને મનનું કૌવત કાઢતો. નામર્દા અને નબળા રાજાઓ તથા તેમની પ્રજા તે પણ એવા અમલ નીચે એવી જ થઈ ગએલી, તે **ને**પોલિયનના ફૂંફાડા આગળ ઝાકળની પેઠે ઉડી જતી. તેના લશ્કરને **આ**લ્પ્સ પર્વત આડો આવશે, એમ અગમચેતીને માટે કોઇએ તેને કહ્યું, ત્યારે તેણે જવાબ દીધો કે, મારી આડે **આ**લ્પ્સથી ઉભા રહેવાશે જ નહિ; અને જે રસ્તે આગળ માણસનું જડીઉં જઇ શકતું નહિ, તેવે ઠેકાણે **સાં**પ્લૉના ડુંગરને પાંશરાદોર કરીને તેણે લશ્કર જાય એવો રસ્તો બંધાવી દીધો. તેણે કહ્યું કે, માત્ર મૂર્ખ માણસોની શબ્દાવળીમાં જ 'અશક્ય' એવો શબ્દ નીકળે. આપણને ત્રાસ ઉપજે, એવી કષ્ટ ભરેલી એ મહેનત કરતો. કોઇ કોઇ વાર તો તે એકી વખતે ચાર ચાર લેખકોને સાથે બેસાડીને સૌને પંડે એટલું લખાવતો કે ચારે થાકીને લોથ જેવા થઇ જતા. તે પોતાની જાત ઉપર દયા કરતો નહિ, તો બીજાએ તો શી જ આશા રાખવી? એની એવી વર્ત્તણુકની સત્તાથી બીજા માણસોના હૃદયમાં ઉંડી અસર થતી; અને તેમને જાણે પુનઃસંસ્કાર થતો હોય, એમ લાગતું. તે કહેતો કે, મેં કાદવનાં પૂતળાંમાંથી મારા સેનાપતિઓ ઉભા કર્યાં છે. પણ આટલું બધું છતાં, તેનું કામ સર્યું નહિ, કારણકે **ને**પોલિયન સ્વાર્થનો કટકો હતો, અને તેથી તેની ખરાબી થઇ; અને તેથી જ **ફ્રા**ન્સની પાયમાલી થઇ ને તે અંધાધુંધીની હાલતમાં આવી પડ્યું. તેની રહેણી કરણી ઉપરથી એક મોટો બોધ લેવાનો એ છે કે, રાજ્ય-સત્તા ગમે તેવા જોશથી વાપરવામાં આવે, તેથી શું ફળ? તે સત્તાની સાથે જો પરમાર્થ-દૃષ્ટિ અથવા પ્રજા-કલ્યાણની બુદ્ધિ ન જોડી હોય, તો તે સત્તા ચલાવનારને તથા તે જેના ઉપર ચલાવવામાં આવે તેને-બંનેને રાજા તથા પ્રજાને વિનાશકારક નીવડેછે; અને ગમે તેટલું જાણ્યું અથવા જ્ઞાન મેળવ્યું,

પણ તેની સાથે ભલાઈ ન ભેળવી, તો તે જ્ઞાન નહિ, પણ મૂર્ત્તિમાન શેતાન જાણવો.

આપણો પોતાનો વેલિંગ્ટન એના કરતાં ખરેખરો મહાન પુરુષ જાણવો. તે નેપોલિયનના જેવો જ દૃઢ નિશ્ચયવાળો અને મહા આગ્રહી હતો; પણ મનને વશ રાખવામાં, પ્રમાણિકપણાથી સાચે રસ્તે ચાલવામાં અને સત્ય દેશાભિમાન રાખવામાં તે નેપોલિયનથી ચઢીઆતો હતો. નેપોલિયનનો ઉદ્દેશ ‘મહિમા’ અને ‘કીર્તિ’ મેળવવી એ જ હતો; અને નેલ્સનની પેઠે વેલિંગ્ટનનો મહામંત્ર ‘સ્વધર્મ’ હતો. વેલિંગ્ટને તેની લાંબી કારકીર્દિમાં જે મોટા કાગળ પત્રો લખ્યા છે, તેમાં ‘કીર્તિ’ કે ‘યશ’ એવા શબ્દો એક વાર પણ વાંચવામાં આવતા નથી; પણ ‘ધર્મ’ તથા ‘ફરજ’ એવાં વચન વારંવાર જોવામાં આવેછે; પણ તે ડોળ કરવાને દંભાર્થે વાપરેલાં કદી પણ નજરે પડતાં નથી. વેલિંગ્ટનની આડે ગમે એવી મુશીબતો આવો, પણ તેથી તે કદી ગભરાતો કે ડરતો નહિ. જેવી જાતની અડચણો ખસેડવાની હોય, તેના પ્રમાણમાં તેની મનશક્તિ સદા તત્પર રહેતી. દ્વીપકાલ્પિક વિગ્રહ જેવામાં ચાલતો હતો, એટલે સ્પેઇન તથા પોર્ટુગલના દ્વીપકલ્પમાં નેપોલિયનની સામાં જે મોટો ઝગડો મચી રહ્યો હતો, તેમાં વેલિંગ્ટનને માથે આકાશ–પાતાળ ફરી વળે એવી આફતો અને અડચણો આવી પડવા લાગી; તે સમયમાં બીજા માણસો તો દીવાના થઇ જાય; તેવે વખતે તેણે જે ધૈર્ય, દૃઢતા અને સત્ય–સંકલ્પ દર્શાવી આપ્યાં છે, તે જગતના ઇતિહાસનાં પૃષ્ઠ ઉપર અપ્રતિમ ઇશ્વરી ઉજ્જવળતાથી ચળકી રહ્યાં છે. સ્પેઇનમાં વેલિંગ્ટનની કારકીર્દિથી જણાયું કે તે જેવો રણસંગ્રામમાં વિરલ વીર હતો, તેવો જ રાજ્યસભામાં મહા શાણો સચિવ હતો. એ જન્મથી અતિ તામસી પ્રકૃતિવાળો હતો; પણ દરેક પ્રસંગે મારી શી ફરજ છે, તે પાક દેગ્આનતથી પોતાના મન સાથે તે જડી રાખતો; અને તે કારણથી તે તેના ચીડીઆ સ્વભાવને દબાવી દેતો. તેની આસપાસનાં માણસો તો એની અક્ષય ધીરજ અને સબુરી જોઇને અચરજ પામતાં. તેની ચાલચલગતને કોઇ પ્રકારની આંચ લાગી નથી. તેનું મોટું મન રાજ્ય–લોભથી કેવળ મુક્ત હતું; દ્રવ્ય–લોભના વિકારથી તે સદા વેગળો જ રહેતો; અને નીચ પ્રતિના કોઈ પણ અધમ દુર્ગુણથી તેની વર્ત્તણુક સદા નિષ્કલંક રહી છે. તે પોતાની જોરાવર ખાસીએતોના જોરથી બીજાથી નોખો જ પડી આવતો; એમ છતાં પણ એનામાં ઘણી જૂદી જૂદી જાતના ગુણો રહેલા છે, એમ જણાઈ જતું. સેનાપત્યમાં તે નેપોલિયનનો બરોબરીઓ હતો; તત્પરતામાં, જુસ્સામાં અને હિમ્મતમાં કલાઇવનો જોટો હતો; રાજ્યતંત્ર ચલાવવામાં તે ક્રૅામ્વેલના જેવો શાણો હતો; અને પવિત્રતામાં તથા ક્ષમતામાં તે વૅાશિંગ્ટનનો બીજો અવતાર હતો. મહાત્મા વેલિંગ્ટને યુદ્ધ–કળામાં ચાતુર્ય દાખવીને જે શ્રમ ભરેલી સવારીઓ કરી છે, ‘ક્ષમાન્વિતંશૌર્ય’ એ વાક્યને

ખરૂં કરી આપીને તેણે જે અપૂર્વ શૌર્ય અને મહા ઉન્નત અપ્રતિમ ધૈર્ય બતાવ્યાં છે, અને જે અપાર હિમ્મત જાળવી રાખી છે, તેથી તેની કીર્તિ અચળ તપશે.

ઝટ ઠરાવ અને ઝટ તૈયારી,—એ ગુણો ઉપરથી માણસમાં કામ કરવાનો કેટલો જુસ્સો છે, તે જણાઇ આવેછે. આફ્રિકા ખંડનો વિશેષ શોધ કરવાને એક સભા સ્થાપન થઇ હતી. તેમણે પેલા પ્રવાસિ પુરુષ લેડ્યાર્ડને પૂછ્યું કે, તમને અમે શોધના કામ ઉપર આફ્રિકામાં મોકલીએ, તો તમે કેટલા દિવસમાં બધી તૈયારી કરી રહેશો? તેણે તરત જ જવાબ આપ્યો કે, કાલે સવારે નીકળવાને હું તૈયાર છું. બ્લૂકર તેના કામમાં સદા એવો તત્પર રહેતો કે, આખી પ્રશિયન ફોજમાં એનું નામ 'ધાવ-સેન સેનાપતિ' પડી ગયું. જૉન જર્વિસ આગળ જતાં અર્લ સેંટ વિન્સેંટની અમીર પદવીએ ચઢ્યો. તેને અંગ્રેજી આરમાર ખાતાના ઉપરિએ પૂછ્યું કે, તમે ક્યારે વહાણે ચઢવા ધાર્યું છે? તેનો એ નૌકાસેનાપતિએ ઉત્તર આપ્યો કે, આ હમણાં, અબઘડી. સર કૉલિન કામ્બેલની હિંદુસ્તાનના લશ્કરના સેનાપતિની જગા ઉપર નીમનોક થઇ, ત્યારે તેને એવી જ રીતે પૂછ્યું કે, તમે હિંદુસ્તાન જવાને કયારે નીકળી શકશો? તેનો તેણે ઉત્તર આપ્યો કે, કાલે. તેણે પાછળથી ફતેહો મેળવી, તેનું આ આગામિક શુભ ચિન્હ સમજવું, કારણકે તત્કાળ મન સાથે નિશ્ચય કરી દેવો, અને તેની જ સાથે તરત કાર્ય કરવા માંડવું; અને લડાઇના મેદાનમાં શત્રુઓ ભૂલે ચૂકે, તેનો તે જ ક્ષણે લાભ લઇ લેવો, તો જ લડાઈમાં ફતેહ મેળવાયછે. નેપોલિયને એક વાર કહ્યું કે, આર્કોલાની રણભૂમિમાં મારી સાથે માત્ર પચીશ જ સવાર હતા; અને મેં લડાઇમાં ફતેહ મેળવી. શત્રુ સુસ્તીમાં પડ્યા હતા, તે વખત મેં ઝડપી લીધો; મેં દરેક સવારને રણશિંગું આપ્યું; અને એટલા મુઠ્ઠીભર માણસોના જય-ધ્વનિથી દુસ્મનો નાઠા. બે સામસામા લશ્કરનો મેળાપ, એ તમારે બે સામસામાં શરીરની ભેટંભેટા સમજવી. તેઓ પરસ્પર એક બીજાને ડરાવવાનું કરેછે. એ સંગ્રામમાં એક એવો વખત આવેછે કે જેથી એક બાજુનું લશ્કર ભયભીત થઇ જાયછે; એ જ સમય ખરેખરો અણીનો સમજીને જાળવી લેવો. તેણે વળી એક બીજે પ્રસંગે કહ્યું કે, જે ક્ષણને ખાલી જવા દીધી, તો તે કંઇ કંઇ પણ આફતને મૂકતી જાયછે. મેં ઑસ્ટ્રિયન લશ્કરને હાર ખવડાવી, તેનું કારણકે, તેમને વખતની કીમત જ ન હતી. તેઓ એદી થઇને પડી રહ્યા, તે સમય સાધીને મેં તેમની બાજી ધૂળ મેળવી.

આ છેલ્લાં સો વરસમાં આપણા ગ્રેટબ્રિટનના પુરુષોએ હિંદુસ્તાનની રણભૂમિમાં ખરેખરૂં નૂર બતાવી દીધું છે. કલાઇવથી માંડીને છેક હાવલૉક અને કલાઇડ સુધી જોવા જાઓ તો હિંદુસ્તાનના ન્યાયક્ષેત્રમાં

અને રણક્ષેત્રમાં યશસ્વી મહા પુરુષોનાં નામની લાંગી કીર્તિમય ટીપ થાય એમ છે, જેમકે, વેલ્ઝલી, મેટકાફ, આઉટ્રામ, એડવર્ડસ, અને બંને લૉરેન્સ ભાઇઓ. વળી એક બીજું મોટું પણ કલંકવાળું નામ અમારે ગણાવવું જોઇએ. વૉરન હેસ્ટિંગ્સમાં અડગ ઇચ્છાનું કૈવત હતું. તે અથાક મહેનતુ હતો. તે જૂના, ખાનદાન ઘરનો હતો; પણ નસીબનું કાળચક્ર સદા ફરતું રહેછે, તેથી અસ્તોદયના નિયમ પ્રમાણે અને સ્ટુઅર્ટ વંશના ઇંગ્લંડના રાજાઓ માટે તેમણે જે રાજ્ય-ભક્તિ બતાવી, તેનો ભૂંડો બદલો મળવાથી તેઓ ગરીબ હાલતમાં આવી પડ્યા; અને ડેઇલ્સફોર્ડની જૂની જાગીરનું તેઓ સેંકડો વરસથી વંશપરંપરા ધણીપણું ભોગવતા, તે તેમના હાથમાંથી ગઇ. ડેઇલ્સફોર્ડના છેલ્લા હેસ્ટિંગ્સે તેના બીજા દીકરાને એ ગામના ધર્માચાર્યની જગા આપી હતી; અને એ આચાર્યના ઘરમાં, ઉપરની વાતને ઘણાં વરસ વીત્યા પછી, તેના દીકરાને વૉરન હેસ્ટિંગ્સ નામના પુત્રનો જન્મ થયો. ડેઇલ્સફોર્ડની નિશાળમાં એ છોકરો તે ગામનાં બીજાં છોકરાંની સાથે બેસીને ભણ્યો. જે ખેતરપાદર આગળ એના વડવાનાં હતાં, તેમાં તે રમતો; અને ડેઇલ્સફોર્ડના જે શૂરા રાજ્યભક્ત હેસ્ટિંગ્સ નામધારી પુરુષો પૂર્વે થઇ ગયા હતા, તેમનું શૂરત્વ અને રાજ્યભક્તિ એ છોકરાના મનમાં સદા તર્યા કરતાં. એ વાત એના દિલમાંથી જરા ખસતી નહિ; એવામાં ગ્રીષ્મ ઋતુના એક દિવસે તે એ જૂની જાગીરમાં થઇને એક નદી વહેછે, તેની કોરણ ઉપર પડ્યો પડ્યો વિચાર કર્યા કરતો હતો. આ વેળા તે માત્ર સાત વરસની ઉમરનો હતો. તેનું જુવાન ઉછળતું અમીરી લોહી રાજ્ય-લોભથી તપ્યું; અને તે જ ક્ષણે તેણે તે તમામ જાગીરો પાછી હસ્તગત કરવાનો મન સાથે સંકલ્પ કર્યો ! એ માત્ર એક નાના છોકરાની તરંગી લહેર હતી; તોપણ એ લહેરની મહેર થતા સુધી તે જીવ્યો. એ સ્વપ્ન જેવો તરંગ તેનો જબરદસ્ત મનોવિકાર થઇ પડ્યો; અને તે તેની આખી જીંદગીમાં ઉંડાં મૂળ ઘાલીને પ્રસર્યો. તેની ઇચ્છાનું બળ અજેય હતું; કોઈ પણ પ્રકારે એ ઇચ્છા-શક્તિનો જુસ્સો દાબ્યો દબાય કે નરમ પડે તેમ ન હતો. એ એની ચાલનું એવું તો ખાસ લક્ષણ હતું કે આપણે હેરતમંદ થઈએ. એવા અસહ્ય પણ શાંત ઇચ્છા-બળથી તે છોકરાએ બાળપણથી તે પુખ્ત ઉમરનો થતા સુધી ઉક્ત સંકલ્પનો ખ્યાલ છોડ્યો નહિ. તેની પાછળ તે મંડ્યો જ રહ્યો. એ માબાપ વિનાનો છોકરો તેના જમાનામાં એક ઘણો જ સત્તાવાન પુરુષ થયો. તેના કુટુંબની લય પામેલી જાહોજલાલી પાછી ઠેકાણે આણી; પોતાની જૂની જાગીર તેણે છોડવીને પાછી ઘેર આણી; અને પોતાની અસલ હવેલી પાછી બાંધી. મેકૉલે લખેછે કે, જ્યારે હિંદુસ્તાનના ગરમ દેશમાં રહીને તે પાંચ કરોડ માણસો ઉપર રાજ્ય કરતો હતો, તેવામાં દેશી રાજાઓ સાથે લડાઇની ધામધુમમાં, મહે-

મૂલ ઉધરાવવાની પંચાયતમાં અને નવા નવા કાયદા ઘડવાની ચિંતામાં તેનું મન મશ્ગૂલ રહેતા છતાં, ડેઇલ્સફોર્ડની જૂની જાગીર તેના મનમાંથી લવલેશ ખસતી નહિ. એ સઘળા ટંટા ફિસાદમાં તેની આશા ડેઇલ્સફોર્ડ તર્ફ આંગળી કરીને તેને દેખાડતી; અને તેણે હિંદુસ્તાનમાં એટલાં બધાં વરસ પૂર અમલ ચલાવ્યો, તેમાં તેનું વર્ત્તન ઉભયમિશ્રિત છે; તેની કારકીર્દિમાં ભૂંડાઈ તથા ભલાઇ બંને ભળેલાં છે; તેનું અર્ધું અંગ કીર્તિના પ્રકાશથી તેજોમય થઇ રહ્યું છે; અને બીજું અર્ધું અંગ અમાસની ઘોર અંધારી રાત જેવું શીહા થઇ રહ્યું છે; એવી તેની કંકુ–કાજળ, ભૂષણ–દૂષણથી સંયુક્ત થએલી વિચિત્ર જીંદગીની ઉત્તર અવસ્થા પૂરી કરવાને તે આખરે ડેઇલ્સફોર્ડમાં આવીને રહ્યો.

હિંદુસ્તાનની ભૂમિ ઉપર અસાધારણ હિમ્મત અને વિલક્ષણ દૃઢતા બતાવનારો બીજો ધીરવીર **સર ચાર્લ્સ નેપિયર** હતો. તેણે હિંદુસ્તાનમાં જે લડાઇઓ કરી છે, તેમાં એક વેળા તે જ્યારે અડચણોથી ઘેરાઈ ગયો ત્યારે તેણે કહ્યું કે, ફિકર નહિ, એ અડચણો ભલે આવો, હું એને જેમ જેમ ખસેડતો જઇશ, તેમ તેમ હું વધારે ઉંડાં મૂળ ઘાલતો જઇશ. તેનું **મી**આનીનું યુદ્ધ ઈતિહાસની નોંધમાં એક ઘણા ભારે પરાક્રમની વાત છે. તેની પાસે માત્ર બે હજાર માણસ હતાં; તેમાં યુરોપી તો ફક્ત ૪૦૦ જ હતા. એટલાથી તેણે સારા હથિયારબંધ અને કઠણ બાંધાના ૩૫,૦૦૦ બલૂચી લોકોની ફોજની સામા ટક્કર લીધી. આટલાં જ માણસોથી આવા લશ્કરની સાથે જંગ મચાવવો, એ અત્યંત અવિચારીપણું કહેવાય, એ દેખીતું છે. પણ એવડી બધી હિમ્મત રાખવાનું કારણ એ સરદારને પોતાની જાત ઉપર અને પોતાનાં માણસો ઉપર ભરોસો હતો, તે હતું. નદીનો ઉંચો કાંઠો પેલા બલૂચ લોકને તો એક કોટ જેવો થઇ પડ્યો; પણ તે ઉપર થઇને તેણે દુશ્મનના મધ્યભાગ ઉપર હલ્લાં કરી; અને ત્રણ કલાક સુધી મહા પ્રાણઘાતક યુદ્ધ મચી રહ્યું. આપણા મુઠ્ઠીભર લશ્કરનો દરેક સિપાઇ, પોતાના સરદારની સિપાહશાલરીથી ઉશ્કેરાઇને યોદ્ધો થઇને તે વેળાએ લડ્યો. આપણા એક એક માણસે બલૂચ વીશ વીશ હતા; તોપણ તેમને પાછા હઠાડી મૂકયા; અને તેઓ હઠયા ખરા, પણ સામે મોઢે પાછા હઠયા. આવી સમયસૂચકતા હોય, આવી ચીકણાસ અને આવો અડગ આગ્રહ હોય, તો જ લડાઇના રણસંગ્રામમાં જય મેળવાયછે; અને ખરૂં કહીએ તો, એવા ગુણો હોય, તો ગમે તે પ્રકારનો રણસંગ્રામ હોય, તેમાં ફતેહ મેળવી શકાય જ. દોડવાની શરતમાં જેનું ડોકું જરાક આગળ હોય તેજ શરત જીત્યો કહેવાય; અને તેજ પાણીદાર ઘોડો ગણાશે. લશ્કરની લડાઇઓમાં પણ એમ જ; જે એક કુચ વધારે કરીને વહેલું પહોંચી જાય, તેને સવારીમાં જય મળેછે; એક છેલ્લી પાંચ મિનિટ,—આખરની, અણીની પાંચ મિનિટ સુધી અટલ

હિમ્મતથી જે સિપાઇઓ પાછી પાની ન કાઢતાં આગળ મરણીઆ થઇને ઝોકયા જ રહે, તે લડાઈ જીતેછે. શત્રુ કરતાં તમારૂં દળ કદાચ્ થોડું હોય, તોપણ જો તમે તેની પૂરેપૂરી ધટ્ટ જમાવટ કરીને, સામાવાળા કરતાં વધારે વાર સુધી ટક્કર લેશો, તો તમે તેની બરાબરી કરી શકશો; એટલું જ નહિ પણ તેના ઉપર તમે સરસાઈ મેળવ્યા વિના રહેનાર નથી. સ્પાર્ટામાં એક જુવાન જયારે લડાઇ ઉપર નીકળવાને તૈયાર થયો, ત્યારે તેણે તેના બાપને કહ્યું કે, મારી તરવાર બહુ ટુંકી છે. લાંબી હોત તો વધારે ઠીક પડત. તેના બાપે તેને જવાબ દીધો કે, બચ્ચા, એક ડગલું આગળ ભરજે. એ જવાબનો મર્મ સંસાર વ્યવહારમાં બધે લાગુ પડેછે.

નેપિયર પોતાના શૌર્યનું વિદ્યુતવત્ ચૈતન્ય પોતાના માણસોમાં પ્રેરવાની ખરી યુક્તિ વાપરતો. તે સરદાર છતાં, પલટણના એક સાધારણ સિપાઈના જેટલું વહીતરૂં કરતો. તે કહેતો કે, લશ્કરને વશ રાખવાની મોટી કળા એટલી જ છે કે, આપણે પણ સૌ સાથે મજુરીમાં શામેલ થવું જોઇએ. જે માણસ લશ્કરનો નાયક થઇને તેને રણભૂમિમાં લઇ જાયછે, તેનું તન-મન સર્વસ્વ તેણે તેના કામમાં પરોવી દીધું નહિ હોય, તો તે કદી જીત મેળવશે નહિ. જે કામ વધારે કષ્ટ ભરેલું હોય, તેમાં વધારે મહેનત કરવી જોઇએ. જે કાર્ય કરવામાં વધારે બીક અને જોખમ જણાતું હોય, તો તેવે સમયે વધારે સમયસૂચકતા અને ત્વરા બતાવી દેવી જોઇએ. એ પ્રમાણે ધારેલી વાત બનતા સુધી, જય જય થતા સુધી એ જ રસ્તે મંડ્યા રહેવું જોઇએ. કચ્છના ડુંગરામાં તેણે જયારે ચઢાઇ કરી, ત્યારે તેના હાથ નીચેનો એક જુવાન લશ્કરી અમલદાર તેની સાથે હતો. તેણે એક વાર કહ્યું કે, હું પેલા બૂઢા (નેપિયર) ને ઘોડા ઉપર હમેશાં ચડેલો જ જોઉંછું, ત્યારે હું જુવાન અને જોરાવર છતાં મારાથી આળસુ કેમ થવાય? જો એ બૂઢો મને કહે તો હું એના હુકમ મુજબ ભરેલી તોપના મ્હોમાં પેસવાને તૈયાર છું. આ વાત કોઈએ નેપિયરને કાને નાખી; ત્યારે તેણે કહ્યું કે, એમ છે, તો મારી બધી મહેનત અને કષ્ટનો મને પુષ્કળ અવેજ મળી ચૂક્યો, એમ હું માનુંછું. તેને એક હિંદુ જાદુગર સાથે મેળાપ થયો હતો. તે કેવો બેધડક છાતીવાળો મર્દ હતો; તે કેવો ભલો અને અત્યંત સાદો નિરાભિ-માની હતો, તે એ વાત જાણવાથી જણાશે. એક વેળાએ એક નામીચો ખેલાડી તેની છાવણી હતી, ત્યાં આવ્યો. નેપિયર બધી લડાઇઓ કરીને પરવાર્યો હતો, પેલા ખેલાડીએ પોતાના ખેલ એ સેનાપતિ તથા તેના કુટુંબ કબીલા આગળ અને તાબાના અમલદારો આગળ કરી બતાવવા માંડ્યા. તેણે ઘણા ખેલ કર્યા; તેમાં એક વખત તેણે તેના શાગિર્દની હથેળીમાં લીંબુ મૂ-કીને તરવારના એક ટચકાથી તેના બે કટકા કરી નાખ્યા. નેપિયરે ધાર્યું કે, આપણને છેતરવાને એ ખેલાડીએ તેના માણસ સાથે આગળથી કંઇ

ગરબડ કરી રાખી હશે. માણસની હથેળીમાં લીંબુ જેવી એક નાની ચીજને તરવારના એક જ સપાટાથી કાપી નાખવી, અને તેની હથેળીને ઈજા ન થવા દેવી, એ વાત કદી બને જ નહિ, એમ એણે ધાર્યું. એવો જ પ્રસંગ સર વૉલ્ટર સ્કૉટે તેની ટાલિસ્મન નામની વાર્તામાં વર્ણવ્યો છે ખરો; પણ તે બનવું અશક્ય છે, એમ તેને લાગ્યું; માટે એ વાતનો નિર્ણય કરવાને સેનાપતિ નેપિયરે પોતાની હથેળીમાં એ પ્રયોગ કરવાનું પેલા ખેલાડીને કહ્યું, અને તરત પોતાનો જમણો હાથ તેણે લાંબો કર્યો. તે ખેલાડીએ તેના હાથને તપાસીને જોયો; પછી તેણે કહ્યું કે, હું એ કામ કરવાનો નથી. નેપિયરે તેને કહ્યું કે, કેમ હું તારૂં કપટ પકડી પાડું, એમ તેં ધાર્યું ? હું તારૂં મન વર્તી ગયો. પેલાએ કહ્યું, પણ રહો, મને તમારો ડાબો હાથ દેખાડો. તેણે ડાબો હાથ દેખાડ્યો, તે જોઈને તે ખેલાડીએ કહ્યું કે તમે તમારા હાથને હલાવો નહિ, અને બરાબર સ્થિર રાખો, તો હું મારો ખેલ કરવાને તૈયાર છું. નેપિયર બોલ્યો, પણ મારો જમણો હાથ મૂકીને તેં ડાબા હાથને કેમ પસંદ કર્યો ? તેણે જવાબ દીધો કે, તમારી જમણી હથેળી માંહેથી જરા ઉંડી છે; તેમાંનું લીંબુ કાપવા જતાં વખતે તમારા અંગુઠાને ઝટકો લાગે. તમારી ડાબી હથેળી તરતી છે; અને તેથી જોખમ કમી છે. નેપિયર તો આવી સયુક્તિક વાત સાંભળીને ચમક્યો. તેણે કહ્યું કે, હું તો હેરત જ પામી ગયો; હવે મને જણાયું કે આમાં કાંઇ છળકપટની વાત નથી; આ તો તરવારના ચતુરાઈ ભરેલા પટા ખેલવાનો સાચેસાચો ખેલ છે. મેં એ માણસને મારા માણસોના દેખતાં ગાળો દીધી હતી, અને તેને મેં ઠગારો અને લુચ્ચો કહ્યો હતો; તેમ જ એ વાતની અજમાએશ કરવાની મારા મ્હોમાંથી વાત નીકળી ગઇ; ખંભ ઠોક્યા પછી કુસ્તી કર્યા વગર કેમ ચાલે ? તેથી જ હું તૈયાર થયો; નહિ તો, હું સાચેસાચું કબૂલ કરૂંછું કે, ઉપર પ્રમાણેની વાત ન નીપજી હોત, તો હું એ પ્રયોગને માટે મેદાનમાં ઉભો રહેત નહિ. હવે મેં મારા ડાબા હાથમાં લીંબુ લઇને હથેળી લાંબી કરી; અને હાથ ધ્રુજે નહિ તેમ મેં તેને દૃઢ રાખ્યો. પેલા ખેલાડીએ પોતાના શરીરને તોળીને બરાબર ઠેકાણાસર આણીને તરવારના એક ઉતાવળા ઝીણા ઝટકાની સાથે તે લીંબુનાં બે ફાડચાં કરી નાખ્યાં ! જાણે મારી હથેળી ઉપરથી કોઇએ ટાઢી ગાર જેવી દોરી તાણી લીધી હોયની, એવી રીતે મારા હાથ ઉપરથી તરવારની ધાર જરા અડકીને ચાલી ગઈ. ધન્ય છે હિંદુસ્તાનના એવા બહાદુર પટાએતોને ! રંગ છે તરવારના એવા ખેલાડીઓને ! પણ એવાને પણ આપણા ફાંકડા જુવાનોએ મીઆનીના મેદાનમાં હરાવ્યા છે એ કેવું !

આપણી અંગ્રેજ પ્રજામાં જે દૃઢ અંતર–જુસ્સો અને આત્માવલંબનના ગુણો જન્મના સંસ્કારથી જ રહેલા છે, તે હિંદુસ્તાનમાં હાલ તાજેતર જે

ત્રાસદાયક ઝગડો મચ્યો હતો, તે વેળાએ જેવા બહાર પડીને ઝળકી નીકળ્યા, તેવી રીતે આગળ આપણો ઇતિહાસ તપાસતાં કોઇ પણ પ્રસંગ ઉપર એટલા તગ્યા નથી. એ વાત તો ખરી કે આપણા સરકારી ઓદ્ધેદારો બેવકુફી કરીને મનસ્વી ભૂલો કરેછે; તોપણ આપણી પ્રજાનો જન સમૂહ એવા મૂર્ખાઇ ભરેલા દોષથી ગમે તે પ્રકારે અળગો ને અળગો જ રહેછે; અને તેઓ એવે વખતે જે શૌર્ય બતાવેછે, તે દૈવી ચમત્કાર જેવું લાગેછે. ઈ. સ. ૧૮૫૭ ના મે મહિનામાં જયારે હિંદુસ્તાન ઉપર બલવાનું વાદળ એકદમ ગર્જના કરતું ગગડ્યું, તે વારે અંગ્રેજી લશ્કર ધીમે ધીમે છેક જ ઓછું થઇ ગયું હતું; અને એ વિશાળ પ્રદેશમાં છેટે છેટે નાની નાની છાવણીઓમાં ઘાસનાં તણખલાંની પેઠે વેરાઈ ગયું હતું. બંગાળની દેશી પલટણો વારા ફરતી તેમના અમલદારોની સામા હુલ્લડ કરીને ત્યાંથી નાઠી અને દિલ્હીમાં દાખલ થઇ. ઉપરા ઉપરી પ્રાંતો બલવાના અને તોફાનના વાદળામાં ઘેરાઇ ગયા; અને 'મદદ કરો, મદદ કરો,' એવા પોકાર પૂર્વથી પશ્ચિમ સુધી ગાજી રહ્યા. અંગ્રેજો નાની નાની ટુકડીઓમાં વીખરાયલા પડ્યા હતા; તે જ્યાં ત્યાં ઘેરાઇ જાય; બલવાખોર તેમની આસપાસ ફરી વળે; તેમને વીંટી લે; અને તેમનાથી કાંઈ અટકાવ થઇ શકતો નહિ. તેમની પૂરેપૂરી પાયમાલી થવાનો વખત પાસે આવ્યો, અને હિંદુસ્તાનમાંથી અંગ્રેજી રાજય જડમૂળથી ઉખડી જવાનું નક્કી જણાવા લાગ્યું; તોપણ 'જાણે આપણે તો મરવું જ નથી; આપણે કદી હારવાના જ નથી,' એમ અંગ્રેજો હમેશાં સમજેછે. આ વચન જેવાં આગળ અંગ્રેજ પ્રજાને માટે કોઇએ કહ્યાં હતાં, તેવાં જ હમણાં પણ વાપરવા જેવો વખત આવ્યો હતો. આ વેળાએ તેઓ ચોગરદમથી એવા સપડાઈ ગયા હતા કે, તે જ ક્ષણે અને તે જ સ્થળે, જ્યાં જેમ હતા, ત્યાં તેમ જ તેમની અવધ આવી રહી હતી; મૂઆ વિના તેમને છૂટકો ન હતો, એમ ચોકખું જ જણાતું હતું.

આ બલવાનું હજુ કાંઇ છેવટ જણાયું ન હતું; તેવામાં હોલ્કર નામે એક દેશી રાજાએ જોશીને બોલાવીને પૂછ્યું કે, આ તોફાનનો કેવી રીતે અંત આવશે. જોશીએ જવાબ દીધો કે, 'બધા યુરોપી લોકની કતલ થઇ જાય; પણ તેમાંથી જો એક પણ બચે, તો તે એક પાછો લડીને હિંદુસ્તાનની ફરી જીત કરશે.' લખનોરમાં એક મુઠ્ઠીભર બ્રિટિશ સિપાઈઓ, સનંદી નોકરો, અને સ્ત્રીઓ એક કિલ્લામાં ભરાઇ બેઠાં હતાં. આખું શહેર અને આખો પ્રાંત હથિયાર લઈને તેમની સામા ધૂંધવતો હતો; તેવા મહા સંકટના ઘોર સમયમાં પણ કોઇએ નિરાશાનું વચન કાઢ્યું નહિ અને શત્રુને શરણે થવાનો ઉચ્ચાર કર્યો નહિ. તેઓ એવા સંકડાઈ ગયા હતા કે કેટલાએક મહિનાથી તેમને તેમના બહારના મિત્રો સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રહ્યો ન હતો. હિંદુસ્તાન હજુ આપણા હાથમાં છે કે

ગયું, તે વાતની પણ તેમને ખબર ન હતી; તથાપિ તેમના સ્વદેશી ભાઇઓ, જે બહાર ધૂમતા હતા, તેમની હિમ્મત અને આત્મત્યાગ ઉપર તેઓને અડગ યેકીન હતું. તેઓ મનમાં જાણતા હતા કે, જ્યાંસુધી આપણી અંગ્રેજ પ્રજામાંના માણસો હિંદુસ્તાનમાં એક તુંબે ઉભા છે. ત્યાંસુધી તેઓ આપણને એમ ને એમ બેપરવાથી મરવા દેનાર નથી. છેવટે તો આ આફતનું કાળું વાદળું વેરાઇ જવાનું છે, અને ઇંગ્લંડની ફતેહનું નિશાન ફરકવાનું જ છે, એમ તેમને સંપૂર્ણ ખાત્રી હતી; એ સિવાય બીજો ભૂંડો વિચાર તેમને સ્વપ્નમાં પણ આવતો નહિ; તથાપિ, કદાચ્ અણધારી વાત બની અને આપણા હાલહવાલ થઈ ગયા, તોએ શું ? હાથમાં હથિયાર સહિત કેસરીઆં કરીને આપણી ફરજ બજાવવા મેદાનમાં ઉભા રહીને મરતા સુધી લડવું જ લડવું; એમ તેઓ વિચાર કરતા હતા. હાવલૉક, ઇંગ્લિસ, નીલ અને આઉટ્રામનાં નામ અમારે વાંચનારને યાદ દેવડાવવાની જરૂર છે ? જાણે તેમને રૂંએ રૂંએ શૌર્ય વ્યાપી રહ્યું હતું, તે દરેક નર ખરા મર્દ અને વીર પુરુષની પેઠે ઝૂઝતો હતો; તે દરેક ધર્મનો દૃઢ ભક્ત હતો; અને ધર્મ તથા સ્વભૂમિની સેવામાં આત્મોત્સર્ગ કરવાને સદા તત્પર હતો; આખી આદમ જાતમાં એવા મર્દ તે બેશક રોશનીની ચીરાગ જેવા છે, એમ મૉંટાલાંબેર કહેછે. પણ આ ત્રાસદાયક સંકટના સમયમાં આદિથી તે અંત સુધી સઘળાં માણસો, સ્ત્રીઓ, મુત્સદ્દીઓ અને સિપાઈઓ ખરેખરાં ધીરવીર જણાયાં. વરિષ્ટ સેનાપતિથી તે ઉતરતાં ઉતરતાં બધા દરજ્જાનાં બધાં માણસો—તે છેક એક સાધારણ સિપાઇ અને રણતૂર બજાવનારા સુધીમાં કોઇએ કમ્પેશ બહાદુરી બતાવી નથી; સૌ સરખા નીવડ્યા. એ કોઈ 'ચુનંદાં' માણસો ન હતાં; પારખી પારખીને હિંદુસ્તાનમાં કોઇએ મોકલ્યાં ન હતાં; આપણા વતનમાં જે માણસોને આપણે હરહમેશ દેખીએ છીએ, મ્હોલ્લામાં જતાં આવતાં, દુકાનોમાં બેસતાં અને કારખાનાંમાં કામ કરતાં, ખેતરોમાં હળ હાંકતાં અને રાતની મંડળીઓમાં ભેગાં થતાં આપણે અહીં રોજ જોઇએ છીએ, તે પંક્તિનાં એ માણસો હતાં; પણ જ્યારે તેમના ઉપર અકસ્માત્ આફત આવી પડી, ત્યારે તે પ્રત્યેક માણસ ભારે યોજનાવાળો, સંકટ સામા ઉપાયો ઉભા કરવાવાળો અને દમવાળો નીવડ્યો; અને દરેકમાં શૂરવીરનાં સંપૂર્ણ લક્ષણ હોય, એમ તે સમયે માલમ પડ્યું. મૉંટાલાંબેર કહેછે કે, એક પણ જણે પાછી પાની બતાવી નથી; કોઇએ પણ કંપારી ખાધી નથી; લશ્કરી વર્ગના અને મુત્સદ્દી વર્ગના સર્વે, જુવાન અને ઘરડા, સિપાઇ અને સરદાર, અડગ ડગ મૂકી ઉભા રહ્યા; દુશ્મનોને આગળ વધતાં અટકાવ્યા; તેમની સાથે લડ્યા; અને અચળ શાંતિથી અટલ વીરત્વ દેખાડતાં રણભૂમિમાં પડ્યા.

દેશમાં ઉછરતી પ્રજાને જે કેળવણી આપવામાં આવેછે, તે કેવી અમૂલ્ય કીમતની છે, તે આવે ટાણે જણાઇ આવેછે. એક અંગ્રેજ બચ્ચાને મૂળથી જ એવો ગુરુમંત્ર શીખવવામાં આવેછે કે, તે તેની નાની ઉમરથી જ પોતાનું કૌવત કસેછે; અને સ્વેચ્છાથી–સ્વતંત્રતાથી વર્તેછે; એ જ મંત્રના–એ જ કેળવણીના પ્રતાપથી તે લીંબુના રસની પેઠે સૌ સાથે હળી જાયછે; ટક્કર લેવા ટાણે ટક્કર પણ લેછે; બીકને વીસારી દેછે; તે કશાથી બીતો નથી; કશાથી દિગ્મૂઢ બની જતો નથી; અને કેવળ આપ–બળ અને સ્વપ્રયત્નથી તે જીંદગીનાં અનેક સખ્ત સંકટોમાંથી તરી પાર નીકળેછે.

એમ કહેવાયછે કે, સર જૉન લૉરેન્સના પુરુષત્વથી જ—તેની પંડની રહેણીથી જ દિલ્હી આપણે હસ્તગત થયું અને હિંદુસ્તાન જતું બચ્યું. વાયવ્ય ખૂણાના પ્રાંતોમાં તો જ્યાં 'લૉરેન્સ'નું નામ પડ્યું, ત્યાં અદ્‌ભુત શક્તિનો જ આભાસ પડતો. એના મનમાં સ્વધર્મ, ઉત્સાહ અને પુરુષ–પ્રયત્નનું માપ ઘણું ઊંચું હતું; અને જેમને એના હાથ નીચે નોકરી કરવાનો વખત આવતો, તેઓને એના ઊંચા ગુણોની અસર થતી. એક લશ્કર જેટલું જોર દાખવે તેટલું એની વર્ત્તણુક દાખવે એવી તે કીમતી અને જોરાવર છે, એમ પ્રસિદ્ધપણે બોલાતું. એના ભાઇ સર હેન્રીએ પંજાબમાં લશ્કર જમાવ્યું; અને તે વડે દિલ્હી દુશ્મનોના હાથમાંથી પાછું લેવાને તેણે પ્રતાપી પુરુષત્વ બતાવ્યું છે, તે ભાઇ પણ એવો જ હતો. તેમની પાસે જે માણસો રહેતાં, તે સર્વેનો એ બંને ભાઇઓ ઉપર પૂરો પ્યાર અને ભરોસો હતો. ખરા શૂરવીરમાં કોમલતા-ક્ષમતાનો ગુણ અવશ્ય હોય જ; તે ગુણ પણ એ બંને ભાઇઓમાં હતો. એ બંને સાધારણ લોકમાં જ રહેતા, વસતા અને ભલાં કામ કરવાને તેમને જબરી અસર કરતા. કર્નલ એડવર્ડ્સ કહેછે કે, મોટી વાત એ છે કે, ઉછરતા, જુવાન માણસોના મન ઉપર એ બંને ભાઇઓની એવી હુબેહુબ છાપ પડતી, કે તેઓ જ્યાં જતા, અને જે કારભાર કે કામકાજ કરતા, તેમાં એ બે ભાઇઓની તેઓ નકલ કરતા. તેમણે જાણે એક નવી પદ્ધતિ–એક નવો ધર્મ કાઢ્યો હોય, એમ કહીએ તો ચાલે; અને એમની પદ્ધતિની અને વિચારની શાળા જાણે સ્થાપન જ થઇ ગઇ હોય એમ લાગેછે. એ પદ્ધતિ અને એ શાળાના આજ પણ શાગિર્દો છે! સર જૉન લૉરેન્સને પડખે મૉંટગૉમરી, નિકલ્સન, કૉટન અને એડવર્ડ્સ જેવા વીર બિરાજતા હતા. તેઓ પણ એના જેવા જ સદા તત્પર, દૃઢ સંકલ્પવાળા અને પ્રૌઢ વિચારના હતા. જૉન નિકલ્સન એક ખરેખરો, ઉમદા મનનો ધીરવીર હતો. દેશીઓ કહેતા કે, હાકમી તો ખરેખર એના જ બાપની છે. લૉર્ડ ડાલ્હૂઝી હમેશાં કહેતો કે, એ પંડે જ કોટ અને કિલ્લા રૂપ છે અને સામર્થ્યનો સ્તંભ છે. ગમે તે કામ એને સોંપો, તેમાં તે મહાત્મા છે, એમ જણાઇ આવતું; કારણકે જે કામ તે કરતો, તે તેના પૂર જોશથી–તન મનથી કરતો. ફકીરોનું એક ઝુંડ આ મહા પુ-

રૂપની રહેણી–કરણીથી એટલું બધું ફિદા ફિદા થઇ ગયું કે તેમણે **નિકલ–સેન**'ની પૂજા કરવા માંડી. કેટલાએકને તો તેણે તેમની આવી ગાંડાઇને માટે સજા કરાવી; પણ તેમણે એની પૂજા કરવાની વાત છોડી નહિ. પંચાવનમી પલટણના દેશી સિપાઇઓ ફરી ગયા હતા. તેમની પાછળ તેણે શિત્તેર માઇલથી પણ વધારે છેટે સુધી ધસારો કર્યો. તે અરસામાં તે વીશ કલાક સુધી ઘોડા ઉપરથી હેઠે ઉતર્યો નહિ, એ તેના અખંડ આગ્રહ અને જુસ્સાનું એક દૃષ્ટાંત છે. જ્યારે દુશ્મનોએ દિલ્હીની રણભૂમિમાં પોતાનો વાવટો ઉરાડ્યો, ત્યારે લૉરેન્સ તથા મૉંટગૉમરી પંજાબના લોકો ઉપર આશ્રયને માટે આધાર રાખીને બેઠા હતા. તેઓ એવી રીતે ચાલતા હતા કે, દરેક પંજાબી તેમને જોઇને સાનંદાશ્ચર્ય પામતો અને તેમની વર્ત્તણુક ઉપર ઇતબાર રાખતો. આવા બારીક સમયમાં તેમણે પોતાના પ્રાંતને સંપૂર્ણ સલ્લાહ શાંતિમાં રાખવાને આકાશ–પાતાળ એક કર્યા, અને બરાબર બંદોબસ્ત રાખ્યો; એટલું જ નહિ પણ એમનાથી બની શકે તેટલા યુરોપી અને સિખ સિપાઇઓને દિલ્હી શહેરમાં ભરાઇ બેઠેલા બંડખોરોની સામા ઝડાકો લેવાને તેઓ મોકલતા જ ગયા. દિલ્હી સામા ગએલા લશ્કરના સેનાપતિને **સર જૉને** લખ્યું કે, તમે હમણાં તો બલવાખોરોને ચસવા દેશો નહિ; સામા ને સામા અડ્યા જ રહેજો; તેની સાથે તેણે નિકલ્સનની સરદારી હેઠે લશ્કર મોકલ્યું; તે દમપર દમ મજલો કરતું દિલ્હીના દરવાજા સામાં આવી પહોંચ્યું. અને સૌ સારાં વાનાં થયાં. એ નિકલ્સનના લડાયક તોખારનો ખડખડાટ કેટલે ગાઉથી અમે સાંભળતા, એમ રડતાં રડતાં એક જોરાવર સિખ તેની કબર આગળ વિલાપ કરીને કહેતો હતો.

બલવાખોરોએ લખનોરને ઘેરો ઘાલ્યો; તે વખત શહેરના કિલ્લામાં બત્રીશમી બ્રિટિશ પલટણ હતી; તે એવી કમકૌવત થઈ ગઇ હતી કે, તે માત્ર નામની જ કહીએ, તો ચાલે. તેવી તેવી પલટણે શૂરા ઇંગ્લિસ સરદારના નેજા નીચે ૭ ૭ મહિના સુધી બે લાખ હથિયારબંધ શત્રુઓની સામા ટકાવ કર્યો, એ બનાવ જાણીને લોકોનાં મન ઉમળકાથી અત્યંત ઉશ્કેરાય એમ છે; તોપણ એ મનસ્વી ઝગડામાં દિલ્હીને આપણા લશ્કરે ઘેરો ઘાલીને છેવટે એ શહેર બલવાખોરોની પાસેથી લીધું, એ સૌથી વધારે કીર્તિવંત વાત બની છે. દિલ્હીમાં ઘેરો ઘાલનારા આપણે હતા, એમ દેખાઈતું કહેવાય ખરૂં; પણ વાસ્તવિક જોવા જઇએ તો, ત્યાં પણ લખનોરની પેઠે આપણે જ ઘેરાયલા હતા. આપણું મુઠ્ઠીભર લશ્કર તદન ઉઘાડી જગામાં પડ્યું હતું. દેશી તથા યુરોપિયન મળીને ૩,૭૦૦ થી વધારે નહિ હોય; તેમના ઉપર શત્રુઓનું દળવાદળ દરરોજ ટૂટી પડતું. એક વેળાએ તો તેમનાં ૭૫,૦૦૦ માણસ હતાં. તેમને અંગ્રેજ અમલદારોએ યુરોપી કવાયત પ્રમાણે કેળવીને તૈયાર કરેલાં; અને લડાઇનાં અખુટ શસ્ત્રાસ્ત્ર

તેમની પાસે હતાં; તેવા માણસો શું ન કરી શકે? તથાપિ આપણું શૂરૂં નાનું ટોળું ગરમ દેશના બાળી મારતા સૂર્યના વરસતા અગ્નિ નીચે દિલ્હી શહેરના દરવાજા આગળ અડંગા ઘાલીને અડ્યું. માણસો મરતા, ઘાએલ થતા અને તાવથી રીબાતા; તોપણ તેઓ તેમના દૃઢ સંકલ્પમાંથી ડગ્યા નહિ. ત્રીશ ત્રીશ વાર તેમના ઉપર દુશ્મનો તીડની પેઠે તૂટી પડ્યા; અને તે ત્રીશે વખત આપણા નાના લસ્કરે તેમને પાછા શહેરમાં ભગાડી મૂકયા. તે નાની ટોળીમાં કપ્તાન હૉડસન હતો. તે પણ એક મહા વીર પુરુષ હતો. તેણે કહ્યું કે, હું મારા મનની ખાત્રી કરીને કહુંછું કે, પૃથ્વીમાંના બીજા કોઈ લોક આ સ્થળે રહી શકત જ નહિ; અને જો ટકાવ કરવા ગયા હોત, તો તેઓ હાર ખાધા વિના પણ રહેત નહિ. આ શૂરવીરો એક પળભર પણ પોતાના ચિંતવેલા કામમાંથી ડગ્યા નહિ. અતિ ઉમદા સહનશીલતાથી તેમણે જે ડગ ભર્યું હતું, તેમાંથી તેઓ પાછા હઠ્યા નહિ; રણસંગ્રામ મચાવતા જ ગયા; અને આખરે કોટમાં 'મહા પ્રાણઘાતક, વિકટ બારૂં' પાડીને જીવ સાટાસાટનું જોખમ વેઠતા તેઓએ શહેરમાં ધસારો કર્યો; અને કિલ્લો કબજે કરીને દિલ્હીની દિવાલો ઉપર ગ્રેટબ્રિટનનો વાવટો ફરીથી સ્થાપ્યો, ત્યાંસુધી તેઓ જંપીને બેઠા નહિ. આ પ્રસંગે સિપાઇઓ, અમલદારો અને સેનાપતિઓ સૌ સરખી રીતે શૂરવીરની પેઠે મરણીઆ થઈને લડ્યા. સાધારણ સિપાઇઓને તો સંકટો સહન કરવાની ટેવ પડી ગએલી, તેઓ તેમ જ જે જુવાન અમલદારો સુખી ઘરમાં એશ આરામ અને વૈભવમાં ઉછર્યા હતા, તેઓ પણ પરસ્પર સરખી રીતે ખરી મર્દાઇ દાખવવાને ચૂકયા નહિ; અને આ ભયાનક વિપત્તિમાંથી સૌ સરખી શોભાથી માનભર્યા તરી નીકળ્યા. આ ટાણે અંગ્રેજી પ્રજાનું કુદરતી કૌવત, સંગીનપણું, તેમની મર્દાઇની કેળવણી અને કવાયત જેવાં જોશભેર બહાર પડ્યાં, તેવાં આગળ કદી પણ જણાયાં નથી; અને હિંદુસ્તાનની રણભૂમિમાં નિઃશંક સિદ્ધ થઇ ચૂકયું કે ઇંગ્લંડ દેશની મોટામાં મોટી, વખાણવા જોગ પેદાશ જુઓ તો ત્યાંનાં માણસો છે. ત્યાંના નરની તોલે બીજું કોઇ આવી શકે એમ નથી. હિંદુસ્તાનમાં આ બનાવ બન્યો છે, તે આપણા ઇતિહાસમાં એક મોટું પ્રકરણ રોકે, એવો બન્યો છે; અને હીરા તથા મોતી માણેક ખરચતાં પણ મળે નહિ, એવા અમૂલ્ય જીવનાં જોખમ થએથી એ કાર્ય સિદ્ધ થયું છે; તોપણ એ મહા સંકટમાંથી જેઓ બચ્યા છે, તેઓ અને હવે આપણા પછી થનારી પ્રજા એ બનાવ ઉપરથી શીખામણ લઇને ચાલે, તો એ મોંઘા મૂલના જીવની હાનિ પણ લેખે પડી, એમ ગણાય.

પણ હિંદુસ્તાનમાં તથા બધા એશિયા ખંડમાં જૂદી જૂદી પ્રજાના પુરુષોએ રણભૂમિના સ્થળ કરતાં બીજાં શાંતિકર અને કલ્યાણકારક ક્ષેત્રોમાં

એવી જ રીતની જોમ ભરેલી મર્દાઇ અને હિમ્મત બતાવી છે; અને જ્યારે સમશેર-બહાદુરનાં નામ આપણે સંભારીએ, તો તેની સાથે ધર્મ-ધુરંધર વીરપુરુષોનાં નામ પણ આપણે યાદ કરવાં ઘટેછે. ઝેવિએર્ઇથી આરંભીને માર્ટિન વિલિયમ્સ સુધી ઉજ્જવળ કીર્તિના યશસ્વિ ધર્મ-વીરો એક પછી એક એમ અનુક્રમે નીવડ્યા છે. દુનિયામાં માન આબરૂ મેળવવાની લવ-લેશ પણ તૃષ્ણા ન રાખતાં તેઓ આત્મોત્સર્ગના દેવાંશી ભાવથી શ્રમ કરતા હતા; અને પોતાના અમજાતિઓમાંથી જેઓ પતિત અને પાપી થઇ ગયા હતા, તેમને શોધી શોધીને રસ્તે ચઢાવવાની આશામાં સદા તેઓ જાગ્રત રહેતા. અટલ હિમ્મત અને અક્ષય ધીરજથી સજ્જ થઇને એ પુરુષોએ અનેક દુઃખ વેઠ્યાં; અનેક ભયને ભેટ્યા; મરકી અને મહામારીની વચ્ચે માર્ગ કરીને ચાલ્યા; સર્વ પ્રકારનાં સંકટ, કષ્ટ અને થાક સહન કર્યાં; તથાપિ પોતાના ધારેલા કામમાંથી પાછા ન હઠતાં, આનંદભેર આગળ ચાલતા જ રહ્યા; અને પ્રાણ ત્યાગ કરવાનો જો વખત આવે, તો તે કરવામાં પણ જાણે મહોત્સવ માની લેતા. આ મહાત્માઓમાં ફ્રાન્સિસ ઝેવિએર્ઇનું મહાતેજસ્વી નામ સર્વોપરિ જગા રોકેછે. તે ખાનદાન કુટુંબમાં પેદા થયો હતો. મોજશોખ ભોગવવાં તેના હાથમાં હતાં; તે જોઇએ તેટલી સત્તા પણ ધરાવતો હતો; અને માનમરતબામાં તો તેનું લાલન-પાલન થયું હતું; તથાપિ તેણે પોતાની જીંદગીની રહેણી અને કરણીથી સૌને બતાવી આપ્યું કે, દુનિયામાં દરજ્જા અને ખાનદાની કરતાં બીજી વધારે ઉમદા ચીજો છે; અને સોનારૂપાનો સંગ્રહ કરવાની તૃષ્ણા રાખવાના કરતાં, આપણામાં બીજી દૈવી ઉમદા તૃષ્ણાઓ છે, તે ખોળે તેને મળે એમ છે. રીતભાતમાં અને વિવેક વિચારમાં તે ખરેખરો અશરાફ માણસ હતો. તે શૂરવીર હતો; પોતાની આબરૂ જાળવવાને માટે જીવ આપે એવો હતો; અને તે મોટમનો હતો. સૌને કબજામાં રાખીને તેમના ઉપર સરદારી કરવાને તે શક્તિવાળો હતો; તોપણ તેને કોઇ વશ કરવા જાય, તો તે સહજમાં વશ થઇ જાય એવો હતો; બીજાઓને સમજાવીને તેમનાં મન હરણ કરવાનું તેનામાં સામર્થ્ય હતું; તોપણ જો કોઇ તેને સમજાવવા જાય, તો તે સહેલથી સમજી જાય એવી પ્રકૃતિનો હતો. તે એક ઘણો જ ધીરજવાળો, દૃઢ અને ઉત્સાહી નર હતો. તે બાવીશ વરસનો થયો, તે વેળાએ તે પારિસની પાઠશાળામાં તત્વજ્ઞાનનો વિષય જાહેરમાં બોધીને પોતાનો નિર્વાહ ચલાવતો. આ સ્થળે ઝેવિએર્ઇ લૉયોલાનો પરમમિત્ર અને સોબતી થઇ પડ્યો; અને પોતાના પંથમાં જેઓ નવા દાખલ થયા હતા, તેમનો નાનો સંઘ લઇને તે રોમની યાત્રાએ ગયો.

હિંદુસ્તાનનો જે મુલક પોર્ટુગલના તાબામાં હતો, ત્યાંના લોકોમાં ખ્રિસ્તિ ધર્મનો પ્રસાર કરવાનો ત્રીજા જૉન રાજાએ નિશ્ચય કર્યો; અને

એ કામ સારૂ પ્રથમ બૉબાડિલાને પસંદ કરવામાં આવ્યો; પણ મંદવાડ આવવાથી તે અશક્ત થઈ ગયો, ત્યારે બીજો માણસ ખોળી કાઢવાની જરૂર પડી; તેમાં ઝેવિએઇને પસંદ કરવામાં આવ્યો. ધર્મગુરુ તરીકે તે જે ડગલો પહેરતો હતો, તે ફાટી ગયો હતો; તેને એણે પોતાને હાથે સમારી લીધો; અને તેના બધા સરસામાનમાં એક પ્રાર્થના-પોથી લઇને તે તરત લિસ્બન જવા નીકળ્યો; અને ત્યાંથી હિંદુસ્તાનમાં આવવા વહાણે ચઢ્યો. તે જ વહાણમાં બેસીને ગોઆનો ગવર્નર (સૂબો) સીબંદીને માટે ૧,૦૦૦ માણસને સાથે લઇને જતો હતો. ઝેવિઇએઇને એક અલાહેદો ઓરડો કાઢી આપવામાં આવ્યો હતો. તોપણ બધી સફર પૂરી થઇ, ત્યાં લગી એ તો બહાર તુતક ઉપર વહાણનાં દોરડાંનું ઓશીકું કરીને સૂતો; અને ખલાસીઓની સાથે તે ખાતો પીતો. તેમને ખપ પડે, તે વખત તે તેમને મદદ કરતો, નિર્દોષ રમતો રમાડીને તેમને ગમત કરાવતો; અને મંદવાડ વખતે તે તેમની ચાકરી કરતો; તેથી તે બધા એને વશ થઈ ગયા; અને એને સૌ પૂજ્ય ભાવે ગણવા લાગ્યા.

ગોઆમાં આવીને તેણે જોયું તો તેને કમકમાટ છૂટ્યો. અસલના રહેવાશી ત્યાંના દેશીઓ અને નવા નવા ફીરંગીઓ આવીને વસ્યા હતા, તે સર્વેના પાપાચારથી તે ત્રાસ પામ્યો; કારણકે સુધરેલી પ્રજામાં જે દોષ દુર્ગુણ અને તેનાં મારણ હોયછે, તેમાંથી સુધારાના દુર્ગુણો જ માત્ર લાવીને નવા લોકોએ એ ગામમાં ભર્યા હતા; અને તેના અંકુશ તથા મારણ-મંત્રો પોતાના વતનમાં જ મૂકીને આવ્યા હતા; અને બિચારા જૂના રહેવાશીઓ, તેમના રાજ્યકર્ત્તાના દોષની નકલેનકલ કરતા. ઝેવિએઇ હાથમાં ઘંટડી લઇને શહેરના મ્હોલ્લાઓમાં ફરવા લાગ્યો; અને લોકોને તે કહેતો જતો કે, તમારાં છોકરાંને ભણવાને વાસ્તે મારી પાસે મહેરબાની કરીને જરૂર મોકલતા જાઓ. થોડી મુદ્દતમાં તેણે વિદ્યાર્થીઓની મોટી સંખ્યા જમાવી દીધી. તેમને એ રોજ રોજ ભણાવતો. તેની સાથે વળી તે માંદા માણસોની, કોઢીઆ અને રક્તપિત્તના દર્દીઓની, અને ઉંચમાં કે નીચમાં જે દુઃખી હોય, તેની ખબર જોવા, બરદાસ્ત કરવા, અને સદુપદેશ કરવા જતો. ગમે તે માણસનો દુઃખનો અવાજ તેને કાને પડતો, કે તરત તેના કાન ઠણકતા. મનારના અખાતમાંથી જે માછીઓ મોતી કાઢવાનો કસબ કરતા હતા, તેઓ અતિ અધમ અને દુઃખી હાલતમાં છે, એવી વાત તેણે સાંભળી; એટલે તે તેમની પાસે જવાને નીકળ્યો; અને તેના દયા-ધર્મનો ઘંટ-નાદ એ લોકોમાં આનંદના રણકારાથી થવા લાગ્યો. તે સૌ લોકોને જળ સંસ્કારની ક્રિયા કરીને ખ્રિસ્તિ ધર્મમાં દાખલ કરતો; અને દુભાષિયાની મદદથી તેમને ધર્મનો ઉપદેશ કરતો; પણ પંડે જ દુઃખી માણસની વારે ધાવું અને તેમને સહાય કરવી, એ તેનો અનુપમ ઉપદેશ હતો.

કુમારિકાના કીસ્તા ઉપર, શહેરોમાં અને ગામડાંમાં, દેવમંદિરોમાં અને બજારોમાં તે પોતાની ઘંટડી વગાડતો વગાડતો આગળ ચાલ્યો; અને દેશીઓને પોતાની પાસે બોલાવીને બોધ આપવા લાગ્યો. ધર્મપ્રશ્નોત્તરાવળી, ઈસુના શાગિર્દોનો ધર્મ-માર્ગ, ઇશ્વરની મોટી આજ્ઞાઓ, પ્રભુની પ્રાર્થના, અને ઈસાઇ ધર્મના ભક્તિ-માર્ગની કેટલીએક ક્રિયાઓનાં તેણે ભાષાંતર કરાવ્યાં. દેશી ભાષામાં થએલું ભાષાંતર પોતે ગોખીને મોઢે કરતો, અને પછી છોકરાંઓ આગળ પંડે બોલીને તેમની પાસે તે મોઢે કરાવતો; અને તેઓ તેમનાં માબાપ તથા પાડોશીઓને એ ગોખેલું શીખવે, માટે તેને તેમની પાસે મોકલી દેતો. કન્યાકુમારિ ભૂશિર આગળ તેણે ત્રીશ ઉપદેશકો ઠરાવ્યા. તેઓ એના તાબામાં રહીને ત્રીશ દેવલોમાં ઉપદેશ કરવા લાગ્યા. તે સમયનાં એ ખ્રિસ્તિ દેવલો કેવળ ઝૂપડાં જેવાં જ હતાં અને દેવલની નિશાનીને માટે માથે ઇસુની સૂળીનું આવું † ચિન્હ રાખતા હતા. હવે તે ત્રાવણકોર ગયો. તે ગામેગામ ઘંટ-નાદ કરતો; અને એટલા બધા લોકોને તે ઈસાઇ ધર્મમાં લાવ્યો કે, જળ-સંસ્કાર કરીને તેના હાથ થાકીને નિર્બળ થઇને ભોંય પડ્યા; અને તેને એટલી બધી વાર દરેક શખ્સને માટે મંત્રોચ્ચારણ કરવાં પડતાં, કે તેનો ઘાંટો બેસી ગયો; અને તેનો અવાજ છેક ઝીણો થઇ ગયો. તે કહેછે, મારી મોટી મોટી આશા અને ઉમેદ કરતાં પણ આ ધર્મ-પ્રવાસમાં મેં અત્યંત વધારે લોકોને ખ્રિસ્તિ કરીને સન્માર્ગ ઉપર આણ્યા. તે મહા પવિત્ર પુરુષ હતો; તે હોંસ અને ઉલટથી સદા ઉત્સાહી રહેતો; તેનાં આચરણ સુંદર હતાં; અને તેનાં રૂડાં કૃત્યનો ઉંચો સૂર ઉઠતો; તેથી તે જ્યાં જતો, ત્યાં લોકોને તરત પોતાના પંથમાં લાવી દેતો. જેઓ એની મુખ-મુદ્રા જોતા અને એની આતુર વાણી સાંભળતા, તેઓ કેવળ સમભાવનાની સાદી પ્રેરણાથી ઉસ્કેરાઇને જાણે કોઇ મોહજાળમાં લપટાયા હોયની, તેમ બેમાલુમપણે તેને વશ થઇ જતા; અને તે મહાત્માના ઉગ્ર તપની જ્યોતિનાં ઉમકળાથી દર્શન કરતા.

'ખેતર તો પાકથી લચી ગયાં છે; પણ કાપણી કરનાર ભક્ત-જન મજુરો નથી' એ ઈસુનું ઉપદેશક વાક્ય, તેને આ ઠેકાણે મનમાં વસી ગયું. હવે તે વહાણમાં બેસીને મલાક્કા તથા જપાન ભણી ગયો. અહીં તો કેવળ જૂદી જ જાતના લોકો જૂદી જૂદી ભાષાઓ બોલનારા તેણે જોયા. આવી જગાએ તે બીજું શું કરી શકે? માંદા માણસની પથારી પાસે બેસીને તે રૂદન કરતો, અને ઈશ્વરની પ્રાર્થના કરતો; તેની પથારી સાફસુફ કરીને પાસે બેસી રહેતો; અને તેના ધોળા ઝભ્ભાની બાંય કોઇ કોઇ વાર પાણીમાં બોળીને બીમાર આસામીના અંતકાળને વખતે થોડાં ટીપાં તેના માથા ઉપર નીચોવીને તે ખ્રિસ્તી ધર્મનું બાપ્તિસ્મા આપતો એટલે જળસંસ્કારની ક્રિયા કરતો. આ સદ્ધર્મનો શૂરવીર સઘળી સારી વસ્તુની

આશાઓ ગોઠવતો અને સર્વથી નિડર થઈને કેવળ આસ્થા અને ઉત્સાહથી તે આગળ ઝોકયો જ રહેતો. તે કહેતો કે, મને કોઈ દુઃખ દો અથવા મારી નાખો; તોપણુ એક પણ જીવના કલ્યાણુ અને મોક્ષને અર્થે, દશ હજાર મોત અને દશ હજારગણી પીડાઓ વેઠવાને હું તૈયાર છું. તે ભૂખ, તરસ અને નાના પ્રકારનાં સંકટ અને ભયની સામા યુદ્ધ મચાવતો જતો; અને વીસામો લીધાવિના કે થાક ખાધાવિના તે તેની પ્રેમ–ભક્તિના ધર્મનો નિરંતર ઉપદેશ કર્યાં જ કરતો. એ પ્રમાણે અગિયાર વરસ સુધી શ્રમ કરીને આ મહાન ધર્મ–વીર—આ મહાત્મા ચીનમાં જવાને પ્રયત્ન કરતો હતો; તેવામાં તેને સંચિયનના ટાપુમાં તાવ આવ્યો; અને એ જ સ્થળે મરણુ પામવાથી તેણે મહિમાવાન કીર્ત્તિનો અમર મુકુટ પહેર્યો. આ મહાપુરુષના કરતાં વધારે દેવાંશી, વધારે પવિત્ર, વધારે મનોનિગ્રહી, અને વધારે હિમ્મતે બહાદુર આ પૃથ્વીના તળ ઉપર થયો નહિ હોય.

જે રંગ–ભૂમિમાં ઝેવિએઈએ આત્મોત્સર્ગ કર્યો, તેમાં તેની પાછળ પાછળ બીજા ઉપદેશકો પણ ચાલ્યા છે. હિંદુસ્તાનમાં શ્વૉર્ટઝ, કેરી અને માર્શમન; ચીનમાં ગૂટઝલાફ અને મૉરિસન; દક્ષિણુ સમુદ્રમાં વિલિયમ્સ; અને આફ્રિકામાં કામ્બેલ, મોફાટ અને લિવિંગ્સ્ટન થયા છે. જૉન વિલિયમ્સ એક શહીદ થઈ ગયો; તેણે એરોમાંગામાં પોતાનો પ્રાણુ આપ્યો. તે એક લોઢાનાં વાસણુ વેચનારને ત્યાં પ્રથમ કામ શીખવાને રહ્યો હતો; તેનું નામ સુસ્તમાં ખપી ગયું હતું, તોપણુ તે તેના ધંધામાં કુશળ હતો; અને તેમાં તે એવો સારો નીવડ્યો કે તેના શેઠને કોઈ લૂહાર કામ કરવાનું હોય, અને તેમાં વિશેષ સંભાળ રાખીને કામ કરવાની જરૂર હોય, ત્યારે તે હમેશાં એવું કામ વિલિયમ્સને જ સોંપતો. વળી દેવલો ઉપર ચઢીને ઘંટ ટાંગવાનાં અને એવાં બીજાં કામનો તે શોખી હતો; અને તેથી તેને દુકાન મૂકીને જવું પડતું. એક વખત ધર્મ–બોધ અચાનક તેના સાંભળવામાં આવતાં તેના મનનું વલણુ તરત બદલાઈ ગયું, અને તે ગંભીર બની ગયો. તે પછી તે અઠવાડીઆમાં એક દિવસ એટલે રવિવારને રોજ ચાલતી નિશાળનો શિક્ષક થયો. તેની સભાની બેઠકો થતી, તેમાં પરદેશમાં ધર્મના ઉપદેશની બાબતોની ચર્ચા ચાલતાં તે ઉપર એનું ધ્યાન ખેંચાયું; અને એ કામ પાછળ હવેથી સદાસર્વદા મંડ્યા રહેવાનો તેણે નિશ્ચય કર્યો. લંડનની ધર્મપ્રચારક સભાના આગળ હાજર થઈને તેણે એ કામમાં પોતાની જાત અર્પણુ કરવાની ઈચ્છા બતાવી; તે એ સભાએ કબૂલ રાખી; અને તેના શેઠને એણે બંધણી લખી આપી હતી, તે મુદ્દત પૂરી થઈ ન હતી, તોપણુ તેણે તેને છૂટી આપી. ટાહીટીમાં ઉઆહીન, રાઈઆટીઆ, અને રારોટૉંગા નામના બેટ પાસિફિક મહાસાગરમાં આવેલા છે; તેમાં વિશેષ કરીને તેણે પોતાના શ્રમનો ઝુંડો રોપ્યો હતો. ઈસુના પ્રથમ શિષ્યોનીં પેઠે તે હાથે કામ કરતો.

લૂહારનું કામ, બાગ બનાવવાનું કામ અને વહાણ બાંધવાનું કામ એ પંડે કરતો. તે બેટના રહેવાસીઓને તે આવી રીતે સુધરેલી પ્રજાની હુનરકળા શીખવતો, અને સદ્ધર્મનો અમૃત-રસ પણ પાતો. તે એ પ્રમાણે અપરિમિત શ્રમમાં મંડ્યો હતો, તેવામાં એરોમાંગાના કિનારાના જંગલી લોકોએ તેને કાપી નાખ્યો. શહીદનો નૂરાની તાજ પહેરવાને એના કરતાં બીજો વધારે પાત્ર પુરુષ ક્યાંથી મળે?

ડૉકટર લિવિંગસ્ટનનું વૃત્તાંત સૌથી વધારે મનોરંજક છે સાદાઈ અને શરમાળપણું એ માણુસના ખાસ ગુણ હતા; તેવી જ સાદી અને લાજાળ ઢબમાં તેણે પોતાની જીંદગીની વાત લખી છે. તે સ્કૉટલંડના ડુંગરી પ્રાંતનો વતની હતો. એનાં માબાપ ગરીબ હતાં; પણ તેઓ ભલાં હતાં. તેના એક પૂર્વજની એવી વાત ચાલેછે કે, તે જે ગામમાં રહેતો હતો, તેમાં અને આસપાસનાં ગામડાંમાં તે ડાહ્યો અને દૂરંદેશીવાળો ગણાતો હતો. તે મરવા પડ્યો, ત્યારે તેણે તેનાં છોકરાંને પોતાની કને બોલાવ્યાં; અને તેની પાસે કાંઈ માલમિલ્કત કે ઇસ્કામત ન હતી તેથી તેણે નીચેનાં શીખામણનાં વચન તેમને વારસામાં આપ્યાં:—'આપણા વંશના તમામ માણુસોની આ ગામમાંથી જેટલી વાત મારાથી મેળવાઇ, તેટલી મેં મેળવી; આપણી પેઢીના વડવાઓની બાબતમાં ઘણી જ સંભાળ રાખીને શોધ કરવામાં મેં મણા રાખી નથી; અને તે ઉપરથી મને જણાયું કે આપણા કુટુંબમાં કોઈ પણ સોદો કે અપ્રમાણિક માણુસ નીવડ્યો નથી; તેથી જો તમારામાંનું કોઇ માણુસ અથવા તમારાં છૈયાં છોકરાંમાંથી કોઈ નેકી છોડીને બદીને રસ્તે ચાલશે, તો એ બદઓ આપણા વંશમાંની છે, એમ સમજશો નહિ. બદીનું સ્થાનક આપણા ઘરમાં હોય નહિ. 'સાચવટથી ચાલજો' એટલો ગુરુમંત્ર તમને ભણાવીને હું જાઉંછું.' દશ વરસની ઉમર થઇ, ત્યારે લિવિંગ્સ્ટનને ગ્લાસગો શહેર પાસે કપડાં વણવાનું કારખાનું હતું, ત્યાં કામે મોકલ્યો. તાકા નોખનોખા પાડવાનું કામ એ કરતો હતો. તેના પહેલા અઠવાડીઆની રોજીમાંથી થોડુંક નાણું ખરચીને તેણે લાટીન ભાષાનું વ્યાકરણ વેચાતું લીધું; અને એ ભાષા શીખવાને કેટલાંએક વરસ સુધી તે રાત્રે ચાલતી નિશાળમાં જઇને અભ્યાસ કરવા લાગ્યો. તેની માએ જો તેને સૂવાડી દીધો ન હોય, તો એ રાતના બાર વાગતા સુધી અને તેથી પણ મોડી રાત સુધી બેસીને તેના પાઠ ગોખ્યા કરતો; અને સવારમાં પાછા વહેલા ઉઠીને છ વાગતાં તેને કામ ઉપર દાખલ થવું પડતું. એ પ્રમાણે તેણે વર્જિલ તથા હૉરેસનાં કાવ્ય ધીમે ધીમે ખંત રાખીને વાંચ્યાં; અને વાર્તાની ચોપડીઓ સિવાયની જે જે ચોપડીઓ તેના હાથમાં આવતી, તે સઘળી તે વાંચ્યા કરતો; તેમાં વિશેષ કરીને શાસ્ત્રીય ગ્રંથો અને પ્રવાસનાં પુસ્તકો તે ચાહીને વાંચતો. તેને જે થોડી ઘણી નવરાશ મળતી, તેમાં

તે ઉદ્‌ભિજ્જ-શાસ્ત્રનું અધ્યયન કરવા લાગ્યો; અને તે કારણ માટે તે જૂદી જૂદી વનસ્પતિનો શોધ કરવાને આસપાસના ભાગમાં પુષ્કળ રખડતો. લૂગડાં વણવાના કારખાનાંમાં પણ તે તેનું વાંચવાનું કામ છોડતો નહિ. કાંતવાના સંચા ઉપર તે તેની ચોપડી એવી રીતે ગોઠવતો કે, તે તેની પાસે થઇને જા આવ કરે, તે વેળાએ એ કારખાનાના ગડગડાટમાં પણ એક વાકય પછી બીજું અને બીજા પછી ત્રીજું, એમ તે ચાલતાં પકડતો જતો. આવી રીતે આ ખંતીલા છોકરાએ ઘણું ઉપયોગિ જ્ઞાન મેળવ્યું; અને તે જેમ મોટો થતો ગયો, તેમ મૂર્તિપૂજક લોકોમાં ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ કરવાની તેને બહુ ઉત્કંઠા થઇ આવી. એ કામને માટે વધારે પાત્ર થવાના હેતુથી તેણે વૈદક-શાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો. એ કારણસર તેણે તેના રોજમાંથી ઉગારો પાડવા માંડ્યો; અને તેનો તેણે સારો સંચય કર્યો; તેથી કેટલાએક શિયાળામાં તે પોતાના પૈસાથી પોતાનો નિર્વાહ કરીને ગ્લાસગો શહેરની વૈદકશાળામાં ભણવા જવા લાગ્યો, તેમ જ ત્યાં એક વર્ગમાં રહીને ગ્રીક ભાષાનો અભ્યાસ કરવા લાગ્યો; તથા ધર્મના વિષય ઉપર જે ભાષણો અપાતાં હતાં, તેમાં પણ તે હાજર રહેવા લાગ્યો; અને એ મોસમ જાય, એટલે વરસના બાકીના ભાગમાં તે વળી રૂ કાંતવાના કારખાનામાં રોજે જતો. એ પ્રમાણે તે જેટલી મુદ્દત પાઠશાળામાં જતો, તે બધા વખતમાં તે પોતાના બચાવેલા પૈસામાંથી જ પોતાનો નિભાવ કરતો. રૂ કાંતવાના કારખાનામાંથી તેને જે રોજી મળતી, તે સિવાય બીજે કોઈ ઠેકાણેથી એક બદ્દામ સરખી પણ તેને આશ્રય દાખલ મળતી ન હતી. તે ખરા દિલથી કહેછે કે, નાનપણમાં મેં જે કષ્ટ ભરેલી જીંદગી ગુજારી છે, તે ઉપર પાછી નજર કરીને મારા મન સાથે વિચાર કરૂંછું, તો મારી બાળ-કેળવણીમાં એથી મને સંગીન ફાયદો થયો છે; અને તેથી તે સ્થિતિને માટે મારા મનમાં આજ પણ ઉપકારનો ઉભરો આવ્યા વિના રહેતો નથી; અને મારે જો મારી જીંદગીનો ફરીથી આરંભ કરવો હોય, તો એવી જ ગરીબ દશામાં અવતરવું અને એવી જ કઠણ મહેનતની કેળવણીમાં પસાર થવું મને ગમેછે. આખરે તેણે વૈદક-શાસ્ત્રનો અભ્યાસ સંપૂર્ણ કર્યો; પરીક્ષા વખતે ઉમેદવારોને નિબંધ લખવો પડેછે, તે તેણે લાટિનમાં લખ્યો; તેની બધી પરીક્ષાઓમાં તે પાસ થયો; અને વૈદક-શાસ્ત્રના પંડિતો અને શસ્ત્ર-વૈદ્યોની સભામાં તેને દાખલ થવાની સનદ મળી. તેણે પ્રથમ ચીન જવાનો વિચાર કર્યો. પણ તેવામાં એ દેશ સાથે લડાઈ ચાલતી હતી, તેથી એ વિચાર તેને ફેરવવો પડ્યો. લંડનની ધર્મ-પ્રસારક સભાના આગળ તેણે પોતાનું નામ આપતાં, તેમણે તેને આફ્રિકામાં મોકલ્યો; ત્યાં તે ઇ. સ. ૧૮૪૦ માં પહોંચ્યો. તેણે પોતાના પ્રયત્નથી જ ચીન જવાનો મનસુબો કર્યો હતો; અને 'મને મારી મરજી મુજબ કરવાની ટેવ પડી ગઇ હતી, તે હવે લંડનની ધર્મ-પ્રસારક સભાની

આજ્ઞાનુસાર આફ્રિકા જવાનું ઠરવાથી મને પસંદ પડયું નહિ. બીજાના ઉપર આધાર રાખીને ચાલવાથી જે દુઃખ મનમાં લાગવું જોઇએ, તે આફ્રિકામાં જતાં મને લાગ્યું' એમ તે કહેછે. આફ્રિકામાં પગ મૂકતાની વારમાં તે ખૂબ ધમકથી કામ કરવા મંડ્યો. બીજાંઓએ જે ખેતર ખેડ્યાં હોય, તેમાં જ મહેનત કરીને બેસી રહેવાનું તેને પરવડે એમ ન હતું; તેથી તેણે પોતાનાથી સ્વતંત્ર રીતે કામ કરાય, એવું એક મોટું કામ તે લઇ બેઠો. તે કામને માટે તૈયાર થવાની મતલબથી ઘર બાંધવાનાં અને બીજાં હાથ–મજુરીનાં અનેક કામો તેણે જાત–મહેનતથી કરવા માંડ્યાં; અને ઉપદેશ કરવાનું પણ તેણે જારી રાખ્યું. 'આગળ રૂ કાંતવાનાં કારખાનામાં હું મજુરી કરતો; અને તેવામાં જેવો હું થાકીને લોથ થઇ જતો, તેવો જ હાલ પણ ઉપર જણાવેલી મજુરી કરીને સાંજે ઘેર આવતો ત્યારે હું તદ્દન થાકી જતો, અને કાંઇ પણ અભ્યાસ કરવાને અશક્ત બની જતો' એમ તે લખેછે. જેવામાં તે બેચુઆના જાતના લોકોમાં રહેતો, તેવામાં તે પાણીની નહેરો ખોદતો, ઘરો બાંધતો, ખેતરો ખેડતો, ઢોર ઉછેરતો, અને એ પ્રમાણે મહેનત કરીને દેશીઓને અનેક જાતનાં કામ કરતાં અને ઈશ્વરની આરાધના કરતાં તે શીખવતો. એમનામાંના કેટલાએકને સાથે લઇને તે પગપાળો લાંબી મુસાફરી કરવા નીકળ્યો; ત્યારે તે લોકો એના દેખાવ અને કૌવત વિષે માંહોમાંહે વાતો કરવા લાગ્યા, તે એણે સાંભળી. તે બોલ્યા કે, એ કંઈ જોરાવર નથી; છેક સુકલકડી છે; એ તો એના પગ પેલા બે લાંબા કોથળામાં ઘાલેછે, તેથી જબરો દેખાયછે. એ હમણાં થાકી જવાનો છે. આ બોલ સાંભળીને આપણા ધર્મોપદેશકનું અસલ પહાડી લોહી ઉકળ્યું; અને પંડે એવો સપાટાબંધ ચાલવા લાગ્યો કે તેના બધા સોબતીઓને તેની સાથે રહેવાને ઘણી જ ઉતાવળ કરવી પડતી. આ પ્રમાણે એણે કેટલાએક દિવસ સુધી તેમને એવા તો દોડમાં લીધા કે તેમને એની ચાલવાની શક્તિ વિષેનો વિચાર ફેરવીને બીજી રીતે એને માટે બોલવું પડયું, ત્યારે જ એ જંપ્યો. તેણે આફ્રિકામાં શું શું કર્યું, અને કેવી રીતે તે કામ કરતો, તે જાણવું હોય, તો 'એક ધર્મોપદેશકની મુસાફરી' એ નામનું એનું પુસ્તક વાંચવું. એ જાતના જેટલા ગ્રંથો દુનિયામાં પ્રકટ થયા છે, તેમાં લિવિંગ્સ્ટનનું પુસ્તક ઘણું જ મોહક છે. તેના એક છેલ્લા કૃત્યની હકીકત ઉપરથી એ કેવી ખાસીઅતનો માણસ છે, તે સંપૂર્ણ રીતે જણાઇ આવશે. તે આફ્રિકામાં આવવા નીકળ્યો, ત્યારે બર્કનહેડ નામની એક આગબોટ સાથે લઇને તે ઘેરથી નીકળ્યો હતો. તે ચલાવવા જતાં કેવળ નિરુપયોગિ માલમ પડવાથી ત્રીશ હજાર રૂપિયાને ખર્ચે એક બીજી બનાવી મોકલવાને તેણે પોતાને ઘેર લખી મોકલ્યું. તેણે પોતાના પ્રવાસની ચોપડીઓ છપાવી હતી, તેના

વેચાણથી જે નફો ઉપજ્યો હતો, તે તેણે પોતાનાં છોકરાંના પોષણને માટે ઉંચો મૂક્યો હતો, તે હવે તેણે આ કામમાં ખરચી નાખવાને લખ્યું. તેણે ઉપર મુજબની રકમ આગબોટ બંધાવવાના કામમાં નાખવાનો કાગળ લખતી વખતે એવી મતલબનું લખ્યું કે, છોકરાંઓ પોતપોતાનું પેદા કરી લેશે; એમાં બીજો ઇલાજ નથી.

જૉન હુ!વર્ડની આખી જીંદગી ઉપરથી એવી જ જાતની દૃઢતા અને ધીરજનો બીજો આશ્ચર્યકારક દાખલો મળેછે. હાવર્ડની અલૌકિક વર્તણુક ઉપરથી સિદ્ધ થાયછે કે, ગમે તેવા નબળા બાંધાનો કે નબળા શરીરનો માણસ હોય, તોપણ સ્વધર્મ જાણીને તે જો કોઈ કામ પાછળ મંડે, તો આડા ડુંગર પડ્યા હોય, તેને પણ તે ખસેડી નાખેછે. તુરંગમાં કેદીઓની હાલત સુધારવાનો ખ્યાલ તેના મગજમાં ભરાઇ ગયો; અને એ જ વિચારથી તેનું તન-મન વ્યાપ્ત થઇ ગયું. ગમે તેવું સંકટ આવો, જોખમ નડો, શરીર રોગથી પીડાઓ, પણ તેની જીંદગીના મહાન ઉદ્દેશમાં તે મચ્યો જ રહ્યો. તેનામાં કંઈ અસાધારણ અકલ ન હતી; તે કેવળ સામાન્ય સમજ શક્તિનો માણસ હતો; પણ તે સાફ દિલનો હતો; અને એનામાં ઈચ્છાશક્તિનું જોર જબરૂં હતું. નવાઇની વાત એ છે કે, તેણે પોતાની હયાતીમાં જ પોતાના ધારેલા કામમાં જાણવાજોગ ફતેહ મેળવી; અને તેના ઉમદા પ્રયત્ન તેના મૃત્યુ પછી પણ અસર-કર્ત્તા જ રહ્યા; તેઓ અદ્યાપિ પર્યંત ઇંગ્લંડના કાયદા ઘડનારી સભાના ઉપર માનસિક સત્તા ચલાવેછે; એટલું જ નહિ, પણ સઘળી સુધરેલી પ્રજાના મન ઉપર પણ અસર કરેછે.

ઇંગ્લંડ જે હાલની ઉન્નત સ્થિતિએ પહોંચ્યું છે, તે ઘણા ઘણા ધીરજ-વાળા અને આગ્રહી પુરુષોના પરાક્રમથી પહોંચ્યું છે. જે કામ કરવાને આપણે પેદા થયા છીએ, તે કામ જોરશથી કરવામાં તેઓ સદા રાજી રહેછે; અને કામની તથા જીંદગીની અવધ પૂરી થતાં, તેઓ પ્રભૂનો પાડ માનતા અને રાજી થતા અનંત વિશ્રામ-ધામમાં જાયછે. જોનાસ હાન્વે એ જાતનો નર હતો. કવિ કહેછે કે, એવા પુરુષો

**દોહરો.**

નિજ સદ્વર્તન તેજથી, જગત્ પ્રકાશી જાય;
અમર કીર્તિ અહીં મૂકી તે, સ્વર્ગ વિષે સોહાય.

જોનાસ હાન્વે ઈ. સ. ૧૭૧૨ માં પોર્ટ્સમથમાં જન્મ્યો હતો. ત્યાં એનો બાપ વહાણો બાંધવાની લાતીમાં નોકર હતો. તે લાકડાં, લોઢું વગેરે પોતાના કબજામાં જાળવીને રાખતો. તે કંઈ અકસ્માત્ બનાવથી મરણ પામ્યો; અને હાન્વે નાની ઉમરમાં નબાપો થઈ બેઠો. તેની મા છોકરાં છૈયાંને લ-ઇને લંડનમાં આવીને રહી. ત્યાં તેણે તેમને નિશાળે મોકલવા માંડ્યાં, અને લાજ આબરૂથી તેમને ઉછેરવાને તે ઘણી વિપત્તિ વેઠવા લાગી. જોનાસ સત્તર

વરસનો થયો, ત્યારે તેને લિસ્બન શહેરના એક વેપારીની દુકાન ઉપર કામ શીખવાને મોકલી દીધો. ત્યાં તે તેનું કામ એવી ઝીણી નજર રાખીને કરતો, હમેશાં એવો તો વખત જાળવીને નિયમસર કામ ઉપર હાજર થઇ જતો, અને પોતાની આબરૂ અને પ્રમાણિકપણાને નિષ્કલંક રાખવાને તે એવો તો ખંતી હતો, કે જે માણસો એને ઓળખતા, તે બધા એને માન આપતા અને એની તારીફ કરતા. તે ઈ. સ. ૧૭૪૩ માં પાછો લંડનમાં આવ્યો; અને સેંટ પીટર્સબર્ગમાં એક અંગ્રેજ વેપારીની પેઢી હતી, તેના કહેવાથી તે એ પેઢીમાં ભાગીઓ થઇને કામ કરવાને કબૂલ થયો. તે દુકાનનો વેપાર કાસ્પિયન સમુદ્રને માર્ગે ચાલતો. એ વેપાર હજુ ઉગતો આવતો હતો. તે વધારવાના વિચારથી હાન્વે રશિયામાં ગયો. રાજધાનીના શહેરમાં આવ્યા પછી થોડી મુદ્દતમાં તેણે અંગ્રેજી કાપડની ગાંસડીઓનાં વીશ ગાડાંની એક લંધાર કરીને ઈરાન જવા તે નીકળ્યો. કાસ્પિયન સમુદ્રના અગ્નિકોણમાં આસ્ત્રાબાદ શહેર છે; ત્યાં જવાને તે આસ્ત્રાખાનથી વહાણે ચઢ્યો; તેણે માલ કાંઠે ઉતાર્યો ન ઉતાર્યો, એટલામાં તો એક હુલ્લડ થયું અને તેની ગાંસડીઓ તેની પાસેથી લઇ લીધી. તેમાંનો ઘણોખરો માલ તો તેણે પાછો મેળવ્યો. પણ આવો બનાવ બનવાથી તેના આ મોટા સહાસિક પરાક્રમનો લાભ ઘણે દરજ્જે તણાઇ ગયો. તેને તથા તેના સોબતીઓને પકડવાને એક કાવત્રું રચાયું; તેથી અગમચેતી વાપરીને તે વહાણે ચઢી ગયો, અને ઘણાં ઘણાં દુઃખ વેઠીને તે સહીસલામત ગિલાન પહોંચ્યો. 'નિરાશ ન થા' એ ધર્મ-શાસ્ત્રના નીતિવચનમાં કેવો મર્મ રહ્યો છે, તેનો પ્રથમ વિચાર આ વેળાએ મહા સંકટમાંથી તેનો બચાવ થતાં એવા જોરથી તેને આવવા લાગ્યો કે તેણે એ શબ્દો પોતાના **મહા વાકય** રૂપે ગ્રહણ કર્યા. તેણે સેંટ પીટર્સબર્ગમાં રહીને પાંચ વરસ સુધી વેપાર કર્યો; તેમાં તેને બહુ સારો લાભ થયો. એવામાં એનો કોઈ સગો મરણ પામ્યો. તે હાન્વેને વારસામાં કાંઇક મિલ્કત મૂકતો ગયો; તેથી અને પોતાની પાસે પણ સારી માયા પુંજી હતી, માટે તે રશિયામાંથી ઉચાળા ભરીને ઈ. સ. ૧૭૫૦ માં પોતાના વતનમાં આવીને રહેવા લાગ્યો. તે કહેછે કે, ઇંગ્લંડમાં પાછા આવવાની મારી મતલબ એ હતી કે, મારૂં શરીર મૂળથી જ ઘણું નાજુક હતું, તે કાંઇક સુધારવું; અને મારૂં તથા મારા જાતી ભાઇઓનું મારાથી બને તેટલું ભલું કરવું. પોતાના બંધુ-જનને ઉપયોગિ થઇ પડવામાં અને તેમનું કલ્યાણ કરવામાં તેણે પોતાની જીંદગીનાં બાકીનાં વરસ ગુજાર્યાં. પરોપકારનાં કામ કરવામાં પોતાની પેદાશનો વધારે ભાગ તે ખર્ચી શકે, એવા હેતુથી તે ડોળ દીમાખ વિના સાદી રીતે રહેવા લાગ્યો. લોકોપયોગિ સુધારાના કામમાં પ્રથમ તો લંડન શહેરના મોટા રસ્તા દુરસ્ત કરવા પાછળ તે મંડ્યો; અને તેમાં તે ઘણે દરજ્જે પાર

પત્રો. ઇ. સ. ૧૭૫૫ માં એવી બૂમ ચાલી રહી હતી કે, ફ્રેંચ લોકો આપણા દેશ ઉપર હલ્લો કરનાર છે, તેથી મિ. હાન્વેએ જેમ બને તેમ ખલાસી-ઓની ભરતી કરવાને સરસમાં સરસ ઉપાય કામે લગાડવા ઉપર લક્ષ દેવા માંડ્યું; પાદશાહી નાણાવટના ચોકમાં તેણે વેપારીઓ તથા વહાણના ધણીઓની એક સભા ભેગી કરી; અને ખુશ્કી લશ્કરના વગર પગારના ઉમેદવારો તથા છોકરાઓને નૌકા-યુદ્ધ કરવાને માટે લાયક કરીને પાદશાહી વહાણોમાં આપણે તેમને નોકરીમાં દાખલ કરી દેવા; અને તે કામ સારૂ આપણે એક સભા સ્થાપન કરવી ઘટેછે, એમ તેણે જાહેર કર્યું. જયજયકારના પોકારથી એ દરખાસ્ત સૌએ મંજૂર રાખી. તરત જ એક સભા મુકરર કરવામાં આવી; તેમાં કામકાજ કરવાવાળા અધિકારીઓની નીમનોક થઇ; અને તે સર્વેને માથે મિ. હાન્વે પૂરો અખ્ત્યાર વાપરીને બધું કામ ચલાવવા લાગ્યો. આનું ફળ એ થયું કે ઇ. સ. ૧૭૫૬ માં નાવિક સભા સ્થાપન થઇ. એથી આપણી આખી પ્રજાને મોટા લાભ થયા છે; અને આજ પણ એ સભા ઘણાં ઉપયોગિ કામ કરેછે. એ સભાએ કામ કરવા માંડ્યું, ત્યારથી છ વરસની મુદ્દતમાં તેણે ૫,૪૫૧ છોકરાઓને તથા ૪,૭૮૭ ખુશ્કી લશ્કરના વગર પગારી ગૃહસ્થ સિપાઇઓને કેળવી, તૈયાર કરીને નૌકાસૈનમાં દાખલ કર્યા; અને આજ પણ હજુ તે દમભેર કામ કરે જાયછે. ગરીબ માણસોના આશરે ૬૦૦ છોકરાઓને ખૂબ સંભાળથી કેળવી કરીને દર વર્ષે વહાણો ઉપર, અને તેમાં વિશેષ કરીને વેપારીઓનાં વહાણો ઉપર ખલાસી તરીકે એ સભા તરફથી દાખલ કરવામાં આવેછે.

મિ. હાન્વે તેની નવરાશનો બીજો વખત લંડન નગરમાં લોકોપ-યોગિ કાયદા ઘડવામાં, અગત્યની સભાઓ અને લોકકલ્યાણનાં મકાનો સ્થાપવામાં વાપરતો. નધણિયાતાં છોકરાંઓને ઉછેરવાને એક આશ્રયાલય ઘણાં વરસ ઉપર ટૉમસ કોરમે સ્થાપ્યું હતું. તે ઉપર હાન્વે ઘણી મુદ્દતથી ઘણું લક્ષ આપતો હતો; પણ એ પરોપકારી કામથી ગુણ થવાને બદલે અવ-ગુણ થવાનાં ચિન્હ વધારે દેખાતાં હતાં; કારણકે એવું ધર્માદાખાતું નીકળવાથી ઘણાં એ માબાપ પોતાનાં છોકરાંઓને ત્યાં મૂકી જવાનું મન કરતાં. તે જમાનામાં આ કામ મોટું કીર્તિ-દાન ગણાતું હતું; તોપણ આવી ખરાબ રશમની સામા થવાને તેણે નિશ્ચય કર્યો. તે એ કામ પાછળ દૃઢતાથી મંડ્યો જ રહ્યો; અને આખરે '**પાત્ર જોઇને દાન કરવા**'ના તેના મૂળ ઠરાવ ઉપર વાત તેણે આણી મૂકી. નિરાશ્રિત અને નધણિયા-તાંને જ આશ્રય આપવો, એ એનો અસલ વિચાર હતો, તે અનુભવથી અને કાળે-કરીને ખરો છે, એમ નક્કી જણાયું. '**માગ્ડેલન-આશ્રયાલય**'ની સ્થાપના ઘણે દરજ્જે મિ. હાન્વેના શ્રમથી જ થઈ છે; પણ તેણે ગામડાનાં

ગરીબ બાળકોને અર્થે પ્રયત્ન કરવામાં જે આગ્રહથી શ્રમ લીધો છે, તે બે-હદ હતો. તે સમયે ગામનાં ગરીબ બાળકોને ઉછેરવાના બંદોબસ્તમાં કેવળ બેપરવાઇ અને દુ:ખ જ જોવામાં આવતાં હતાં; અને તેથી તે બિચારાં-માંથી એટલાં બધાં તો મરણ પામતાં કે તે જાણીને આપણને ત્રાસ ઉપજે. પણ જેમ અનાથ બાળકોને માટે આશ્રયસ્થાન સ્થાપવામાં આવ્યાં, તેમ આ દીન સ્થિતિનાં છોકરાંઓનું દુ:ખ ઓછું કરવાને કોઇ કીર્તિના લોભે કે કલ્યાણને અર્થે બહાર પડતું નહિ. તેથી એ કામ સારૂ હવે જોનાસ હાન્વે તન–મનથી તૈયાર થયો. કોઇની પણ સહાયતા વિના તેણે એકલા-એ જ પંડે તપાસ કરીને છોકરાંઓ ઉપર કેટલો ગજબ ગુજરેછે, તે નક્કી કર્યું. લંડનમાં જે ઘણા જ ગરીબ લોક હતા, તેમનાં ઘર તે જોઈ વળ્યો; અને જે મકાનમાં ગરીબ માંદાં માણસોને રાખવામાં આવતાં, તે પણ તેણે તપાસ્યાં; તેથી શહેરમાં અને શહેરથી ફરતાં પંચકોશી જે આશ્રયગૃહ હતાં. તેમાં ગરીબ લોકોને કેવી રીતે દાખલ કરવામાં આવેછે, તેમની પાસેથી શું શું કામ અને કેવી મહેનત કરાવવામાં આવેછે, તેમને ખાવાપીવાનું અને ઓઢવા પાથરવાનું કેવી રીતનું મળેછે, તે તમામ બાબતની વ્યવસ્થા કેમ ચાલેછે, તે તેણે બારીકીથી તપાસીને નક્કી કર્યું. બીજા દેશોમાં એવાં કંગાલ માણસોને રાખવાને કેવી રીતની ગોઠવણ છે, તે જાણવાને માટે તથા તેમાંથી જે જે રીતો આપણા દેશના આશ્રય–ગૃહમાં દાખલ કરવાથી ફાયદો થાય, તેવી રીતોની નોંધ કરી લાવવાના વિચારથી તે ફ્રાન્સમાં અને આખા હૉલંડ દેશમાં ફરી વળ્યો. એ પ્રમાણે તે પાંચ વરસ સુધી રખડ્યો; અને પછી ઇંગ્લંડમાં આવીને તેણે જે જે જોયું હતું, તે સઘળું એકઠું કરીને તેનું પુસ્તક પ્રકટ કર્યું. તેનું ફળ એ નીપજ્યું કે, ઘણાંએક આશ્રય–ગૃહને નવેસરથી સુધારવામાં આવ્યાં; અને બીજામાં જે ફેરફાર કરવો ઘટતો હતો, તે કરવામાં આવ્યો. એણે ઇ. સ. ૧૭૬૧ માં સરકાર પાસે એક એવો ધારો પસાર કરાવ્યો કે તેથી કરીને લંડનના દરેક ગામના મુખી માણસને એક વાર્ષિક નોંધવહી રાખવાની જરૂર પડી. આશ્રયગૃહમાં જે બાળકોને દાખલ કરવામાં આવે, જેમને રજા આપવામાં આવે, અને જેઓ મરી જાય, તે સઘળી હકીકત તેમાં દાખલ કરવી પડતી. સરકારના કાયદાનો બરાબર અમલ થાય, તેને માટે પોતે જ સંભાળ રાખીને, બેહદ ચોકશીથી અને અથાક શ્રમથી તે દેખ-રેખ રાખવા લાગ્યો. તે એક 'બાળ–આશ્રય–ગૃહ' તપાસીને બીજે જતો; અને બીજું તપાસીને ત્રીજે જતો; એ પ્રમાણે સવારનો બધો વખત તે એ તપાસમાં કાઢતો; અને બપોર પછીના વખતમાં પાર્લમેંટના એક સભાસદનો ઘેરથી બીજાને ઘેર, અને બીજાને ઘેરથી ત્રીજાને ઘેર તે ભટકતો. એ પ્રમાણે દરરોજ વરસનાં વરસ સુધી તે કરતો. કોઇ પાછો હડસેલી મૂકે, કોઇ અપ-માન આપે, કોઇ તેની વાત સાંભળે નહિ, તો તે સહન કરતો; કોઇ વાંધા

ઉઠાવે, તો તેના રદીઆ આપતો; અને કોઇ મિજાસી હોય, તો તેની ત-બીએત જાળવીને વાત કરતો. આખરે આવી રીતે લગભગ દશ વરસ સુધી મહેનત અને અથડાઅથડી કરીને પોતાના અપરિમિત આગ્રહના પ્રબળથી તેણે પોતાને જ ખર્ચે એક બીજો કાયદો પસાર કરાવ્યો. તે ત્રીજા જૉર્જ રાજાના રાજ્યનો સાતમો કાયદો, પ્રકરણ ૩૯ ના નામથી ઓળખાયછે. જે ગામોમાં જન્મમરણનું અઠવાડીઉં થાયછે, તે ગામનાં જેટલાં છોકરાં હોય, તેમને ગામમાં 'બાલાશ્રય-ગૃહ'માં રાખવાં નહિ; પણ ગામ બહાર આટલા અમુક ગાઉને છેટેના આશ્રય-ગૃહમાં ઉધરવાને મોકલવાં. ત્યાં તેમને ૭ વરસનાં થતા સુધી રાખવાં. તેમના ઉપર જે વાલીઓ નીમવામાં આવે, તેમને ત્રણ ત્રણ વરસે બદલીને નવા રાખવા, એ પ્રમાણેની એ કાયદાની મતલબ હતી. 'છોકરાંઓના જીવ બચાવવાનો કાયદો' એ નામથી જ ગરીબ લોકો એ ધારાને કહેવા લાગ્યા. આ કાયદો પસાર થયા પછીનાં રેજીસ્ટર અથવા નોંધવહીઓની સાથે પહેલાંનાં રેજીસ્ટરનો મુકાબલો કરવામાં આવે, તો તે ઉપરથી સાફ માલમ પડશે કે આ ભલા અને શાણા માણસે દાનાઈથી એ કામમાં હાથ ઘાલવાથી હજારો છોકરાંના જીવ ઉગાર્યાં છે.

લંડનમાં જ્યાં જ્યાં કોઇ પણ પરોપકારી કામ કરવાનું હોય, તો તેમાં જોનાસ હાન્વે તો હોય જ એ નક્કી સમજવું. લંડન શહેરનાં ઘરનાં ધૂમાડીઆં વાળનાર છોકરાઓના રક્ષણને માટે જે પહેલો કાયદો ઘડવામાં આવ્યો, તે એના જ પ્રતાપથી. મૉંટ્રિયાલમાં લાહે લાગવાથી અને તેવી જ રીતે બાર્બેડોઝના બ્રિજટાઉનમાં થવાથી ઘણું નુકસાન થયું હતું; તેથી આફતમ આવી પડેલા ગરીબ લોકોને મદદ દેવાને માટે તેણે તરત જ ઉઘરાણું કરવા માંડ્યું. દરેક ટીપમાં એનું નામ તો હોય જ; અને એનો પરોપકારી સ્વભાવ અને સાચવટ સૌના જાણવામાં હતાં. તેની પાસે જે થોડી પુંજી હતી, તે બીજાઓની સેવામાં પરોપકારાર્થે એને બીજા માણસોએ વાપરવા દીધી નહિ. લંડન નગરમાં પાંચ આગેવાન ગૃહસ્થો મિ. હાન્વે ન જાણે તેમ લૉર્ડ બ્યૂટ પાસે ગયા. એ પંચમાં મિ. હોર નામે શરાફ હતો, તે મુખી હતો. તેમણે એ સરકારના વડા દિવાનને લંડન નગરવાસીઓ તર્ફથી અરજ કરી કે, આ ભલા માણસે સ્વદેશની નિ:સ્વાર્થપણે જે સેવા બજાવી છે, તેની આપ મહેરબાની કરીને કાંઇ કદર કરશો. આ પ્રમાણે બનવાથી થોડા દિવસ ગયા પછી નૌકાસેનને મોદીખાનાનું પૂરૂં પાડવાને માટે મિ. હાન્વેની કમિશનરની જગા ઉપર એ સરકારે નીમનોક કરી.

મિ. હાન્વેની ઉત્તરવયમાં તેનું શરીર એટલું બધું નાકૌવત થઈ ગયું કે, મોદીખાનાની કમિટીમાં તે કમિશનર હતો, તે હોદ્દો તેને છોડવાની જરૂર પડી; પણ એનાથી કેવળ નકામા બેસી રહેવાય, એવો એનો સ્વભાવ

ન હતો. આદિતવારની નિશાળો તે વખતે ઉગતી અવસ્થામાં હતી, તે નવી કાઢવા પાછળ તે મહેનત કરવા લાગ્યો. ગરીબ હબશી લોકો લંડન નગરના મ્હોલ્લામાં નિરાધાર હાલતમાં ભીખ માગતા ભટકતા હતા, તેમનાં દુઃખ મટાડવાને તે કોશીસ કરવા લાગ્યો; અને શહેરમાં જેઓ દુઃખી અને દરિદ્રિ લોકો હતા, અને જેમના ઉપર કોઇ નજર પણ નહોતું કરતું, તેમની હાલત સુધારવાને તે પ્રયત્ન કરવા મંડ્યો. માણસ જાત ઉપર જે અનેક જાતનાં દુઃખ પડેછે, તે સર્વ પ્રકારનાં દુઃખ તેના જોવામાં આવ્યાં હતાં; પણ તેથી તે ઉદાસ પ્રકૃતિનો ન થતાં, હમેશાં આનંદમાં રહેતો; તે જો એવો ખુશમિજાસી ન હોત, તો તેનો બાંધો મુળથી જ બહુ નબળો હતો, તે છતાં તે આટલું બધું કામ પોતાને માથે લઇને ધૂમતો, તે થઇ શકત જ નહિ. તે આળસથી બહુ ડરતો; બેસી રહેવું, તેને દુશ્મન જેવું લાગતું. શત્રુનો જેટલો ડર નહિ, તેટલો એને સુસ્તીનો ડર હતો. તેનું શરીર કાગળની કોથળી જેવું હતું, તોપણ તે બડો હિમ્મતવાન અને અથાક મહેનતુ હતો; અને જે કામ એને ખરૂં અને વાજબી લાગે, તે કરવાને તે કદી પાછો હઠતો નહિ. આ વાત તો નજીવી લાગશે, તોપણ અમે જણાવીએ છીએ કે લંડન નગરમાં બારે મહિનાનો વરસાદ છતાં, કોઈ છત્રી ઓઢીને ચાલતું નહિ; તેમાં પ્રથમ છત્રી ઓઢનાર જોનાસ હાન્વે હતો. એટલું કામ કરવામાં પણ કેટલા પાકા મનની જરૂર છે, તે વિચારવું જોઇએ. લંડનમાં હાલ જ કોઇ વેપારીની મગદૂર છે કે, તે પોતાને માથે અણીદાર ચીનાઈ ટોપી પહેરીને કણુપીઠની સડક ઉપર ચાલવાની હિમ્મત ધરશે? તેમ કરવા જતાં કેટલું દ્દઢ મન અને આગ્રહ રાખવાં પડેછે, તે તેને પછવાડેથી જણાશે. મિ. હાન્વેએ ત્રીશ વરસ સુધી છત્રી વાપરી, ત્યારે તે શહેરમાં બધે વપરાવા લાગી.

હાન્વે ખરેખરી વટવાળો, સાચો અને ભલો હતો. તેનો દરેક બોલ ભરોસો રાખવા જોગ જ હોય. કોઇ વેપારીની વર્તણુક પ્રામાણિક છે, એવું તે જાણે, તો તે તેના ઉપર એટલો બધો મોહિત થઇ જતો કે, તે તેને પૂજ્ય ભાવે ગણતો. તે કોઇ પણ વિષયની સ્તુતિ કરવામાં બહુ જ સાવધ રહેતો; તથાપિ એક નેક ટેકવાળા વેપારીની વાત જો તેના આગળ નીકળી, તો તે વખત તેનાથી સ્તુતિ કર્યા વિના રહેવાતું નહિ. જેવી તેની વાણી હતી, તેવી જ તેની કરણી હતી. તે જે બોલતો, તે પાળતો; તે જેવું કહેતો, તેવું જ કરી બતાવતો. તેણે પ્રથમ વેપાર ખેડ્યો હતો, તેમ જ પાછળથી લશ્કરી મોદીખાનાનું કામ કર્યું હતું; પણ એ બંને કામમાં તેની રહેણી કેવળ નિષ્કલંક હતી. ઉધડી રકમે મોદીખાનાની કાંઇ પણ ચીજ લશ્કરને પૂરી પાડવાને ઇજારદારો ઇજારો લેતા; તેઓ ગમે તેવી હલકી કે ભારે કિંમતની ભેટ તેને આપવાને આવે, પણ તે લેતો જ નહિ. મોદીખાનાના

ખાતામાં એ જેવામાં અધિકારીનું કામ બજાવતો હતો. તેવામાં જો કોઈ કાંઇ નજરાણું મોકલે, તો તે વિવેકથી પાછું વાળીને મોકલનારને જણાવતો કે, મારા મોદીખાનાના ખાતાની સાથે કોઈ પણ માણસને કંઇ પણ સંબંધ હોય, તેમની પાસેથી કંઈ પણ બક્ષીસ આવે, તો તે લેવી જ નહિ, એવો મેં નિયમ કર્યો છે. તેને જણાયું કે, હવે મારૂં શરીર ઘસારામાં પડ્યું છે; તેથી જાણે કોઇ માણસ શહેરમાંથી નીકળીને ગામડાની મોજમઝા માણવાને જેવા આનંદથી જવાની તૈયારી કરતો હોય, તેવા જ આનંદથી તે મોતની તૈયારી કરવા લાગ્યો. જે જે દુકાનદારો એની પાસે કંઈ પરચુરણ માગતા હશે, તે બધાને બોલાવીને ચૂકતે હિસાબે તેણે નાણું આપી દીધું; પોતાના મિત્રો પાસેથી તેણે છેલ્લી રજા લીધી; પોતાના કામકાજનો બંદોબસ્ત કર્યો; પોતાના શરીરને સાફસુફ કરાવીને ચોકખાં લૂગડાંલત્તાં પહેર્યાં; અને પોતાની ૭૪ વરસની ઉમરે પ્રૌઢ શાંતિ અને આનંદથી તેણે પ્રાણ ત્યાગ કર્યો. તેની પાછળ રૂ. ૩૦,૦૦૦ થી કાંઇક કમતી રકમ નીકળી; એ મિલ્કતની માગણી કરે, એવાં તેને કોઇ સગાંવહાલાં ન હતાં; તેથી જે અનાથ અને નિરાશ્રિત બાળકોને વાસ્તે જીવતાં તેણે આટલો શ્રમ વેઠ્યો હતો, તેઓમાં એ વહેંચી આપતો ગયો. સંક્ષેપમાં કહેવાનું કે, જોનાસ હાન્વેની સુંદર જીંદગી એવી રીતે ગુજરી. પૃથ્વીના પડ ઉપર એક સાચો, ઉત્સાહી, પરમ ઉદ્યોગી, મહેનતુ અને પાક દિલનો એ એક ખરો નર થઈ ગયો.

એક માણસ પોતાના જુસ્સાથી અને ઉત્સાહથી કેટલું કરી શકેછે, તેનું બીજું, આપણે નવાઇ પામીએ એવું દૃષ્ટાંત ગ્રાન્વિલ શાર્પના જીવન–ચરિત્રમાંથી જડશે. ગુલામગીરી નાબુદ કરવાને માટે મહેનત કરવાને કલાર્કસન, વિલ્બર્ફોર્સ, બકસ્ટન અને બ્રૂઅમ જેવા મહાત્માઓનો નાનો વિરલ સદ્‌ગુણી સમાજ એકત્ર થયો; તેમનામાં શાર્પની સ્ફૂરણ સત્તા વ્યાપ્ત થઇ ગઇ. અમે જે પુરુષોનાં નામ મોખરે મૂક્યાં છે, તેઓ ગુલામગીરીની જડ કાઢવાને રાક્ષસની પેઠે મહેનત કરતા હતા; તથાપિ, એ સર્વેમાં ગ્રાન્વિલ શાર્પ પહેલે નંબરે બિરાજેછે; અને આગ્રહ, ઉત્સાહ તથા ધીટપણામાં પણ ઘણુંકરીને એ જ સર્વોપરિ હતો. ટાવર હિલમાં એક કાપડીઆની દુકાન ઉપર એ પ્રથમ કામ શીખવાને રહ્યો; તેની બંધણીની મુદ્દત પૂરી થવાથી, તે ત્યાંથી નીકળીને તોપખાનાના કામમાં એક કારકુનની જગા ઉપર દાખલ થયો. આવી હલકી જગા ઉપર એ હતો, તેવામાં તેની નવરાશના વખતમાં તે હબશીઓને ગુલામગીરીની બેડીમાંથી છોડવવાના કામ પાછળ મંડ્યો રહેતો. જો કાંઇ ઉપયોગિ કામ કરવાનું હોય, અને તેમાં ગમે તેટલી મજુરી કરવાની હોય, તો તે ખુશીથી કરતો. એવી ટેવ એ છેક શીખાઉ ઉમેદવાર હતો, ત્યારથી એને પડી હતી. તેનું અમે એક ઉદાહરણ આપીએ છીએ. તે જેવામાં પેલા કાપડીઆની દુકાને ઉમેદવારી કરતો હતો,

તેવામાં તેનો જોડીઓ એક બીજો ઉમેદવાર તેની સાથે એક જ ઘરમાં રહેતો હતો. તે એકેશ્વરી મતનો હતો. તે શાર્પને ધર્મ-વિવાદમાં વારંવાર ખેંચી જતો. તેણે શાર્પને કહ્યું કે, ધર્મશાસ્ત્ર અસલ ગ્રીક ભાષામાં લખાએલું છે; અને તને ગ્રીક ભાષા આવડતી નથી, તેથી તેમાંનાં કેટલાંએક વચનોનો અર્થ બરાબર ન સમજવાથી તું પિતા, પુત્ર અને પવિત્ર આત્મા, એમ ત્રણ નોખા ગણેછે. તેનો નિર્ણય કરવાને તે સાંજ સાંજના ગ્રીક ભાષા શીખવા પાછળ મંડ્યો, અને થોડી મુદ્દતમાં એ ભાષાનું બારીક જ્ઞાન તેણે મેળવ્યું. તેમની સાથે એક ત્રીજો ઉમેદવાર યાહુદી હતો. પૂર્વેના પેગંબરો જે ભવિષ્ય ભાખી ગયા છે, તેના માર્મિક અર્થ સમજવામાં તેની સાથે એવો જ વાદ થતાં, તેણે મહેનત કરીને યાહુદી અથવા હીબ્રુ ભાષા હાથ કરી.

પણ તેણે પોતાની જીંદગી જે કામ પાછળ બહુધા કરીને વાપરી, તે શાથી ઉત્પન્ન થયું અને તેના તર્ફ તેનું વલણ શા કારણથી થયું, તેનું મૂળ તેની ઉદારવૃત્તિ અને પરોપકારી સ્વભાવમાંથી નીકળેલું જણાશે. તેના ભાઇનું નામ વિલિયમ હતુ. તે લંડન નગરની મિન્સિંગ પોળમાં વૈદું કરતો. જે અનાથ ગરીબ દર્દીઓ તેની પાસે આવતા, તેમને એ મફ્ત દવા અને સલાહ આપતો. તે કાપકૂપનું કામ પણ સારી પેઠે કરતો. એવા કારણ સારૂ તેની પાસે ઘણા હેરાન થતા માણસો સુખ-શાતા મેળવવાને આવતા. તેમાં એક દિવસ તેની પાસે એક આફ્રિકાખંડ-નિવાસી આવ્યો. તેનું નામ જૉનથન સ્ટ્રૉંગ હતું. એ હબશી-ગુલામનો શેઠ બાર્બેડોઝ બેટમાં એક વકીલ હતો. તે આ ટાણે લંડનમાં આવ્યો હતો. તેણે એ બાપડા ગુલામને ઢોર-માર માર્યો હતો, તેથી તે લૂલો થયો; તેની આંખો પણ જવા બેઠી; અને તે કામ કરવાને કેવળ અશક્ત થઇ ગયો. તેના શેઠને જણાયું કે આ શખ્સ હવે આપણને કંઇ ખપ લાગે એમ નથી, અને નકામી વેઠ પાલવવાની છે; તેથી કઠોર હૈયાથી તેણે તે બાપડાને ભૂખે મારી નાખવાને લંડન નગરના મ્હોલ્લામાં હડસેલી મેલ્યો. આ કંગાલ માણસ રોગનો ઢગલો થઇ પડ્યો હતો. તેણે કેટલાએક દિવસ તો ભીખ માગીને જેમ તેમ કરીને ચલાવ્યું. એમ કરતાં કરતાં તે વિલિયમ શાર્પની પાસે આવી લાગ્યો. તેણે તેને કંઇ દવા આપી; અને પછી તેને સેંટ બાર્થોલોમ્યુના દવાખાનામાં તેણે દાખલ કરાવ્યો. ત્યાં તે સાજો થયો. તેને દવાખાનામાંથી રજા મળ્યા બાદ પાછી ભીખ માગવી ન પડે તેથી બંને શાર્પ ભાઇઓ તેને રોટલો ખવડાવતા; પણ એ માણસના અંગ ઉપર કોઇનો પણ હક પહોંચતો હશે, એવો તેમને જરા પણ વહેમ ન હતો. તેઓએ વળી ફાંફાં મારીને સ્ટ્રૉંગને એક ગાંધી-વૈદને ઘેર ઓસડીઆં વાટીને તૈયાર કરવાની નોકરી અપાવી. ત્યાં તે બે વરસ સુધી રહ્યો. તેની શેઠાણી ઘોડાગાડીમાં બેસીને એક વાર

કુંઈ જતી હતી; તેની પાછળ તે ગાડીના પાછલા પગથીઆ ઉપર ઉભો હતો. તેવામાં તેના અસલ ધણીએ–પેલા બાર્બેડોઝના વકીલે તેને ઓળખી કાઢ્યો; અને હવે તો એ પાછો સાજો થયો દેખાયછે, અને આપણા કામમાં આવશે, એમ મન સાથે વિચાર કરીને તેણે તેને પોતાના કબજામાં લેવાનું ધાર્યું. લંડન નગરના મોટા કોટવાલ પાસેથી બે સરકારી માણસો લઇને તેણે સ્ટ્રૉંગને પકડાવ્યો; અને વેસ્ટ ઇંડીઝ ખાતે કોઇ વહાણ જવા નીકળે, ત્યાંસુધી તેને ચોકી પહેરામાં રાખ્યો. કેટલાંએક વરસ ઉપર ગ્રાન્વિલ શાર્પે તેના મહાસંકટ સમયે જે સેવા ચાકરી કરી હતી, તે તુરંગમાં પડ્યાં પડ્યાં પેલા હુબશીને મનમાં સાંભરી આવી; તેથી તેણે તેને એક કાગળ લખીને તેની સહાયતા માગી. શાર્પ તો સ્ટ્રૉંગનું નામ પણ ભૂલી ગયો હતો; પણ તે કાગળ ઉપરથી તપાસ કરવાને તેણે એક માણસને તુરંગ આગળ મોકલ્યો. તેણે પાછા આવીને શાર્પને કહ્યું કે, પહેરેગીર માનતા નથી; તેઓ કહેછે કે, તમે કહોછો એવો કોઇ માણસ આ કેદખાનામાં નથી. આમ થવાથી શાર્પને ઉલટો વહેમ પડ્યો. તે પંડે પેલા બંદીખાના આગળ ગયો; અને જૉનથન સ્ટ્રૉંગને મળવાનો મમત લઇ બેઠો. તેને હવે તુરંગમાં તેડી ગયા વિના છૂટકો ન હતો. તે અંદર ગયો; તેણે પેલા ગરીબ હુબશીને ઓળખ્યો. તે પકડાઇને ગુલામની હાલતમાં ત્યાં કેદખાનું સેવતો હતો. મિ. શાર્પે તે બંદીખાનાના ઉપરિને કહ્યું કે, હું હમણાં લાગલો જ શહેરના મોટા કોટવાલ પાસે જાઉંછું; તેની પાસે હું જૉનથન સ્ટ્રૉંગને તેડી જઇશ; ત્યાં સુધી તમારે એને કોઇ પણ શખ્સ સોંપવો નહિ. જો સોંપશો, તો તેનું જોખમ તમારે શિર રહેશે. એમ કહીને તે તરત જ શહેરના કોટવાલ પાસે ગયો; અને સરકારના હુકમ વગર જે માણસોએ સ્ટ્રૉંગને પકડીને તુરંગમાં નાખ્યો હતો, તે માણસોને અદાલતમાં હાજર થવાના સમન્સ (હુકમ) કઢાવ્યા. તે મુજબ પક્ષકારો કોટવાલ આગળ હાજર થયા; અને મુકદ્દમો ચાલતાં જણાયું કે, એટલી વારમાં તો સ્ટ્રૉંગના અસલ ધણીએ એક બીજા માણસને ત્યાં એને વેચ્યો પણ હતો. તે નવા ધણીએ વેચાણનો દસ્તાવેજ અદાલતમાં રજુ કર્યો; અને એ હુબશી મારી મિલ્કત છે, માટે તે મને સોંપી દેવી જોઈએ, એમ દાવો કરવા લાગ્યો. સ્ટ્રૉંગની ઉપર કોઇ ગુન્હાની ફર્યાદી હતી નહિ; તેના ઉપર કોઇ જાતનું તહોમત હતું નહિ; અને સ્ટ્રૉંગ ગુલામ ગણાય કે નહિ, માણુસ જાતની સ્વતંત્રતાનું વેચાણ થાય કે નહિ, એ કાયદાનો એક મોટો સવાલ હતો. શહેર–કોટવાલને એવી ભારે બાબતનો ચુકાદો કરવાનો અખ્ત્યાર હતો નહિ; તેથી તેણે સ્ટ્રૉંગને છોડી મૂક્યો; અને પેલો ગુલામ બેધડક તેના ભલું કરનારની પાછળ પાછળ ચાલ્યો ગયો. કોઈની મગદૂર નહિ કે તેને આંગળી અડકાડે. એ ગુલામના

ધણીએ તરત જ શાર્પને ખબર આપી કે, તમે મારો ગુલામ બચાવી પડ્યા છો, તેનો કબજો કરવાને હું તમારા સામો દાવો બાંધીશ.

આ સમયે એટલે ઇ. સ. ૧૭૬૭ માં ઇંગ્લંડની પ્રજામાંના દરેક અંગ્રેજને પોતાના પંડની કુલ સ્વતંત્રતા છે, એમ સદા સર્વદા કલ્પનામાં અને કાગળ ઉપર કહેવાતું હતું; પણ વ્યવહારમાં તે છૂટ ઉપર દુઃખદાયક રીતે તરાપ મારવામાં આવતી હતી; અને ઘણુંકરીને દરરોજ અંગ્રેજી સ્વતંત્રતાના નિયમોનું ઉલ્લંઘન કરવામાં આવતું હતું. દરિયાઇ ફોજમાં ભરતી કરવાને માણસોને હમેશાં જોરજુલમથી ઉપાડી લઇ જતા. એ કામને માટે સરકાર તર્ફથી જુલમગારનાં ખાસ ટોળાં ફરતાં હતાં; વળી તે ઉપરાંત લંડનમાં તેમ જ બ્રિટિશ રાજ્યનાં સઘળાં મોટાં શહેરોમાં લુટારૂ–પોલીસની ફોજ જ ખડી કરી દેવામાં આવી હતી. તેઓ માણસોને પકડી પકડીને ઇસ્ટ ઇંડિયા કુંપનીની નોકરી માટે હિંદુસ્તાન ખાતે વહાણોમાં ધકેલી મેલતા; અને જ્યારે હિંદુસ્તાનમાં વધારે માણસોનો ખપ ન રહ્યો, ત્યારે જે માણસો વધારા ખાતે પડ્યાં હતાં, તેમને અમેરીકાનાં નવાં વસેલાં સંસ્થાનોમાં જમીનદારોની ચાકરી કરવાને ત્યાં હડસેલી મેલતા. લંડન અને લિવરપૂલ જેવાં મોટાં શહેરોનાં વર્તમાનપત્રોમાં ખુલી રીતે જાહેર ખબરો છપાતી કે, હબશી–ગુલામો વેચવાના છે. જે ગુલામો નાસી ગયા હોય, તેને કોઇ ફરીથી પકડી આપે, તેમને ઇનામો આપવામાં આવતાં હતાં; અને નદીમાં ફલાણાં ફલાણાં વહાણો છે, તેમાં જે કોઇ એ ભાગી ગએલા ગુલામોને લાવીને હાજર કરશે, તેને અમુક ઇનામ આપવામાં આવશે, એમ જાહેર કરવામાં આવતું.

જે માણસ ગુલામ કહેવાતો, તેની સ્થિતિ, સ્વતંત્રતાદિકમાં, ઇંગ્લંડમાં અનિશ્ચિત અને સંશયયુક્ત હતી. ન્યાયની અદાલતોમાં એ સંબંધી જે જે ઠરાવ કરવામાં આવતા, તે ડામાડોળ હતા; અને જૂદી જૂદી જાતના હતા; કોઇ પણ મુકરર નિયમને આધારે થતા નહિ. અંગ્રેજ જન–સમૂહનો તો એવો મત હતો કે ઇંગ્લંડની સ્વતંત્ર ભૂમિમાં કોઇ માણસ ગુલામ કહેવાય જ નહિ; ગમે ત્યાં બીજે ઠેકાણે ગુલામ હો, પણ આપણા દેશમાં તે પગ મૂકે કે તરત જ તેની બેડી તૂટી જાયછે; તથાપિ તે સમયે વિખ્યાત ન્યાયપંડિતો એથી તદ્દન ઉલટા જ વિચાર બતાવતા હતા. જૉનથન સ્ટ્રૉંગની બાબતમાં મિ. શાર્પ ઉપર દાવો બાંધવામાં આવ્યો હતો; તેમાંથી પોતાનો બચાવ કરવાને તે કેટલાએક વકીલો પાસે સલાહ લેવાને ગયો. તેઓ છેલ્લે જણાવેલા ન્યાયશાસ્ત્રીઓના વિચારને મળતા આવ્યા. વળી, જૉનથન સ્ટ્રૉંગના ધણીએ તેને કહ્યું કે, ધુરંધર ન્યાયવેત્તા વડા ન્યાયાધીશ લૉર્ડ-માન્સફીલ્ડનો તેમ જ શ્રેષ્ઠ વકીલોનો નિશ્ચય એવો સિદ્ધાંત છે કે, પરદેશમાંથી કોઇ ગુલામ ઈંગ્લંડમાં આવવાથી છૂટો થતો નથી; પણ જ્યાંથી આવ્યો, ત્યાં પાછો અમેરિકાના જમીનદારોની ખેડ કરવાને કાયદાસર તેને

બળ વાપરીને મોકલી શકાય. જો આ ઠેકાણો ગ્રાન્વિલ શાર્પના કરતાં કોઇ કમકૌવતવાન અને કમજુસ્સાવાળો હોત, તો તે નાઉમેદ થઇને એ કામને પડતું મૂકત; પણ તેમ ન થતાં, બીજે નહિ, તો માત્ર ઈંગ્લંડના સ્વતંત્ર ન્યાય-ભૂમિ ઉપર હબશી-ગુલામો તર્ફથી યુદ્ધ મચાવવાને તે વિશેષ આતુરતાથી તત્પર થયો. તેણે કહ્યું કે, આવી રીતે મારો બચાવ કરવાને કોઈ વકીલ મારા પક્ષમાં ઉભો ન રહ્યો; અને જે રીતસર ન્યાયનો આશ્રય મળવાની હું વકી રાખતો હતો, તે જવાથી મારા પોતાના બચાવમાં મારાથી જે કંઇ ભાંગું-તૂટું થાય, તે કરવાની મારે માથે ફરજ આવી પડી. મને ન્યાયના મૂળ-તત્વોનું કે કાયદાનું કિંચિત્ માત્ર પણ જ્ઞાન હતું નહિ. મેં મારી ઉમરમાં ધર્મ-શાસ્ત્રના પુસ્તક ઉપરાંત બીજું કોઈ પણ કાયદાનું પુસ્તક ઉઘાડયું ન હતું; અને હવે આ ટાણે મારે એ જોવાની જરૂર પડી. જે દુકાનેથી હું ચોપડીઓ લેતો હતો, તેના માલિકે એ અરસામાં ન્યાયનાં પુસ્તકોનો સંગ્રહ વેચાતો લીધો હતો; તે સઘળાંની અનુક્રમણિકા ખોળી વળવાને મેં જેમ તેમ કરીને મારા કણમણતા મનને ઉભું કર્યું.

તે તોપખાનામાં જે જગા ઉપર હતો, તે બીજી બધી જગા કરતાં બહુ વહીતરા વેઠવાળી હતી; તેથી તેનો આખો દિવસ તો ત્યાં કામ કરવામાં જ જતો; તેથી રાત્રે ઉજાગરો કર્યા સિવાય અથવા સવારમાં પાછલી રાતના ઉઠ્યાવિના ન્યાયનો નવો અભ્યાસ તેનાથી બને એમ ન હતો. ગુલામ તો છૂટતાં છૂટશે, પણ હમણાં તો મારે જ ખરેખરી ગુલામગીરી કરવી પડેછે, એમ તે બોલતો. તેનો એક મિત્ર હતો. તે પણ એની પેઠે કારકૂન જ હતો. તેનો એના ઉપર કાગળ આવ્યો હશે, તેનો પ્રતિઉત્તર વાળતાં તેને વાર લાગી; તેને માટે માફ માગીને તેણે લખ્યું કે, વિદ્યાદિ વિષયો ઉપર પત્ર-વ્યવહાર ચલાવવાને આજ કાલ હું કેવળ લાચાર બની ગયો છું, એમ કહ્યાવિના મારે ચાલતું નથી. રાત્રે ઉંઘમાંથી હું થોડો ઘણો વખત બચાવુંછું; અને સવારમાં બહુ વહેલો ઉઠીને હું કાંઇક વખત મેળવુંછું; તે સઘળો વખત કાયદાના કેટલાએક મુદ્દાઓ તપાસવામાં મારે જરૂર કરીને વાપરવો પડેછે. એમાં જરા પણ ઢીલ થવા દેવાય તેમ નથી; એટલી ઉતાવળ છતાં પણ ન્યાયનાં પુસ્તકોમાં બહુ ખંત રાખીને મારે ખોળ કરવી પડેછે. એવી તપાસ કર્યા વિના ચાલે એમ નથી.

એ પ્રમાણે બે વરસ સુધી એક પળ પણ નકામી ન જવા દેતાં, જેટલો વખત બચાવાય તેટલો બચાવીને **મિ. શાર્પે** મનુષ્યના અંગની સ્વતંત્રતાના જેટલા ન્યાયના ગ્રંથો ઇંગ્લંડમાં પ્રમાણ ગણાતા હતા, તે બધાનું બારીક અધ્યયન કરવામાં ગાળ્યો. કાયદાનાં નિરસ અને કંટાળો ઉપજે એવાં પુસ્તકોની-લાંબી, ઉંડી અને કાદવવાળી ખાહોમાં થઇને તે મહા પ્રયત્ને આગળ ચાલતો ગયો. ઇંગ્લંડની રાજસભાએ જે અતિ અગત્યના કાયદાઓ મંજૂર

કર્યા હતા, તે સઘળાના તે ઉતારા કરી લેતો. વળી, તે જેમ જેમ આગળ ડગ ભરતો ગયો, તેમ તેમ અદાલતોએ જે ઠરાવ કર્યા હોય, તેનું અને શિષ્ટ ન્યાય-પંડિતોના મતનું તે ટાંચણુ કરવા લાગ્યો. આ મથન બહુ જ લાંબું પહોંચ્યું; કાયર થઇને મન પાછું હઠી જાય એવી એમાં મહેનત હતી; વળી, એ કામમાં તેને સારી સલાહ બતાવનાર કે મદદ કરનાર કિંવા રસ્તે ચઢાવનાર કોઈ ન હતું. તેણે જે કામ માથે ઉપાડી લીધું હતું, તેને પુષ્ટિ આપે એવો એને એક પણ વકીલ લંડન જેવા નગરમાંથી જડ્યો નહિ. એટલું છતાં પણ તેણે દરિયા-ડહોળણુ કરીને જે અભિનવ અમૂલ્ય રત્ન શોધી કાઢ્યું, તેથી તેને પરમ સંતોષ થયો; અને ન્યાય-પંડિતો પણ તેટલે જ દરજ્જે અતિ આશ્ચર્ય પામ્યા. તેણે કોઇને કાગળ લખતાં લખ્યું કે, પ્રભુનો પાડ કે મારાથી જેટલી તપાસ થઇ તેટલી મેં કરી; તેમાં મને એવો એક પણ અંગ્રેજી કાયદો યા કાનૂન હાથ લાગ્યો નથી, કે તેથી કોઇ પણ માણસને ગુલામગીરીની બેડીઓ પહેરાવવાને કાયદો હા ભણે. તેણે પોતાનો પાયો મજબૂત ચણ્યો; અને હવે તેને કોઈના તર્ફની બીક રહી નહિ. તેણે અથાક મહેનત કરીને જે ફળ મેળવ્યું હતું, તેનો સંક્ષેપમાં સપ્રમાણ સાર તેણે તૈયાર કર્યો. એ લઘુ પુસ્તક સરળ, સ્પષ્ટ અને મર્દાઇ ભરેલી ઇબારતમાં તેણે લખ્યું હતું. ઈંગ્લંડનો ન્યાય ગુલામગીરી સહન કરી શકતો નથી. એ નામથી તેણે એ પ્રકટ કર્યું. તેણે તેની ઘણીએક નકલો પોતાને હાથે લખીને તે સમયના મહાપ્રસિદ્ધ ન્યાય-પંડિતોમાં વહેંચી. સ્ટ્રૉંગના ધણીને માલમ પડ્યું કે, આ તો મારે કોઇ વિરલ નરની સાથે બાથ ભીડવાની છે; તેથી શાર્પની સામા તેણે જે દાવો બાંધ્યો હતો, તેની વખાવખ મુદ્દત પર મુદ્દત, બહાનું કાઢી કાઢીને તે નખાવવા લાગ્યો; અને આખરે, તેણે ઘર મેળે પતાવવાની વાત કરવા માંડી, તે શાર્પે માની નહિ. પોતાના હસ્ત-લેખની નકલો ગ્રાન્વિલ શાર્પ વકીલ-મંડળમાં લખી લખીને આપતો જ ગયો; તેનું પરિણામ એ થયું કે, જેમણે જૉનથન સ્ટ્રૉંગની સામા વકાલતનામાં દાખલ કરાવ્યાં હતાં, તે હવે અટકી ગયા; અને દાવો બાંધનારે મુકદ્દમો બંધ પાડી દીધો; તેથી અદાલતે તેની કસૂર બદલ તેને માથે ત્રમણો ખર્ચ નાખ્યો. તે પછી ઇ. સ. ૧૭૬૯ માં એ ચોપાનીઉં છપાવીને બહાર પાડવામાં આવ્યું.

એ અરસામાં લંડનમાં હબશીઓને ચોરી ચોરીને વેચવાને માટે વેસ્ટ ઈંડીઝના બેટ તર્ફ જે વહાણો ચાલવાનાં હતાં, તેમાં લઈ જઇને ભરવા માંડ્યાની વાતો એને કાને આવી. શાર્પના હાથમાં એવું કોઈ પણ કામ આવતું કે, તે હબશીને બચાવવાને તરત અદાલતમાં મુકદ્દમો દાખલ કરતો; જેમકે ઉદાહરણ, એક હાઇલાસ નામનો આફ્રિકાનો હબશી હતો. તેની સ્ત્રીને પકડીને કોઇએ બાર્બેડોઝ ખાતે ચઢાવી દીધી. એ વાત શાર્પના જાણવામાં આવતાં, તેણે તે ઓરતના ધણી હાઇલાસના નામથી આવું ગેરકાયદેસર કામ કરનારના ઉપર કાયદેસર

કામ ચલાવવા માંડ્યું; અને નુકસાનીના અવેજ સાથે તેણે હુકમનામું મેળવ્યું; અને હાઈલાસની બાયડીને બાર્બેડોઝથી પાછી ઈંગ્લંડમાં આણીને છોડી મૂકાવી.

ઈ. સ. ૧૭૭૦ માં એક હબશીને જોર જુલમથી પકડીને તેના ઉપર ખૂબ ઘાતકીપણું વાપરવામાં આવ્યું. એ નીચ કામના કરનારાઓની ખોળમાં તે તરત જ મંડી પડ્યો. લુઈસ નામનો એક હબશી હતો. તેને અંધારી રાતે બે પખાલીઓએ પકડ્યો. એક શખ્સ એમ કહેતો હતો કે એ હબશી મારો ગુલામ છે, મારી મિલ્કત છે. તેણે એ બે ભીસ્તીઓ પાસે એ કામ કરાવ્યું. તે બાપડા આફ્રિકનને નદીના પાણીમાં ઘસડતા ઘસડતા લઈ જઈને હોડીમાં ઉપાડીને ઝીક્યો. ત્યાં પછી એના મ્હોંમાં ડૂચો ઘાલીને એના હાથ-પગ બાંધી દીધા. હવે, તે હોડીને હલેસાં મારીને એક વહાણ આગળ આણીને તેને વહાણમાં નાંખ્યો. એ વહાણ જમેઈકા જવાનું હતું. તે બેટમાં આવ્યા બાદ એ ગુલામનો જે ઘરાક થાય, તેને વેચાતો આપવાનો હતો. પણ દૈવયોગ એવો બન્યો કે એ હબશીએ પકડાતા વારમાં જે બૂમો પાડી હતી, તેથી આસપાસના પાડોશીઓના જાણવામાં આવી ગયું; તેમાંથી એક જણ તરત જ મિ. ગ્રાન્વિલ શાર્પ પાસે ગયો; કેમકે એ હબશીઓનો 'ખેરખા દોસ્ત' ગણાતો હતો. તેને આ જુલમી બનાવની વાત કહી સંભળાવી, એટલે લુઇસને છોડાવી લાવવાને શાર્પ તરત જ સરકારી અદાલતનો હુકમ મેળવીને ગ્રેવૂઝેંડ પહોંચ્યો; ત્યાં આવીને તપાસ કરતાં તેને ખબર મળી કે, વહાણ તો ડાઉન્સ જવાને નીકળી ચૂક્યું. તે વહાણને રોકવાને અને સ્પિટહેડથી આગળ ન વધવા દેવાને શાર્પે સરકારનો હુકમ મેળવીને ત્યાંના અધિકારી ઉપર મોકલાવી દીધો; અને તે વહાણ ઈંગ્લંડની હદ છોડીને જતા પહેલાં તે હુકમ બજાવવામાં આવ્યો. તે વખત તે બાપડો ગુલામ તે વહાણના વચલા કૂવા સાથે સાંકળે બાંધેલો પડ્યો હતો. તે આંસુથી ગરકાવ થઈ ગયો હતો; અને ઈંગ્લંડની સ્વતંત્ર ભૂમિ તર્ફ દયામણે ચહેરે જોયા કરતો હતો. હુકમ પહોંચતાં જ તેને તરત છુટો કરવામાં આવ્યો; તેને પાછો લંડનમાં આણ્યો; અને આવું કરપીણ કામ કરનારને પકડવાને પોલીસના ખાળા છૂટ્યા. મિ. શાર્પે એ કામમાં જે સમય-સૂચકતાથી નજર પહોંચાડીને, તનમનથી છાતી રાખીને કામ બજાવ્યું, તે હદબેહદ હતું; એમ છતાં 'મેં એ કામમાં સુસ્તી રાખી' એમ કહીને તે પોતાનો દોષ કાઢતો. એ મુકદ્દમાની તપાસ લૉર્ડ માન્સફીલ્ડ આગળ ચાલી. આગળ અમે જણાવી ગયા છીએ, તે વાત વાંચનારને યાદ હશે કે એ બાબતમાં એ ન્યાયાધિકારીનો વિચાર ગ્રાન્વિલ શાર્પના વિચારથી કેવળ વિરુદ્ધ હતો. તથાપિ એ મુદ્દાના સવાલનું ન્યાયાધીશે નિરાકરણ ન કર્યું; અને ગુલામ પોતાના અંગની સ્વતંત્રતાનો હક રાખી શકેછે કે નહિ, તેનું છેવટ આણ્યું નહિ; પણ આ લુઈસ નામના શખ્સ ઉપર જે માણસ દાવો કરેછે, તેની એ નામની પણ

મિલ્કત છે, એવો પુરાવો પ્રતિવાદી રજુ કરતો નથી, તેથી એ હબશીને છોડી મૂકવામાં આવેછે, એવો ઠરાવ કરીને મુકદ્દમો માન્સફીલ્ડ સાહેબે અધરથી ઉડાવી નાખ્યો.

આમ થવાથી ઈંગ્લંડમાં ગુલામ પોતે સ્વતંત્ર છે કે ઢોરઢાંખરની પેઠે તેનું વેચાણ થઇ શકે, એ મોટા સવાલનો હજુ કંઇ નિકાલ આવ્યો નહિ; પણ મિ. શાર્પ તો તેના પરોપકારી ઉદ્યમ પાછળ એક ચિત્તે ચોંટયો જ રહ્યો. અખંડ મહેનતમાં મંડ્યો રહેવાથી અને ત્વરાથી એવાં કામ ઉપાડી લેવાથી, તેણે ઘણા હબશીઓને દાસત્વ–બંધનમાંથી છોડવ્યા. આખરે જેમ્સ સૉમર્સેટનો અગત્યનો મુકદ્દમો ઉઠયો. એમ કહેવાયછે કે, એ મોટા વાંધાનું યથાન્યાય સ્પષ્ટ નિરાકરણ કરવાના હેતુથી લૉર્ડ માન્સફીલ્ડ તથા મિ. શાર્પની પરસ્પર ઇચ્છાથી એ કામ ઉપાડવામાં આવ્યું. સૉમર્સેટ નામના ગુલામને એના શેઠે પરદેશમાંથી ઈંગ્લંડમાં આણીને પછી રખડતો મૂક્યો હતો. પછીથી તેના શેઠે તેને પકડીને જમેયકામાં તેને વેચી દેવાને માટે મોકલવાનો વિચાર કર્યો. પોતાના હમેશના દસ્તૂર મુજબ મિ. શાર્પે એ હબશીનું કામ તરત જ પોતાના હાથમાં લીધું; અને અદાલતમાં તેનો બચાવ કરવાને તેણે વકીલ કર્યો. લૉર્ડ માન્સફીલ્ડે જાહેર કર્યું કે, આ મુકદ્દમો એટલા મોટા મહત્વનો અને સર્વેને નિસ્બત ધરાવનારો છે કે, એમાંના મુદ્દા ઉપર હું વરિષ્ટ અદાલતના સઘળા ન્યાયાધીશોનો અભિપ્રાય લેવાનો વિચાર રાખુંછું. મિ. શાર્પને હવે લાગ્યું કે, મારી સામા યુદ્ધમાં આખું સૈન્ય ઉભું થશે, તેથી મારે મારૂં સઘળું જોર હવે કાઢવું પડશે. તે તેના સંકલ્પમાં અડગ જ રહ્યો; લવલેશ પણ ચસ્યો નહિ. આ મહાભારત રણસંગ્રામમાં તેના શસ્ત્રોએ, તેના સારા ભાગ્યે, શત્રુઓનો પરાભવ કરવા માંડ્યો હતો; સામા પક્ષનાં માણસોનાં મન શાર્પની દલીલોથી ડગવા લાગ્યાં હતાં. દિનપરદિન એ વાતમાં લોકો વધારે લક્ષ દેવા લાગ્યા, અને ઘણા નામાંકિત ન્યાય–નિપુણ પંડિતો ખુલ્લી રીતે એના પક્ષમાં પોતાનો મત આપીને બોલવા લાગ્યા.

વડા ન્યાયાધીશ લૉર્ડ માન્સફીલ્ડે, ત્રણ મદદનીશ ન્યાયાધીશોની સહાયતાથી અંગ–સ્વાતંત્ર્ય જે ધુજી રહ્યું હતું, તેનો યથાન્યાય ફેસલો કર્યો. કોઈ માણસે જનમંડળ વિરુદ્ધ ગુન્હો કરીને અંગ સ્વાતંત્ર્ય ખોયું હોય, તેની વાત જૂદી છે; પરંતુ, એવા ગુનાહિત માણસો [illegible]યના દરેક આદમીને ઈંગ્લંડ દેશમાં પોતાના અંગ ઉપર પોતાનો જ કુલ હક છે કે નહિ, તેનું નિરાકરણ કરવાને માટે ઈંગ્લંડના કાયદા કાનૂનનું તથા ન્યાયશાસ્ત્રનાં મૂળ તત્વનું સંપૂર્ણ રીતે અંતર્શોધન કરવામાં આવ્યું. આ મોટા મુકદ્દમાનો આ ઠેકાણે હેવાલ આપવાની જરૂર નથી. એ બાબત ઉપર દલીલો ઘણી લાંબી ચાલી; લાંબી રજા પડતા સુધી એ મુકદ્દમાનું છેવટ આવ્યું નહિ. અદાલત ખુલતાં વળી એ કામ ચાલ્યું; તે વળી મુલ્તવી રાખવામાં આ-

વ્યું; એમ તેને માટે ઘણી વાર મુદ્દતો પડી; તે ઘણી વાર મુલ્તવી રાખવામાં આવ્યું; પણ છેવટે ગ્રાન્વિલ શાર્પના લઘુ પુસ્તક ઉપર આધાર રાખીને એ પક્ષના વકીલોએ દલીલો કરીને લૉર્ડ માન્સફીલ્ડના સમર્થ મતને ધીમે ધીમે એવું તો વાળ્યું કે ફતેહનાં નિશાન ફરકયાં; અને લૉર્ડ માન્સફીલ્ડે જાહેર કર્યું કે, આ કૉર્ટ હવે એવા તો એક જ દૃઢ વિચારની થઇ છે કે, તેને હવે બારે ન્યાયાધીશોનો અભિપ્રાય પૂછવાની જરૂર જણાતી નથી. તેણે ચોકખી રીતે જણાવ્યું કે, ગુલામગીરીનો દાવો અહીં કદી પણ ચાલી શકે એમ નથી. કોઈપણ માણસે ગુલામોને પોતાની મિલ્કત ગણવાની સત્તા ઇંગ્લંડમાં કોઇ પણ દિવસ આગળ વપરાઈ નથી; તેમ જ કાયદાએ એવી સત્તા કદી કબૂલ રાખી નથી; તેથી જેમ્સ સૉમર્સેટ નામના શખ્સને છોડી મૂકવામાં આવેછે. આવી રીતનો પોતાના લાભનો ફેસલો થવાથી, અત્યાર સુધી લિવર્પૂલ તથા લંડનના બજારમાં ગુલામો વેચવા સાટવાનો ધંધો ખુલ્લી રીતે ધમધોકાર ચાલતો હતો, તેનું ગ્રાન્વિલ શાર્પે મૂળ જ ઉખેડી નાખ્યું. વળી, તે ઉપરાંત તેણે એક કીર્ત્તિમય સિદ્ધાંત સ્થાપ્યો. તે એ હતો કે કોઇ પણ ગુલામ ઇંગ્લંડની હદમાં પગ મૂકે, તે જ ક્ષણે તે ગુલામગીરીના બંધનમાંથી મુક્ત થાયછે. લૉર્ડ માન્સફીલ્ડે જે આ મોટો ઠરાવ બહાર પાડ્યો, તે મિ. શાર્પે પહેલેથી તે છેલ્લે સુધી એ મુકદ્દમાના હંગામમાં અડગ હિમ્મત, દૃઢતા અને વીરત્વ બતાવ્યાં, તેને લીધે જ વિશેષ કરીને થયો, એમાં કંઈ શક લાવવા જેવું નથી.

ગ્રાન્વિલ શાર્પના જીવનચરિત્રનું હવે વિશેષ સંશોધન કરવાની જરૂર નથી. હરેક સારા કામમાં તે અથાક મહેનતથી મંડી પડતો. દાસત્વ–બંધનમાંથી મુક્ત થએલા હબશીઓને રહેવાને માટે સિયેરા લેઇઓનેઇ નામનું સંસ્થાન વસાવવામાં એ પુરુષ જ કર્તા–ભર્તા હતો. અમેરિકાના સંસ્થાનોમાં ત્યાંના અસલી ઇંડિયન રહેવાસીઓની હાલત સુધારવાને તે મહેનત કરવા લાગ્યો. અંગ્રેજ લોકના હક રાજ્યના કારભારમાં વધારવાને અને તેનો પ્રસાર કરવાને તેણે ચર્ચા ઉઠાવી; અને નૌકા–સેનામાં ખલાસીઓને વેઠે પકડી જઈ, તેમની પાસે બળાત્કારે નોકરી કરાવવાના રશમને તોડી નાખવાને તેણે યત્ન કર્યો. ગ્રાન્વિલ શાર્પનો એવો મત હતો કે, આફ્રિકાના હબશીનું જેવી રીતે આપણો કાયદો રક્ષણ કરેછે, તેવી જ રીતે ગ્રેટ બ્રિટનના એક ખારવાને પણ એ જ કાયદાનું રક્ષણ મળવાનો હક છે. તેને કદાચ્ ખલાસીનો ધંધો કરવાનું ગોઠયું, તેથી તે અંગ્રેજ મટી જતો નથી; અંગ્રેજી પ્રજા તરીકેના તેના હક રદ્દ થતા નથી. અંગ્રેજી રૈયતના સઘળા હકોમાં શારીર–સ્વાતંત્ર્યનો હક હું પહેલે દરજ્જે ગણુંછું, એમ તે કહેતો. ...ંડ તથા અમેરિકાનાં તેનાં સંસ્થાન–નિવાસીઓમાં મિત્રાચારીનો મેળ કર... ...ણે મહેનત તો કરી; પણ તેમાં તેનું વળ્યું નહિ. ઈંગ્લંડ તથા

અમેરિકાની વચ્ચે, પાંડવ–કૌરવની પેઠે, જ્યારે ભ્રાતૃયુદ્ધ મચી રહ્યું, ત્યારે આવા અસ્વાભાવિક મનસ્વી કાર્યમાં કોઇ પણ પ્રકારે પોતે સહાયભૂત ન થવું, એવો નિશ્ચય કરીને તેણે તોપખાનામાંથી પોતાની નોકરીનું રાજીનામું દઇને તે નીકળી ગયો.

ગુલામગીરીનું નિકંદન કરવું, એ જ એની જીંદગીનો મોટો ઉદ્દેશ હતો. તે કામ પાછળ તે મરતા સુધી મંડ્યો જ રહ્યો. આ કામ આગળ ચલાવવાની મતલબથી, અને એ કામને પુષ્ટિ આપવાને નવા નવા માણસો નીકળવા માંડ્યાં. તેમના પ્રયત્નને એક રાહ ઉપર લાવવાના વિચારથી 'ગુલામગીરીની બેડી તોડનારી સભા' તેણે સ્થાપન કરી; અને શાર્પની રહેણી–કરણી તથા ઉત્સાહ જોઇને નવાં માણસો તેને મદદ કરવાને આગળ કૂદી પડ્યાં. તેના જુસ્સાની વીજળી તેમનામાં પણ પેઠી. અને એકલે હાથે તેણે આટલી મુદ્દત સુધી જે હોંસ ઉલટથી પોતાનું સર્વસ્વ અર્પણ કરીને મજુરી કરી હતી, તેની અલૌકિક અસર આખી પ્રજામાં થઇ ગઇ. તેનું આ મહત્કાર્ય કલાર્કસન, વિલ્બરફોર્સ, બ્રૂઅમ, તથા બક્સ્ટને ઝડપી લીધું; તેઓએ પણ એની માફક જ મહેનત કરવા માંડી; એના જ જેવો ઉત્સાહ અને દૃઢ સંકલ્પ તેમણે દર્શાવ્યા; અને છેવટે, ગ્રેટ બ્રિટનનાં તમામ રાજ્યોમાંથી ગુલામગીરીનું નામ પણ નીકળી ગયું. અગર આ મહાભારત કામની સિદ્ધિ ખાતે અમે ઉપર જે નામ ગણાવ્યાં છે, તેટલાં જ નામ હરવખ્ત ગણાવવામાં આવેછે, તોપણ ખરેખરૂં જોવા જઇએ, તો ગ્રાન્વિલ શાર્પનો જ સાચો ગુણ માનવો ઘટેછે, એમાં કોણ ના કહેશે? તેણે જ્યારે એ મોટું કામ હાથમાં લીધું, ત્યારે દુનિયાએ 'વાહ વાહ' કે 'શાબાશ' ના પોકારથી એને વધાવી લીધો ન હતો. તે જમાનામાં જેઓ ન્યાય–નિપુણ મહાપંડિતો હતા, તે સઘળાના મત એની વિરુદ્ધમાં હતા, અને ઘણાં ઉંડાં મૂળ ઘાલીને જે વહેમી રીવાજ લોકોમાં દાખલ ગઇ ગયો હતો, તે પણ એની સામા હતો. વળી એ જાતે એકલો જ હતો. કેવળ આપ–બળથી જ અને પંડના ખરચથી જ તેણે આ દેશના ન્યાયના બંધારણને માટે અને બ્રિટિશ પ્રજાની સ્વતંત્રતા જાળવવાની ખાતર જગત્–વિખ્યાત યુદ્ધ મચાવીને જય મેળવ્યો; તેવો હાલના જમાનામાં દાખલો મળવો મુશ્કેલ છે. જે રૂડાં ફળ નીપજ્યાં, તે તેની અથાક મહેનત અને અપરિમિત દૃઢતાથી મળ્યાં છે, એમ જાણવું. તેણે એક એવો અગ્નિ પ્રકટ કર્યો કે તેથી બીજા માણસોનાં મન પણ પ્રકાશી નિકળ્યાં; અને તે ઉત્સાહ–અગ્નિની રોશની આગળ જતાં સઘળે ઠેકાણે પ્રસરી ગઇ.

ગ્રાન્વિલ શાર્પ મરણ પામ્યો, તે પહેલાં તો હબશીઓની ગુલામગીરીનો વિષય કલાર્કસને હાથમાં લીધો હતો. એ પાઠશાળામાં ભણતો હતો, ત્યારે પણ તેણે એ બાબત ઉપર એક નિબંધ લખ્યો હતો. તેના મનમાં

એ વાત એવી તો ભરાઇ ગઇ, કે તે કયમે કરી નીકળે એમ નહતું. હર્ટફોર્ડ-શિયર પરગણામાં વેડસ મિલ્સ ગામની પાસે લોકો હજુ પણ એક જગા બતાવેછે, તે ઠેકાણે એક દહાડો ઘોડા ઉપરથી ઉતરી પડીને રસ્તાની પાસે ખેતરમાં એક મોટા ઢેફા ઉપર ઉદાસ વૃત્તિમાં તે બેઠો; અને ઘણી વાર સુધી વિચાર કરીને એ કામ પાછળ સ્વાર્પણ કરવાનો તેણે સંકલ્પ લીધો. તેણે એ વિષેનો નિબંધ લાટિનમાં લખ્યો હતો. તેનો તેણે અંગ્રેજીમાં તરજુમો કર્યો; તેમાં નવા દાખલા દલીલ ઉમેર્યા; અને પછી તે છપાવ્યો. હવે બીજા સહાયકો તેની આસપાસ આવીને ઉભા રહ્યા. ગુલામોનો વેપાર નાબુદ કરવાની જે સભા સ્થાપવામાં આવી હતી, તે વાત એ જાણતો નહતો; પણ જ્યારે એ સભાની એને ખબર પડી, એટલે તે તેમાં તરત જ દાખલ થયો. તે સંસારમાં આશા ઉમંગનો ભર્યો હતો; અને તેને ઘણા લાભ મળે એમ હતું; તથાપિ, એ સર્વેનો ત્યાગ કરીને એ એક જ કામ પાછળ તે મંડ્યો. રાજ્ય-સભામાં એ કામની ઉઠાવણી કરવાને વિલ્બરફોર્સને પસંદ કરવામાં આવ્યો; પણ ગુલામગીરીનું નિકંદન કરવાની પુષ્ટિમાં પુરાવાનો મોટો ડુંગર હતો, તે એક જથે કરીને ક્રમવાર ગોઠવી કાઢવાની મહેનતનો બોજો કલાર્કસન ઉપર ઘણે ભાગે આવી પડ્યો. જેમ એક શિકારી કૂતરો તેના શિકારની પાછળ પગલાં સુંઘતો સુંઘતો ખંત રાખીને જઇને તેને પકડેછે; તેવી જ જાતનો વિલક્ષણ આગ્રહ કલાર્કસનમાં હતો. તેનો અમે એક જાણવા જોગ દાખલો આપીએ છીએ. ગુલામગીરીની રશમના હીમાયતીઓ પોતાના બચાવમાં કહેવા લાગ્યા કે, માત્ર જે હબશીઓ લડાઇમાં પકડાતા, તેમને જ ગુલામ તરીકે વેચવામાં આવેછે; જો એ રીવાજ બંધ પાડવામાં આવે, તો ગુલામગીરીમાં વેચાવાના દુઃખ કરતાં પણ મહા ત્રાસદાયક દુઃખ તેમને માથે તેમના દેશમાં જ નાખવામાં આવશે. ગુલામોના વેપારીઓ ગુલામોને પકડી લાવવાને એવા શિકારીઓની જથાબંધ ટોળીઓ મોકલતા, એ વાત કલાર્કસનના જાણવામાં હતી; પણ તે સાબીત કરવાને તેની પાસે સાક્ષીઓ નહતા; અને એવો એક પણ સાક્ષી લાવવો કયાંથી? તે એ કામ સારૂ ઘણાએક પ્રવાસ કરી ચૂકયો; તેમાં એક વખત અકસ્માત્ એક ગૃહસ્થ તેને મળ્યો. તેણે કહ્યું કે, હું એક જુવાન ખલાસીની સાથે વરસેક દહાડો રહ્યો હતો. માણસોને ગુલામ તરીકે વેચવા માટે જીવતા પકડવાની શિકાર-સવારીઓમાં તે એક વાર સામેલ થયો હતો, એ વાત હું જાણુંછું. એ ગૃહસ્થ તે ખલાસીનું નામ જાણતો ન હતો; અને તેને ઓળખવાને તેના રંગ-રૂપનું પણ બરાબર ધ્યાન તે કરી શકયો નહિ. હાલ તે કયાં છે, તે વાતની પણ તેને ખબર નહતી; તે માત્ર એટલું જ કહી શકયો કે; તે એક મનવારમાં છે; પણ તે યુદ્ધ-નૌકા કયે બંદરે છે, તે હું જાણતો નથી. આવી ઠામ-ઠેકાણા વિનાની બાતમી ઉપરથી પણ તેને

ખોળી કાઢીને સાક્ષીમાં ખડો કરવાનું કલાર્કસને મન સાથે નક્કી કર્યું. જ્યાં જ્યાં લડાઇનાં વહાણો રહેતાં, તે બધાં બંદર તે જાતે જોઇ વળ્યો. તે દરેક વહાણમાં ઉતરીને ખૂણે ખોચરે બધે ફરી વળ્યો; પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. છેવટે તે છેક છેલ્લે બંદરે આવ્યો; અને તેમાં પણ છેક છેલ્લું વહાણ તેણે તપાસ્યું; ત્યારે તેની મન–કામના પૂર્ણ થઇ; અને તેને પેલો જુવાન જડી આવ્યો. એ જુવાન શખ્સ તેનો બહુ જ કીમતી અને અસરકારક સાક્ષી નીવડ્યો.

કેટલાંએક વરસ સુધી તો પુરાવાની શોધમાં ને શોધમાં કલાર્કસનને ચારસેંથી વધારે માણસો સાથે પત્રવ્યવહાર ચલાવવો પડ્યો; અને પાંત્રીશ હજાર માઈલનો, અને તેથી એ વધારે પ્રવાસ કરવો પડ્યો. એના અખંડ પરિશ્રમથી તે આખરે અશક્ત થઇ ગયો; અને મંદવાડથી ચૂસાઈ ગયો. તેના ઉત્સાહની ચમક સર્વે લોકોને લાગી, અને તેઓ જાગ્રત થયા; તથા ગુલામની દુઃખદાયક બેડી તોડવાને સઘળાં સારાં માણસોનો દયા–ભાવ આતુરતાથી તેણે પેદા કરાવ્યો; તે પછી તે આ ઉમદા રણ–ભૂમિમાં પડ્યો.

એ પ્રમાણે ઘણાં વરસ સુધી એ લાંબો કજીઓ ચાલ્યા પછી ગુલામના વેપાર બંધ થયો; પણ હજુ એક બીજું મોટું કામ કરવાનું બાકી હતું. ઈંગ્લંડના તાબાનાં સઘળાં રાજ્યોમાંથી એનું મૂળ ઉખેડી નાખવાનું હજુ રહ્યું હતું; અને એ કામ પણ અડગ જુસ્સાવાળા પુરુષોએ પાર પાડ્યું. આ કામમાં જે આગેવાન નર હતા, તેમાં ફૉવેલ બકસ્ટન સર્વોપરિ પ્રસિદ્ધ હતો. પૂર્વે જે અધિકારથી વિલ્બર્ફોર્સે આમની સભામાં એ કામ ઉપાડી લીધું હતું, તે જ માફક બકસ્ટને પણ તે સભાના સભાસદ રૂપે ઝૂઝવા માંડ્યું. બકસ્ટન નિશાળે ભણતો, ત્યારે તે સુસ્ત અને ભારે મગજનો છે, એમ માલમ પડ્યું. તેના મનમાં જે આવે, તે જ તે કરતો; પોતાની વાતને તે ચુસ્તપણે વળગી રહેતો; તે સૌ સાથે બહુ જુસ્સાથી ચાલતો; જેની તેની આગળ ઉપરિપણું બતાવવા જતો; અને તે મહા માથાનો ફરેલ અને હઠીલો દેખાતો. તે નાનો બાળક હતો, તેવામાં જ એનો બાપ મરી ગયો; પણ તેનું નસીબ એટલું પાધરૂં કે તેની મા ઘણી ડાહી હતી. તેણે તેની મમતી અને હઠીલી ઇચ્છાને બહુ કાળજીથી કેળવી. જે બાબતો બેધડકપણે તેને સોંપાય એવી હોય, તે તેને સોંપતી; અને તે ઉપર દૃઢ ઠરાવ કરવાનો તથા તે પછી તે પાછળ મંડી પડવાની તેને તેણે ટેવ પાડી; તેમ જ બીજા કામોમાં તેને આજ્ઞાકારી થઇને વર્તતાં પણ તેણે શીખવ્યું. તેની મા જાણતી હતી કે, મનનો મમત એટલે મજબૂત ઇચ્છાબળ જો યોગ્ય કામોમાં વાપર્યું હોય, અને બરાબર રીતે તેને સુરસ્તે ચઢાવ્યું હોય, તો તે એક અમૂલ્ય, બળવાન ગુણ નીવડેછે; અને તે પોતાની સમજ પ્રમાણે એવી જ રીતે વર્તી. એ છોકરાના જીદ્દી સ્વભાવ ઉપર જ્યારે

બીજા માણુસો ટીકા કરતા, ત્યારે તે બાઈ માત્ર એટલું જ કહેતી કે, ફિકર નહિ; હમણાં એ મન-મોજી છે ખરો; પણ છેવટે તમો જોજો; એ સારો નીવડશે. એ ટેવમાંથી જ સૌ રૂડાં વાના થશે. ફ્રૉવેલ નિશાળમાં તો એકપર બે કરતાં પણ શીખ્યો નહિ; અને એ મૂર્ખનો સરદાર અને ભટકતો ભૂત છે, એમ સૌના મનમાં આવ્યું. ઘેરથી લખીને નિશાળે લઇ જવાનાં જે મનોયત્ન હોય, તે પંડે લખતો નહિ પણ બીજા છોકરાઓ પાસે લખાવતો; અને પોતે તો આમતેમ ફરતો ફરતો અને ઝાડ ઉપર ચઢ ઉતર કરતો; અથવા જમીન ઉપર હાથ પગ માંડીને ચાલતો. પંદર વરસની ઉમરે તે પાછો ઘેર આવ્યો; તે આ વખતે મોટો થયો હતો; હજુ વધતો જતો હતો; અને એડોળ દેખાતો હતો. હોડી હાંકવાની શરતો કરવી, શિકારે જવું, ઘોડા કૂદાવવા અને બહાર જંગલની અનેક રમતોના ભાઇ તો ભાવિક ભક્ત નીકળ્યા. પોતાના જંગલમાં શિકારનાં જાનવરો જાળવી રાખવાને જે માણસને રાખવામાં આવ્યો હતો, તેની સોબતમાં તે તેનો ઘણોખરો વખત ગાળતો હતો. એ માણુસ ભલા દિલનો હતો. તેને લખતાં વાંચતાં તો નહોતું આવડતું; પણ માણુસ-જાતની અને કુદરતની ઝીણી સમજ તેણે અનુભવ અને અવલોકન કરી કરીને મેળવી હતી. બકસ્ટનમાં ઉત્તમ પ્રકારના જન્મ-સંસ્કાર તો હતા; પણ તેને ખેડીને, પાણી પાઇને, જાળવણુ કરીને મોટાં વૃક્ષ રૂપે કેળવીને ઉગાડનાર ખેડુત જોઇતો હતો. તેની જીંદગીનો આ ખરેખરો બારીક વખત હતો. તેને જીંદગીભર કુટેવ કે સુટેવ પડવાનો સમય છેક મ્હોં આગળ હતો. તેવામાં તેના રૂડા ભાગ્યે તેને ગર્નીં કુટુંબનો સત્સમાગમ થયો. એ ઘરનાં બધાં માણુસો લોકવ્યવહારના સુંદર ગુણોથી શોભી રહ્યાં હતાં; તેમની બુદ્ધિ કેળવણીથી ઓપી રહી હતી; અને તેમનાં હૃદય સાર્વજનિક લોક-કલ્યાણુની રૂડી વાસનાથી ખુશબોદાર થઇ રહ્યાં હતાં. બકસ્ટન પાછળથી કહેતો કે, ગર્નીંના ઘર સાથે મારે સહવાસ થવાથી મારી જીંદગીનો રંગ જ બદલાઇ ગયો. આપ-બળે મહેનત કરીને મન સુધારવાને તેમણે મને ઉત્તેજન આપ્યા કર્યું; અને ડબ્લિનની પાઠશાળામાં જઇ, અભ્યાસ કરીને મેં માન અને નામ મેળવ્યું, ત્યારે મારા મનમાં માત્ર એટલી જ અભિલાષા હતી-મારામાં એક જ તૃષ્ણા અખંડ જાગૃત રહેતી; તે એ કે, આ પાઠશાળામાં મને જે જે ઇનામ મળ્યાં છે, તે એમના પ્રતાપથી અને એમની સારી સલાહથી જ; તે મારે લઇ જઇને એમને બતાવવાં છે. એ કુટુંબની એક કુમારિકા સાથે તે પરણ્યો. તેના મામાનું ઘર હાનબરીની અવટંકથી ઓળખાતું હતું; તેઓ લંડનમાં જવનો દારૂ ગાળવાનું કામ કરતા હતા. તેમને ત્યાં એ એક કારકૂન તરીકે રહીને પોતાનો સંસાર ચલાવવા લાગ્યો. તે નાનપણથી મમતી મગજનો હતો; તે વેળા તેને કબજામાં રાખવો, એ બહુ કઠણ કામ

હતું; તે જ ગુણ હજુ પણ તેની રહેણી-કરણીમાં બહાર પડતો હતો; અને તેથી હવે તે જે કામ માથે લેતો, તેની પાછળ તે બેહદ જુસ્સાથી મંડી પડતો; અને થાકબાકને જરા પણ લેખવતો નહિ. તે તેના કામ ઉપર જાણે તેના પ્રચંડ શરીર અને પ્રૌઢ બળથી મંડતો. એ મહા રાક્ષસરૂપ બકસ્ટનને સૌ 'હાથી' કહીને ઓળખતા. તે છ ફુટ અને ચાર ઇંચ તો ઉંચો હતો. તે જબરો કૌવતવાન અને કામ કરવાવાળો નર નીવડ્યો. તે કહેતો કે, હું એક કલાક સુધી દારૂની ભઠ્ઠી પાછળ જ મંડ્યો રહું, તો બીજો એક કલાક ગણિત-શાસ્ત્રમાં જ ગુલતાન થઈ જાઉં; અને ત્રીજો એક કલાક બંદૂક લઇને શિકાર-શોધમાં જ અડ્યો રહું; એ દરેક કામમાં હું મારો પ્રાણ પરોવીને તે પૂરેપુરૂં કરી શકુંછું. તે જે કાંઈ કરતો, તેમાં અજેય ઉત્સાહ અને દઢ સંકલ્પનું સ્વરૂપ દેખાતું. તેના મામાઓએ તેને પોતાના વેપારમાં ભાગીદાર ઠરાવ્યો, તો તે બધો ધંધો બડી ચપળતાથી ચલાવવા લાગ્યો. તેના વિસ્તીર્ણ વેપારમાં બકસ્ટનની અસર રગેરગ પ્રસરી ગઈ; અને પૂર્વે કદી નહિ વધેલો એટલો બધો એ વેપાર તેના હાથથી હાલ વધી પડ્યો. આટલું કરતા છતાં, તે તેના મનને વિસારી દેતો નહિ. તેના મનરૂપી બાગને પડતર ન રહેવા દેતાં, તે ખેડીને તેમાં સુંદર, સંગીન વાવેતર કરતો. તેની સાંજનો બધો વખત પોતાના મનની કેળવણી પાછળ તે ઉદ્યોગથી વાપરતો. બ્લાકસ્ટન અને મૉંટેસ્કયુ જેવા મહાપંડિતોના ગ્રંથો, તેમ જ અંગ્રેજી ન્યાયનાં પુસ્તકો તે સટીક વાંચતો અને તેનું મનન કરીને મનમાં ઠસાવતો. વાંચન વિષે તેના સિદ્ધાંતો નીચે મુજબ હતાઃ—કોઈ પણ પુસ્તક વાંચવા માંડ્યું, તો તે પૂરૂં કર્યા વગર રહેવું નહિ; કોઇ પણ પુસ્તક મનમાં રમી રહે, તો જ તે પૂરૂં થયું, એમ સમજવું; અને જે વાંચવું અથવા વિચારવું તે એકાગ્ર ચિત્તે વાંચવું તથા વિચારવું.

તેની બત્રીશ વરસની યુવાવસ્થામાં જ તે પાર્લમેંટ સભામાં દાખલ થયો અને ત્યાં પ્રવેશ કરતા વારમાં જ તે સત્તાધીશ થઈ પડ્યો; કારણકે, એ સભામાં જે ગૃહસ્થો બિરાજેછે, તે સર્વે ઉત્તમ પ્રતિના હોયછે; અને જે પુરુષ ઉત્સાહી, સાચવટવાળો અને સર્વ વિષયમાં કુશળ હોય, તે ત્યાં સન્માન અને સત્તા પામ્યા વિના રહેતો જ નથી. તેવા ગુણ બકસ્ટનમાં હોવાથી, તેને પણ એવી જ રીતે સન્માન સાથે અસરકારક સત્તા મળી. બ્રિટિશ રાજ્યના તમામ ભાગમાં ગુલામોનો પૂરેપૂરો છૂટકારો કરવાના ઉદ્યમ પાછળ તે તનમનથી મંડ્યો. તે કહેતો કે, એ વિષયમાં મેં મૂળથી જ લક્ષ દેવા માંડ્યું. તેનું કારણ કે પ્રિસિલ્લા ગર્ની નામની સ્ત્રીએ એ બાબતની મારા મન ઉપર ઘણી અસર કરી. એ બાઇ અર્લ્હામ કુટુંબમાં અવતરી હતી. તેની બુદ્ધિ તેજસ્વી હતી; તેનું અંતઃકરણ પ્રેમના રસથી ભર્યું હતું. વળી, તે ઉમદા સદ્ગુણોનો ભંડાર હતી. ઇ. સ. ૧૮૨૧ માં તેને આખરનો મંદવાડ આવ્યો. તે વેળા તે બકસ્ટનને ઘડીએ ઘડીએ તેડાવીને કહેતી કે, ગુલામોના દુઃખની બેડી જરૂર તોડજો; તમારી જીંદ-

ગીનું એ જ મોટું કામ છે, એમ સમજજો. તે બાઈની જીંદગીની દોરી તૂટવાનો વખત છેક પાસે આવ્યો, ત્યારે પણ તેનો છેલ્લો પ્રયત્ન એ કામની ભાળવણી કરવા બાબતનો હતો. અવસાન સમયે એ પ્રૌઢ કામની સુપરત કરવાને તેણે બોલવાની મિથ્યા મહેનત કરી; તેનાથી બોલાયું નહિ અને તે મરણ પામી. બાકસ્ટન તેના આંતિક ઉપદેશક વચનને કદી ભૂલ્યો નહિ; તેણે પોતાની એક છોકરીનું નામ તે મરનાર બાઈના નામે પાડ્યું. ઇ. સ. ૧૮૩૪ ના ઑગસ્ટ મહિનાની તા. ૧ લી ને રોજ બ્રિટિશ સંસ્થાનમાંથી તમામ ગુલામોની બેડી તોડવાનો બાકસ્ટને સરકાર પાસે ઠરાવ કરાવ્યો હતો. તે જ દિવસ તેણે પોતાની દીકરીને પરણાવવાનો મુકરર કર્યો હતો. લગ્ન થયાં અને ગુલામો છૂટ્યા ! પ્રિસિલ્લા પુત્રી માત પિતાની સેવામાંથી મુક્ત થઇને પોતાના સ્વામીને ઘેર ગયાં; ત્યારે બાકસ્ટને બેસીને એક મિત્રને લખ્યું કે, કન્યા હમણાં જ પોતાને ઘેર સિધાર્યાં; જેવું જોઇએ તેવું સઘળું સાંગોપાંગ થઈ રહ્યું; કોઇ વાતની કસર રહી નથી; અને અંગ્રેજ સરકારના રાજ્યમાં આ જ ગુલામનું નામ હવે કોઇ ઠેકાણે રહ્યું નથી.

બાકસ્ટન કંઇ અસાધારણ કુદરતી અકલવાળો ન હતો કે કંઈ બુદ્ધિસાગર બુદ્ધિનાયક ન હતો; કે કંઈ શોધક નર ન હતો; માત્ર ઉત્સાહનતેજથી, સાચવટ અને દૃઢતાના સંગીનપણાથી અને જુસ્સાના બળથ તે ઝળકી રહ્યો હતો. તેણે પોતે જે વચન વાપર્યાં છે, તેથી તેની બધી ચાલનો નિઃસંશય પૂરેપૂરો આભાસ પડેછે; અને તે શબ્દો દરેક જુવાન માણસે પોતાના અંતઃકરણમાં કોતરી રાખવા ઘટેછે. તેણે કહ્યું છે કે, હું જેમ જેમ ઉમરમાં મોટો થતો જાઉંછું, તેમ તેમ મારા મનની વધારે વધારે ખાત્રી થતી જાયછે કે, માણસમાં જે મોટો તફાવત જોવામાં આવેછે,– નબળા અને જબરાની વચ્ચે–મોટા અને પામર જનની વચ્ચે જે મોટો ભેદ જણાયછે, તે માત્ર જુસ્સાના પ્રભાવથી છે; અજેય દૃઢ સંકલ્પને લીધે છે. એક વાર મનમાં કોઇ પણ કામ કરવાનો નિશ્ચય કરવો, અને પછી 'देहं पातयामि वा अर्थं साधयामि' કાં તો કરવું કે પછી મરવું; એમાંથી એક. મનમાં હશે એવો જુસ્સો હશે, તો તે માણસ દુનિયામાં જે થવા જેવું છે, તે તે કર્યા વિના રહેનાર નથા; પણ જો એ મહાન ગુણ કોઇ શખ્સમાં નહિ હોય, તો પછી ગમે તેટલું બુદ્ધિબળ તેનામાં હો; તેની સ્થિતિ ગમે તેવી અનુકૂળ હોય; તેને ગમે તેવા સુંદર, લાભકારક પ્રસંગ આવી મળો; તોપણ તેથી શું ફળ ? એ બધું બરાબર હો; પણ તેનાંમા ઉત્સાહ અને દૃઢતા નહિ હોય, તો તે માત્ર બે પગું પ્રાણી જ કહેવાશે; તેની ગણના મનુષ્ય–જાતિમાં થઈ શકશે નહિ, એ નક્કી સમજવું.

# પ્રકરણ ૯ મું.

## કામના સંચોટ કરવાવાળા

અથવા

## સંસાર વ્યવહારના વીર પુરુષો વિષે.

તું કોઈ માણસને તેના ઉદ્યમમાં મચેલો દેખેછે? જો એવો કોઇ હશે, તો તે રાજાના દરબારમાં માગ મૂકાવશે.—સુલેમાનની કહેવતો.

જે માણસને સંસાર વ્યવહારની અને સંસારનાં કામકાજની કેળવણી નથી મળી, તે માણસ કોઈ બીજી અધમ દુનિયાનો પ્રાણી છે, એમ સમજવું—ઓવન ફેલ્થામ.

---

હાઝ્લિટ તેના એક ફક્કડ નિબંધમાં કામાર્થી માણસને એક નીચ જાતનો માણસ ઠેવેછે. તે વિશેષ એમ વર્ણવેછે કે, એવો માણસ એક ચાલન-ગાડીમાં પોતાના ધંધા અથવા વેપારની ઝુંસરી ગળામાં ઘાલીને ચાલ ચાલ કરેછે. આ ચિત્રનું તે એમ સ્પષ્ટિકરણ કરેછે કે, એવા માણસને ફક્ત એટલું જ નજરમાં રાખવાનું છે કે, ધરેડમાં ચાલ્યા કરવું; રસ્તાની બહાર જવું નહિ; અને તેમ કરવાથી કામકાજ એની મેળે થયે જશે. તેનાં વચન ટાંકીએ તો તે નીચે પ્રમાણે છેઃ—સાધારણ પ્રતિનો વેપાર ધંધો જો સારી રીતે ચલાવવો હોય, તો તેવા માણસમાં કલ્પના-શક્તિ તો કેવળ જોઇએ જ નહિ; અથવા બીજા વિચારો કે તર્કખાતે તદ્દન મીડું વાળવું; મનને કેવળ સાંકડું કરીને સ્વાર્થ સાચવવાનો વિચાર કર્યાં કરવો; અને ચાલતા રીતરીવાજનો મનમાં ખ્યાલ રાખવો. પણ આ વર્ણન તદ્દન એક તર્ફી અને ખોટું છે. હા, ખરી વાત છે, અને તે અમે કબૂલ કરીએ છીએ કે, કેટલાએક ધંધાર્થી માણસોનાં મન સાંકડાં હોયછે; પણ તેથી શું થયું? શાસ્ત્ર-નિપુણ પંડિતો, વિદ્વજ્જન અને નૈયાયિકોમાંથી નાના અને નીચ મનના માણસો કયાં નથી નીપજતા? પણ ઘણા વિસ્તીર્ણ પાયા ઉપર કામ કરવાવાળા મોટા અને વિશાળ મનના માણસો હોયછે એ નક્કી વાત છે. ઇંડિયા બિલ ઉપર પાર્લમેંટમાં ભાષણ કરતાં બર્કે જે વચન વાપર્યાં છે, તે ખરાં છે. તેણે કહ્યું કે, કેટલાએક રાજકીય પુરુષો રસ્તામાં ફેરી મારનાર ઠામઠીંકરાં વેચનારના જેવા નાના મનના અને મૂઢ છે; અને કેટલાએક વેપારીઓ મહાન રાજ-પુરુષોના જેવા મોટા મનના બુદ્ધિસાગર છે.

કોઈ પણ અગત્યનું કાર્ય યથાવિધિ ચલાવવાને કયા કયા ગુણો અવશ્યના છે, તેનો આપણે વિચાર કરી જોઇએ. પ્રથમ તો, જે કામ કરવું

હોય, તે કામ કરવાને માટે તૈયાર થઇને ખાસ રીતની યોગ્યતા મેળવવી જોઇએ; અણધાર્યો બનાવ બની જાય, તેવી વખતે તત્કાળ તત્પર થઇને ઉચિત્ કાર્ય કરતાં આવડવું જોઇએ; સંખ્યાબંધ માણસોને કામે લગાડવાની, અને તેમની મહેનત વ્યવસ્થાપૂર્વક ચલાવવાની શક્તિ જોઇએ; જન-સ્વભાવનું જ્ઞાન અને ઉંડી સમજદારીની જરૂર પડેછે; પોતાની જાતને નિરંતર અનેક રીતે કેળવ્યા કરવી પડેછે; અને સંસારનાં વ્યાવહારિક કામકાજનો અનુભવ પ્રતિદિવસ વધતો જાય, તેમ તે કામ આવતો જાયછે; તો, હવે ઉપરની બાબતો ધ્યાનમાં રાખવાથી સાફ સમજાશે કે, કેટલાએક લખનારાઓ આપણને સમજાવવા જાયછે કે, વેપાર રોજગારવાળા માણસનું મન સાંકડું હોયછે, અને તેના સ્વાર્થ વિના તેને કશું વિચારવાનું છે નહિ, એ વાત ગલત છે. સંસાર-વ્યવહારની શાળામાં ઉછરનાર માણસોનાં મન કોઈ પણ પ્રકારે સાંકડાં કે નીચ થાયછે, એમ સમજવું નહિ. મિ. હેલ્પ્સ કહેછે તે અમને તો વાસ્તવિક લાગેછે કે, જેમ ખરા કવિઓ મળવા દુર્લભ છે, તેમ જ કામના ખરા કરવાવાળા પણ મળી આવવા મુશ્કેલ છે. સાચા સાધુ પુરુષો હજુ આપણને પૃથ્વી ઉપર મળી આવે ખરા; શહીદો, અને ધર્મને માટે પ્રાણ આપનારા મહાત્માઓ હજુ મળી આવે; પણ સંસારના ધંધારોજગારમાં કેળવાએલા, સંપૂર્ણ નિપુણતા વાળા પુરુષો મળવા તો દોહેલા જ સમજવા. 'કામકાજથી માણસ **માણસ** બનેછે,' એ વચન જેવાં આ વિષયને લાગુ પડેછે, તેવા જ જોરથી બીજા વિષયને લાગુ પડતાં નથી.

કુદરતી અકલની બક્ષીસવાળા આદમીઓને ધંધો રોજગાર ચલાવવાને નાલાયક સમજવા, તેમ જ જેઓ કામકાજ કરવામાં મચેલા છે, તેઓ બુદ્ધિનાં કામ કરવાને અશક્ત થઈ જાયછે; આવી કલ્પનાઓ મૂર્ખ માણસો હરવખ્ત કરેછે; પણ તે અસિદ્ધ અને ખોટી જાણવી. એક અભાગીઆ જુવાન શખ્સે થોડાંએક વરસ ઉપર આપઘાત કરી. તેને મોટું દુઃખ એ લાગ્યું કે, હું તો એક સાધારણ માણસની સ્થિતિમાં જ અવતર્યો; તેવો ને તેવો જ રહેવાનો, અને ગાંધીવટું કરીને મારો અવતાર પૂરો કરવાનો. એ તેનાથી ખમાયું નહિ, તેથી તેણે પોતાનો જીવ કાઢી નાખ્યો. તે ઉપરથી માત્ર એટલું જ સિદ્ધ થાયછે કે, તે ગાંધીવટું કરવાને પણ લાયક ન હતો; કારણકે માણસમાં માણસાઇ હોય, તો તે કોઈ પણ ધંધાથી નીચો થતો નથી; પણ તેનામાં તેનાપણું નહિ હોય, તો તેનાં આચરણથી તે જે ધંધો કરશે, તે નીચો થઈ પડશે. તનનું કામ હો કે મનનું હો; હાથની મજુરી હો કે મગજની મહેનત હો; પણ તે કરવાથી જો વાજબીના રાહે પાંચ પૈસાની પ્રાપ્તિ થતી હોય, તો તે ઉદ્યમ આબરૂ ઇજ્જત વાળો જ સમજવો. કોલનાં તગારાં કે કાદવના ગોળા ઉપાડવાથી હાથ

મેલા થયા, તેથી શું અંતઃકરણ મલિન થાય જ, એવો કંઇ મેળ છે? કારણ કે મટોડાને અડકવાથી મન બગડતું નથી, પણ અનીતિની નીકમાં પડવાથી મન બગડેછે; કાજળ અને કોલથી કાળા થવાતું નથી, પણ કંચનના લોભથી કાળા ઠીકરા જેવા થવાયછે; તાંબાનો કાટ ઘસવાથી આપણું મન કટાતું નથી, પણ દુર્ગુણનો કાટ લાગવાથી તે ખવાઇ જાયછે.

મોટા મોટા પુરુષોએ ઉમદા પદાર્થોની પ્રાપ્તિને માટે તૃષ્ણાતુર થઇને પ્રયત્ન કરતા છતાં, પોતાનું ગુજરાન ચલાવવાને સાચા દિલથી ઉપયોગિ મહેનત મજુરી કરવાને અનાદર કર્યો નથી. ગ્રીસના 'સપ્ત ઋષિઓ'માં **થેઇલીસ** સર્વોપરિ ગણાતો તે, **આથન્સ** શહેરનો બીજો પિતારૂપ મહાત્મા **સોલન** અને ગણિતશાસ્ત્રી **હિપરેટીસ**, એ બધા જ ધંધો રોજગાર કરીને પોતાનું પેટ ભરતા. **પ્લેટો** તેના અનુપમ શાણપણને લીધે 'ઇશ્વરી અફલાતૂન' કહેવાતો; તે **મિસર**ની મુસાફરીએ નીકળ્યો, ત્યારે રસ્તામાં તેલ વેચીને, તેના નફામાંથી તેણે વાટ ખર્ચી કાઢી. **સ્પિનોઝા** તેના તત્ત્વજ્ઞાન સંબંધી શોધ પછવાડે મંડ્યો હતો, તેવામાં તે કાચ ઘસીને સાફ કરવાનો ધંધો કરતો; અને તે વડે પોતાનું પોષણ કરતો; વનસ્પતિ-શાસ્ત્રનો મોટો પંડિત **લિનીઅસ** એ શાસ્ત્રનો અભ્યાસ ચલાવતો હતો, તેવામાં ચામડાં ઠોકીઠોકીને સરખાં કરીને તથા જોડા શીવીને પોતાનું ગુજરાન કરતો. **શેકસ્પીઅર** એક નાટક-શાળાનો સારો રીતે કારભાર ચલાવતો હતો; તેવામાં તેણે નાટકો તથા કવિતાઓ લખી છે; તેમાં તે પરાક્રમી છે એમ સમજવાના કરતાં, પોતે આખી નાટકશાળાનો તંત્ર ચલાવતો હતો, તેમાં પોતાની શક્તિ જોઇને તેનું મન વધારે પ્રફુલ્લિત થતું. **શેકસ્પીઅર** કાવ્ય નાટકાદિ વિદ્યા વિષયો લખતો, તે માત્ર એટલા જ હેતુથી કે તેથી પંડે સ્વતંત્રતાથી, કોઇના ઉણાઓશિયાળા થયાવિના પોતાનો સંસાર ચલાવી શકે, એવો **પોપ** કવિનો અભિપ્રાય હતો. એ તો નિભ્રાંત વાત છે કે કીર્તિ મેળવવાના ઉદ્દેશથી તો તે લખતો જ નહિ; વિદ્યાપ્રકરણમાં નામના મેળવવા બાબત તે તદન બેપરવા હતો. એક પણ પોતાનું બનાવેલું નાટક છપાતી વખત તે જોતો કે તપાસતો નહિ; અથવા કોઇ પણ નાટકને છાપવાને તેણે હા કહી હોય, એમ પણ જણાતું નથી; અને તેથી જ તેણે એ નાટકો કયારે કયારે લખ્યાં, તે પણ હજુ સુધી માલમ પડયું નથી; તથાપિ એટલું તો નક્કી છે કે, તે તેના ધંધામાં પેદાકર નીવડ્યો. **સ્ટ્રાટફર્ડ** ગામ **એવન** નદી ઉપર છે, એ તેનું વતન હતું; ત્યાં તે સારો ભંડોળ ભેગો કરીને જઇને રહ્યો. તે એટલું રળ્યો હતો કે, તેને હવે કોઇની લાચારી કરવી પડે, એમ નહતું.

આદિકવિ **ચૉસર** નાની ઉમરનો હતો, ત્યારે લશ્કરમાં સિપાઇગીરી કરતો. તે પછી તે જકાત ખાતાનો વડો ઉપરિ થયો; તેમાં પણ તેણે

સારૂં-કામ બજાવ્યું; અને ત્યાર બાદ તે જંગલ ખાતાનો અને રાજ-જમીનનો ઉપરિ નીમાયો. સ્પેન્સર કવિ આયર્લંડના નાયબસુબાનો શિરસ્તેદાર હતો; તે પછી તેણે કૉર્કમાં વડા ફોજદારી અમલદારનું કામ પણ બજાવ્યું; અને તે પોતાનું કામકાજ ફેડવામાં નજરબાજ તથા ધ્યાની હતો. મહાકવિ મિલ્ટન પ્રથમ નિશાળ ભણાવતો હતો. પ્રજા-સત્તાક રાજ્યના સમયમાં રાજ્ય-મંત્રી મંડળના દફ્તરદારની ઊંચી જગા તેને મળી, તે વખતની સભાની નોંધવહી હાલ હયાત છે, તે ઉપરથી તથા મિલ્ટનના ઘણાએક કાગળો તે વેળાના હજુ જાળવી રાખવામાં આવ્યા છે, તે ઉપરથી સ્પષ્ટ જણાઈ આવેછે કે તે ઘણો ચપળ તથા ઉપયોગિ કામનો કરવાવાળો હશે. મહાન તત્ત્વજ્ઞાની સર આઈઝાક ન્યુટને ટંકશાળના અધિકાતાનું કામ ઘણી ખબરદારીથી બજાવ્યું હતું. ઈ. સ. ૧૬૯૪ માં જે નવા સિક્કા પાડવામાં આવ્યા, તે પોતાની નિગેહબાની નીચે જ તેણે પડાવ્યા હતા. કાઉપર કબૂલ કરતો કે 'કવિ-મંડળમાં કોઈ કવિ નીમેલું કામ નીમેલે વખ્તે કરે જ નહિ; એ બાબતમાં તો એક હું જ અપવાદરૂપે સમય-પાલક છું; અને તે પોતાના સમયપાલકતાના ગુણ ઉપર ફૂલાતો; પણ કાઉપરના એ શબ્દોથી વિરુદ્ધ પુરાવો આપવાને અમે વર્ડસ્વર્થ તથા સ્કૉટનાં નામ ગણાવીએ છીએ. એ બંને મોટા કવિઓ હતા; તોપણ વર્ડસ્વર્થ છાપાના કાગળો વેચવાનું કામ કરતો અને સ્કૉટ મોટી અદાલતમાં શિરસ્તેદારનું કામ કરતો. એ બંને પુરુષો ઘણી જ ખંત રાખીને સમયપાલક રહેતા; તેમ જ પોતાના ઓદ્ધાની ફરજો બજાવવામાં પણ તેઓ બરાબર મુત્સદ્દી હતા. ડેવિડ રિકાર્ડો લંડનમાં રોજ મોટાં કારખાનાંના ભાગલાગ વેચવા સાટવાનો ધંધો કરતો હતો અને એ ધંધામાં તેણે પુષ્કળ દ્રવ્ય મેળવ્યું; તોપણ અર્થશાસ્ત્ર તેનો પ્રિય વિષય હતો, તે ઉપર પોતાનું એકાગ્ર ચિત્ત ચોંટાડવાને, અને તે શાસ્ત્રનાં મૂળતત્ત્વોનું સારૂં સ્પષ્ટિકરણ કરવાને તેનાથી બની આવ્યું; કારણકે તે જેવો દુરંદેશી વેપારી હતો, તેવો જ તે એક ઉંડો તત્ત્વજ્ઞાની હતો. એની માફક બેઇલી પણ દલાલી કરતો, તથાપિ ખગોળવિદ્યામાં તે પ્રસિદ્ધ થઈ ગયો છે; અને આલન રસાયનશાસ્ત્રી છતાં રેશમનું કારખાનું ચલાવતો.

ઘાંચીના બળદની પેઠે રોજનું કામ ચપળતાથી અને પરિપૂર્ણ રીતે જે માણસો કરતા હોય, તેમનામાં અતિ ઉચ્ચ પ્રતિની મન-શક્તિ રહી ન શકે, એ પ્રમાણે કોઇ ધારતું હોય, તો તે ધારવું ખોટું છે. તે સાબીત કરી આપવાને માટે અમારી પાસે આધુનિક સમયનાં પુષ્કળ દૃષ્ટાંતો છે. ગ્રીસ દેશનો મહાન ઇતિહાસ-કર્તા મિ. ગ્રોટ લંડનમાં શરાફી ધંધો કરતો. જૉન સ્ટુઅર્ટ મિલ હાલના વખતમાં એક મોટામાં મોટો તર્કશાસ્ત્રી થઇ ગયો છે. તે થોડાં વરસ ઉપર ઇસ્ટ ઇંડિયા કંપ-

નીના હિસાબી તપાસણીના ખાતામાંથી પોતાનો ઓદ્દો છોડીને ઘેર ગયો. તેની સાથે જે અધિકારીઓ કામ કરતા હતા. તેઓ એની ખુબીથી સાનંદાશ્ચર્ય પામીને એનાં વખાણ કરતા હતા. તેઓ એના તત્ત્વજ્ઞાનના ઉમદા તર્કોથી ફિદા થઇ ગયા હતા, એમ નહોતું; પણ તેણે પોતાના ખાતામાં જે ઉંચી પ્રતિની કામ કરવાની પદ્ધતિ દાખલ કરી હતી, તેથી અને તેણે પોતાના ખાતાનું કામ સૌને સંપૂર્ણ સંતોષ થાય એવી રીતે ચલાવ્યું હતું, તેથી તેઓ એના ઉપર એટલા રાજી હતા.

ધંધા રોજગારમાં સારા નીકળવું હોય, તો સામાન્ય બુદ્ધિના ધોરણ ઉપર ચાલ્યા કરવું. જ્ઞાન સંપાદન કરવું હોય અથવા કોઇ શાસ્ત્રનું અધ્યયન કરવું હોય, તો ધીરજ અને આગ્રહથી મહેનત કરવી પડેછે; તે જ પ્રમાણે સચોટ કામ કરવાવાળાને પણ એ ગુણોની જરૂર છે. પ્રાચીન કાળના ગ્રીક લોકો કહેતા કે, કોઇ પણ કામમાં કાબેલીઅત મેળવવી હોય, તો ત્રણ વસ્તુ અવશ્ય જોઇએ; એક તો જન્મસ્વભાવ તે તર્ફ વળેલો જોઈએ; બીજું, તેમાં મંડ્યા રહેવાની ટેવ પાડવી જોઇએ; અને ત્રીજું, મહાવરો કર્યા કરવો જોઇએ. વેપાર ધંધામાં જો ડહાપણથી અને ખંત રાખીને મહાવરાને કેળવ્યો હોય, તો ફતેહના દરવાજા એ મોટી કુંચીથી ઉઘડ્યા વિના રહે જ નહિ. '**ભાગ્યશાળીને ભૂત રળે**' એ કહેવત પ્રમાણે કેટલાએક માણસોને ઘેર દૈવયોગે સોનાનો વરસાદ વરસેછે, એ વાત ખરી છે; પરંતુ જેમ જુગારખોર માણસ પૈસા જીતવાથી લલચાઇને રમ્યા કરેછે, અને તેથી તેની ખરાબી થાયછે; તેવી જ રીતે એવા નસીબદાર વેપારીઓ પણ ખોટા લોભના વેનમાં તણાઇને ખુવાર થઇ જાયછે. બેઈકન કહેતો કે, જે માણસ ટુંકે રસ્તે જવાનો વિચાર કરેછે, તે રસ્તો ઘણુંકરીને કાદવ કીચડ અને ખાડા ખડબાવાળો નીકળેછે; તેથી સારે રસ્તે જેને જવું હોય, તેણે તો જરા ફેરો ખાઇને લાંબો રસ્તો પકડવો જોઇએ; અને એ દૃષ્ટાંત ધંધા રોજગારને પણ લાગુ પડેછે. એવી રીતની મુસાફરી કરવાથી આપણો વખત વધારે જશે ખરો; પણ તે મહેનતમાં મઝા આવશે અને તેમાંથી સ્વાદિષ્ટ ફળ ઉપજશે અને તે પેલા ટુંકા માર્ગ કરતાં શુદ્ધ અને નિર્મળ નીવડશે. ભલેને છેક સાધારણ મજુરી કરવાનું જ કામ હોય, પણ તે રોજ રોજ નીમેલે ટાણે કરવાથી બાકીનો વખત બહુ આનંદમાં જાયછે.

ગુનાની બળદેવે જે જે મહેનત ઉઠાવી છે, તેની કલ્પિત કથા ઉપરથી માણસે કેવી રીતે કામ કરવું, અને તે શી રીતે કરવાથી લાભ મળશે, તે સમજવામાં આવશે. દરેક જુવાન શખ્સના દિલમાં ઠસવું જોઇએ કે, બીજાની મદદ અને પારકા આશ્રયથી મને કંઇ લાભ થવાનો નથી; જો મારે મારૂં સુખ સંભાળવું હોય અને મારૂં કલ્યાણ તાકવું હોય,

તો મારે મારી જાત ઉપર જ અવશ્ય આધાર રાખવો જોઇએ અને મારા બાહુ-બળથી જ સર્વસ્વ મેળવવું જોઇએ. મૂર કવિના એક છોકરાને ઠેકાણે નાખવો હશે; તેને માટે લૉર્ડ જૉન રસલે લૉર્ડ મેલ્બોર્નને અરજ કરી; તેનો જવાબ તેણે લખ્યો કે, મારા પ્યારા જૉન, હું મૂરકવિનો કાગળ તમને પાછો મોકલુંછું. જ્યારે પ્રસંગ આવશે, ત્યારે એ કામ બાબત તમારી મરજી પ્રમાણે હું કરવાને તૈયાર છું. આપણે જે કંઈ કરવું છે, તે મૂરની ખાતર જ; જાણે મૂરને માટે કરવાનું હોય, તેમ હું સમજુંછું. આમ સ્પષ્ટ રીતે લખવાથી વાત પાધરી સમજાઈ જાયછે. પણ જુવાન માણસોને માટે કંઇ પણ ગોઠવણ કરવી, તે વાજબી નથી; અને એમ કરવાથી તેમને પોતાને જ નુકસાન થાયછે. તેમનામાં દૈવત હોય, તે કરતાં વધારે દૈવત-વાળા અમે છીએ, એમ તેઓ પોતાના મન સાથે ધારતાં શીખેછે; અને તેથી તેઓ કંઇ મહેનત કરતા નથી. 'તમારે તૂમડે તરવાનું છે; તમારી મેળે આપબળે જે કરવું હોય, તે કરો; તમારે સુખચેનમાં રહેવું કે ભૂખે મરવું, એ વાતનો આધાર તમારા પોતાના ઉપર રહેલો છે.' આવા આવા બોલ જ જુવાનીઆઓને સંભળાવવા જોઇએ. એમને બીજું કાંઇ જ કહેવું ન જોઇએ. હું સદા તમારો, મેલ્બોર્ન.

સંસાર વ્યવહારનાં કામકાજ પાછળ જો ડહાપણ અને જોશથી મહેનત કરવામાં આવે, તો તેનાં રૂડાં ફળ નીપજ્યા વિના કદી રહેતાં નથી. એવા લક્ષણવાળો માણસ આગળ વધતો જ જાયછે; તેનું પુરુષત્વ અને સામર્થ્ય બહાર પડતું જાયછે; અને તેનું જોઇને બીજા માણસોને એ પ્રમાણે કરવાને રસ ચઢેછે. સૌ માણસો કંઇ સરખે દરજ્જે ચઢતાં નથી; પણ સરાસરી જોવા જઇએ તો પ્રત્યેક માણસ પોતપોતાના ગજા પ્રમાણે ઉંચી પદવીએ ચઢેછે. ટરકન લોકોમાં એક એવી કહેવત છે કે, સૌ માણસોને ટાઢ ઉરા-ડવાને સૂરજના તડકામાં બેસવાને સુંદર ચોક મળતા નથી; પણ હરેકને ગમે ત્યાં પણ તડકો આવે, એવી જગા મેળવવી હોય, તો તે મળી શકે ખરી.

સારાંશ કાઢવા જઇએ તો, અમને એમ લાગેછે કે જીંદગીમાં આગળ વધવાનો રસ્તો બહુ સહેલો અને સરળ કરી નાખવો, એ મનુષ્યજાતને અર્થે સારૂં નથી. આપણે જે કરવું હોય, તે તરત કોઈ તૈયાર કરી આપીને આપણને સોંપે અને સુંદર, સુંવાળાં નરમાનાં ગાદલાં તથા તળાઇમાં સૂવાનું મળે, તેના કરતાં સખ્ત મજુરી કરવાની જરૂર પડે અને ખાવાને સૂકો પાકો રોટલો મળે, તે વધારે સારૂં છે એમ સમજવું. જે કામ હાથમાં લીધું હોય, તે પાર મૂકવું હોય તો તુચ્છ સાધનોથી સંસાર માંડવો જોઈએ. સંસારમાં પડતાં વાર જ શરૂઆતમાં દુર્બળ દશા હોય, તો ખરેખર સારાં કામ કરવાને મન સદા જાગ્રત રહેછે; જેને દુનિયામાં આગળ વધવું હોય, સંસારમાં સારામાં ગણાવું હોય, તેને તો આરંભમાં નિર્ધન અને નબળી

હાલત બહુ જરૂરની છે; અમે તો તેને ભાગ્ય-દશાનું એક ચિન્હ—એક અગત્યનું સાધન સમજીએ છીએ. એક પ્રસિદ્ધ ન્યાયાધીશને કોઇ માણસે એક વાર પૂછ્યું કે, ન્યાયખાતામાં નામ મેળવવું હોય, તો તે કયાં સાધનોથી બનેછે વારૂ? તેનો તેણે જવાબ આપ્યો કે, કેટલાએક તો પોતાની બુદ્ધિના પ્રભાવથી સારા વકીલ નીવડેછે; કેટલાએક વગવસીલા અને લાગવગથી મોટામાં ગણાયછે; કેટલાએક, કંઇ દૈવી ચમત્કારથી જ પાર પડેછે; પણ ઘણે ભાગે જોવા જશો, તો વસુ વિના વકીલાત કરવા માંડેલી, એવા નિર્ધન માણસો જ સંખ્યાબંધ ઉદય પામતા ચાલ્યા જાયછે.

બાંધકામમાં પ્રવીણ એક મોટા કારીગરની વાત અમે સાંભળી છે. તેણે સારી ઉંચી કેળવણી લીધી હતી. લાંબી મુદ્દત સુધી અભ્યાસ કરીને તે સારી પેઠે સુધર્યો હતો; અને પૂર્વ ખંડની પ્રાચીન, પવિત્ર ભૂમિમાં પ્રવાસ કરીને તેણે ઘણું જ્ઞાન મેળવ્યું હતું. એટલું કર્યાં પછી પોતાના ઉદ્યમનો આરંભ કરવાને તે પાછો પોતાના વતનમાં આવ્યો. ગમે તેવું કામ મળો, પણ તેનો નકાર ન કરતાં તે હાથમાં લેવું, એમ તેણે નક્કી કર્યું. જૂની પડી ભાગેલી ઈમારતોને દુરસ્ત કરવાનું કામ હલકામાં હલકું ગણાયછે; અને તે એવા કારીગરને કંઇ પ્રાપ્તિકર પણ હોતું નથી; તોપણ એવું એક કામ તેને હાથ આવવાથી તે કરવાનું તેણે માથે લીધું. એ સમજણવાળો પુરુષ હતો; તેથી તેણે એ કામને તુચ્છકારી નાખ્યું નહિ; અને પોતે મહા બુદ્ધિમાન છે અને એવું કામ મારા લાયકનું નથી, એમ મનમાં આણ્યું નહિ. તેણે પોતાના મનને ઠામ રાખીને ઉંચે ચઢવાની મહેનત કરવા માંડી; અને તેણે આવી સારી રીતે પ્રથમારંભ કર્યો. જુલાઇ માસમાં એક દહાડો ઘણો તાપ પડતો હતો, તેવામાં તે એક છાપરા ઉપર ઘોડો પલંગીને પહોળા પગ કરીને બેઠો બેઠો જૂના કામને દુરસ્ત કરતો હતો. તે તેના એક મિત્રે જોયું. તેના કપાળ ઉપરથી પરસેવાના રેલા ચાલ્યા જતા હતા; તે હાથવતી છંટકોરો નાખીને બોલ્યો, જુઓ, આખા ગ્રીસના પુરાતન પ્રદેશમાં જે રખડી આવ્યો છે, તેને કેવું મજાનું કામ જડેછે! તથાપિ, એ કામ ગમે એવું હતું, પણ તેણે સંપૂર્ણ કાળજીથી સારી રીતે કર્યું. તે તેના ધંધા પાછળ ખંતથી મચ્યો રહ્યો; અને આખરે તેને ધીમે ધીમે વધારે લાભકારક કામો મળવા લાગ્યાં; અને પરિણામે તે તેના ધંધામાં સર્વોપરિ પદવીએ પહોંચ્યો.

દરેક માણસ સુધરતો જાય અને આગળ વધતો જાય, તેનું મૂળ મહેનતમાં રહેલું છે; તેમ જ આખા દેશના અથવા આખી પ્રજાના સુધારાનું બીજ પણ મહેનતમાં જ રહેલું છે. મનુષ્ય-જાતને કંઇ પણ મહેનત યા પ્રયત્ન ન કરવો પડે; અને તેના મનમાં જે જે ઇચ્છા ઉઠે, તે પૂરેપૂરી એની મેળે અનાયાસે બર આવતી જ જાય, એટલે પછી તેને કંઇ આશા કર-

વાનું રહે નહિ; તેને કોઇ વાતની તૃષ્ણા પણ રહે નહિ; કોઇ પણ પ્રકારની મહેનત કરવાની પણ રહે નહિ. માણસ-જાતની એવી સ્થિતિ જો થાય, તો એ એક મહા દુઃખદાયક સ્થિતિ જાણવી. એના કરતાં વધારે ત્રાસદાયક બીજું દુઃખ નહિ હોય. માણસના મનમાં એમ આવે કે મારી જીંદગીનો કાંઇ ઉદ્દેશ રહ્યો નથી, અથવા મારે હવે કાંઇ પણ કામ કરવાનું નથી; મારે કાંઇ *મતલબ, સ્વાર્થ-પરમાર્થ કે કાંઇ કામ છે જ નહિ*, એ કેવી દુઃખદ સ્થિતિ! મનુષ્ય-જાત વિવેક-બુદ્ધિવાળું પ્રાણી છે; અને તેની આવી હાલત થાય, તો તે તેને અપાર દુઃખકારક અને અસહ્ય થઇ પડશે. સર હૉરેસ વીઅરનો ભાઇ મરી ગયો હતો. તેને માર્કિવસ ડિ સ્પિનોલાએ પૂછ્યું કે, તમારા ભાઇને શું થયું હતું? તે શાથી ગુજરી ગયા? તેણે જવાબ દીધો કે, તેને કાંઇ કામ કરવાનું નહતું, તેથી તે મરી ગયા. સ્પિનોલાએ જવાબ દીધો કે અરેરે, ખરી વાત છે. જો કંઇ જ ઉદ્યમ કે કામ કરવાનું ન હોય, તો તેથી આપણે આ બધા સેનાપતિઓ બેઠા છીએ, તેની પણ એ જ દશા થાય, એમાં શક નથી.

જેઓ દુનિયામાં થપ્પડ ખાયછે, અને જેમનાથી આગળ વધાતું નથી, તેઓ કહેછે કે, અમારો જરાએ વાંક નથી; અમારે માથે આ અટાટની આવી પડી છે. બધા માણસો અમને મારવામાં જ તૈયાર રહેછે. આવી રીતે તેઓ ઉતાવળાં અનુમાન કરેછે. એક પ્રસિદ્ધ લખનારે હાલમાં એક પુસ્તક પ્રકટ કર્યું છે. તેણે જે જે વેપાર ધંધા કર્યા, તે દરેકમાં તે નાહી બેઠા, એમ તેણે સવિસ્તર હકીકત સાથે લખ્યું. તેની સાથે વળી તેણે ભોળે ભાવે એમ પણ જણાવ્યું કે, મને આંક આવડતા નહતા! છેવટ જતાં, તેણે એવું અનુમાન બાંધ્યું કે, આ જમાનામાં લોકો લક્ષ્મી-ઉપાસક બહુ થઇ ગયા છે, તેથી હું મારા ધંધામાં નાસીપાસ થયો. લામરટીન જેવા પુરુષો અંકગણિતના જેવી જરૂરી બાબત ઉપર પણ બેધડક ધિક્કારની નજરથી જોતા; અને તેથી જ તેની પાછલી ઉમરમાં તેને બીજાના આશ્રિત થઇને રહેવાનો વખત આવ્યો. એ શાસ્ત્ર ઉપર તેણે કંટાળો ન બતાવતાં, તેનો વ્યાવહારિક ઉપયોગ તે સમજ્યો હોત, તો એ મહાત્માના મિત્રોને ભેગા થઇને તેની વૃદ્ધાવસ્થામાં તેના ગુજરાનને માટે ઉઘરાણું કરવું પડયું, તે કરવું ન પડત, અને 'भिक्षान्देही'નો નીચું જોવડાવનારો અજુગતો દેખાવ આપણે જોવાનો વખત આવત નહિ.

વળી, બીજા કેટલાએક પોતાના મનમાં એમ સમજેછે કે અમે માઠી દશામાં જન્મ્યા છીએ, અમારૂં નસીબ જ વાંકું છે; અમારો લેશ પણ વાંક નથી; તથાપિ બધું જગત્ અમારી સામા ચડસીલું થઇને અમને દુઃખ દેછે. આવી કિસમના એક માણસ વિષે અમે એક વાત સાંભળી છે. તે એટલે સુધી બકી જતો કે, જો મેં ટોપીઓ વેચવાનો અથવા પાઘડીઓ બાંધવાનો

ધંધો આદર્યો હોત, તો લોકો મારી સામા ચડસે ચઢીને માથા વિનાના જ અવતરત! પણ આવા કુતર્ક કરનાર માણસોએ એક રશિયન કહેવત ધ્યાનમાં રાખવી જોઈએ. **'બેવકૂફી અને બનસીબી જોડાજોડ રહેછે.'** જે કોઇ તપાસ કરશે, તેને જણાશે કે, જેઓ પોતાના નસીબનો વાંક કાઢેછે અને કપાળે હાથ દઈને રડેછે, તેમણે તેમની બેકાળજી, ગેરબંદોબસ્ત, ઉડાઉપણું, આળસ અને નિરુદ્યમીપણાને જ દોષ દેવાનો છે. બીજી કોઇ વસ્તુની કસુર કાઢવાની નથી. ડૉકટર જૉન્સન પોતાના ગજવામાં પંદર રૂપિયા નાખીને લંડનમાં આવ્યો; તેણે એક મોટા અમીરને કાગળ લખ્યો, તેમાં નીચે સહી કરી, ત્યાં 'અપવાસી જૉન્સન' એમ લખ્યું. તે ઉપરથી એની દુર્દશાનો આભાસ થશે; તોપણ તેણે વાજબી વિચાર કરીને કહયું કે, જે માણસો દુનિયાને માથે દોષ મૂકેછે, તેઓ ભૂલ કરેછે; ગુણવાન માણસની કદર થયા વિના રહેતી જ નથી, એમ હું માનુંછું; જેઓ પાછા પડેછે, તેઓ તેમને પોતાને વાંકે જ પાછા પડેછે.

વૉશિંગ્ટન ઇર્વિંગ નામના એક અમેરિકન ગ્રંથકર્તાના પણ ઉપર મુજબના જ વિચાર હતા. તે કહેછે કે, જે માણસો ગુણવાન છતે શરમાળ છે, તેમનો કોઇ ભાવ પૂછતું નથી, એવું કેટલાએક બોલેછે, તે મિથ્યા લવારો સમજવો. જેઓ સુસ્ત છે, અને જેમના મનનું કાંઈ ઠેકાણું નથી; જેઓ કાચા હૈયાના છે, તેવા માણસો જ્યારે છક્કડ ખાયછે, ત્યારે ખાલી દુનિયાનો વાંક કાઢેછે. જેમને તમે ગુણવાન છતે શરમાળ માણસો કહોછો, તેઓ પુરતાઇ ન રાખે, અથવા બેકાળજી બતાવે, અથવા સંસારમાં ઉપયોગિ થાય એવી રીતે પોતાના ગુણને કેળવે નહિ, ત્યારે તેમાં જગત્નો શો વાંક કાઢવો? જેમણે પોતાની બુદ્ધિને પરિપકવ કરીને નિયમમાં આણી હોય, તેનું મૂલ્ય આ જગતરૂપી બજારમાં ઉપજ્યા વિના રહે જ નહિ; માત્ર એટલું જ કે તેણે મહેનત કરીને આપબળે પોતાનું નૂર બતાવી આપવું જોઇએ; પણ તે પોતાના ઘરની ઘોચલીમાં ભરાઇ રહે, અને મને કોઈ શોધતું આવે એવી આશા રાખવી, એ ફોકટ છે. બહાર પડતા અને બકબકાટો કરનારા બેશરમ માણસો ફાવ્યા જ જાયછે; અને શરમને માર્યે ખૂણામાં રહેનાર રત્ન જેવાં માણસોનો સામું કોઇ પણ જોતું નથી, એવી બહુ વાતો ચાલેછે. પણ તપાસ કરવાથી ઘણી વાર એમ જણાશે કે, એ બહાર પડતા માણસો બહુ ચપળ હોયછે, અને જે તે કામમાં તત્પર થઈ જાયછે; ચપળતા અને તત્પરતાના એવા કીમતી ગુણો જો પેલા શરમાળ ગુણવાન માણસમાં નહિ હોય, તો એના બીજા બધા ગુણ નિષ્ક્રિય અને નિષ્ફળ છે; તેનાથી શો ફાયદો? આપણા ઘરની ચોકી પશ્વાધિપતિ સિંહ કરતો હોય, પણ તે ઉંઘ્યા કરતો હોય, તો તે ચોકીદાર શા કામનો? એના કરતાં તો જાગતો અને ભસતો કૂતરો વધારે કામનો જાણવો.

કોઇ પણ પ્રકારનું કામ અચ્છી રીતે કરવું હોય, તો તે માણસમાં એકાગ્ર ચિત્ત રાખવાની ટેવ, આગ્રહથી મંડવાનો ગુણ, બારીક નજરથી અવલોકન કરવાની શક્તિ, કામ કરવાની પદ્ધતિ, સમયપાલકતા અથવા નીમેલે વખતે નીમેલું કામ કરવાની આદત અને કામ કરવામાં ત્વરા, એટલા ગુણની જરૂર છે. પહેલી વાર નજર કરતાં તો ઉપર જણાવેલાં લક્ષણ નજીવાં લાગશે; પણ ખરેખરૂં જોવા જઇએ, તો માણસ જાતના સુખ અને કલ્યાણ અને ઉપયોગિપણાને માટે તેઓ કેટલા ખપના છે, તે જોતાં તો તેઓ વગર ચાલે જ નહિ, એવા અગત્યના એ ગુણો છે. ખરી વાત છે કે, એ બધી નજીવી બાબતો છે; પણ માણસની જીંદગીનું પૃથક્કરણ કરશો, તો તે બધી નાની નાની નજીવી ચીજોની મળીને જ થએલી છે. ભલેને કામ નાનાં નાનાં હોય, પણ તે એક જ માણસને હાથે વારંવાર એક જ રીતે થયા કરે, તો તે ઉપરથી તેની ચાલનો એકંદર સર્વાળો નક્કી થઇ શકેછે; અને એવી જ રીતે એક દેશના પ્રત્યેક પુરુષની કરણીના એકંદર સમુદાયથી આખી પ્રજાની ચાલનું ધોરણ આપણે નક્કી કરી શકીએ, અને જે દેશ અથવા તેમાંનાં માણસો ભાગી તૂટી અવસ્થામાં આવી પડેલાં માલમ પડે, તો તેઓ નાની અને નજીવી બાબતોની બેદરકારી રાખવાથી એ દશાને પામ્યાં છે, એમ તમને તજવીજ કરતાં જણાશે. દરેક માણસને પોતપોતાની ફરજો અદા કરવાની હોયછે; પોતપોતાનું કામ કરવાનું હોયછે; અને તેથી તે ફરજો અને તે કામ યથાસ્થિત રીતે કરવાને પોતાની શક્તિને સારી પેઠે કેળવવી જ જોઇએ. ઘરનું કામકાજ અથવા ઘરસંસાર ચલાવવાનું કામ હો, અથવા તો કોઇ ઉદ્યમ અથવા વેપાર ચલાવવાનો હો, અથવા તો કોઇ દેશની પ્રજાની ઉપર હકુમત ચલાવવાની હો, પણ તે દરેકમાં ઉપર જણાવ્યા પ્રમાણે પોતાની શક્તિને કેળવવાની જરૂર છે.

અનેક જાતના ઉદ્યોગ, કળાકૌશલ્ય અને શાસ્ત્રોમાં જે મહાનુભાવ પુરુષો થઇ ગયા છે, તેનાં અમે પૂર્વે ઘણાં દૃષ્ટાંત આપ્યાં છે; અને તેથી જગતના દરેક કામકાજમાં આગ્રહ અને ઉદ્યોગ, એ બે ગુણો કેટલા જરૂરના છે, તે સાફ જણાઇ ચૂકયું હશે. તે વિષે હવે વિશેષ બોલવાની જરૂર લાગતી નથી. પોતાના દરરોજના અનુભવથી દરેક માણસે એટલું તો જાણવું જોઇએ કે ઝીણી ઝીણી બાબતો ઉપર એક ચિત્તે દૃઢ લક્ષ રાખવાથી જ માણસ સુધરેછે. મનુષ્ય–સુધારાનું મૂળ જ દૃઢ લક્ષમાં રહેલું છે; અને સૌને માથે ઉદ્યોગ એ ભાગ્યોદયનું મૂળ છે. હરેક કામમાં બારીકી, એ પણ બહુ અગત્યની બાબત છે; એવો પુરુષ સારી રીતે કેળવાયલો છે, એમ જાણવાનું એ એક અચૂક લક્ષણ છે. જે જોવું તપાસવું, તે બારીક નજરથી; જે બોલવું તે ચોક્કસપણેથી, અને જે કામકાજ

કરવું, તે પૂરી કાળજી અને બારીકીથી; એનું નામ જ સારી કેળવણી છે. જે કામ કરવું, તે સારી રીતે જ કરવું. થોડું, જરાક જેટલું કામ કરવું; પણ સંપૂર્ણ રીતે બજાવવું એ બહેતર છે; એથી દશપટ કામ કરવું પણ તે અડધ પચાસ–કાચું પાકું કરવું, એ ન કર્યાં બરાબર છે. એક ડાહ્યો માણસ વારંવાર કહેતો કે, રહો, રહો, જરા થોભો; તો આપણે આપણું કામ જલદીથી પાર મેલીશું.

તથાપિ બારીક નજર રાખીને કામ કરવાની ઉમદા અને અગત્યની ટેવ ઉપર કોઈ ધ્યાન આપતું નથી. વ્યવહારોપયોગિ વિષયોમાં એક મહા નિપુણ પંડિત પ્રસિદ્ધ થયો છે; તેણે અમને એક વાર એમ કહ્યું કે, ‘ મારા અનુભવના દરમીઆનમાં ભાગ્યે જ મને કોઇ માણસ કોઇ પણ બાબત બરાબર ચોક્કસ રીતે સમજાવી શકે એવાં મળ્યાં હશે. વળી ખરેખરૂં જોવા જશો, તો નાની નાની બાબતોનો તમે કેવી રીતે ફડચો કરોછો, તે ઉપરથી માણસો તમારૂં સારૂં કિંવા માઠું બોલશે. બીજી બધી બાબતોમાં જો તમે સદ્‌ગુણી હશો, તમારામાં સારી શક્તિ હશે, અને તમારી ચાલ-ચલગત સારી હશે; પણ તમારામાં જો ગફલતનો અવગુણ હશે એટલે તમે તમારા દરેક કામમાં બેકાળજીવાળા, અને ચોક્કસ નજર વિનાના હશો, તો તમારો કોઇ વિશ્વાસ કરશે નહિ; તમે જે કામ કરશો, તે નવેનામે ફરીથી જોઈ જવું પડશે; અને તેમ કરવાની જરૂર પડે, એટલે તમારા ઉપર સૌ ખીજવાય, સૌને ચીડ ચઢે અને તમારે લીધે સૌને પાર વિનાની તસ્દી થઇ પડે.

ચાર્લ્સ જેમ્સ ફૉકસ જે કામ કરતો, તે તે સંપૂર્ણ ચીવટ રાખીને કરતો. એ એનો એક ખાસ ગુણ હતો. તેને ઇંગ્લંડના રાજસ્થાનના મોટા દફ્તરદારની જગા મળી, તે વખત કોઇએ તેના ખરાબ અક્ષર ઉપર ટીકા કરી હશે. તે વાત તેના મનમાં ઉંડી ઉતરી ગઇ. તેણે તરત જ એક અક્ષરશિક્ષકને રાખ્યો; નિશાળીઆની પેઠે તેણે રોજ લેખન–ચોપડીમાં અક્ષર લખવા માંડ્યા; અને તે સારી રીતે સુધર્યો, ત્યાંસુધી તેણે એ મહેનત કરવી જારી રાખી. તે શરીરે પુષ્ટ હતો, તોપણ દડાની રમતમાં તે ભોંય ઉપરથી એવી ચપળતા અને ઝડપથી દડો ઉંચકી લેતો, કે તે જોઇને આપણને અચરજ લાગે. તે ઉપરથી તેને કોઈએ પૂછ્યું કે, તમે આટલી બધી ફુરતાઇ શી રીતે મેળવી ? તેનો તેણે હસતાં રમતાં જવાબ દીધો કે, હું ઘણો કાળજીવાળો છું, તેથી. એવી જ બારીક કાળજી તે મોટા મહત્ત્વના કામમાં પણ રાખતો; અને પેલા ચીવટવાળા ચીતારાની પેઠે કોઈ કામમાં ગફલત જ કરવી નહિ, એવી આદત રાખવાથી તેણે નામના મેળવી.

કામ કરવામાં નિયમ એ અતિ અગત્યનું લક્ષણ છે; તેથી સારી પેઠે કામ ઉકલેછે, અને તે સારી રીતે થાયછે. પૂજ્ય પાદરી રિચર્ડ સેસિલ

કહેતો કે, આપણી પેટીમાં સામાન ગોઠવી ગોઠવીને ભરીએ છીએ, તેથી જેમ થોડી જગામાં ઘણાનો સમાસ થાયછે, તેના જેવો ગુણ નિયમમાં રહેલો છે. જેને સામાન ગોઠવતાં નહિ આવડતો હોય, તે જેટલો સમાસ કરશે, તેના કરતાં જેને ગોઠવવાની કળા માલમ હશે, તે દોઢો સમાસ કરશે. સેસિલની કામ કરવાની ત્વરા અસાધારણ પંક્તિની હતી. તે કહેતો કે, 'તમારે ઘણાં કામ કરવાં હોય અને તે સૌથી ટુંકા વખતમાં કરવાં હોય, તો એક જ કામ પાછળ એકી વખતે મંડી પડવું.' હવે આ કામ મને જરા વધારે અવકાશ મળશે ત્યારે કરીશ, એમ કહીને તે કોઇ પણ કામ અધૂરું મૂકતો જ નહિ. જ્યારે કામનો ભરાવો વધારે થઇ પડતો, ત્યારે પણ તે તેના ખાવાપીવા તથા ઉંઘવાના વખતમાંથી વખત કાઢી લેતો; પણ તે કંઇ પણ કામ બાકી રાખતો નહિ. ડ વિટ પણ સેસિલની પેઠે જ કહેતો કે એક કામ પાછળ એકી વખતે અડી જવું. તે કહેતો કે, મારે જ્યારે જરૂરી કામના કાગળપત્રો મોકલવાના હોય, ત્યારે તે કામ પૂરું કરતા સુધી હું બીજા કશા ઉપર મનને દોડવા દેતો નથી. જો કંઇ ઘર-સંસાર સંબંધી કામકાજ કરવાનાં હોય, ત્યારે તે તમામનો બરાબર બંદોબસ્ત થઇ જાય, ત્યાં સુધી હું તે ઉપરથી મારું ચિત્ત ખસવા દેતો નથી.

એક ફ્રેંચ પ્રધાન તેનું કામ ત્વરાથી કરવામાં પ્રસિદ્ધ થઇ ગયો તેમ જ રમત ગમતને ઠેકાણે પણ તે અચૂક હાજર રહેતો; તે જોઇને તેને કોઇએ પૂછયું કે, તમે આ બે કામ શી રીતે કરી શકોછો? તેનો તેણે જવાબ આપ્યો કે, જે કામ મારે આજ કરવાનું હોય, તે હું આજ જ કરૂંછું; તેને કાલ ઉપર કદી પણ મુલ્તવી રાખતો નથી. લૉર્ડ બ્રૂઅમ કહેતો કે, એક અંગ્રેજ રાજકીય પુરુષની એથી ઉલટી જ રીત હતી. તેનો સંકલ્પ એવો હતો કે, જે કામ કાલ ઉપર રખાય એમ હોય, તે આજ કલ્પે પણ ન કરવું. એ માણસને તો હાલ કોઇ સંભારતું એ નથી; પણ દુર્ભાગ્યે એવી રીત બીજા ઘણા માણસોમાં જોવામાં આવેછે. જેઓ એદી અને સુસ્ત છે, તેમને એવું ગમેછે. તેઓ પોતાના કામમાં કયારે પણ પાર પડતા નથી. જે આડતીઆ અથવા ગુમાસ્તા ઉપર ઇતબાર રાખવો ઘટતો નથી, તેવા માણસો ઉપર તેમને વિશ્વાસ રાખ્યા વિના ચાલતું નથી. મહત્ત્વનાં કામો ઉપર તો આપણે પંડે જ અબાઝબ્યા રહેવું જોઇએ. એક એવી કહેવત ચાલેછે કે, તમારે તમારૂં કામ કરવું જ હોય, તો જાતે વળગી પડીને કરો; જો તમારે તેને ન કરવું હોય, તો કોઇ બીજાને તમારે ઠેકાણે મોકલો, એટલે તે નહિ જ થાય.

એક ગામમાં એક જમીનદાર દેશાઇ હતો. તે સુસ્ત હતો. તેને સારી જમીન હતી. તેમાંથી દરવર્ષે રૂ ૭,૫૦૦ ઉપજ આવતી. તેને માથે કરજ થઇ પડવાથી, તેણે પોતાની અર્ધી જાગીર વેચી મારી; અને બાકીની

અર્ધી તેણે એક ઉદ્યોગી પટેલને વીશ વરસને પટે માંડી આપી. મુદ્દત પૂરી થતાં પેલો પટેલ કરાર પ્રમાણે ગણોત આપવાને તે જાગીરદારને ઘેર આવ્યો. તેણે દેશાઈજીને પૂછ્યું કે, તમે મને જે ખેતર આપ્યાં છે, તે તમારે વેચવાની મરજી છે? દેશાઈજી અચરજ પામીને બોલ્યા કે, શું, તું રાખવા માગેછે?! પટેલે જવાબ દીધો કે, હોવે, ભાવતાલે હળીએ, તો રાખીએ. દેશાઈએ ઉત્તર આપ્યો કે, બેશક, એ ઘણી જ નવાઇની વાત છે. મેં તને જે અર્ધી જમીન લખી આપી છે, તેથી બમણી જમીનની ઉપજ મારે ઘેર આવતી; તેમાં સરકારને મારે એક દોકડો દેવો પડતો નહિ; તોપણ તેટલાથી મારૂં પૂરૂં ન થયું; અને તારી પાસે તેમાંની અર્ધ જમીન છે; તેના તું મને દર વર્ષે રૂ ૩,૦૦૦ આપેછે; વરસોવરસ ભરપાઈ કરવામાં તું ચૂકતો નથી. તે છતાં, તું થોડા વરસમાં એ મારી અર્ધ જાગીર ખરીદવાને ઉભો થયો, તે શી રીતે? તેનું કારણ મારાથી સમજાતું નથી. તેણે જવાબ દીધો કે, એનો ખુલાસો પાંશરો છે. તમે હાથ પગ જોડીને ઘરમાં બેસી રહેતા, અને ચાકર તથા સાથીઓને કહેતા કે, જાઓ, ખેતરમાં કામ કરવાને જાઓ. હું પથારીમાંથી ઝટ ઉઠીને મારા હાળી અને નોકરોને કહેતો કે, ભાઈ, ચાલો, આપણે ખેતરે જવું છે; તમે પથારીમાં પડ્યા પડ્યા તમારી જાગીરનો ઉપભોગ કરતા, અને હું સવારમાં ઉઠીને મારા કામ ઉપર મંડી પડતો.

એક જુવાન માણસને કંઇ નોકરી મળી. તે ઉપર તેણે સર વૉલ્ટર સ્કૉટની સલાહ માગી. તેણે નીચે મુજબનાં અમૂલ્ય વચનો લખી મોકલ્યાંઃ—તમારે તમારો સઘળો વખત કામકાજમાં રોકવો; જો તે પૂરેપૂરો કામમાં ન લીધો, તો મનનું દુષ્ટ વલણ તમને તરત આડું દોરી જશે. સવારનો વખત કદી પણ નકામો જવા દેશો નહિ. સ્ત્રીઓ જેને કૂથલી કરવી કહેછે, તેવાં ગપ્પાંસપ્પાં મારવામાં તમારો વખત તમે ગાળશો નહિ. 'ચાલો, આ કામ કરીએ; ચાલો, ફલાણા કામમાં હવે ચિત્ત ચોંટાડીએ, એ જ તમારા મનની અખંડ પ્રેરણા હોવી જોઈએ. જે કામ કરવાનું હોય, તે તરત જ કરી નાખો. મહેનત પછી ગમત કરો; પણ પહેલી રમતગમત અને પછી મહેનત, એમ કદી પણ કરશો નહિ. જ્યારે લસ્કરની કુચ થતી હોયછે, તે વેળા મોખરે ચાલનારી પલટણોએ દ્ઢતાથી, બિનહરકતે આગળ ચાલ્યા જ જવું; તેમ થાય તો પાછલો ભાગ પણ તેવી જ રીતે ચાલ્યો આવે; પણ આગળના ભાગમાં અવરોધ આવવાથી પાછળના ભાગમાં ગરબડાટ અને અંધાધુંધી દાખલ થાયછે. કામકાજ ફેડવામાં પણ એ જ નિયમ લાગુ છે. જે કામ તમે પ્રથમ હાથમાં લીધું હોય, તે જો તમે ત્વરાથી, દ્ઢતાથી અને નિયમસર પૂરૂં નહિ કરો, તો બીજાં કામ પછવાડે ભેગાં થતાં જ જાયછે; પછી તે બધાં સાથેલાગાં તમારા ઉપર ધસારો કરેછે

અને પછી એટલી બધી ગુંચવણ થઇ પડેછે કે, તેની સામા ખડા રહેવાને માણસની હિમ્મત ચાલતી નથી.

જે માણસ વખતની કીમત પોતાના મન સાથે બરાબર કરી જાણે છે, તેને કામકાજ કરવામાં શિનાખી રાખવાને સદા ઇચ્છા રહેછે. મારી જરજમીન અને જાગીર જુઓ તો મારો વખત છે, એમ એક ઇટલિનો તત્ત્વજ્ઞાની કહેતો. એ જાગીર એવી છે કે, ખેડાયા વિના તેમાંથી કંઇ મૂલ-દાર મોલ નીપજતો નથી; પણ જો તેને બરાબર ખેડીને કેળવી હોય, તો તે પેલા મહેનતુ ખેડુતને બદલો આપ્યા વિના રહેતી નથી. જો તેને ન ખેડતાં પડતર રહેવા દીધી તો, તેમાંથી ઝેરી ઝાડપાલો અને દુર્ગુણી કાં-ટાળા સઘળી જાતના છોડ ઉગી નીકળશે. જે માણસ એક ચિત્તે કામ પાછળ મંડ્યો રહેછે, તેને અનેક ફાયદા થાયછે; પણ તેમાં એક પેટાફા-યદો તો એ થાયછે કે, એવા ઉદ્યમી માણસને આડે અવળે રસ્તે ચઢવાનું સૂઝતું નથી; કેમકે ખરેખરૂં જોવા જાઓ, તો નિરુદ્યમી માણસનું મન નવરૂં પડેછે, તે દુર્ગુણની દુકાન બનેછે; અને એવા આળસુ માણસને શેતાન દબાવી દેછે. હમેશાં કામમાં મશ્ગૂલ રહેનાર માણસનું મન કે મગજ નવરૂં રહેતું નથી; પણ આળસુ રહેનારનું મગજ સદા ખાલી રહેછે; એમ થવાથી તરંગની લહેરો આવવા માંડેછે; અનેક પ્રકારની લાલચો ખાલી સ્થળમાં ધૂસેછે; અને ભૂંડા વિચારોનાં ટોળેટોળાં મગજમાં ચારે દિશામાં ભ-મ્યા જ કરેછે. જેઓ સમુદ્ર-પર્યટન કરેછે, તેઓ જાણેછે કે, જો ખલાસી-ઓને નવરા બેસવા દીધા, તો તેઓ આગળ ચાલવાને બડબડ ફડફડ કરવા માંડેછે અને હુલ્લડ ઉઠાવવાના વિચાર આદરેછે; પણ જો તેમને કામમાં ને કામમાં દાટી રાખ્યા હોય, તો એમાંનું કાંઇ તેમને સૂઝતું નથી. તેથી એક બુઝૂર્ગ, અનુભવી નાખુદાને એવી આદત હતી કે, વહાણમાં જ્યારે કંઇ કામ કરવા જેવું ન હોય, ત્યારે તે ખલાસીઓને હુકમ કરતો કે, બચ્ચાઓ, લંગરને માંજી માંજીને ઉજળું કરો.

ધંધાર્થી માણસો એવી કહેવત કહેતા આવ્યા છે કે, વખત એ જ પૈસો છે. પણ તે કરતાં તે વિશેષ છે. જો વખતને બરાબર રીતે સુધાર્યો હોય, તો આપણી જાતને કેળવણી મળેછે; આપણે પંડે સુધરીએ છીએ; અને આપણી ચાલનું બંધારણ બાઝતું જાયછે. નજીવી બાબતોમાં અથવા સુસ્તીમાં જો રોજ એક કલાક ફેંકી દેવામાં આવતો હોય, તે એક કલાક રોજે રોજ આપણા પંડના સુધારા પાછળ ખર્ચ્યો હોય, તો આપણે અજ્ઞાની મૂર્ખ છતાં થોડા વરસમાં આપણામાં ડહાપણ આવશે; જો તે એક કલાક રોજ રોજ સારાં કામ કરવામાં વાપરવામાં આવે, તો આપણું જીંદગીરૂપી વૃક્ષ ફળથી નમી જશે; અને મૃત્યુરૂપી દાતરડાથી સુકૃત્યરૂપી ફળ-ની સુંદર કાપણી થશે. જો જાત-સુધારાના કામ પાછળ દરરોજ પા કલાક

નાખવામાં આવે, તો વરસ આખરે તેનો ગુણ જણાયા વિના રહેવાનો નથી. સુંદર વિચારો અને અનુભવનો સંગ્રહ આપણે કરતા જઇશું, તો તે આપણા શરીરમાં કંઇ ભાગ માગતો નથી; પણ તેમને આપણા સોબતી દાખલ આપણે જ્યાં જઇએ, ત્યાં સાથે લઇને ફરાય; તેમાં આપણને કંઇ ભાર લાગતો નથી કે ખર્ચ બેસતો નથી. વખતને કરકસરથી વાપરીએ તો આપણને જરૂર અવકાશ મળ્યા વિના રહેશે નહિ. એવી રીત રાખવાથી કામ આપણા ઉપર ધસી આવીને આપણને હડસેલતું નથી; પણ આપણે કામની-આરપાર થઇને તેને આગળ ધકાવીને પાર મેલીએ છીએ. પણ તેથી ઉલટી રીતે વર્તીને વખતનો હિસાબ જ ન ગણીએ, તો આપણને હમેશાં ધાડાધાડ કરવી પડેછે; આપણને ગભરાટ થાયછે; અને આપણી આડે ઘણી મુશીબતો આવે-છે; તેથી આપણી આખી જીંદગી ગંજીફાનાં પાનાંની પેઠે અવળસવળ-ઉથલપાથલ થઇ જાયછે; અને પરિણામે વિપત્તિમાં દબાઇ જાયછે. નેલ્સને એક વાર કહ્યું કે, મેં જે જે ફતેહો મેળવી છે, તેનો ભેદ એટલો જ કે મારા નીમેલા વખત પહેલાં પા કલાક બાકી હોય, ત્યારથી મારા કામ ઉપર જઇને હું હાજર થતો.

કેટલાએક માણસો એવા હોયછે કે, પોતાની પાસે જે પૈસો હોય, તે ફૂંકી મૂકતા સુધી, પૈસો એ કેવી કીમતી ચીજ છે, તેનો તેઓ વિચાર કરતા નથી; તેવી જ રીતે ઘણા માણસો જીંદગી પૂરી થતા સુધી વખતની કીમત કરતા નથી. એવા માણસો વખતને નકામો વહી જવા દેછે; અને જ્યારે જીંદગીરૂપી દીવામાંથી દીવેલ છેક ખૂટી જવા આવેછે, ત્યારે તેમને સૂઝી આવેછે કે અરેરે, આપણે આપણી જીંદગીનું કાંઇ સાર્થક ન કર્યું; પણ આટલી બધી ઉમર આળસ અને ગાફેલપણામાં ગુજરી જવાથી એ ખૂરી ખ-સલતો નાબુદ થઇ શકતી નથી; અને જે બેડીઓ તેમણે પોતાની મેળે જ પોતાની રાજી રજાવંદીથી પોતાના અંગ ઉપર જડી દીધી હોય, તે હવે આખર અવસ્થાએ તેમનાથી તોડી શકાતી નથી. જો ધન ગયું, તો ઉદ્યોગવડે પાછું મેળવાય; જો જ્ઞાન ગુમ થયું, તો તે અભ્યાસવડે તાજું કરાય; જો તંદુરસ્તી બગડી હશે, તો તે કરી પાળવાથી અને દવા કરવાથી ઠેકા-ણે લાવી શકાય; પણ ગયો વખત,—અરેરે, તે તો ગયો જ; તે કોટી કલ્પે પાછો લાવી શકાતો નથી.

વખત કેટલો કીમતી છે, તેનો જો તમે બરાબર વિચાર કરશો, તો તેથી તમને સમયપાલક થવાનું મન થશે; અને નીમેલું કામ નીમેલે વખતે કરવાની ટેવ પડશે. ચૌદમો લૂઇ કહેતો કે, સમયપાલકતા એ રાજાની ખરી સજનતા છે; અર્થાત્ તેણે સૌજન્ય અને વિવેક બતાવવાં હોય, તો કોઇ પણ માણસ, કામે કે સલામે આવે, તેને નકામો બેસાડી ન મૂકતાં કે ધક્કા ન ખવરાવતાં, પોતે સમયપાલક થઇને સજનાઇ બતાવવી જોઇએ. સારા આબરૂદાર માણસોનો પણ એ જ ધર્મ છે; અને કામના જે ખરા કરવા-

વાળા છે, તેને તો એ ગુણ અવશ્યનો છે. જે માણુસનામાં એ સદ્‌ગુણનો વાસ છે; તેના ઉપર આપણુને તરત વિશ્વાસ બેસેછે, અને જે શખ્સમાં એ વાતની ખોટ છે, તેના ઉપરથી ભરોસો ઝટ ઉડી જાયછે. જે માણુસ પોતાના વાયદાને પાળેછે, અને તમને વાટ જોતા બેસાડી મૂકતો નથી, તે માણુસને તમારા વખતની તેમ જ પોતાના વખતની દરકાર છે, એમ જણાયછે. આપણુને સંસારના ખટલામાં જેમની સાથે કામ પડેછે, તેમની સાથે સમયપાલક થઇને આપણે ચાલીએ, તો તેથી તે માણુસને માટે આપણુને કેટલાં માન-મમતા છે. તે જણાઇ આવેછે. વળી, એ ટેવથી આપણુામાં કેટલી સાચવટ અને ઇમાનદારી છે, તે પણુ કેટલેક દરજજે જણાઇ જાયછે; કારણુકે, આપણે કોઇને મળવાનો કે કંઇ કામકાજ કરવાનો કે લેવા દેવાનો વાયદો કર્યો, તો તે વાયદો અથવા વચન એક કરાર છે,—તે પછી ચાહન કરાર હો કે ગર્ભિત કરાર હો, પણુ તે કરાર છે, એ નક્કી છે. હવે જે માણુસ પોતાના કરારને પાળતો નથી, તે બેવચની બનેછે અને વિશ્વાસઘાતી થઇને કરાર તોડેછે; અને બીજા તેને ભરોસે રહેવાથી અને તેની વાટ જોવાથી તે અન્યાયની રીતે તેમના વખતનો ચોર થાયછે; અને આખરે તે બેઇમાની થઇને પોતાની શાખ ખૂએછે. જે માણુસ પોતાના વખતની કાળજી નથી રાખતો, તે પોતાના કામની પણુ કાળજી રાખશે નહિ, એમ સહજ અનુમાન થઇ શકેછે; અને તેથી કરીને મોટી બાબતો અને અગત્યનાં કામ તેને સોંપાય નહિ યા તેના ઉપર કોઇ રીતની પતીજ રખાય નહિ. વૉશિંગ્ટનના શિરસ્તેદારે કહ્યું કે, મારા ઘડિયાળનો વાંક છે; તે જરા મોડું ચાલવાથી મને આવતાં ઢીલ થઇ. તે સાંભળીને વૉશિંગ્ટને ઠંડે મિજાસે કહ્યું કે, એ તો ઠીક; પણુ તમારૂં ઘડિયાળ બરાબર ન ચાલતું હોય, તો તમારે બીજું ઘડિયાળ લેવું જોઇએ; નહિ તો, મારે બીજો શિરસ્તેદાર જોઇ કાઢવો પડશે.

જે માણુસ વખતની કીમત માટે ગાફેલ રહેછે અને તેને કામમાં લાવવાની કાળજી રાખતો નથી, તે ઘણુંકરીને બીજા માણુસોને હરકત કર્તા થઈ પડેછે, અને તેમની શાંતિ અને સ્વસ્થપણુામાં તે ગડબડાટ કરી મૂકેછે. લૉર્ડ ચેસ્ટર્ફીલ્ડે બૂઢા ડ્યુક ઑફ ન્યુકાસ્ટલ વિષે હસતાં હસતાં મસ્કરીમાં કહ્યું કે, 'આપણા દિવાનસાહેબ સવારમાં એક કલાક નકામો ગુમાવેછે; અને પછી તેનું ઠેકાણું પાડવાને આખો દહાડો ફાંફાં મારેછે, પણ દાખલો ખાતો નથી.' જે માણુસ વખતને જાળવતો નથી, તેની સાથે જેને કામ પડેછે, તે બિચારા વખ્તાવખ્ત ઉકળાટમાં આવી પડેછે. એવા માણુસો હરેક કામમાં કે આવવા જવામાં મોડા જ હોય, એ તો સિદ્ધ જ સમજવું. તેઓ સમયપાલકતાનો નિયમ તોડવામાં જ સદા નિયમિત રહેછે, અર્થાત્ અનિયમિત થવામાં જ તેઓ નિયમિત હોયછે. નકામો દાંત

ફૂટારો અને જીભનો લવારો, એ જ એવા માણસની પદ્ધતિ પડેલી હોયછે. વાયદો વિત્યા બાદ જ તે નીમેલે ઠેકાણે જવાનો; આગગાડી ઉપડી ગયા પછી સ્ટેશન ઉપર એવો માણસ આવીને હાજર થાયછે; ટપાલની પેટીમાંથી કાગળો નીકળી ગયા પછી, તેમાં કાગળ નાખવાનું તેને સૂઝેછે. એ પ્રમાણે તેનું સઘળું કામ ગુંચવારામાં પડી જાયછે અને જે માણસોને એની સાથે કંઇ લાગતું વળગતું હોયછે, તે બધાનું મન બેચેન થઇ જાયછે અને તેઓ ખીજવાઇ જાયછે. તપાસ કરવાથી એમ માલમ પડશે કે, જે માણસો પોતાના કામ કાજમાં સદા પછવાડે જ પડેછે, તેઓ તેમના કામને પાર મૂકવામાં પણ એવા જ જાણવા; સદા પાછળના પાછળ જ. પછી એવા માણસોને દુનિયા ઘણુંકરીને દાદ દેતી નથી; અને આખરે, જેઓ વિધાતાને ભાંડનારા છે, અને જેઓ દુનિયાનો દોષ કાઢીને બડબડ ફડફડ કર્યા કરેછે, તેવા માણસના ટોળામાં તેમને જઈને પડવું પડેછે.

કામકાજ કરવામાં જે સાધારણ ગુણો ગણાવવામાં આવ્યા છે, તે ઉપરાંત વળી, જે ઉચ્ચ પ્રતિનો મુત્સદ્દી હશે, તેનામાં ત્વરિત ગ્રહણશક્તિ, અને પોતાના વિચારોને પાર પાડવાની દૃઢતા અવશ્ય જોઇએ. ઉદ્યમ કરવામાં કળ પણ અગત્યનો ગુણ છે. એ ગુણ કેટલેક દરજ્જે કુદરતી છે, તોપણ અવલોકન તથા અનુભવના પ્રયોગથી તે કેળવીને પરિપક્વ થઇ શકેછે. આ કુદરતી બક્ષીસવાળાં માણસો કામ કરવાની ખરી પકડ ચપળતાથી પકડી લેછે; અને તેમનામાં જો કામ પાર મૂકવાની દૃઢતા હોય, તો તેઓ પોતાનાં ધારેલાં કાર્યને સાંગોપાંગ પૂરાં કરવાને સદા તત્પર જ રહેછે. જે પુરુષો બીજાં માણસોનાં કાર્ય ઉપર ઘણા વિશાળ ભાગમાં સત્તા ચલાવેછે, જેમકે એક સેનાપતિ પોતાની સેનાને રણ–સંગ્રામમાં ખડી કરી દઈને તેમના ઉપર સર્વ સત્તા વાપરેછે; તેવા પુરુષોમાં ઉપર દર્શાવેલા ગુણ વિશેષ કરીને કામના થઇ પડેછે; એટલું જ નહિ, પણ એ ગુણ વિના તેમનો કારભાર કદી ચાલે જ નહિ, એવા અવસ્થના તે છે. એક સેનાપતિ થયો, એટલે તેણે એક મહા યોધામાં ગણાવું જોઇએ, એટલું જ માત્ર બસ નથી; પણ તે પોતાના લસ્કરનો કારભાર ચલાવવાને એક અનુપમ કામનો ફેડનાર છે, એમ પણ તેણે બતાવી આપવું જોઇએ. એવા પુરુષમાં મોટી કળ જોઇએ; માણસ–જાતની જૂદી જૂદી ચાલચલગતનું ઘણું જ્ઞાન જોઇએ; અને ઘણાં માણસોનું મોટું લશ્કર જમા થયું હોય, તેમને લાવવા લઇ જવાનું એક ધોરણ કરવાની તેનામાં કાબેલીઅત જોઇએ; તે સઘળા માણસોને ખવડાવવું, પીવડાવવું, તેમને પહેરવાનાં લૂગડાંલત્તાં પૂરાં પાડવાં વગેરે બાબતોની પુરતી ગોઠવણ તેણે કરવી જોઇએ; વળી, પોતાનું લશ્કર રણ–સંગ્રામમાં ખડું રહે, પાછી પાની ન બતાવે, અને લડાઇ જીતે, તેને માટે જે જે જરૂરની ચીજો છે, તે તેણે તેમને પૂરી

પાડવી જોઇએ. આવી બાબતોમાં નેપોલિયન તેમજ વેલિંગ્ટન બંને અપૂર્વ કાર્યસિદ્ધ વીર પુરુષો હતા.

નેપોલિયનને ઝીણી ઝીણી બાબતો જાણવાનો અત્યંત શોખ હતો. તે દરેક ઝીણી વિગતમાં ઉંડો ઉતરતો, તે છતાં તેનામાં કલ્પના-શક્તિ પણ તેવી જ તેજદાર હતી; અને તેના બળવડે તે લડાઇના વિસ્તીર્ણ ક્ષેત્ર ઉપરા લાંબી નજરથી જોઇ શકતો; અને સૂક્ષ્મ બાબતો જાણતાં છતાં, પોતાના મગજને સૂક્ષ્મ એટલે નાનું ન થવા દેતાં, તે વિશાળ વિચારથી એવી વાતોનો ઉતાવળથી અને દીર્ઘ દૃષ્ટિથી નિકાલ કરતો. માણસોની ચાલચલગતની તેનામાં એવી બારીક સમજ હતી કે, પોતાનાં ધારેલાં કામ પાર પાડવાને તે ઉત્તમ પ્રકારનાં માણસોને વીણી લેતો; અને તેમ કરવામાં તે લેશ પણ ભૂલથાપ ખાતો નહિ. પણ જે કામ મોટાં મહત્ત્વનાં હોય, જેન થવા ન થવા ઉપર ભારે પરિણામો નીપજે, એવાં કામ તો તે ક્વચિત્ જ પોતાનાં માણસોને સોંપતો. તેની ચાલનું આ ખુબીદાર લક્ષણ જોવું હોય, તો 'નેપોલિયનનો પત્ર-વ્યવહાર' એ નામનું પુસ્તક વાંચવાથી બહુ સ્પષ્ટ રીતે સમજાશે. એ ગ્રંથ હાલ છપાવાની તૈયારીમાં છે; વળી ઇ. સ. ૧૮૬૪ માં ત્રીજા નેપોલિયનના હુકમથી 'પહેલા નેપોલિયનના પત્ર-વ્યવહાર'નાં પુસ્તકો છપાઇને પ્રકટ થયાં છે, તેનો પંદરમો ખંડ જોવાથી તેનો એ ખાસ ગુણ ખાસ રીતે જણાઇ આવેછે. ઇલૌનો રણ-ભૂમિમાં ફતેહ મેળવ્યા પછી, થોડી મુદ્દતમાં ઇ. સ. ૧૮૦૭માં પોલંડની સરહદ ઉપરના ફિંકેન્સ્ટીન નામના નાના કિલ્લામાંથી એ પાદશાહે જે પત્રો, હુકમો અને મોટા કાગળો લખ્યા છે, તે એ ખંડમાં સમાવેલા છે.

આ વેળા ફ્રેંચ લશ્કર પાસાર્જ નદી ઉપર છાવણી કરીને પડયું હતું; રશિયન ફોજ તેમની સામા ધૂરકતી હતી; ઑસ્ટ્રિયન લશ્કર તેમની જમણી બાજુ ઉપર ઝૂકી રહ્યું હતું; અને હાર ખાધેલા પ્રશિયન લોક તેમની પૂઠે તાકી રહ્યા હતા. આવી ગુંચવણ હતી; તેઓ શત્રુની સરહદમાં હતા; અને દૂર આવેલા ફ્રાન્સ દેશની સાથે તેમને પત્ર-વ્યહવાર તો રાખ્યા વિના ચાલે એમ નહતું; તથાપિ એવી સંભાળથી અને એવી લાંબી નજરથી એ વાતનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો કે, નેપોલિયનની એક પણ ટપાલ, આવવાની કે જવાની, ગેરવલ્લે પડી નહિ. લશ્કરોને ક્યાંથી ક્યાં લઇ જવાં; ફ્રાન્સ, સ્પેઇન, તથા ઇટલિના' દૂર દૂરના ભાગોમાંથી સહાયકારક લશ્કરો મંગાવવાં; પોલંડ તથા પ્રશિયાની પેદાશને પોતાની છાવણીઓમાં તરતો તરત લાવીને ખોરાક પોશાકને માટે દાખલ કરી દેવાને પાણીની નહેરો ખોદાવવી; તથા રસ્તાઓ સરખા કરાવવા; એ દરેક બાબત ઉપર, અને તેમાંની છેક ઝીણામાં ઝીણી વાત ઉપર પણ નેપોલિયનનું અખંડ લક્ષ રહેતું. તેના જીવન-ચરિત્ર ઉપર આપણે નજર કરીશું, તો

આપણુને જણાશે કે ઘોડાઓની જમાવટ કરવાને તે ક્યા ભાગમાંથી પેદા કરવા; તેના ઉપર ઓગીરો મૂકવાને જોઇએ, તે પૂરતી સંખ્યામાં લાવવાને શો બંદોબસ્ત કરવો; લશ્કરના સિપાઇઓને માટે મોટા જોડા મંગાવવાની ગોઠવણુ કરવી; છાવણીમાં માણસોને ઠરાવેલા દર પ્રમાણે રોટલા, રોટલી, અને દારૂ પહોંચાડવાને માટે અથવા લશ્કરના ઉપયોગ માટે ખોરાકની વખારો ભરી રાખવી; તે તમામ બાબતોને માટે એ પંડે જ નક્કી કરીને હુકમો આપતો જતો. ઉપર જણાવ્યા મુજબ તે આટલું બધું કામ કરતા છતાં, તેને તે જ વખતે તે પારિસ નગરમાં ફ્રેંચ પાઠશાળાનો પુનરોદ્ધાર કરીને તેની નવીન સ્થાપના કેવા કેવા નિયમો ઉપર કરવી, તે બાબત તે પત્રો લખીને પોતાના વિચારો જણાવતો; લોક–હિતાર્થ સાર્વજનિક કેળવણીને માટે નવી નવી યોજના તે ગોઠવી કાઢતો; સરકારી વર્તમાનપત્રને માટે પોતે વિષયો લખી મોકલતો; અને લશ્કરી હિલચાલ, ફતેહ, વગેરે બાબતની ખબરો પણ છપાવ્યો જતો; ખરચખૂંટણના વાર્ષિક હિસાબ અને પેદાશની ઝીણી ઝીણી બાબતો તપાસીને તેમાં સુધારો કરતો; ટ્યુએલરીઝના ફ્રેંચ પાદશાહી મહેલમાં અને માડેલીનના દેવલમાં જે જે ફેરફાર કરવાના તેની નજરમાં આવે, તેની સૂચનાઓ પારિસના મોટા મિસ્ત્રી અને શિલ્પ–શાસ્ત્રીઓના ઉપર લખી મોકલતો; માડમ ડ સ્ટાલ ઉપર તથા પારિસનાં બીજાં વર્તમાનપત્રો ઉપર તે વક્રોક્તિનાં કટાક્ષ પ્રસંગોપાત મારતો જતો; પારિસની મોટી સંગીત નાટકશાળાના કજીઆમાં પડીને સમાધાન કરવાનું કામ પણુ તે પોતાને હાથે કરતો; તુર્કસ્તાનના સુલ્તાન તથા ઈરાનના શાહની સાથે વળી કાગળ પત્રનો વ્યવહાર પણુ પોતે રાખતો; હવે આટલાં અસંખ્ય કામ તે કરતો, તે ઉપરથી જણાશે કે, તેનો દેહ અગર ફિંકેન્સ્ટીનના સાંકડા કિલ્લામાં ભરાઇ રહ્યો હતો; પરંતુ, તેનો આત્મા પારિસમાં, યુરોપમાં અને આખી આલમમાં સેંકડો ઠેકાણે ઘૂમી રહ્યો હતો.

માર્શલ નેને એણે એક કાગળ લખીને પૂછ્યું કે મેં તમને જે બંદૂકો મોકલી, તે તમને બરાબર સહીસલામત પહોંચી કે નહિ? વળી બીજો કાગળ તેણે જેરોમ શાહજાદાને લખીને જણાવ્યું કે વર્ટેમ્બર્ગની પલટણોને પહેરણ, ડગલા, કપડાં, જોડા, જંજીર અથવા લશ્કરી ટોપીઓ અને હથિયારો આવી આવી રીતે વહેંચી આપવાં; વળી તેણે કામ્બાસરેઇને ચાંપીને લખ્યું કે, લશ્કરને માટે બેવડો દાણો મોકલી દેવો; તે તેને જણાવેછે કે, હમણાં મારે ‘જો–તો,પણ’ એવા શબ્દો સાંભળવા નથી; તેને માટે હાલ વખત નથી. વળી, તમારે એ કામ ખૂબ ઝડપથી આટોપવાનું છે, એ બરાબર ધ્યાનમાં રાખવું. તેની સાથે વળી તેણે ડારૂને લખ્યું કે, લશ્કરમાં પહેરણની જરૂર છે; અને તમે હજુ મોકલ્યાં નહિ. માસેનાને તેણે લખીને પૂછ્યું કે, તમે હજુ ખોરાકની ગોઠવણ કરી રહ્યા કે નહિ, તે મને

તરત લખો. છાતી સુધીના બખ્તરીઆ લશ્કરને સજ્જ થવાને જે જે શસ્ત્રાભૂષણની જરૂર છે, તેને માટે તે ગ્રાંડ ડ્યુક ડ બર્ગને લખીને આજ્ઞા કરેછે કે, બખ્તરીઆઓને તરવારો હજુ મળી નથી, એવી વાત મારે કાને આવી છે. એક અમલદારને મોકલીને પોઝનથી તરત મંગાવી લો. વળી મેં એમ પણ સાંભળ્યું છે કે તેમને બખ્તરને લાયકની રક્ષણ-ટોપી માથે નથી. જેટલી જોઇએ, તેટલી એલ્બિંગમાં બનાવી લેવડાવો; ઊંઘવાથી કંઇ કામ થવાનું નથી.' હવે તમે જુઓ કે ગમે તેવી નાની, નજીવી બાબત નેપોલિયનની નજર બહાર રહેતી નહિ; અને એક વીર પુરુષની વિદ્યુતવત્ ચમકને લીધે આસપાસના સર્વે માણસો ઉશ્કેરાઇને વિલક્ષણ બળ દેખાડતાં. પાદશાહના ઘણાએક દિવસ તો લશ્કર જોવા તપાસવામાં જતા; તેમાં વળી કોઇ કોઈ વાર તો તેને નેવું માઇલથી તે એકસો વીશ માઇલ સુધી એક દિવસમાં ઘોડા ઉપર જવું પડતું; વળી, લશ્કરની કવાયત અને યુદ્ધ-ચાતુર્ય જોવામાં, સભાઓ ભરી ભરીને મોટા રાજા રજવાડા આદિને મળવામાં, પોતાના રાજ્યનાં કામકાજ કરવામાં તેનો એટલો બધો વખત જતો કે ખરાં કામકાજ કરવાને તેને થોડી જ નવરાશ મળતી; તથાપિ એ સબબને લીધે તે કોઇ પણ બાબત વીસરતો નહિ; પણ જ્યારે જરૂર પડે, ત્યારે રાત્રે ઉજાગરા કરીને વરસ આખરનાં જમા ખર્ચનાં પત્રકો તપાસતો; મોટા કામના લાંબા કાગળો લખાવતો; અને પાદશાહી રાજ્યનો મામલો નવે નામે ખડો કરીને ચલાવવામાં તે હજારો ઝીણી ઝીણી વાતો ઉપર લક્ષ રાખતો. એ મોટા રાજ્ય-કારભારનું તંત્ર ઘણે ભાગે તેના જ મગજમાં ઉત્પન્ન થતું અને ગોઠવાતું.

નેપોલિયનની પેઠે ડ્યુક ઑફ વેલિંગ્ટન પણ ઝબરદસ્ત કામનો કરવાવાળો હતો. તેનામાં કામ ફેડવાની એવી અદ્ભૂત શક્તિ હતી કે, તે ચમત્કારિક ગુણને લીધે જ એ એની ઉમરમાં એક પણ લડાઇમાં હાર્યો નથી, એમ અમે કહીએ, તો તે કોઈ પણ પ્રકારે વધારે પડતું કહ્યું છે, એમ નથી.

તે લશ્કરી ખાતામાં સબૉલ્ટર્નની જગા ઉપર હતો; તે વેળાએ તેને પાયરી દર પાયરી ચઢતી જગા ન મળવાથી તેનું મન ખાટું થઈ ગયું; તે પાયદળમાંથી ઘોડેસવારની પલટણમાં બે વાર દાખલ થયો; અને ત્યાંથી તેને બે વાર પાયદળમાં પાછું આવવું પડયું; તેમાં એને કાંઇ વધારો મળ્યો નહિ. આખરે હારીને તેણે આયર્લેંડના વડા સૂબા લૉર્ડ કામ્ડનને અરજ કરી કે મને વસૂલાતી ખાતામાં અથવા ખજાનચીના ખાતામાં કંઇ નોકરી આપો. જો તેની અરજ બહાલ થઇ હોત, તો તે તેના ખાતામાં સર્વોપરિ પહેલે નંબરે ચઢી જાત, એમાં શક નથી. જો તેણે વેપાર કરવા માંડ્યો હોત, અથવા કંઇ કારખાનું ચલાવવા માંડયું હોત, તો તેમાં પણ એ શ્રેષ્ટ સ્થાને બિરાજ્યો વિના રહેત નહિ. પણ તેની અરજ નામંજૂર થઈ; અને તેથી

તેને લશ્કરમાં જ રહેવું પડયું; તેનું પરિણામ એ નીપજ્યું કે આપણા ગ્રેટ-બ્રિટનના સેનાપતિઓમાં તે અપૂર્વ મહાન સેનાધિપતિ નીવડ્યો.

ફ્લાંડર્સ તથા હૉલંડમાં ડયુક ઑફ્ યૉર્ક તથા સેનાપતિ વૉલમોડનની નીચે ડયુક ઑફ્ વેલિંગ્ટને યુદ્ધ-કળાના ચપળ ચાતુર્યનો આરંભ કર્યો. લશ્કરી ખાતાના ગેરબંદોબસ્તથી અને સેનાને યુદ્ધ-કળામાં કેળવવાને નિપુણ સેનાપતિઓ ન હોવાથી બધા લશ્કરનું નૂર કેવું ઉડી જાયછે અને તેમનામાં કેવો સડો અને સુસ્તી પેસેછે, તે અંગ્રેજી લશ્કરની આપત્તિ અને પરાજયના દુ:ખદ કાળમાં તે નજરે જોઇ જોઇને શીખ્યો. તે લશ્કરમાં દાખલ થયા પછી દશ વરસે હિંદુસ્તાનમાં કર્નલની મોટી પદવીએ ચઢયો; અને તે અથાક મહેનતુ, આગ્રહી અને જોખમદાર અમલદાર છે, એપ્રમાણે તેના ઉપરિઓએ તેને પારખી લઇને તેને માટે સરકારમાં લખ્યું. તે તેના ખાતાની ઝીણામાં ઝીણી બાબતોમાં પણ ઉંડો ઉતરતો; અને પોતાના લશ્કરની કવાયત અનુપમ ઉચ્ચ પ્રતિની કરવાને તેણે પ્રયત્ન કરવા માંડ્યા. ઇ. સ. ૧૭૯૯ માં જનરલ હૅરિસે લખ્યું કે, કર્નલ વેલ્સ્લીની પલટણ સૌને નમૂનો લેવા જેવી છે. એની પલટણના માણસોનો જુસ્સાદાર લસ્કરી દેખાવ જોઇને, તેની કવાયત, કેળવણી અને આજ્ઞાકારી વર્તણૂક જોઈને, એ સઘળા ગુણોનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. એ પ્રમાણે તે મોટી મોટી જગાઓને માટે વિશ્વાસ પાત્ર માલમ પડવાથી, તેને મહીસૂરની રાજ્યધાનીના સૂબા (ગવર્નર) નો ઓદ્ધો ટુંક મુદ્દતમાં મળ્યો. મરાઠાની સાથે જે રણસંગ્રામ મચી રહ્યો, તેમાં એને અંગ્રેજી લશ્કરના સેનાપતિ થઇને પ્રથમથી જ મેદાન પડવું પડ્યું; અને તેની ચોત્રીસ વરસની ઉમરે તે આસેના પ્રસિદ્ધ યુદ્ધમાં જય પામ્યો, તે વેળાએ એની પાસે ૧,૫૦૦ ગોરૂં લશ્કર હતું અને ૫,૦૦૦ કાળું હતું; અને દુશ્મનના લશ્કરમાં ૨૦,૦૦૦ કરતાં પણ વધારે મરાઠા પાયદળ હતા; અને ૩૦,૦૦૦ ઘોડેસવાર હતા. તેણે ઝબરદસ્ત ફતેહ મેળવી, તોપણ તેથી તે લેશ માત્ર પણ ફૂલાયો નહિ, અથવા પોતાના મનના ગાંભિર્યમાં કિંચિત્ પણ ચંચળતા આવી નહિ; તેમ જ તેની વર્તણૂકની સંપૂર્ણ સાદાઇ અને ચોખવટમાં કંઇ પણ અસ્થિરતા થઇ નહિ.

આ બનાવ બન્યા પછી ટુંકા વખતમાં એક એવો બનાવ બન્યો કે જેથી એક રાજ્ય-કારભાર ચલાવનાર મંત્રીના એનામાં વખાણવા જેવા વ્યાવહારિક ગુણો હતા, તે બતાવવાનો તેને પ્રસંગ આવ્યો. શ્રીરંગપટ્ટણ લીધા પછી એક મોટા અગત્યના પ્રાંતની સુબાગીરી ઉપર તે નિમાયો; તેણે પ્રથમ તો પોતાના લશ્કરમાં કરડો બંદોબસ્ત અને આકરી કવાયત દાખલ કરી. એનું લશ્કર ફતેહના ફાકાથી ફૂલાઇ ગયું હતું; તેથી તેઓ છાકી જઇને તોફાન ઉપર ચઢ્યા અને બેદાદી તથા ગેરબંદોબસ્ત ચાલવા

માંડ્યાં. તેણે કહ્યું કે, મારી પાસે ગુન્હેગાર લોકોને પકડનાર અમલદારને મોકલી દો; તેને મારા તાબામાં રહીને કામ કરવાનું કહેજો. કેટલાએક લૂટારૂઓને પકડીને ફાંસીને લાકડે લટકાવ્યા વગર બંદોબસ્તની કે સલામતીની આશા રાખવી એ ફોકટ છે. વેલિંગ્ટને લશ્કરમાં આવી કરડી સખ્તી બતાવવાથી બધે ત્રાસ વ્યાપી ગયો, અને તેથી ઘણી સવારીઓમાં એના લશ્કરને તો ખરે જ ખરો લાભ થયો. તેણે હવે હડતાળ પડી ગએલાં બજાર પાછાં ઉઘડાવ્યાં; અને આવક માલના રસ્તા ખુલ્લા કર્યા. જનરલ હારિસે હિંદુસ્તાનના વડા હાકેમ (ગવર્નર જનરલ) ને લખીને કર્નલ વેલ્સ્લીની ભારે ભલામણ કરી. તેણે જણાવ્યું કે વેલ્સ્લીએ લશ્કરમાં સંપૂર્ણ જાપ્તો બેસાડી દીધો છે; અને માલની આયાતને માટે બહુ જ ડહાપણ ભરેલી અને પૂરેપૂરી ગોઠવણી કરી દીધી છે, તેથી હવે એક મોટું બજાર ઉઘડ્યું છે; અને તે ધમધોકાર ચાલે છે; અને આમ થવાથી દરેક કિસમના વેપારીના મનમાં ઇતબાર બેસવા લાગ્યો છે. તે જેટલી મુદ્દત હિંદુસ્તાનમાં રહ્યો, તેટલી મુદ્દત સુધી દરેક ઝીણી બાબત ઉપર ઝીણી નજર રાખીને તે સર્વ વાત સમજી લેતો; વળી, આ એક જાણવા જેવી વાત છે કે, તે પોતાના લશ્કરને લઇને તુંગભદ્રા નદી ઉતરતો હતો; અને તે સમયે સામે કાંઠે ઢુંઢિયાનું તેના કરતાં ઘણું વિશાળ લશ્કર તેના ઉપર તાકી રહ્યું હતું; વળી, એ વેળાએ તેના મન ઉપર હજારો બાબતોના ઉંડા વિચારો એક પછી એક ધસ્યા જ કરતા હતા; તેવે વખતે તેણે લૉર્ડ કલાઇવને એક ઘણો જ કાબેલીઅતવાળો મોટો પત્ર લખી મોકલ્યો; તેમાં સવારીનો હંગામ કેવી રીતે ચલાવવો, તે સંબંધી ઘણી જ ઉપયોગિ વાતો અને ખબરો સમાવી હતી. પણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, તેના હાથમાં જે કામ લીધું હોય, તેમાંથી જરૂર જણાય, તો થોડા વખતને માટે તે તરત જ અળગો થઇ જતો; અને તેના અસલ કામથી તદ્દન જૂદી જ જાતની બાબતો ઉપર પોતાના સંપૂર્ણ ધ્યાનથી તે પોતાના મગજને રોકી શકતો, એ તેનો એક ખાસ ગુણ હતો. એવી અણીની અને મુસીબતની વેળાએ પણ તે લવલેશ મૂઝાતો કે ડરતો નહિ.

**સર આર્થર** વેલ્સ્લી લશ્કરના વડા સરદારના ઓદ્ધાને પાત્ર ઠરીને તે મોટા માન મરતબાથી ઇંગ્લંડમાં આવ્યો; ત્યાં તેને જરાપણ નવરા બેસી રહેવું પડ્યું નહિ; તરત જ તેને નોકરી મળી. ઇ. સ. ૧૮૦૮ માં દશ હજાર માણસનું લશ્કર તૈયાર કરવામાં આવ્યું હતું. પોર્ટુગલને સ્વતંત્ર કરવાનો તેનો ઉદ્દેશ હતો. તેના ઉપર વેલ્સ્લીને સરદાર નીમવામાં આવ્યો. તેણે જળ–પ્રવાસ કર્યો; તે પોર્ટુગલના પ્રદેશમાં ઉતર્યો; બે લડાઇઓ કરી; બંનેમાં ફતેહ મેળવી; અને તેણે 'સિંટ્રાની સલાહ' કરી. સર જૉન

મૂરના મરણ પછી તેને એક નવી સવારી તૈયાર કરીને પોર્ટુગલ મોકલ્યો. જેટલી દ્વીપકાલ્પિક લડાઇઓ થઇ છે, તેમાં વેલિંગ્ટનના કરતાં શત્રુનું દળ હમેશાં અપરંપાર વધારે હતું. ઇ. સ. ૧૮૦૯ થી ઇ. સ. ૧૮૧૩ સુધીનાં પાંચ વરસમાં એના તાબામાં ૩૦,૦૦૦ અંગ્રેજી લશ્કરથી કયારે પણ વધારે નહતું; અને તે જ સમયે, તેની સામા નહિ નહિ તો એ ૩,૫૦,૦૦૦ ફ્રેંચ સિપાઇઓ ખડે ધાટ તૈયાર હતા. તેઓ બધા ઘણુંકરીને જૂના, અનુભવી, કસાએલા સિપાઇ બચ્ચા હતા; અને તેઓ ઘણાખરા નેપોલિયનના સર્વોપરિ નિપુણ અમલદારોની સરદારી હેઠળ રહીને લડતા હતા. આવાં અક્ષૌહિણી દળની સામા શી રીતે લડવાને ઉભા રહેવાય? અને ઉભા રહેવા જાય, તો જીત મેળવવાની શી આશા રાખવી? સ્પેઇનના સેનાપતિઓ ખુલ્લા મેદાનમાં ઉતરીને શત્રુની સામા જ્યારે જ્યારે લડવા જતા, ત્યારે ત્યારે તે બિચારા અચૂક માર ખાઈ જતા; અને તેમને નાસ ભાગ કરવી પડતી; એ વાતનો તેણે પોતાના મગજમાં પુખ્ત વિચાર કરી સારી નજર દોડાવી. ફ્રેંચ લશ્કરની સાથે ટક્કર લઇને તેમાં સરસ નીકળી આવે, એવું લશ્કર તો હજુ મારે નવે નામે ઘડી કાઢવું જોઇએ, એમ તેને લાગ્યું; તેથી ઇ. સ. ૧૮૦૯ માં ટાલાવેરાના યુદ્ધ પછી જ્યારે તેને જણાયું કે ફ્રેંચ લશ્કરની અગણિત સંખ્યાએ મને ચોગરદમથી ઘેરી લીધો છે, ત્યારે તે પોર્ટુગલમાં નાસી આવ્યો; અને પોતાના મગજમાં કલ્પી કાઢેલી નવી યોજના અમલમાં લાવવાને તેણે મન સાથે નિશ્ચય કર્યો. તેણે ફીરંગી લોકોનું લશ્કર જમાવી દીધું; તેમની ઉપર બ્રિટિશ અમલદારોને નીમી દીધા; અને પોતાના અંગ્રેજી લશ્કરની જોડે રહીને યુદ્ધ કરતાં તેમને શીખવવા માંડયું. તે દરમીઆન જો દુશ્મન તર્ફથી લડાઇ કરવાનું કહેણ આવતું, તો તેની તે સાફ ના પાડતો કે જેથી હાર ખાવાનું જોખમ વેઠવું ન પડે. તે તેના મનમાં સમજતો હતો કે, આમ શત્રુને આળસમાં રાખવાથી તેમનો જુસ્સો અને કવાયત ધૂળ મળી જશે; ફતેહ એ ફ્રેંચ લોકોનો આહાર છે; તે ન મળવાથી તેઓ એદી અને નબળા પડી જશે. વળી, તે ધારતો હતો કે, એવી વખતે જ્યારે રિપુ-દળ આળસમાં દુર્બળ થઈ ગયું હશે, અને મારૂં લશ્કર યુદ્ધને માટે પરિપકવપણે તત્પર થયું હશે, તે વેળા હું મારા સઘળા બળથી તેમના ઉપર તૂટી પડીશ.

આ અમર અને અક્ષય કીર્તિના રણસંગ્રામમમાં લૉર્ડ વેલિંગ્ટને જે વિલક્ષણ ગુણ દેખાડી દીધા છે, તે યથાસ્થિત રીતે સમજવા હોય, તો તે સમય તેણે લખેલા સરકારી કાગળપત્રો વાંચવા જોઇએ. તેણે જય મેળવવાને માટે કેટકેટલી રીતે જયદેવીની ઉપાસના કરી અને તેણે કેવા કેવા ઉપાયો યોજ્યા, તેની સાદી, સાચી અને સરળ વાત તેના પત્રોમાંથી મળી આવેછે. તે વેળાએ બ્રિટિશ સરકાર બાયલી હતી; જૂઠું તો ડગલે

ડગલે બોલતી; અને ખટપટ તથા તકરારનો તો ધંધો જ લઈ બેઠી હતી. એવી એની ઉપરિ સરકાર હતી; વળી જે લોકોના રક્ષણને અર્થે તે ગયો હતો, તે સ્વાર્થ સિવાય બીજું કંઈ સમજતા નહિ; તેઓ હિચકારા અને નામર્દો હતા; અને 'મિયાં માંદા પણ ટંગડી ઊંચી,' એ કહેવત પ્રમાણે તેમની પતરાજીનો પાર ન હતો. એ પ્રમાણે તે બંને તરફથી એવો તો ઘેરાઇ ગયો હતો, તેને એટલી મૂંઝવણ થતી, તેને એટલી તો ટકોરો લેવી પડતી, કે એના જેવું દુઃખ કોઇ બીજાને પડયું હશે, એમ અમે ધારતા નથી. સ્પેઇનના રણસંગ્રામનો ઝડાકો તેણે પોતાના એકલાની જ દૃઢતા અને આત્માવલંબનના પરાક્રમી દંડ ઉપર ઝીલ્યો, એમ કહીએ તો ચાલે. એ મહાન ગુણો તેના મહા સંકટની સમયે પણ તેની સોડ છોડીને આઘા જતા નહિ. એક બાજુએથી નેપોલિયનના જૂના કસાયલા વીરોની સાથે તેને લડવું પડતું; બીજી બાજુએથી સ્પેઇનની રાજ્ય-મંડળીને અંકુશમાં રાખવી પડતી; તેની સાથે વળી પોર્ટુગલનો રાજા સગીર ઉમરનો હોવાથી તે રાજ્યનો કારભાર ચલાવનારી પ્રધાન-ટોળીને પણ દબાણમાં રાખવી પડતી. પોતાના લશ્કરને માટે કપડાં લત્તાં તથા ખોરાક મેળવવાની પણ તેને અત્યંત મુસીબત પડતી. તે જ્યારે ફ્રેંચ ફોજની સામાં ટાલાવેરા આગળ લડતો હતો, તે વખત તેની કુમકમાં ઉભેલા સ્પાનિયર્ડનું લશ્કર લડાઇના મેદાનમાંથી નાઠું તો નાઠું; પણ તે બ્રિટિશ લશ્કરના સરસામાન અને મોદીખાના ઉપર તૂટી પડયું; અને તેઓ લૂંટયે રહ્યા! એ વાત એવી વિપરીત બની છે, કે એકદમ માનવામાં પણ ન આવે. આવાં આવાં અનેક પ્રકારનાં દુઃખ અલૌકિક ધૈર્ય અને આત્મદમનથી ડયુકે સહન કર્યાં; અને જેની સહાયતાએ તે આવ્યો હતો, તે લોકો આવા કૃતઘ્ની અને દગાબાજ નીકળતા છતાં, અને પોતાની સરકાર ઘડી ઘડીમાં ફરી જાય એવી છતાં, તે ધીટ અને અડગ દૃઢતાથી આગળ ઝોકયો જ રહ્યો. તે કોઈપણ વાતમાં ગફલત રાખતો નહિ; અને દરેક અગત્યની ઝીણી બાબત ઉપર પંડોપડ દેખરેખ રાખતો. તેને જ્યારે માલમ પડયું કે પોતાના લશ્કરને માટે ઇંગ્લંડથી ખોરાક હવે આવે એમ નથી, અને પોતાની જાત ઉપર જ લશ્કરને ખવડાવવા પીવડાવવાનો આધાર રાખવાનો છે, એમ તેને લાગ્યું, એટલે ઇંગ્લંડનો જે એલચી લિસ્બનમાં રહેતો હતો, તેની સાથે તે મળી ગયો; અને મોટા પાયા ઉપર અનાજના વેપારનો ધંધો તે તેની સાથે પંત્યાળા વેપારમાં ચલાવવા લાગ્યો. લશ્કરી મોદીખાનાની હુંડીઓ ચલાવવા માંડી; તે વડે ભૂમધ્ય સમુદ્રનાં બંદરોમાંથી અને દક્ષિણ અમેરિકામાંથી અનાજ વેચાતું લેવા માંડયું. એપ્રમાણે તેણે પોતાની બધી વખારો ધાન્યથી ભરો દીધી; અને જે વધ્યું તે તેણે ફીરંગી લોકને વેચી દીધું; કારણકે એઓ પણ ખોરાકની બહુ તંગી વેઠતા

હતા. તે કોઇ પણ વાતનો આધાર દૈવ ઉપર રાખતો જ નહિ; પણ જે કાંઇ બનવા જેવી વાત હોય, તેની આગળ આગળથી તે તજવીજ કરી રાખતો. તે પોતાના ખાતાની ઝીણામાં ઝીણી વાત ઉપર નજર રાખતો; અને પોતાના લશ્કરી સિપાઇઓના જોડા, ધાતુની દેગડીઓ, ખાવાના રોટલા, અને ઘોડાના ઘાસ જેવી દેખાવમાં કેવળ નજીવી અને ધૂળગજા જેવા બાબતોમાં વખતોવખત પોતાનું સઘળુ ધ્યાન પરોવી દેતો. એનામાં એવી રીતના કામ અને કારભાર કરવાના ઉમદા ગુણો હતા, તેની અસર સૌને થતી. દરેક બનવા જેવી વાતનો તે આગળથી કાળજી રાખીને પાયો ચણી મૂકતો; અને દરેક ઝીણી અને નાની વાત ઉપર તે પંડે જ ધ્યાન આપતો; તેથી જ તેણે પોતાની વિજયી કીર્તિનાં ઉંડાં મૂળ રોપ્યાં, એમાં જરા પણ શક નથી. અમે જે ઉપર વિચાર જણાવ્યા છે, તેની વાંચનારે વિશેષ ખાત્રી કરવી હોય તો નેપોલિયન તથા તેના ભાઈ જોઝફ વચ્ચેના પત્રો હાલમાં છપાઇને પ્રકટ થયા છે, તે તેણે વાંચવા; અને ડ્યુક ઑફ રાગુસાએ તે સમયનો ઇતિહાસ લખ્યો છે, તે જોવો એટલે સ્પષ્ટ સમજાશે. દરરોજની નાની બાબતો સમજવામાં અને તે કરવામાં પોતાની શ્રેષ્ઠતાને લીધે ડ્યુકે નેપોલિયનના સરદારોનો પરાજય કર્યો. વેલિંગ્ટન ઠાકોર કહેતા કે, જો હું કંઇપણ આ કામમાં સમજતો હોઉં, તો માત્ર લશ્કરને કેમ સાચવવું, કેવી રીતે જાળવવું, તેને શું ખવડાવવું, એટલું જ માત્ર હું જાણુંછું. આવી આવી સાધનાથી છેક કાચા, નવા અને અણસમજુ ઉમેદવારોને લશ્કરમાં દાખલ કરીને, તેમને કેળવી કેળવીને આખા યુરોપમાં ઉત્તમ પંક્તિના પાવરધા સિપાઈ બચ્ચા તેણે બનાવી દીધા. પછી તે તેમને વિષે કહેતો કે, હવે આ મારાં માણસોને લઇને મારે ગમે તેવે વિકટ માર્ગે જવું હોય અને ગમે તેવું જોખમભરેલું કામ કરવું હોય, તો તે વાતની મારા મનમાં પૂરી હામ રહેછે.

તે જે જે કામ હાથમાં લેતો, તેમાં તેનું ચિત્ત લીન થઈ જતું; તો પણ તેમાંથી મનને ખસેડીને, કોઈ તદન જૂદી જ જાતના કામની ઝીણી ઝીણી બાબતો ઉપર પોતાના તન-મનનો સર્વસ્વ જુસ્સો લગાડી દેવાની તેનામાં અદ્ભુત શક્તિ હતી, એ વાત અમે આગળ જણાવી ગયા છીએ. એ વાતનું નેપિયર ઉદાહરણ આપેછે કે, જેવામાં તે સાલામાંકાની લડાઈ લડવાની તૈયારી કરતો હતો, તેવામાં તેણે ઇંગ્લંડના પ્રધાન-મંડળને એક મોટો પત્ર લખીને દર્શાવી આપ્યું કે, રૈયતમાંથી કરજે નાણાં કાઢવાની તજવીજ તમે કરોછો, તે કેવળ નિષ્ફળ સમજવી; વળી, સાન ક્રિસ્ટોવલના ડુંગર ઉપર એ હતો, તે વેળાએ ભર રણજંગની વચમાં એણે મોટા કાગળો લખીને સિદ્ધ કરી આપ્યું કે, પોર્ટુગલમાં શરાફી પેઢી સ્થાપવી, એ રજેરજ મૂર્ખાઇનું કામ છે; વળી બૂર્ગોસની ખાહી અને ખંદકમાં રણસંગ્રામ તે મચાવી રહ્યો હતો, તે જ સ્થળે એણે પ્રૂન્શલની મહેસુલની પદ્ધતિના

ટુકડે ટુકડા કરી નાખ્યા; અને દેવમંદિરની જમીનો વેચી મારવાનો વિચાર કેવો બેવકૂફી ભરેલો છે, તે તેણે આંધળાને દેખાય, એમ દેખાડી આપ્યો. લશ્કરની શસ્ત્રકળા અને યુદ્ધકળામાં તે જેવો ઉંડો ઉતરીને પોતાની પ્રગાઢ પ્રવીણતા બતાવતો, તેવી જ કાએસ્લિયત ઉપરના દરેક વિષયમાં તે દેખાડતો.

તેની ચાલચલગતમાં એક બીજો ખાસ ગુણ હતો. તે એક પ્રામાણિક કામનો કરવાવાળો હતો. તેનામાં પૂરેપૂરી સાચવટ હતી. ફ્રેંચ સરદાર સૂલ્ટે સ્પેઇનને લૂટયું અને તેમાંથી ઘણી કીમતની ઘણી તસવીરો તે ઉપાડી લઇ ગયો; પણ વેલિંગ્ટને એક દમડીની કીમતની ચીજ પણ પોતાના ઉપયોગમાં આણી નહિ. તે જ્યાં જતો, ત્યાંથી કંઇ પણ વસ્તુ મફત લેતો નહિ; પૈસા આપીને જે જોઇએ, તે લેતો; તે શત્રુના મુલકમાં પણ નાણું આપીને જોઇતી ચીજ લેતો. તે જ્યારે ફ્રેંચ રાજ્યની હદ પસાર કરીને આગળ ચાલતો હતો, તેવામાં તેની સાથે ૪૦,૦૦૦ સ્પાનિયર્ડનું લશ્કર હતું; લૂંટફાટ કરીને અને ધાડ પાડીને દોલતવાળા થઇ જવું, એ તેમના મનની ધારણા હતી; તે જાણતાં વેલિંગ્ટને પ્રથમ તેમના ઉપરિ અમલદારોને બોલાવીને ઠપકો દીધો; પણ તેઓના કઠોર હૈયા ઉપર એ વાતની અસર થાય એમ નથી, એવું એને જણાયું; અને એ બાબતમાં એમને દાબમાં રાખવાની મારી બધી મહેનત ધૂળે પડશે એમ તેને માલમ પડતાં, તેણે તે બધાને પાછા વાળી મૂક્યા. એક અજબ જેવી વાત છે કે, ફ્રેંચ ગામોના ગામડીઆ બાપડા પોતાના જ ફ્રેંચ લશ્કરથી બીને ભાગી જતા અને પોતાનો સઘળો સરસામાન બ્રિટિશ છાવણીની હદમાં લાવીને તેના રક્ષણ હેઠળ મૂકતા! એ જ વખતે વેલિંગ્ટને વિલાયતમાં પ્રધાન-મંડળને લખ્યું કે, અમે કરજમાં ડૂબી ગયા છીએ; મોટા શાહુકારોનું સરકારી કરજ આપણે માથે ડુંગર જેવું થઇ ગયું છે; તેમનું લેણું વસૂલ કરવાને તેઓ મારા તંબુની બહાર આવીને બેઠા રહેછે; અને મારાથી તેમને મોં બતાવાતું નથી; તેથી હું બહાર પણ નીકળી શકતો નથી. આ મહાપુરુષની ચાલનું તોલન કરતાં ઝ્યૂલ્સ મોરેલ કહેછે કે, આવી રીતે પોતાની નબળાઈ દેખાડી દેવી, પોતાની શરમ જાહેર કરવી, એ શું થોડી વાત છે? એ ઉપરથી કેવી ઉંચી ખાનદાની જણાયછે! કેવું અકૃત્રિમ ઉમદાપણું દેખાયછે! રણસંગ્રામમાં વૃદ્ધ થએલો શૂરવીર, ત્રીશ વરસ સુધી નોકરી કર્યાં છતાં, પોતાના લેણદારોથી બીધો, એ કેવો મહાત્મા! આ ભીમસેન જેવો વજ્રદેહી, વિજયી સેનાપતિ શાહુકારોને જવાબ દેતાં ડર્યો, એ કેવું આશ્ચર્ય! વળી, પોતે દુસ્મનના દેશમાં હતો, અને મોટા લશ્કરનો અધિપતિ હતો, તથાપિ તેણે વાંકા શુકન ન કાઢ્યો, એ કેવો ધીરવીર સમજવો! વિજયી વીર પુરુષોના મનમાં કિંવા પારકા દેશ ઉપર ચઢાઈ કરનારા યોધાના મનમાં આવી જાતની બીક ભાગ્યે જ નડે; તેઓ એવા ડરથી ડરે જ નહિ. તમે લડાઇઓના રણસંગ્રામની તવારીખ

વાંચી જુઓ; પણ તેમાંથી આવી અલૌકિક સાદાઈનો દાખલો મળવો દુર્લભ થઈ પડશે, એમ હું ધારૂંછું. પણ ડયુકને જો કોઇએ આ વાત કરી હોત, તો અમને એમ લાગેછે કે તે એમ જ કહેત કે, મેં એમાં કંઇ મોટું કામ કે ઉમદા કામ કર્યું છે, એમ મને લાગતું નથી. આપણે માથે દેવું હોય, તે વાયદાસર અદા કરવું જ જોઇએ; અને કામકાજ તથા લોક-વ્યવહારમાં એ સૌથી આબરૂ ભરેલો રસ્તો છે, એમ હું માનુંછું. આવા સાદા વિચાર કરતાં તેના મનમાં કંઈ વિશેષ આવત નહિ.

**'દયાનતદારી ખરી જ યારી'** એ એક જૂની, સારી અને સાચી કહેવત છે. તે આપણી જીંદગીના પ્રતિદિવસના અનુભવથી સિદ્ધ થાયછે. પ્રામાણિકપણું અને સાચવટ એ ગુણો આપણા સંસાર-વ્યવહારમાં જેમ ગુણકારક નીવડેછે, તેમ જ દરેક કામકાજમાં તે ઉપયોગિ માલમ પડેછે. ધન્ય છે હ્યુ મિલરના કાકાને! તેણે પોતાના ભત્રિજાને કેવી સરસ શીખામણ દીધી છે! તેણે હ્યુ મિલરને કહ્યું કે, તું તારા બધા રોજગારમાં આની નમતું ઝમતું આપજે; તારો પાડોશી તારી પાસે કંઈ શેરપાશેર ઉછીનું લેવાને આવે, તો શેરીઉં કે પવાલું પૂરેપૂરૂં ભરીને છલ્લાછલ વેરાતું આપજે. પરિણામે તને એમાં જ લાભ છે, એમ જાણજે. જવનો દારૂ બનાવનાર એક વેપારી આપણે અહીં બધે જાણીતો છે. તે તેના ધંધામાં સુખી થયો. તેનું કારણ પૂછતાં તેણે કહ્યું કે, હું દારૂ બનાવવામાં પાણીની સાથે ભીના જવ પણ ઉદાર દિલથી સારી પેઠે વાપરતો; તેથી મારા માલની ખપત વધારે થતી. ભઠ્ઠી ઉપર મોટા દેગમાં એ દારૂ તૈયાર થતો હોય, ત્યાં જઇને તે જરા ચાખી જોતો; પછી પોતાના કામ કરનારાઓને કહેતો, બચ્ચાઓ, હજુ એમાં પાણીનો સાસ વધારે છે; એમાં હજુ જોઇએ તેટલો કસ આવ્યો નથી; માટે બીજા કહોવડાવેલા જવનો એને પટ દો. એ પ્રમાણે એ વેપારીની ચાલ એના માલમાં તે ભેળવતો; અને તેથી તે અને તેનો માલ બંને વખણાયા. તેની શાખ ઈંગ્લંડમાં, હિંદુસ્તાનમાં અને આપણાં બીજાં સંસ્થાનોમાં એવી તો પ્રસરી, કે તે એક મોટો દોલતમંદ ગૃહસ્થ થઈ પડ્યો. સઘળી જાતના કારવ્યવહારમાં જે વેણમાં અને કરણીમાં એક જ રહ્યો, તેણે પોતાના સુખનો પાકો પાયો નાખ્યો, એમ જાણવું. તુલસીદાસ કહેછે કે, **'દયા ધર્મકા મૂલ હૈ'**; એટલે સદ્ધર્મનું મૂળ લક્ષણ દયાદાન છે; શૂરવીર પાછી પાની ન કાઢે, એવું શૌર્ય બતાવવું એ તેનું મહાન લક્ષણ છે; તેમ જ ધંધાદારીને, વેપારીને, કારખાનાં ચલાવનાર શેઠીઆઓને 'શાખ' એમની આબરૂનો સ્તંભ છે; નહિ તો **'શાખ ખુએ, પત જાય.'** ગમે તેવો ગરીબ કે હલકો ધંધો હો; તોપણ તેમાં માણસને પોતાનું પ્રામાણિકપણું કસવાનો વખત આવેછે. જે સલાટ પાસે હ્યુ મિલર ઉમેદવારી કરીને કામ શીખતો હતો, તેને માટે તે કહેતો કે, તે દરેક પત્થર

તૈયાર કરવામાં જાણે પોતાનું મન માંહે મૂકતો હોય, એવી રીતે તે ઘડતો. એ જ પ્રમાણે દરેક કારીગર પોતાનું કામ પરિપકવ અને સંગીનપણે કરવામાં જ પોતે પ્રફુલ્લિત રહેશે; અને જે મોટા મનનો પુરુષ કોઈ પણ કામનો ઈજારો રાખશે, તેના દરેક નાના મોટા કામમાં તે ખરા દિલથી વર્તશે. જે ગૃહસ્થ પોતાનું કારખાનું પ્રામાણિકપણાથી ચલાવેછે, તેને લોકોમાં માન સન્માન અને કીર્તિ મળશે; એટલું જ નહિ, પણ તેના સંચામાંથી જે સંગીન અને સરસ માલની નીપજ થશે, તેથી તેને દ્રવ્યનો લાભ પણ સારો થશે; અને તેવી જ રીતે જે વેપારી પોતાનો માલ વેચવામાં સાચવટ રાખેછે અને જેવો તે માલ બહારથી દેખાયછે, તેવો જ અંદરથી પણ સરસ હોયછે; તેથી તેને પણ એવી જ રીતે માન પ્રતિષ્ઠા અને લક્ષ્મીની પ્રાપ્તિ થાયછે. બારન ડ્યૂપાં કહેછે કે, અંગ્રેજ લોકની ચઢતીનું મુખ્ય કારણ જોવા જશો તો તેમનામાં સર્વવ્યાપક પ્રામાણિકપણું છે, એ જ સમજવું. દગાફટકાથી અથવા સામા ધણીને ગભરાટમાં નાખી દઇને અથવા બળાત્કાર વાપરીને આપણે કાંઈક વખત સુધી ફાવીએ ખરા; પણ જો સદા ચઢતી જ રાખવી હોય, તો એથી ઉલટી જ રીતે આપણે ચાલવું જોઇએ. કોઈ પણ મોટા વેપારી કે કારખાનું ચલાવનાર શાહુકારનો માલ દેશાવર ખાતે સરસ ગણાય, અને તેનો દેશ બહાર ગામ ખાતે વખાણાય તે શા કારણથી? તેની સહાસિક હિમ્મતને લીધે કે તેની બુદ્ધિને લીધે કે તેની હોશિયારીને લીધે વખાણાયછે, એમ ન સમજશો; એ તો પોતાની અને પોતાના દેશની શાખ તેમના ડહાપણના પ્રભાવથી, તેમની નીતિના બળથી, અને સર્વોપરિ, તેમની સાચવટના સામર્થ્યથી મેળવાયછે. આપણા બ્રિટિશ બેટમાંના કોઈ પણ ઉપયોગિ વતનીઓ આ અમૂલ્ય સદ્‌ગુણોનો કદી પણ ત્યાગ કરશે, ત્યારે આપણો દિવસ વાંકો બેઠો, એમ આપણે ખાતરજમાથી સમજવું; આપણો ઈંગ્લંડ દેશ હો કે પછી બીજો દેશ હો; પણ જ્યાં એ ગુણનો લોપ થશે, તો પછી ભ્રષ્ટ અને પતિત માલથી ભરેલાં આપણાં વહાણો બીજા દરેક દેશને કાંઠેથી પાછાં હડસેલાશે; તેમને કોઈ સંઘરશે નહિ; આપણા ત્રણ બેટ, ઈંગ્લંડ, સ્કૉટલંડ તથા આયર્લેંડના ઉદ્યોગ અને વેપારથી નીપજાવેલી ચીજોની આગળ ખપત થતી, તે પછી તદ્દન બંધ થઇ જશે; અને તેમ થએથી તેને માટે પૃથ્વીની દશ દિશામાંથી જે હજારો વહાણો, હજારો તરેહના માલથી ભરપૂર થઇને આપણા સમુદ્રના જળ ઉપર હાલ વિશ્રામ કરેછે, તે પછી તાબડતોબ અદૃશ્ય થઈ જશે; અને સઘળું નિર્મૂળ–હતું નહતું થઈ જશે.

એ વાત કબૂલ કર્યા વિના ચાલે જ નહિ કે, માણસની પરીક્ષા વેપાર ધંધામાં જેવી થાયછે, તેવી બીજા કશામાં થતી નથી; તેની ચાલ વેપારની કસોટી ઉપર જેવા સખ્ત રીતે કસાયછે, તેવી બીજા કોઇ પણ ધંધામાં કસાતી નથી. માણસની

સાચવટ, મનનો નિગ્રહ, ન્યાયી મન, અને ભલમનસાઈના ગુણો વેપાર ધંધામાં ઝબરદસ્ત કસોટી ઉપર ચઢેછે. 'રણ શૂરા, રણ ધીર.' રણ સંગ્રામના વરસતા અગ્નિમાં અને ભયમાં પોતાની બેહદ છાતીને જેવી રીતે કસોટી ઉપર નાખીને વીર પુરુષો મોટી કીર્તિ મેળવેછે, તેવી જ કીર્તિ જે વેપારીઓ અને નવીસંદા કામના કરવૈઆ પોતાના ધંધામાં અનેક લાલચોની સામા ટક્કર લેતા છતાં નિષ્કલંક પસાર થતા જાયછે, તેમને પણ મળવી યથાર્થ છે. જૂદા જૂદા અનેક જાતના ધંધામાં જે જથાબંધ માણસો અગ્રાં રહેછે, તેમને શાબાશી ઘટેછે; કારણકે સર્વેએ કબૂલ કરવું પડશે કે, તેઓ વિધવિધની લાલચોની વચ્ચોવચ્ચ થઈને ઉમદા ધૈર્યથી પસાર થતા ચાલ્યા જાયછે. કેટલાંએક હાથ નીચેનાં, તાબાનાં માણસો પોતાનું પેટીઉં મુશ્કેલીથી પેદા કરેછે; તેમના હાથમાં દરરોજ કેટલું બધું નાણું સોંપવામાં આવેછે, તેનો એક ક્ષણ વાર જ વિચાર કરી જુઓ! દુકાનદારો, આડતીઆ, દલાલો, અને શરાફી પેઢીઓના મુનીમ, વાણોતર અને ગુમાસ્તાઓના હાથમાં હમેશાં છૂટું રોકડ નાણું કેટલું બધું આવેછે અને જાયછે, તેનો એક પળભર તમે ખ્યાલ કરો! વળી આટઆટલી લાલચોથી આંધળા થઈને વશ થઈ જાય, અને વિશ્વાસઘાત કરે, એવા દાખલા કેટલા જૂજ નીકળશે! એ સઘળી વાત જો તમે તમારા મનમાં તપાસી જોશો, તો માણસ-જાતમાં સાચવટ ઉપર દરરોજ કેવી દૃઢ ભક્તિ છે, તે વાતની તમારે હા ભણવી પડશે. એ વિચારથી માણસ-જાતની નેકીને માટે આપણું મન ફૂલાય, તો તે વાજબી જ છે; અને એ ઉચ્ચ ગુણ આપણને સર્વેને ખરેખરો શોભા આપનારો છે. ધંધારોજગારી માણસો પરસ્પર એક બીજા ઉપર કેટલો ભરોંસો અને ઇતબાર રાખેછે, તે સૌ જાણેછે; એક નામ ઉપર અને શાખ ઉપર કેવી જબરી ઉથલપાથલો થતી જાયછે, તે સૌ નજરે જુએછે; પેઢીઓની શાખ એટલે તેની આબરૂ ઉપર જ મોટાં મોટાં કારખાનાં ચાલેછે; એ સઘળું સંસાર-વ્યવહારના કામકાજમાં બધે ઠામ ઠામ જોવામાં આવેછે; એટલે એ વાત સાધારણ થઈ પડી છે; નહિ તો, એ બાબત અચરજ ઉપજાવે એવી થઈ પડત. દૂર દેશાવર ખાતે પોતાના આડતીઆ પડેલા હોય, તેમના ઉપર વેપારીઓ અને શાહુકારો સંપૂર્ણ ભરોંસો રાખીને ચાલેછે, એ નાની સરખી વાત ન સમજશો; વળી, તેમાં વેપારી આ ગોળાર્ધમાં રહેતો હોય, તો આડતીઓ બીજા જ ગોળાર્ધમાં રહેતો હોય; યુરોપનો વેપારી અમેરિકાના આડતીઆથી લાખોનાં કામ લેતો હોય; અને અમેરિકાનો શાહુકાર એશિયાના આડતીઆથી કરોડોનો હેરફેર કરતો હોય; એ કેવી ખુબીની વાત છે! જે માણસોને આપણે કદી નજરે ભાળ્યા પણ ન હોય, પણ તેમની રૂડી ચાલ જાણીને અનગળ દોલત અને માલ ખજાનો આપણે તેને દેશાવર ખાતે સોંપી દઈ-

એ. એ આલ્હાદક વાત છે. મનુષ્યજાત એક બીજાની સાથે આવી સુંદર રીતે વર્તે, તે પરસ્પરની પૂજા કર્યા જેટલું માન આપ્યા બરાબર છે, એ પ્રમાણે ડૉકટર ચાલ્મર્ઝ કહેછે, તે વાસ્તવિક છે.

સામાન્ય વર્ગના લોકોમાં દૈવયોગે પ્રામાણિકપણું બહુ ભાગે પ્રવર્તી રહ્યું છે, અને તે પ્રતિદિવસ વધતું જાયછે અને ઈંગ્લંડના નાના મોટા વેપારીઓ પોતાના સઘળા ધંધા રોજગારમાં વિશેષે કરીને સોજા દિલથી વર્તેછે. તેઓ પોતપોતાના ધંધા અને આચરણમાં નેક ટેક દેખાડી આપેછે; તથાપિ **'પાંચે આંગળી કંઈ સરખી ન હોય'** એ કહેવત પ્રમાણે શરમ ભરેલી દગલબાજી અને ઉઘાડા પ્રપંચ અને જૂઠના દાખલા હાલ પણ દુર્દૈવથી અત્યંત મળી આવશે. એપ્રમાણે હાલ તેમ જ પૂર્વે હરહમેશ બનતું આવ્યું છે. **'ગામ ત્યાં ઢેડવાડો તો હોય જ.'** જેઓ નીતિના ગુણોને ગણકારતા નથી; જેઓ જુવા જેવો ધંધો કરેછે, અને સટ્ટાબાજીમાં સજ્જ થઈ રહેછે; જેઓ કેવળ સ્વાર્થનાં જ ખોળીઆં છે; તેઓ વહેલા વહેલા પૈસાદાર થવાની લાહેમાં વિશ્વાસઘાત, દગાફટકા, કપટ અને જે ફાવે તે કરેછે. માવામાં લોટ નાખીને પેંડા બનાવે; દૂધમાં પાણી રેડીને વેચે; ધોળી ખાંડમાં હાડકાને ભૂકો કે રેતી નાખીને વેચે; ઘીના ધાડવા અને ગોળનાં ઘડવાનાં મોઢીઆં સરસ રાખે, અને અંદરથી લુચ્ચાઈ કરે; **'બહારકી તો ટાપટીપ અને ભીતરકી તો રામ જાણે;'** એવા ધંધા કરનારા વેપારીઓની ખોટ નથી; ઇજારા પટે કામ રાખીને પછી કરાર તોડીને ભાગી જાયાં એવા ઇજારદારો પણ જડી આવશે; ઉનનાં કારખાનાં ચલાવનાર કેટલાએક એવા છે કે, આપણે તેની દુકાને ઉન લેવા જઇએ, તો તે ઉન ન આપતાં, તેને બદલે ઉનનાં જૂનાં ઘસાઈ ગએલાં લૂગડાં ચીથરાં હોય, તેના ઝીણા દોરા ઉતારી ઉતારીને ઉનને સાટે ઉન કહીને આપે; સૂતર માગ્યું હોય, તો તેને બદલે સૂતરાઉ કાપડમાં હાર લાવવાને ગુંદર, લાહી અને બીજા પદાર્થો ભેળીને તે ઉપર ઘસવામાં આવેછે, તેવી ચીજો પધરાવે; ગજવેલનાં હથિયાર ઘરાકને જોઇતાં હોય, તો હલકા ગાળેલા લોઢાનાં ઓજાર હડસેલે; કાણાં વગરની સોયો, અને કામમાં ન આવે એવા, માત્ર વેચી મારવાને જ બનાવેલા અસ્ત્રા, અને હજાર રીતથી બનાવેલાં કૂડકપટનાં કપડાં વેચનારા ઘણે ઠેકાણેથી મળી આવેછે. પણ આવા દાખલાઓ અપવાદરૂપ સમજવા; એવા તો કોઇક જ; ઘણે ભાગે તો સારા જ વેપારીઓ મળી આવશે. નીચ મનના, દુષ્ટ, લોભાંધ માણસોની વાત નોખી છે. તેઓ કદાચ્ ઉપર જણાવેલાં કાવતરાં કરીને ધનવાન થાય; પણ ઘણુંકરીને એવા પ્રપંચ કરીને મેળવેલા પૈસાનો તેમનાથી ઉપભોગ થઇ શકતો નથી; લોકોમાં તેમની સારી વાત કદી પણ થવાની નથી; તેઓ સારી ચાલના ભલા માણસમાં કયારે પણ ખપવાના નથી; વળી, ધનનો ઢગલો

ગમે તેટલો હોય, પણ જેના મનમાં અનીતિનો—પાપનો કીડો કરડતો હોય, તેમને શાંતિ ક્યાંથી મળે? અને શાંતિ વિનાના સુવર્ણથી મનને કદી પણ ચેન પડશે? સોનું તો સૂનું થઈ પડશે. એક લૂહાર પાસેથી લાટિમર ધર્માધ્યક્ષે એક પાળી વેચાતી લીધી, તેમાં ચાર પૈસા જેટલો પણ માલ નહતો; તેના આઠ પૈસા તેણે કઢાવ્યા. તે વાત જણાતાં લાટિમરે કહ્યું કે, એ ઠગે મને ઠગ્યો નથી; પણ તેણે પોતાના આત્માને જ ઠગ્યો છે. જે માણસો જોરજુલમ કરીને જર મેળવેછે, અથવા દગાફટકાથી દોલતમંદ થાયછે, અથવા ઉંધાચત્તા પાટા બંધાવીને પૈસાદાર થાયછે, તેમના જર જવાહીરથી, તેમની દોલત અને પૈસાથી અવિચારી માણસો કાંઇક વખત સુધી અચેત થઈ જાય ખરા; પણ એવા લુચ્ચા દુકાનદારો પ્રપંચરૂપી પાણીના પરપોટા ફૂલાવીને તેજદાર દેખાયછે; પણ તે પાપના પરપોટા ફૂટયા એટલે થઇ ચૂકયું. સાડલીર, ડીન પૉલ, અને રેડપાથ જેવા વેપારીઓનું આ દુનિયામાં જ અહીંને અહીં પોગળ વેરાઇ જાયછે; અને '**કપટ તેનું ચપટ**' પ્રમાણે ચપટ થઇને તળીએ બેસેછે; કદાચ્ એમ બને, કે બીજા કેટલાએક વેપારીઓનાં તરકટ અને દગાબાજી દુનિયામાં ઉઘાડી નહિ પડી હોય; અને પ્રપંચ કરી મેળવેલો પૈસો તેમની પાસે પણ રહ્યો હશે; તોપણ એટલું તો નક્કી સમજવું કે એ પાપના પૈસાથી તેમને કદી સુખચેન તો મળે જ નહિ; ઉની ધગધગતી રેતીની પેઠે તેમને તે સદા બાળ્યા જ કરે-છે, અને કીડીઓની પેઠે તેમને તે કરડ્યા જ કરેછે.

વળી એમ પણ બને કે, '**કસાઇને ઘેર કુશળ, અને ધર્મીને ઘેર ધાડ;**' જે ખરેખરો ભલો, અને જરેજર વાતમાં સાચો હશે, તેના કરતાં કુટિલ અને કપટી માણસ ઝપાટાબંધ પૈસાવાળો થઈ જશે; પેલા ભલા માણસની આબાદી ધીમે ધીમે થતી જશે; પણ તેમાં અન્યાય કે ફંદ-પ્રપંચનો સડો ન હોવાથી, તે દઢ પાયા ઉપર બંધાશે. કદાચ્, કેટલીએક વાર સુધી 'સાચને આંચ' લાગે, તોપણ તેણે સત્યવાદી રાજા હરિશ્ચંદ્રની પેઠે પોતાનો ટેક છોડવો નહિ. ભલે નાણું જાય; ભલે સર્વસ્વ જાય; પણ પોતાના સદ્ગુણને એક અમૂલ્ય રત્નની પેઠે જતન કરીને સાચવી રાખવો; કારણકે રૂડું નામ એક મોટી ધન મિલ્કત અને માલ ખજાનો સમજવો; અને જો તે દેવાંશિ નર સદ્ગુણ-પથ ઉપર દઢ પગ મૂકીને આગળ ચાલ્યો જ જશે, તો પરિણામે વિજય-પતાકા ઉડ્યા વિના રહેવાના નથી; અને તેને તેનો અપૂર્વ બદલો મળ્યા વિના રહેનાર નથી, એ નક્કી સમજવું. 'સુખી શૂર-વીર' કોને કહેવો, એ બાબત કવિ વર્ડસ્વર્થ નીચે મુજબ કહેછે:—

છપ્પય.—

શૂર વીર તે તે જ, નિજ કરતવ્યો સમજે,
શૂર વીર તે તે જ, દગો કદી કોને નવ દે;

શૂર વીર તે તે જ, સદા. સન્માર્ગે ચાલે,
શૂર વીર તે તે જ, પાછી પાની નવ હાલે;
ધીર વીર તેને જાણવો, જે જર જાગીર ઝંખે નહિ,
જો સ્વર્ગ–પુષ્પ વૃષ્ટિ સમ, આવે તો હરખે નહિ.

વાંચનારની આગળ એક મોટા મનના વેપારીનો અમે દાખલો આપીએ છીએ; ધંધા રોજગારમાં પ્રામાણિકપણું રાખવાની તેને મૂળથી જ કેવી કેળવણી મળી હતી, અને તેના સઘળા કારવ્યવહારમાં તે કેવા ન્યાયી દિલથી, સાચવટ અને ભલમનસાઇથી વર્તતો હતો, તે જણાશે. ડેવિડ બાર્કલે મશહૂર માણુસ થઇ ગયો છે. તે યૂરિ ગામના રૉબર્ટ બાર્કલેના દીકરાને દીકરો થાય. 'ક્વેકર પંથી પુરુષોના પક્ષમાં બે બોલ' એ નામનું પ્રખ્યાત પુસ્તક રૉબર્ટે પ્રકટ કર્યું હતું. તેના પૌત્ર ડેવિડના જીવન–ચરિત્રનો ટુંકો સાર અમે આપીએ છીએ. ઘણાં વર્ષ સુધી તો તે ચીપસાઇડ બજારની મોટી દુકાનનો શેઠીઓ હતો; અને અમેરિકા સાથે વિશેષ કરીને વેપાર કરતો; પણુ એવામાં ગ્રેટ બ્રિટનને તેનાં પોતાનાં અમેરિકાનાં સંસ્થાનો સાથે લડાઇ સળગી; તેથી આન્વિલ શાર્પે તોપખાનાની નોકરી ઉપરથી રાજીનામું દઈ દીધું. એ વાત અમે આગળ જણાવી ગયા છીએ; તેવી જ રીતે એ અન્યાયના વિગ્રહને માટે ડેવિડ બાર્કલેને પણુ એવું દુઃખ લાગ્યું, કે પોતે પોતાનો વેપાર બંધ કરવાનો મન સાથે નિશ્ચય બાંધ્યો. તે જેવામાં વેપાર ખેડતો, તેવામાં તે પોતાના બુદ્ધિબળને માટે, જ્ઞાન, સાચવટ તથા શક્તિને માટે પંકાઇ ગયો હતો; તેવી જ રીતે વેપાર મૂકી દઇને એણે જે દેશાભિમાન અને સખાવતે દિલની લોકહિતાર્થે ઉદારતા બતાવી, તેથી પણુ તે પ્રસિદ્ધ થઇ ગયો છે. સાચવટ અને ભલાઇનો તે નિર્મળ, પારદર્શક આયનો હતો; અને એના મોઢામાંથી જે વચન નીકળતું, તે છાપાના કાગળ ઉપરનો દસ્તાવેજ હમેશાં ગણી લેવાતો. એક સદ્ધર્મિ, ભલા ગૃહસ્થને શોભે એવાં એનામાં લક્ષણુ હતાં. તે એવો ઉચ્ચ સ્થિતિનો અને એવી ઉમદા વર્તણુકનો નર હતો કે, તે વેળાનું પ્રધાન મંડળ રાજકાજના કામમાં તેની ઘણી વાર સલાહ લેતું. અમેરિકાની સાથે ઇંગ્લંડને જે વિગ્રહ સળગ્યો હતો, તે સંબંધી આમની સભામાં ડેવિડ બાર્કલેને બોલાવીને તેના અભિપ્રાયની તપાસણી કરવા માંડી. તે પ્રસંગે તેણે પોતાના વિચાર એવા સ્પષ્ટ રીતે બતાવી દીધા, અને તેણે દલીલોથી અને કારણો રજુ કરીને પોતાના વિચારોને એવા તો મજબૂત કરી આપ્યા કે, લૉર્ડ નૉર્થે ઉઠીને જાહેરમાં જણાવ્યું કે ડેવિડ બાર્કલે પાસેથી જેટલા નવા વિચાર અને નવી વાત મારા જાણવામાં આવી, તેટલી આપણા લંડનની ન્યાય–પાઠશાળાની ઉગમણી દિશાના કોઇ પણુ ગૃહસ્થ તરફથી જાણવામાં આવી નથી. તેણે વેપાર કરવો મૂકી દીધો; પણુ તે નિરાંતવો થઇને એશઆરામમાં

પડે એવો નહતો; પણ બીજા માણસોને આપણે ઉપયોગિ થઈ પડીએ, એવા વિચારથી તે નવા નવા ઉદ્યોગ કરવા મંડ્યો. તેની પાસે પુષ્કળ દ્રવ્ય હતું; તોપણ સુખચેન ન ભોગવતાં, તેના મનમાં એમ જ ઉગ્યું કે, ધનવાન પુરુષના જન-મંડળ પ્રત્યે કેવા કેવા ધર્મ રહેલા છે, તેનું મારે પંડે જ દૃષ્ટાંત મૂકીને દેખાડી આપવાની મારી ફરજ છે. પોતે વૉલ્થમસ્ટો ગામની પાસે રહેતો હતો. ત્યાં તેણે એક ઉદ્યોગશાળા સ્થાપી. તેણે ઘણો ભારે ખર્ચ કરીને તે ઘણાં વરસ સુધી ચલાવી; ત્યારે છેવટે, આસપાસના ગામનાં ગરીબ પણ ભલા ઘરનાં માણસોને તે રોજગારનું, સુખનું અને સ્વતંત્રતાનું સ્થળ થઇ પડ્યું. જમેઇકા ટાપુ અમેરિકામાં છે; ત્યાંની એક જાગીર તેને વારસામાં મળી; તે જાગીર ઉપર પુષ્કળ ગુલામો મજુરી કરતા હતા; પણ પોતાના વિચાર ગુલામગીરીની વિરુદ્ધમાં હતા, તેથી દોઢ લાખ રૂપિયાનો ખર્ચ સહન કરીને તેણે તમામ ગુલામોને છૂટા કર્યા. તેણે એ કામ સારૂ પોતાના તર્ફથી એક આડતીઆને રવાને કર્યો. તેણે એક વહાણ માથે કર્યું; અને પોતાના શેઠના સઘળા ગુલામોને જમેઇકા બેટમાંથી વહાણે ચઢાવીને અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનમાં મોકલી દીધા. ત્યાં તે બાપડા વસ્યા અને સુખી થયા. મિ. બાર્કલેને કોઇએ ખાતરજમા કરીને કહ્યું હશે કે, એ હબશી ગુલામો સ્વતંત્રતામાં કંઈ સમજતા નથી; તેઓ કેવળ અજ્ઞાન અને જંગલી છે; સ્વતંત્રતાના સુખનું તેમને ભાન જ નથી. તમે તેમને નકામી સ્વતંત્રતા આપોછો. એ તો '**આંધળા આગળ આરસી, અને બહેરા આગળ શંખ**' જેવું થાયછે. એવા વિચાર ખોટા પાડવાને, અને એવું બકનારાનાં મોં કાળાં કરવાને તેણે તેમને ત્યાંથી ફેરવીને નવું ગામ વસાવવાનો મન સાથે સંકલ્પ કર્યો; કેમકે તેમ કરવાથી તેમના સુખનો તાદૃશ અનુભવ તે ગુલામોને તથા જોનારાઓને તરત થશે, એમ તે જાણતો હતો. પોતે જે દ્રવ્યનો સંગ્રહ કર્યો હતો, તેનું પોતે જીવતાં વસીયતનામું કરી જવું અને પોતાના મૂઆ પછી તેમાં લખ્યા મુજબ પોતાનાં બધાં સગાં વહાલાંમાં તેની મોટી દોલતની વહેંચણુ થાય એમ તેણે ન કર્યું; પણ પોતાની હયાતીમાં જ પોતાના મન-કલ્પિત વસીયતનામાનો તેણે અમલ કરવા માંડ્યો. પોતાનાં સગાં સંબંધીઓને તેણે પોતાને હાથે પુષ્કળ દ્રવ્ય આપીને તેમને તે આશ્રય આપવા લાગ્યો; તેમના સૌ સૌના વેપાર ધંધા ઉપર તે નજર રાખતો, અને તેમને નાણાંની મદદ દીધે જતો; એપ્રમાણે કરવાથી તેણે લંડન નગરમાં મોટી જબરી અને આબાદ પેઢીઓનો પાયો સ્થાપ્યો; તેમને સારી રીતે ચાલતી કરીને તે ભરજુવાનીમાં આવી, તે તેણે નજરે જોઇ. આજ પણ ગર્ની, હાનબરી અને બક્સ્ટન જેવા આપણા મહા પ્રસિદ્ધ અને પંકાએલા વેપારીઓ ડેવિડ બાર્કલેનો વળી વળીને ઉપકાર માનેછે,

અને તેના વારંવાર ગુણ ગાઈને પોતાના મનને પ્રફુલ્લિત કરેછે; કેમકે એ સર્વેને સંસાર-સાગરમાં પ્રથમ પગરણ કરાવનાર અને સહાય આપનાર ડેવિડ બાર્કલે હતો. તેમની ઉગતી અવસ્થામાં ડેવિડ બાર્કલેની સલાહ અને આશ્રય ઉપર તેમણે પોતાનાં વહાણ ઝોકાવ્યાં હતાં. એવો પુરુષ તેના દેશના વ્યાપાર, જનમંડળની શાખ, સાચવટ અને સત્યનો સ્તંભ સમજવો; અને હવે પછી આવતા સર્વ કાળને માટે એવો વિરલ વેપારી બીજા બધા વ્યાપારીઓ અને ધંધાદારીઓને જોવાને, જાણવાને, અને વર્તવાને એક અ-વેતિમ દૃષ્ટાંત અને અપૂર્વ નમુનારૂપ થઈ પડેછે.



# પ્રકરણ ૧૦ મું.

## નાણું.

## સુમાર્ગે વાપર્યું ક્યારે કહેવાય, અને કુમાર્ગે વાપર્યું ક્યારે કહેવાય?

### દોહરા.

ભોંમાં ખોદી ભોંયરૂં, દાટ્યું ધન વિશેષ,
અથવા ચાકર લુંડીઓ, સેવા કરે અશેષ;
(પણ) ધનનો હેતુ એ નથી, જો તું વિચારી ઉર,
દ્રવ્ય તણો ઉદ્દેશ તો, થવું સ્વતંત્ર જરૂર.—બર્ન્સ.

---

દામ ન દેવો દોસ્તને, સ્નેહ નિભાવવો હોય,
લેવી ન દમડી મિત્રસું, નીતિ–કસરને ઘોય;
દીધાથી દોસ્તી ટુટે, નાણું અમુલખ જાય.
લીધાથી પતિજ જ ઘટે, નીતિ નવ પોષાય.—શેક્સપીઅર.

---

નાણાની લેવડ દેવડને જેવી તેવી વાત જાણવી નહિ. નાણાથી જ માણસ નાણી જોવાયછે; તેથી જ તેની પરીક્ષા થાયછે; દોલત તેની ચાલ દર્શાવી આપેછે.—સર એડવર્ડ લિટન બુલ્વર લિટન.

---

કોઇ પણ માણસના સાંસારિક ડહાપણની પરીક્ષા કરવી હોય, તો તે કેવી રીતે પૈસા પેદા કરેછે, કેવી રીતે બચાવેછે, અને કેવી રીતે વાપરે-છે, એટલી વાત જાણવાથી જણાશે. માણસની જીંદગીનો એક મુખ્ય હેતુ પૈસા મેળવવો એમ કદી કોઇએ ધારવું નહિ; તોપણ તેને છેક નમાલી વસ્તુ ગણીને, એક દાંભિક વેદાન્તીની પેઠે તેને તરછોડી નાખવી પણ ઘટતી નથી; કારણકે એ મનુષ્યના શરીર–સુખમાં તથા જનસમૂહના કલ્યાણમાં કેટલો વધારો કરનારી વસ્તુ છે, તે આપણે વિચારવું જોઇએ. વળી, જરા વિશેષ વિચાર કરીને જોઈશું, તો આપણને જણાશે કે જન–સ્વભાવના કેટલાએક અતિ સુંદર ગુણો સંપત્તિની સાથે નિકટનો સંબંધ રાખેછે. દ્રવ્ય હોય અને તેનો સુઉપયોગ કરે, તો તે કરનાર પુરુષમાં ઉદારતાનો સ્વભાવ જણાઇ આવેછે. ધીરધારમાં સાચવટ પણ ધન હોય તો કસોટી ઉપર ચઢેછે; ખરૂં ખોટું કરવાની પરીક્ષા પણ ત્યારે જ થાયછે; પોતાની જાતે સંકટ વેઠીને બીજાનું ભલું કરવાનો ગુણ પણ દ્રવ્યનો ઉપયોગ કરવાથી જણાયછે; માણસ તેનો ઉત્તમ ઉપયોગ કરીને પોતાનો–સ્વાર્પણનો સ્વભાવ બહાર પાડી આપેછે. નીતિનો ખર્ચ રાખવો, અને ખર્ચ કરવામાં દીર્ઘ દૃષ્ટિ વાપરવી, એ બે સાંસારિક સદ્ગુણો પણ લક્ષ્મી હોય તો તેને

સુમાર્ગે વાપરતાં જણાયછે. દ્રવ્યવાન દ્રવ્યનો ખરો ઉપયોગ કરે, તો તેના ઉપર જણાવ્યા મુજબના સદ્‌ગુણો બહાર છપાઇ જાયછે; પરંતુ, જે માણસો તેથી ઉલટી જ પ્રકૃતિના હોય, ધનના લોભમાં અંધ થઇ ગયા હોય, તો તેવા માણસો લોભીઆ છે, કપટી અને અન્યાયી છે અને એકલપેટા છે, એમ પણ દેખાઇ આવશે. વળી, દૈવેચ્છાથી પૈસાનાં રૂડાં સાધન મળેલાં છે, તેને તેઓ કુમાર્ગે વાપરે અને તેનો ખોટો ઉપયોગ કરે, તો તેઓ પૈસાની ખરી કીમત કરી શકવાના નથી; તેઓ ધાતાળ થઇને પૈસો ઉડાવી નાખશે; અને ટુંક નજરા થઇને નાણું વેડફી નાખશે. 'જીંદગીમાંથી કરી લીધેલી નોંધ' નામનું સુંદર વિચારોથી શણગારેલું પુસ્તક હેન્રી ટેઇલરે બનાવ્યું છે; તેમાં તે ડહાપણનાં વચન વાપરીને કહેછે કે, ખરો ભણેલો તેમ જ ગણેલો નર તો તે જ કે, જેને નાણું પેદા કરતાં આવડેછે; જે તેને બરાબર રીતે બચાવી જાણેછે; કયાં, કેટલું, કેવી રીતે વાપરવું, તે જાણેછે; જે લેતાં દેતાં સમજેછે; કયાં, કેટલું, કેવી રીતે ધીરવું અથવા કયાંથી, કેટલું કેવી રીતે ઉપાડવું, તે વિચારી શકેછે; અને મૂઆ પછી કેવી રીતે વ્યવસ્થા કરવી અને કોને કેટલું આપવું, એ વાત તે મન સાથ સમજેછે.

દુનિયાદારીના ખટલામાં બની શકે તેટલું સુખ મેળવવાનો દરેક માણસનો હક છે; અને તેથી હરેક ઘટતા ઉપાયોથી પ્રયત્ન કરીને તે મેળવે, તો તે વાજબી છે. તે મળવાથી માણસને શારિરિક સુખ સંતોષ થાયછે; અને એટલું થવાથી આપણે મનની કેળવણી ઉમળકાથી લઇ શકીએ છીએ. કહ્યું છે કે:—

'શરીરે સુખી, તો સુખી સર્વ વાતે,
શરીરે દુ:ખી, તો દુ:ખી છે સદા તે.

એટલે જો આપણા શરીરને જોઇતું સુખ મળ્યું, તો પછી આપણે ચાહીએ તેવી ઉમદા કેળવણી લઇ શકીએ. શરીરનું સુખ એટલું જરૂરનું છે, કે તે વિના એવું મહાભારત કામ બની શકે જ નહિ. વળી, એ પ્રમાણે પ્રયત્ન કરીને દ્રવ્યની પ્રાપ્તિ કરવાથી, આપણે આપણાં ઘરનાં ભાઇ ભાંડુ, માબાપ, છૈયાં છોકરાં વગેરેનું પોષણ કરી શકીએ છીએ. જો એટલું સગાં વહાલાંનું ભરણ પોષણ ન કરી શકયા, તો આપણાથી ભૂંડો બીજો કોણ? પેલો ઈસાઇ ચેલો કહેછે કે, એવો માણસ નાપાક નાસ્તિક જાણવો. એ ધર્મ—આજ્ઞા ઉપરાંત પણ આપણે આપણી પુરુષ—પ્રયત્નની ફરજ અદા કરવાનું બીજું કારણ છે, તે આપણે લક્ષમાં રાખવું જોઇએ. તે કારણ એ છે કે, સંસારમાં આપણી ચઢતી કરવાને જે તકો વાજબી રીતની આપણને મળી આવે, તેનો આપણે કેવો લાભ લઇને મહેનત કરીએ છીએ, તે જોઇને આપણા જાતી—ભાઇઓ આપણે માટે માન અને

મમતા રાખશે. ઉપર કહેલો ઉમદા ઉદ્દેશ મનમાં રાખીને સંસારમાં આગળ વધવાનો જે પુરુષ જેટલો પ્રયત્ન કરેછે, તેને તેટલી જ કસોટી અને કેળવણી મળેછે. પોતાનો સંસાર ચલાવવાને જે માણસ પુરુષ-પ્રયત્ન કરેછે, તે બીજા કોઇનો ઓશિયાળો રહેવાને ઇચ્છતો નથી; તેને પોતાનો ટેક-સ્વમાન જાળવવાને હોંસ વધેછે; તેનામાં જેટલા સંસારોપયોગિ ગુણો હોયછે, તે બધા ઉપરના કારણને લીધે બહાર તરી આવેછે; અને દુનિયાની ઠોકરો ખાવાથી તેને ધીરજ, આગ્રહ અને એવા જ બીજા સદ્ગુણોની વરઝશ મળેછે. જે માણસ દુરંદેશી અને કાળજીવાળો હોય, તે ખચૂસ કરીને વિચારવાળો પણ હોય જ; કારણકે વિચારના અંકુર વિના તેનામાં દીર્ઘદૃષ્ટિ વગેરે ગુણો આવતા જ નથી. એવા માણસો **'આજની વાત આજે, અને કાલની વાત કાલે'** એવી ટુંક નજરથી કેવળ વર્તમાન કાળને માટે જ વિચાર કરીને રહેતા નથી; પણ લાંબી નજર પહોંચાડીને આવતા વખતને માટે પણ ગોઠવણ કરી રાખેછે. એવો માણસ સર્વ વાતે મિતાહારી પણ હોવો જ જોઇએ; તેણે વળી મનને પણ વશ રાખવું જ જોઇએ; કારણકે તે વિના બીજા કોઇ પણ ગુણથી માણસની ચાલ કૈવતદાર અને મજબૂત થતી નથી. જૉન સ્ટાર્લિંગ સત્ય કહેછે કે, બીજી બધી કેળવણી હો, અને તે ઉત્તમ પ્રકારની હો; પણ તેથી મનને અંકુશમાં રાખવાનો બોધ ન થતો હોય, તો તે કેળવણી કશા કામની નથી; અને બીજી કેળવણી ગમે તેવી અધમ હો; ગમે તેવી ખરાબ હો; પણ તેની શિક્ષાથી મનને દાબમાં રાખવાનો ગુણ માણસમાં આવતો હોય, તો તે કેળવણીને ખરી કેળવણી સમજવી. રોમન લોકો 'વર્ટસ' 'વિરતુસ' (સંસ્કૃત, વીરત્વ) એ શબ્દ બે અર્થમાં વાપરતા. દૈહિક અર્થમાં હિમ્મત અથવા બહાદુરી અને આત્મિક અર્થમાં 'મનની હિમ્મત,—સદ્ગુણ—મનને વશ રાખવાની શક્તિ—મનોનિગ્રહ.' આપણે આપણી જાત ઉપર જય મેળવવો, આપણા મનને મારવું, એ જ ખરો અને મોટામાં મોટો સદ્ગુણ સમજવો.

આત્મ-સંયમી થવું, એટલે આગળ ઉપર થવાના સુખને અર્થે તાત્કાળિક સુખનો ત્યાગ કરવો, એ બોધ શીખતાં આપણને બહુ વાર લાગેછે. જે માણસોને ખરેખરૂં છાતીતોડ વહીતરૂં દરરોજ કરવું પડેછે, તેઓ તો પૈસાનું મૂલ બહુ જ કરતા હશે, એમ વાંચનારના મનમાં સહજ આવે. જે પૈસા તેઓ રળે, તે તેઓ જરા જરામાં ખરચી નાખે, એમ કોઇના ધારવામાં આવે નહિ; તોપણ ખરી વાત એમ છે કે, એવા મજુર લોકો જેવા છૂટીને ઘેર જાયછે કે, પોતાની મજુરીના પૈસા તેઓ ખાવામાં અને દારૂ ઢાંસવામાં ઉડાવી દેછે, એ દરરોજ આપણા જોવામાં આવેછે; અને તેથી તેમને લાચાર થઇને બીજા કસરિયા માણસોના ઓશિયાળા થવું પડેછે. આપણા દેશમાં સંખ્યાબંધ એવાં માણસો છે; તેમને સુખ સંપત્તિ

અને સ્વતંત્રતાનો લ્હાવો લેવાનાં પૂરતાં સાધન છે; પણ તેવામાં જો એકાદ આકરો દુઃખનો વખત આવી જાય તો, તેમના ઘરમાંથી ભાગ્યે એકાદ દિવસ કરતાં વધારે ચાલે એટલો દાણો નીકળે; એવી દુર્બળ દશામાં તેઓ રહેછે; અને આપણા જન-સમૂહને જે લાચારી અને સંકટ સહન કરવાં પડેછે, તેનું એ જ કારણ જાણવું. એક વેળા ઈંગ્લંડના કારીગર લોકોને માથે કર નાખવામાં આવ્યો હતો. તે વખત લૉર્ડ જૉન રસલ મુખ્ય મંત્રી હતો. તેને એ બાબત અરજ કરવાને પંચ તર્ફથી કેટલાંએક માણસો ગયાં. તે પ્રસંગે એ અમીરે ટાણું જોઇને મેણું માર્યું કે, આપણા દેશના કારીગરો ફક્ત દારૂ ઠાંસવામાં જ જેટલો ખર્ચ કરેછે, તેનો તમે વિચાર કરી જોશો, તો તમને માલમ પડશે કે આપણા દેશની સરકારથી કોઈ દિવસ એના જેવો ભારે કર તેમના ઉપર નાખી શકાશે નહિ. તેઓ પોતાના ઉપર પોતાની ખુશીથી જેટલો બોજો નાખેછે, તેટલો આપણી સરકાર નાખવાની હિમ્મત ધરશે નહિ, એ નક્કી માનજો. લોકોપયોગિ જેટજેટલી બાબતોની હાલ ચર્ચા ચાલેછે, તેમાં આ દારૂના દાટની વાત જેટલી અગત્યની છે, તેટલી બીજી કોઇ પણ વાત નહિ હોય. આ મોટી આફત દૂર કરવાને જેટલાં માણસોનો ખપ છે, તેટલો ખપ બીજા કશામાં નથી. જેટલા સુધારકો હશે, તેટલા બધા આ વિષનું નિકંદન કરવામાં ખપી જાય એમ છે. જો કોઇ માણસને આપણા દેશની પાર્લમેંટમાં દાખલ થવું હોય, અને તેથી કોઈ ગામના પ્રતિનિધિ થવાની ઉમેદ રાખીને, લોકો આગળ તે ભાષણ કરે, કે '**આત્મનિગ્રહ અને આત્માવલંબન**' જન-સુધારાના તથા દેશ-સુધારાના મોટા સ્તંભ છે; તો કોઇ માણસો ભેગાં થઇ, ચિત્ત રાખીને તેને સાંભળનાર નથી, એમ અમારે કબૂલ કરવું પડેછે. તે જ પ્રમાણે આજ કાલનો આપણો દેશાભિમાન એવો થઈ ગયો છે, કે આપણી પ્રજાના પ્રત્યેક પુરુષને કરકસર અને દીર્ઘદૃષ્ટિની ટેવ પાડવી, એને તો તેઓ છેક સાધારણ બાબતો ગણીને તે ઉપર લક્ષ જ દેતા નથી. એમ કરવાથી તેઓ મોટી ભૂલ કરેછે, તે તેઓ સમજતા નથી. એવા એવા સદ્‌ગુણો આપણા દેશના દરેક માણસમાં ઘર કરીને રહેશે, તો કારીગર અને મજુર—વર્ગને ખરી સ્વતંત્રતા હાંસલ થશે. તત્વજ્ઞાની મોચી સામ્યુઅલ હૂંની વાત આગળ આવી ગઈ છે. તે કહેછે કે, આપણે ઘર-સંસારમાં નબળી દશા ભોગવતા હોઇએ, તો તે દુઃખ દૂર કરવાને દીર્ઘદૃષ્ટિ, ડહાપણ, કરકસર, અને ઘર-ખર્ચનો સારો બંદોબસ્ત, એટલાં વાનાં જરૂર જોઈએ. એ ગુણો આપણા ઘરમાં કંઈ જગાબગા માગતા નથી; પણ દુનિયાનો ખટલો ચલાવવાને જે દુઃખ વેઠવાં પડેછે, તેને મટાડવાના એ રામ—બાણ ઇલાજ છે. તમારી પાર્લમેંટની સભાઓમાં જે 'સુધારાના કાયદા' પસાર થાયછે, તેના કરતાં આ ગુણોથી આપણને વધારે ગુણ થશે. પુરાતન પંડિત શાણા સૉક્રેટીસે કહ્યું છે કે,

પ્રથમ પંડે સુધરીને પછી દુનિયા સુધારવા જશો, તો તમે ફાવશો. વળી, એક જૂની લાવણીની એક એવી ટેક છે કેઃ—

**કાવ્ય અથવા રોળા છંદ.**

જાત–સુધારો કરો, પ્રથમ તે મનમાં આણી,
તે વિણ મિથ્યા સર્વ, સર્વ તે ધૂળ જ ધાણી;
પંડ પાધરો હોય, હોય સુધરેલો સારો,
તેનાથી તો બને, પ્રજાનો સહજ સુધારો.

આપણામાં જે બૂરી ખસલતો હોય, તેમાંની એક નાનામાં નાની ખરાબ ખસલત હોય, તો તે સુધારવી બહુ કઠણ છે; રાજ્ય–સુધારો અને ધર્મ–સુધારો કરવો, એ બૂરી ખસલતોને સુધારવા કરતાં સહેલ વાત લાગશે. આપણી જાતે સુધારવાની માથાફોડ કરવાના કરતાં આપણા આડોશીપાડોશી અને જાતિ–ભાઇઓને સુધારવાનું આવી બાબતોમાં આપણને વધારે ગમેછે, અને બધે પણ એવી જ રીત ચાલેછે.

જે માણસો રોજ રળે એટલું ખાઇ જાય, તે કોમ સદા હલકી હાલતમાં જ રહેવાની. તેઓ અવશ્ય કરીને નામર્દો, કૌવત વિનાના અને નિરાધાર રહેવાના; જનસમૂહરૂપી મહા–મનુષ્યની ચાળે વળગી રહ્યા વિના તેમને ચાલતું નથી; તેઓ બાપડા વખત વખતનાં અને સમાસમાનાં રમકડાં થઇ પડેછે. પંડે પોતાનો જ ટેક કે સ્વમાન જાળવવામાં સમજેલા નહિ, તેમને બીજા તે કોણ માન આપે? કોઈ પણ વેપારના સપાટામાં એવા લોક તળીઆઝાટક થયા વિના રહેતા જ નથી. થોડું થોડું, કરકસર કરીને બચાવવું જોઇએ; ગમે તેટલી જૂજ રકમ પણ આગળ ઉપરના વખતને માટે સંઘરી રાખવી જોઇએ; તે ટેવ તેમને પ્રથમથી જ ન હોવાના કારણને લીધે,—વળી, તેવામાં જો ખરી લાગણીની ઇંદ્રિય સચેત રહેલી હોય, તો અમારાં બાયડી છોકરાનું હવે આગળ જતાં શું થશે, તે વિચારથી તેમને ત્રાસ અને ધ્રુજારી છૂટેછે. હુડર્સફીલ્ડના કારીગર અને કારખાનાં ચલાવનાર મંડળને **મિ.** કૉબ્ડને એક વાર એમ કહ્યું કે, માનવી–જાતના ખરેખરા બે ભાગ પાડી શકાય. એક તો જેમણે નાણું કસર કરીને બચાવ્યું છે તે, અને બીજો વર્ગ, જેમણે ખરચી નાંખ્યું છે તે; એક કસરિયા અને બીજા ઉડાઉ; જે મોટી મોટી ઇમારતો અને મકાનો તમે જુઓછો, જે મોટાં કારખાનાં અને સંચાઓ તમારી નજરે પડેછે, જે પુલો બંધાયછે, અને વહાણો તૈયાર થાયછે, તે, તેમ જ બીજાં મોટાં મોટાં કામો દુનિયામાં યથાવિધિ પરિપૂર્ણ થએલાં જોવામાં આવેછે; અને તેથી મનુષ્ય જાત સુધરીને સુખી થઈ છે; તે સર્વ કામો કરકસરિયા, ઉગારો પાડનાર માણસોએ કર્યાં છે; અને જેમણે ધોતાળપણે ઉડાવ ઉડાવ કર્યું છે, તે સઘળા ઉડાઉઓને કસરિયા શેઠના ચાકર નફર અને ગુલામ થઇને રહેવું પડેછે.

કુદરતના કાયદાથી જ અને નિયંતાના નિયમથી જ આ પ્રમાણે બનેછે; અને હું જો તમને એમ કહું કે, તમે ઉડાઉ, અવિચારી અને આળસુ થશો, તો જ તમે દુનિયામાં સુખી અને સમૃદ્ધિવાન થશો, તો મારા જેવો ધૂતારો અને ઠગારો બીજો કોઈ નહિ.

ઈ. સ. ૧૮૪૭માં રૉચડેલ ગામમાં કારીગર લોકોની સભા ભરાઇ હતી. તેમને મિ. બ્રાઈટે ઉપરના જેવી જ સંગીન સરસ શીખામણ દીધી હતી. તેણે કહ્યું કે, ભલમનસાઇ અને સાચવટ વિષે જો આપણે વિચાર કરીએ, તો મારા મનમાં એમ આવેછે કે, એ સદ્‌ગુણ સઘળી જાતના લોકોમાં ઘણુંકરીને સરખે ભાગે જ માલમ પડશે. જો કોઇ માણસની સ્થિતિ સારી હોય, તો તેમાં નભી રહેવાનો એક જ રસ્તો છે; તેમ જ ગમે તેટલાં માણસો હોય, તો તેમને પણ સારી હાલત હોય, તો તેમાં ટકી રહેવાનો એક જ ઉપાય છે; તેની સાથે વળી, જો એક માણસને અથવા સંખ્યાબંધ માણસોને ખરાબ હાલતમાંથી નીકળીને ઉંચે ચઢવું હોય, તો તેમણે પણ ઉપર જણાવ્યા મુજબ એક જ રાહ પકડવો જોઇએ. તે એ કે, તેમણે સર્વેએ ઉદ્યોગી થવું જોઇએ; કરકસર કરવી જોઇએ; સઘળી વાતે મિતાહારી રહેવું જોઇએ; અને નેકીથી ચાલવું જોઇએ. કોઇ માણસને કદાચ્ એમ લાગે કે, જે હાલતમાં હું છું, તે સુખદાઈ નથી, તે સંતોષ પામવા જેવી નથી; આ સ્થિતિ મારા મનને કે તનને સુખકર નથી; અને એવા વિચારથી તમારે જો તમારી દુર્દશામાંથી નીકળવું હોય, તો અમે ઉપર જે રસ્તો બતાવ્યો, તે કરતાં કોઇ બીજો બાદશાહી રસ્તો કે રાજમાર્ગ છે જ નહિ; ફક્ત ઉપર દર્શાવેલા સદ્‌ગુણો મુજબનું આચરણ રાખવું; અને એ પ્રમાણે કરવાથી જ ઘણા એ માણસો નિરંતર ઉન્નતિએ પહોંચતા જાયછે, અને સારી હાલતમાં આવતા જાયછે, એમ તેઓ આંખ ઉઘાડીને જોશે તો તેમને જણાઈ આવશે.

જો દરેક સાધારણ સ્થિતિનો કારીગર તેના મનથી ધારે, તો પોતાની હાલત સૌને ઉપયોગિ થઇ પડે તેવી, પોતાને માન પ્રતિષ્ઠા તથા આબરૂ ઇજ્જતવાળી અને સુખકારક કરી શકે. વેપારી, રોજગારી અને કારીગરોમાંથી ઘણા એ માણસો કસરિયા, સદ્‌ગુણી, સારી કેળવણી પામેલા અને તેથી હરેક વાતમાં માહેર થએલા, અને સારી હાલત ભોગવતા આપણે જોઈએ છીએ; તે જ પ્રમાણે થોડા ઘણા ગાંગડુ દાણા બાદ કરતાં બધા માણસો ચાહે તો એવા બની શકે. હાલ જે સુખશાંતિ અને સમૃદ્ધિ થોડાએક માણસમાં પ્રસરેલી છે, તે સઘળા લોકો મનથી સચેત થઈ જાગી ઉઠે તો તે મેળવી શકે. પેલા થોડા માણસોએ જે ઉપાય વાપર્યા હોય, તે જ ઇલાજ તમે પણ કરો એટલે તમને પણ તેવાં જ ફળ મળશે. જન-મંડળની દરેક સ્થિતિમાં કેટલાંએક માણસો એવાં હોવાં જ જોઇએ, કે જેઓ પોતાની રોજની મહેનતમજુરીવડે તેમનો નિભાવ કરે, એ ઈશ્વરી કાયદો છે;

પણ તેથી એવા માણસોએ કસર ન કરવી, તેઓના નસીબમાં સંતોષી અને બુદ્ધિમાન થવાનું લખ્યું નથી, અને તેમને સુખ ભોગવવાનું તેમના કરમમાં હોય નહિ, એવો હેતુ જગન્નિયંતાનો છે જ નહિ; તેનો નિયમ ડહાપણ અને પ્રમાણિકપણાથી અંકિત થએલો છે. એ તો માત્ર માણસના પોતાના જિદ્દી સ્વભાવને લીધે, તેના અનિશ્ચિત નબળા મનને લીધે અને મન જ્યાં દોડે, ત્યાં તેને રમવા દઇને, નિરંકુશિત થવાદેવાને લીધે એવી દુર્દશાને તે પ્રાપ્ત થાયછે. મધ્યમ વર્ગના મજુર લોકોમાં સ્વાશ્રયનું સુખકર બીજ રોપાવું જોઇએ; અને જો એ કામ થયું, તો તેમની સ્થિતિ બીજા બધા ઉપાય કરતાં આથી વધારે ઊંચી થશે; તેમની આખી કોમ સુધરશે; અને એ કૃત્ય બીજા માણસોને પોતાની હારમાં નીચે લાવી નાંખવાથી થશે, એમ ન સમજવું; પરંતુ ધર્મ, બુદ્ધિ અને સદ્ગુણમાં સુધરીને પંડે ઊંચી હાલતમાં આવતા જશે; આગળ વધતા જશે; અને સર્વ ઉચ્ચ સ્થિતિએ બિરાજશે. મૉંટેઇન કહેછે કે. નીતિ–શાસ્ત્રના નિયમો જેમ સર્વોપરિ શ્રેષ્ઠ લોકોને લાગુ પડેછે, તેમ જ તે નિયમો એક સાધારણ કંગાલ માણસને પણ લાગુ પડેછે. મનુષ્ય–સ્થિતિની સંપૂર્ણ આકૃતિનું સ્વરૂપ પ્રત્યેક પુરુષ પોતાના ભીતરમાં લઇને ફરેછે. તેને અજ્ઞાત અવસ્થામાંથી ખીલવીને બહાર લાવવું અને તેના આનંદનો અનુભવ કરવો, તે તેના પોતાના હાથમાં છે.

મનુષ્ય પોતાની નજર જ્યારે ભવિષ્યના પડદા ઉપર નાંખેછે, ત્યારે તેને વિચાર કરતાં માલમ પડેછે કે, મારે ત્રણ વાતની આગળથી તજવીજ કરી રાખવી ઘટેછે. એક તો એ કે કોઇ વેળાએ કામ કે નોકરી કે ધંધો હાથ ન લાગ્યો, તો તે મુદ્દતમાં નિભાવને માટે અવ્વલથી ગોઠવણ રાખવી જોઇએ; તે જ પ્રમાણે જો મંદવાડ આવ્યો અને ખાટલે પડયા, તો તે વખતનો પણ વિચાર કરી રાખવો જરૂરનો છે; અને ત્રીજી વાત એ છે કે મોતને માટે અગમચેતી રાખવી અવશ્યની છે. કદાચ, પહેલી બે આફતો તો આવે યા માથે ન પણ આવે; પણ મોત કોઈનાથી ટેલાવાનું નથી; તેથી દાના આદમીએ એવી રીતનાં આચરણ રાખવાં જોઈએ, અને એવી રીતનો બંદોબસ્ત કરી રાખવો જોઇએ કે, ઉપર જે ત્રણ આપત્તિ જણાવી છે, તેમાંથી જે કોઇ માથે આવી પડે તે સમયે જેટલો બની શકે તેટલો પ્રયત્ન કરીને તે સંકટને ફેડવાની તેમ જ જે કુટુંબકબીલાનાં માણસોનાં અન્ન–વસ્ત્ર તથા સુખશાંતિનો તેના ઉપર જ બધો આધાર રહેલો છે, તેમને પણ એ દુઃખનું દબાણ ઓછું લાગે, તેમ કરવાની તેની ફરજ છે. આવો ઉદ્દેશ મનમાં રાખીને સાચવટથી પૈસો પેદા કરવો, અને તેને કરકસરથી વાપરવો, એ એક મોટી અગત્યની વાત સમજવી. એમ જણાય કે ફલાણા માણસે રાસ્તીથી પૈસા મેળવ્યા છે, તો તે ઉપરથી એમ જ નક્કી સમજવું કે, તેણે ધીરજ રાખીને અથાગ મહેનત કરીને એ ધન મેળવ્યું હશે; તેણે

કેટકેટલી લાલચોને એ ધન-સંચયના સમયમાં અટકાવી હશે; અને છેવટે તેની ઉમેદ બર આવી હશે. જેમ દ્રવ્ય નકીથી પેદા કર્યું હોય, તો તેથી ઉપર જણાવેલા ગુણો તે માણસમાં હોવા જોઈએ, એમ સહજ અનુમાન થાયછે, તેમ જ જે માણસ સંચકેલા પૈસાને ખરે રસ્તે ખર્ચેછે, તે દુનિયાદારીના ડહાપણવાળો હોવો જોઈએ; તે દુરંદેશી વાળો પણ હશે જ; અને મનને વશ રાખીને વર્તતો હશે. એક મર્દ માણસની ચાલનો પાકો પાયો એ ત્રણ અમૂલ્ય ગુણો ઉપર ચણાયછે. સુવર્ણમાં સારા નરસા બંને ગુણ રહેલા હોયછે; સુવર્ણનો સંગ્રહ એટલે માલ વિનાની નકામી વસ્તુનો ઢગલો, એમ પણ બની શકછે; તેમ જ સુવર્ણ-સંચય એટલે અન્નવસ્ત્ર અને ઘરખટલામાં હજાર સુખકર વસ્તુનો સમુદાય, એમ પણ થાયછે; એટલું જ નહિ. પણ તેથી આપણે આપણો ટેક જાળવી શકીએ છીએ; અને કોઈના ઉંણાઓશિયાળા રહેવા વારો આવતો નથી; તેથી કોઈ કારીગર જે પૈસા બચાવી રાખે, તે ખરી અણી કે તંગીની વેળાએ તેને બહુ ખપના થઇ પડેછે. એ પ્રમાણેનો ઉગારો હોય, તેથી તેની આબરૂ જળવાયછે; અને તળીઉં ટાઢું હોવાથી તે રોજીની તેજી થતા સુધી આશા-ઉમંગમાં રહીને મંદીના દિવસો ગુજારેછે. જગત્‌માં પોતાની સ્થિતિ મજબૂત કરવાને જે માણસ મહેનત કરેછે, તેના ચહેરા ઉપર એક જાતનું નૂર વરસી રહેછે; અને એવા પ્રયત્નથી તે વધારે કૌવનદાર અને વધારે સરસ બનતો જાયછે. એટલું તો નક્કી જ કે, તેથી તેને કામ કરવાની છૂટ વધેછે; અને આગળ ઉપર પુરુષ-પ્રયત્ન કરવાને તેનામાં દમ આવતો જાયછે.

પણ જે માણસ દરિદ્રતાના કાંઠા ઉપર આવી રહ્યો હોયછે, તેને દાસત્વના ખાડામાં પડતાં વાર લાગતી નથી. તે કોઈ પણ રીતે પોતે પોતાનો મુખત્યાર નથી; પણ બીજા માણસોના ફાંદામાં ફસાવાની તેને નિરંતર બીક રહેછે; અને તેઓ તેને જે જે બંધનમાં નાંખવા માગે, તે તેને કબૂલ કરવાં પડેછે; તેને કેટલેક દરજ્જે ખુશામતીઆ અને ગુલામ થયા વિના ચાલતું નથી; કેમકે તેનાથી ઊંચી ડોકે હિમ્મતથી દુનિયામાં ફરાતું નથી; અને સંકટના વિકટ સમયમાં તેને ભીખ માગવી પડેછે; અથવા નિરાશ્રિત-આલયનો આશ્રય લેવો પડેછે; એટલે ગામ-ઝાંપા ખાતે અથવા ઠાકોર-દ્વારાએ 'મૂરત'માં ગણાઇને પેટ ભરવું પડેછે. તે માણસ જે કામ કરતો હોય, તે પૂરૂં થાય, તો તેને બીજે કોઈ ઉદ્યમે લાગવાનો ઉપાય જડતો નથી. જેમ લિમ્પેટ નામની એકદરવાળી સીપ-માછલી એક જ ખડકને બાઝી રહેછે; તેનાથી બીજે ખડકે જવાતું નથી; અથવા તે જ ખડક ઉપર પણ તેનાથી હાલચાલ થઇ શકતી નથી; તેવી જ રીતે પેલો માણસ જે ગામમાં આવી પડ્યો હોય, તે ગામને ચામજૂની પેઠે ચોંટી રહેછે; અને તેનાથી પણ તે છોડીને બીજે કોઇ ઠેકાણે જઇ શકાતું નથી.

જો સ્વતંત્રતા મેળવવી હોય–જો કોઈના ઉણાઓશિયાળા ન રહેવું હોય, તો માત્ર એક જ રસ્તો પકડવો. **'નીતિએ નારાયણ વસે અને અનીતિએ કૂતરાં ભસે'** એ સાદી કહેવતને સદા સ્મરણમાં રાખીને, તે પ્રમાણે ચાલવું. કસર કરવામાં કંઇ ઉંચી પ્રતિની હિમ્મત કે ઉંચા સદ્‌ગુણનો ખપ પડતો નથી. જો માણસમાં સાધારણ જુસ્સો અને સાધારણ પંક્તિના માણસ જેટલી સાધારણ શક્તિ હશે, તો તે માણસ પણ એ ગુણ ગ્રહણ કરી શકશે. કરકસરનો મૂળ ભાવાર્થ જોશો, તો માત્ર એટલો જ કે, ઘર ખટલામાં એક નિયમે વર્તવાની પદ્ધતિ રાખવી જોઇએ. કરકસર એટલે ઘર બંદોબસ્તથી ચલાવવું; ઘરને નિયમમાં રાખવું; ઘરખટલો ચલાવવામાં દીર્ઘદૃષ્ટિ વાપરવી અને કોઇ પણ જાતનું નુકસાન કે બિગાડ ન થવા દેવો. ઈસુ ખ્રિસ્તે કરકસરનું ખરૂં મહત્વ નીચેનાં વચન વાપરીને આલમને જણાવી દીધું છે. તેણે ૫,૦૦૦ કરતાં વધારે માણસોને જમવા બેસાડયા; તે વખતે તેની પાસે પાંચ રોટલી અને બે માછલી હતી. તેટલા વડે એટલો સંખ્યા જમી, અને બાર ટોપલા છાંડેલું ભેગું કરતાં થયા. તે વેળાએ ઈસુએ કહ્યું કે, જે વધ્યુંછે. તે લઇ લો; કાંઈ પણ નકામું જવા દેવું નહિ. તે પ્રભુનો પુત્ર એટલે સર્વ શક્તિમાન છતાં, આવી રીતે જીંદગીની નાની નાની વસ્તુઓને તુછકારતો નહિ. ઉપર જણાવેલો ચમત્કાર કરવાથી તેણે જમાવ થએલા સર્વ લોકને પોતાનું સર્વ શક્તિમાનપણું દેખાડી આપ્યું; તોપણ સર્વે માણસોને કરકસર અને કાળજીની કેટલી જરૂર છે, તેનો માર્મિક બોધ તે એ વેળાએ જ શીખવવાને ચૂકયો નહિ.

વળી, કરકસરનો વિશેષ અર્થ એમ પણ છે કે, આગળ ઉપર કાંઇ આપણું સારૂં થવાનું હોય, તેનો લાભ લેવાના હેતુથી તાત્કાલિક સુખનો ઉપભોગ કરવાની લાલચથી દૂર રહેવાની શક્તિ—તે કરકસર; અને એ રીતે જે માણસ કરકસર કરે, તેણે પોતાના અંગ-જ્ઞાનને અંકુશમાં રાખીને વિવેક–બુદ્ધિને સર્વ સત્તા આપી છે, એમ સમજવું. કરકસર એ કંજુસાઈથી તદ્દન જૂદી જ વાત છે; કારણકે જે ખરી કસર કરવાવાળા છે, તે જ માણસ ઉદારતા પણ બતાવી શકેછે; એવો માણસ લક્ષ્મી-ઉપાસક નથી; પણ તે લક્ષ્મીને એક ઉપયોગિ વસ્તુ ગણેછે. ધર્માચાર્ય સ્વિફ્ટ કહેછે કે પૈસાને કાળજાની કોરની પેઠે ગણીને જાળવી રાખવાના નથી; પણ તેને બુદ્ધિની ઝૂંસરી હેઠે મૂકીને, તેની આજ્ઞા પ્રમાણે વાપરવાના છે. અલંકારરૂપે બોલીએ, તો કરકસર એ દીર્ઘદૃષ્ટિ અથવા ડહાપણની દીકરી છે; એટલે જેનામાં ડહાપણ હોય, તે લાંબો વિચાર કરીને કસર પણ કરે જ; તે મિતાહારની બેન છે, એટલે જે કસરીઆ હોયછે, તે પોતાનાં નાણાં એશી ખાનપાનમાં ન વાપરતાં રીત પ્રમાણે ખાવાપીવામાં વાપરશે; એટલે જે મિતાહારી હોયછે, તે કસરીઆ હોયછે; અને જે કસરીઆ હોયછે, તે મિતાહારી હોયછે; એટલે કરકસર અને

મિતાહારને એનાનો સંબંધ થાયછે; વળી, તે સ્વતંત્રતાની માતા છે, એ ઉઘાડું જ છે; જો કરકસરથી નાણું સંચકશો, તો તમે કોઈના ઓશિયાળા રહેવાના નથી; તમને કરકસરથી સ્વતંત્રતા પ્રાપ્ત થશે. કરકસર મોટો રક્ષક છે; તે આપણી વર્તણૂકનું રક્ષણ કરેછે; આપણા સંસાર-સુખનું રક્ષણ કરેછે; તે જનમંડળનું હિતકર્તા છે. સંક્ષેપમાં કહીએ તો, એ કરકસરનો ગુણ આત્માવલંબનનું એક ઉત્તમ પ્રતિનું સ્વરૂપ છે.

ફ્રાન્સિસ હૉર્નર પ્રથમ સંસાર સાગરમાં પડયો, તે વેળાએ તેના બાપે તેને નીચે મુજબ શીખામણ દીધીઃ-મારી ઇચ્છા એમ છે કે, તમારે હરેક પ્રકારે સુખ ભોગવવું જ; પણ તેની સાથે મારે એટલું પણ કહેવું જોઇએ કે તમારાથી જેમ બની શકે, તેમ કરકસર કરવી જ કરવી. સઘળાં મનુષ્યને એ સદ્‌ગુણ બહુ અવશ્યનો છે. જે છાલકાં મનનાં માણસો હશે, તેને તો કરકસરની ટેવ ઉપર તિરસ્કાર આવશે; પણ એ ટેવથી સૌની ઓશિયાળ મટી જાયછે; સ્વતંત્રતા હાંસલ થાયછે; અને દરેક ઉમરાવ દિલના માણસને સ્વતંત્રતા એ આંખની કીકી જેવી વહાલી લાગેછે. આ પ્રકરણને મથાળે બર્ન્સ મહા કવિના બે દુહા લખ્યા છે, તેમાં ખરો વિચાર દર્શાવેલો છે; પણ એને દુર્ભાગ્યે એના કાવ્ય-તરંગ એની રીતભાતથી ઊંચા હતા; એની ટેવ એની કલ્પનાથી કનિષ્ઠ હતી. તે આખર વખત ભોંય પથારીએ પડયો હતો, તે વેળાએ તેણે તેના એક મિત્રને લખ્યુંઃ—અરે રે, હાય, હાય, કુલાર્ક, મારા મનમાં હવે ભારે સંતાપ થવા લાગ્યો છે; બર્ન્સની બાપડી વિધવાનું શું થશે ?! મારાં છ સાત વહાલાં છોકરાંની શી હાલત થશે ?! બિચારાં નિરાધાર બાળકોની શી વલે થશે ?! એ વિચારથી મને બહુ ગભરાટ થાયછે; હું છેક નાહિમ્મત બની જાઉંછું; પણ થયું હવે; એ બાબત મારાથી વધારે લખાય, તેમ નથી; મારો અર્ધો રોગ જ એ છે.

દરેક માણસે પોતાની પેદાશના પ્રમાણમાં ખર્ચ રાખવો જોઇએ. જેણે નેકટેકમાં રહેવું હોય, તેણે તો ખસુસ એવી જ રહેણી રાખવી ઘટેછે; કારણકે જે માણસ પોતાની પેટીને પૂછીને વાત કરતો નથી, તે જરૂર બજરૂર બીજા માણસના પૈસા ઉપર નિભાવ કરતો હોવો જોઇએ; અને જ્યારે એમ કરે, ત્યારે તેનામાં સાચવટ અને પાક દેઆનત કયાંથી હોય? જે માણસો પોતાના ગજવાનું જોર જોઇને પોતાનો ખર્ચ કરતા નથી; પણ બેફિકરાઇથી ઉડાવ્યા જ ચાલ્યા જાયછે અને પોતાનાં સગાં વહાલાંના સુખની દરકાર રાખ્યા વિના પોતાનો જ કેવળ સ્વાર્થ અને સુખ સાધવા માંડેછે, તેમને નાણાંની કિંમત છેક રહીરહીને પછવાડેથી માલમ પડેછે. એવા માણસો અગર જો મૂળ સ્વભાવે ઉદાર મનના હોયછે, તોપણ તેમના ઉડાઉપણાને લીધે તેમને છેવટ જતાં ઘણાં નીચ અને ગંદાં કામ કરવાં પડેછે. એવા માણસો પોતાના વખતને જેમ નકામો ગ-

ણીને ઉડાવી દેછે, તેવી જ રીતે તે પોતાનાં નાણાંને પણ નાંખી દેછે. કાંઇકથી પૈસા આવવાના હોય, તો તે ધારીને આગળ આગળથી તેઓ ખર્ચ કર્યાં જ જાયછે; ફલાણે ઠેકાણેથી આટલા રૂપિયા આવશે; અને ફલાણે ઠેકાણેથી પણ આટલા આવશે, એમ અટકળથી નિશાન તાકીને તેઓ બેસી રહેછે. આવી આવી આગળ આગળથી ધારણાઓ કરવાથી તેમને મિત્રનાં નાણાં સો સપાડાનાં લેવાં પડેછે; વ્યાજે નાણાં ઉપાડવાં પડેછે; અને એવા બોજાથી દબાઈ જઇને તેઓ વિત્તહીન તથા બળહીન થઈ જાયછે; અને સ્વતંત્રતા છોડીને તેઓ પરતંત્રતાના દાસ બનેછે.

લૉર્ડ બેકનનું એક એવું વચનામૃત હતું કે, પૈ પૈ પેદા કરવાની કૂટમાં પડવાના કરતાં પૈ પૈ ઉગારવાની તજવીજ કરવી, એ કરકસરની સારી રીત સમજવી. ઘણાં માણસો જે છૂટાં નાણાં નકામાં ફેંકી દેછે, અને કુરસ્તે ઉડાવી દેછે, તે જો સાચવી રાખ્યાં હોય, તો તે માણસ મોટો દોલતમંદ થઇ પડે; અને કોઇના ઓશિયાળા રહેવાની તેને જરૂર પડે નહિ. આવા ઉડાઉ મૂર્ખના સરદારો દુનિયાનો દોષ કાઢવાને ખૂબ જોશથી સૌને ભાંડવા મંડી જાયછે ખરા; પણ વાસ્તવિક જોતાં તો તેઓ પંડે જ પોતાના શત્રુ થઈને પોતાને પીડેછે. તે માણસ પોતે પોતાની જ સાથે મિત્રભાવે વર્તતો નથી, તો પછી તેની સાથે કોઈ બીજો માણસ દોસ્તીનો હક બજાવે, એવી તેણે આશા રાખવી એ જ ફોકટ છે. ભલે સાધારણ સ્થિતિનો માણસ હોય, પણ જો તે નિયમિતપણે ચાલતો હશે, તો બીજાને સહાય કરવાને તેના ગજવામાંથી કંઈ કંઇ પણ નીકળશે ખરૂં; પણ જેઓ સ્વચ્છંદી, બાંકેલાલ છે, તેઓ સઘળું ઉડાવી દેછે, અને તેથી કોઇ બીજાને મદદ દેવાને તેમને કદી જોગવાઈ જડતી નથી; તથાપિ **'ચમડી તોડે પણ દમડી ન તોડે'** એવા બખીલ થવું એ કંઇ સારી કરકસર કહેવાય જ નહિ. ખાવાપીવામાં અને ઓઢવા પહેરવામાં તેમ જ આપવા લેવામાં મન સાંકડું રાખે, તે માણસને ટુંક નજરો જાણવો અને તેનું પરિણામે બધું જ ભાગી પડવાનું. એવું કહેવાયછે, કે દમડીનો જીવ દમડીથી ઉંચે ચઢવાનો નથી. જેમ **'ઇમાનતદારી ખરી જ યારી'** એ કહેવત સાચી છે; તેવી જ રીતે **'ઉદારતા એ ઉમદા રીતિ છે'** અને **'મોટું મન એ જ મનુષ્યનો મહિમા છે'** એ પણ સિદ્ધ વાતો છે. 'વેઇકફીલ્ડ ગામનો ગોર' એ નામની કલ્પિત વાર્તામાં જેન્કિન્સન તેના પાડોશી ફ્લામ્બરોને દરસાલ છેતરતો. ફ્લામ્બરો ભલા દિલનો પાડોશી હતો, એટલે ગમે તેમ કાવતરાં કરીને જેન્કિન્સન તેને ઉડાવતો ; તોપણ આખરે જેન્કિન્સને કહેવું પડ્યું કે, ફ્લામ્બરો હજુ તવંગર થતો જ જાયછે, અને મારે ભૂખે મરવાનો અને તુરંગમાં તરફડવાનો વારો આવ્યો. આ તો એક કલ્પિત કથા છે; તોપણ આપણી સાંસારિક જીંદગીમાં સખાવત દિલની

સાચવટવાળી રીત પકડવાથી તેજદાર અને લહેજતદાર ફળો પેદા થાયછે, તેનાં પુષ્કળ સાચાં દૃષ્ટાંતો પણ મળી આવશે.

કહેવતછે કે, **'ખાલી કોથળી ખડી રહી શકતી નથી,'** તેમ જ **'કરજદારની કમરમાં જોર હોતું નથી.'** દેણદારથી વાયદા પ્રમાણે વર્તાતું પણ નથી; તેથી જ લોકોમાં કહેવાયછે, કે કરજની પીઠ ઉપર જૂઠ સવાર થઇને ચાલેછે. શાહુકાર કરજદાર પાસે જે નાણાં માગતો હોય, તે ટાણાસર ચુકે નહિ, ત્યારે તેના આગળ દેણદારે ખોટાં ઓઠાં ગોઠવવાં પડેછે; અને તેથી તેને **'જૂઠું ને જૂગતું'** કરીને કહેવું પડેછે. જે માણસ પ્રથમથી જ પાકો ઠરાવ કરેછે કે મારે કદી પણ કરજ કરવું નથી, તે માણસ પોતાનો સંકલ્પ સહેલથી પાળી શકેછે; પણ જો પહેલી વાર જ કરજ સહજમાં કરવામાં આવ્યું હોય, તેથી બીજી વાર કરજ કરવાનું તેને મન થઇ આવેછે; અને થોડી જ મુદ્દતમાં તે કમનસીબદાર કરજદાર એટલો બધો તો ગુંચવારામાં આવી પડેછે કે, પછીથી તે જાગ્રત થઇને મહેનત મજુરી કરે, તેથી તે ઋણ-મુક્ત થઈ શકતો નથી. કરજનું કામ જૂઠના જેવું છેઃ એટલે તમે એક વાર જૂઠું બોલ્યા, તો તેના પછી બીજી વાર, ત્રીજી વાર, એમ ક્રમે ક્રમે તમને જૂઠું બોલવાનું સહેલું અને સરળ થઇ જાયછે; તેમ જ કરજે નાણાં એક વાર કાઢયા પછી, બીજી વાર, પછી ત્રીજી વાર, એ કામ પણ સહજ વધતું જ ચાલ્યું જાયછે. હેઇડન ચીતારો કહેતો કે, મેં જ્યારે પ્રથમ નાણાં કરજે કાઢયાં, ત્યારથી જ મારી પડતી થવા માંડી છે. **'જે હવું કરે તેને રોવું પડે'** એ કહેવત એને ખરેખરી જ માલમ પડી. તેણે તેની રોજનીશીમાં નીચે પ્રમાણેની બોધક નોંધ કરી છેઃ-હવે દેણું કર્યું છે; લોકનાં ઉછીનાં પાછીનાં કર્યાં છે, તેમાંથી હું આજ સુધી છૂટયો નથી; અને કોઇ દહાડો મરતા સુધી હું મુક્ત થવાનો નથી. હેઇડને આત્મ-જીવન ચરિત્ર લખ્યું છે, તે વાંચેથી વાંચનારનું હૈયું ભરાઇ આવેછે. નાણાં પ્રકરણી બાબતમાં ઘોટાળો થવાથી મનમાં કેવું વિષમ દુઃખ લાગેછે; ધંધો કરવામાં તન-મન કેવાં નબળાં અને અશક્ત થઇ જાયછે; અને વારંવાર કેવાં મેણાંતુણાં અને તિરસ્કાર વેઠવાં પડેછે, એ સઘળું તે પુસ્તક ઉપરથી સમજાશે. એક જુવાન માણસ નૌકા-સૈન્યમાં નવો દાખલ થયો. તેને એણે કેટલાંએક બોધક વચન લખી મોકલ્યાં, તે નીચે પ્રમાણે હતાંઃ-તમને કંઇ ચીજ લેવાનું મન થાય, પણ પાસે નાણું ન હોય તો તે કદી લેવી નહિ; **'પારકે પૈસે દીવાળી કદી કરવી નહિ.'** કદી કોઇની પાસેથી કંઇ પણ ઉછીનુંપાછીનું લેશો નહિ; એ ઘણું અધમ કામ છે. હું એમ નથી કહેતો કે, કદી કોઇને કંઇ ધીરશો નહિ; પણ પારકાને ધીરીને પોતે કરજથી મોકળા ન થવાય, એમ બને તો કદી પણ ધીરધારનો સોદો કરવો નહિ. બીજું ગમે તેમ હો, પણ કોઇને ત્યાંથી કાંઈ ઉપાડ તો કરવો જ નહિ. ક્રીસ્ટ નામના ગરીબ

વિદ્યાર્થીનાં માબાપ વળી તેનાથી પણ વધારે ગરીબ હતાં. તેઓ તેને કાંઇ જુજજાજ રકમ મોકલતાં, તો તે પણ તે લેતો નહિ.

ડૉકટર જૉન્સન કહેતો કે, નાનપણથી જ કરજના ખાડામાં પડવું તે '**ઉગતા ઝાડને ડામવા જેવું છે.**' એ વિષય ઉપરનાં એનાં વચન વજનદાર છે અને યાદ રાખવા લાયક છે. તે કહેછે કે, કરજ એક અડચણ કરનારી વસ્તુ છે, એટલું જ તમે ધારશો નહિ; તે એક ખરેખરી વિપત્તિ છે. જે માણસ દરિદ્રાવસ્થામાં હોય, તેને કંઇ પણ સારૂં કૃત્ય કરવાનું સાધન તેના હાથમાં રહેતું નથી; અને નીતિ વિરુદ્ધ કે સૃષ્ટિના નિયમ વિરુદ્ધ કાંઇ પણ દુષ્ટ કામ થતું હોય, તો તે રોકવાને તેનામાં શક્તિ રહેતી નથી; તેથી નિર્ધનતાથી તો વાજબીની રાહે આપણાથી જેટલું બની શકે તેટલું દૂર જ રહેવું જોઇએ. તો હવે તમારે પ્રથમ દરજ્જે એટલી વાત ધ્યાનમાં રાખવાની છે, કે કોઇના કરજ હેઠે ન આવવું. નિશ્ચય કરી રાખો કે, કદી ગરીબીની ગમગીનીમાં આવી ફસાવું નહિ; તમારી પાસે હોય, તેનાથી હમેશ કમી ખર્ચ કરવું. ગરીબાઇ માણસના સુખનો કટ્ટો શત્રુ છે. ગરીબાઈથી આપણી સ્વતંત્રતાનો નાશ થાયછે. ગરીબાઇથી કેટલાએક સદ્‌ગુણોને નામે જળ મૂકવું પડેછે; અને બીજા કેટલાએક પાળવા મુશ્કેલ થઇ પડેછે. કરકસરથી મન સદા શાંત અને સ્વસ્થ રહેછે. વળી કરકસર પરોપકારનું મૂળ છે. જે માણસના પંડમાં જ સત્તા નથી, અને જેને બીજાની મદદની જરૂર પડેછે, તે બીજાને શું સહાય કરવાનો છે? આપણે કાંઇ પણ ઉગારો પાડીએ, તે અવ્વલ આપણી પાસે ખપ જોગું તો હોવું જોઈએ; તે વિના એટલે પૂરે પૂરૂં ન હોય, તો બચાવ શી રીતે થઇ શકશે?

પોતાનાં કામકાજ ઉપર પાકી નીઘા રાખવી, અને ગમે તેવો ઘોટાળો હોય તોપણ તેની સામા તત્પર થઇ રહેવું, એ દરેક માણસની ફરજ છે; તેમ જ નાણાંની આવક–જાવકના, એટલે જમા–ખર્ચના હિસાબ ઉપર પણ બરાબર સુરત રાખવી, એ તેનો અગત્યનો ધર્મ છે. એ કારણસર થોડા સાદા હિસાબકિતાબનું જ્ઞાન તેને બહુ ઉપયોગિ માલમ પડશે. ડહાપણ અને દુરંદેશીની નજરથી વિચાર કરતાં જણાયછે કે, આપણી પેદાશના આંકડા કરતાં આપણા ખર્ચનો આંકડો કંઇ કમ થવો જોઈએ. જમા–ખર્ચના આંકડાથી ખર્ચનો આંક કદી પણ વધવા દેવો ન જોઇએ. પણ એમ કરવાને માટે એક એવી યુકિત શોધી કાઢવી કે જેથી બંને બાજુના સર્વાળા મળી રહે; અને તે યુકિતને પછી સદા જ વળગી રહેવું જોઇએ. એવી રીતે ચાલવાને જૉન લૉક બહુ મજબૂત ભલામણ કરેછે. તે કહેછે કે, આપણા સંસારખટલાનો સઘળો હિસાબ આપણી નજર આગળ હમેશાં રહેવો જોઇએ; તેથી જ આપણાથી હદમાં રહીને ખર્ચ થશે. ડયુક ઑફ વેલિંગ્ટનની પાસે જે નાણાં આવતાં જતાં, તે સઘળાંનો તે

વિગતવાર ચોક્કસ હિસાબ રાખતો. મિ. ગ્લીગને તેણે કહ્યું કે, મારે ખાતે ઉપડેલા ખર્ચનાં નાણાં હું મારી જાતે જ ચૂકવુંછું; અને હું દરેક શખ્સને સલાહ આપુંછું કે, તેણે પણ તેમ જ કરવું. પહેલાં, નાણાં ચુકવવાનું કામ હું મારા એક વિશ્વાસુ નોકરને સોંપતો; પણ એક દહાડો સવારે મારા બારણા આગળ કેટલાએક માણસો આવીને ઉભેલા મેં દીઠા. એક બે વરસના ઉપાડની તેઓ ઉઘરાણી કરવા લાગ્યા. તે જોઇને હું નવાઈ પામ્યો; અને તે વખતથી જ મેં બીજા માણસની માર્ફત નાણાં ચૂકાવવાની મૂર્ખાઇ ભરેલી ટેવ છોડી દીધી. મારા નોકરે મારાં નાણાં ગમે તેમ જૂવો ખેલવામાં કે સટ્ટો કરવામાં ઉડાવી દીધાં, અને મારૂં દેણું એમનું એમ પડતું રહેવા દીધું હતું. એક દહાડો તેના આગળ કરજ વિષે વાત નીકળતાં તે બોલ્યો કે, એથી માણસ ગુલામ જેવો બની જાયછે. પૈસાની ભીડમાં આવી પડવાથી કેટલી મુસીબત વેઠવી પડેછે, તે હું સારી પેઠે જાણુંછું; તોપણ મેં કદી કરજ કર્યું નથી. વેલિંગ્ટનની માફક વૉશિંગ્ટન પણ કારવ્યહવારની બાબતમાં ખાસ નજર રાખતો. અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનના પ્રમુખને સર્વોપરિ હોદ્દે તે બિરાજતો હતો, તથાપિ પોતાના ઘર–ખર્ચની ઝીણામાં ઝીણી રકમ બારીકીથી જોયા તપાસ્યા વિના તે જવા દેતો નહિ; એ વાતને તે તેના મનથી તુચ્છ ગણતો નહિ; કેમકે પોતાની આવક રકમની અંદર જ ખર્ચ કરીને પ્રમાણિકપણાથી પોતાનો સંસાર ચલાવવાનો તેણે સંકલ્પ લીધો હતો. તેના જીવનમાં આ એક જાણવાજોગ વાત છે.

નૌકા–સેનાપતિ જર્વિસ, અર્લ ઑફ સેંટ વિન્સેંટે પોતાની બાળવયમાં જે દુઃખ વેઠ્યું છે, તેની વાત તેણે લખી છે; તેમાં તેણે કરજથી હમેશાં છેટે જ રહેવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો છે. તેણે લખ્યું છે કે, મારા પિતાને કુટુંબકબીલો ઘણો જબરો હતો અને ઉપજીવિકાનું સાધન જૂજ હતું. હું સંસાર–સાગરમાં પ્રથમ પડ્યો, તે વેળાએ તેણે મને રૂ૩૦૦) રોકડા બંધાવ્યા; અને મારી આખી ઉમરમાં મને એ જ રકમ એમના તરફથી મળી છે; સિવાય બીજું કાંઈ મળ્યું નથી. હું કેટલીએક મુદ્દત સુધી દરિયામાં રખડ્યા પછી, મેં મારા બાપને એક કાગળ લખીને બીજા બસેં રૂપિયા મંગાવ્યા; પણ તેમણે કાગળ સ્વીકાર્યો નહિ. મને રૂપિયા મળ્યા નહિ; અને કાગળ તેમણે ના લખીને પાછો મોકલ્યો. મને જે ખાસડાં મળ્યાં, તેથી હું ઝાંખો પડી ગયો; અને તે વખતથી જ મેં એવું પણ લીધું કે, મારી હુંડી સીકરાય એવી મારી શાખ પાડ્યા વિના હવે હું કદી પણ કાગળ કે હુંડી ફરીથી મોકલવાનો નથી; એ ટેકને હું પછી સદા સર્વદા વળગી જ રહ્યો. મેં મારા લશ્કરી ભાઇબંધો અને હું જે દીમાખથી વીશીમાં રહેતા, તે સોબત અને વીશી મેં મૂકી દીધી; હું એકલો જ વહાણમાં રહેવા લાગ્યો; અને દસ્તૂર મુજબ જે ભાથું મને વહાણમાંથી મળતું, તેટલાથી

હું ચલાવવા લાગ્યો; તે મારે જોઇએ તેટલું હતું; મારાં કપડાં હું મારે હાથે જ ધોતો; અને ફાટે, તેને થીંગડથાગડ કરીને હું મારી જાતે જ શીવી લેતો. મારા ગોદડાના ખોળીઆમાંથી મેં મારી ઇજાર બનાવી; અને આવી રીતના ઉપાયો કામે લગાડવાથી મારી ગઇ આબરૂ મને પાછી મળે, એટલા પૈસા મેં મેળવ્યા; પછી મેં મારી હુંડી પાછી મોકલી; અને એ વખતથી હું મારી પેદાશના પ્રમાણમાં ખર્ચ કરતાં શીખ્યો. એપ્રમાણે છ વરસ સુધી જર્વિસે ખાવા પીવા તથા ઓઢવા પહેરવામાં મહા મહા વેદના વેઠી; પણ પોતાની નેક રહેણી છોડી નહિ; પોતાના કામમાં મહેનત કરીને સારી કાબેલીઅત મેળવી; અને પોતાના પરાક્રમથી, લાયકીથી અને સિપાહશાલરીથી તે આસ્તે આસ્તે દઢ પગલે સર્વેથી ઉંચે દરજ્જે ચઢ્યો.

ઈંગ્લંડમાં ખાવા પીવાનું ડોળ ઘણું જ વધી ગયું છે, લોકો એશઇશ્કમાં ગરક થઈ ગયા છે, એપ્રમાણે એક વેળા મિ. હ્યુમે આમની સભામાં જાહેર કર્યું; તે વેળાએ અગરજો કે બીજા સભાસદો તેની હાંસી કરીને હસી પડ્યા; ખેર, પણ એ વાત જડએસુલ્લાખ સાચી જ તેણે કહી, એમાં શક નથી. વચલા વાંધાના લોક પોતાની આવક કરતાં વધારે ખર્ચ કર્યાં જાયછે; જો કદાચ્ એટલે સુધી ખરૂં નહિ હોય, તો આટલી તો સિદ્ધ વાત છે કે, તેમના આવક–જાવકનું ખાતું સરભર થઈ રહેછે; જેટલું રળેછે, તેટલું તેઓ ખરચી નાખેછે. તેઓ એવો ખોટો ડોળ દીમાખ સખવા માંડેછે કે, આખા જન–મંડળ ઉપર તેની ઘણી જ ભુંડી અને નુકસાનકારક અસર થાયછે. માબાપમાં એવી મમતા ભરાયછે કે, આપણે આપણાં છોકરાંને ગૃહસ્થની રીત રોનક પકડતાં શીખવવી જોઇએ. તેમનામાં ખાનદાનીનાં ચિન્હ જણાય, એવી કોશીસ આપણે કરવી જોઇએ. આ પ્રમાણે કરવા જતાં, એમાંથી એકે ઢબ ન પકડતાં, તેઓ ઉલટાં ફાંકડેરાવ અને ભપકાદાર નીવડેછે. તેમને સારાં સારાં કપડાં પહેરવાનો શોખ થાયછે; તેઓ ખાનદાનીનો રૂઆબ પકડતાં શીખેછે; એશ અશરતમાં ગરક થઇ જાયછે; અને મોજ મઝા તથા રમત ગમતમાં નવીસંદાં નીપજેછે; તેથી તેમનામાં ખરા મર્દની કે ગૃહસ્થની વર્તણુકનો પાકો પાયો એવા દમામના ગુણોથી ચણાતો નથી. આ પ્રમાણે થવાથી પરિણામ એવું થાયછે કે, કેટલાએક અકડાઈવાળા ફક્કડ જુવાનો, ખાનપાન તથા ગાનતાનમાં ગુલતાન થઇ ગએલા, દુનિયા ઉપર બોજા રૂપ થઇ ગએલા જથાબંધ આપણા જોવામાં આવેછે. તે ઉપરથી તેમને લાગુ પડે એવું એક રૂપક અમને સાંભરી આવેછે. સમુદ્રમાં એક ટૂટી ગએલા વહાણનું ખાલી ખોખું પડતું આખડતું આપણે ઉપાડી લઈને અંદરથી તપાસવા જઇએ તો, એકાદ વાંદરો તુતક ઉપર બેઠેલો જણાયછે, તેવી દશા એવા માણસોની થાયછે.

દેશાવરમાં પણ ખાનદાનીનું ડોળ રાખીને ફરવાનું ઘણાને બહુ મન હોયછે.

એવા બહારનો ડોળ રાખવા જતાં, ઘણી એ વાર સાચવટને કોરે મૂકવી પડેછે; પૈસાદાર ન છતાં, પૈસાદારનો ઠાલો ઠાઠ રાખવો પડેછે. **'ઘરમાં હાંલ્લે હાંલ્લાં કુસ્તિ કરતાં હોય,'** તોપણ 'આબરૂદાર'માં ખપવું જ જોઇએ; બીજું કાંઇ નહિ, તો માત્ર બહારનો ખાલી હલકો ડોળ તો રાખવો જ જોઇએ. જે હાલતમાં આપણે ઇશ્વરની ઇચ્છાથી છીએ, તે જ હાલતમાં ધીરજ રાખીને આગળ ચાલવાની આપણામાં છાતી નથી; તેથી જ આપણે આપણા મનની કલ્પનાના ભૂટ્ટાથી ઉઠાવેલી રૂઆબદાર હાલતમાં જીંદગી ગાળવાને જરૂર જોઇએ છીએ; અને **'ઢમ ઢોલ અને માંહે પોલ'** જેવી ખોટી ફીસીઆરી કરનારા ખાનદાનીવાળા લોકોમાં આપણે પણ દાખલ થવાના લોભથી અને એવા ખોટા મોટામાં ગણાવાના લોભથી આ સઘળું આપણે એક મિથ્યા તૃષ્ણાની મિથ્યા તૃપ્તિની ખાતર કરીએ છીએ. દુનિયા એક નાટકની રંગ–ભૂમિ છે; તેમાં મોખરે નીકળીને બેસવાને નિરંતર ભીડાભીડ અને કચડાકચડી ચાલી રહી છે. એ મહા યુદ્ધમાં સઘળા મનોનિગ્રહના સુંદર અને ઉમદા સંકલ્પ ધૂંદાઇ મરેછે; અને ઘણા ઘણા અમીરી સ્વભાવો અચાલતે કચડાઇને લય પામેછે. અમે તો દુનિયામાં પાર પડ્યા છીએ; એવો મિથ્યા દેખાવ દઇને સામા માણસોને ખોટા ભપકાથી ઝાંખા પાડવાને કેટલા માણસો મમતાથી ટાંપી રહેછે; આવા મિથ્યા અભિમાનની ખાતર તેમને કેટલાં બધાં નાણાં ઉપર આગ મૂકવી પડેછે; એવી નીચ મમતાથી તેમને કેટલું કષ્ટ વેઠવું પડેછે; એવી ખાલી લાલસાથી તેમને આખરે કેવાં દેવાળાં કાઢવાં પડેછે; એ સઘળાનું વર્ણન કરવાની જરૂર નથી. એ પ્રમાણે ખરાબ રહેણી રાખવાથી હજાર રીતે નુકસાનકારક પરિણામ સોસવાં પડેછે. એવા પણ માણસો છે કે, પોતે ગરીબ છે, એવું બહાર દેખાડતાં લજવાયછે; પણ નીચ કૂડકપટ કરીને લાલ મોઢે ફરતાં તેઓ લજવાતા નથી; વળી, કેટલાએક ધનવાન થવાની ધાડમાં **'આ પાર કે પેલે પાર'** એમ **'હોળીનું નાળિયર'** થઇને ઝંપલાવેછે. તેમાં તેઓ ભોગજોગે ખરાબ ખ્વાસ્તે થઈ જાયછે; તે વખતે તેમના ઉપર બહુ દયા આણવી ઘટતી નથી; પણ તેમની સાથે બીજા સેંકડો નિર્દોષ ભલા માણસોની પાયમાલી થાયછે, અને તેઓ રોળાઇ મરેછે, તેમને માટે આપણને દયા ઉપજેછે.

સ્વર્ગવાસી **સર ચાર્લ્સ નેપિયરે** હિંદુસ્તાનમાંથી પોતાનો લશ્કરી સેનાપતિનો ઓહ્દો છોડ્યો, તે સમયે તે એક ખરેખરી બહાદુરી અને નેકીનું કામ કરતો ગયો. હિંદુસ્તાનના લશ્કરી ખાતાના ઘણાએક જુવાન અમલદારો બહુ ધોતાળાપણાથી રહેતા હતા; ઇશ્કબાજી અને પીવામાં મોજ માણતા; અને એવી રીતે પૈસા ઉડાવવાથી તેઓ કરજના સપાટામાં અને શાહુકારોના તગાદામાં શરમ ભરેલી રીતે સપડાઇ જતા. તે વાત મનમાં રાખીને ને-

પિયરે જતાં જતાં એક વટ હુકમ બહાર પાડ્યો. તેમાં તેણે આવી વર્તણુકને માટે સખ્ત મના કરીને ટીકા કરી હતી. એ પ્રખ્યાત દસ્તાવેજનો મુદ્દો સૌની નજર હેઠળથી નીકળી ગયો હતો; તેમાં સર ચાર્લ્સે ખૂબ જોશથી બતાવી આપ્યું કે, જે ખરેખરો, કેળવાયલો ગૃહસ્થ છે, તેનામાં નેકી તો અવશ્ય હોય જ; ખાનદાની અને નેકી સદા અવિભક્ત છે. શામ્પેઇનનો ઉંચો દારૂ ઢાંસવો, અને દુકાનદાર પૈસા માગવા આવે, તેને ઠોંસો મારીને કાઢી મૂકવો; બીરનાં મોટાં મોટાં ગ્લાસ ઉઠાવવાં, અને તેની એક દમડી પરખાવવી નહિ; સોદાગરના પાણીદાર ઘોડા લઇને સહેલગા કરવા નીકળી જવું, પછી નાણાં દેતી વખત મોઢું જ શેનું દેખાડવું? આ બધાં અપલક્ષણ જેનામાં હોય, તેને ખાનદાની કહેવી કે બેઇમાની કહેવી? એ તે ભલા માણુસનું કામ છે કે ઠગ અને ધૂતારાનો પેશો છે? એવા માણુસો પોતાના પગાર ઉપરાંત ખર્ચમાં તરબૂડ રહે; ઉડાઉ ખર્ચ અને ખાનપાન રાખવાથી માથે વાળ જેટલું દેવું થઈ જાય; પછી તેમના નોકરો જ તેમના ઉપર ફર્યાદો માંડીને તેમને લશ્કરી અદાલતોમાં ઘસડાવે; તેઓ સનદ મેળવીને ભલે અમલદારની જગા ભોગવે, તેથી તેમને ભલા માણુસ કે ગૃહસ્થ કે ખાનદાન ઘરના કહેવા, એ ખોટું છે. એ સર્વોપરિ સેનાપતિનો એવો અભિપ્રાય હતો કે, જે માણુસ સદા કરજમાં જ સબ્યા કરેછે, તેઓમાંથી ટેકની તીખાશ જતી રહેછે; ગૃહસ્થની તેનામાં જેટલી લાગણીઓ હોયછે, તે બધી બૂઠી થઇને બહેર મારી જાયછે. લશ્કરી અમલદાર થયા, એટલે લડતાં આવડ્યું, તેટલાથી તેની ફરજ પૂરી થઈ, એમ સમજવું નહિ. એ તો એક શિકારી કૂતરો પણ કરશે. પણ આટઆટલી વાત જોવાની છેઃ—તે પોતાનો બોલ-વાયદો-વચન બરાબર પાળેછે? તે પોતાના માથાનું દેવું બરાબર ચૂકવેછે? તે કહેતો કે, આબરૂ જાળવવાનો તો એ જ રસ્તો છે. એક ખરા ગૃહસ્થનું-ખાનદાન પુરુષનું-એક શૂરવીરનું એ લક્ષણુ છે; એ જ તેનું ભૂષણુ છે. સર ચાર્લ્સ નેપિયરની એવી ઈચ્છા હતી, કે મારાં સઘળાં માણુસો પૂર્વે થઇ ગએલા બેઇયરના જેવાં નીવડે, તો બહુ સારૂં. તેઓ બેઇયરની પેઠે નિડર હતા, એમ તો તે જાણુતો હતો; પણુ તેની માફક, તેઓ વળી નિષ્કલંક નીવડે, એમ તેની મરજી હતી. હિંદુસ્તાનમાં તેમ જ વિલાયતમાં ઘણુા જુવાન ગાજીમર્દ છે. તેઓ અણીની વેળાએ દારૂગોળાના ખરતા અંગારા વરસતા હોય, તેવે ટાણે કોટના ભગંદરમાં થઇને કિલ્લામાં જીવ સાટાસાટ ઘૂસશે; અને શૌર્યથી ઝળકતાં અમર કીર્તિનાં પરાક્રમ કરશે; એટલું છતાં, તેમની આગળ કોઇ નાની સરખી ઇંદ્રિય-તૃપ્તિની વસ્તુ નજર કરવામાં આવે, તો તેઓનાથી લાલચ સામાં લડાશે નહિ; તેમનું નબળું મન મીણુ કે ગોળની પેઠે એ લાલચ-અગ્નિના આગળ ગળી જશે; મોજમઝા અને એશ અશરતનાં ઈજન

આવે, તેની તેમનાથી છાતીભેર ના પડાશે નહિ; એ કામમાં મારૂં ગજું નહિ, એવા જુવાંમર્દના બોલ તેમના મોમાંથી બહાદુરીથી બહાર નિકળનાર નથી. આપણા મિત્ર-મંડળમાં અને સોબતીઓમાં મારી અવગણના અને ઠેકડી થાય, તેથી એ વાતની ના કેમ કહેવાય? તેના કરતાં તો મરવું એ વધારે સારી વાત છે, અને એવી રીતે તેઓ નબળા મનથી લાલચને આધીન થાયછે.

સંસારરૂપી બજારમાં જ્યારે કોઈ જુવાન માણસ ચાલ્યો જાયછે, તે વેળા તેની બંને બાજુએ અનેક પ્રકારની લાલચ, લાલસા, કામના આદિ સ્ત્રીઓ નખરાં કરતી ઉભી રહેલી જોવામાં આવેછે. જેટલે દરજ્જે તે તેમને વશ થતો જાયછે, તેટલે દરજ્જે તેનામાંથી મર્દાઈનું ઈશ્વિરી નૂર કમ થતું જાયછે. તેમની સાથે જો સ્પર્શ થાય, તો આપણને માલમ પણ ન પડે, તેવી રીતે આપણામાં જે ઈશ્વિરી ચૈતન્યનો વિદ્યુતવત્ ચમત્કારિક ચમકારો હોયછે, તેમાંનો કાંઈક અંશ ઉડી જાયછે. તેમાંથી બચવાનો માત્ર એક જ ઇલાજ છે; તે એ કે, એવી વખતે ખરી મર્દાઈ વાપરીને દૃઢ સંકલ્પ કરીને 'ના, ના, ના' જ કહેવી; અને તે જ પ્રમાણે વર્તવું. કટાકટીનો વખત આવે, કે તે વેળાએ તરત જ નિશ્ચય કરી દેવો. કારણો શોધવા બેસવું, તે ઉપર વિચાર કરવો, અને તેની તુલના કરવી, તે વેળાએ બીલકુલ ફાયદામંદ નથી. આ વાતમાં સ્ત્રી જાતિનું દૃષ્ટાંત લાગુ પડેછે. જો અબળાએ 'ના' કહેતાં વાર લગાડી, તો તે બળહીન થઈ એમ જાણવું. જો નારીએ એકદમ 'નન્નો' વાસ્યો, તો તે મહા પાપમાંથી બચી, એમ સમજવું; જો વિચાર કરવા રહી, તો તે ગઈ તે ગઇ જ જાણવી; તેવી જ રીતે જુવાન માણસે પણ લાલચથી એકદમ ભાગવું; જો સ્ત્રીની પેઠે હા-ના હા-ના કરવા રહ્યો, તો તે ડૂબ્યો જ જાણવો. ઘણા માણસો વિચાર કર કર કર્યાં કરેછે, પણ કોઇ વાતનો નિશ્ચય કરતા નથી; પણ અમને તો એમ લાગેછે કે, એવી બાબતોમાં નિશ્ચય કરવા રોકાવું નહિ, એ જ નિશ્ચય કરવો. એકદમ તડ ને ભડ. ઈસુએ જે ઇશ્વરસ્તવન કર્યું છે, તેમાં એક વાકય એવું છે કે, તે ઉપરથી મનુષ્યજાતના અંતર્ભાવનું તેને સંપૂર્ણ જ્ઞાન હતું, એમ જણાયછે. તે વાકય એ હતું કે, 'હે પ્રભુ, તું અમને મોહ માયા અને લાલચના ફંદમાં ન નાખતો.' પણ જુવાન માણસનું જોર જોવાને લાલચ આવીને ઉભી રહેવાની તો ખરી જ; અને જો એક વાર આપણે ચૂકયા અને તેને વશ થયા, તો પ્રતિદિવસ તે આપણું વિત્ત હરી લઇને આપણને કેવળ નિર્બળ કરી મૂકેછે. એક જ વાર તમે તેના થાઓ; અને તમારા ખરા વીરત્વનો કાંઇક અંશ તમારામાંથી ગયો જ જાણવો; એક વાર તમે મર્દાઇથી સામી ટક્કર લો; અને પ્રથમ સંકલ્પનું માર્મિક બળ તમારા વીરત્વમાં સદા વધારો કર્યું જ જશે. એ પ્રમાણે સંકલ્પને વળગીને વારંવાર તમે દુર્ગુણોથી દૂર રહેશો, તો પછી એવી જ રીતે ચાલવાની તમને ટેવ પડી

જશે. બાલ્યાઅવસ્થામાંથી જ જે જે ટેવોનો કોટ ચણાયો હશે, તેની મજબૂતી અને કૌવતવડે જ જે આપણો બચાવ થવાનો હશે, તે થશે. આપણી નેકી-બદીની જીંદગીનો સંચો આપણામાં બંધાએલી ટેવોના સાધનથી જ વિશેષ કરીને ચાલ્યો જ જાય, એપ્રમાણે અગાધ ડહાપણથી કુદરતે ઘાટ ગોઠવ્યો છે; તેથી આપણા અંતરાત્મામાં જે મહાન નિયમો સંસ્કારે કરીને રહેલા છે, તેને શ્રમ કે ઘર્ષણ લાગતું નથી; અને તેઓ સદા સારી સ્થિતિમાં જ રહેછે. માણસો હજારો જાતનાં ઝીણાં-મોટાં કામ કરેછે; તેના એકંદર સર્વાળાથી જ તેની વર્તણુક કેવી નીતિયુક્ત છે, તેનો ઘણે ભાગે નિર્ણય કરવામાં આવછે; અને તે સઘળું સુટેવોનું જ ફળ અથવા પરિણામ જાણવું.

જે માણસોને હાથે મહેનત મજુરી કરીને પેટ ભરવું પડેછે, તેમને કેટલીએક મજબૂત લાલચો લાગેલી હોયછે. તેમાં એક વાર હ્યુ મિલર ફસાવાની તૈયારીમાં હતો; તોપણ ઉગતી જુવાનીમાં જ દૃઢ નિશ્ચય કરવાથી તે કેવી રીતે બચ્યો, તેની હકીકત તે નીચે મુજબ જણાવેછે. તે જેવામાં સલાટનું કામ કરતો હતો, તેવામાં તેના સોબતી કારીગરો વખ્તાવખ્ત દારૂ પીવાની ગમત કરતા હતા. તેવામાં એક દહાડો તેને ભાગે વ્હિસ્કિ દારૂના બે જામ આવ્યા. તે એ ગટગટાવી ગયો. ઘેર આવીને તેણે બેકનકૃત નિબંધો નામની તેની વહાલી ચોપડી ઉઘાડી; અને વાંચવા જતાં તો તેમાનાં હરફો તેની આંખ આગળ નાચતા માલમ પડ્યા; મતલબ કે, કોઇ અક્ષર ઉપર તેની નજર ઠરે નહિ અને એક પણ વાકયનો અર્થ તેનાથી સમજાય નહિ. તે કહેછે કે, જે દુર્દશામાં હું મારી રાજી ખુશીથી આવી પડ્યો, તે મને અધમ લાગી. હું પતિત થયો, એમ મને લાગ્યું. પ્રાણી-વર્ગમાં મનુષ્યજાતને બુદ્ધિની જે બક્ષીસ મળી છે, તે એક મોટો હક આપણને મળ્યો છે, એમ આપણે સમજવું જોઇએ; તે ઉચ્ચ હાલતમાંથી નીચે ઉતરવાની મેં મારે હાથે જ મહેનત કરી છે, એમ મને જણાયું; એ વખતે હું નિશાખોર બની ગયો હતો, તેથી કોઇ નિશ્ચય કે ઠરાવ કરવાને તે સમય બહુ અનુકૂળ ન હતો; તોપણ તે જ ક્ષણે મેં નક્કી કર્યું કે, બુદ્ધિ-સાગરમાં પ્રવેશ કરીને મને ઊંચા ભોગ ભોગવવાની શક્તિ છે, તેને હવે ફરીથી હું નરક-નિવાસી સુરાપાનના કાળા, પાતકી પીપમાં ડૂબવા દેનાર નથી; અને ઇશ્વર-કૃપાથી હું મારા વિચારને દૃઢતાથી વળગી રહ્યો. આવા આવા મન સાથે સંકલ્પ બાંધવાથી જ માણસની જીંદગીના ચક્રમાં ફેરફાર થઇ જાયછે; અને તેથી જ આપણી આગળ ઉપરની ચાલનું બંધારણ બંધાયછે, જો હ્યુ મિલરે તત્કાળ યોગ્ય સમયે પોતાની જીંદગીરૂપી નૌકાને તેનું સર્વ બળ વાપરીને એ દિશામાંથી ફેરવી નહોત, તો એ મદ્યપાનના પિશાચી ખડક ઉપર જ તેના વહાણના ચૂરેચૂરા થઇ જાત; માટે એ મહા નિર્દય, વિનાશકારી, દુરાગ્રહી પિશાચિણીથી અળગા ને અળગા જ રહેવાને અમે જુવાન

તેમ જ ઘરડાને સર્વેને સદા સર્વદા સાવધ રહેવાની ભલામણ કરીએ છીએ. યુવાવસ્થામાં એ દુર્ઘટ પિશાચિણી જખૂન જોર વાપરેછે. તે મહા ક્રૂર, દુષ્ટ, અત્યંત પ્રાણઘાતક અને ઘોતાળ પ્રકૃતિની છે. સર વૉલ્ટર સ્કૉટ કહેતો કે, સઘળા દુર્ગુણોમાં દારૂ પીવાનો દુર્ગુણ સહન થઈ શકે એવો નથી. વડાઇને અને એને તો આદિ વેર જ સમજવું. દારૂના અગ્નિરૂપ પ્રવાહમાં મોટાઇનું ગંગાજળ ઉડી જાયછે; એટલું જ નહિ, પણ જ્યાં એ દુર્ગુણનો વાસ થાયછે, ત્યાં કરકસર પગ ટકાવીને રહી શકતી નથી; વિવેક અને સભ્યતાને બીજો વાસ શોધવો પડેછે; આરોગ્ય પોતાનું આસન રોગને આપીને હીંડવા માંડેછે; અને ગજા સંપત પ્રમાણે રહેવાની નેક રીત રામ રામ કરીને પૂઠ ફેરવેછે. જેવી ડૉક્ટર જૉન્સનને વીતી છે, તેવી બીજાં ઘણાં માણસોને વીતતી હશે જ. પોતાની આદતો વિષે વાત કરતાં તેણે કહ્યું કે, મારે દારૂથી દૂર રહેવું હોય, તો તે રહેવાય; પણ માફકસર થોડો પીને અટકવું, એ વાત મારાથી બનતી નથી.

દુનિયાદારી સમજનારા ડાહ્યા માણસો કહેછે કે, કોઇ પણ દુષ્ટ દુર્ગુણની સામા કમર કસીને યુદ્ધ કરવું તથા ફતેહ મેળવવી, એ વિચાર ખરેખર ખપનો છે; પણ એ માત્ર ઉપયોગિપણાના નીચા પ્રદેશમાં ઉતરીને લડાઇ કરીને સંતોષ માનવો ઘટતો નથી; પરંતુ, નીતિ અને સદ્‌ગુણોના ઉચ્ચ સ્થાને ચઢીને ઘૂમવું ઘટેછે. એવા દુર્ગુણોને દૂર કરવાને કેટલાએક વ્યાવહારિક ઉપાયો યોજવામાં આવેછે; જેમકે દારૂ પીવાનો અટકાવ કરવાની સભાઓ સ્થાપવી; અને દરેક સભાસદને દારૂ ન પીવાની પ્રતિજ્ઞા આપીને તેને સભામાં દાખલ કરવો. એવી પ્રતિજ્ઞાઓ કેટલાએક માણસોને કામની થઇ પડે ખરી, પણ મોટી વાત તો એ છે કે, મનને ઉચ્ચ સ્થાને લાવીને મોટા વિચાર કરવાની ટેવ પાડવી; ઉચ્ચ પ્રતિનાં કૃત્ય કરવાને મનમાં ઉંચું માપ અથવા ઉમદા દૃષ્ટાંત ખડું કરવું; મહાન સિદ્ધાંતોને પુષ્ટિ આપવી અને તેમને નિર્મળ કરવા; તેમ જ બંધનરૂપ થએલી ટેવોને સુધારવી. આ હેતુ પાર પાડવાને દરેક જુવાન શખ્સે પોતે પોતાને જ પ્રથમ ઓળખવો જોઇએ; પોતાનાં આચરણ ઉપર ખૂબ નજર રાખવી જોઇએ; અને પોતે મન સાથે જે નિયમો બાંધ્યા હોય, તેને અનુસરીને તેના વિચાર અને કરણી છે કે નહિ, તે મુકાબલો કરીને તેણે જોતાં રહેવું જોઇએ. તેને જેમ જેમ પોતાના જ્ઞાનનું વિશેષ ભાન થતું જશે, તેમ તેમ તેનામાં વિશેષ નમ્રતા આવતી જશે; અને પોતાના અંતર્બળને માટે તે વધારે શકમંદ થતો જશે. આગળ ઉપર વધારે મોટો અને ઉમદા લાભ મેળવવાના ઉદ્દેશથી તાત્કાળિક નાના સુખનો ત્યાગ કરવો પડેછે; અને તેમ કરવાથી મનને જે મોટી કસરત મળેછે; મનને કબજામાં રાખવું પડેછે; મનને જે સખ્ત કસોટી ઉપર કસાવું પડેછે; તે નાની સરખી વાત નથી. એ વરઝશથી એક મહા

અમૂલ્ય ગુણ પ્રાપ્ત થાયછે. આપણી જાત-કેળવણીમાં એ ઉત્તમોત્તમ આચરણ છે; કારણ કે,—

**છપ્પય.**

સત્ય કીર્તિ તે તેજ, જે મનોનિગ્રહ જાણે,
સત્ય કીર્તિ તે તેજ, જે શમ શ્રદ્ધાથી સાધે;
સત્ય કીર્તિ તે તેજ, જે ગુપ્ત જીતથી રીઝે,
સત્ય કીર્તિ મન-જીત, કુરુ-ક્ષેત્રથો બહુ વધે;
જે મનો-વિજય અંકૂરથી, સત્ય કીર્તિ બહેકી રહે;
તે વિણ નર વાનર જાણવો, મન-દાસત્વ સદા કરે.

પૈસા પેદા કરવાનો મોટો ગુપ્ત ભેદ લોકોમાં ઉઘાડો પાડવાને ઘણી લોકપ્રિય ચોપડીઓ લખાઈ છે. પણ જૂદા જૂદા દેશોની જૂદી જૂદી પ્રજાની કહેવતો ઉપરથી સ્પષ્ટ જણાશે કે, પૈસા મેળવવામાં કશો ભેદ રહ્યો નથી. 'પૈ પૈ કરતાં રૂપિયો થાય.' **'કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય.' 'ઉદ્યોગ ભાગ્યોદયની માતા છે.' 'શ્રમ નહિ, ત્યાં શ્રી નહિ.' 'પરસેવા ઉતાર મહેનત હોય, તો પૈસાની પ્રાપ્તિ થાય.' 'મહેનતનો ફળદાતા ઈશ્વર છે.' 'ધૈર્ય રાખી ઉદ્યોગ કરનારનો દુનિયા દાસી છે.' 'દેવું કરીને ડોઝરું ભરવાના કરતાં, પેટે પાટા બાંધીને પડી રહેવું, એ વધારે ઉત્તમ છે.'** કહેવતો એ ઉમદા જ્ઞાનનો ભંડાર સમજવો. દરેક કહેવતમાં સેંકડો જમાનાના સંગ્રહ કરેલા અનુભવનો અર્ક ખેંચી લીધેલો છે, એમ સમજવું. દુનિયામાં કેમ સુખી અને સમૃદ્ધિવાળા થવાય, તે આ કહેવતોથી સાફ સમજાશે. ગ્રંથો ગૂંથવાનો જગત્માં શોધ થયો હશે, તે પહેલાં દરેક દેશની પ્રજામાં આવી કહેવતો ચાલી રહી હશે. વળી, બીજી જનપ્રિય કહેવતોની માફક લોકોના નીતિશાસ્ત્રનો પ્રથમ કાયદો એ કહેવતોમાં જ આવી રહેલો જાણવો. વળી, એ કહેવતો દરેક જમાનાની કસોટી ઉપર ચઢેછે; અને તેઓ કેવી બારીકીવાળી છે, તેઓમાં કેટલું કૈવત રહેલું છે, અને તેઓ અંદરખાનેથી કેવા સંગીન પાયા ઉપર રચાયલી છે, તે આપણને દરરોજના અનુભવથી માલમ પડેછે. ઉદ્યોગના બળ વિષે અને દ્રવ્યના ખરા ખોટા ઉપયોગ વિષેની યાહુદી રાજા સુલેમાનની કહેવતો ડહાપણથી ભરપૂર છે.— 'જે માણસ કામ કરવામાં સુસ્ત છે, તે, જે માણસ વખતને નકામો ઉડાવી દેછે, તેનો ભાઇ જાણવો.' 'ઓ ઉંઘણસી, તું કીડીની પાસે જા; તેની રીતભાત જો; અને ડહાપણ શીખ.' વળી એ જ ધર્મોપદેશક કહેછે કે, 'આળસુ માણસને માથે દરિદ્રતા એક મુસાફરની પેઠે સપાટાબંધ ચાલી આવશે; અને તંગી હથિયાર બાંધીને સજ્જ થઇને તેના ઉપર ધસારો કરશે; પણ ઉદ્યોગી અને સાચા માણસની વાત પૂછો, તો જેમ 'ખેડુનો

**હાથ સોનાનો '** કહેવાયછે, તેમજ ઉદ્યોગી પોતાના બાહુબળથી તાલેવર થાયછે. પીધેલ, છાકટા અને અકરાંતીઆ માણસો આખરે દરિદ્રાવસ્થામાં આવ્યા વિના રહેતા જ નથી; અને એદી તથા સુસ્ત માણસને લૂગડાંને સાટે ચીંથરા પહેરવાને મળશે. તું કોઇ માણસને તેનું કામ ખંતથી કરતો દેખેછે? જો એવો કોઈ હશે, તો તે રાજ દરબારમાં પણ માર્ગ મૂકાવશે. પણ સૌથી મોટી વાત એ છે કે, સોના કરતાં શાણપણ મોઘા મૂલનું જાણવું; કારણકે મોતી, માણેક, હીરા અને બીજાં કીમતી જવાહીર કરતાં દાનાઇ દશપટ વધારે કીમતી સમજવી; અને બીજી હજાર ચીજોની તમે ખાએશ કરો, પણ તે ડહાપણના દરવાજા આગળ ઉભી રહી શકે એમ નથી.'

જો કોઇ માણસમાં કામ કરવાની શક્તિ સાધારણ જાતની હશે, તોપણ જો તે ખરેખરો ઉદ્યોગી અને કરકસરીઓ હશે, તો તે થોડા વખતમાં સ્વતંત્રપણે પોતાનો ઘરખટલો ચલાવી શકશે. ભલેને એક કારીગર કિંવા મજુર હો, પણ તે જો પોતાની કમાણીને કાળજીથી વાપરશે; અને કયાં કયાં નકામો ખર્ચ થાયછે, તેનાં નાનાં નાનાં બારાં બંધ કરશે, તો તેને ઓશિયાળો અવતાર ભોગવવો પડશે નહિ. એક પૈસો ખરેખર બહુ જ જૂજ રકમ છે; પણ હજારો કુટુંબોના સુખદુઃખનો આધાર એવા પૈસા યોગ્ય રીતે બચાવવા અને યોગ્ય રીતે વાપરવા ઉપર રહેલો છે. પંડે કઠણ વહીતરૂં કરીને જે પૈસા મેળવ્યા હોય, તેમાંથી થોડાએકને દારૂના પીઠાના ગલ્લામાં નાખે અને બીજા કેટલાએકને આમતેમ હાથમાંથી છટકી જવા દે, તો પછી તેને માલમ પડશે કે, મારા તથા ઢોર વચ્ચે થોડોક જ ફેર છે. તે પણ મજુરી કરીને જેમ તેમ તેનું પેટ ભરેછે, અને હું પણ તેટલું જ કરૂંછું. પણ બીજો કારીગર એથી જૂદી જ રીતે વર્તેછે; પોતાની કમાણીના પૈસાની તે સંભાળ રાખેછે; થોડાએક પૈસા દરહપ્તે એક પેઢીમાં તે મૂકેછે; ત્યાં તેના પૈસા ઉપર તેના કુટુંબને અર્થે લાભ આપવાની તેને બંધણી આપેછે; અથવા જે મંડળી માણસની જીંદગીનો વીમો ઉતારેછે, તે તેની પાસેથી અમુક રકમ દરવખ્ત લેછે, અને તેની જીંદગીને નુકસાન થાય, તો પછી તેના કુટુંબને તે મંડળી બંધણી મુજબની રકમ આપેછે; તેની મંડળીમાં તે દરહપ્તે થોડા પૈસા ભરેછે; બીજા થોડા પૈસા સરકારી પેઢીમાં વ્યાજના વધારા માટે અને નાણાના ઉગારા માટે તે મૂકેછે; અને બાકીની રકમ પોતાની ધણીઆણીના હાથમાં સોંપી દેછે; તે સમજુ બાઈ બહુ સંભાળીને તે ખર્ચેછે; અને પોતાના આખા કુટુંબનું પોષણ કરવાની અને છોકરાંઓને કેળવણી આપવાની તે તજવીજ કરેછે. આ પ્રમાણે આવી નાની નાની બાબતો ઉપર નજર રાખવાથી તેને બેહદ ફાયદો થાયછે; તેનો પૈસો વધતો જાયછે; ઘરનાં માણસોના સુખચેનમાં વધારો થાયછે; અને ભવિષ્ય કાળમાં કેવો વખત આવશે તેની ભીતિ રહેતી નથી. જો કોઇ કારીગરને ઉંચે સ્થાને ચઢવાનો લોભ હોય,

અને તેના મનનો જુસ્સો ઉમદા કામોને માટે સદા 'નૂરપૂર' રહેતો હોય-વળી એ દોલત એવી છે, કે સંસારના બીજા અમુલખ ખજાના એના આગળ કશા લેખામાં નથી,—એવાં તેનામાં સુલક્ષણ હોય, તો તે પોતે આપ-બળવડે પોતાની જાતને ઉન્નત સ્થિતિમાં લાવશે, એટલું જ નહિ પણ દુનિયાનો દરિયો ડહોળવામાં તેના માર્ગમાં બીજા જે માણસો તેને આવી ચઢે, તેને પણ તે સહાયભૂત થઇ પડશે. આ વાત બનવી કોઇ પણ રીતે અશકય નથી. કારખાનામાં મજુરી કરનાર એક સાધારણ મજુરથી પણ એ કામ બની શકે તેવું છે; ટૉમસ રાઇટના પ્રસિદ્ધ જીવન-ચરિત્રનું દૃષ્ટાંત દેવાથી એ વાત સાફ સમજાશે. એ માણસ માંચેસ્ટરનો રહીશ હતો. તે લોઢું ગાળવાના કારખાનામાં મજુરી કરતો; અને ત્યાંથી તેને દર અઠવાડીએ તેના રોજ પ્રમાણેના પૈસા મળતા. તેણે ઘણા ગુન્હેગાર લોકોને સુમાર્ગે ચઢાવવાની માથાકૂટ કરી; અને તેમાં તે પાર પણ પડયો.

ગુન્હેગારો તુરંગમાંની મુદ્દત પૂરી થતાં છૂટતા; તેમને ભલા દિલથી ઉદ્યોગ કરવાની આદત પડવામાં બહુ અડચણો નડતી. એક અકસ્માત્ બનાવ બનવાથી એ વાત ઉપર ટૉમસ રાઇટની નજર દોડી. એનું મન તરત જ એ વિષય ઉપર ચોંટયું; અને એ દુઃખ મટાડવા પાછળ તેણે તેની બધી જીંદગી ગાળી. તે સવારના છ વાગતાથી તે સાંજના છ વાગતા સુધી તેના કારખાનામાં કામ કરતો; તોપણ તે જેમ તેમ કરીને થોડી મિનિટની પણ ફુરસદ મેળવતો; તેમાં વળી વિશેષે કરીને તે રવિવારના રજાના દિવસો ઉપર વધારે આધાર રાખતો; અને એ સઘળો વખત તે પેલા ગુનાહિત બંદીવાનોની સેવા બજાવવામાં કાઢતો. હાલના જમાના કરતાં એ જમાનામાં એ લોકોની બહુ માઠી હાલત હતી. દર રોજ થોડી થોડી મિનિટો પણ સુમાર્ગે વાપરી હોય, તો તેથી ઘણું કામ નીપજેછે, તે પ્રમાણે પોતાના ઉદ્યમ પાછળ દશ વરસ સુધી દઢતાથી મંડયો રહીને આ મજુર માણસે ત્રણશેં મહા અપરાધીઓને બચાવ્યા; તેમની 'દુષ્ટતાથી પુષ્ટ' થએલી જીંદગીમાં બીજાં પાપી કામ કરતાં તેમને અટકાવીને સુરસ્તે ચઢાવ્યા. એ વાત એવી જબરી બની છે કે, માનવી મુસ્કેલ થઇ પડે. માંચેસ્ટરની જૂની તુરંગમાં દુષ્ટ આચરણોથી પીડાતા મહા દર્દી બંદીવાનોનો એ મોટો મન-સુધારક વૈદ્ય છે, એમ તે ગણાવા લાગ્યો. પાપમાં પચેલા મનને ઠેકાણે લાવવાના પ્રયત્નમાં સરકારી પાદરીઓ અને બીજા ઉપદેશકોનું કાંઇ ફાવતું નહિ, ત્યાં ટૉમસ રાઇટ તેમનાં મનને હર વખ્ત હરણ કરી લેતો. એપ્રમાણે છોકરાંઓને ખરે માર્ગે આણીને તે તેમનાં માબાપને હવાલે કરતો. વંઠી ગએલાં છોકરા અને છોકરીઓને પાછાં તેમના માબાપને તે સોંપતો; અને ઘણાએક છૂટી આવેલા ગુનેહગારોને સાચવટવાળા ઉદ્યોગી ધંધામાં તે દાખલ કરીને તેમને ઠેકાણે પાડતો. એ કામ કંઇ સહેલું નહતું. એવા કામમાં પાર પડતાં પૈસા વાપરવા પડેછે; વખત ગુમાવવો પડેછે; પોતાના મનનું બધું બળ સમજાવવામાં વાપરવું પડેછે; દૂરંદેશીપણું વાપરવું પડેછે; અને એ સર્વને માથે પોતાની નિષ્કલંક ચાલ દેખાડી આપવી પડેછે; કેમકે નિષ્કલંક

રહેણી ન હોય, અને વ્યાસજીનાં **'પોથીમાંનાં રીંગણાં'** જેવો બોધ હોય, તો તે ઉપર કોણ ધ્યાન રાખે? ઘણી અચંબા જેવી વાત એ છે કે, ધાતુ ઓતવાના કારખાનામાંથી રાઇટને જે જૂજ રોજ મળતો, તેમાંની નાની નાની રકમો ખરચીને આ બિચારા જન-મંડળની પંક્તિથી વ્યતિરિક્ત થએલાને તેણે ઠેકાણે પાડયા. તે જેવામાં મજુરી કરતો, તેવામાં દર વર્ષે તેને રૂ. ૧,૫૦૦ પણ પૂરા નહોતા મળતા; (વિલાયત જેવા મોંઘા દેશમાં એટલી રકમ છેક જૂજ ગણાય;) તોપણ એટલામાંથી તેણે આટલું બધું કામ કર્યું! માણસ-જાતે પરસ્પર દયા-ભાવ અને માયાળુપણું રાખવાનો ધર્મ છે; તે કરતાં ટૉમસ રાઇટને કંઇ વિશેષ બંધન નહતું; તોપણ તે ગુનેહગારોને નાણાં આપી આપીને તેમને મદદ કરતો; તેની સાથે તે પોતાના કુટુંબનું સુખચેનથી પોષણ કરતો; અને પોતાની વૃદ્ધાવસ્થામાં હરકત ન આવે અને દુઃખ વેઠવું ન પડે, તેને માટે કરકસર કરીને અને કાળજી રાખીને તેણે કેટલુંક નાણું સંચકી રાખ્યું. દર હપ્તે તેની રોજી આવતી; તેના બહુ વિચાર કરીને તે ભાગ પાડી દેતો; અન્નવસ્ત્રને માટે આટલી રકમ તો જરૂર જોઇશું જ; આટલી રકમ ઘરધણીને ભાડા સાટે આપવી પડશે; આટલા પૈસા નિશાળના મહેતાજીને દેવા જોઇશે; આટલું નાણું ગરીબ ગરબાં અને તંગી વેઠતાં માણસોને અર્થે વાપરવું. આવી રીતે જે વહેંચણ કરવામાં આવતી, તેમાં તે ફેરફાર થવા દેતો નહિ. આવા ઉપાયો આદરવાથી આ ગરીબ કારીગર તેના મહાન કાર્યની પાછળ મંડયો જ રહ્યો; અને તેનાં કેવાં ફળ ઉતર્યાં, તે પણ અમે ટૂંકામાં ઉપર જણાવી ગયા છીએ. એક માણસ દૃઢ સંકલ્પ કરીને અમુક કાર્ય પાછળ લાગ્યો વળગ્યો રહેછે, તેથી કેવાં મહત્કાર્ય નીવડેછે; ભલેને થોડા પૈસા હોય, તોપણ તેને અત્યંત સંભાળ અને ચીવટ રાખીને વાપર્યા હોય, તો તેની કેટલી જોરાવર અસર થાયછે; અને તે સર્વને માથે, પોતાની દમદાર અને પ્રામાણિક વર્તણુકના બળથી બીજા માણસોની જીંદગી અને રહેણી-કરણી ઉપર કેવી અદ્ભુત સત્તા તે નિઃસંદેહપણે ચલાવેછે; તે સઘળાને માટે ટૉમસ રાઇટનું વર્તન એક ઉત્તમ અને આશ્ચર્યજનક દૃષ્ટાંત છે, એમ વાંચનારને જરૂર માલમ પડશે.

હરકોઇ ખરે રસ્તે રહીને ઉદ્યોગ કરવો, તેમાં કોઇ પણ પ્રકારનો બટ્ટો કે ગેરઇજ્જત નથી; પણ ઉલટું એ તો આબરૂનું કામ છે. જમીન ખેડવાનો ધંધો હો, કે હથિયાર અને ઓજાર બનાવવાનો હો; અથવા લૂગડાં વણવાનો કે દુકાનમાં બેસીને માલ વેચવાનો હોવ, પણ એ દરેક ઉદ્યમ ખરે રસ્તે પૈસો મેળવવાનો છે; અને તેથી તે આબરૂદાર ધંધો છે, એમ સમજવું. કોઇ જુવાન શખ્સ હાથમાં ગજ કે વાર પકડે, અથવા રેશમી પટા માપીને વેચવાનો ધંધો કરે; તેમાં કોઇ રીતે તેની શાખ ઘટી, એમ ન ધારવું; માત્ર જોવાનું એટલું જ છે કે, તેણે પોતાના ગજ કે રેશમના પટા જેટલું નીચું મન ન રાખવું; ગજના જેટલું મન ટૂંકું ન કરવું જોઇએ અથવા રેશમી પટી જેટલું મન નાનું અથવા સાંકડું ન રાખવું. ફુલર કહેછે કે, જેમને શાહુકારી રીતનો ધંધો નથી, તેમને શરમાવા જેવું છે; પણ જેઓ કાયદેસર

ધંધો કરે જાયછે, તેમને કોઇ પ્રકારે નીચું જોવાનું કારણ નથી. વળી ધર્માધ્યક્ષ હૉલે કહ્યું છે કે, કપાળેથી પરસેવો ઉતરે એવો ધંધો હો કે મગજની મહેનતનો ધંધો હો, પણ એ સર્વ જાતના ધંધામાં મીઠાશ રહી છે, એમાં કંઈ શક નથી. જે માણસો હલકા ધંધામાંથી ઉંચી પંક્તિએ ચઢયા છે, તેમણે કોઈ પણ કારણથી નીચું જોવાનું નથી; પણ તેઓ અનેક અડચણોને ઉડાવી દઇને એવી સ્થિતિમાં આવી પહોંચ્યા છે, એમ જાણીને તેમણે હરખથી ફૂલાવું જોઇએ. અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનનો એક પ્રમુખ હતો; તેને કોઇએ પૂછ્યું કે, તમારૂં કુળ-ચિન્હ શું છે? પોતે જુવાનીમાં લાકડાં ચીરવાનો ધંધો કરતો હતો, તે સંભારીને તેણે કહ્યું કે, પાણકોરાની એક બંડી. નીમ્સ નગરના ધર્માધ્યક્ષ ફ્લેશિયેને એક ફ્રેંચ વૈદે એક વાર મેણું મારીને કહ્યું કે, તમે આગળ તમારી જુવાનીમાં તો મીણબત્તીઓ બનાવીને વેચવાનો ધંધો કરતા; તમારો ઉદ્યમ તો બહુ હલકો કહેવાય. ફ્લેશિયેએ કહ્યું કે, જે હાલતમાં હું જન્મ્યો હતો, તેવી જ સ્થિતિમાં તમારો જન્મ થયો હોત, તો તમે આજ સુધી પણ મીણબત્તીઓ જ બનાવતા હોત; તમારાથી ઉંચે ચઢાત નહિ.

જેને માત્ર પૈસાનો સંગ્રહ કરવો છે, સોનાના ઢગલાથી જ જેનું મન તૃપ્ત થાયછે, જેની ટૂંકી નજર પૈસાની પેલી પાસ જતી જ નથી, જેને દ્રવ્ય સંપાદન કરવામાં કોઈ ઉંચો, ઉમદા હેતુ નથી; તેને તો ધન ભેગું કરવામાં સતત આગ્રહ હશે, તો તે કામ થશે જ; એટલું જ કે મન સદા તે કામ તર્ફ વળેલું જોઇએ. જે શખ્સ સોનાનો શિકાર કરવા પાછળ તન મનથી દોડ કરે, તો તે તાલેવર થયા વિના ભાગ્યે જ રહેશે; અલ્પ બુદ્ધિનાં માણસોથી પણ એ કામ તો બની શકશે. કમાણી કરતાં ખર્ચ કમી રાખો; રૂપિયામાં રૂપિયો ઉમેરતા જ જવું; બખીલાઇ કરીને બચાવ કરો; એમ કરવાથી ધીમે ધીમે તમારૂં ઠામ રૂપિયાથી ભરાતું જશે. પારિસનો નગરશેઠ ઑસ્ટરવૉલ્ટ પ્રથમ મુફલસ માણસ હતો. તે દરરોજ સાંજે વાળુ કરવાને એક દારૂના પીઠામાં જતો; ત્યાં જઇને પોતાના નિત્ય નિયમ પ્રમાણે પોણો શેર બીર જાતનો દારૂ તે ઢાંસી જતો; તે પછી પીઠામાં જેટલા સીસાના બૂચ પડયા હોય, તે એ એકઠા કરી લેતો. આઠ વરસ સુધી તેણે બૂચ ભેગા કરવાનું જ કામ કર્યું; તે વેચતાં તેના તેને એંશી રૂપિયા ઉપજયા; અને એટલી જૂજ રકમથી તેણે પોતાની તવંગરીનું બીજ રોપ્યું. આગળ સટ્ટા કરી કરીને તે પુષ્કળ દ્રવ્ય કમાયો, અને આશરે શીત્તેર લાખ રૂપિયા મૂકીને તે મરણ પામ્યો. પૈસા પેદા કરવામાં એવી જાતનો સંકલ્પ કરવાથી કેટલું બની શકેછે, તેનો એક અજબ જેવો દાખલો જૉન ફૉસ્ટર આપેછે. તે કહેછે કે, એક જુવાન પાસે બાપુકી મિલ્કત હતી. તે તેણે એશઅશરતમાં ઉડાવી દીધી. તે આખરે ભૂખમરાની દુઃખી હાલતમાં આવી પડયો. તેણે પોતાની જીંદગીની દોરી તોડી નાખવાનો મન સાથે વિચાર કર્યો. હવે જીવીને શું કરવું? એમ કહીને તે પોતાના ઘરમાંથી નીકળી નાઠો. ચાલતાં ચાલતાં તે એક ઉંચા ટેકરા ઉપર ચઢયો. એ ઠેકાણેથી તેની વડિલોપાર્જિત

जागीरो देखाती हती. पण हवे ते कंइ तेनी नहती. ते ए टेकरा उपर बेठो. तेणे केटलीएक वार सुधी तेना मन साथे विचार कर्या कर्यो; अने पोतानी गएली मिल्कत पाछी मेळववानो निश्चय करीने ते उभो थयो. ते पाछो गाममां आव्यो. त्यां एक शेरीमां कोयलानो मोटो ढगलो पडयो हतो. एक गाडुं-कोयला सडकना रस्ता उपर पडेला हता. तेणे आवीने ते घरना धणीने कह्युं के, तमारे बारणे पेलो गाडावाळो आ कोलसा खाली करीने गयो, ते तमारा हशे, एम हुं धारूंछुं. तमारे ए घरमां लइ जवा होय, तो हुं मजुरी करवा तैयार छुं. ते धणीए हा कही. एटलुं काम करवाथी तेने थोडा पैसा मळ्या. तेना मागवाथी तेने घरना मालिके कांई खावा पीवानुं पण मफत आप्युं; एटले ते मजुरी करीने जे पैसा कमायो हतो, ते तेणे उंचा मूकया. आवुं सख्त वहीतरूं करी करीने ते वधारे वधारे कमावा लाग्यो; अने वधारे वधारे बचावा लाग्यो. एप्रमाणे करवाथी तेणे थोडांएक ढोर वेचातां लेवा जेटलुं नाणुं भेगुं कर्युं. ढोरढांखरना मालमूलमां ते सारी पेठे समजतो हतो, तेथी तेणे सारो नफो मेळवीने ते वेच्यां. एम करतां करतां ते मोटी लेवडदेवडमां पडयो; जथाबंध ढोर लेवादेवानो धंधो ते चलाववा लाग्यो; अने छेवटे ते पैसादार थयो, त्यारे ज निरांत वाळीने ते बेठो. तेणे पोतानी जागीरो पाछी संपादन करी; ते उपरांत तेनी पासे दोलत रही; अने एक महा कृपणनी दशामां ते मरण पाम्यो. तेने दफन करवामां आव्यो, त्यारे मात्र धूळ साथे धूळ मळी गइ; केमके निर्माल माटी करतां तेनामां वधारे मोटा गुण नहता. जो तेनुं दिल सखावत तबीएतनुं होत, तो तेणे जे दृढ संकल्पथी दोलत भेगी करी, तेनो ते सारो उपयोग करत; अने पोताना तेम ज जन-हितना कल्याण-कर्त्तानी ते पदवी मेळवत. पण उपरना दृष्टांतमां जेवी तेनी जींदगी अधम हती, तेवी ज रीते तेनो उद्देश पण अधम हतो.

बीजांओने माटे तेम ज घडपणमां आपणा पोताना सुखने माटे अने स्वतंत्रताने माटे आगळ आगळथी बंदोबस्त करी राखवो, ए शोभावाळुं अने घणुं स्तुतिपात्र काम छे; पण फकत दोलतनो ढगलो ज करी राखवो, अने तेनो कंइ पण उपयोग न करवो, ए सांकडा मनना, कंजुस माणसनो खास गुण छे. एवी रीते अत्यंत लोभी थइने कुल्लीमां मूकया करवानी बूरी खसलतने दूरने दूर ज राखवाने डाह्या माणसे सदा सावध रहेवानी जरूर छे. एप्रमाणे चोकशी राखवामां न आवे, तो जुवानीमां जे मात्र करकसर करवानी टेव होय, ते संकोचन पामतां वृद्धावस्थामां आपणने लोभीआ करी मूके; अने जे टेव जुवानीमां आपणे आपणी फरज तरीके जाळवी राखवी जोइए, ते आगळ जतां उत्तर वयमां मोटा दोष रूप थइ पडे. '**द्रव्य दुःखनुं मूळ छे**' ए वात तो खोटी मानजो; पण '**पैसा उपर प्रीति ए दुःखनुं मूळ छे,**' ए वात खरी छे. दोलत उपर आशक थवाथी आपणुं मन सांकडुं थइ जायछे; आपणो आत्मा नादार बनी जायछे; अने बख्शावर कामो अने जींदगीनी सखावतवाळी रहेणी एवा माणसमां

જડમુળથી નાબુદ થઇ જાયછે; તેથી સર વૉલ્ટર સ્કૉટનું કહેવું ખરૂં ઠરેછે. તેણે જે અનેક નવલો લખી છે, તેમાં એક પાત્ર એમ બોલેછે કે, નાગી તરવારે જેટલા માણસનાં માથાં કાપ્યાં હશે, તેના કરતાં '**ચમડી તોડે, પણ દમડી ન તોડે**' એવા માણસોથી વધારે સંખ્યાબંધ શિરચ્છેદ થયા હશે. જેઓ અમુક ધંધા રોજગારની પાછળ એક ચિત્તે ચોંટયા રહેછે, તેમનામાં એક કુટેવ આવેછે. તેમને ખબર ન પડે, તેમ ધીમે ધીમે તેઓ કેવળ સંચા જેવા બની જાયછે. તેમની રહેણી કરણી પણ એક જ ઢબની બંધાઇ જાયછે. ધંધામાં મચેલો માણસ બળદની પેઠે ચીલામા પડયા પછી એક જ રસ્તે ચાલ્યા કરેછે; અને આગળ કે પાછળ કંઇ જોતો જ નથી. જો તે માત્ર પોતે પોતાનું જ સંભાળીને સ્વાર્થ ભાવે રહેતો હશે, તો બીજા કોઇ પણ માણસને માટે તેને દરકાર રહેશે નહિ. જેટલે દરજ્જે જે માણસો તેના ખપમાં આવેછે, તેપ્રમાણે જ તે તેમને પોતાની ગણતરીમાં ગણેછે. એવા માણસોના રોજમેળમાંથી ગમે તે એક પાનું કાઢીને તપાસો, તો તેની બધી જીંદગીનો ચીતાર તમારા આગળ પડી રહેશે.

દરેક માણસ જેટલો ધનનો ઢગલો ભેગો કરે, તેટલો તે દુનિયામાં તરી પાર ઉતર્યો, એમ જેઓ મન સાથે ધારેછે, તેમને તો બેશક ઝળાં ઝળાં થઇ રહેલું કુંચન ઝંખવી નાખેછે; અને જગતમાં બધાં માણસો આવી રીતનું જ માપ લઇને થોડે યા ઘણે દરજ્જે ધનવાનની એટલે તેમના ધારવા પ્રમાણે જગત્‌ના વિજયી નરોની તેમના ધન-સંચયને માટે પ્રશંસા કરવા મંડી જાયછે. એમ બનેછે કે જે માણસો આગ્રહી સ્વભાવના છે; જેઓ ચપળ અને પહોંચેલા છે; જેઓ બાજના જેવી તીક્ષ્ણ નજરના છે; અને જેમને પ્રભુનો ડર કે નીતિ ઉપર પ્રીતિ નથી; જેઓ વખત પ્રમાણે વર્તનારા છે; અને જેઓ તક આવ્યો કે લાભ લેવાને ચૂકતા નથી; જેઓ ધક્કામુક્કી કરીને આગળ ધસતા જ જાયછે; એવા માણસોનું દુનિયામાં ધમધોકાર ચાલે ખરૂં; તેઓ નિઃસંદેહ મોજમઝા ભોગવેછે; પણ તેથી એમ ન સમજવું કે તેમનું લેશ પણ સદ્‌વર્તનછે; અથવા તેમનામાં અણુ માત્ર પણ ભલાઇ રહેલી છે. જે માણસ સોનાભાઇ કે રૂપાભાઇ વગર બીજું કશું સમજતો નથી, તે ઘણો,લક્ષ્મીવાન બની જાય; તથાપિ તેની લક્ષ્મી છતાં, તે સદા અત્યંત દુર્બળ દશાનો પામર જીવ જ રહેવાનો; કારણકે સુવર્ણનો સમુદાય અલૌકિક ઉચ્ચ નીતિના સહવાસમાં રહેછે, એમ કંઇ નથી. ઘણી વખત તો ઉલટું એમ બનેછે કે રાત્રે આગીઓ પોતાના ચળકાટથી પોતાના સૂક્ષ્મપણાને દેખાડી દેછે, તેવી જ રીતે જે ઘણી સોનાના તેજથી પ્રકાશી રહ્યો હોયછે, તેથી તેના નિર્માલપણા ઉપર અને તેનામાં ઉચ્ચ પ્રતિની નીતિના અભાવ ઉપર જોનારનું ધ્યાન ખેંચાયછે.

જેમ પતંગીઉં અજવાળાથી આકર્ષાઇને કોડીઆમાં ઝંપલાવેછે, તેમ જ ઘણાં માણસો લોભાંધ થઇને દ્રવ્યના પ્રકાશતા અગ્નિમાં પોતાની ખુશીથી જઈ પડેછે; તે ઉપર વિચાર કરતાં અમને એક વાંદરાના લોભની વાત યાદ આવેછે. એ પ્રાણી પણ મનુષ્યમૂર્તિની એક હાસ્યજનક પ્રતિમા છે. આફ્રિકાખંડની ઉત્તરમાં

આફ્રીઅર્સ પ્રાંત છે. ત્યાંના ખેડુતો એક સૂકું દૂધીઊં ઝાડે બાંધેછે; અને તેમાં થોડા ચોખા નાખેછે. તે દૂધીના ખોખામાં માત્ર વાંદરાનો હાથ માય એટલું જ કાણું પાડેલું હોયછે. વાંદરો ઝાડ ઉપર રાત્રે આવીને પેલા દૂધીઆમાં પોતાનો પંજો ઘાલેછે; અને ચોખાની મૂઠી ભરેછે. તે પછી હાથ કાઢવા જાયછે, પણ મૂઠી વાળેલી તે છોડીને હાથને બહાર કાઢવાની તેનામાં અકલ હોતી નથી; તેથી પેલો હાથ બહાર નીકળતો નથી. એપ્રમાણે તે છેક સવાર થતાં સુધી ઉભાઉભ રહેછે. પછી ખેડૂતો આવીને તેને પકડેછે; તે વખત તે ભરી મૂઠીએ પૂરો બેવકૂફ જેવો દેખાયછે. આ નાની વાતનો સાર આપણી જીંદગીમાં બહુ બહોળા ઉપયોગનો થઇ પડે એમ છે.

એકંદર જુઓ તો દોલતમાં જેટલી ખરેખરી સત્તા છે, તે કરતાં પણ તે વધારે સત્તાધીશ છે, એમ લોકો ગણેછે. દુનિયાના લાભને વાસ્તે જે મોટાં મોટાં કામો આજ સુધીમાં થયાં છે, તે ધનાઢ્ય લોકોએ કર્યાં છે, એમ નથી; અથવા તો ઉઘરાણાંની ટીપો ફેરવીને નાણાં ભેગાં કરીને એ કામો બન્યાં છે, એમ પણ નથી. થોડી મામલતવાળા પુરુષોએ જ બહુધા એવાં કામનાં બીડાં ઝડપ્યાં છે. પૃથ્વીના અર્ધા ગોળા ઉપર ખ્રિસ્તિધર્મનો પ્રસાર ઘણા જ ગરીબ માણસોએ કર્યો છે. મોટા મોટા તાર્કિકો, નવાં યંત્રના શોધ કરનાર નર, દેશ વિદેશ ગમન કરીને નવા દેશોને અજવાળામાં લાવનાર પુરુષો, અને મહાન કારીગરો, એ સર્વે સાધારણ પૈસાપાત્ર માણસો હતા. એમાંના ઘણાએક તો સંસાર-વ્યવહારમાં મજુરી કરીને પેટ ભરનાર માણસોની હાલતમાં હતા; અને હમેશાં એમ જ થયા કરશે. જેની ગાંઠમાં પૈસો હોયછે, તેને કોઇ પણ કામ કરવાની હોંસ રહેતી નથી; એ ઠેકાણે દ્રવ્ય મદદ કરવાને બદલે કાર્ય-પ્રવૃત્તિમાં તે વિઘ્નકર્ત્તા થઈ પડેછે; અને ઘણી જગાએ જોવા જશો તો, તે જેવું સુખ આપેછે, તેવું જ દુઃખ વરસાવેછે. જે જુવાન છોકરો ઘણી દોલતનો વારસ થાયછે, તે પોતાની જીંદગીને નિરાંતવી કરવાને ચાહેછે; પછી તે એ સુખથી તૃપ્ત થઇ જાયછે; કેમકે જે ચીજ જોઇએ, તે તેને તરત મળી આવવાથી તેને કોઇ વાતની તૃષ્ણા રહેતી નથી. કોઇ અમુક પદાર્થની પ્રાપ્તિને માટે તેને કંઇ શ્રમ કરવો પડતો નથી; તેથી તેનો દિવસ કયમે ખૂટતો નથી; અને ઘંટીના પડની પેઠે વખત તેના માથા ઉપર ભારે શલ્ય જેવો નડેછે. નીતિ અને ધર્મ-કર્મની વાસનાઓ તેનામાં કુંભકર્ણની પેઠે સદા નિદ્રાવશ રહેછે. સમુદ્રમાં ખડક ઉપર એક બહુ-પગી પ્રાણી ચોંટેલું જ રહેછે; અને તેના ઉપર થઇને દરિયાની ભરતીનાં મોજાં આલ્યાં જાયછે, પણ તે નિરંતર ઘોર નિદ્રામાં જાણે હોય, તેમ ત્યાંને ત્યાં જ વળગેલું પડી રહેછે; તેવી જ હાલત આપણા ઉપર જણાવેલા જુવાનની સમજવી. જનમંડળના સંસાર-સાગરમાં તેની સ્થિતિ પેલા બહુ-પગી પ્રાણી જેવી જાણવી.

### દોહરો.

વખત વિશ્વનું માપ છે, જાણે જન સહુ બુધ;
તેને જેમ ત્યમ કાપવો, દુઃખરૂપ ગણે અબુધ.

એમ છતાં પણ જો કોઇ ભાગ્યશાળી શ્રીમંતમાં સદ્‌બુદ્ધિ હોય, તો તે **'આળસ તો ઇજ્જડાનું વ્યસન છે'** એમ ગણીને તેને તુચ્છકારી નાખશે; અને ધન દોલત તથા માલ ખજાનાને અંગે કેટલી જવાબદારી અને ફરજો રહેલી છે, તેનો તે વિચાર કરશે, તો તેને જણાશે કે, ગરીબ હાલતનાં માણસો જેટલી મજુરી કરેછે, તેના કરતાં મારે વધારે મહેનત કરવી ઘટેછે. પણ અમારે કબૂલ કરવું જોઇએ કે, અમે ઉપર કહ્યું તેપ્રમાણે સંસારમાં સર્વે આચરતા નથી. આગરે ઇશ્વરની જે પ્રાર્થના કરી છે, તે યથાસ્થિત છે. તેણે સંસારમાં મધ્યમ અવસ્થા માગી છે, તે કેવળ વાસ્તવિક જ કર્યું છે. આપણે સમજતા હોઇએ, તો એના જેવું સુખ બીજી કોઇ હાલતમાં નથી. આગર ઇશ્વરને કહેછે કે, મારે દરિદ્રતા કે દ્રવ્ય એમાંથી એકે જોઇતું નથી. મારે જોઇએ, તેપ્રમાણે મને ખાવાનું, હે પ્રભુ, તું આપ, એટલે થયું. જોઝફ બ્રૉધર્ટન હાલ મરણ પામ્યો છે. તે પાર્લમેંટનો સભાસદ હતો. માંચેસ્ટર શહેરમાં 'પીલ પાર્ક' નામનો બાગ છે. તેમાં તેના નામની યાદગીરીને માટે એક કીર્તિસ્તંભ બાંધવામાં આવ્યો છે. તે ઉપર કોતરવાને માટે તે પોતાનાં સુંદર નીતિ–વચન મૂકતો ગયો છે. તેની જીંદગી જોતાં, તે શબ્દે શબ્દ ખરાં છેઃ–'મોટી મોટી જાગીરોમાં મેં શ્રીમંતાઇ માની નથી. તૃષ્ણા અને તંગી–કોઇ પણ વાતની હાઝતને મનમાં આવવા જ ન દેવી, એમાં મેં શ્રીમંતાઇ ગણી છે.' તે છેક ગરીબાવસ્થામાંથી ઉંચી હાલતમાં આવ્યો હતો. તે નાનપણમાં એક કારખાનામાં મજુરી કરતો હતો; પણ સાદી, સરળ સાચવટ રાખવાથી, મહેનત કરવાથી, નીમેલું કામ નીમેલે વખતે કરવાથી અને મનને વશ રાખવાથી લોકોને ઉપયોગિ થઇ પડે એવી મોટી પદવીએ તે ચઢયો. તેણે તેની પાછલી ઉમરમાં પાર્લમેંટમાં જવાનું મૂકી દીધું; તોપણ પોતાની આખર અવસ્થા સુધી માંચેસ્ટરના એક નાના દેવલ સાથે તેને સંબંધ હોવાથી તેણે ધર્માચાર્યનું ત્યાં કામ કર્યા કર્યું. જે માણસો તેની ખાનગી રીતભાત અને રહેણી કરણી જાણતા હતા, તેઓને દરેક વખતે માલમ પડતું કે, સારાં કામ કરીને માણસની સ્તુતિ સંપાદન કરવાથી એ તદન અલગ રહેતો; એટલું જ નહિ, પણ કોઇ ન દેખે એવી રીતે રૂડાં કામ કરવામાં તે આનંદ માનતો. જીંદગીની દરરોજની ફરજો–પછી તે ગમે તેવી નાની અથવા અલ્પ હો,–તે સઘળી સાફ દિલથી, પ્રામાણિકપણાથી, ખરે રસ્તે, ભક્તિ ભાવે મેં બજાવી છે, એમ તેનું અંતઃકરણ સાક્ષી પૂરે, એટલે તેને સંપૂર્ણ સંતોષ થતો.

'આબરૂ' એ રૂડો અર્થ–દર્શક શબ્દ છે. આબરૂદાર મનુષ્ય માનને પાત્ર છે; કારણકે, 'આબરૂ' શબ્દનો મૂળ અર્થ જોતા જોઇએ, તો ચહેરાનું પાણી એમ થાયછે; જેમ મોતીનું પાણી; પાણીદાર ઘોડો એટલે પાણીઆળો, તેજદાર, જલદ ઘોડો; તેમ જ આબરૂદાર માણસ, એટલે જે માણસના ચહેરા ઉપર, મ્હો ઉપર માણસાઇનું પાણી–નૂર રહેલું છે, તે. પણ જે માણસો બહારના ડોળ દમામમાં પોતાની આબરૂ એટલે પાણી અથવા નૂર બતાવેછે, તેઓ ખરા આબરૂદાર ન સમજવા. એક ગર્ભશ્રીમંત માણસ હોય, પણ તે દુષ્ટ હોય, તો તે શા કામનો ? તેના

કરતાં એક માણુસ ભલે ગરીબ હોય, પણ તે જો સારો–ભલો હોય, તો તે સો દરજ્જે આબરૂદાર જાણવો. દેખાવમાં પસંદ પડે એવો એક 'શીખા, ટીકા અને પટ્ટીકા'નો શોખી શ્રીમંત શઠ ઘોડા–ગાડીમાં બેસીને ફરતો હોય, તેના કરતાં એક નમ્ર સ્વભાવનો, ગરીબ, અબોલ માણુસ હોય, તે હજાર દરજ્જે સારો સમજવો. જે પુરુષે પોતાની મનોવૃત્તિઓ સ્થિર કરી છે; જેણે પોતાનું મગજ જ્ઞાનામૃતથી છલ્લાછલ ભર્યું છે; જે પોતાની જીંદગીને સાર્વજનિક, ઉપયોગિ કામોથી રોકીને રસમય કરેછે; તે જનમંડળમાં ગમે તે સ્થિતિમાં કે ગમે તે ઠેકાણે પડયો હોય, તોપણ દુનિયાના સામાન્ય આબરૂ ઈજ્જતવાળા માણુસ કરતાં તે ઘણો જ ઉપયોગિ અને જરૂરનો માણુસ છે, એમ નક્કી જાણવું. અમારા મનથી જીંદગીનો મોટો ઉદ્દેશ એટલો જ છે કે, મનુષ્યને શોભા આપે એવી વર્તણુક સ્થિર સ્થાપિત કરી દેવી; અને દેહ તથા આત્માને ઉત્તમ પ્રકારની કેળવણી આપવી,–એટલે મનોવૃત્તિઓ, વિવેક–બુદ્ધિ, અંતઃકરણ અને આત્મા ખૂબ ખીલીને પૂર બહારમાં આવે, તેમ કરવું જોઈએ. ત્યારે જ જીંદગી સફળ થઇ સમજવી અને મનુષ્યાવતારનું ત્યારે જ સાર્થક થયું જાણવું. બીજી બધી ચીજો એ મહાન ઉદ્દેશના અંગભૂત ઉપચાર અથવા સહાયક સાધન જાણવાં; તેથી હવે સિદ્ધ થાયછે કે, માણુસને જે હાલતમાં રહેવાથી ઘણી મોજ મઝા માણવાની મળેછે, તે પાર પડયો, એમ ન જાણુશો; જે કામથી તેને ઘણી લક્ષ્મીની પ્રાપ્તિ થાયછે, તેથી તેનો જન્મારો સફળ થયો, એમ ન જાણવું; જે સ્થિતિથી તેને ઘણી જ સત્તા અથવા મોટો દરજ્જો મળેછે, તેથી તે તરી પાર ઉતર્યો, એમ ન ધારવું; વળી એત્તેપ્રાકથી તે આબરૂની ખુશબોમાં ગરક થઇ જાય અથવા 'કીર્તિની કલગી'થી તે સુશોભિત થઇ શકે, એટલે તે કૃતકૃત્ય થયો, એમ ન જાણવું; પણ જીંદગીની જે હાલતવડે ભરપૂર મર્દાઇ અને માણુસાઇ ખીલી નીકળે, અને ઘણામાં ઘણું લોકોપયોગિ કામ થઇ શકે તથા માણુસ–જાત પ્રત્યેની ફરજો બજાવી શકાય, તે હાલત અને તે જીંદગીને આફરીન છે; એ જ જીંદગીનો હેતુ–ઉદ્દેશ અને સાર્થક સમજવાં. ખરી વાત છે કે, દ્રવ્ય, દ્રવ્યની રીતે એક દમદાર, કૌવતદાર ચીજ છે; પણ બુદ્ધિ એ પણ એક શક્તિ છે; જાહેર–હિમ્મત પણ એક શક્તિ છે; અને નીતિ તથા સદ્‌ગુણ પણ સમર્થ વસ્તુઓ છે; અને એ સર્વે દ્રવ્યના ભંડાર કરતાં મોટી અને ઉમદા શક્તિઓ છે. લૉર્ડ કૅાલિંગ્વુડે તેના એક મિત્રને લખ્યું કે, બીજા સૌ પેન્શન–પગાર મળવાને અરજહેવાલ અને ખુશામત ભલે કરે. હું વગર પૈસે પૈસાદાર છું; જે બાબતો ખરેખરી ગરીબ અને નમાલી છે, તે ઉપર લક્ષ ન રાખતાં, સદા સર્વદા ઉચ્ચ વિચારોમાં પ્રવાસ કરવો, એ જ દ્રવ્યવાન અને લક્ષ્મીવાન માણુસ જાણવો. મારા દેશની જે સેવા મેં બજાવી છે, તે સદા નિષ્કલંક રાખવાની મારી મરજી છે; મેં સ્વાર્થ–બુદ્ધિથી એ સેવા બજાવી છે, એમ મારે કહેવડાવવું નથી; અને આગળની માફક હું અને મારો બૂઢો બાગવાન સ્કૅાટ મારી કોબીજની વાડીમાં જઈને પાછા મહેનત કરીશું. એક બીજે પ્રસંગે તેણે કહ્યું કે, એપ્રમાણેની રહેણી રાખવાને મારે એવાં મજબૂત કારણો છે કે, મને સો પેન્શન સાથે કાં નથી મળતાં, પણ હું મારી વર્તણુક બદલવું ચહાતો નથી.

એ વાત તો ખરી કે કુબેર ભંડારીની જેમના ઉપર કૃપા થઇ જાય, તેમને મોટા લોકમાં જવું આવવું, હરવું ફરવું બની શકેછે. પણ તેવા અમીરાત ખાનદાનીનાં માણસોમાં દાખલ થયા પછી, જો તે માણસમાં મન-શક્તિ ઉંચી પ્રતિની હશે, તેની રીતભાત અને લેઆકત સારી હશે, તેનું અંતઃકરણ નૈતિક ગુણોથી ભરેલું હશે, તો જ તેનાં વખાણ થશે. એવા ગુણ તેનામાં નહિ હોય, તો તેઓ ધનાઢ્યમાં ગણાય, એટલું જ; બીજું કંઈ નહિ આજ પણ જનમંડળના ઉપરના વર્ગમાં, ક્રીસસ જેવા ગર્ભશ્રીમંત ગૃહસ્થો છે; તેમના તર્ફ કોઈ નજર સરખી કરતું નથી; તેમને માન આપવાનું પણ કોઈને મન થતું નથી. તેનું કારણ તપાસશો, તો માત્ર એટલું જ કે, જેમ ધાન્યની કોઠીઓ હોયછે, તેમ એ માણસો ધનની કોથળીઓ છે. તેમનું બધું જોર એ થેલીમાં સમાએલું છે. પણ આખા મનુષ્ય-સમુદાયમાં જે માણસો સૌની નજર ખેંચેછે; જેઓ જન-સમૂહના નાયક છે; જેમના વિચારને પ્રજા સર્વ પ્રકારે માન્ય કરેછે; જેઓ ખરેખરા ઉપયોગિ અને તરી પાર ઉતરેલા નર છે; તે બહુધા શ્રીમંત પુરુષો છે, એમ ધારશો નહિ. જેઓ મણિ જેવી ઉજ્જવળ વર્તણુકને ટેકથી રાખી રહેલાછે; જેમણે પોતાના અનુભવને કેળવીને તેનો સારોદ્ધાર કર્યો છે; જેઓ સદ્‌ગુણ અને નીતિની ઉન્નતિમાં સદા રસસબ થઇ રહેલા છે, તેવા નર જ પોતાની જીંદગીનું સાર્થક કરેછે, અને જનમંડળનું કલ્યાણ કરેછે; તેમને જ ઉપર વર્ણવેલાં માન મળેછે. ટૉમસ રાઇટ જેવા બિચારા ગરીબ માણસને આ સંસાર-સુખના વૈભવનો લ્હાવો થોડો જ મળેછે; તેમને સંસાર-સુખનાં સાધન મળતાં નથી; પણ તેઓ પોતાના પ્રાકૃતિક ગુણોને કેળવીને તેમાં આનંદ માનેછે; જે સુંદર સંધીઓ તેમના હાથમાં આવે, તેને તેઓ વહી જવા દેતા નથી; અથવા તેને તેઓ ખરાબ કામમાં ન વાપરતાં, તેનો સારો ઉપયોગ કરેછે, અને તેમાં જ તેઓ નિમગ્ન રહેછે; પોતાની શક્તિ અને સાધનોનો ઉત્તમ ઉપયોગ કરવામાં પોતાની જીંદગી ગુજારવાથી, તે સદા સુખ શાંતિ ભોગવેછે; અને એવો નર, ગમે તેવો ગરીબ, નિર્ધન કે મુફલસ હોય, તોપણ તેને કેવળ સાંસારિક સુખવાળા માણસ ઉપર લેશ માત્ર પણ અદેખાઇ આવતી નથી. એવા સુખીઆ જાગીરદારો તથા લક્ષ્મી-ઉપાસકોને તે ધનના કોથળા અને કોઠી જેવા ગણીને તેમના ઉપર તિરસ્કારની નજરથી જોઈ શકેછે.



# પ્રકરણ ૧૧ મું.

## જાત-કેળવણી વિષે અથવા પોતે પોતાના પંડને સુધારવા વિષે
## તથા
## એ કાર્યની સિદ્ધિમાં કેવાં કેવાં સુખ દુ:ખ આવી પડેછે, તે વિષે.

---

દરેક માણુસને બે જાતની કેળવણી મળેછે; એક તો, બીજા માણુસો તેને ભણાવી ગણાવીને કેળવેછે, તે; અને બીજી વધારે અગત્યની, તે માણુસ પોતે જ પોતાની જાતને સુધારેછે અને કેળવણી આપેછે, તે.–ગિબન.

દુ:ખથી દબાઇ જાય, એવો કોઇ છે? વિપત્તિથી વાંકો વળી જાય, એવો કોઇ છે? તો, તેવાથી શું થશે? પણ એવો કોઇ નર છે કે, બસ, ફતેહ કર્યા વગર રહેવું જ નહિ, એમ બોલેછે? એ પુરુષ જે ધારશે, તે કરશે. તેમાં તે પાછો પડનાર નથી.– જૉન હુંટર.

**મનહર.**

મહા મુસીબતો, ભાસે જાણે પહાડ જેવી,
શાણુાના ઉદ્યોગી શ્રમે, નાશ થઇ જાયછે;
કષ્ટમાં કમ્મર કસી, હિમ્મતે આગળ ધસો,
તેવાને વિજય દેવી, વરવા તૈયાર છે;
આળસુ અજ્ઞાની નર, ભયમાં ભડકી જઇ,
કંપવાથી કાંપી ઉઠી, પાછાં ડગ ભરેછે;
ઠામ ઠામ બીક પામી, શકયને અશકય માની,
નર નામ ભ્રષ્ટ કરી, વાનરમાં ભળેછે.—રો.

---

સર વૉલ્ટર સ્કૉટ કહેછે કે, દરેક માણુસને જે કેળવણી મળેછે, તેમાં તે પોતે જ પોતાને જે કેળવણી આપેછે, તે ઉત્તમ સમજવી. સર બેન્જામિન બ્રોડી હાલ મરણુ પામ્યો છે. તે સ્કૉટનાં આ વચન સંભારી સંભારીને બહુ રાજી થતો. વળી તે કહેતો કે, મેં મારા ધંધામાં જે કુશળતા મેળવી છે, તે કેવળ મારી જાત–મહેનતથી જ; અને તેથી મારૂં અંત:કરણુ પ્રફુલ્લિત થાયછે. પણ ભાષા–જ્ઞાનમાં, શાસ્ત્રીય વિષયોમાં અથવા હુનરકળામાં જે પુરુષોએ પ્રસિદ્ધિ મેળવી છે, તે સર્વે માણુસોને એમ જ વીત્યું હશે, એમ અમે ધારીએ છીએ. નિશાળોમાં અને પાઠશાળાઓમાં જે કેળવણી આપવામાં આવેછે, તે તો માત્ર કેળવણીની શરૂઆત જ સમજવી. શાળાની કેળવણીથી આપણું મન કેળવાયછે; અને એકાગ્ર ચિત્તે સતત ધ્યાન દઇ અભ્યાસ કરવાની આપણુને ટેવ પડેછે; એ બે વાતનો એ કેળવણીથી આપણુને લાભ થાયછે. આપણુા ઉદ્યોગી અને આગ્રહી પ્રયત્નથી આપણે જે મેળવીએ છીએ, તે આપણુા મગજમાં, બીજા માણુસે આપણુને જે જ્ઞાન આપ્યું હોય, તેના કરતાં

હમેશાં વધારે ચુસ્તપણે રહેછે. જે જ્ઞાન આપણે મહેનત કરીને મેળવીએ, તે જાણે આપણી મિલ્કત હોયની, તેમ આપણું જ થઇ જાયછે; બીજા માણસથી આપણને જે લાભ થાય, તેના કરતાં સ્વશ્રમથી જ્ઞાન સંપાદન કર્યું હોય, તે આપણા મગજ ઉપર વિશેષ સત્ય ભાવે દઢતાથી ચોંટી રહેછે; અને એવી રીતે જે જે બાબતો આપણા જોવામાં આવે, તે આપણા મનમાં ઉંડી અસરથી નોંધાઇ રહેછે. હવે કોઇ બીજો માણસ આપણને મોઢેથી એ જ બાબતો જણાવે, તો તેની એટલી ઉંડી અસર કદી પણ થવા પામે જ નહિ. આવી રીતે આપણે પંડે જ આપણી જાતને કેળવવાની મહેનેત કરવાથી આપણામાં નવી સત્તા સ્ફુરેછે; અને આપણું કૌવત કેળવાયછે. એક હિસાબનો દાખલો કે એક ભૂમિતિનો સિદ્ધાંત કે હરકોઈ એક મુસ્કેલ વાત આપણી જાતે જ કોશિસ કરીને કરવાથી, બીજો હિસાબ, સિદ્ધાંત કે કોયડો છોડવામાં આપણને આપણો પ્રથમ શ્રમ સહાયભૂત થઇ પડેછે. એ પ્રમાણે જ્ઞાન મેળવવાથી આપણામાં જ્ઞાનની એક નવી શક્તિ જન્મ પામેછે. મુદ્દે વાત જુઓ તો માત્ર એટલી જ કે, આપણે પંડે જ ચપળતાથી મહેનત કરવી જોઇએ. પણ જો એ ગુણ ન હોય, તો થઇ રહ્યું. આપણો રસ્તો સરળ કરવાને કદાપિ કોઈ મદદ કરે, તો તેથી શું વળે ? ગ્રંથોનો ગંજ મેજ ઉપર ગોઠવીએ, તેથી શું ફળ ? શિક્ષકો શીખવે, તો એ શું થયું ? આખા પાઠના પાઠ પોપટની પેઠે મોઢે ગોખી ગયા, તેથી શું ઉઘડયું ? **'એક દાવ વિના સોળે સોગઠી કાચી.'** એક ઉપર જણાવેલો ગુણ ન હોય તો, બીજું બધું અલેખે પડેછે.

પોતે આપ-બળથી જ શીખવું, એ બહુ જ અગત્યની વાત છે. વિદ્યાર્થીઓએ પોતાના મનની શક્તિઓને જોશબંધ વાપરી વાપરીને જ્ઞાન મેળવવું જોઇએ; અને તેમ કરવાને તેમનો ઉત્સાહ વધે, તેમ કરવું, એ બહુ જરૂરની વાત છે. ઉત્તમ શિક્ષાગુરુઓ પણ એ વાતની તરત જ હા ભણેછે. એવા ગુરુઓ પોતાના નિશાળીઆઓને મોઢેથી કહી કહીને જ્ઞાન આપવાને બદલે, તેઓ તેમને તજવીજથી કેળવેછે; અને 'કહેવા' કરતાં 'કેળવવા' ઉપર જ તેમને વધારે શ્રદ્ધા રહેછે. પોતે જે ઉદ્યમમાં મસ્ગૂલ થઈ ગયા હોયછે, તે રૂડા ઉદ્યમમાં તેઓ પોતાના વિદ્યાર્થીઓને એવી રીતે ગૂંથી દેછે, કે તેમાં તેમને સારી પેઠે ભાગ લેવો પડે. એનું પરિણામ એ થાયછે કે, છૂટક છૂટક ટુંક ભંડોળીઉં જ્ઞાન મેળવવાની પદ્ધતિનો લય થઇ જાયછે; અને તેને ઠેકાણે શિક્ષણ એક ગંભીર ઉમદા વિષય થઇ પડેછે. ડૉકટર આર્નલ્ડ જેવો મહા પુરુષ એવા જ ઉદ્દેશથી ગુરુપદવીએ બિરાજીને શીખવતો. તે પોતાના વિદ્યાર્થીઓને વારંવાર એવો જ ઉપદેશ કરતો કે, તમારે તમારી જાત ઉપર જ ભરોસો રાખીને ચાલવું; તમારે પોતાના જુસ્સાદાર પ્રયત્નવડે જ તમારી અંતર્શક્તિઓને પ્રફુલ્લિત કરવી; હું માત્ર તમને રસ્તો બતાવતો જઇશ; સૂચનાઓ આપતો જઇશ; તમારામાં ઉત્સાહ પ્રકટે, તેવી યોજનાઓ કરતો જઇશ; અને હરેક પ્રકારે તમને ઉત્તેજન આપતો જઇશ. તેણે એક વાર એમ કહ્યું કે,

'ઑકસફર્ડ' જેવી પાઠશાળાથી જ્ઞાન મેળવવાના જે લાભ મળેછે, તે મેળવવાની કોઇ એક વિદ્યાર્થીમાં જરા પણ તૃષ્ણા ન હોય, તેને ઑકસફર્ડમાં મોકલવાથી શો ફાયદો? ત્યાં તેને ખાનપાનના એશઆરામમાં નાખવો? તે કરતાં તો એવા છોકરાને વાન ડી મન્સલૅંડ જેવા બેટમાં હડસેલી મૂકવો, એ વધારે સારૂં છે, એમ હું ધારૂંછું; કારણકે, એવે ઠેકાણે જવાથી તેને તેના રોટલાને માટે મહેનત કરવાની જરૂર પડશે; અને ગમે તેવું ઠેકાણું હોય, પણ મહેનત કરવી પડે, એ જ ઠેકાણું સારૂં સમજવું. એક બીજે પ્રસંગે તે વળી બોલ્યો કે, કેટલાંએક માણસોમાં જન્મથી જ કેટલીએક જાતની શક્તિઓ કમી દરજ્જે હોયછે; તથાપિ, એવાં માણસો જો ખરા દિલથી, સાચે ભાવે, ઉલટભેર મહેનત કરીને તેને કેળવે, તો ઇશ્વર એવાં બિચારાં ઉપર પ્રસન્ન થાયછે; અને તેમના શ્રમનું તેમને મિષ્ટ ફળ ઈશ્વરની કૃપાથી મળેછે, એ દેખાવ આ સૃષ્ટિ ઉપર ખરેખરો સ્તુત્ય અને આલ્હાદક છે. એવી ઉપર જણાવેલી પ્રતિનો એક વિદ્યાર્થી હતો, તેને વિષે તેણે એમ કહ્યું કે, એ એવો નીવડશે કે, હું એની આગળ તેને માન આપવાને મારે માથેથી મારી ટોપી ઉતારીને તેના આગળ ઉભો રહીશ. લેઇલ્હામ ગામમાં તે એક વેળા એક છોકરાને શીખવતો હતો. છોકરો જરા મંદ બુદ્ધિનો હતો. આર્નલ્ડે તેને કાંઇક તીખા બોલથો ઠપકો દીધો. તે ઉપરથી પેલા છોકરાએ નીચેથી ઉંચું તેના સામું જોઇને કહ્યું કે, સાહેબ, તમે શું કરવા મારા ઉપર ગુસ્સો કરોછો? ખરૂં માનજો કે મારાથી જેટલું બનેછે, તેપ્રમાણે હું મહેનત કરીને મારો પાઠ કરી લાવુંછું. એ વાતને તો પછી વરસનાં વરસ વીતી ગયાં; અને એ વાત આર્નલ્ડ પોતાનાં છોકરાં આગળ કરતો, ત્યારે તે કહેતો કે, મને એ છોકરાના જવાબથી તે વખત જે લાગ્યું, તેટલું મારી બધી ઉમરમાં કદી પણ મને લાગ્યું નથી. એનો તે વેળાનો ચહેરો અને એનું બોલવું હું કયારે પણ ભૂલતો નથી.

ગરીબ કુળમાં જન્મેલા માણસો ભાષા–જ્ઞાનમાં અને અનેક શાસ્ત્રીય બાબતોમાં મોટી પદવીઓએ ચઢેલા, તેના સંખ્યાબંધ દાખલા અમે આગળ ગણાવી ગયા છીએ. તે ઉપરથી સાફ માલમ પડશે કે, અંગ–મહેનતથી મજૂરી કરનાર માણસોને ઉત્કૃષ્ટ પંક્તિની બુદ્ધિની કેળવણી લેવી અશકય નથી. હદમાં રહીને અંગ–મહેનત કરવાથી શરીર તનદુરસ્ત રહેછે; અને માણસના બાંધાને એટલું કામ કરવું, તો અનુકૂળ પડતું હોયછે. જેમ અભ્યાસથી મન કેળવાયછે, તેમ મહેનત મજુરી કરવાથી અંગ કેળવાયછે; અને જે પ્રજામાં પ્રત્યેક મનુષ્યને તેના અવકાશના વખતમાં પોતાનું કાંઇક કામ કરવાનું હોયછે; તેમ જ પ્રત્યેક મનુષ્યને પોતાનું કામ કર્યા બાદ અવકાશ મળેછે; પ્રજાની એ સ્થિતિ ઉત્તમ પ્રકારની જાણવી. જે માણસો બધો દહાડો નવરા રહેછે, તેમને પણ કામ કરવાની જરૂર પડેછે; કેમકે કેવળ નકામા આળસુ બેશી રહેવાથી તેમને જે થાક અને કંટાળો લાગેછે, તે તેમને ઉતારવો પડેછે; પણ ઘણીખરી બાબતમાં તો એમ હોયછે કે, માણસ–જાતમાં જે કંઇ પણ કામ કરવાની પ્રેરણા રહેલી હોયછે, તેને તૃપ્ત

કરવી પડેછે; કારણકે તે ખાળી ખળાતી નથી. તે સબબથી જ એવા ધનવાન પણ નવરા લોકો પોતાનાં તન મનને કંઈ પણ કામમાં રોકવાના હેતુથી લોંકડીનો શિકાર કરવાને ઈંગ્લંડના પરગણામાં ફરવા નીકળી પડેછે; બીજા કેટલાએક સ્કૉટલંડના ડુંગરો ઉપર પંખીઓનો શિકાર કરવા ચઢેછે; અને ઘણાએક ઉનાળામાં પ્રવાસ કરવા બહાર યુરોપખંડમાં નીકળી જાયછે; અને સ્વિટઝર્લંડના પર્વતો ઉપર ચઢેછે; અને એપ્રમાણે દરેક ઉનાળાની મોસમે કરેછે. તેથી જ આપણી સરકારી શાળાઓમાં જૂદી જૂદી રમતો દાખલ કરી છે. પાણીમાં હોડીની શરતો કરવામાં આવેછે; જમીન ઉપર દોડવાની, દડા દાવ રમવાની અને બીજી અનેક કસરતો થાયછે; તેથી આપણા જુવાન છોકરાઓ મનની કેળવણી સાથે તનની પણ એકી વખતે જ લેછે; અને તેથી બંને વાતે નીરોગ રહેછે. એટનની શાળાની જોડે કસરત કરવાના અને રમતો રમવાના સ્થળમાં એક વેળા છોકરાઓએ ધમચકડ મચાવી મૂકી હતી. તે ડયુક આફ વેલિંગ્ટને નિહાળીને જોયું. પોતાની બાલ્યાવસ્થાના દિવસો એ અમીરે એ જ શાળામાં અને રમવાની જગાએ ગાળ્યા હતા, તે તેને સાંભરી આવ્યા; પછી તેણે કહ્યું કે, વૉટર્લૂના યુદ્ધમાં આપણે જય મેળવ્યો, તે આ સ્થળના પ્રતાપ.

ડાનિયલ મૉલ્થસનો છોકરો પાઠશાળામાં ભણતો હતો; તેવામાં તેણે તેને જ્ઞાન–સાગરમાં ઘૂમવાને ખૂબ ખંત રાખવાની શિખામણ દીધી; તેની સાથે વળી મર્દાની રમતો, ખેલ અને કસરત કરવાને પણ તેણે તેને લખ્યું; કેમકે એપ્રમાણે ચાલે તો જ તે માણસનું મન પૂર જોશથી કામ ઉપર મંડયું રહેછે; અને ત્યારે જ બુદ્ધિના વિષયથી જે આનંદ થાયછે, તેનો ઉપભોગ લઇ શકાયછે. તે લખેછે કે, હરેક પ્રકારના જ્ઞાનથી તમારા મનને ગમત થશે; કુદરત અને કળાના ચમત્કારો તમારા જાણવામાં જેમ વધારે આવતા જશે, તેમ તેમ તમને આનંદ થતો જશે અને તમારૂં મન મજબૂત અને કૌવતદાર થતું જશે; તેની સાથે ગિલ્લી દંડે રમવાથી તમારા હાથ પગમાં જોર આવતું જશે અને તેઓ મજબૂત બાંધાના થશે. તમે અંગ–કસરતમાં જ્યારે ચઢીઆતા નીકળશો ત્યારે જ હું ખુશી થઇશ; કારણકે જ્યારે માણસમાં બરાબર આરોગ્ય હોયછે ત્યારે વિદ્યા વિષયના વિનોદનો અને મનમાં આનંદનો ખરેખરો અને પૂરેપૂરો લ્હાવો લેવાયછે. પણ સદા પ્રવૃત્તિમાં અને કામમાં જ રોકાવાથી વધારે લાભ છે, તે આપણા મહાત્મા સંત જેરેમી ટેઇલરે બતાવી આપ્યું છે. તે કહેછે કે, હે માનવી, આળસનો તું ત્યાગ કર; તું તારા વખતની ક્ષણેક્ષણ ઉપયોગિ અને સખ્ત કામમાં વાપર; કારણકે જ્યારે મન નવરૂં પડેછે, અને શરીર સુખચેન ભોગવેછે, તે જ ક્ષણે અવકાશના વખતમાં વિષય–વાસના સહેલથી પ્રવેશ કરેછે; કારણકે, જે માણસ તનદુરસ્ત છે, પણ આળસુ થઇને ચેનમાં પડયો રહેછે, તેના આગળ જો કંઇ લાલચ આવીને ખડી થાય, તો તેનાથી કદી પણ પવિત્ર રહેવાશે નહિ. એ બદફેલીના શેતાનને નાબુદ કરવાને બધાં કામકાજમાં અંગ–મહેનત જેવું ઉપયોગિ અને લાભકારક સાધન બીજું એક પણ નથી.

શરીરે જો માણસ સુખી હોય, તો તે દુનિયામાં એવો તો ઝપાટાબંધ આગળ વધતો જાયછે કે, લોકોના કળ્યામાં પણ ન આવે. હૉડસન્સ હૉર્સ એ નામની ઘોડેસ્વારોની પલટણ હતી; (તેના ઉપરી હૉડસનના નામ ઉપરથી જ તે હૉડસન્સ હૉર્સ કહેવાયછે;) તે હૉડસને વિલાયતમાં તેના એક મિત્રને કાગળ લખ્યો; તેમાં તેણે લખ્યું કે, જો હિંદુસ્તાનમાં હું સારી રીતે ફતેહમંદીથી નભ્યો તો તે મારા જઠરાગ્નિના જોરને લીધે છે, એમ મારૂં શરીર જોતાં મને લાગેછે. હરકોઇ ધંધામાં મંડયાને મંડયા જ રહેવાની તાકત ઘણે દરજ્જે હોજરીના હજમ કરવા ઉપર ખસૂસ કરીને આધાર રાખેછે; અને તેથી કરીને જે માણસોને મગજની મહેનત કરવાની હોયછે, તેમણે તો અવશ્ય કરીને શરીરને નીરોગ રાખવા ઉપર ધ્યાન રાખવું જોઇએ. આપણા જુવાન વિદ્યાર્થીઓને આપણે ઘણી વાર અસંતોષી અને અસુખી, સુસ્ત અને તરંગી દેખીએ છીએ; તેનું કારણ ઘણુંકરીને એટલું જ કે, તેઓ અંગ-કસરત કરવામાં લક્ષ દેતા નથી; તેથી સંસાર-વ્યવહારનાં કામકાજ ઉપર તેમને ધિક્કાર આવેછે અને મનુષ્ય-જાત જે રાહ ઉપર ચાલેછે, તે ઉપર ચાલવાને તેમને કંટાળો આવેછે. ઈંગ્લંડના કવિ બાઇરનનું એવું વલણ હોવાથી ઈંગ્લંડમાં 'બાઇરૉનિઝમ' કહેવાયછે; અને જર્મનિમાં વર્ટરના શોકાતુર વિલાપથી તે 'વર્ટરિઝમ' કહેવાયછે. અમેરિકામાં એ બીજના રોપા ડૉકટર કાર્નિગે જોયા; તે ઉપરથી તે બોલ્યો કે, આપણા ઘણાએક જુવાનીઆ નિરાશાની શાળામાં ઉછરેછે. જુવાનીમાં આવું ઘડપણ આવી જાય, અને ઉગતા છોડને સડો લાગે, તેનો ઇલાજ માત્ર એટલો જ છે કે, આપણા ઉછરતા નરોએ શરીરને ખૂબ કસવું જોઇએ; કાંઇ પણ કામમાં, ધંધામાં, અંગની મહેનતમાં મંડ્યા જ રહેવું જોઇએ.

સર આઇઝાક ન્યૂટન પોતાની બાલ્યાવસ્થામાં કોઇના કહ્યા વગર, પોતાની મેળે જ યાંત્રિક કામ કરવાને પહેલેથી જ મજુરી કરવા લાગ્યો, એ જાણવા જેવું દૃષ્ટાંત છે. એ ભણતો હતો, તે વખત એ મંદબુદ્ધિના વિદ્યાર્થીમાં ગણાતો હતો; પણ તે કરવત, હથોડો અને વાંસલો વાપરવામાં ખૂબ ખંતથી મહેનત કરતો હતો; નિશાળમાં તેના રહેવાના ઓરડામાં તે હથોડો પછાડતો જ હોય અને ઠોકઠાક કર્યા જ કરતો હોય; તે પવનચક્કીના, ગાડીઓના, અને બીજા અનેક જાતના સંચાઓના નમુના કરવાની મજુરીમાં મંડેલો જ હોય; તે જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ પોતાના દોસ્તદારોને વાસ્તે હરખભેર નાની નાની મેજો અને કબાટ કરવામાં મોજ માણતો. સ્મીટન, વૉટ અને સ્ટીવન્સન પણ જયારે કેવળ છોકરા હતા, તે વખતથી જ ન્યૂટનની પેઠે તેઓ ઓજાર વાપરવામાં હોશિયાર થઇ ગયા હતા; તેમણે તેમની નાની ઉમરમાં આવી રીતે પોતાની જાતને જે કેળવણી આપી, તે ન આપી હોત તો, તેમણે તેમની પાકી ઉમરમાં જે મોટાં કામ કર્યાં, તે કરી શકત કે નહિ, એ શક પડતું છે. જે મહાન શોધક નરો અને યાંત્રિક કળાધરોની હકીકત અમે પાછળનાં પાનાંમાં વર્ણવી છે, તેમની બાળ-કેળવણી પણ ઉપર જણાવ્યા મુજબની હતી. બાળક-ઉમરથી જ તેમન

હાથ નિરંતર વપરાઇ વપરાઇને મોટાં યુક્તિવાળાં અને બુદ્ધિનાં કામો કરવાને તેઓ કેળવાયા. કેવળ હાથ-મજુરી કરીને પેટ ભરનાર લોકના વર્ણમાંથી જે માણસો બહાર દીપી નીકળીને જ્ઞાનક્ષેત્રના નિર્મળ સ્થાનમાં રમણ કરતા, તેમને નાનપણમાં જે કૌવત આપનારી કેળવણી મળી હતી, તે અમને અમારા આ નવીન ઉદ્યમમાં બહુ લાભકારક થઇ પડી, એમ તેઓ કહેતા. એલાઇહુ બરિટ કહેછે કે, અભ્યાસ કરવામાં લાભ મેળવવો હોય, તો સખ્ત મજુરી કરવી જ જોઈએ, એમ મને તો જરૂરની વાત લાગેછે. પોતાના શરીરની અને મનની સુખાકારીને માટે તેણે કેટલીએ વાર નિશાળ ભણાવવાનું કામ અને પોતાનો અભ્યાસ છોડી દીધાં; અને ચામડાનો પટો કમરે બાંધીને તે પાછો લૂહારની દુકાનમાં જઇને એરણ ઉપર હથોડાનો માર ચલાવવા લાગ્યો.

જુવાન માણસોને નાનપણથી ઓજાર વાપરતાં શીખવવાથી તેમને જાણવા જેવી ચીજોની માહેતગારી મળેછે; એટલું જ નહિ, પણ તેમના હાથ-પગ એ કસરતથી છુટા થાયછે; કેવાં કામ કરવાથી શરીરની સુખાકારી વધેછે, તે તેમના જાણવામાં આવેછે; નજરે દેખીએ એવી સ્થૂળ વસ્તુઓ ઉપર તેમને પોતાની શક્તિ વાપરવાની ટેવ પડેછે; યંત્રશાસ્ત્રનું કેટલુંએક વ્યવહારોપયોગિ જ્ઞાન તેમને મળેછે; બીજાને ઉપયોગિ થઇ પડવાની તેમનામાં શક્તિ આવેછે; અને ખંત રાખીને અંગ-મહેનત કરવાની તેમને ટેવ પડેછે. સુખચેન અને એશઆરામ ભોગવનારી જે કોમ છે, તેના કરતાં જે મજુર વર્ગના લોકો છે; જેમને ખરેખરી મજુરી કરવી પડેછે; તેમને અંગ-કસરતથી મોટો લાભ મળેછે. તેમને નાની વયથી જ કોઇ પણ જાતની અંગ-મજુરી કે યાંત્રિક કામ પાછળ પરિપૂર્ણ શ્રમ લઇને બાટકી પડવું પડેછે; અને તેથી તેમનામાં શરીરની ઘણી ચાલાકી આવેછે; અને તેમના અવયવો સારીપેઠે કસાયછે. મહેનતુ લોકોને ધંધાને અંગે એક મોટો ગેરફાયદો વળગેલો છે. તેઓ અંગની મહેનત કરેછે, એ કોઇ રીતે નુકસાનકારક છે, એમ ન સમજવું; પણ તેઓ મજુરી કરવા પાછળ એટલા બધા મંડ્યા રહેછે કે, તેમની નીતિ અને બુદ્ધિની શક્તિઓને કેળવવાની વાત તેઓ તદન વિસારી મૂકેછે, એ ખોટું કરેછે. શ્રીમંત વર્ગના નવરા જુવાનીઆને નાનપણથી જ એવું ભણાવવામાં આવેછે કે, મહેનત અને ગુલામગીરી એ બંને ભેળી હોયછે; જેઓ મજુરી કરેછે, તેમને પગે દાસત્વની બેડી હોયછે; તેથી તેઓ મહેનતથી આઘા ને આઘા જ રહેછે; અને તેથી તેઓ વ્યવહારોપયોગિ બાબતમાં કેવળ અજ્ઞાન રહી જાયછે. હવે પેલા ગરીબ વસવાયા લોક તેમની મજુરીના ધંધામાં જ ગોંધાઇ રહેછે; તેથી તેઓ ઘણે ભાગે કેવળ અજ્ઞાન અને અભણ અવસ્થામાં ઉછરેછે. તથાપિ આ બંને બાજુના દોષ દૂર કરવા, એ આપણા જ હાથમાં છે. અંગ-કસરત અથવા અંગ-મહેનતના કામ સાથે બુદ્ધિને પણ કેળવવાનું કામ ચાલુ કરવું જોઇએ. એપ્રમાણે બંને જાતની કેળવણીનું મિશ્રણ થવાથી તે સુખકારી નીવડેછે; અને તે બીજા દેશોમાં આસ્તે આસ્તે દાખલ થતી જાયછે, એમ ઘણાં ચિન્હો ઉપરથી જણાયછે.

જે પુરુષોએ અમુક વિષયમાં કેળવણી લઇને પછી તે જ ધંધો કરવા માંડયો છે, તેમાં પાર પડવાને માટે તેમના શરીરના આરોગ્ય ઉપર કંઇ થોડો આધાર રહેછે, એમ ધારશો નહિ; અને લંડન ટાઇમ્સ જેવા મુલક-મશહૂર વર્તમાનપત્રમાં એક જાહેર લખનાર એટલે સુધી લખી ગયો છે કે, આપણા મહાન પુરુષોની મહતા જેટલી બુદ્ધિ-બળ ઉપર ટકી રહી છે, તેટલી જ શારીરિક બળ ઉપર પણ રહી છે. વકીલાતમાં કે રાજય-પ્રકરણમાં જેને નામ મેળવવું હોય, તેને જેમ સારી કેળવાએલી બુદ્ધિ અને જ્ઞાન અવશ્યનાં સાધન છે, તેમ જ તેનો શ્વાસોચ્છ્વાસનો ફેફસાનો સંચો પણ દુરસ્ત હાલતમાં રહેવો જ જોઇએ; (તે વિના તે વકતા તરીકે શોભનાર નથી.) વળી ફેફસાં પ્રફુલ્લિત થઇને ખૂબ ખીલેલાં હોય, તો તેથી ઉપરની પુષ્કળ હવાવડે અંદરનું લોહી તાજું અને તર થતું જાયછે; અને તેથી જ તે માણસમાં સંપૂર્ણ જીવન-શક્તિ રહેછે; અને તેમ હોય, તો જ તેનું મગજ ખરેખરા જોશભેર કૌવતથી કામ કરેછે. અદાલત ખીચોખીચ ભરાઈ ગઇ હોય અને અંદર ધામ થયા કરતો હોય, તેવી વખતે વકીલને ન્યાયશાસ્ત્રના ઉંચા શિખર ઉપર ચઢવાની કીર્તિ મેળવવી પડેછે; અને ઘણા માણસોની ભીડથી પાર્લમેંટ ભરાઈ ગઇ હોય, તેવામાં લાંબી લાંબી તકરારો મનને ચિંતાતુર કરી નાંખે એવી ચાલી રહી હોય; તેથી સર્વેમાં થાક અને ગભરાટ વ્યાપી રહ્યા હોય, તે વેળાએ રાજકીય નાયકને જે સહન કરવું પડતું હશે, તેનો વિચાર કરો. આ બધી વાત તમે મનમાં લેશો, તો તમને જણાશે કે, ઘણી ઘરાકીવાળા વકીલને અને પૂર કામમાં મચેલા પાર્લમેંટના નાયકને એવે પ્રસંગે જેટલી બુદ્ધિ અને જ્ઞાન બતાવવાં પડેછે, તેના કરતાં તેમને અત્યંત શારીરિક સહન-શક્તિ અને ચપળતા વિલક્ષણ બળથી બતાવવાં પડેછે. બ્રૂઅમ, લિંડહર્સ્ટ અને કામ્બેલ તેમ જ પીલ, ગ્રેહામ અને પામર્સ્ટન એ સર્વે વિશાળ છાતીવાળા નરો હતા. માટે જ તેઓ ખામોશ ધીરજ અને સહન-શીલતાની એવી અદ્ભુત સત્તા બતાવી શકયા છે.

સર વૉલ્ટર સ્કૉટ જયારે એડિનબરોની પાઠશાળામાં ભણતો હતો, તે વખતે સૌ તેને 'મૂરખનો સરદાર' કહીને બોલાવતા. તે પગે જરા લંગડાતો હતો; પણ તેની તનદુરસ્તી પહેલા નંબરની હતી; ટવીડ નદીમાંથી તે એવી ચાલાકીથી ભાલો ભોંકીને માછલાં પકડતો, કે એ ધંધામાં ઘરડા થએલા માછીઓ પણ એનાથી ચઢે નહિ; તેમ જ યારો નદીના મેદાનમાં નવા, નહિ કેળવાયલા ઘોડાને એવી ફક્કડ રીતે તે ફેંકતો કે ઉસ્તાદ સ્વારો પણ તે જોઇને ખુશ થઇ જાય. તેની પાછલી ઉમરમાં તે વિદ્યા વિષય પાછળ મંડયો ત્યારે પણ સર વૉલ્ટરે પોતાની જંગલની રમતો ઉપરથી ભાવ ખસેડયો જ નહિ. તે સવારમાં ઉઠીને વેવર્લી નામની ગાથાઓ લખતો; અને સાંજે સસલાંનો શિકાર કરવા તેમની પાછળ લાગતો. વિદ્યા-ગુરુ વિલ્સન તો રજેરજ તાલીમબાજ મલ્લ હતો; તે ભાષણ કરવામાં જેવો ઝળકતો અને કવિતા રચવામાં પ્રકાશતો, તેવો જ હથોડાનો મારો ચલાવવામાં પણ તે કુશળ હતો. બર્ન્સ કવિ જયારે બાળક હતો, ત્યારે કૂદકા મારવામાં, પોતાના માથા ઉપર થઇને પથરા ફેંકવામાં અને કુસ્તી કરવામાં વિશેષ કરીને વિખ્યાત હતો. આપણા કેટલાએક

અતિ મહાન પદવીએ બિરાજતા ધર્મ-જ્ઞાનીઓ તેમની જુવાનીમાં તેમના શારીરિક જુસ્સાને માટે પ્રસિદ્ધ થયા હતા. આઈઝાક બારો જ્યારે ચાર્ટર-હાઉઝ-શાળામાં ભણતો હતો, તેવામાં તે મુક્કામુક્કીની લડાઇઓ કરવામાં નામજાદો થઇ પડયો હતો; તેમાં તે ઘણી વાર નાકે લોહીલોહાણ થઇને ઘેર આવતો. આંડ્રુ ફુલર જ્યારે સોહામમાં એક પટેલને ઘેર નાની ઉમરમાં મજુરી કરવાને રહ્યો હતો, તેવામાં મુક્કી મારવાની કસરતમાં તેની ચતુરાઈથી તે વિશેષ જાણીતો થયો હતો; અને આડમ કલાર્ક, જ્યારે છોકરવાદ ઉમરનો હતો, ત્યારે તે મોટા મોટા પથરા આમ તેમ ગબડાવીને પોતાનું જોર જણાવતો હતો. એપ્રમાણે નાનપણમાંથી જ શરીર કસાવાથી, તે તેની મોટી ઉમરમાં કેટલાએક વિશાળ વિચારો જગત્‌ની રોશની આગળ મૂકી શકયો, એ વાત ઘણે અંશે સત્ય માનવી.

તો હવે, એ ઉપરથી નક્કી થયું કે, પહેલે દરજ્જે આપણા શરીરનું આરોગ્ય નક્કર પાયા ઉપર જાળવી રાખવાની જરૂર છે; તેની સાથે અમારે વિશેષ જણાવવું જોઇએ કે, વિદ્યાર્થીની કેળવણીને માટે માનસિક આગ્રહ અને ખંતની ટેવ પણ કેળવવાની તેટલે જ દરજ્જે જરૂર છે; તે વિના જરા પણ ચાલે તેમ નથી. કહેવત છે કે, '**શ્રમ સર્વ વસ્તુને જીતેછે.**' એ વચનો જ્ઞાનની જીત મેળવવામાં ખાસ રીતે લાગુ પડેછે. જે માણસ વિદ્યા સંપાદન કરવા માટે જોઇતી મહેનત અને અભ્યાસ કરે, તેને વિદ્યા મંદિરમાં પ્રવેશ કરવાને રસ્તો મોકળો છે; અને જે અભ્યાસીએ દૃઢ સંકલ્પ કર્યો હોય, તે ગમે તેવી મોટી મુસીબતને પણ જીતીને તેના ટુકડે ટુકડા કરી નાખેછે. ચાટર્ટનનું એક ખાસ વચન એવું હતું કે, જો માણસો મહેનત કરે, તો તેમને પરમેશ્વરે એવા લાંબા હાથ આપીને આ દુનિયાંમાં મોકલ્યા છે કે, તેઓ ચાહે તે વસ્તુ મેળવી શકે. કામ કાજ કરવું હોય, તો તેમાં, તેમ જ અભ્યાસ કરવામાં મનનો જુસ્સો એ એક મોટી વાત છે. કામ હાથમાં લીધું, તે તપીને ઝળકે, ત્યાંસુધી તેની પાછળ અડ્યા જ રહેવું જોઇએ; લોઢું લાલ ચોળ થાય, એટલે લુહારે તેના ઉપર હથોડાનો માર ચલાવવો; એટલું જ નહિ, પણ એવો સખ્ત માર ચલાવવો કે તેથી લોઢું તપીને ગરમ થઇ જાય. આગ્રહી અને દમદાર પુરુષો સ્વસુધારણાને માટે કેટલું બધું કરી શકેછે, તે જાણવાથી આપણને અચરજ લાગે એમ છે; કારણકે જે પ્રસંગો આવી મળે, તેનો તેઓ લાભ લીધા વગર રહેતા નથી; અને થોડી થોડી પળ કે મિનિટોની વચ્ચે વચ્ચે જે નવરાશ મળેછે, તે આળસુ અને એદી માણસો નકામી ગાળી નાખેછે; તે એવા નર કામમાં લીધા વિના છોડતા નથી. એક ફર્ગ્યુસનનું દૃષ્ટાંત લો. સ્કૉટલંડના ડુંગરામાં બકરાં અને ઘેટાંના વાગમાં રાત્રે ઘેટાંનું ચામડું ઓઢીને પડ્યો પડ્યો, તેણે આકાશના નિરીક્ષણથી ખગોળનું જ્ઞાન મેળવ્યું. બીજું, સ્ટોનનું દૃષ્ટાંત. તે જેવામાં મુસાફરી કરીને બાગવાનનું કામ કરતો જતો, તેવામાં તે ગણિત-શાસ્ત્ર શીખ્યો; તેમ જ કુ જોડાને થીંગડાં મારતો, તેવામાં જે ઘડી અધઘડી નવરાશ મળતી, તેવામાં તેણે ઉત્તમ તત્ત્વ-જ્ઞાનનું અધ્યયન કર્યું; તેમ જ વળી, પત્થરની

ખાણમાં મિલર જેવામાં દહાડીઆ મજુરનું કામ કરતો, તે વખતે તે ભૂસ્તર ભણ્યો.

અમે પછવાડે જણાવી ગયા છીએ કે, **સર જોશુઆ રેનાલ્ડઝને** ઉદ્યોગના માહાત્મ્ય વિષે એટલો તો દૃઢ વિશ્વાસ હતો કે, માણસો જો ખંત રાખીને ધીરજથી મહેનત કર કર કરે, તો તેઓ સર્વે શ્રેષ્ઠતા મેળવ્યા વિના રહે જ નહિ, એમ તે કહેતો. વળી તેનો મત એવો હતો કે, સ્વાભાવિક બુદ્ધિ ખીલવવાને વહીતરૂં કરવાની જરૂર છે; અને લોકો કહેછે કે, વિદ્યા-કળાનો પાર નથી, તે ખરૂં છે; કારણકે કોઇ પણ કારીગરની કારીગરીનો છેડો નથી; તેની મહેનતને છેડે, તેના કસબનો છેડો સમજવો. તે સંસ્કારી બુદ્ધિને માનતો નહિ; અધ્યયન અને શ્રમ એ બે ઉપર જ એને યેકીન હતું. તે કહેતો કે, કોઇ પણ માણસને શ્રમ વિના શ્રેષ્ઠતા મળતી નથી; શ્રમનો જ બદલો શ્રેષ્ઠતા છે. ભલે, તમારામાં ઘણી બુદ્ધિ હશે, તો મહેનત તેને સુધારશે-વધારશે; જો તમારામાં મધ્યમ જાતની શક્તિ હશે, તો મહેનત તેની ખામી માત્ર દૂર કરશે. ખરે રસ્તે મહેનત કરે, તેને મન-વાંછીત ફળ મળ્યા વિના રહેતું નથી, અને તેવી મહેનત વિના કંઇ જ મળતું નથી. અભ્યાસ મહા બળવાન પદાર્થ છે, એમ **સર ફૉવેલ બકસ્ટન** પણ પૂર્ણ શ્રદ્ધાથી માનતો; અને તે નમ્રતાથી કહેતો કે, બીજા માણસો અમુક કામ કરવામાં જેટલો વખત અને મહેનત લે, તેના કરતાં તે કામ કરવામાં જો હું તેમનાથી બેવડો વખત લઊં અને બેવડી મહેનત કરૂં, તો તેમના જેવું જ સારી રીતે કામ કરી શકું. કેવું મર્યાદશીલ, નમ્રતા ભરેલું બોલવું! ભલેને અમુક કામ કરવામાં સાધારણ સાધનો જ હોય, પણ તે કામ પાછળ અસાધારણ ખંત અને ઉદ્યોગ હોય, તો બેડો પાર સમજવો, એમ તેને પૂરો ભરોસો હતો.

ડૉકટર રૉસ કહેછે કે, મારી ઉમરમાં મેં ઘણાં માણસો જોયાં છે; તે આગળ જતાં સંસ્કારી બુદ્ધિવાળા પુરુષોમાં ગણાશે; પણ ખરૂં જોવા જઇએ તો, તેઓ સઘળા ઝાડની પેઠે કામની પાછળ મચ્યા રહે એવા હતા; તેઓ સખ્ત મહેનત કરતા; અને એક કામ ઉપર જ નજર માંડીને બેસતા. અમુક માણસમાં સંસ્કારી બુદ્ધિ છે કે નહિ, તે તેનાં કામ ઉપરથી જણાયછે; મોટી બુદ્ધિ હોય, પણ તેનાં કંઇ ફળ ન જણાય, તો તે બુદ્ધિ છે, એમ શી રીતે માનવું? એ તો આંધળા ભાવથી આંખ મીચીને માને તે જ માને. મૂગો વકતા શા કામનો? ક્રિયા વિનાની બુદ્ધિ શા ખપની? ખરેખરાં કીમતી કામ તો વખત અને મહેનતના પ્રયોગથી જ થાયછે; કંઇ વિચાર કરવાથી કે મનમાં ઇચ્છા કરવાથી કામ થતું નથી. પ્રગાઢ પ્રસ્તાવિક કેળવણી લઇને જે માણસ તૈયાર થયો હોય, તેનાથી જ હરેક મોટું કામ બની શકેછે. મહેનત કરવાથી સૌ સહેલું થાયછે. એવું તો એક પણ કામ નથી, કે જે પ્રથમ અઘરૂં નથી હોતું; આપણે હાલ જે સરળતાથી ચાલીએ છીએ, તે કામ પણ પહેલ વહેલું તો મુશ્કેલ હતું. જે ભાષણ-કર્તાની આંખમાંથી તત્કાળ વિદ્યુતવત્ અગ્નિના ઝબકારા નીકળેછે; અને જેના મ્હોંમાંથી ઉમદા અને પ્રૌઢ વિચારોનો

પ્રવાહ નદીની રેલની પેઠે વહેતો ચાલ્યો જાયછે; જે આકસ્મિક બહાર પડવાથી શ્રોતાજનોને ચમકાવેછે; અને તેમાં રહેલા શાણપણ અને સત્યથી મનને ઉન્નત કરેછે; તે વક્તાની અદ્ભુત શક્તિનો ગુપ્ત ભેદ જોવા જાઓ તો, એટલો જ કે ધીરજ રાખીને તેને ફરી ફરી પ્રયત્ન કરીને ગોખવું પડયું હશે; અને તેમાં તેને ઘણી વાર કડવી નાઉમેદી ભોગવવી પડી હશે.

ડૉકટર રૅાસે 'આત્મોન્નતિ' નામનું એક ભાષણ વિદ્યાર્થીઓની આગળ કર્યું હતું, તેમાંથી ઉપરનો ઉતારો કરતાં અમે કર્તાનો આભાર માનીએ છીએ. એમાં જાત–કેળવણી સંબંધી ઘણા સ્તુતિપાત્ર વિચારો છે; કેવળ સુબોધકારક છે; અને સુધારા–વધારા સાથે તે ફરી છપાવવા લાયક છે.

અભ્યાસ કરવામાં મુખ્ય બે વાનાં જોવાનાં છે; એક તો, જે કરવું તે પરિપૂર્ણ અને પરિપકવ; અને બીજું, કે તે ચોકસીથી-બારીકીથી કરવું. ફ્રાન્સિસ હૉર્નરે પોતાની બુદ્ધિની કેળવણીને માટે કેટલાએક નિયમો ઘડી કાઢયા હતા; એક વિષયને સંપૂર્ણ રીતે હાથ કરી લેવાના હેતુથી, તેની પાછળ અખંડ આગ્રહથી મંડયા રહેવાની ટેવ પાડવી, એ પહેલે દરજ્જે જરૂરની વાત છે; અને એ જ કારણથી તે થોડાં પુસ્તકોની પાછળ મચ્યો રહેતો; અને ક્રમ વિના, ગમે તેમ ગમે તેમ વાંચવા-ની બૂરી ખસલતને તેણે ઘણી જ દૃઢતાથી દૂર રાખી. કોઇ પણ માણસે કેટલું જ્ઞાન મેળવ્યું છે, તે ઉપરથી તેની કીમત થતી નથી; પણ પોતે મેળવેલા જ્ઞાનને કેવાં સારાં સારાં કામોમાં તે વાપરેછે, તે ઉપરથી વિશેષે કરીને તેની કદર થાયછે. તેથી કરીને ઉપરચોટીઉં જ્ઞાન ઘણું મેળવ્યું હોય, તેના કરતાં થોડુંક જ જ્ઞાન મેળવ્યું હોય; પણ તે જેટલું હોય તેટલું સંપૂર્ણ અને બારીક હોય, તો તે સંસાર વ્યવહારમાં હમેશાં વધારે કામનું થઇ પડશે.

ઇગ્નેશિયસ લૉયૉલાનું એક નીતિ વચન એવું હતું કે, જે માણસ એકી વખતે એક કામ પાછળ જ મંડયો રહીને તે કામ સારી રીતે કરેછે, તે બીજા બધા કરતાં વધારે કામ કરેછે, એમ સમજવું. ઘણાં કામ હાથમાં લઇને બધાં પાછળ થોડી થો-ડી મહેનત કરવાથી આપણું કૌવત નબળું પડેછે; આપણા આગળ વધવામાં રોક્ત થાયછે; અને ઘડીમાં આ અને ઘડીમાં આ, એવું ઢંગ ઘડા વિનાનું, નિષ્ફળ કામ કરવાની ટેવ પડી જાયછે. લૉર્ડ સેંટ લેનાર્ડસે પંડે કેવી ઢબથી અભ્યાસ કર્યો હતો, તે તેણે સર ફૅાવેલ બકસ્ટનને કહી બતાવી; અને પોતે જે કીર્તિ મેળવી હતી, તેનો ગુપ્ત ભેદ નીચે મુજબ તેણે સમજાવ્યો. તેણે કહ્યું કે, મેં જયારે પ્રથમ કાયદાનો અભ્યાસ કરવા માંડયો, ત્યારે મેં મારા મન સાથે નકકી કર્યું કે, મારે જે વાંચવું, તે મારે મારા બાપનું જ કરી લેવું, એમ પાકી રીતે વાંચવું; અને એક કામ સંપૂર્ણ રીતે પૂરૂં થયા વિના બીજા કામને કદી પણ અડવું નહિ. હું જેટલું એક અઠવાડિયામાં વાંચતો, તેટલું મારા ઘણાએક જોડીઆ એક દિવસમાં વાંચી નાંખતા; પણ બાર મહિનાની આખરે મારૂં જ્ઞાન તો જાણે આજે જ વાંચ્યું હોય, તેવું ને તેવું જ તાજું હતું, અને તેમનું તો યાદદાસ્તમાંથી ઉડી જતું હતું.

અમુક માણુસ ઘણો અભ્યાસ કરેછે અથવા તે ઘણું વાંચેછે, તે ઉપરથી તેના ડહાપણુની તુલના ન કરવી; પણ જે મતલબથી અભ્યાસ કરવામાં આવેછે, તે મતલબને અનુસરતો અભ્યાસ થવો જોઇએ; જે વખતે જે વિષય હાથમાં લીધો હોય, તે વખતે તે વિષયમાં ચિત્ત પ્રોવી દેવું જોઇએ; અને મનમાંથી ખંત રાખીને મચ્યા રહેવાની બધી પદ્ધતિ કેવી ટેવ અને કવાયતથી આવેછે, તે જાણીને તે મુજબ ચાલવું જોઇએ; એવા માણુસને ડાહ્યો માણુસ જાણવો. આબરનેથીનો તો એટલે સુધીનો મત હતો કે, મારા મનમાં એક અભેદ્ય બિંદુ છે; તેથી મારૂં મન છલાછલ ભરાયા પછી જો કંઈ બીજું અંદર ઘાલવામાં આવે, તો તેમાંથી બીજું કંઇક બહાર નીકળી જાય, ત્યારે જ તેનો સમાસ થાય; કેમકે તે અભેદ્ય બિંદુને કોરીને કોઇ પણ વસ્તુ આગળ ખેંચી શકાય જ નહિ. વૈદકશાસ્ત્રના અભ્યાસ વિષે વાત કરતાં તેણે કહ્યું કે, જો કોઇ માણુસને શું કામ કરવાની ઇચ્છા છે, તેનો ચોકખો વિચાર તેના મગજમાં હોય, તો તે કામ પૂરૂં કરી નાખવાનાં યોગ્ય સાધનો તેને મળ્યા વિના રહેશે નહિ, એમ સમજવું.

જે અભ્યાસ કોઇ મુકરર મતલબથી અને ખાસ હેતુથી કરવામાં આવે, એ જ સૌથી લાભકારક અભ્યાસ જાણવો. કોઇ અમુક વિષયનું પરિપકવ જ્ઞાન મેળવવાથી, જ્યારે જરૂર પડે ત્યારે તરત જ તે કામમાં આણી શકાયછે; તેથી માત્ર ચોપડીઓ ભેગી કરી રાખવાથી કામ સર્યું, એમ ન સમજવું; અથવા ફલાણી વાતની હકીકત આપણે જોઇએ છીએ, તે ફલાણું પુસ્તક જોવાથી જડશે, એટલું જાણવાથી બસ થયું, એમ ન ધારવું. સંસાર વ્યવહારના કામને અર્થે વ્યવહારોપયોગિ ડહાપણ તો આપણે આપણી જોડે જ લઇને દુનિયામાં કામકાજ કરવું ઘટેછે; કેમકે જયારે જોઈએ, ત્યારે ડહાપણને માટે પુસ્તકો ખોળવા જવું ન પડે. આપણે ઘેર જ્ઞાન રૂપી દ્રવ્યના ગ્રંથ-ભંડાર ભર્યા હોય; અને ગજવાં તો તદ્દન ખાલી હોય, તે શા કામનું? જ્યારે ખપ પડે, ત્યારે હરેક પ્રસંગે આપ લે કરવામાં જ્ઞાનરૂપી નાણાનો ચલણી ભંડોળ સાથે રાખીને જ આપણે ફરવું જોઇએ; નહિતો જ્યારે અણીનો વખત આવશે, ત્યારે આપણે લાચાર બનીને બેસવું પડશે.

જેમ કામકાજ કરવામાં દૃઢ નિશ્ચય અને શિતાબી અગત્યના ગુણ છે, તેમ જ સ્વસુધારણામાં પણ તે જરૂરના છે. ઉછરતા જુવાનીઆ લોકોને પોતાની જાત ઉપર જ ભરોસો રાખવાની ટેવ પાડવાથી અને તેમની નાની ઉમરથી જ જેટલી ઘટે તેટલી તેમને છૂટ આપીને કામ કરવા દેવાથી એ ગુણોની વૃદ્ધિ થતી જાયછે. જો સ્વાશ્રયથી કામ કરવાની ટેવ પાડવી હોય, તો અતિશય મદદ ન કરવી; તેમ જ અતિશય અંકુશ પણ ન રાખવો. જે માણુસ તરતાં શીખ્યો નથી, તેના હાથ નીચે પવનના ફુક્કા બાંધવાથી તે જેમ નહિ જેવું તરેછે, તેમ જ માણુસને હદથી જાદે મદદ કરવાથી અથવા હદથી જાદે રોકાણ કરવાથી, તે પોતાની મેળે કંઈ કરી શકતો નથી. જો આપણે આપણી જાત ઉપર યેકીન રાખીને કામ નહિ કરીએ, તો આપણા જાત-સુધારામાં આપણા ધાર્યામાં ન આવે

એટલી બધી હરકત નડેછે. એમ કહેવાયછે કે, જેમ એક સવાર પોતાના ઘોડા સાથે ખાડો કૂદવા જતાં, પોતે જ પોતાના ઘોડાની લગામ પાછી ખેંચવાથી તે ખાડામાં પડેછે, તેવી જ રીતે આ સંસારમાં માણસનો અર્ધોઅર્ધ ભાગ નિષ્ફળતા અને નાઉમેદીના ખાડામાં પડેછે. તે પોતાની જાત ઉપર જ કમ એતેકાદ રાખીને કૂદવા જાયછે, તેથી જ પડેછે. ડૉકટર જૉન્સન કહેતો કે, મેં જે કંઇ નામના મેળવી છે; તેનું કારણકે મારી પોતાની શક્તિ ઉપર હું ભરોસો રાખીને કામ કરતો. પોતે પોતાના ગુણની ખરી તુલના કરવાથી, જે આપણામાં ખરી નમ્રતા હોયછે, તે ઓછી થતી નથી; સાચી નમ્રતા એમ કહેતી નથી કે, પોતામાં જે ગુણ હોય, તેનો નકાર જ કર્યા કરવો. એવા પણ કેટલાએક માણસો હોયછે કે, તેઓ પોતાનાં ખોટાં વખાણ કરનાર ખુશામતીઆ માણસોની આગળ પોતાનું ખોટું સ્વરૂપ દેખાડીને પંડે જ પંડને ઠગેછે; તથાપિ જાત ઉપર ભરોસો અને આસ્થા ન રાખવાથી, કામ કરવામાં તેમનાથી ઝડપ થતી નથી; અને તેથી પોતાની ચાલમાં એવો તો દોષ બંધાઇ જાયછે કે, પોતાને આગળ વધવામાં અને જાત–સુધારામાં મોટું ખલેલ પહોંચેછે; અને પછી જો આપણે તપાસ કરીશું કે ફલાણા માણસે આટલું થોડું કામ કેમ કર્યું, તો તેથી સમજાશે કે તે માણસનો મૂળ પ્રયત્ન જ બહુ કમતી હશે.

સ્વસુધારણાથી જે અનેક ફાયદાઓ થાયછે, તેનો લાભ લેવાને ઘણા એ માણસોને આતુરતા હોયછે; તૃષ્ણાની કંઇ ખોટ નથી; પણ તે લાભની પ્રાપ્તિને માટે સખ્ત મહેનત રૂપી મૂલ્ય ખરચવું પડેછે; તે ખરચતાં તેમને કંઠે પ્રાણ આવેછે; મજુરી કરવાને તેમને ભારે કંટાળો હોયછે. ડૉકટર જૉન્સનનો એવો અભિપ્રાય હતો કે, હાલના જમાનાના જુવાન માણસો અભ્યાસ કરવાને ઉતાવળા થઇ અધીરા બની જાયછે, તે એમના રોગી મનનું લક્ષણ સમજવું. એ વચન હમણાંની પ્રજાને પણ લાગુ પડે એમ છે. એટલું તો હવે આપણે સમજતા થયા છીએ કે, વિદ્યા સંપાદન કરવાનો કંઇ પાદશાહી–સહેલો અને મોકળો માર્ગ નથી; તોપણ લોકપ્રિય, સરળ રસ્તાથી જ્ઞાનમાં ગમ પડી જશે, એવું માનનારા તો હજુ ઘણા એ નીકળે ખરા. હાલ પણ, કેળવણી ઝટ લઈ લેવાય, માટે થોડા વખતમાં થઇ જાય અને મહેનત બચે, એવી રીતો શોધી કાઢીએ છીએ; શાસ્ત્રીય વિષયો શીખવાને ટૂંકા રસ્તા ગોતીએ છીએ; ફ્રેંચ અને લાટિન જેવી ભાષાઓ બાર પાઠમાં પાર કરવાની, અને ‘ ગુરુ વિના જ્ઞાન ’ મેળવવાની પેરવી કરીએ છીએ. ઉપર મુજબના સરળ ઉપાય વિદ્યા જેવો ગહન વિષય ભણવામાં આપણે શોધવા બેઠા છીએ; તેથી આપણે ખાનદાન ઘરની એક સુકુમાર સ્ત્રી જેવા થઇએ છીએ. તે બાઇએ પોતાને ભણાવવાને એક શિક્ષક પોતાના ઘર આગળ રાખ્યો; તેની સાથે તે બાઇએ એવી બોલી કરી કે, તમે મને ક્રિયાપદ અને કૃદંતની માથાફોડમાં ન નાખો, તો હું તમને રાખું. આવી ઢબના આપણે બાયલા બનેલા છીએ. આપણે શાસ્ત્રીય વિષયોનું જ્ઞાન ઉપરની પેઠે ઉપરચોટીઉં મેળવીએ છીએ; રસાયન શાસ્ત્ર ઉપર

આપણે થોડાંએક ભાષણો સાંભળ્યાં; તે ભાષણોને રસિક કરવાને વચ્ચે વચ્ચે પ્રયોગ થતા જાય, તે આપણે જોયા; હાસ્યજનક વાયુ(લાફિંગ ગાસ)આપણે દમમાં લઈને બેફામ હસવા લાગ્યા; સડેલા પદાર્થોમાંથી નીકળતા ફૉસ્ફરસ વાયુને પ્રાણ વાયુમાં આપણે બળતો દીઠો; પ્રયોગો કરીને લીલા પાણીનું લાલ પાણી થતું આપણે જોયું; એવી રીતે રસાયન શાસ્ત્રનું આપણે ઉપરછલું જ્ઞાન મેળવ્યું. તેને વાસ્તે આપણે ઘણું કહીએ, તો તે એટલું જ કે, તે '**નહિ મામા કરતાં કહેવાના મામા સારા**' એના જેવું છે; પણ તે કશા કામમાં આવે તેવું નથી. આવી રીતે આપણને માત્ર ગમત થતી હોય, અને આપણે મજા જોતા હોઇએ, તે વખત આપણે એમ ધારીએ છીએ કે આપણે રસાયન શાસ્ત્ર ભણીએ છીએ. એ કેવું ખોટું !

એ પ્રમાણે જુવાન માણસો, વગર મહેનતે અને વગર અભ્યાસે જ્ઞાન મેળવવાને તત્પર થાયછે, તે કંઇ કેળવણી ન કહેવાય. એવા જ્ઞાનથી મન રસમય ન થતાં, મન માત્ર રોકાએલું રહેછે. એવી કેળવણીથી તે વખત મન ફૂલાયછે, અને બુદ્ધિ જાગૃત થાયછે; અને તેમાં હોશિયારી તથા તીવ્રપણું આવેછે; પણ તે માણસમાં કોઈ મુકરર હેતુ ન હોવાથી અને કોઇ ઉમદા ઉદ્દેશને અભાવે, તેને માત્ર ગમત થાયછે; પણ કંઇ સંગીન લાભ થતો નથી. એવી વખતે જ્ઞાન વીજળીના ધસરકાની પેઠે સહજ અસર કરતું જાયછે; સ્વલ્પ સ્પર્શ–લાગણી માત્ર થાયછે; વિશેષ કંઇ જ નહિ. બુદ્ધિનો એ અલ્પ સ્વાદિષ્ટ મેવો છે; તે રસેંદ્રિયોની પેઠે વિષય–વાસનાના ઘેનથી ઘેરાઇ જાયછે; પણ તેમાં બુદ્ધિની આનંદ–લહેર હોતી નથી. આવી રીતની કેળવણીથી ઘણા માણસોમાં ગુપ્તપણે રહેલા ઉત્તમ પ્રકારના ગુણ ઘોર નિદ્રામાં બેભાન પડયા રહેછે; જો દમભેર મહેનત કરવામાં આવે અને સ્વતંત્રપણે કામ કરવામાં આવે, તો જ તેઓ પાછા હયાતીમાં આવેછે; તેમ ન થવાથી તે શબવત્ પડયા રહેછે. તેવામાં જો એકદમ કંઇ આફ્ત કે દુઃખ માણસને માથે આવી પડે, તો તેઓ પાછા ઝબકી ઉઠેછે; અને તેથી જો મનમાં હિમ્મત આવે અને જુસ્સાથી આથડીઆં મારવાને તેનામાં સ્ફુરણા થાય, તો એ દુઃખ સુખરૂપ થઇ પડેછે; કેમકે જો એ સપાટો ન પડયો હોત, તો પેલા નિદ્રાવશ થએલા ગુણો અનંત કાળની ઉંઘમાં ઉંઘ્યા જ કરત.

જુવાન લોકોને રમત ગમતમાં જ જ્ઞાન મેળવવાની આદત પડી જવાથી, જે કામ પાછળ તેમને મહેનત અને અભ્યાસ કરવો પડે, એમ હોય, તે તેમને નાપસંદ પડવાથી તેઓ તુચ્છકારી કાઢશે. વિદ્યા અને શાસ્ત્રનું જ્ઞાન તેઓ હસતાં રમતાં મેળવવાથી, બંને બાબતોને તેઓ રમત ગણી નાખશે. એપ્રમાણે બુદ્ધિની કેળવણી પાછળ મહેનત ન કરતાં, આળસ અને ઉડાઉ રીતે ચાલવાની ટેવ પડી જવાથી કેટલેક કાળે તેવા માણસોનાં મન નબળાં થઇ જાયછે; અને તેમની ચાલ ચલગત બાયલા અથવા નામર્દના જેવી બનેછે. **બ્રાઇટન-વાસી રૉબર્ટસન કહેછે કે, જેમ તમાંકુ પીવાથી તન–મન નબળું પડી જાયછે; તેમ જ જૂદાં જૂદાં ઝાઝાં પુસ્તક એકી વખતે વાંચવાથી મન નિર્બળ થાયછે; અને પછી સુસ્ત બનીને પડી રહેવાનું**

તેને ઉપરના કારણથી બહાનું મળેછે. એક પડતું મૂકીને બીજું, બીજું મૂકીને ત્રીજું અને ત્રીજું મૂકીને ચોથું, એમ ઉપરા છાપરી જૂદું જૂદું વાંચવાથી ભૂંડામાં ભૂંડું આળસ પેદા થાયછે; અને બીજા કોઇ પણ કારણ કરતાં એવી ખરાબ ટેવથી તે માણસમાં વિશેષ નબળાઇ, નાકૌવત અને નામર્દાઇ આવેછે.

એ દુ:ખકારક બનાવ પ્રતિદિવસ વધતો જાયછે; અને તે અનેક રીતે પોતાની માઠી અસર ચલાવેછે. એવી ખસલતથી માણસમાં છાલકાપણું આવેછે; પણ એથી દૃઢ ભાવે કોઇપણ કામ પાછળ મહેનત કરવાને અભાવો આવેછે, એ મોટામાં મોટું દુ:ખ સમજવું; વળી, એથી આપણી મન–શક્તિ મંદ અને નબળી પડી જાયછે, એ કંઈ ઓછી વાત ન સમજવી. જો આપણે ખરેખર ડાહ્યા માણસમાં ખપવું હોય, તો આપણા બાપદાદાની પેઠે આપણે પણ ખંતથી મહેનત કરવો જોઇએ; અને તેમના જેવી જ અખંડ દૃઢતાથી મચ્યા રહેવું જોઈએ; કારણકે હરેક સારૂં કામ કે મોટું કામ કરવું હશે, તો તે મહેનત વિના કદી પાર પડયું નથી; અને પાર પડવાનું પણ નથી. મનમાં કોઇ પણ મુદ્દો રાખીને કામ પાછળ મંડવું અને ફળ મેળવવાને ધીરજ રાખીને રાહ જોવી. જે કંઇ કામ કે સુધારો ઉત્તમ રીતે કરવો હોય, તો તેને માટે ઉતાવળ ન કરવી; ધીમે ધીમે કર્યાથી તે સારૂં થાયછે; તેમાં જે માણસ દૃઢ ભાવથી. ઉલટ ભેર મંડયો રહેછે, તેને તેનો બદલો સમય આવેથી મળ્યા વિના રહેતો નથી. માણસ દુનિયાંમાં દરરોજ પોતાની જીંદગી ગુજારેછે, તેમાં ઉદ્યોગ અને શ્રમ તેની જીવન–શક્તિ છે; અને એ શકિતને ખીલવવાથી તે રફ્તે રફ્તે મોટાં શોભા આપનારાં અને વિશેષ લોકોપયોગિ કામો કરવાને તત્પર થાયછે. એપ્રમાણે આપણે મહેનતમાં મચ્યા જ રહેવું જોઇએ; કારણકે જાત–કેળવણીનો કોઇ દિવસ પાર આવનો જ નથી. એ કવિએ કહ્યું છે કે, કામમાં મંડયા રહેવું, એનું નામ જ સુખ. ધર્માધ્યક્ષ કમ્બરલંડ કહેછે કે, 'કાટ કરતાં ઘાસ સારો'; 'કટાઇ કટાઇને, નિર્માલ થવાના કરતાં ઉપયોગિ થઇને ઘસાઈ જવું', એ વધારે સારૂં છે. આર્નોલ્ડ કહેછે કે, મૂવા પછી માણમને અનંતકાળ સુધી વીસામો લેવાનો છે. તે શું થોડો છે કે હમણાં માણસે આળસ રાખીને પડી રહેવું? આર્નિકસ ડ આલ્ડેગોંડ શાંત અને થોડું બોલનાર વિલિયમનો જુસ્સાદાર અને સદા ઉદ્યોગી મિત્ર હતો; તેનું નીતિવચન હતું કે, વિશ્રામને સદા વિસારી મૂકો.

આપણામાં જે અનેક પ્રકારની શક્તિઓ રહેલી છે, તે આપણે સારે કે નઠારે માર્ગે વાપરીએ, તે ઉપર જ માત્ર આપણા માન અપમાનનો ખરેખરી રીતે આધાર રહેલો છે. એક માણસ પાસે હજાર રૂપિયા હોય, તે તે ખરે માર્ગે વાપરે, તો બીજો એક દશ હજારનો આસામી હોય, તેના જેટલા જ માનને તે પાત્ર છે. કોઇ શખ્સને આપ–બળ વાપર્યા વિના મોટી જાગીરનો વારસો મળે, તેથી તેણે કંઇ પરાક્રમ કર્યું, એમ કહેવાય નહિ; તે જ પ્રમાણે કોઇ માણસમાં ઉચ્ચ પ્રતિનું બુદ્ધિબળ હોય, તો તે કહેવાથી જ માત્ર તેના સ્વપરાક્રમને કંઇ જશ નથી. મુદ્દે વાત જોવાની એટલી જ છે કે, પેલો જાગીરદાર પોતાની જાગીરની કેવી વ્યવસ્થા રાખે-

છે ? પેલો બુદ્ધિ—બળવાળો પોતાની અક્કલને કેવે રસ્તે વાપરેછે ? એના જવાબ ઉપરથી નિર્ણય થઇ શકે કે તે માન—પાત્ર છે કે નહિ. આપણે ધારીએ તો મહાસાગર જેટલું જ્ઞાન મેળવીએ; પણ તેનો સદુપયોગ ન કરીએ, તો તેથી શો લાભ ? એ જ્ઞાનની સાથે ભલાઇ અને ડહાપણ અવશ્ય હોવાં જોઇએ; અને તે સદ્વર્તન સ્વરૂપે દર્શન દે, તો જ વાહ વાહ; નહિ તો બધું ધૂળે ધૂળ. પેસ્ટાલૉટસી તો એટલે સુધી કહેતો કે, એકલી બુદ્ધિની કેળવણી નુકસાનકારક છે—ઝેરી છે. વળી તે આગ્રહ-પૂર્વક કહેતો કે, સઘળી જાતનાં જ્ઞાનનાં મૂળ આપણી ઇચ્છા—શક્તિની જમીનમાંથી ફૂટીને ઉછરવાં જોઇએ; અને તે ઇચ્છા—શક્તિ આપણા અંકુશને આધીન રાખીને આપણે વાપરવી જોઇએ. એ વાત ખરી કે જે માણસે જ્ઞાન સંપાદન કર્યું હશે, તે સંસારમાં બીજાં માણસોની પેઠે નીચ અને દુષ્ટ કર્મ કરશે નહિ; પણ તે માણસ સ્વાર્થ અને તેને અંગે રહેલા દુર્ગુણોથી દૂર રહી શકશે નહિ; કારણકે, ઉચ્ચ વિચારો અને ઉમદા ટેવોથી તેનું મન દૃઢ થયું હોય, તો જ તે અળગો રહી શકેછે. તમે હવે દુનિયાં તર્ફ નજર કરો, તો તમને જણાશે કે, એ જ સબબથી ઘણા માણસો એવા મળી આવશે કે તેમણે સારૂં જ્ઞાન મેળવ્યું છતાં, તેમની વર્તણુક તદન કઢંગી અને કદરૂપી જોવામાં આવશે; તેમનાં મગજ નિશાળની ચોપડીઓના જ્ઞાનથી ભરપૂર હોયછે, પણ વ્યવહારોપયોગિ દુનિયાંદારીના ડહાપણનો તો છાંટો મળે નહિ. એવા જ્ઞાની માણસો પોતાની સુચાલથી બીજા માણસોને દાખલો દેવા રૂપ તો કયાંથી થઇ પડે ? પણ તેથી ઉલટું, તેમના હાલ હવાલ જોઇને, એવી વર્તણુકથી સાવચેત રહેવાને એવા માણસો દૃષ્ટાંતરૂપ થઈ પડેછે. આજ કાલ બધે એવા જ શુકનો સાંભળવામાં આવેછે કે, '**જ્ઞાન એ જ શકિત—એ જ સત્તા**'; પણ એવી જ રીતે ધર્માંધપણું પણ એક શકિત છે; આપખુદીવાળી જૂલમી પાદશાહત પણ શકિત છે; મહત્વાકાંક્ષા પણ એક શક્તિ છે. જ્ઞાન શક્તિ છે ખરો; પણ તે જો ડહાપણના માર્ગે વપરાય નહિ, તો ભૂંડાં માણસો ત્રાસ ઉપજાવે એવા રાક્ષસ રૂપ થઇ પડશે; અને જે લોકો એ શક્તિને પરમ કલ્યાણકારી શક્તિ માનતા હશે, તેમનો બધો જનસમૂહ જ્ઞાનના દુરુપયોગથી, નરકનિવાસ અને દુર્ગુણનું સ્થાન થઇ રહેશે.

આજ વખત એવો છે કે, વિદ્યા—વિષયની કેળવણીની અમે જેટલી પ્રશંસા કરીશું, તેટલી ચાલી જશે; એ કેળવણીની ખરી કીમત કરતાં પણ લોકો તેનું વધારે મૂલ્ય કરેછે. આપણા દેશમાં ઘણાં પુસ્તકાલય છે, ઘણી શાળાઓ છે, ઘણાં સંગ્રહ થાન છે, તેથી આપણે સપાટાબંધ આગળ વધતા જઇએ છીએ, અને આપણે સુધરતા જઇએ છીએ, એમ આપણે ધારીએ છીએ. પણ જેને ઉંચામાં ઉંચી પંક્તિનો આત્મ—સુધારો કરવો છે, તેને તો ઉપર જણાવેલી સરળતાને માટે સ્થાપેલાં સ્થાનો કાં તો સહાયભૂત થઇ પડે કે કાં તો વિઘ્ન—કર્તા પણ થઇ પડે. કોઇ માણસના ઘરમાં ધનના ઢગલા પડયા હોય, તેથી કંઇ એમ ન સમજવું કે તે ઉદારતાથી વાપરતો હશે; તે જ પ્રમાણે પુસ્તકાલય ઉભાં કર્યાં અને તેમાંનાં પુસ્તકોનો ઉપયોગ કરવાની છૂટ મળી, તેથી સૌ માણસમાં વિદ્યા આવી ગઈ, એમ ન

જાણવું. હાલના જમાનામાં શીખવાને માટે અનેક પ્રકારની શૈલીઓ કરવામાં આવી છે; તથાપિ, પરાપૂર્વથી ચાલી આવતી આ વાત ખરી છે કે, જે માણસોએ ડહાપણ તથા સમજણ મેળવવી હોય, તેમણે તો પ્રાચીન કાળથી સ્થાપિત થઇ ગએલે માર્ગે ચાલવું જોઇએ; એટલે તેમણે પોતાની અવલોકન-શક્તિ વાપરવી જોઇએ; ધ્યાની થવું જોઇએ; આગ્રહ રાખવો જોઇએ; અને શ્રમ કરવો જોઇએ. જ્ઞાનનાં માત્ર સાધનો ભેગાં કરી રાખ્યાં, તેથી શું થયું? શાણપણ અને સમજણ એ વળી જૂદી જ ચીજો છે. ફકત વાંચ વાંચ કરવાથી એ ઉંચે શિખરે પહોંચાતું નથી; કેમકે વાંચનથી તો બીજા માણસોના વિચારો પુસ્તકમાં સમાવેલા હોય, તે વાંચનાર માણસ વગર મહેનતે ગ્રહણ કરતો જાયછે; એ કામમાં કંઇ વિશેષ શ્રમ કે મનને તસ્દી પડતી નથી; માટે એ અનુપમ ગુણોની પ્રાપ્તિને માટે મનને નિયમમાં રાખીને મહેનત કરવી પડેછે. ત્યારે હવે વિચાર કરો કે, આપણે જે વાંચીએ છીએ, તેમાંનું કેટલું બધું તો વૃથા છે; જાણે કોઇ માણસ મદિરાપાન કરીને તેના ઘેનમાં એશ માનતો હોય, તેની પેઠે આ બુદ્ધિના મદિરા-પાનમાં આપણે લથડીઆં મારીએ છીએ! વાંચીએ તેટલી વાર જ વિદ્યા-વિલાસની કંઇ ખુશકારક કેફ ચઢેછે; મનને સુધારવાને કે તેને જ્ઞાનમય કરવાને અથવા આપણી ચાલ ચલગતનું મજબૂત બંધારણ કરવાને એ વાંચન કેવળ નિરુપયોગિ છે. આવા ધંધામાં રોકાઇને પછી કેટલાએક માણસો મનમાં ગુમાન આણીને એમ ડોળ કરેછે કે, અમે વિદ્યા મેળવતા જઇએ છીએ; પણ ખરેખરૂં જોવા જઇએ તો, તેઓ જેમ તેમ કરીને વખત ગાળવાનો એવો એક હલકો ઉદ્યમ લઇ બેઠા છે; એથી કંઈ વિશેષ સમજવું નહિ; અને જો તેમને કંઇ પણ લાભ થતો હોય, તો માત્ર એટલો જ કે, '**નવરા, રે, તું કામ કર; અને ખાટલો ઉકેલી વાણ ભર.**' નવરા રહેવાથી જે બીજાં ભૂંડાં અવળાં કામ થઇ જાય, તે કરતાં તે આમ વાંચવામાં રોકાવાથી, એવું કરતાં અટકેછે.

વળી, આટલી વાત લક્ષમાં રાખવાની છે કે, પુસ્તકો વાંચવાથી જે અનુભવ મળેછે, તે ગમે તેટલો કીમતી હો, પણ તે 'શીખાઉ' કહેવાય; એ પ્રત્યક્ષ ન કહેવાય; પણ સંસારમાં પડવાથી જે અનુભવ થાયછે, તેથી તરત ડહાપણ આવેછે; પોથાં વાંચીને થોથાં કર્યાં અને તેથી ગમે તેટલો અનુભવ મેળવ્યો, પણ તે સંસારના પ્રત્યક્ષ અનુભવ આગળ કશી વિસાતમાં નથી. પરોક્ષ અને અપરોક્ષ અનુભવમાં ગાડે ગાડાંનો ફેર સમજવો. લૉર્ડ બૉલિંગબ્રોકે જે કહ્યું છે, તે સત્ય સમજવું કે અભ્યાસ કર્યો, પણ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે માણસ આગળ કરતાં સુધર્યો નહિ, અને જનમંડળને ઉપયોગિ ન થઇ પડયો, તે અભ્યાસ જ ન કહેવાય; એ તો એક વિલક્ષણ રીતનું ચતુરાઇ ભરેલું આળસ જ જાણવું; એવા અભ્યાસથી જે જ્ઞાન મેળવ્યું હોય, તે ઘણું તો શોભીતું અજ્ઞાન સમજવું. એમાં વધારે માલ છે, એમ ન ધારવું.

સારાં પુસ્તકો ઉપયોગિ છે; અને તે વાંચવાથી બોધ પણ મળે; મનને કેળવણી આપવાના અનેક રસ્તાઓ છે, તેમાંનો એ એક રીતનો રસ્તો સમજવો; પણ ખરેખરૂં જોવા જઇએ તો આપણી ચાલ ચલગતના બંધારણમાં સંસારોપયોગિ અનુભવ મળવાથી અને સારા માણસોના દાખલા જોવાથી જેટલી મન ઉપર અસર થાયછે, તેટલી માત્ર વાંચનથી થતી નથી. આપણા દેશમાં લોકો વાંચતા થયા, તે પહેલાં પણ શાણા, શૂરા, અને સાચા દિલના પુરુષો ઈંગ્લંડમાં રમણ કરતા હતા, ત્યારે વાંચવાનો કયાં મેળ રહ્યો ? ઇ. સ. ૧૨૧૫ માં ઈંગ્લિંડના ક્રૂર જૉન રાજા પાસેથી જે વિરલા પુરુષોએ 'માગ્ના ચાર્ટા' (પ્રજા-હક્ક અને સ્વાતંત્ર્ય') નો દસ્તાવેજ કરાવી લીધો, તેમને પોતાના નામની સહી કરતાં પણ નહોતી આવડતી; તેઓ કટારથી કે બીજા હથિયારથી માત્ર નિશાન કરી જાણતા હતા; ત્યારે હવે વાંચનનું કયાં પૂછવું ? તેમને બીલકુલ અક્ષર-જ્ઞાન નહતું; જે (અક્ષર) ચિન્હોવડે મોટી મોટી બાબતોના કાગળ ઉપર લેખ થાયછે, તે ચિન્હોથી તેઓ કેવળ અજાણ હતા; તોપણ તેઓ તે વાતનો મુદ્દો સમજતા; તેના ગુણ-દોષ જાણતા; અને સાર-વસ્તુ મેળવવાને તેઓ બહાદુરીથી લડાઇના મેદાનમાં ઉભા રહેતા. એપ્રમાણે ઈંગ્લિંડ દેશની પ્રજાની સ્વતંત્રતાનો પાયો સ્થાપનાર એવા અભણ માણસો હતા; તથાપિ, તેઓ અનુપમ ઊંચી પ્રતિની ચાલ ચલગતવાળા હતા, એમાં શક નથી. તો હવે સૌએ કબૂલ કરવું જોઇએ કે, કેળવણીનો મુખ્ય હેતુ બીજા પુરુષોના વિચારોથી આપણું મગજ ભરી દેવું, એમ નથી; અને તેમને સૃષ્ટિના પદાર્થો વિષે જે જે લાગ્યું હોય અથવા તેમણે જે અનુભવ્યું હોય, તે આપણે છાનાંમાનાં ગ્રહણ કરે જ જવું, એમ નથી; પણ કેળવણીથી દરેક માણસે પોતાની બુદ્ધિને વધારવી જોઇએ; અને જે કામકાજ કે ધંધો રોજગાર આપણને કરવા વારો આવે, તે કામ સારી રીતે હોશિયારીથી કરવાને કેળવણીવડે આપણે લાયક થવું જોઇએ. કેળવણીનો એ જ ઉદ્દેશ છે, એમ જાણવું. આપણામાં જે ખૂબ જોસ ભેર ઉપયોગિ કામ કરનારા થઇ ગયા, તે વાંચવામાં બહુ મન નહોતા રાખતા. બ્રિંડલી અને સ્ટીવન્સનને પુખ્ત ઉમરના થતા સુધી લખતાં વાંચતાં આવડતું નહતું; તથાપિ તેઓ મોટાં કામ કરી ગયા છે; અને અમર પદવીને પામ્યા છે. જૉન હંટર જેવો નર વીશ વરસનો થયો ત્યાં સુધી ફકત લખી વાંચી જ જાણતો; વધારે જ્ઞાન તેને નહતું; પણ જો તે વખત તેની પાસે મેજ કે ખુરશી કરાવી હોય, તો તે સરસમાં સરસ સૂતારની હારે બેસીને સારી રીતે બનાવી જાણતો. એ મહાન પ્રાણી-ગુણ-ધર્મવેત્તા એક વેળા પોતાના વિદ્યાર્થીઓ આગળ ભાષણ આપતો હતો, તેવામાં જે શારીરિક વિષય ઉપર વાત ચાલતી હતી, તે મડદાના એક ભાગને બતાવીને તેણે કહ્યું કે. હું કોઇ દહાડો વાંચતો નથી; જો તમારે તમારા ધંધામાં કીર્તિ મેળવવી હોય તો આ શબનું બરાબર અધ્યયન કરજો. કોઇકે તેને કહ્યું કે, ફલાણો ફલાણો માણસ કહેતો હતો કે, આપણી

પ્રાચીન મૃત ભાષાઓનું તમને જ્ઞાન તો છે નહિ; એ સાંભળી તેણે ઉત્તર આપ્યો કે, તે કહેનારની મરજી હોય તો તે ભલે મારી પાસે આવે; અને હું તેને એક મૃત-દેહ દેખાડીને તે વિષેનું એવું એવું તો જ્ઞાન આપીશ, કે તે બધી પ્રાચીન-અર્વાચીન-મૃત કે બોલાતી ભાષામાંથી તેને ખોળતા છતાં કદી મળશે નહિ. પછી તેને બીજાું શું જોઈએ?

ત્યારે હવે સમજાશે કે ફલાણા માણસમાં કેટલું જ્ઞાન છે, તે અગત્યની વાત નથી; પણ જે હેતુ અને ઉદ્દેશથી તેણે એ મેળવ્યું છે, તે હેતુ જાણવો જોઇએ. જ્ઞાન મેળવવાની મતલબ એ છે કે, તેથી આપણું ડહાપણ પરિપક્વ થતું જાય; આપણે આપણી ચાલને સુધારવાનું બની આવે; અને આગળ કરતાં આપણે સારા, સુખી અને ઉપયોગિ થઇ પડીએ; જીંદગીના હરેક ઉમદા કામમાં એ જ્ઞાનવડે આપણે વધારે લાયક થતા જઈએ; આપણામાં પરોપકાર બુદ્ધિ વિશેષ વૃદ્ધિ પામતી જાય અને કામ કરવાનું આપણામાં વધારે કૌવત અને જુસ્સો આવતો જાય; તો જ જ્ઞાન મેળવ્યાનું સાર્થક થયું સમજવું. એક શનિવારીઆમાં લખ્યું છે કે, અમુક માણસની રહેણી કરણી કેવી છે; તેની નીતિ સબંધી ચાલ ચલગત કેવી છે; તેની જરા પણ પડપૂછ કર્યા વગર તેની કાબેલીઅત અને મન-શક્તિ જોઇને લોકો જ્યારે તે માણસનાં વખાણ કરવા મંડી જાયછે, અને તેની વાહવાહ બોલેછે, ત્યારે તેઓ હરેક પ્રકારની અધમ દશાને પ્રાપ્ત થવાની તૈયારીમાં છે, એમ જાણવું. અમુક માણસના ધર્મ સંબંધી વિચારો કેવા છે, અને તેના રાજ્ય-કારભાર સંબંધી વિચારો કેવા છે, તેનું બંધારણ તેની વર્તણુક ઉપરથી બંધાઇને સ્થૂળ સ્વરૂપે દર્શન દેછે; તે જાણ્યા વિના, એકદમ વખાણના વહોમાં ધસવું, એ કંઇ જ કામનું નથી. બીજા માણસો આ પૃથ્વી ઉપર કેવા કેવા થઇ ગયા છે, અને તેમણે કેવાં કેવાં કામ કર્યાં છે; તે વાંચ વાંચ કરીને વિચાર્યા કરવાથી સંતોષ માનીને બેસવું ન જોઇએ; પણ તેવા થવું અને તેવાં કામ કરવાં જોઇએ. આપણામાં જે ઉત્તમ પ્રતિનું જ્ઞાન હોય, તે આપણી જીંદગી સાથે રસબસ થઇ જવું જોઇએ; અને આપણામાં જે ઉત્કૃષ્ટ પંક્તિના વિચારો ઉત્પન્ન થાય, તે આપણાં આચરણ અને કૃત્યમાં સેળભેળ થઇ જવા જોઇએ. રિઝ્ટરે કહ્યું છે કે, મારા આ સ્થૂળ દેહ અને જીંદગીના સત્વમાંથી જેટલું સુફળ નીપજાવાય, તેટલું નીપજાવવામાં મેં બાકી રાખી નથી; એ કરતાં માણસે કંઇ વધારે કરવા જેવું રહેતું નથી. એપ્રમાણે આપણાથી પણ છાતી ઠોકીને બોલી શકાય, ત્યારે ઠીક કહેવાય; કારણકે, આપણી સમૃદ્ધિ હોઇને આપણે માથે જે જે ફરજો રહેલી છે, અને આપણને જે અનેક પ્રકારની મન-શક્તિની બક્ષીસ મળી છે; તેને અનુસરીને, ઇશ્વરની સહાયતાથી, આપણા મનને વશ રાખીને આપણે વર્તવું એ દરેક માણસનો ધર્મ છે.

સ્વસુધારણા અને આત્મ-નિગ્રહ એ વ્યવહારોપયોગિ ડહાપણના પ્રથમ અંકુર સમજવા; અને એ બે ગુણનાં મૂળ સ્વમાનમાંથી ફૂટવાં જોઇએ. આશા એ

સ્વમાનની પુત્રી છે, અંતર્શક્તિની સખી છે અને જયની માતા છે; કારણકે જો માણસ મજબૂત મનથી આશા બાંધે, તો તે ચમત્કાર કરી શકશે; એટલું કૌવત, મનના કૌવતને લીધે, આશામાં રહેલું છે. એવી આશાના ફણગા પણ ઉપર કહ્યા પ્રમાણે સ્વમાનમાંથી ફૂટી નીકળેછે. ગરીબ અને અદનો માણસ પણ ચાહે તો કહી શકે કે, આ સંસાર-સાગરમાં મારે મારી જાતને માન આપીને-ટેક રાખીને ચાલવું અને જાત-કેળવણીથી ઉન્નત થવું, એ મારો ખરો ધર્મ છે. સારાંશ કે, દરેક માણસ, પછી તે ગમે તેવો મુફલસ હોય, તોપણ તે ઉપર મુજબ ધારે તો કરી શકે, એમ છે. વળી, તે કહી શકે કે, પૃથ્વી ઉપર જન-સમૂહનો જે મોટો પસારો થઇ રહ્યો છે, તેમાંનો હું પણ એક છું; અને તેટલે અંશે હું તે જનમંડળને અને તેના કર્તાને જવાબદાર છું, એમ સમજું છું; અને તેથી મારે મારા શરીરને, મનને અથવા અંદરની પ્રેરણાઓને કોઇ પ્રકારે ભ્રષ્ટ, અધમ કે પતિત ન થવા દેવાની અથવા તેનો નાશ ન થવા દેવાની મારી ફરજ છે. પણ ઉલટું, મારે સર્વ પ્રકારે મહેનત લઇને મારા મનુષ્ય-અવતારના દરેક ભાગને મારાથી બની શકે તેટલી કેળવણી આપીને, તે અંશે અંશને પરિપૂર્ણ હાલતમાં લાવવો જોઇએ. પ્રકૃતિ-ભાવે મારામાં જે દુષ્ટ તત્ત્વો હોય, તેને કચરી નાંખીને, જે સારાં તત્ત્વો હોય, તેને બહાર પાડવાં જોઇએ; અને જેમ હું ટેક રાખીને સ્વમાનથી ચાલુંછું, તેમ જ મારે બીજા માણસોને માનથી ગણવાની ફરજ છે; અને તે જ પ્રમાણે તેઓએ મારા તરફ પણ એ જ ભાવે વર્તવું જોઇએ. એમ કરતાં કરતાં પરસ્પર માન રાખીને ચાલવાની જરૂર; એક બીજાની સાથે વાજબી રાહે રહેવાની અગત્ય; અને અન્યોન્ય ભ્રાતૃ-ભાવે સંપીને મંડળી બંધાવાની આવશ્યકતા; એપ્રમાણે જણાવાથી કાયદાનાં ધોરણ બંધાયાં, અને ઉપર પ્રમાણે માણસ-જાતને ચલાવવાની જવાબદારી કાયદાએ પોતાને માથે લીધી.

સ્વમાન એ માણસનો અતિ ઉમદા શણગાર છે. એ ઉત્કૃષ્ટ ગુણના પ્રતાપે માણસનું મન સદા ઉંચા વિચાર જ ગ્રહણ કરેછે. પાઇથાગોરસના સુવર્ણ-સંગીતમાં એક અનુપમ ડહાપણવાળું નીતિ-વચન લખીને તે પોતાના વિદ્યાર્થીને આજ્ઞા કરેછે કે, તું તારી જાતને-પંડને પૂજ્ય ભાવે ગણ. આવો ઉંચો વિચાર જેના હૃદયમાં સ્ફુરે, તે ઈંદ્રિય વિલાસથી પોતાના દેહને ભ્રષ્ટ કરશે નહિ; તેમ જ અધમ વિચારોથી પોતાના મનને પતિત કરશે નહિ. આ સુંદર વિચારથી પ્રેરાઇને જો માણસ દુનિયામાં દરરોજ વર્તે, તો તેને માલમ પડશે કે, સ્વમાન સઘળા સદ્‌ગુણનું મૂળ છે. એ ગુણના પ્રતાપે આપણે સદા સુઘડતા રાખીશું; નિશો કરીને મનને અધમ સ્થિતિમાં નિમગ્ન કરીશું નહિ; શિયળવૃત્ત રાખીને વર્તીશું; નીતિ અને ધર્મનો સંગ છોડીશું નહિ. મિલ્ટન કવિ કહેછે, કે, ઈશ્વર ઉપર ભક્તિ-ભાવ રાખીને ધાર્મિક વૃત્તિથી ચાલીને આપણે આપણા પંડને રાસ્તિથી માન આપવું જોઇએ; તે આપણા હૃદયને ભીનું કરેછે; કેમકે તે સદ્‌ગુણનો ફુવારો છે; અને તેમાંથી દરેક સ્તુતિપાત્ર ગુણવાન મહાન કાર્યોના

અંકુર ફૂટેછે. પોતે પોતાને વિષે મનમાં હલકો વિચાર બાંધવાથી આપણી તેમ જ બીજાની ગણતરીમાં આપણે હલકા જ ઠરીએ છીએ; અને પછી, જેવા વિચાર તેવાં કામ; હલકાઇના વિચારથી આપણાથી કામ પણ હલકાં જ થાયછે. જે નીચી નજર રાખીને ચાલે, તેણે ઉંચી આશા રાખવી મિથ્યા છે. તેને ઉંચે ચઢવાની ઇચ્છા હોય, તો તેણે નજર પણ ઉંચી રાખવી જોઇએ. આ વિચારને જો તે રીતસર છૂટ આપીને ચાલે, તો ગમે તેવા ગરીબ આદમીને પણ દિલાસારૂપ થઇ પડેછે. સ્વમાનના સામર્થ્યથી નિર્ધન માણસ પણ દુ:ખને ખૂણે નાંખીને તેજોમય રહેછે. ગરીબ છતાં અવળાં કામ કરવાની લાલચથી અળગો રહીને નીતિની સીધી સડકે ચાલ્યો જાય; અને નીચ કામ કરીને ભ્રષ્ટ થવાની વાત જ મનમાં ન આણે, એવો દાખલો ખરેખર એક ઉમદા દેખાવ સમજવો.

દુનિયામાં આપણું ગાડું ઠીક ઠીક ચાલ્યું જાય; એ કારણથી જ માત્ર આપણે આપણી જાતને કેળવવાની જરૂર છે, એમ ધારવું એ સ્વસુધારણાને હલકી કરી નાંખવા જેવું છે. એ રીતે જોતાં પણ કેળવણી લેવામાં આપણે જેટલી મહેનત લઇએ અને જેટલો વખત ગુમાવીએ, તે લેખે પડેછે; વખત તથા મહેનતરૂપી મૂડી વ્યાજે મૂકયા બરાબર છે, એમાં જરા પણ શક નથી. કોઇ માણસ ગમે તે ધંધો કરતો હોય, પણ તેનામાં જો ખબરદારી હશે તો તે સમયાનુસાર ચાલવાને તરત જ તૈયાર થઇ જશે; પોતાનો ધંધો ચલાવવામાં તેને નવી નવી સુધરેલી રીતો સૂઝશે; અને સર્વ વાતે તે તેના કામમાં કેળવણીથી વધારે લાયક, વધારે કસબી અને વધારે પાકો થશે. જે માણસ બુદ્ધિ વાપરીને તનમનથી પોતાનું કામ કરશે, તે ચૂક વગર ચોકસપણે કરશે; અને મારામાં દીન બદીન કામ ફેડવાની શકિત વધતી જાયછે, એમ તેને જણાશે; અને એટલો વિચાર તેના મનમાં આવવાથી, તેનું મન સદા રાજી રાજી રહેશે. આપ-બળે કામ કરવાની શકિત તેનામાં ધીમે ધીમે વધતી જશે; અને તેનામાં જેટલો ટેક અને જેટલું સ્વમાન હશે, તેના પ્રમાણમાં તે હલકા હવસોની સામા હથિયાર બાંધીને ઉભો રહેશે. આવી ઉમદા રીતે કેળવણી પામેલો માણસ પોતાના હમ-જાતીઓ અને તેમનાં કામને કેવળ નવા પ્રદિપ્ત થએલા ભાવથી નીરખશે; તેનામાં ભ્રાતૃ-ભાવ રૂએ રૂએ પ્રસરશે; અને તેથી તે પોતાને માટે તેમ જ પોતાના બંધુઓને માટે શ્રમ કરવાને ખુશીથી આગળ વધશે.

સ્વસુધારણાને માટે જાત-મહેનત કરીને જે માણસો હલકી હાલતમાંથી નીકળીને ઊંચી સ્થિતિએ પહોંચ્યા છે, તેના ઘણા દાખલા અમે પૂર્વે કહી ગયા છીએ; તેથી એમ ન સમજવું કે બધા માણસો ઊંચે ચઢે. ગમે તેવો સુધરેલો જમાનો હો, પણ મનુષ્ય-જાતના મોટા ભાગને તો સાધારણ ધંધા રોજગારના ઉદ્યમમાં જ અવશ્ય કરીને ઉમર ગુજારવી પડેછે. સંસાર વ્યવહારનું રોજનું કામ નિરંતર થવું જ જોઇએ. તે બધું નીકળી જાય, તો મહેનત કરવી મટે, એપ્રમાણેની આપણે ઇચ્છા કરવી, એ ગેરવાજબી છે; તથાપિ ધારો કે, માણસની

મરજી એ કામને લપ ગણીને તેમાંથી છૂટવાની થાય, તોપણ તેમ થઇ શકે જ નહિ. માણસ-જાતને ગમે તેટલી કેળવણી આપો; ભલે બધાં માણસ સુધરી જાય; પણ એ પ્રમાણેનું બનવું અશકય છે. પણ અમે ધારીએ છીએ કે, એ કામ વળી બની શકે. ગમે અંગ-મજુરી કરવાની હોય, પણ તેની સાથે જો ઉંચી જાતના વિચારોનું મિશ્રણ થાય, તો તે મજુરની હાલત પણ તેપ્રમાણે ઉમદા થતી જાયછે; કેમકે સુવિચારોના અજવાળાથી રાય હો કે રંક હો, પણ તે પ્રકાશી રહેછે. અમુક માણસ ગમે તેવો ગરીબ કે નીચા કુળનો હો; તે એક નાની તાડછાં-ની ઝુંપડીમાં રહેતો હોય; તોપણ એવા બિચારા દીન માણસની સાથે, તેના ગરીબ ઝુંપડામાં આ જમાનાના કે ગત કાળના મોટા મોટા તર્કશાસ્ત્રીઓ પુસ્તક રૂપે આવીને બેસશે; અને તે ચાહે તેટલી વાર સુધી તેના સોબતી થઇ રહેશે. એ પ્રમાણે સારા ગ્રંથો વાંચવાની આદત પડવાથી માણસને અત્યંત આનંદ થાયછે; તે જાતે સુધરતો જાયછે; અને તેની રહેણી કરણી તથા ચાલ ચલગતનું આખું સ્વરૂપ એવાં સુંદર પુસ્તકોની સુશીલ અસરથી બદલાઇ જાયછે, અને પરિણામે તે ઘણું લાભકારક નીવડેછે. સ્વસુધારણાથી આપણા ઘરમાં કોઇ ધનના ઢગલા રેડાવશે નહિ; એ તો ખરૂં; પણ તેથી આપણે ઉત્કૃષ્ટ વિચારોના સહવાસમાં રહીશું, એ નાનીસૂની વાત છે ? એક અમીરે એક વેળા એક મહાત્માને તિરસ્કારથી પૂછ્યું કે, તેં તારા બધા તત્ત્વજ્ઞાનથી અને પંડિતાઇથી શું ઉકાળ્યું ? તે ડાહ્યા પુરુષે ઉત્તર આપ્યો કે, હું એકલો છતાં, કદી એકલો રહેતો નથી—મારે અંતર્ગુપ્ત સોબતીઓ છે, તે સદા મારી સાથે રહેછે, એ મારા મનથી મોટું મળતર છે.

પણ ઘણા માણસો કહેછે કે, અમારી યોગ્યતા પ્રમાણે અમને દુનિયામાં કંઇ લાભ મળતો નથી; અમે ઉતાવળે આગળ વધવા પામતા નથી; એવો વિચાર મનમાં આણીને તેઓ નાઉમેદ થઇ જાયછે; અને જાત-કેળવણીના ઉદ્યમમાંથી તેમનું મન પાછું હઠી જાયછે. આંબાનો ગોટલો વાવીને, ફૂલો ફાલીને તે તરત જ ફળે, એ આશા રાખવી જેવી વ્યર્થ છે; તેવી જ રીતે તેઓ તરત રોપણી અને તરત કાપણીની ઉમેદ રાખે, એ ફોકટ છે. એવા માણસો જ્ઞાનને એક બજારૂ માલ જેવો ગણતા હશે; અને તેમના ધાર્યા પ્રમાણે, તેનું તેટલું મૂલ્ય ન ઉપજે, ત્યારે તેમને દુઃખ અને શરમ લાગેછે. મિ. ટ્રેમેનહીઅર ઇ. સ. ૧૮૪૦-૪૧ ના કેળવણીના વાર્ષિક વૃત્તાંતમાં જણાવેછે કે, નૉર્ફકમાં એક મહેતાજી હતો; તેની નિશાળ એકાએક તૂટવા માંડી; તે ઉપરથી તેણે તપાસ કરવા માંડી કે, આમ થવાનું કારણ શું ? તજવીજ કરતાં, છોકરાંના ઘણાંખરાં માબાપે તેને કહ્યું કે, અમે તો એમ ધારતાં હતાં કે, આગળ કરતાં અમારાં છોકરાં ભણવાથી પૈસેટકે વધારે સુખી થશે; પણ તેવો લાભ તો તેમને કંઇ મળ્યો હોય, એવું અમે દીઠું નહિ; તેથી અમે અમારાં છોકરાંને નિશાળમાંથી ઉઠાડી લીધાં છે; અને અમારે ભણાવવાની માથાફોડમાં હવે પડવું નથી !

પૈસા મેળવવાને ભણવું, એવો કેળવણીને માટે હલકો વિચાર બીજા ઘણા

લોકોમાં પુષ્કળ ચાલેછે. વળી ફલાણો માણસ વગર ભણે પૈસેટકે સુખી છે; અને ફલાણો ભણ્યો છતાં ભીખ માગેછે; સધન હોય, તે સુખીઓ જાણવો; અને નિર્ધનને દુઃખી પ્રમાણવો; મહેનત તે માથાફોડ જાણવી, અને આળસ તે નિરાંત સમજવી; એવા એવા અનેક ખોટા તર્ક માણસો ચલાવ્યા જાયછે; તેથી વળી, એવા નીચ વિચારને પુષ્ટિ મળેછે. પણ જે લોકો પોતાના મન સાથે એમ ધારેછે કે, ભણી ગણીને દુનિયામાં આગળ નીકળવું અને બીજાઓને પાછળ મૂકવા, એ કેળવણીનો હેતુ છે; અથવા ભણીને ચોપડીઓ વાંચવી; અને તેથી બુદ્ધિને રમત ગમતમાં અને મોજ મઝામાં નાખવી, એ એનો હેતુ છે; તે લોકોમાં કેળવણીની બહુ જ હલકી સમજ છે; અને તેથી તેની એવી હલકી ગણતરી કરેછે. આપણી ચાલને ઉમદા બનાવવી; અને આપણામાં ગુપ્તપણે રહેલી અલૌકીક આત્મિક શકિતને વિસ્તારવી એ કેળવણીનો ઉદ્દેશ સમજવો. બેકન લખેછે કે, જ્ઞાન કંઇ નફો મેળવવાની કે વેચવા સાટવાની દુકાન નથી. એ તો એક મોટો ભંડાર છે; તે વડે કર્તાની કીર્તિ ગજાવવી અને માણસે પોતાની હાલતમાં દિલાસો લેવો. પોતે ઉંચે ચઢવાને કોઇ માણસ મહેનત કરે અને જનસમૂહમાં પોતાની સ્થિતિ સુધારવાને કોશીસ કરે એ તો બેશક એક શોભાવાળી વાત છે; પણ તેમ કરવા જતાં, તેણે પોતાના ઉંચા ગુણોને હોમી દેવા ન જોઇએ. શરીરના સુખને માટે, શરીરના એક ગુલામ તરીકે મન પાસે કામ કરાવવું, એ તો તેને બહુ જ નીચ કામમાં નાંખ્યા જેવું થાયછે; વળી દુનિયામાં આગળ વધવાનો આધાર બહુધા જ્ઞાન મેળવ્યા ઉપર રહેતો નથી; પણ ઝીણી ઝીણી બાબતો સુરતમાં રાખીને કામમાં મન પરોવી દઇને તે કરવા પાછળ મંડવું જોઇએ; એવી સુટેવો ન કેળવવાથી આપણે જગત્‌માં માર ખાઇએ; અને પછી આપણાં વાંકાં નસીબનો વાંક કાઢીને રડતા કકળતા અને બધા ઉપર ફીટકાર નાખતા આમ તેમ ભમ્યા કરવું, એ સાંકડા મનનું લક્ષણ સમજવું; અને તે ન ફાવવાથી નાઉમેદ થઇને તે ખાટા સ્વભાવનો થઇ ગયો છે, એમ જાણવું. એવો સ્વભાવ–એવી પ્રકૃતિ અતિ નીચ છે. તે ઉપર અમે રૉબર્ટ સાઉધીનાં વચનોનો ઉતારો કરી લઇએ છીએ. એક મિત્રે તેની સલાહ માગી હશે; તેને તેણે લખ્યું કે, જો મારી સલાહ તમારા ખપમાં આવે એમ હોય, તો હું તમને આપું; પણ જેમને રોગી રહવું ગમેછે, તેમને સાજા કરવાનો ઉપાય નથી. વખતે એમ બને કે સારા માણસને સંસારમાં સંકટ પડે, અને ડાહ્યાને માથે દુઃખ આવી પડે; તેથી તેમને દુનિયા ઉપર ચીડ ચઢે; અને અફસોસ કરે; એમ બનેછે, છતાં સત્ય માનજો કે જે માણસ જગત્‌માં રહીને પોતાની ફરજ બજાવેછે, તેને કદી પણ અસંતોષી થવું પડતું નથી. જે માણસે કેળવણી લીધી છે; જે શરીરે નરવો છે; જેને હાથ, પગ અને આંખો છે; જેને નવરાશ છે; એટલું છતાં તેને જો કોઇ વાતની ન્યૂનતા રહી, તો પછી એમ જ સમજવું કે, જે માણસ ઉપર જણાવેલી બક્ષીસોને પાત્ર નથી, તેવાને સર્વ શકિતમાન પરમેશ્વરે એ ચીજો આપી છે.

વળી, કેળવણીને આડે માર્ગે વાપરવાનો અને તેનો નીચ ઉપયોગ કરવાનો એક બીજો રસ્તો છે. કેવળ ગમત અને મોજ મઝાને માટે તથા બુદ્ધિના બગાડા માટે ચોપડીઓ વાંચવી, એ આપણી કેળવણીને બટ્ટો લગાડનારી વસ્તુ છે. હાલના વખતમાં આપણા ભ્રષ્ટ થએલા શોખને રૂચિકર ઘણી ચીજો નીપજવા માંડી છે. મન ઉસ્કેરાઇને વિહ્વળ થાય, એવી માલ વિનાની હલકી ચોપડીઓ વાંચવાની લોકોમાં ઘેલછા થએલી જોવામાં આવેછે. એમ થવાથી જન-સમુદાયને માટે જૂદા જૂદા આકારમાં પુસ્તકો છપાઇને બહાર પડેછે. લોકોને ગમતાં કરવાને આપણાં પુસ્તકો તથા ચોપાનીઆં મરી મીઠું મરચાં ભભરાવીને ખૂબ મસાલાદાર કરવામાં આવેછે. તેમાં ઠઠ્ઠા મશ્કરી અને રમત ગમત દાખલ કરવામાં આવેછે. લખનારાઓ બિભત્સ, નીચ શબ્દો વાપરવાને અને ઇશ્વરકૃત તેમ જ મનુષ્યકૃત સઘળા નીતિના કાયદા તોડવાને શરમાતા નથી. આવું વલણ જોઇને ડગ્લાસ જેરોલ્ડે એક વેળા કહ્યું કે, મને ખાત્રી છે કે, આ હસાહસથી હવે સૌને કંટાળો આવશે. જે તે બાબતમાં હસવાનું આવવું જ જોઇએ. ગાંડા માણસની માફક જગત્ હસી હસીને થાકશે, એમ મને ઉમેદ છે. જેમાં તેમાં હસવું, હમેશાં હસવું, તે કેમ ગમે? બધી વાતનો વિચાર કરતાં જણાય છે કે, આ સંસારમાં માણસની જીંદગીને કંઇ પણ હેતુ છે. હમેશાં હસી હસીને તે પૂરી કરવાની નથી. માણસ-જાતનો ઇતિહાસ બધો જ ઠેકડીમાં ઉડાવાય તેમ નથી. ઈસુ ખ્રિસ્તે ડુંગર ઉપર જે અનિર્વચનીય ઉપદેશ કર્યો છે, તેવા ગંભીર વિષયને પણ હાસ્યરૂપમાં દર્શાવનાર કોઇ ફક્કડ નર નીકળે પણ ખરો, એમ હું ધારૂંછું. ઈંગ્લંડનો હાસ્યજનક ઇતિહાસ લખવો, એ કેવી વાત કહેવાય ? ઑલ્ફ્રેડ જેવા રાજાની તવારીખ મશ્કરી રૂપે જ લખવી, એ કેવું લાગે ? સર ટૉમસ મોર જેવા મહાન પુરુષને મજાકમાં જ પૂરો કરવો ! તેની દીકરી પોતાના સ્વર્ગવાસી પિતાનું વધ થએલું માથું શત્રુ પાસેથી માગે, અને તેને પોતાના હૃદય ઉપર કફનમાં વિંટાળે, એવા શોકજનક બનાવની હાસ્યજનક ભવાઇ કરવી, એ કેવુ અવળું લાગે ?! એ સઘળાનો વિચાર કરી જુઓ. આવી વિપરીત વાતો જોઇને, બધા જગત્‌ને જરૂર ત્રાસ ઉપજશે. આવી નિંદ્ય વાત તે કેમ સહન થાય ? જેરોલ્ડના જેવા વિચારથી ઉશ્કેરાઇને જૉન સ્ટર્લિંગે કહ્યું કે, આ જમાનામાં સઘળા માણસોના હાથમાં ચોપાનીઆં અને વાર્તાઓ વાંચવાને મૂકવી, એ તેમની ખરાબીની નિશાની સમજવી. તેમાં વળી, જુવાન માણસોનાં મન હજુ પરિપકવ થયાં નથી,—હજુ તેઓ ઘાટમાં આવતાં જાયછે, તેમની તો આવા વાંચનથી પુરી ખરાબી જાણવી. મિસર દેશની મરકીના કરતાં એ નવીન પ્રકારના વધારે નાશકારક જંતુઓ જાણવા. એ વિષ-વિલાસી પ્રાણીઓ નિર્મળ વાણીને વિષમય કરી નાખેછે; અને આપણા અંદરના ભાગમાં પ્રવેશ કરીને નુકસાનકારક નીવડેછે.

શ્રમ ભરેલાં મોટાં કામ કરીને થાકી ગયા પછી ગંભીર શ્રમમાંથી વિશ્રામ લેવાને, અને ગમતને માટે, કોઇ બુદ્ધિમાન પુરુષે સારી રીતે લખેલી વા

વાંચવાને હરકત નથી. એવો ગ્રંથ તો આપણી બુદ્ધિને ઉચ્ચ પ્રતિનો આનંદ આપેછે. વિદ્યા-વિષયમાં વાર્ત્તાનાં પુસ્તકો એવાં છે કે, તે ઉપર જુવાન તેમ જ ઘરડા—સઘળી જાતના વાંચનારાઓને અંદરથી જાણે સ્વાભાવિક રીતે બળવાન આકર્ષણ થાયછે; તેથી તેનો માજાસર ઉપયોગ કરવાને અને એવા ગ્રંથ વાંચવાને અમે કોઈને લેશ માત્ર પણ અટકાવ કરવા ઇચ્છતા નથી. પણ કેટલાએક માણસો એવી ચોપડીઓ પાછળ ખાઈ પીને મંડેછે; તેમ બીજા વિષયોને પડતા મૂકીને એની જ પછવાડે એકી વારે મંડવું-એવી ચોપડીઓથી ભરેલાં પુસ્તકાલયની કોહી ગએલી, સડેલી, જીવ જંતુવાળી ભાજીનું વિષપાન કરવું,-અને આપણી નવરાશનો વખત એવાં પુસ્તકોમાં ગાળવો; અને તેમાં મનુષ્ય જીંદગીના ખોટા ચિતાર વર્ણવ્યા હોય, તેનું મનન કરવું,-એ તો વખતને નકામો ગુમાવ્યા કરતાં એ ભૂંડું છે; એ પ્રત્યક્ષ ઝેરનો સંસર્ગ કર્યા બરાબર છે; છતાં, ઘણા માણસો એમ કરેછે, એ સંતાપકારક વાત છે. જે આદમીને હમેશાં વાર્ત્તાઓ જ વાંચ્યા કરવાની આદત પડી ગઈ હોય, તે મિથ્યા કલ્પિત વાસનાઓમાં નિમગ્ન રહેછે. તે એટલે સુધી વધી જાયછે કે, તેના મનની સત્ય વાસના અને ખરી લાગણીઓ બગડી જાયછે અથવા બહેર મારી જાયછે. એક વાર એક જુવાન લાલાજીએ યૉર્કના ધર્માધ્યક્ષને કહ્યું કે, હું કરુણારસ નાટક જોવા કદી જતો જ નથી; તેથી મારૂં હૃદય કોરાઈ જાયછે. વાર્ત્તા વાંચીને તે માંહેના કોઈ શોકજનક ભાગથી દલગીર થવાથી તેને અનુકૂળ કોઈ કાર્ય થતું નથી. વાર્ત્તાઓ વાંચવાથી આપણા મનની જે લાગણીઓ ઉશ્કેરાયછે, તેથી આપણને કંઈ ખરેખરી અગવડ વેઠવી પડતી નથી; અથવા આપણી જાતને કંઈ ખરેખરા સંકટમાં નાખવી પડતી નથી. તેનું પરિણામ એ નીપજેછે કે, એવી ઘણી ગાથાઓ વાંચી વાંચીને આપણું હૃદય-આપણી દયાની લાગણી વારેવારે શોક અને સંકટના ચિતાર જોઈને, આખરે કઠોર થઈ જાયછે; અને બીજાના ખરા દુઃખની તેને પછી દયા આવતી નથી. આપણી ચાલના બંધારણમાં જે ખરૂં હીર અથવા ઝવેરાત હોયછે, તે ધીમે ધીમે ઘસાઈ જાયછે; અને છેવટ જતાં, આપણે નિર્માલ અને નિર્જીવ બની જઈએ છીએ. ધર્માધ્યક્ષ બટ્લર કહેછે કે, જે માણસના મનમાં વાંચવાથી અથવા લખવાથી સદ્‌ગુણની સુંદર પ્રતિમાઓ ચીતરવાની ટેવ પડી જાયછે, તેથી તે માણસ અવશ્ય કરીને, કે ખરી ખાત્રીથી સદ્‌ગુણો જ નીવડશે, એમ કહી શકાય નહિ. તેવી ટેવ આવવાને બદલે, કદાચ્ તેથી ઉલટું જ પરિણામ આવે. તેનું હૈયું કઠણ બનતું જાય, અને આસ્તે આસ્તે તેનામાંથી સદ્‌ગુણના સૌંદર્યનો મોહ કેવળ લય પણ પામી જાય.

માફકસર ગમતથી તો ઉલટો ફાયદો છે; અને તેને માટે તો અમે ભલામણ કરીએ છીએ; પણ જ્યારે હદથી જાદે રમત ગમત ચાલેછે, ત્યારે આપણી બધી પ્રકૃતિ બગડીને ભ્રષ્ટ થાયછે; અને તેમ ન થવાને માટે આપણે સંભાળ રાખીને સાવધ રહેવું જોઈએ. કામ, કામ ને કામ, આખો દહાડો કામ કરવાથી માણસમાં રામ રહેતા નથી; પણ આખો દહાડો આળસુ રહેવાથી વળી

એથી એ ભૂંડાં ફળ થાયછે. જુવાનીમાં જ આપણે આપણા જીવાત્માને એશ આરામમાં ગરક કરવાથી આપણને જેટલું નુકસાન થાયછે, તેટલું બીજા કશાથી નથી થતું. તેના મનના ઉત્તમ ગુણોને આચકો લાગેછે, રોજની રમત ગમતો તો એને ફીકી છાણ જેવી લાગેછે. ઉંચી જાતના આનંદનો અનુભવ લેવાને તેનામાં ક્ષુધા રહેતી નથી. છેવટે, જ્યારે દરેક માણસને માથે જે જે કામ અને ફરજો આ સંસારમાં આવી પડેછે તેવાં કામ અને ફરજો તેને બજાવવાનો વારો આવે-છે, ત્યારે તેને ત્રાસ અને કંટાળો છૂટેછે. **'જે ઘણું દોડે તે ઘણું થાકે.'** જે માણસો એશ અશરતના ઊંડા ખિડમાં ઉતાવળા ઉતરતા જાયછે, તેઓ પોતાની જીંદગીની દોરી ટૂંકી કરી નાખેછે; પોતાનું હીર બાળી નાખેછે; અને ખરા સુખનાં મૂળને સૂકવી દેછે. તેઓ પાછી જુવાનીની વસંત ઋતુમાં આવતા પહેલાં, તેમાં સત્વર ઘસારો કરેછે; અને તેથી તેમની ચાલ કે બુદ્ધિ ખીલીને હૃષ્ટપુષ્ટ થતી નથી. બાળક છતાં તેનામાં ભોળપણ ન હોય, તો તે પણ વિપરીત વાત કહેવાય. કુમારિકા છતાં તે નિર્દોષપણાથી શોભતી ન હોય, તો તે પણ વિપરીત વાત કહેવાય. નાની વયનો છોકરો છતાં, તેનામાં સાચવટ ન હોય તો તે પણ વિપરીત વાત જાણવી; પણ જે માણસ પોતાની જુવાની ભોગ વિલાસમાં ડૂબાવીને કુમાર્ગે વાપરે, તે કેવી વિપરીત વાત છે? કેવી અફસોસની વાત! **મિરાબો** પોતાને માટે કહે-છે કે, મારી જીંદગીના પૂર્વ ભાગના આચરણથી ઉત્તર ભાગ નવારસો થઇ ગયો છે. મારી પૂર્વ વયમાં મેં એવી બદફેલી કરીને મારી શક્તિ ધૂળ મેળવી છે કે, હવે ઉત્તર વયમાં સારાં ફળની શી આશા રાખવી? આપણે આજ એક માણસનો બિગાડ કર્યો, તેનો બદલો આપણને બીજે દહાડે મળ્યા વિના રહેતો નથી; તેમ જ જુવા-નીમાં આપણે જે જે કુકર્મ કર્યાં હોય, તે આપણા ઘરડપણમાં જોશથી ખડાં થઇને આપણા ઉપર ચાબખાનો માર મારેછે. **લૉર્ડ બેકન** કહેછે કે, માણસને તેની જુવાનીના વખતમાં જે કુદરતી કૌવત હોયછે, તેથી ઘણી બદફેલીનાં નુકસાન તે વેળા જણાતાં નથી; પણ તે તેની ઉત્તર વયમાં પાછી સજીવન થઇને ડાકણની પેઠે દાખવેછે. એ વાત શરીરને જેવી લાગુ છે, તેવી જ આપણા માનસિક ધર્મને પણ લાગુ છે; અને તેથી આપણી જીંદગીનાં આચરણમાં એ વચનોની જેટલી કીમત કરીએ, તેટલી થોડી છે. **જ્યૂસ્ટી** એ ઇટલિનો કવિ હતો; તેણે તેના એક મિત્રને લખ્યું કે, નક્કી માનજે કે, હું મારા હયાતીને માટે-મારા જીવવાને માટે ભારે કીમત ખરચુંછું. એ વાત ખરી છે કે, આપણી જીંદગીનો ભરોસો નથી. આપણી હયાતી આપણા હાથમાં નથી. શરૂઆતમાં તો કુદરત આપણને જીંદગીની મફત બક્ષીસ કરતી હોય, એમ ડોળ કરેછે; પણ પછવાડેથી આપણા ભોગ વિ-લાસના ખર્ચનો આંકડો આપણી પાસે વસૂલ કરવાને બિલ મોકલી દેછે. તમે જુવાનીમાં જે જે ભૂલ ચૂક અને ગફલત કરો, તેમાં ગમે તેવી ભૂંડી ભૂલ તમે કરી હોય, તેથી તમારી તનદુરસ્તી બગડેછે; એટલું જ નહિ, પણ તમને તે કલંકરૂપ આખી જીંદગીભર નડેછે. જુવાનીમાં જે બદફેલી કરી હોય, તે કરનાર માણસ મોટપણે

બટ્ટાવાળો ગણાયછે; અને તે પવિત્ર રહેવાની મરજી કરતા છતાં, પછી તેનાથી પવિત્ર રહેવાતું નથી. એનો જો કંઇ પણ ઉપાય હોય, તો તે માત્ર એટલો જ છે કે, આપણે આપણા મનમાંથી દુર્વાસના કાઢી નાખવી; અને ઉત્સાહથી સ્વધર્મને હૃદયમાં અંકિત કરીને તે આચરવો; તથા ઉપયોગી કામ કરવા પાછળ આગ્રહથી મંડવું.

નાના વિધની બુદ્ધિની બક્ષીસથી અલંકૃત થએલો બેંજામીન કૉન્સ્ટંટ નામનો એક મહા તેજસ્વી ફ્રેંચ નર હતો; પણ વીશ વરસની ઉમરમાં તે એશ અશરતથી અને દુનિયાના ભોગવિલાસથી ધરાઇ ગયો; તેથી તેની આખી જીંદગી એક લાંબા વિલાપરૂપ થઇ પડી. તથાપિ. તેણે જો સાધારણ પ્રતિનો ઉદ્યોગ કર્યો હોત, અને મનને કબજે રાખ્યું હોત, તો તે મહાન કામો કરી શકત. એ ઘણાં ઘણાં કામો કરવાને મન સાથે નક્કી કરતો; તેમાંનું તે એક પણ કરતો નહિ; તેથી લોકોમાં તેનું નામ પડી ગયું. ('કૉન્સ્ટંટ શબ્દનો અર્થ દૃઢ થાયછે; અને 'ઇનકૉન્સ્ટંટ'નો અર્થ અદૃઢ, અનિશ્ચિત, ઘડીમાં આમ અને ઘડીમાં આમ, ફરી જાય એવો થાયછે.) કૉન્સ્ટંટને લોકો કૉન્સ્ટંટ ઘી ઇનકૉન્સ્ટંટ કરીને કહેતા, અર્થાત, નામ દૃઢ છતાં, કામમાં અદૃઢ. એવો તે પોતાના નામનો મહિમા ન જાળવવાથી, હલકા ઉપપદને પામ્યો. તેનું લખાણ તેજદાર હતું. તે નદીના પ્રવાહની પેઠે સપાટાબંધ લખી શકતો; અને મોટા મોટા ગ્રંથ રચવાનો તે લોભ રાખતો. તે કહેતો કે, હું એવાં એવાં પુસ્તકો લખીશ, કે તેનો લય થવાને આખી દુનિયામાંથી કોઇ મરજી કરશે નહિ. પણ જેવામાં કૉન્સ્ટંટ એવી રીતે અપાર ઉંચા વિચારોનું ડોળ કરતો હતો, તે જ સમયે તે નીચામાં નીચાં આચરણ આચરતો. તેના ગ્રંથોમાં તત્ત્વજ્ઞાનના સર્વોપરિ વિચારો સૂર્યવત્ ઝગઝગી રહેતા; તથાપિ તેથી તેની દૂષિત જીંદગીની કાળાશનું આચ્છાદન થવાને બદલે, તે વધારે જોરથી બહાર દેખાતી હતી. તે જેવામાં ધર્મના વિષય ઉપર ગ્રંથ લખવામાં ગૂંથાયો હતો, તેવામાં જ તે જુવાખોર લોકોના મકાનમાં જઈને જુગટું રમતો; અને તે જ્યારે '**આડૉલ્ફી**' નામનું પુસ્તક રચતો હતો, તેવામાં તે કલંક લાગે એવા કાળા કપટના કામમાં રોકાયો હતો. તેનામાં બુદ્ધિની શક્તિ બહોળી હતી; તોપણ તે કેવળ અશક્ત હતો; કારણકે, શક્તિ પેદા કરનાર સદ્ગુણ ઉપર તેને જરાએ શ્રદ્ધા નહતી. તે કહેતો કે, છિઃ છિઃ, આબરૂ તે શું અને વળી શોભા તે શું? જેમ જેમ હું મોટો થતો જાઉંછું, તેમ તેમ મને સાફ સમજાતું જાયછે કે, માન અને આબરૂ, એ કંઇ ચીજ જ નથી! આવો બકબકાટો કરનાર દુઃખી અને કંગાલ જાણવો. વળી, તે કહેતો કે, આપણે તે શી ચીજ છીએ? માત્ર માટી અને ધૂળ સિવાય આપણામાં બીજું છે શું?! હું આ પૃથ્વી ઉપર એક ઓળાની માફક પસાર થાઉંછું. દુઃખ અને સંતાપ વગર મારી સાથે બીજું શું દેખોછો? વૉલ્ટેરની કુદરતી અકલના કરતાં મારામાં તેનો કૌવતદાર જુસ્સો હોત તો હું વધારે રાજી થાત. પણ એનામાં દૃઢતા નહતી; માત્ર મન કર્યા કરતો; પણ સંકલ્પ–શક્તિની તેનામાં મોટી ખામી હતી. તેણે પોતાના

શરીરને તથા જીંદગીને એવી રીતે વાપર્યાં કે તે વહેલો અવસ્થાએ પહોંચીને થાકી ગયો. તેની જીંદગી અખંડ કડીઓની સાંકળરૂપ હોવાને બદલે, ભાગી તૂટી કડીઓનો એક ઢગલો બની ગયો હતો. તે જ્યારે પોતાને વિષે બોલતો, ત્યારે તે જાણે અર્ધો પૃથ્વી ઉપર અને અર્ધો હવામાં હોયની, એવી રીતે ઘેલા માણુસની માફક બોલતો. તે પોતાની મેળે જ કહેતો કે, મારામાં કોઈ જાતનો સદ્‌ગુણ કે કોઇ જાતનું ધોરણ કે નિયમ નથી; તેમ જ નીતિ તરફ પણ મારૂં દઢ વલણ નથી. એપ્રમાણે હોવાથી, તે મહા તેજસ્વી બુદ્ધિનો નર છતાં, તેનાથી કંઇ જ થઇ શક્યું નહિ; અને ઘણાં વરસ દુઃખમાં દહાડા કાઢયા પછી, તે ઘસાઇ ઘસાઇને કંગાલ હાલતમાં મરી ગયો.

ઑગસ્ટાં ટીએરીએ 'નૉર્મનરાજ્યના ઇતિહાસ'નું પુસ્તક લખ્યું છે. તેનું જીવન-ચરિત્ર સ્તુત્ય છે. તે કૉન્સ્ટંટથી કેવળ ઉલટી જ પ્રતિનું છે. આગ્રહ, ઉદ્યોગ, સ્વસુધારણા, અને જ્ઞાનની પ્રાપ્તિને માટે અપરિમિત સ્વાર્પણનો છક કરી નાખે એવો દાખલો તેની આખી જીંદગી ઉપરથી આપણને મળેછે. એ કામ પાછળ, મજુરી કરતાં તે આંધળો થયો; તેની તનદુરસ્તી ધૂળ મળી; પણ સત્ય વસ્તુ ઉપરનો પોતાનો ભાવ તેણે કદી છોડ્યો નહિ. તે ઘણો જ નબળો થઈ ગયો હતો; તેનાથી ચલાતું પણ નહિ; ઘરમાં ચાકરડી હતી, તે તેને એક ઓરડામાંથી બીજા ઓરડામાં, નાના બાળકની પેઠે ઉપાડીને લઇ જતી; તોપણ તે હિમ્મત હાર્યો નહિ. તે આવી રીતે આંધળો તથા લાચાર બની ગયો હતો; તોપણ નીચેનાં તેનાં ઉમદા વચનોથી તેની જીંદગીના ચરિત્રનો આભાસ થશે. 'મોટાં લોકોપયોગી કામો કરીને દેશની સેવા અનેક રીતે બજાવવામાં આવેછે; તેમાં મારા વિચાર પ્રમાણે વિદ્યાવિષય પણ પ્રજા-હિતકારી કામ છે. તેમ ગણવામાં આવે, તો રણ-સંગ્રામમાં ઘવાઇ ગએલો સિપાઈ તેના દેશની જેટલી સેવા બજાવેછે, તેટલી જ મેં પણ મારા દેશની બજાવી છે. મારી મહેનતનું ફળ ગમે તે નીપજો, પણ મેં મારી જાતનો જે આ દાખલો સૌ આગળ મૂક્યો છે, તેનો બધા લાભ લેશે, એમ મને આશા છે. આપણા હાલના જમાનાના માણસોમાં મન બહુ નબળું જોવામાં આવેછે; પાકા હૈયાની ખરેખરી ખામી છે; તે દોષ દૂર કરવાને મારૂં જીવન-ચરિત્ર કામ આવે, એમ હું ઇચ્છુંછું. કેટલાએક નિર્બળ થએલા માણસોને કામ ઉપર યેકિન કે ચુસ્તપણું રહેતું નથી; કેટલાએક તો જાણતા નથી કે અમારે શું કરવું; અને જ્યાં ત્યાં તેઓ કોઈ પૂજ્ય પદાર્થ ખોળ્યા કરેછે; પણ તે તેમને હાથ લાગતો નથી; કોઇ સ્તુતિપાત્ર દષ્ટાંત જોવાને તેઓ ફાંફાં મારેછે; પણ તે તેમને જડતું નથી; એવા ભમાએલા માણસોને સંસારના સીધા રસ્તા ઉપર લાવવાને મારૂં ચરિત્ર ખપ લાગે, એમ હું ચાહુંછું. લોકો કડવું કડવું એવું શું કરવા બોલતા હશે કે, આ દુનિયા એવે ઘાટે રચાઈ છે કે, તેમાં બધાં માણસને કામ મળતું નથી; સૌને સરખી રીતે ફાવે, એમ છે નહિ? આ બોલવું તદ્દન ખોટું છે. જો માણસ સ્થિર ચિત્તે ગંભીર વિષયો ઉપર અભ્યાસ કરવા ધારે, તો શું એ કામ નથી? એ પદાર્થ મેળવવો સૌના હાથમાં

છે. તેમાંથી કેવી કેવી આશા અને કેવા કેવા ઉમંગ થાયછે! દુનિયાની જંજાળમાંથી કેટલો વિસામો મળેછે? જો અભ્યાસના સહવાસમાં આપણે રહીએ તો આપણે માથેથી દુઃખના દિવસોનો ભાર જણાયા વિના, તેઓ ચાલ્યા જશે. દરેક માણસ પોતાનું નસીબ પોતાની મૂઠીમાં લઇને ફરેછે. ચાહે તે માણસ પોતાની જીંદગીને ઉમદા કામોમાં વાપરીને સફળ કરે. હું એ પ્રકારે વર્ત્યો છું; અને મારે મારી જીંદગી જો ફરીથી શરૂ કરવાની હોય, અને નવે નામે કક્કેથી ગણવાનું હોય, તો એ જ પ્રમાણે પાછો પુનરારંભ કરૂં. જે વસ્તુને લીધે હું આટલે સુધી આવી પહોંચ્યો છું, તેને જ હું ફરીથી પસંદ કરૂં. હું આંધળો છું. હું વ્યાધિગ્રસ્ત છું. હું દુઃખમાં પીડાયા કરૂંછું. તેમાંથી છૂટવાની આશા નથી; અને એ દુઃખનો આરો કે આંતરો નથી; માટે હું ઉપર પ્રમાણે જે શહાદત આપુંછું; તે ઉપર કોઇ રીતનો શક ન લાવતાં, ખરી છે, એમ કબૂલ કરવી જોઇએ. ઇંન્દ્રિય ભોગવિલાસ કરતાં, આ જગત્માં બીજી એક વસ્તુ છે, તે વધારે સરસ છે. તેના આગળ દ્રવ્ય પણ કશા લેખામાં નથી; શરીરની તનદુરસ્તી કરતાં પણ તે ચઢે એમ છે. તે વસ્તુ 'જ્ઞાન સંપાદન કરવા પાછળ તનમનથી મંડવું' એ છે.

કોલરિજ ઘણીએક વાતે કૉન્સ્ટંટને મળતો આવતો હતો. તેનામાં પણ કૉન્સ્ટંટના જેવું જ ઝગારા મારતું બુદ્ધિ-બળ હતું; વળી તે એની પેઠે જ કાચા હૈયાનો-સંકલ્પવિકલ્પી માણસ હતો. તેનામાં બુદ્ધિની બક્ષીસ જોરાવર હતી, પણ મહેનતને નામે આરતી. તેને જાથુ અખંડ ઉદ્યોગ કરવાને કંટાળો આવતો. વળી, કોઈના ઉણા ઓશીયાળા ન રહેતાં, સ્વતંત્રતાથી આપ-બળે સંસાર ચલાવવાની પણ તેને સમજ નહતી; તેથી ઉમદા મનના સાઉધીની મગજ-મજુરી ઉપર પોતાની સ્ત્રી તથા છોકરાંને મૂકવાને તેને લાજ લાગી નહિ. પંડે હાઇગેટ ગ્રોવના મકાનમાં ભરાઇને પોતાના શિષ્યોને મનુષ્ય-જ્ઞાનનાં મૂળતત્ત્વો ઉપર સંવાદ ચલાવીને ભાષણ આપવા લાગ્યો; અને લંડન નગરના અપાર ઘોંઘાટ અને ધૂમાડામાં જે સાચો ઉદ્યોગ સર્વત્ર મચી રહ્યો હતો, તે ઉપર તે તિરસ્કારથી જોવા લાગ્યો. પોતાને પ્રાપ્તિ થાય, એવી સારી નોકરી મેળવવી તેને સહેલ હતી; છતાં, તેમ ન કરતાં પોતાના મિત્રોના આશ્રય ઉપર પડી રહેવું, તેને ગમતું. તે તત્ત્વ-જ્ઞાનના ઉમદા અને ઉંચા વિચારો કરવા છતાં, તેને એટલે સુધી તો નીચું નમવું પડતું અને એટલું તો વેઠી લેવું પડતું કે તેટલે સુધી એક દહાડીઓ-મજુર પણ ન કરે; સાઉધી એથી તદન જૂદી પ્રકૃતિનો હતો. તે પોતાને મન ગમતા કામ પાછળ જ મહેનત કરતો, એમ નહિ; માથે આવી પડેલી અણગમતી, અને કંટાળો ઉપજે એવી વેઠ તેને વારંવાર કરવી પડતી; પણ વળી, તે જ્ઞાનના શોખની ખાતર જ જ્ઞાનને શોધીને સંપાદન કરવા સતત ઉદ્યોગથી અને બેહદ ઉલટથી મચ્યો જ રહેતો. તે રોજે રોજનું, અને કલાકે કલાકનું કામ આગળથી ટેવી રાખતો; છાપનારાઓને તેણે જે વચન આપ્યું હોય, તે જ પ્રમાણે તે વખતસર તેમને છાપવાનું કામ સોંપીને પોતાનું વચન પાળતો; તેને મોટા કબીલાનો ખર્ચ ચલાવવો પડતો;

તેના રોજ-ખર્ચનો પણ યોગ્ય રીતનો બંદોબસ્ત કરવામાં તે ચૂકતો નહિ. સાઉધીને પોતાની કલમના જોરથી પૈસા પેદા કરવાના હતા; તે સિવાય, તેને બીજો કશો આધાર ન હતો. તે કહેતો કે, મારે નિર્વાહ ચલાવવાના અને પૈસા પેદા કરવાના રસ્તા અનેક છે; તે પાદશાહી માર્ગ જેવા પહોળા છે; પણ તે રળવાનું સાધન જુઓ તો આ એક શાહીનો ખડીઓ છે. બીજું મારી પાસે કાંઇ છે નહિ.

'કોલરિજની સ્મરણ-નોંધ' નામનું પુસ્તક રૉબર્ટ નિકલે વાંચ્યા બાદ તેના એક મિત્રને તેણે લખ્યું કે, 'કામ પાછળ મંડયા રહેવાનો એનામાં જરા કમ જુસ્સો હતો; દૃઢતાની જરા ખામી હતી; તેથી કેવી બળવાન બુદ્ધિ ધૂળ મળી!' નિકલ પંડે એક ખરેખરો શૂરવીર હતો. તે જુવાનીમાં જ મરણ પામ્યો. તેટલી ઉમરમાં પણ એણે ઘણી ઘણી મોટી અડચણોની સામા ટક્કર લીધી; અને તે ઉપર ફતેહ મેળવી. શરૂઆતમાં તે ચોપડીઓ વેચવાનો ધંધો કરતો હતો. તેવામાં એને માથે માત્ર રૂ. ૩૦૦નું કરજ થયું હતું; તેટલાથી તો એ બહુ દીલગીર રહેતો. તે કહેતો કે, મારી ડોકે જાણે ઘંટીનું પડ ટાંગ્યું હોય, એટલું મને વસમું લાગતું. જો એટલું કરજ અપાઇ જાય, તો કોઇ દહાડો હું બે પગે ચાલનાર માણસ પાસેથી ફરીથો વ્યાજે નાણું લેનાર નથી! એ વખતે તેણે તેની માને કાગળ લખ્યો, તેમાં તેણે જણાવ્યું કે, વહાલી માડી, તું જરા એ ફીકર કરીશ નહિ, કેમકે દિવસે દિવસે મને લાગેછે કે, હું વધારે દૃઢ થતો જાઉંછું; મારામાં વધારે કૌવત આવતું જાયછે; અને મારૂં દિલ આશા ઉમંગથી ભર્યું રહેછે. હમણાં પુસ્તકો *વાંચવાનું* કામ પડયું મૂકીને મેં વિચાર કરવાનું કામ માથે લીધું છે; તેથી હું જેમ જેમ મન સાથે વધારે તોલ કરતો જાઉંછું, અને વિચાર કરતો જાઉંછું, તેમ તેમ હું વધારે ધનવાન થતો જાઉંછું, એમ તો નથી; પણ મારામાં વિશેષ સમજણ અને ડહાપણ આવતાં જાયછે, એ નક્કી છે; અને દોલત કરતાં ડહાપણ વધારે સારી ચીજ છે, એમાં શક નથી. દુઃખ, દરિદ્રતાદિક જંગલી પ્રાણઘાતક પશુઓથી બીજા માણસો આટલા બધા ડરી જાયછે, તેમ મને થતું નથી; તેમની સામા સજ્જ થઇને ઉભા રહેવાની મને હિમ્મત છે. હું તેમનાથી પાછો હઠી જાઉં, એવો નથી; તેમ મારો ટેક અને સ્વમાન પણ હું છોડું એમ નથી; મનુષ્યાવતાર એ ઉત્તમ અવતાર છે; અને આખરે તેનો જયવારો જ છે, એમ હું માનુંછું અને પ્રભુ ઉપર મને વિશ્વાસ છે. એક વસ્તુ એવી છે કે તે હાંસલ કરતાં મનને ઘણું કષ્ટ વેઠવું પડેછે; ઘણું દુઃખ-ઘણો સંતાપ સહન કરવાં પડેછે; પણ તે વસ્તુ જો એક વાર પ્રાપ્ત થઈ, તો પછી નિરંતર આનંદમાં જ રહેછે. જેમ એક મુસાફર ડુંગરના ઉંચા શિખર ઉપરથી નીચે સમુદ્રમાં ચાલતા તોફાનને નિર્ભયપણે સ્વસ્થ મનથી જોતો જાય અને ચાલતો જાય, તેમ જ આપણાથી પણ સંસાર-સાગરના દુઃસહ તોફાનથી દૂર રહીને ઉચ્ચ શાંતિ-શિખર ઉપર રહીને પરમાનંદ-સૂર્યના પ્રકાશમાં ચિંતા રહિત મનથી આગળ ચાલતા જવાય. હું એવી પરમ પદની ઉંચી સ્થિતિએ પહોંચ્યો છું, એટલું બધું તો

મારાથી નથી કહેવાતું; પણ પ્રતિ દિવસ હું એ પદની પાસે જતો જાઉંછું, એમ મારા મનથી મને લાગેછે.

મર્દ માણસમાં ખપતું હોય, તો સુખચેન છોડી દો; અને પુરુષ-પ્રયત્ન કરો; સહેલા રસ્તા મૂકીને અઘરાને હાથ કરો. આ સંસારમાં માણસ જાતને કોઇ પણ સ્થિતિમાં રહેવું હશે, તો તેને મુસીબતોની સામા મથન કર્યાં વગર ચાલવાનું નથી; અને તેમ થએથી જ ચોકસ જાતની ફતેહ મેળવી શકાય. જેમ જેમ આપણે ઠોકરો ખાતા જઇએ છીએ, તેમ તેમ આપણને વધારે અનુભવ આવતો જાયછે; તેવી જ રીતે એ અડચણો આપણા ઉત્તમ ગુરુઓ થઇ પડેછે. ચાર્લ્સ જેમ્સ ફૉકસ કહેતો કે, જે માણસ જય જયકારના પોકારમાં ઉલ્હાસી મનથી આગળ વધતો ચાલ્યો જાયછે, તેના તર્ફની હું જેટલી ઉમેદ રાખું, તેના કરતાં જે માણસ પોતાની મુરાદમાં નિષ્ફળ થયા છતાં, પુનઃ પુનઃ પ્રયત્ન કરીને આગળ ઝોકયોજ રહેછે, તેની પાસેથી કામ થવાની હું વધારે વકી રાખુંછું. કોઇ માણસ મારી પાસે આવીને મને કહે કે, ફલાણા ફલાણા જુવાન શખ્સે પ્રથમારંભમાં જ એવું ફક્કડ ભાષણ કર્યું કે બધે તેની વાહ વાહ થઇ. એ બધું ઠીક છે. તેને પોતાના કામમાં આગળ ચાલવું હોય તો આગળ ચાલે, અથવા પ્રથમ જયથી સંતોષ માનીને બેસી રહેવું હોય, તો બેસી રહે; તે ગમે તેમ હો; પણ જે જુવાન માણસે પહેલે સપાટે માર ખાધો હોય; તથાપિ મૂર્છા ન પામતાં, તે આગળ વધતો જ ગયો હોય, એવો કોઇ મને બતાવો; તો જે માણસે પહેલી જ અજમાએશમાં ફતેહ મેળવી છે, તેના કરતાં હું ખાત્રીથી કહુંછું કે તે પરાજય પામેલો માણસ વધારે સારી રીતે કામ કરશે.

કોઇ કામમાં પાર પડવાથી આપણામાં જેટલું ડહાપણ આવેછે, તેના કરતાં તેમાં નિષ્ફળ જવાથી વધારે ડાહ્યા થવાયછે. આવી આવી રીતે મહેનત કરવાથી આપણું કાંઈ વળ્યું નહિ; એ આપણા સમજવામાં અનુભવથી આવ્યું; તેથી કેવી કેવી રીતે મહેનત કરીશું, તો આપણે ફલાણું કામ પાર મેલીશું, તે જણાઈ આવેછે; તેમ જ જે માણસ ભૂલ કરતો નથી; તેને કોઈ નવી વાતની ભાળ પણ લાગતી નથી. પાણીને ઉંચે ચઢાવવું હતું; તે પાણીની સપાટીથી પાણીની ડોલ તેત્રીશ ફુટથી વધારે ઊંચી હતી. તે વખતે પાણીના શોષક-બંબાને ચાલતો કરવા માંડયો. પણ તે ચાલ્યો નહિ; ત્યારે અવલોકન કરવાવાળા પુરુષો વિચારવા લાગ્યા અને વાતાવરણના દબાણનો શી રીતનો નિયમ છે, તેનું મનન કરવા મંડયા; અને તેમાં પ્રવેશ કરતાં ગાલિલીઓ, ટૉરેચેલી અને બૉઇલ જેવા મહાત્માઓ નવીન શોધના મંદિરમાં દાખલ થયા. જૉન હંટર કહેતો કે, વૈદ્ય રાજ શારીર-શાસ્ત્રના પ્રયોગો કરેછે; તેમાં જે જે ઠેકાણે તેઓ ભૂલ ખાય અને જે જે ઠકાણે તેઓ જય પામે, તે સઘળું તેમણે પ્રકટ કરવું જોઇએ; કેમકે એવા શોધક નરોની અજમાએશો કયાં કયાં કેવા કારણથી નિષ્ફળ વા સફળ થઈ છે, તે જણાયા વિના શસ્ત્રકળા આગળ વધવાની નથી. યાંત્રિક કામમાં પ્રવીણ ઍંજીનિયર

વૉટ કહેતો કે, પૂર્વે જે જે એંજીનિયરો થયા છે, તે શા કારણથી તેમના પ્રયત્ન અને શોધમાં પાર ન પડયા, તે જાણુવાની પહેલે દરજ્જે જરૂર છે. નિષ્ફળ પ્રયોગના જ્ઞાનથી સફળ કાર્ય થાય; માટે એવા ઐતિહાસિક પુસ્તકની અમને બહુ ખોટ લાગેછે. એક વેળા સર હંફ્રી ડેવીને એક પ્રયોગ બહુ હાથચાલાકી અને હોશિયારીથી કરી બતાવવામાં આવ્યો; તે વખત તેણે કહ્યું કે, હું આવો હોશિયાર અને હાથચાલાકીવાળો મૂળથી જ ન હતો; અને તે ખાતે હું પ્રભુનો પાડ માનુંછું; કારણકે જે જે ઘણા જ અગત્યના શોધો મેં કર્યા છે, તે ભૂલો અને ઠોકરો ખાઈ ખાઇને કર્યા છે; અને તેમ ન થયું હોત, તો તે કદાચ્ થાત પણ નહિ. એ જ શાસ્ત્રીય વિષયમાં એક બીજો નામીચો શોધક થઇ ગયો છે. તે લખેછે કે, હું કંઇ નવું ખોળી કાઢવા પાછળ મંડેલો હોઉં, અને તેવામાં જો કોઇ મેરૂ જેવી મુસીબત મારી આડે આવી પડે, તો તરત જ મને એમ આભાસ થતો, કે આ અડચણ ખસવાની સાથે કોઇ નવીન શોધ પ્રકટ થશે. જે ખરેખરા મહત્વ વાળી બાબતો છે,–જેમકે, મહાન તર્ક વિતર્ક, સૃષ્ટિ મંડળમાં શોધ, નવીન શોધ, એ સૌ પ્રથમ સંકટમાં જ ઉઘરે છે; શોક સાગરમાં ઘણી વાર ડહોળાય છે; અને આખરે મહા પ્રયત્ને સિદ્ધ કરવામાં આવેછે.

બોઇટહોવને રૅાસિનિ વિષે કહ્યું કે, જે વખત એ નાની ઉમરનો હતો, તે વેળાએ એના વાંસા ઉપર સારી પેઠે સપાટા પડ્યા હોત, તો એ સરસ ગવૈઓ નીવડત, એવું એનામાં હીર હતું; પણ પહેલેથીં જ વગર મહેનતે, સરળતાથી એ સંગીત બનાવતો, તેથી જ એ બગડ્યો. જે માણસો અંદરથી કૌવતદાર છે, એમ પોતાના મનથી તેમને લાગેછે; તેમણે વિરુદ્ધ ટીકાની બીક રાખવાની જરૂર નથી; પણ અઘટિત વખાણ અને સ્નેહી મંડળની સ્તુતિવાચક ટીકાથી તેમણે સાવધ રહીને ચાલવાની અગત્ય છે. મેંડેલસોને 'એલાઇજા' નામનું સંગીત બનાવ્યું હતું. તે બર્મિંગામની નાટકશાળામાં પ્રથમ જ્યારે ગવાવાનું હતું, ત્યારે એ નાટકશાળાના સંગીત–મંડળમાં જતો હતો. તેવામાં તેણે તેનો એક મિત્ર ટીકાકાર હતો, તેને હસતાં હસતાં કહ્યું કે, આ વેળા તમે મને દયા ન દેખાડશો; મારા ઉપર ખુશીથી તૂટી પડજો; મારા સંગીતમાંથી તમને શું પસંદ છે, તે જાણવાની મારે જરૂર નથી; પણ તમને શું શું અણગમતું છે, તે મને કહો, એટલે થયું.

એમ કહેવાયછે કે, જય કરતાં પરાજયના સમયમાં સેનાપતિને વધારે કસોટી ઉપર ચઢવું પડેછે; અને એ વાત ખરે જ ખરી છે. વૅાશિંગ્ટને હારજીતની બાજીમાં વધારે વાર હાર ખાધી છે; પણ છેવટે એ ફતેહ પામ્યો. પ્રાચીન રોમન લોકોએ જે મોટી મોટી વિજયી સવારીઓ કરી છે, તેમાં પ્રથમારંભે તેઓ ઘણું કરીને માર જ ખાતા. મોરોના સોબતીઓ કહેતા કે, એ પડઘમ જેવો છે. વગાડ્યા વગર ઢોલ સંભળાતું નથી; તેમ માર ખાધા વિના મોરો ઝબકતો નથી. ગમગીનીમાં ગિરફતાર કરી નાખે, એવી જબરદસ્ત મુસીબતોની સામે બાથ ભીડવાથી વેલિંગ્ટનની લશ્કરી કામકાજની બુદ્ધિ પૂર્ણતાને પામી, તેના સંકલ્પમાં તે

વધારે દૃઢ થતો ગયો, અને તેનામાં માણસ તરીકેના અને સેનાપતિ તરીકેના જે ગુણો હતા, તે એ કારણથી ખુલ્લી રીતે બહાર પડ્યા. એ જ પ્રમાણે જે કુશળ નાવિક છે, તે સમુદ્રનાં વાવાઝોડાં અને તોફાન વેઠવાથી જ ઉત્તમ અનુભવ મેળવેછે. તેમ થવાથી તે પોતાની જાત ઉપર ભરોસો રાખતાં શીખેછે, તેનામાં હિમ્મત આવેછે, અને તેને ઉત્કૃષ્ટ શિક્ષણ મળેછે. આવા તોફાની દરિયા અને શિયાળાની પવન ફૂંકતી રાતો વેઠવાથી આપણા બ્રિટિશ નાવિકોને એવી ઉત્તમ પ્રતિની કેળવણી મળેછે કે, પૃથ્વીમાં બીજા કોઇ ખલાસીઓ એમનાથી ચઢે તેમ નથી, એ નિ:સંશય વાત છે.

દુ:ખ અને તંગી એ આકરા ગુરુ છે; પણ બહુ ઉત્તમ પ્રકારના છે. જો કે વિપત્તિરૂપી દિવ્ય પ્રમાણની કસોટી એવી સખ્ત છે કે, આપણે સ્વાભાવિક રીતે તેનાથી ડરીને પાછા હઠીએ છીએ; પણ જ્યારે માથે આપ્ત આવી પડે, ત્યારે તો આપણે ખરા મર્દની માફક બહાદુરીથી તેની સાથે બાથ ભીડવી જ જોઇએ. બર્ન્સ કવિ સત્ય કહેછે કે,—

### દોહરો.

વિપત્તિ વસમી ખાણ છે, સૌ જાણે સંસાર;
શોધે તેને સાંપડે, બુદ્ધિ–રત્ન મુલદાર.

तावद्भयस्य भेतव्यं, यावद्भय मनागतं,
आगतं च भयं वीक्ष्य, नरः कुर्या यथोचितं ॥ मित्रलाभ.

### દોહરો.

અર્થ:—આવ્યું નહિં ભય ત્યાં સુધી, બીક રાખવી ચિત્ત;
પાસે આવ્યું જોઇને, કરવું જેમ ઉચિત—રણછોડભાઇ.

ખરેખર, દુ:ખમાંથી મીઠાં ફળ નીપજેછે. આપણામાં કેટલું હૈવત છે, તે એવે વખતે બહાર પડેછે; અને આપણો અંતર્ જુસ્સો પ્રકટ થાયછે. જેમ મીઠાં ફૂલ-ઝાડ અને છોડને ચગદીને છૂંદીએ અથવા પીલીએ, તો તેમાંથી ખુશબો છૂટે, અને તેનાં સુવાસિત અર્ક તથા અત્તર નીપજેછે; તેવી જ રીતે આપણા સદ્વર્તનમાં જો કંઇ ખરેખરો માલ હશે, તો તે જ્યારે દુ:ખદારિદ્રયથી પીલાય, ત્યારે જ તેમાંથી સુચાલની અતિ સુંદર સુગંધ ચોમેર પસરેછે. એક જૂની કહેવત છે કે, **'સરગ નીસરણી ચઢવી સહેલી નથી.'** પગથીએ પગથીએ દુ:સહ સંકટ સહન કરે, તેને સ્વર્ગ–સુખ સાંપડે. રિઝ્ટર પૂછેછે કે, નિર્ધનતામાં એવું શું મોટું દુ:ખ છે કે તેથી માણસ આટલો બધો બડબડ ફડફડ કરેછે? એક કુમારિકા કાન કોચાવતાં રડશે, પણ તેમાં પાછળથી કીમતી હીરા મોતી ટંગાવતાં તે હસશે, તેવું દરિદ્રતાનું દુ:ખ જાણવું. માણસ–જાતને અનુભવથી માલમ પડેલું છે કે, જે પુરુષો ધીરવીર હોયછે, તેમને સંકટથી એવું સુખદ શિક્ષણ મળેછે કે, તેઓને એ એક સ્વ-રક્ષક સત્તા થઇ પડેછે. સંકટ સમે સહનશીલતા બતાવે,

અને ઉલ્લાસભેર હરકતો ઉપર હલ્લાં કરી શકે; પણ સંપત્તિમાંથી પેદા થતા ઓર વધારે ભય ભરેલા દુર્ગુણોની સામા ટક્કર લેવાને અશક્ત નીવડે, એવાં ઘણાં માણસો તમારા જોવામાં આવશે. **'નબળી ઓરડી સૌ ઝૂડે'.** પવન તમારી પાઘડી ઉરાડે, અને તમે હાથ પગ ન હલાવો અને નબળા થઈ બેસો, તેમાં કોઇ શું કરે? જે માણસમાં સાધારણ પણ શક્તિ હશે, તે તો માત્ર સૂર્યનાં તપ્ત કિરણોથી જ માથેથી પાઘડી ઉતારશે. તેથી ખરૂં જોવા જઇએ તો, દુઃખના કરતાં સુખના વખતમાં ટકી રહેવાને ઉંચા શિક્ષણ અને દૃઢ વર્તણુકની અગત્ય હરઘડી માલમ પડેછે. કેટલાએક મોટા મનના માણસો હોયછે, તેઓ તેમના અભ્યુદયમાં ઉંફ અને અજવાળું આપનારા થઇ પડેછે; પણ ઘણા એ એવા છે કે, તેમના ઘરમાં કંચનનો વરસાદ વરસતો હોય, તોપણ તેની તેમના ઉપર કંઇ સારી અસર થતી નથી. નીચ મનનાં માણસનાં હૈયાં તો સમૃદ્ધિના સમયમાં સખ્ત બનેછે. એવાં માણસો નિર્ધન હોય, ત્યારે નીચપણું બતાવીને ખુશામતીઆ થાયછે. તે જયારે સધન થાયછે, ત્યારે પોતાનું નીચપણું ન છોડતાં છાકમાં આવી જઇ, તકોબરીવાળા બનેછે. એપ્રમાણે ઉદયકાળમાં માણસનું હૃદય કઠોર અને ગર્વિષ્ઠ થાયછે; પણ દૃઢ પુરુષ તો દુઃખના દિવસોમાં હૈયે હિમ્મત રાખેછે. **બર્કના** બોલ અમે નીચે ઉતારીએ છીએ:—આફત જબરદસ્ત ઉસ્તાદ છે. જે પ્રભુ આપણા ઉપર પિતા તુલ્ય નજર રાખેછે, અને આપણને પિતા તુલ્ય શિક્ષા આપેછે, તે આપણે આપણા પંડ ઉપર જેટલી પ્રીતિ રાખીએ તેના કરતાં આપણા ઉપર વધારે પ્રીતિ રાખેછે; અને આપણે આપણને ઓળખીએ છીએ તેના કરતાં તે આપણને વધારે ઓળખેછે. તેના સર્વોપરિ ધોરણને અનુસાર તેણે એવી ગોઠવણ કરી છે. જે કોઇ આપણી સાથે કુસ્તી કરેછે તેથી આપણું કૌવત કેળવાયછે; આપણી જ્ઞાનતંતુઓ મજબૂત થાયછે; અને આપણામાં હોશિયારી આવેછે. એ શત્રુને આપણે આપણો મિત્ર જાણવો. જો દુઃખની સામા બાથ ભીડવાનું ન કર્યું હોત, તો આપણી જીંદગીને કોઇ વાતની મુશ્કેલી ન નડવાથી, તે ચેનમાં ચાલી જાત, અને માણસ નમાલા બનત. પણ સંકટમાંથી શાણપણ વાપરીને સાર લેવામાં આવે, તો તેથી આપણી રહેણી—કરણી કેળવાયછે અને આપણામાં આત્માવલંબન જાગ્રત થાયછે; તેથી આપણે ભાન-ભુલા થઇને દુઃખની કદર ન કરીએ, તો ભલે; પણ આપણને અનુપમ કેળવણી એ વડે જ મળેછે, એમાં સંદેહ નથી. **હૉડસન હિં**દુસ્તાનના લશ્કરનો ઉપરિ હતો. એ જુવાન બહાદુર નરને એ અધિકાર ઉપરથી ગેરવાજબી રીતે ખસેડવામાં આવ્યો. પદભ્રષ્ટ થયાથી તેની નિંદા થવા માંડી, અને તેના ઉપર દોષનો આરોપ ચોંટયો. એ નિંદા તથા દોષ કેવળ ખોટાં હતાં; પણ બહાર એવી વાત ચાલવાથી, તે બહુ જ નિરાશ થઇ ગયો; તોપણ તેણે હિમ્મત ન હારતાં પોતાના એક મિત્રને કહ્યું કે, જેમ રણભૂમિમાં શત્રુની સામા હું છાતી કાઢીને ઉભો રહુંછું, તેવી જ રીતે આ સમે પણ જે બનનાર હો, તે બને, એમ માનીને હું હિમ્મતભેર ઉભો છું. દૃઢ મનથી અને મારી તાકત પ્રમાણે બને તેટલું કામ

સારી રીતે કરવાને હું હજુ તતપર છું; જે કાંઈ બનેછે, તે કારણ વિના બનતું નથી, એવા વિચારથી હું મારા મનને વાળુંછું. ગમે તે કામ મને સોંપવામાં આવશે, તે ગમે તેવું કંટાળા ભરેલું હો, તોપણ તેનો સારો બદલો મળશે જ, એમ ઉમેદ રાખીને તે કરવું જ; અને કદાચ્ બદલો ન મળ્યો, તો એ શું થયું? આપણી ફરજ છે, માટે તે અદા કરવી જ જોઈએ.

સંસારનો રણસંગ્રામ બડો વિકટ છે; ઘણી વેળાએ, સામે મોઢે ડુંગર ઉપર ચઢતા જવું અને લડવું પડેછે; કેમકે, રણજંગ મચ્યા વિના જીત મેળવવી, તે જીત શાની? અને તેમાં જશ શો? જો સંકટરૂપી શત્રુઓ સામે લડવું ન પડ્યું, તો લડાઈ ક્યાં અને ફતેહ કેવી? જો કોઈ કામમાં પ્રયત્ન ન કરવો પડ્યો, તો પ્રાપ્ય, પ્રાપ્તિ કે પરાક્રમ કંઈ છે જ નહિ, એમ સમજવું. જે નબળા મનના હોય, તે દુઃખથી ડરે; પણ જેઓ અડગ સિપાઇ બચ્ચા છે, તેઓ તો પ્રફુલ્લિત મનથી આગળ ધસેછે. માણસ-જાતના સઘળા અનુભવથી સિદ્ધ થાયછે કે, આપણા અભ્યુદયની આડે જે જે આવી અડે, તે ઘણે ભાગે નાશ પામે; પણ તેમ કરવાને આપણી રહેણી કરણી આપણે રૂડી રાખીને તેને ચુસ્તપણે વળગી રહેવું જોઈએ; ખરા દિલથી, ઉલટથી, ચપળતાથી અને આગ્રહથી મંડ્યા રહેવું જોઇએ; અને સૌને માથે વિઘ્નોનો વિનાશ કરવાને દૃઢ સંકલ્પ કરીને દુઃખની સામા ખરી મર્દાઇથી બાથ બીડવી જોઇએ.

વિપત્તિની શાળા મન તથા નીતિના ધર્મો કેળવવાને ઉત્તમ શાળા છે. તે પ્રત્યેક પુરુષને તેમ જ આખા દેશની પ્રજાને માટે સરખી રીતે હિતકારક છે. જો કોઈ વિપત્તિનો ઇતિહાસ લખવા બેસે, તો આજ સુધીમાં માણસોએ જે મોટાં અને રૂડાં કામો કર્યા છે, તેનો ઇતિહાસ તેણે લખવો જોઈએ; કેમકે વિપત્તિ વેઠયા વિના એવાં મહત્કાર્ય બનતાં નથી. પૃથ્વીના ઉત્તર પ્રદેશની હવા કઠોર છે; ત્યાં ભૂખર વાયરો વધારે વાયછે; હવાનું ઠેકાણું રહેતું નથી; ઘડી ઘડીમાં બદલાઈ જાયછે; તેમ જ એ ભાગની જમીન પણ મૂળ બેકસ અને નમાલી હતી. એ સ્થળે જે લોકો જઇને વસ્યા, તેમને આવી હવા અને આવી જમીનથી કેટલી મુસીબતો વેઠવી પડી હશે; તેમને વરસો વરસ કેવી કેવી અડચણો નડી હશે; તેનો ખ્યાલ ગરમ દેશના લોકોથી થઈ શકે તેમ નથી; તથાપિ, એવી હરકતોને લીધે એ ઉત્તર-વાસી લોકોને કેટલો લાભ થયો છે, તે કહ્યો જાય તેમ નથી.. એવી ઉજડ જમીનને આપણી ઉત્તરવાસી પ્રજાએ કસદાર, માલદાર અને મૂલદાર બનાવી; અને જેમાં કંઈ ઉગતું નહિ, તેમાં પરદેશથી લાવી લાવીને અનેક જાતની વનસ્પતી, શાકપાન અને ધાન્ય વાવીને ઉગાડવા માંડ્યાં! એ ઉછેરવાને આપણા લોકોને કેટલી મહેનત અને મથન કરવું પડ્યું હશે; કેટલી ચતુરાઈ વાપરવી પડી હશે, એ કળવું કઠણ છે; અને તેથી જ આપણી પ્રજા-ઉત્પત્તિનો પાક એવો તો નીવડ્યોછે કે, ચોખૂંટ પૃથ્વીમાં તેની ઉપરવટ થાય, અથવા તેનાથી સરસાઈ ભોગવે, એવી કોઈ બીજી પ્રજા નથી.

જ્યારે માથા ઉપર આફત આવી પડે, ત્યારે જ તે માણસની પરીક્ષા થાયછે. સારા નરસાની તે વખત કીમત થાયછે. તેનામાં કંચન છે કે કથીર છે, તે તે ટાણે જણાયછે. આપત્તિની સાથે યુદ્ધ કરવાથી તેનું કૌવત કેળવાશે; અને તેનામાં ચતુરાઇ આવશે. જે ઘોડાને ડુંગર ઉપર દોડીને ચઢતાં કેળવવામાં આવેછે, તેને સરખી જમીન ઉપર દોડવું બહુ સહેલ થઈ પડેછે; તે જ પ્રમાણે પુરુષ-પ્રયત્ન કરવાને આપણને પછી હિમ્મત આવતી જાયછે. જયનો ડુંગર ઉંચો અને સીધો છે. તે ઉપર ચઢવું દોહેલું છે. જે માણસને છેક ટોચ સુધી જઇ પહોંચવું હોય, તેણે પોતાનું સઘળું કૌવત, દમ અને જુસ્સો એ ઠેકાણે કાઢી બતાવવાં જોઈએ. પણ અનુભવથી માણસને માલમ પડેછે કે, અડચણો સાથે આથડીઆં મારવાથી, તે નાસી જાયછે. કૌવચને પણ હિમ્મત રાખીને હાથમાં આપણે પકડીને દાબીએ, તો તે રેશમના ગાભલા જેવો નરમ થઈ જાયછે. તેમ જ આપણે કોઈ કામ કરવા ધાર્યું હોય, તો તે પાર મેલવાનો એક જ રસ્તો છે. આપણે એ કામ કરી શકીશું જ–એ કર્યા વિના આપણે રહીશું જ નહિ, એવી રીતે જો મનમાં પાકી ધારણા હોય, તો તે ભારે સહાયક થઇ પડેછે. એપ્રમાણે દૃઢ મનના સંકલ્પ–સૂર્યના તાપ આગળ વિઘ્ન-વાદળાં આપોઆપ વીખરાઈ જાયછે.

જો આપણે માત્ર મહેનત જ કરીએ, તો ઘણું કામ થઇ શકશે. કેટલું કામ કરવાને મારામાં કૌવત છે, તે અનુભવ કર્યા વિના કોઇને ખબર પડતી નથી. એવાં થોડાં માણસ હશે કે, તેઓ પોતાનાથી બની શકે એટલું કામ, કોઇના દબાણ કે જોર વિના કરે. જે જુવાન માણસો નાઉમેદીમાં ડૂબેલા હોયછે, તેઓ નીસાસા નાખતાં બોલેછે કે, મારાથી જો ફલાણું ફલાણું કામ થાય-તોપણ તેઓ જો એવી મનોવાસના કરીને બેસી રહેશે, તો તેમનાથી કંઇ થવાનું નથી. ઇચ્છાની સાથે યત્ન અને ઉદ્દેશ હોય, તો જ તે સફળ થાય; અને હજારો તરેહની તૃષ્ણા કરવા કરતાં, એક જ વાર જો જુસ્સાથી મહેનત કરવામાં આવે તો તે વધારે કીમતી વસ્તુ સમજવી. ‘ **જો** આમ બને, **તો** હું કરૂં ’ એવા **જો**–અને–**તો**, નાઉમેદ થએલા નામર્દના મ્હોંમાંથી નીકળેછે. એ શબ્દો તેને બાવળની શૂળની પેઠે સાલેછે. જે કામ બની શકે એવું હોયછે, તેને પણ એ ‘ **જો**–**તો**’ અશક્ય જેવું કરી બતાવેછે; અને તેથી કોઈ પણ કામ નીપજતું નથી; અને એવાં માણસ તે કામને અડવાની હિમ્મત પણ ધરતાં નથી. **લૉર્ડ લિંડ**હર્સ્ટ કહેછે, અડચણ એટલે આપણા જવાની માર્ગની આડે આવેલું ચણતર; તેથી આગળ ચાલતાં અટકવું ન જોઇએ; પણ તે આડી આવેલી હરકતને ખસેડવી જોઈએ. મન–કલ્પિત આડે આવેલા ચણતરને તોડી પાડીને માર્ગ કરવો જોઇએ. ચાંચવો પાવડો લઇને એકદમ બાટકી પડવું; જેમ મહેનત કરતા જશો, તેમ અડચણ મટતી જશે; અને વારે ઘડીએ પ્રયત્ન કરવાની ટેવ પડશે, તો તેથી તમારામાં હિમ્મત અને કૌવત આવશે. આ પ્રમાણે કરવાથી તમારૂં મન તથા તમારી વર્તણુકમાં દૃઢતા તથા સંયમી થવાની સંપૂર્ણ કેળવણી આવશે; અને જે માણસોને એ બાબતનો અનુભવ નથી, તેનાથી તો

પૂરૂંપાંશરૂં સમજાય જ નહિ, એવા શોભા, સ્વતંત્રતા અને શૌર્યના ગુણો તે પુરુષમાં આવશે; તે એ પુરુષ–પ્રયત્નના પ્રતાપ સમજવા.

જે કાંઈ આપણે શીખીએ છીએ, તે મહેનત અને મુસીબત વિના–એટલે અડચણને ખસેડ્યા વિના શીખાતું નથી; અને એક હરકતને ઉડાવવાથી બીજીને ઉડાવવી સહેલ થઇ પડેછે. કેળવણી લેવા જતાં, નિશાળોમાં છોકરાઓને કેટલીએક એવી બાબતો શીખવવામાં આવેછે કે, તેઓ દેખીતી જ આપણને નકામી લાગેછે; જેમકે સંસ્કૃત, લાટિન, ગ્રીક એવી જૂની મૃત–ભાષાઓ પછવાડે મહેનત કરીને જ્ઞાન મેળવવાથી શો ફાયદો ? લીંટીઓ અને સપાટીના પરસ્પર સંબંધ જાણવાથી શો નફો ? એ ગણિતશાસ્ત્ર પછવાડે શું કરવા વખત અને મહેનત ખરચવાં ? એ સવાલોનો જવાબ એ છે કે, એ વિષયો શીખવાથી, આપણને જે જ્ઞાન મળેછે, તેથી તેઓ ઉપયોગી છે; એટલું જ નહિ પણ એ વિષયોના અધ્યયનથી આપણામાં જે નાના વિધની શકિતઓ પોષાયછે, તે ખરેખર અમૂલ્ય ફળદાતા થઇ પડેછે. એવી બાબતોના અભ્યાસથી આપણામાં પુરુષ–પ્રયત્ન જાગ્રત થાયછે; અને તેથી આગ્રહનો ગુણ કેળવાયછે; તેમ ન થયું હોય, તો એ ગુણો ઘોર નિદ્રામાં પડ્યા રહે. એપ્રમાણે એક કામથી બીજું અને બીજાથી ત્રીજું. એમ અનુક્રમે આગળ ચાલ્યા જ કરેછે; અને એ જ મિસલ ઉપર બધી જીંદગીનો કારોબાર ચાલેછે. પછી જ્યારે આપણી જીંદગીનો અંત આવે, અને સ્વસુધારણાની સીમા તેની સાથે પૂરી થાય, ત્યારે જ અડચણો સામે યુદ્ધ મચાવવાના કામનો પણ પાર આવેછે; મતલબ કે, એ કામ આપણી હયાતી હોય, ત્યાંસુધી ચાલ્યા જ કરેછે; આપણો દમ આખર થાય, ત્યારે જ એ રણજંગ બંધ પડેછે. પણ નાહિમ્મત અને નાઉમેદીના વહોમાં ઘસડાવાથી કંઇ ફળ નથી; તેથી મુસ્કેલી મહાત થઇ નથી અને કદી થવાની પણ નથી. એક વિદ્યાર્થીને ગણિત–શાસ્ત્રના પ્રથમારંભનાં મૂળતત્ત્વોની સમજણ પડી નહિ; ત્યારે તે ડાલાંબર પાસે જઇને કહેવા લાગ્યો કે, આ ગણિત તો મને આવડતું નથી; એમાં મને સમજ પડતી નથી. ગુરુએ ઉત્તર આપ્યો કે, એમાં ને એમાં તું મંડયો તો રહે; પછી તને એની મેળે કૌવત આવશે; અને હવે મને ગણિત આવડશે, એમ ભરોસો બેસશે.

નાયકા જે નાના પ્રકારના નાચ કરેછે, અને પગનાં આંગળાં ઉપર ઘુમરડી ખાયછે, તેમ જ સારંગી બજાવનાર જે હૃદયભેદક સૂરનું સ્વરૂપ ખડું કરી દેછે, તેમણે ઘણી ઘણી ભૂલો અને ઠોકરો ખાઇને અને ધીરજ રાખીને પુનઃપુનઃ પ્રયત્ન કરીને એટલી ખબરદારી મેળવેલી છે. કારિસિમિના સૂરની મીઠાશ, લહે અને રસિકતાનાં સૌ શ્રોતા વખાણ કરવા લાગ્યા, ત્યારે તેણે કહ્યું કે, એટલી ખુબી લાવતાં મારે કેટલી મહેનત લેવી પડી છે, તે મારૂં મન જાણેછે. સર જોશુઆ રેનોલ્ડઝને એક વાર કોઇએ પૂછ્યું કે, ફલાણી તસ્વીર ચીતરતાં તમને કેટલો વખત લાગ્યો ? તેણે જવાબ દીધો કે, મારી બધી ઉમર! હેન્રી ક્લે અમેરિકાનો વક્તા થઇ ગયો. તેણે જુવાન માણસોની સભા આગળ ભાષણ કર્યું; અને તેમને શીખામણ

દીધી; તે પોતાની વકતૃત્વ-શક્તિ કેળવવામાં શું શું કરવાથી પાર પડયો, તે તેણે નીચેના બોલોમાં કહી બતાવ્યું:— મારી જીંદગીમાં મેં જે કંઇ જશ મેળવ્યો છે, તેનું વિશેષે કરીને એક જ કારણ છે; તે એ કે, મારી સત્તાવીશ વરસની ઉમર થઇ તે વખતથી ઇતિહાસના અને બીજા શાસ્ત્રીય ગ્રંથો મેં વાંચવા માંડયા; અને તે માંહેના ફકરા હું મોઢે બોલવા મંડયો; એ કામ મેં વરસનાં વરસ લગી જારી રાખ્યું. આવી રીતે અણચિંત્યાં ભાષણો કરવાની ટેવ મેં પાડવા માંડી. કોઇ વેળા અનાજના ખેતરમાં ગયો હોઉં, અથવા જંગલમાં ભટકતો હોઉં, અથવા કોઇ છેટેની ખળાવાડમાં ઉભો રહીને હું ત્યાં એપ્રમાણે એકદમ ભાષણો કરતો; તેમાં આગળથી હું કાંઇ વિચારી કે ગોઠવી મૂકતો નહિ. એવે ઠેકાણે બળદ અને ઘોડા વિના બીજા કોઇ મારા શ્રોતા નહતા. સર્વ હુનરમાં ભાષણ કરવાનો હુનર શિરોમણિ છે; બધી કળામાં ભાષણ કરવાની કળા શ્રેષ્ઠ પદવી ભોગવેછે; તેનો મેં એવી રીતે વહેલેથી જ મહાવરો કરવા માંડયો; અને તેથી આગળ વધવાનો મૂળ જુસ્સો અને જોરાવર લાગણીઓ મારામાં જોશબંધ પ્રકટી નીકળી; અને તેથી જ મારો આટલો ઉદય થયો છે, એમ જાણજો.

કરન એ ભાષણ-કર્તા હતો; અને આયર્લેંડનો વતની હતો. તે નાનો હતો, તેવામાં શબ્દના ઉચ્ચાર કરવામાં એનામાં ભારે ખોડ હતી. તે નિશાળમાં ભણતો હતો, તે વખત બધા નિશાળીઆ એને 'તોતડો જાક કરન' કહીને ખીજવતા. તે પ્રથમ કાયદાનો અભ્યાસ કરતો હતો, અને તેની બોલીનો દોષ દૂર કરવાને એ માથાકૂટ કરતો હતો; તેવામાં એક સભા જૂદા જૂદા વિષયો ઉપર વાદવિવાદને માટે સ્થાપન થઈ હતી, તેના એક સભાસદે એને મ્હેણું મારીને કહ્યું કે એ તો મૂગો ભાષણ-કર્તા છે; કારણકે કાઉપર કવિની પેઠે એ સભામાં બોલવા ઉઠયો, પણ એક શબ્દ પણ એનાથી બોલાયો નહિ. ઉપરના બોલ એને હાડેહાડ વસી ગયા; અને તરત જ એક તીખું તમતમતું ભાષણ એના મ્હોમાંથી તેના મ્હેણાના જવાબમાં નીકળી ગયું. આ અકસ્માત્ બનાવથી તેને લાગ્યું કે, ભાષણ-કળાને માટે મારામાં શક્તિ છે, એમાં હવે શક નથી; અને તેથી તે હવે નવા જુસ્સાથી ઉલટભેર એ વિષયનો અભ્યાસ કરવા લાગ્યો. બૂમ પાડી પાડીને વાંચવાથી તેણે તેની બોલવાની શક્તિ સુધારી. અંગ્રેજી ભાષામાં જે ઉત્તમ લખાણ હતાં, તે એ દરરોજ કલાકને કલાક સુધી ભાર મૂકી મૂકીને સ્પષ્ટ ઉચ્ચારથી વાંચવા લાગ્યો. તે વેળા તેના અવયવોના આવભાવ કેવા થાયછે, તે સામો અરીસો રાખીને તેમાં તપાસી જોતો. તેના શરીરનો ઘાટ જરા બેડોળ અને કઢંગો હતો. તેને અનુકૂળ આવે, એવા અભિનય કરવાની તેણે અભ્યાસથી ટેવ પાડી. તે પોતાના મન સાથે અમુક મુકદ્દમા ઉભા કરીને, તેમાં એક બાજુનો તે વકીલ થતો; અને જાણે પોતાની સામાં ખરેખરૂં જ પંચ બેઠું હોય, એમ ધારીને તે તેમની સામા પોતાના પક્ષકાર તર્ફની દલીલો કાળજીથી રજુ કરીને ભાષણ કરતો. લૉર્ડ એલ્ડન કહેતો કે, જેણે નામના મેળવવી હોય, તે કેવળ નિર્ધન હોવો જોઇએ; એક ફૂટી બદામ પણ તેની પાસે હોવી ન જોઇએ.

એવી હાલતમાં કરને પ્રથમ વકીલાતનો ધંધો કરવા માંડયો. તે ન્યાયની અદાલતમાં વહીતરૂં કરીકરીને પોતાનું કામ બજાવ્યો જતો હતો, તોપણ પેલી વિવાદ ચલાવનારી સભામાં મૂળથી જ એના દિલમાં જે વસવસો પેદા થયો હતો, તે હજુ ગયો નહતો; પોતાની ખામીને માટે તેને મનમાં ઘણું લાગતું હતું. એક વેળા રૉબિન્સન ન્યાયાધીશ આગળ તેનું કામ ચાલતું હશે, તે વખતે તેણે કરનને એટલો ખીજવ્યો કે, તેને છેવટે ઘણા સખ્ત બોલમાં જવાબ આપવો પડયો. જે મુકદ્દમો ચાલતો હતો, તેના સંબંધમાં કરને કહ્યું કે, આપ નામદાર કાયદાનો જે અર્થ કરોછો, તેવો આગળ કોઇએ કર્યો હોય, એમ મારા પુસ્તક-સંગ્રહ ઉપરથી મને જણાતું નથી. ન્યાયાધીશે તિરસ્કારથી ઉત્તર આપ્યો કે, તમારો સંગ્રહ તે કેટલો? તમારા જેવાના એક નાના સંગ્રહમાંથી આધાર ન નીકળ્યો; તો શું થયું? એ ન્યાયાધીશ બહુ ઉગ્ર સ્વભાવનો માણસ હતો. ઇંગ્લંડમાં હમેશાં બે રાજ્ય-ટોળી (કૉન્ઝર્વેટિવ=રક્ષક; લિબરલ=ઉચ્છેદક-રક્ષક) હોયછે, તેમાં એ એક પક્ષમાં ભળ્યો હતો. તેણે કેટલાંએક નનામાં ચોપાનીઆં પ્રકટ કર્યાં હતાં. તેમાં તેણે તેના સ્વભાવ પ્રમાણે અસાધારણ તામસ અને મતાભિમાન બતાવ્યાં હતાં. તેની આ પ્રકૃતિ સૌના ગનણામાં હતી. ન્યાયાધીશે કરનને જવાબ આપ્યો, તેમાં તેણે કરનને તેની ગરીબ હાલતને માટે માર્મિક મ્હેણું માર્યું, તેથી કરન તપી જઇને બોલ્યો કે, નામદાર સાહેબ, આપે કહ્યું તે ખરૂં છે. હું ગરીબ છું; અને તેથી મારો પુસ્તક-સંગ્રહ પણ થોડો છે. મારી પાસે ઘણાં પુસ્તક નથી, પણ જે છે, તે પ્રમાણ-ગ્રંથો છે; અને તે બધા મેં યોગ્ય રીતે વાંચ્યા છે. આ ઉમદા ધંધાને માટે હું તૈયાર થયો છું, તેમાં મેં થોડાં પુસ્તક વાંચ્યાં છે, પણ તે બધાં જ માન્ય ગ્રંથકારોનાં વાંચ્યાં છે; નઠારાં પુસ્તકો, કદાપિ ઘણાં વાંચ્યાં, તેથી શું ફળ? હું નિર્ધન છું, તેની મને એબ કે શરમ નથી. પણ મોટા મોટા માણસોની ખુશામત કરીને અને લાંચ રૂશ્વત ખાઇને મેં ધન ભેગું કર્યું હોય, તો તેવા ધનથી મારે નીચું જોવું જોઇએ. કદાચ્ હું દરજ્જે ન ચઢયો, તો શું? મારી સાચવટ કયાં જવાની છે? અને એ કંઇ ઓછી વાત છે? અને જો કદી કયારે પણ હું પ્રમાણિકપણું છોડીશ; અને ગેરવાજબી રીતે મોટી જગા મેળવીશ; તો બીજા એવા ઘણા દાખલાથી હું જાણુંછું કે, મારી પછવાડે આંગળી-દેખડામણ થશે; અને સૌ લોકોના ધિક્કારને હું ખુલ્લી રીતે પાત્ર થાઉં, એમાં અચરજ નથી.

જે માણસો પોતાની જાત-કેળવણી પાછળ ખાઇ પીને મચેલા છે, તેઓ ગમે તેવી મિસ્કીન હાલતમાં હશે, તોપણ તેથી તેમને કંઇ હરકત આવતી નથી. અલેક્ઝાંડર મરે વિદ્યાગુરુ અને ભાષાજ્ઞ હતો. ઉન હોળવાની એક જૂની કાંસકી ઉપર એક બળેલા ખોયણાની અણી વતી ચીતર ચીતર કરવાથી તે લખતાં શીખ્યો. તે એક ગરીબ ભરવાડનો છોકરો હતો. તેના બાપ પાસે ફક્ત એક જ ચોપડી હતી. તે ઈસાઇ ધર્મની પ્રશ્નોત્તરાવળિ હતી. તેની કીમત એક આનો હતી. પણ તે ગરીબ માણસ એટલે એવી હલકી કીમતની ચોપડી પણ રોજ આપવાને તેનું ગજું નહતું; તેથી તેને ઘરમાં હરમાળીમાં રાખી મૂકતા; અને આદિતવારને દિવસે પ્રશ્નોત્તરને

માટે બહાર કાઢવામાં આવતી. મૂર વિદ્યાગુરુ જ્યારે નાની ઉમરનો હતો, ત્યારે તે 'ન્યૂટનની પ્રિન્સિપિયા' વેચાતી લેવાને અશક્ત હતો; તેથી તેણે એ ગ્રંથ કોઇની પાસેથી માગી આણીને પોતાને હાથે બધો ઉતારી લીધો. ખેતરો શિયાળાના બરફથી ઢંકાઇ ગયાં હોય; અને ગરીબ બીચારા પક્ષીઓને ખોરાકનાં ફાંફાં પડેછે; ત્યારે તેઓ આમ તેમ ભટકીને એક એક કણ લાવીને પોતાનું જેમ તેમ ચલાવેછે; તેવી જ રીતે ઘણાએક ગરીબ વિદ્યાર્થીઓને પોતાના પેટને વાસ્તે રોજ મજુરીએ જવું પડેછે; તેવામાં જે જૂજ અવકાશ મળે, તેમાં ગમે તેમ કરીને અલ્પસ્વલ્પ જ્ઞાનના કણ તેઓ વીણી લેછે. તેમણે તરફડીઆં મારી મારીને મહેનત કરી છે; અને આખરે તેમનું યેકીન અને આશા તેમને ફળ્યાં છે. એડિનબરોનો વતની વિલિયમ ચેમ્બર્સ એક પ્રખ્યાત ગ્રંથકર્તા છે અને છાપખાનાનો ઉપરિ છે. તેણે પોતાના શહેરના જુવાન માણસોની મિજલસ આગળ ભાષણ આપ્યું; તેમાં તે પંડે કેવી ગરીબ અવસ્થામાંથી ધીરે ધીરે વધતો ગયો, તેનો ટુંકો હેવાલ તેમને ઉત્તેજન આપવા માટે તેણે નીચે મુજબ આપ્યોઃ—આ એક આપબળથી કેળવાએલો માણસ તમારા આગળ ઉભો છે. સ્કૉટલંડની ગરીબ ગામડી નિશાળોમાં જેટલું ભણાવવામાં આવેછે, તેટલું જ હું પ્રથમ નિશાળમાં ભણ્યો. હું ગરીબ બાળક હતો, તે વખતે એડિનબરો શહેરમાં આવીને મહેનત–મજુરી કરવા લાગ્યો. તેમાંથી પરવારીને સર્વ–શક્તિમાન પ્રભુએ મને જે બુદ્ધિ બક્ષી છે, તેને કેળવવાને સાંજનો સઘળો વખત હું ગાળવા લાગ્યો. સવારના સાત આઠ વાગતાથી તે રાતના નવ દશ વાગતા સુધી મારા શેઠની દુકાને મારે રહેવું પડતું. તે ચોપડીઓ વેચતો; અને હું તેની દુકાને બંધણી કરી આપીને ઉમેદવારીમાં દાખલ થયો. એટલો વખત ત્યાં દુકાને રોકાયા બાદ ઉંઘવાના વખતમાંથી જેટલો કઢાય, તેટલો કાઢીને હું અભ્યાસ પાછળ મંડતો. હું ગાથા—વાર્ત્તા કંઇ વાંચતો નહિ. સિદ્ધપદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર અને બીજા એવા ઉપયોગી વિષયો હાથ કરવામાં મેં મારૂં મન પરોવ્યું. વળી ફ્રેંચ ભાષા પણ હું મારી મેળે જ શીખ્યો. મારા એ દિવસો સંભારતાં મને બહુ આનંદ થાયછે; અને એ અનુભવ પાછો ફરી મેળવવાને મને મન થાયછે; પણ તેમ બનવું અશકય જાણી હું દીલગીર થાઉંછું. હાલ હું મારા મકાનના દીવાનખાનામાં બેસુંછું; અને તેમાંના સરસામાન, શણગાર આદિથી મને જે સુખ મળેછે, તેના કરતાં એડિનબરોના નીચા માળીઆમાં ખાલી ખીસે બેઠો બેઠો હું મારો અભ્યાસ કરતો, તે વખતે મને વધારે મજા પડતી.

વિલિયમ કૉબેટ અંગ્રેજી વ્યાકરણ કેવી રીતે શીખ્યો, તેની વાત તેણે લખી છે. જે જે વિદ્યાર્થીઓ અડચણ જોઈને હેરાનગતી ભોગવેછે, તે સઘળાને એ વાંચવામાં રસ પડશે; એટલું જ નહિ, પણ તેમને શીખામણ મળશે. તે લખેછે કે હું જેવામાં સિપાઇગીરી કરતો, તેવામાં હું વ્યાકરણ શીખ્યો, તે વેળા મને છ આના રોજ મળતો. મારી પથારીની કોરણ ઉપર બેસીને હું અભ્યાસ કરતો. મારી પાસે લૂગડાં રાખવાની ઝોરણી હતી, તેમાં હું મારૂં દફતર રાખતો. એક લાકડાનો કટકો મારા ખોળામાં રાખીને મેજને ઠેકાણે હું તે વાપરતો. એ કામ પાર મૂકવામાં મને

એક વરસ પણ લાગ્યું નહિ હોય. દીવો બાળવાને તેલ બત્તિ જોઇએ પણ પાસે પૈસા નહિ, એટલે શું થાય? શિયાળાની ઠંડી મોસમમાં દેવતા વગર બીજી રોશની મને મળતી નહિ; અને ટાઢ ઉરાડવાને દેવતા જોઇએ તે પણ રોજ મળતો નહિ; પણ જ્યારે વારો આવે ત્યારે મળે. આવી દશામાં મેં મારૂં કાર્ય સિદ્ધ કર્યું. મને સલાહ શીખામણ આપવાને કે મારી પીઠ થાબડીને ઉત્તેજન આપવાને મારે માબાપ કે મિત્ર કોઇ ન હતું.; તો પછી કોઇ જુવાન માણસ ગમે તેવો ગરીબ હોય; ગમે તેટલી મહેનત મજુરીમાં રૂંધાએલો રહેતો હોય; જગાની કે બીજી સગવડની ગમે તેટલી તંગાશ હોય; તોપણ તે પોતાનું ધાર્યું કામ કરી શકે. તે બહાનું કાઢે તો તે મિથ્યા છે. હું જ્યારે ઉપર મુજબ અભ્યાસ કરતો હતો, તે વેળાએ મારે અર્ધા ભૂખ્યા રહીને દહાડા કાઢવા પડતા; તેમાં મારે કલમ કે કાગળ લેવો હોય, તો તેમાં જેટલા પૈસા જાય, તેટલી કીમતનું ખાવાનું મને અર્ધામાંથો પણ ઓછું મળતું. એક ક્ષણ પણ મારી છે, એમ કહેવાને તો મારે વખત હતો નહિ. સિપાઇ બચ્ચાઓ કેવા અવિચારી અને સાહસિક હોય છે, તે સૌ જાણેછે. તેઓ નોકરીમાંથી છૂટયા પછી કેવાં કેવાં ગપ્પાં મારેછે, કેવી હસાહસ કરી મૂકેછે, કેવા ગાવા મંડી જાયછે, સીસોટી વગાડવા મંડી જાયછે, અને કજીઓ કરવાને તરત વળગી પડેછે, એ જે જાણે, તે જ જાણે. એવા નિરંકુશ અર્ધા ગાંડા દશ વીશ માણસોએ ભેગા થઇને ગરબડાટ કરી મૂકયો હોય, તેમની વચ્ચો વચ્ચ બેસીને મારે વાંચવાનો વખત આવતો. શાહી, કલમ, કે કાગળને માટે મારે વખ્તો વખ્ત પૈ પૈસો ખરચવો પડતો તે મારે કમ કીમતનો હતો એમ ધારશો નહિ. અરે હાય, તે દમડી તો મારે મોંઘા મૂલની હતી. હું હમણાં જેટલો ઉંચો છું, તેટલો જ તે વખતે હતો. મારૂં શરીર ઘણું તનદુરસ્ત અને કસરતી હતું. અમારે બધા સિપાઇઓને બજાર-ખર્ચ થતો, તેમાંથી દરઅઠવાડીએ દરેક માણસને બે આના ઉગરતા. મને હજુ એક વાત સાંભરે છે. કયાં ન સાંભરે ? કે એક વેળા જરૂર જોગો તમામ ખર્ચ કરીને ગમે તેમ કરીને શુક્રવારને દિવસે મેં છ પાઇ બચાવી. તેનું મેં શનિવારની સવારે કંઇ ખાવાનું લેવાનું ધાર્યું હતું. રાત્રે મેં મારાં કપડાં ઉતાર્યાં. તે વખત હું એવો તો ભૂખ્યો ડાંસ જેવો બની ગયો હતો કે, મારો આવરદા આવી રહ્યો છે, એમ મને લાગ્યું. તે વેળાએ ખોળતાં ખોળતાં મને જણાયું કે એ છ પાઇ તો મારાથી ખોવાઇ છે. મારી ગોદડીમાં ને ચીંથરેહાલ ચાદરમાં મારૂં મોઢું ઘાલીને હું મોટો છતાં એક નાના છોકરાની પેઠે પોકે પોક મૂકીને રડયો.—તો હવે હું ફરીથી કહુંછું કે આવા આવા દુઃખમાંથી સઘળી મુસીબતોને પાર કરીને મેં મારૂં કામ પાર મૂકયું; તો પછી આ જગત્‌માં મારાથી આ કામ આવી અડચણોને લીધે થાય એમ નથી, એવું બહાનું બતાવે એવો કોઇ જુવાનીઓ હશે? અને એવું બહાનું ચાલે પણ ખરૂં કે ?

ફ્રાન્સના રાજ્ય-પ્રકરણી મામલામાં એક ફ્રેંચને દેશવટો લઈ લંડનમાં આવીને રહેવું પડયું. તેણે વિદ્યા-વિષયમાં આગ્રહ અને ઉદ્યોગનો ઉપરના જેવો જ

આશ્ચર્યકારક ચમત્કાર બતાવ્યો છે. તેનો મૂળ ધંધો પત્થર ફોડવાનો હતો. જેમાં તેનું કેટલીક મુદ્દત સુધી ગુજરાન ચાલ્યું; પણ રોજગાર મંદ પડવાથી તેનો નિર્વાહ ભાંગી પડયો અને તે કેવળ દરિદ્રતાની હાલતમાં આવી પડયો. તેને એક ભાઈબંધ હતો. તેને પણ એની પેઠે ફ્રાન્સમાંથી રાજ્ય-ખટપટને લીધે દેશવટો ભોગવવો પડતો હતો. તે વિદ્યાર્થીઓને ફ્રેંચ ભાષા શીખવીને પોતાનો સારી રીતે નીભાવ કરતો હતો. આવા સંકટ-સમયે મારે મારૂં પેટ ભરવાને શું કરવું, એ બાબતની સલ્લાહ લેવાને તે એ શિક્ષક પાસે ગયો. તેણે ઉત્તર આપ્યો કે, વિદ્યા-ગુરુનું કામ કરવા માંડો. પેલા સલાટે પૂછ્યું કે, મારે વિદ્યા-ગુરુ બનવું?! હું માત્ર મજુરી કરી જાણુંછું; અને ઠેકાણા વિનાની ગામડીઆ ફ્રેંચ બોલી બોલુંછું, તે મારે વિદ્યા-ગુરુ થવું?! એ તમે શું કહોછો? હંહં, તમે મારી મજાક કરતા હશો. તેણે કહ્યું કે, હું તો કંઇ મજાક મશ્કરી સમજતો નથી. મારા મનમાં જે ઉગ્યું, તે તમને સાચે સાચું મેં કહ્યું. હું તો તમને ફરીથી પણ એ જ સલાહ આપુંછું કે, ભણાવવાનું કામ કરો. તમે મારા હાથ નીચે આવીને રહો; અને નિશાળીઆઓને કેવી ઢબથી શીખવવું, તે હું તમને શીખવીશ. ધાંડ-ફોડાએ પ્રતિઉત્તર આપ્યો કે, ના, ના, એ વાત કંઇ બને એવી નથી. હવે આટલી ઉમરે મારાથી કંઇ ભણાય નહિ. હું કંઇ બહુ ભણેલો નથી; તો મારાથી ભણાવવાનું કામ બને નહિ, એમ કહીને તે ઉઠી નીકળ્યો. તેણે પાછા પોતાના ધંધામાં નોકરી મેળવવાની મહેનત કરવા માંડી. તે લંડન નગરમાંથી નીકળીને બહાર પરગણાંમાં ફરવા લાગ્યો; અને સેંકડો ગાઉની મુસાફરી કરી થાકયો, તે ફોકટ ગઇ. એને કોઇ રાખનાર મળ્યું નહિ. તે પાછો લંડનમાં આવીને પાધરો જ પોતાના જૂના મિત્ર પાસે ગયો અને કહેવા લાગ્યો કે, મેં ધંધો શોધવાને બધે ફાંફાં મારી જોયાં, પણ મારૂં કંઇ વળ્યું નહિ. હવે, જોઉં, વિદ્યાગુરુ થવાને મહેનત તો કરી જોઉં. તે તરત જ તેના મિત્રના હાથ નીચે રહીને શીખવા લાગ્યો. તેનામાં એક ચિત્તે મંડી પડવાની ટેવ હતી; કોઇ પણ બાબતને સમજાવવાથી તે ઝટ સમજી જતો; અને તે મજબૂત મગજ અને કૌવતમંદ અકલવાળો હતો; તેથી ફ્રેંચ વ્યાકરણનાં મૂળતત્વ તે સત્વર શીખી ગયો; તેણે વાકય-રચના અને ભાષા-અનુબંધના નિયમો તરત ગ્રહણ કરી લીધા; અને વિદ્વજ્જન મંડળમાં ફ્રેંચ શબ્દોના જે ઉચ્ચાર થાયછે, તે તેને તદ્દન નવા જ શીખવાના છતાં, તે બરાબર શીખ્યો. એના મિત્રે એને એપ્રમાણે શીખવી શીખવીને તૈયાર કર્યો; અને તેને જ્યારે ભરોસો પડ્યો કે, હવે એ બીજા વિદ્યાર્થીઓને ભણાવે, એટલી તાકત એનામાં આવી છે, ત્યારે એક ખાલી જગા પૂરવાને જાહેર ખબર છપાઇ હતી, તેને માટે એની પાસે તેણે અરજી કરાવી. તે જગા તેને મળી અને પત્થર ફોડનાર આખરે વિદ્યાગુરુની પદવીએ પહોંચ્યો! દૈવયોગે એમ બન્યું કે, લંડનના જે પરામાં તેણે આગળ કડીઆ-કામ કર્યું હતું, તે જ ઠેકાણે એક પાઠશાળા હતી; અને તેમાંની એક જગા ઉપર તે નીમાયો હતો. સવારમાં ઉઠતા વારમાં તે પોતાની બારી આગળ ઉભો રહીને કપડાં પહેરતો હતો,

ત્યાંથી પોતાને હાથે જે ધુમાડીઆં બાંધ્યાં હતાં, તે રોજ તેની નજરે પડતાં. એ પાઠશાળા બહુ પંકાઇ ગઇ હતી; તેથી તે કેટલીએક મુદ્દત સુધી તેના મનમાં ડરવા લાગ્યો કે, આ ભાગના લોકો 'હું પહેલાં કડીઆ-કામ કરતો' એમ ઓળખી કાઢશે, તો આ મોટી શાળાને બટ્ટો લાગશે. પણ એને આવો બીક રાખવાનું કંઇ કારણ નહતું; કેમકે પંડે એક ઉત્તમ પ્રતિનો શિક્ષક નીવડયો અને તેના હાથ નીચેના વિદ્યાર્થીઓ ફ્રેંચ ભાષાનું એવું તો જ્ઞાન મેળવવા લાગ્યા કે, જાહેરમાં કેટલીએક વાર એ વિદ્યાર્થીઓની સરકાર તરફથી પ્રશંસા થઇ. વળી જે જે માણસો એને ઓળખતા હતા, તે સઘળા,-તેની સાથેના બીજા વિદ્યાગુરુઓ અને તેના વિદ્યાર્થીઓ તેનું બહુ માન રાખતા અને તેના ઉપર પ્રીતિ ભાવ રાખતા. એને આગળ જે જે સંકટ સહન કરવાં પડ્યાં હતાં, જે જે મુસીબતો વેઠવી પડી હતી, અને પ્રથમ એની કેવી હાલત હતી, એ બધું જ્યારે એમના જાણવામાં આવ્યું, ત્યારે તો તેઓ એના ઉપર પહેલાં કરતાં પણ વધારે ને વધારે ફિદા થવા લાગ્યા.

સર સામ્યુઅલ રૉમિલિએ પોતાની જાતને કેળવવાને માટે જે શ્રમ લીધો, તે પણ કંઇ કમ નહતો. ફ્રાન્સમાંથી એક શખ્સને નાસી નીકળીને ઇંગ્લિંડનો આશ્રય લેવો પડયો હતો. તેના વંશમાં એક ઝવેરી થયો. તેને ઘેર રૉમિલિ અવતર્યો હતો. તેને નાનપણમાં કંઇ કેળવણી મળી ન હતી; પણ તે પંડે જ પોતાના મનમાં ધારેલી મતલબ પાર પાડવાને અથાક ખંત રાખીને સતત ઉદ્યોગ કરવા લાગ્યો; અને તમામ અડચણોને દફે કરી. તેણે પોતાનું જીવન-ચરિત્ર લખ્યું છે. તેમાં તે કહેછે કે, હું જ્યારે પંદર અને સોળ વરસની વચમાં હતો, તેવામાં લાટિન ભાષા ભણવાનો મેં મારા મન સાથે સંકલ્પ કર્યો. તે વેળાએ વ્યાકરણના જે નિયમો સાધારણ રીતે બહુ જ વપરાતા હતા, તે ઉપરાંત હું કંઇ વિશેષ જાણતો નહતો. ત્રણ ચાર વરસ સુધી હું ખૂબ ખંતથી એ કામ પાછળ લાગુ જ રહ્યો. જે જમાનામાં ખરેખરી શુદ્ધ લાટિન ભાષા વપરાતી હતી, તે વખતના સઘળા ગદ્ય ગ્રંથ-કર્તા એ અરસામાં હું વાંચી ગયો. માત્ર વારો, કૉલ્યુમેલા અને સેલ્સસ જેવા ગ્રંથકારોએ હુનરકળા વગેરે બાબતો ઉપર ખાસ રીતે લખ્યું છે, તે જ મેં વાંચવાના રહેવા દીધા. લિવિ, સાલસ્ટ અને ટાસિટસના બધા ગ્રંથો હું ત્રણ વાર વાંચી ગયો. સિસરોનાં અતિ પ્રસિદ્ધ ભાષણો ગોખીને મેં મોઢે કર્યાં; અને હોમરના ઘણા ભાગનું મેં ભાષાંતર કર્યું. ટેરેન્સ, વર્જિલ, હૉરેસ, ઑવિડ, અને જુવેનાલ હું ફરી ફરીને વાંચી ગયો. ભૂગોળ વિદ્યાનું, કુદરતી તવારીખનું, અને સિદ્ધ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રનું તેણે અધ્યયન કર્યું હતું; અને સામાન્ય જ્ઞાનની ઘણી બાબતો તેણે જાણી લીધી હતી. તેની સોળ વરસની ઉમરે તેને સદર અદાલતમાં બંધણીદાર કારકૂનની જગા મળી; ત્યાં તે ખૂબ મહેનત કરવા લાગ્યો; વકીલાત કરવાની તેણે સનદ મેળવી; અને પોતાના ઉદ્યોગ અને આગ્રહવડે તે પાર પડયો. ઈ. સ. ૧૮૦૬માં જ્યારે ફૉક્સનો કારભાર હતો, તેવામાં તેને 'સૉલીસીટર-

જનરલ'ની ઊંચી પદવી મળી; અને એપ્રમાણે ન્યાય-ક્ષેત્રમાં તે ધીમે ધીમે ઊંચે ચડીને બહુ પ્રસિદ્ધ થઈ ગયો. એમ છતાં હું ઘણો અજ્ઞાન છું, આ કામને હું ઘણી વાતે લાયક નથી; એમ માનીને તે પોતાના મનમાં બહુ દુઃખ ધરતો; અત્યંત વિમાસણમાં પડી જતો; અને પોતાની ખામીઓ દૂર કરવાને તે નિરંતર શ્રમ લેતો. તેનું સ્વહસ્ત લિખિત જીવન–ચરિત્ર શીખામણયુક્ત બાબતોથી ભરપૂર છે. બીજી એશ અશરતી વિચારોની હજારો વાર્ત્તા વાંચવાના કરતાં આ વધારે કીમતી છે; અને તે મન ધાલીને વાંચવું ઘટેછે.

સર વૉલ્ટર સ્કૉટે પોતાના નાના મિત્ર જૉન લેઇડનમાં અદ્ભુત આગ્રહ દીઠો હતો. તેવો કોઈ બીજા માણસમાં એણે જોયો નહતો; તેથી તેનું ચમત્કારિક દૃષ્ટાંત તે સૌના આગળ કહ્યા કરતો. રૉકસબરો પરગણાના અત્યંત જંગલવાળા નીચાણના પ્રદેશમાં તે રહેતો. એનો બાપ ભરવાડ હતો; છતાં લેઇડને કેવળ આપ–બળથી પોતાની જાતને કેળવી. ડુંગરની એક બાજુ ઉપર હૉગ પોતાનાં ઘેટાંને સૂતો સૂતો સાચવતો હતો, તેવા વખતમાં તેણે છાપેલી ચોપડીના અક્ષરો જોઇ જોઈને ઉતારવા માંડયા; અને તેમ કરતાં તે લખતાં શીખ્યો; લામર મૂર ડુંગરમાં ઘેટાંને ચરાવતાં છતાં ખંત રાખીને મહા ઉદ્યોગ મચાવવાથી કેન્સ વિદ્યાગુરુની પદવીએ ચઢયો; અને આજ પણ તે એ જગાનું કામ રૂડી રીતે ચલાવેછે. હૉગ અને કેન્સની પેઠે તેમ જ મરે, ફર્ગ્યુસન અને બીજા ઘણાની પેઠે લેઇડન પણ સ્કૉટ ભરવાડનું સંતાન છતાં તેને નાનપણથી જ્ઞાન મેળવવાની તૃષ્ણા ભારે હતી. કર્કટન ગામની નાની નિશાળમાં તે બાપડો રોજ પોતાને ઘેરથી ત્રણ ચાર ગાઉ અડવાણે પગે ચાલીને વાંચતાં શીખવાના લોભથી બીડમાં થઇને જતો આવતો. એનું ભણતર જુઓ તો માત્ર એટલું જ હતું. બીજું જે તેણે મેળવ્યું, તે પોતાની મેળે જ. તે હદ બેહદ દરિદ્રાવસ્થા ભોગવતો હતો; તથાપિ, તે ન ગણકારતાં એડિનબરોની પાઠશાળામાં દાખલ થવાની ઉમેદથી તે જેમ તેમ કરીને ત્યાં સુધી પહોંચ્યો. છાપખાનું ચલાવનાર તરીકે આર્ચિબૉલ્ડ કૉનસ્ટબલ હાલ સઘળે પ્રસિદ્ધ છે; તેણે આ વેળા ચોપડીઓ વેચવાની નાની દુકાન માંડી હતી; ત્યાં લેઇડન ઘણી વાર જતો. તે દુકાનની સીડી બહારથી ખુલ્લા મેદાનમાં હતી. હાથમાં એકાદ મોટું પોથું લઇને એ દાદરાના એકાદ પગથીયા ઉપર તે બેસતો. તેના કંગાલ ઝુંપડામાં રાત્રે થોડું ઘણું પેટ ભરવાને સૂકા રોટલાનો કટકો અને પાણી તેની વાટ જોતાં હોય; તે દુઃખદાયક વાતને વિસારે મૂકીને તે કલાકના કલાક સુધી એક ચિત્તે પુસ્તક વાંચવામાં રોકાઈ રહેતો. પુસ્તકો અને નિબંધો વાંચવાં, એ જ તેનો ભારેમાં ભારે લોભ, અને મોટામાં મોટી તૃષ્ણા હતી. એપ્રમાણે એનો અજીત આગ્રહ જય પામ્યો, ત્યાં સુધી તેણે વિદ્યાના કોટ આગળ મહા કષ્ટ વેઠીને યુદ્ધ મચાવવું જારી રાખ્યું. તે ઓગણીશ વરસનો થયો, ત્યાર પહેલાં તો તેણે ગ્રીક અને લાટિન ભાષાનું એવું ઉંડું જ્ઞાન મેળવ્યું, અને બીજું સામાન્ય જ્ઞાન એટલું બધું મેળવ્યું કે, એડિનબરોના સઘળા વિદ્યાગુરુઓ એને જોઇને અચરજ પામ્યા. તેણે હિંદુસ્તાનમાં આવવાનો

મનસુખે કર્યો; અને તેથી ત્યાંના દિવાનીખાતાની સનંદી નોકરીમાં દાખલ થવાની તેણે તજવીજ કરી, પણ તેનું કંઈ વળ્યું નહિ, ત્યારે એને કોઈએ કહ્યું કે, મોટા વૈદના હાથ નીચે સનંદી મદદગાર વૈદની જગાઓ ખાલી છે; પણ એ કાંઇ વૈદ નહતો, અને વૈદક-શાસ્ત્રના જ્ઞાનનો એનામાં એક છાંટો પણ ન હતો. એમ છતાં પણ શીખીએ તો શીખાય ખરૂં, એમ એણે વિચાર્યું. પણ પરીક્ષા આડા છ મહિના હતા; તેટલી મુદ્દતમાં તેણે એ વિષયમાં તૈયાર થઇ જવું જોઇએ. એ સાંભળીને તે ભડકી ગયો નહિ, પણ જે શાસ્ત્ર શીખવાને ખરેખરાં ત્રણ વરસ હમેશાં લાગે છે, તે છ મહિનામાં હાથ કરવાને તે મંડી પડયો. છ મહિનાને અંતે તે પરીક્ષામાં પાસ થયો, અને વળી તે ઉંચે નંબરે માન મરતબાનો સાથે! હિંદુસ્તાનમાં આવવાને માટે સ્કૉટ તથા તેના બીજા મિત્રોએ ભેગા થઇને તેને મદદ કરી; અને 'બાલ્યાવસ્થાનાં ચિત્રો' નામની સુંદર કવિતા પ્રકટ કર્યા પછી તે હિંદુસ્તાન આવવાને વહાણે ચઢયો. હિંદુસ્તાનમાં એ એક મહાન ભાષાજ્ઞ-પંડિત નીવડશે, એમ સૌને લાગતું હતું; પણ તાપ તડકાને વેઠતાં એને તાવ આવ્યો; તેમાં તે સપડાયો અને નાની ઉંમરમાં જ મરણ પામ્યો.

ડૉકટર **લી** કેમ્બ્રિજની પાઠશાળામાં **હીબ્રુ** ભાષાનો પાઠક હતો. પોતાનો ઉદ્દેશ પ્રાપ્ત કરવાને એટલે વિદ્યા-પ્રકરણમાં માન ભરેલી પદવીએ ચઢવાને માટે તેણે જે ધીરજ, આગ્રહ અને દૃઢ ભક્તિ બતાવ્યાં છે, તે હાલના જમાનામાં ચમત્કારિક છે; અને તેથી તેનું જીવન-ચરિત્ર ખરેખર દૃષ્ટાંતિક છે. શ્રૂસ્બરીની પાસે લૉગ્નૉર ગામની ધર્માદા નિશાળમાં તે ભણ્યો; પણ ત્યાં તે એવો તો નબળો નીવડયો કે તેના મહેતાજીએ કહ્યું કે, આજ સુધીમાં આવો ઠોઠ નિશાળીયો મારા હાથ નીચે કોઈ આવ્યો નથી. એક સૂતારને ત્યાં બંધણી કરીને એને કામ શીખવાને મૂકયો. એ ધંધો તેણે પાકી ઉંમરનો થતા સુધી કર્યો. પોતાની નવરાશનો વખત નકામો ન જવા દેવો એવા વિચારથી તેણે વાંચવા માંડયું. તેમ કરતાં, કેટલાંએક પુસ્તકોમાં લાટિન ગ્રંથોના ઉતારા આવવા લાગ્યા. તેનો શો અર્થ છે, તે નક્કી કરવાને તેને મન થયું. તેણે એક લાટિન ભાષાનું વ્યાકરણ વેચાતું લઇને લાટિન ભાષા શીખવા માંડી. વાંચનારને યાદ હશે, કે સ્ટોન ડયુક ઑફ્ આર્ગાઇલનો બાગવાન હતો. તેણે ઘણાં વરસ ઉપર કહ્યું હતું કે, કોઈ પણ માણસને કંઇ પણ શીખવાની મરજી હોય, તો તે મૂળાક્ષર શીખ્યો એટલે થયું. તે કરતાં કંઈ વધારે શીખવાની જરૂર છે? **લી** સવારમાં વહેલો ઉઠતો, અને રાત્રે મોડો સૂતો; અને તેની બંધણીની મુદ્દત પૂરી થતા પહેલાં તો તેણે લાટિન ભાષા ઉપર પૂરો અખ્ત્યાર મેળવ્યો. તે એક વેળા ઇશ્વર આરાધનાના મંદિરમાં મજુરી કરતો હતો. તેવામાં નવીન સ્થાપનાનું પુસ્તક તેના હાથમાં આવ્યું. તે ગ્રીક ભાષામાં લખેલું હતું. તે જોઇને તરત જ એ ભાષા શીખવાનું તેને મન થઈ આવ્યું, એ કારણસર એણે પોતાની કેટલીક લાટિન ચોપડીઓ વેચી નાંખીને જે પૈસા ઉપજયા, તેમાંથી ગ્રીક ભાષાનું એક વ્યાકરણ અને એક શબ્દ-કોષ વેચાતાં લીધાં. તેને ભણવામાં મઝા પડતી તેથી એ ભાષા પણ **લી** જલદીથી શીખી ગયો. હવે એ ગ્રીક ગ્રંથો વેચીને તેણે **હીબ્રુ** ભાષાનાં પુસ્તક ખરીદ કર્યાં; અને એ

ભાષા પણ તે શીખ્યો. તેમાં તેને કોઇ પણ ગુરુ ન હતો, અથવા એ ભાષા શીખવાથી મારી આબરૂ વધશે, મારી કીર્ત્તિ થશે અથવા મને નાણું મળશે, એવી તેના મનમાં કોઇ આશા ન હતી. તેના મનમાં જે શોખ થઇ આવતો, તેપ્રમાણે તે પોતાના મનનું વલણ જોઇને શોખની ખાતર શીખતો. પછી તેણે ખાલ્દી, સિરિયાક અને સામારિટન બોલીઓ શીખવા માંડી. પણ તેણે અત્યંત અભ્યાસ કરવા માંડ્યો, તેથી તેની તનદુરસ્તી બગડી; અને રાત્રે ગ્રંથ સાથે લાંબી વાર સુધી મથન કરવાથી અને ઉજાગરા થવાથી તેની આંખમાં રોગ થયો. એમ થવાથી કેટલીએક મુદ્દત સુધી ચોપડીઓને ઊંચી મૂકવાની તેને જરૂર પડી. તેથી તેની તનદુરસ્તી પાછી ઠેકાણે આવી એટલી તે પોતાનું રોજ કામ કરવા લાગ્યો. તેની રહેણી ઘણી ચોકખી હતી; તેથી તેના ધંધામાં તે સુખી થતો ગયો; અને બે પૈસા ભેગા કરીને તે પોતાની અઠ્ઠાવીશ વરસની ઉમરે પરણ્યો. હવે પુસ્તકો વાંચવાનો વૈભવ છોડીને પોતાનો ઘરસંસાર ચલાવવા પાછળ મન દઇને મંડવાનો તેણે નિશ્ચય કર્યો; અને તેથી તેની પાસે જેટલાં પુસ્તક હતાં, તે બધાં જ તેણે વેચી દીધાં. દૈવયોગે તેનાં ઓજાર રાખવાની પેટી બધાં ઓજાર સાથે બળી ગઈ; એ પેટી ઉપર જ એની આખી ઉપજીવિકાનો આધાર હતો; અને હવે રોટલાના સાંસા પડશે, એમ તેને જણાવા લાગ્યું. એવી રીતનો બનાવ ન બન્યો હોત તો, તે મરતા સુધી સૂતારનો જ ધંધો કર્યા કરત. નવાં ઓજાર ખરીદ કરવા જેટલું તેનામાં દહેન નહતું; તેથી તેણે નાનાં છોકરાંને નિશાળ માંડીને શીખવવાનો ધંધો કરવાનો વિચાર કર્યો; કેમકે એ ધંધામાં એને કંઈ નાણું રોકવું પડે એમ નહતું. તે ઘણી ભાષાઓ ભણ્યો હતો; તોપણ સાધારણ બાબતોના જ્ઞાનમાં તેની ઘણી ખામી હતી; અને તેથી પહેલવહેલાં તો તેનાથી શીખવાયું નહિ; પરંતુ, તે પોતાના વિચારમાં ડગે એવું પૂતળું નહતું; તેથી એ ઉદ્યમ પાછળ એ ખંતથી મંડ્યો; અને અંકગણિત તથા લેખનના વિષયો તે પોતાની મેળે જ એટલે દરજ્જે શીખ્યો કે, એ વિષયો તે નાનાં બાળકોને શીખવવાને શક્તિમાન થયો. તે નિષ્કપટી હતો; તેની રીતભાત સાદી હતી; તેની કરણી સુંદર હતી; તેથી ધીમે ધીમે એને મિત્રો થવા લાગ્યા; અને એ 'વિદ્વાન સૂતાર'ની વિદ્વત્તાની વાતો ચોમેર ચાલવા લાગી. ડૉકટર સ્કૉટ નામનો પાદરી તેની નજીકમાં રહેતો હતો. તેણે શ્રૂસ્બરી ગામની ધર્માદા નિશાળના મહેતાજીની જગા તેને અપાવી; અને પૂર્વ ખંડની ભાષાઓ એક નામાંકિત પંડિત જાણતો હતો, તેની સાથે તેને ઓળખાણ કરાવી આપ્યું. આવા આવા મિત્રો એને પુસ્તકોની મદદ કરતા ગયા; અને લીએ અરબી, ઇરાની અને હિંદુસ્તાની ભાષાઓ હાથ કરી લીધી. તે પરગણાની સ્થાનિક સીબંદીમાં તે સિપાઇગીરીનું કામ પણ બજાવતો; તેવામાં પણ તેણે પોતાનો અભ્યાસ જારી જ રાખ્યો; અને એપ્રમાણે તે પોતાના ભાષા-જ્ઞાનમાં પ્રતિદિવસ વધારે નિપુણતા મેળવતો ગયો. ડૉકટર સ્કૉટ તેને શિરછત્ર અને પિતા તુલ્ય હતો. એ પરોપકારી ગૃહસ્થે આખર એને કેમ્બ્રિજમાં રાણીની પાઠશાળામાં દાખલ કરાવ્યો. તેમાં પોતાના

ગણિત–શાસ્ત્રના જ્ઞાનને માટે તે પ્રસિદ્ધ થયો; તેવામાં અરબી તથા હીબ્રુ ભાષાના વિદ્યા–ગુરુની જગા ખાલી પડી. તે પ્રતિષ્ઠિત પદવી ઉપર લીને જ પસંદ કરીને નીમવામાં આવ્યો. એ ઘણું જ યોગ્ય થયું. એ જગાનું કામ તે મનમાનતી રીતે બજાવતો હતો, અને તે ઉપરાંત જે ધર્મોપદેશકો પૂર્વ ખંડના વાસિઓને તેમની જ બોલીઓમાં ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ કરવાને જતા, તેમને તે પોતાની રાજી ખુશીથી ઘણો વખત રોકાઇને જૂદી જૂદી ભાષાઓ શીખવતો. વળી ખ્રિસ્તી ધર્મશાસ્ત્રનો તેણે એશિયાખંડની કેટલીએક બોલીઓમાં તરજુમો કર્યો. તેણે વળી ન્યૂઝીલંડની બોલીનું જ્ઞાન મેળવીને ન્યૂઝીલંડના એ ઠાકોર તે વેળાએ ઈંગ્લંડમાં હતા, તેમને માટે તેમની ભાષાનું એક વ્યાકરણ તથા એક કોષ બનાવ્યાં. એ પુસ્તકો આજ પણ ન્યૂઝીલંડની શાળાઓમાં ચાલેછે. એપ્રમાણે ડૉકટર સામ્યુઅલ લીના જાણવાજોગ જીવનચરિત્રનો ટુંકો હેવાલ છે; અને વિદ્યા તેમ જ શાસ્ત્રીય વિષયોમાં જે મહાત્માઓ પ્રસિદ્ધિ મેળવી ગયા છે; તે કેવળ આપબળે મન–શક્તિ ખીલવવાને આગ્રહથી મંડ્યા રહેલા, તેથી એમ થયું છે. એવા અનેક સુબોધકારક દૃષ્ટાંતોમાંનું ઉપરનું પણ એક એવું જ દૃષ્ટાંત છે. ‘મુસીબતો છતે ઇલ્મ હાંસલ કરવા પાછળ લાગુ થવા બાબત’ની વખાણવા લાયક ચોપડી બધે મશહૂર છે, તે જોવાથી વળી વધારે ખાત્રી થશે.

**‘શીખવાના કામમાં ઉમરનો મેળ રાખવો જ નહિ,’** એ વચનો ખરાં સમજવાં; અને તેને પુષ્ટિ આપવાને બીજાં ઘણાં બુલંદ નામોની ટીપ ગણાવવી હોય તો ગણાવાય. ભલે ઉમર મોટી થઇ ગઇ હોય, પણ જો તેઓ મન સાથે સંકલ્પ કરીને ધારેલા કામનો આરંભ કરે તો તેમનાથી ઘણું થઇ શકે. સર હેન્રી સ્પેલ્મને કુદરતી–શાસ્ત્રનો અભ્યાસ કરવા માંડયો, ત્યારે તેની ઉમર પચાશ અને સાઠ વરસની વચમાં હતી. સિદ્ધ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસ પાછળ ફ્રાંકિલન પૂરેપૂરો મંડી પડયો, તે વખત તે પચાશ વરસનો હતો. ડ્રાઈડન અને સ્કૉટ ચાળીશ વર્ષના થયા ત્યાં સુધી ગ્રંથ–કર્તા તરીકે તેમને કોઇ ઓળખતું નહતું. બોકાચિયો પાંત્રીશ વરસનો થયો, ત્યારે તે ગ્રંથકર્તા તરીકે બહાર પડવા લાગ્યો; અને આલ્ફીએરી જયારે છેંતાળીશ વરસનો હતો, ત્યારે તેણે ગ્રીક ભાષા શીખવા માંડી. નીબુરના ગ્રંથ તેની મૂળ ભાષામાં વાંચવાની મતલબથી ડૉકટર આર્નલ્ડે જર્મન ભાષાનો અભ્યાસ પોતાની પાકી ઉમરે કરવા માંડયો. એવી જ રીતે વળી જેમ્સ વૉટ ચાળીશેક વરસનો હતો, તેવામાં તે ગ્લાસગો શહેરમાં ઓજારો બનાવવાનો ધંધો કરતો હતો; પણ યંત્ર–શાસ્ત્રનાં કીમતી પુસ્તકો ફ્રેંચ, જર્મન તથા ઈટાલિયન ભાષામાં હતાં, તે વાંચવાના વિચારથી, તે એટલી ઉમરે એ ભાષાઓ ભણ્યો. યાહુદી લોકોની અસલ હીબ્રુ ભાષા ટૉમસ સ્કૉટ શીખવા લાગ્યો, ત્યારે તે છપ્પન વરસનો હતો. અંગ્રેજ કવિ મિલ્ટન અને ઇટાલિયન કવિ ડાંટીને મેકૉલેએ પોતાના નિબંધમાં સરખાવ્યા છે;તે મુકાબલો કેટલે દરજજે ખરો છે અને ખોટો છે, તે જાણવાનું રૉબર્ટ હૉલને મન થયું. તે વખત તે વૃદ્ધાવસ્થામાં હતો અને કોઈ એક વ્યાધિની

તીવ્ર વેદનાથી ભોંય ઉપર આથડીઆં મારતો છતાં, ઈટાલિયન ભાષા ભણતો હતો. હ્યુંડલે પોતાના મહાન ગ્રંથો બહાર પાડવા માંડયા, ત્યારે તે અડતાળીશ વરસનો હતો. પાકી ઉમરે, જીંદગીના પાછલા ભાગમાં કેવળ નવા વિષયોમાં પ્રવેશ કરનારા અને કેવળ નવા અભ્યાસમાં જય મેળવનારા પુરુષોના સેંકડો દાખલા મળી આવે એમ છે. 'હવે તો ભણવાનો વખત વહી ગયો.' 'હવે અમારાથી શીખાય નહિ;' એ તો તુચ્છ અને એદી માણસોનાં વેણ જાણવાં.

અમે જે સિદ્ધાંત આગળ જણાવી ગયા છીએ, તેની વાંચનારને પુનઃસ્મૃતિ આપીએ છીએ. જે માણસો ઉપર કુદરતી અકલની ઇનાએત થઇ છે, તે જ માણસો આગેવાની કરીને દુનિયાને દોરેછે, એમ સમજવું નહિ. પણ જેઓ એક સંકલ્પથી કાર્ય-સિદ્ધિ ઇચ્છવાવાળા અને અપાર ઉદ્યોગ મચાવવાવાળા નર છે, તેઓ જ જગત્‌માં અગ્રેસરપણું ભોગવેછે. એ વાત સાચી છે કે સ્વાભાવિક બુદ્ધિવાળા માણસો બહુ જ વહેલી ઉમરમાં કાચે વખતે બહાર પડેછે. એ વાતની અમે ના પાડતા નથી. તથાપિ કેટલાંએક એવાં છોકરાંઓમાં નાનપણમાં જે હોશિયારી જોવામાં આવેછે, તે ઉપરથી તેઓ તેમની મોટી ઉમરમાં કેવાં નીવડશે, તે કંઇ ખાત્રીથી કહી શકાય નહિ. લઘુ વયનું ચાંચલ્ય પ્રૌઢ અવસ્થાની આગામિક ઉન્નતિનું દૃઢ ચિન્હ નથી. બુદ્ધિરૂપી વૃક્ષ કમોસમમાં ફળે, તેથી તે બીજ કૌવતદાર છે, એમ ન સમજવું; પણ ઉલટું તે રોગનું લક્ષણ છે, એમ જાણવું. નિશાળોમાં જે બેહદ હોશિયારીવાળા, ચંચળ છોકરા કહેવાતા, તે બધા પછીથી કેમ જગત્‌માં જણાતા નથી? તેઓ કયાં સંતાઇ જાયછે? પહેલા નંબરના અને ઇનામો મેળવનારા છોકરાઓ પાછળથી કયા ખૂણામાં ભરાઈ જાયછે? સંસાર-સાગરમાં આપણે એ બધાને જોવા જઈશું તો જણાશે કે, જે છોકરાઓ નિશાળમાં ઠોઠમાં ખપતા, અને જેમને વાંસો મારથી રંગાઈ જતો, તેઓ પેલા ચપળ અને ખબરદાર છોકરાઓ કરતાં આગળ વધી ગયા છે. હોશિયાર છોકરાઓને તેમની હોશિયારી માટે ઇનામ મળેછે; પણ જે ચપળતાથી અને સરળતાથી તેઓ એ ઇનામો મેળવેછે, તે તેમને હમેશાં ઉપયોગી અને લાભકારક નિવડતાં નથી. હોશિયારી ખાતર ઈનામ મેળવવાને બદલે જે છોકરાઓ ફરી ફરી મહેનત કરેછે; જેઓ ઉદ્યોગનાં તરફડીઆં માર્યા જ કરેછે; જેઓ આજ્ઞાકારી છે; તેમને મહેનતનાં ઇનામ, આગ્રહનાં ઈનામ અને આજ્ઞાંકિત-પણાનાં ઇનામો મળવાં ઘટારત છે; કારણકે સ્વાભાવિક મનશક્તિની જન્મથી ન્યૂનતા છતાં જે છોકરો પોતાથી જેટલું બની શકે તેટલું કરવાને ચૂકતો નથી, તે જ બીજા બધા છોકરા કરતાં વધારે ઉત્તેજનને પાત્ર છે.

કીર્તિ મેળવનાર મૂર્ખ છોકરાઓ—ઠોઠ નિશાળીઆ જેઓ આગળ જતાં ચળકતા તારા જેવા નીવડયાછે, એ વિષય ઉપર કોઇ લખે, તો એક સુંદર મનોરંજક પ્રકરણ લખી શકાય એમ છે. સ્થળ-સંકોચને લીધે અમે માત્ર થોડાએક જ દાખલા દાખલ કરીએ છીએ. પીએટ્રો ડી કૉર્ટોના એક ચીતારો થઇ ગયો; તે નિશાળમાં ભણતો હતો, ત્યારે તે એવો બેવકૂફ માલમ પડયો કે, તેને 'ગધેડાના ભેજાવાળો'

કરીને સૌ ખીજવતા. ટૉમાસો ગ્વીડીએ આગળ ઉપર પોતાના ઉદ્યોગના બળવડે ઉંચામાં ઉંચી કીર્તિ મેળવી; પણ એ નાનો હતો, ત્યારે એને 'સુસ્ત ટૉમ' કહીને બોલાવતા. ન્યૂટન જ્યારે નિશાળમાં ભણતો, ત્યારે તે છેલ્લી પાટલી ઉપર છેલ્લા નંબરના છોકરાનો ઉપરના નંબરે પડી રહેતો. તેની ઉપરના છોકરાએ તેને લાત મારી, તે ઉપરથી ન્યૂટન તેના ઢોઠપણામાંથી જાગી ઉઠીને, તેની સાથે લડવા ઉભો થયો અને તેને ખૂબ ઠોક્યો. આ બનાવ બન્યા પછી તે ભાવથી ભણવા લાગ્યો, અને પોતાના દુસ્મનને મારીને પોતે જેમ પોતાના મનથી મોટો માનવા લાગ્યો, તેમ જ ભણતરમાં પણ તેને હરાવવાનું તેણે મન સાથે નક્કી કર્યું; અને તે આખરે એ વર્ગમાં પ્હેલે નંબરે બેસવા લાગ્યો. આપણા મોટા મોટા ધર્મ-ધુરંધર પંડિતો કંઇ લઘુ વયથી લક્ષણવંતા હતા, એમ નથી. આઇઝાક બારો જયારે ચાર્ટર હાઉઝ નિશાળમાં ભણતો હતો, ત્યારે તેના તાઉ સ્વભાવને માટે તે બધામાં જાણીતો હતો; જેની તેની સાથે તે મારામારી કરવાને ઉભો થઇ જતો; અને ભણવા ગણવામાં તો તેના આળસનો પાર જ નહિ. તેની આવી ચાલથી તેનાં માબાપને એટલો બધો સંતાપ થતો, કે તે તેના બાપને અળખામણો થઇ પડ્યો. બિચારો ડોસો કહેતો કે, જો મારાં છોકરાંમાંથી એકાદને બોલાવી લેવાની પરમેશ્વરની ઇચ્છા થાય, તો બધાંમાંથી તે આઇઝાકને ઉપાડી લે તો સારૂં. એ કોઇ રીતે સારો ઉઠે એમ મને લાગતું નથી. આડમ કલાર્ક જયારે નાનો હતો, ત્યારે મોટા મોટા પથરા ગબડાવી દેવાનો ધંધો કર્યા કરતો; તેથી તેનો બાપ એને 'મૂરખનો સરદાર' કહીને બોલાવતો. ડબ્લિનની પાઠશાળામાં ધર્માચાર્ય સ્વિફ્ટ નાપાસ થયો હતો; અને ઑક્સફર્ડની પાઠશાળામાં 'ખાસ મહેરબાની દાખલ' તેને દાખલ થવાની ભલામણ મળી. ડૉકટર કુક સેંટ આંડ્રુસની પાઠશાળામાં નીતિશાસ્ત્રનો વિદ્યાગુરુ હતો. તે અને પ્રસિદ્ધિ પામેલો ડૉકટર ચાલ્મર્સ સેંટ આંડ્રુસની ગામઠી નિશાળમાં ભેગ ભણતા. તેઓ એવા મૂર્ખ અને મસ્તીખોર હતા, કે એ બેવકૂફો તો હવે કદી સુધરવાના જ નથી, એમ જાણીને, મહેતાજીએ અત્યંત રીસે ભરાઇને તેમને નિશાળમાંથી કાઢી મૂકયા.

વીજળીના ચમકારાની પેઠે શેરિડન પછવાડેથી ઝબકી નીકળ્યો ખરો; પણ તે જ્યારે નાનો હતો, ત્યારે તેની માએ તેના ભણાવનારને એની સોંપવણી કરતી વખતે કહ્યું, કે આ છોકરો એવો મૂર્ખ છે કે કદી ઠેકાણે આવે એમ નથી. વૉલ્ટર સ્કૉટ પણ નાનો હતો, ત્યારે એવો જ મૂર્ખ હતો. પાઠ તૈયાર કરવામાં તત્પર રહેવાના કરતાં, તે કજીઆ કરવામાં સદા તત્પર રહેતો. એડિન્બરોની પાઠશાળામાં તે ભણતો હતો, તે વેળાએ વિદ્યા-ગુરુ ડાલ્ઝલે એને માથે એવાં વચનોની ટીપ મારી કે, પહેલેથી જ એ ઢોઠ અને મૂર્ખ છે; અને એ હમેશાં એવો જ રહેશે! 'ચાટર્ટન એવો બેવકૂફ છે, કે એ કદી સુધરવાનો નથી' એમ કહીને તેની માને એ છોકરો સોંપી દેવો પડ્યો. બર્ન્સ પણ ઢોઠ હતો; માત્ર મલ્લવિદ્યામાં તે મસ્તાન થઇ રહ્યો હતો. ગોલ્ડસ્મિથ કહેતો કે, હું તો બહુ રહી રહીને ફૂલ્યો અને ફળ્યો.

આલ્પીઅરી પાઠશાળાને છોડીને ગયો, ત્યારે પણ તે પ્રથમ દાખલ થયો હતો, તેવોને તેવો જ હતો; અને અર્ધા યુરોપખંડમાં ભમી વળ્યો ત્યારે જે વિષયમાં તેણે આવડી બધી નામના મેળવી, તેનો અભ્યાસ કરવાને તેને સૂઝયું. રૉબર્ટ કલાઈવ તો ઠોઠ હતો, એટલું જ નહિ પણ છેક હાથમાંથી છટકી ગયો હતો; તોપણ જે તે કામમાં તે સદા દમદાર અને જુસ્સાદાર હતો. ભૂંડું કામ કરવાનું હોય, તો તેમાં પણ તે એવો જ. એનાં ઘરનાં માણસ એનું કાટલું કાઢી નાખવાને રાજી હતાં; તેથી તેમણે તેને વહાણે ચઢાવીને મદ્રાસ હડસેલી દીધો; અને જુઓ કુદરતનો ખેલ કે, હિંદુસ્તાનમાં તે બ્રિટિશ સત્તાનો પાયો નાંખનાર નીવડયો. નેપોલિયન અને વેલિંગ્ટન બંને જણ ઠોઠ હતા; તેઓ નિશાળમાં કોઇ પણ રીતે બહાર પડતા ન હતા. નેપોલિયનને વિષે અમીરજાદી ડચેસ ડા બ્રાંટેસ કહેછે કે, એ શરીરે નીરોગી હતો; પણ બીજી બધી વાતે તો એ બીજા છોકરાઓના જેવો જ હતો. ઇ. સ. ૧૮૫૯ ના જુલાઇ માસના એડિન્બરો ટીકાકારમાં એક લખનાર લખેછે કે, વેલિંગ્ટનની આગળ જો કંઇ એવું કામ મૂકવામાં આવે, કે તેમાં એને પોતાની ચપળતા અને વ્યવહારોપયોગી જ્ઞાન બતાવવાનો તક મળે, તો તે વેળાએ જ તેની બુદ્ધિ અને મન–શક્તિ જાગ્રત થતી; તે વિના તેનામાં કંઇ માલ છે, એમ જણાતું નહિ. એની મામાં સ્પાર્ટાની પ્રાચીન પ્રજાનું શૂરત્વ અને સખ્તીનાં લક્ષણ રહેતાં. તે એને વિષે કહેતી કે, દારૂગોળાના સપાટામાં એ ઠોઠના ચૂરેચૂરા થવાને એ લાયક છે. એટનની કે આંઝેરની લશ્કરી ફ્રેંચ પાઠશાળામાં તેણે કંઈ કીર્તિ મેળવી નહિ. આજ જેમ ઉમેદવારોની પરીક્ષા લેવામાં આવેછે, તેમ તે વેળાએ જો લેવાતી હોત, તો એ કદાચ્ પાસ પણ થાત નહિ, અને એને લશ્કરી ખાતામાંથી પાણીચું મળત, એ અસંભવિત ન સમજવું.

યુલિસેસ ગ્રાંટ અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનના લશ્કરનો વડો સેનાપતિ હતો. તે નાની ઉમરનો હતો, ત્યારે તેની મા તેને યુલિસેસ ગ્રાંટ કહીને બોલાવવાને બદલે 'યુસ્લેસ' (નકામો) ગ્રાંટ કહીને બોલાવતી; તેનું કારણ એ હતું કે, એ જ્યારે નાનો હતો ત્યારે ઘણો ઠોઠ અને એદી હતો; અને કોઈના કહ્યામાં રહેતો નહિ; સ્ટોનવૉલ જાકસન એ લીનો સૌથી વડો ઉપસેનાપતિ હતો. તેની નાની વયમાં તે એટલો ટાઢો માલમ પડયો કે એ લક્ષણથી જ એ બધે વિશેષ જાણીતો થયો. પણ તે વેસ્ટ પૉઇંટની શસ્ત્ર–કળાની પાઠશાળામાં ભણતો હતો, તે વખત પોતાની બેહદ મહેનત અને આગ્રહને માટે બધામાં પ્રખ્યાત થયો. જે કઈ કામ એને સોંપવામાં આવતું, તે જ્યારે પૂરૂં થાય, ત્યારે જ તે તેનો કેડો મૂકતો; અને જે વાતનું જ્ઞાન તેણે સંપૂર્ણ રીતે મેળવ્યું ન હોય, તે જ્ઞાન મારામાં છે, એવું ડોળ તે કદી કરતો નહિ. એક માણસ તેને ઓળખતો હતો, તે લખેછે કે, જે દિવસે કવિતા મોઢે બોલવાનો વારો હોય, અને તેમાંથી એને સવાલ પૂછવામાં આવતા, ત્યારે તે કહેતો કે, મેં હજુ એ કવિતા તૈયાર કરી નથી; હું ગઈ કાલની અથવા પરમ દિવસની કવિતા તૈયાર કરવામાં રોકાયો હતો. એ પ્રમાણે પરિપકવ જ્ઞાન મેળવવાની ટેવ હોવાથી

તે શિત્તેર છોકરાના વર્ગમાં સત્તરમે નંબરે પાસ થયો. શરૂઆતમાં જોવા જઈએ તો **જાકસન** આખા વર્ગના દરેક છોકરા કરતાં ભણતરમાં અને જ્ઞાનમાં ઘણુંકરીને પાછળ હતો; પણ જ્યારે છેવટ પરીક્ષાનો વખત આવ્યો, ત્યારે તેના ઉપર માત્ર સોળ જ વિદ્યાર્થી હતા; અને તેણે ત્રેપનને પોતાની પછવાડે મૂકી દીધા હતા. એના સમકાલી પુરુષો કહેતા કે, એ પાઠશાળામાં ચાર વરસ સુધી વિદ્યાર્થીઓને રાખીને અભ્યાસ કરાવવાનો નિયમ હતો. તેને બદલે જો દશ વરસનો ધારો હોત તો, **જાકસન** તેના વર્ગમાં પહેલે નંબરે પાસ થયા વિના રહેત નહિ. એપ્રમાણે ઈ. સ. ૧૮૬૩ ના તા. ૧૧ મી જૂનના 'લંડન ટાઈમ્સ'નો ખબરપત્રી લખેછે.

પરદુઃખભંજક **જૉન હુાવર્ડ** પણ એક મૂર્ખ છોકરો હતો. તે અગરજો આગળ જતાં મહા પ્રસિદ્ધ પુરુષ થઇ ગયો, તથાપિ નિશાળમાં તે સાત વરસ સુધી રહ્યો, તેમાં તે એકના બે કરતાં શીખ્યો નહિ. **સ્ટીવન્સન** જ્યારે નાનો હતો. ત્યારે તે મુખ્યકરીને પથરો ફેંકવામાં, અને મલ્લકુસ્તી કરવામાં તેની હોશિયારીને માટે મશહૂર હતો. વળી, તેના કામમાં પણ તે એવો જ લક્ષી હતો. પેલો વિદ્યુતવત્ **સર હમ્ફ્રી ડેવી** બીજા છોકરાઓ કરતાં કંઈ વધારે ખબરદાર નહતો. તેને વાસ્તે એક વેળા તેના શિક્ષક **ડૉકટર કાર્ડુ**એ કહ્યું કે, જેવામાં એ મારો પાસે હતો, તેવામાં જે મન–શકિત વડે તે આવડો બધો નામાંકિત થયો, તે મારા જોવામાં કે પારખવામાં આવી નહતી. **ડેવી** તેની પાછલી ઉમરમાં કહેતો કે જ્યારે હું નિશાળે જતો, ત્યારે મને અમથો બેસાડી મૂકતા, તે ઠીક જ થયું, એમ હું હવે સમજુંછું. **વૉટને** વાસ્તે ઘણી વાતો ચાલેછે કે, તે બાળપણમાં બહુ બુદ્ધિશાળી હતો; પણ ખરૂં તો એ છે કે, એ ઠોઠ છોકરો હતો. પણ વિશેષ વાત એ હતી કે, એનામાં ધીરજ અને આગ્રહના ગુણ હતા. તેમના બળવડે અને પોતાની શોધક બુદ્ધિને કાળજી રાખીને કેળવવાથી તે તેનો વરાળનો સંચો સંપૂર્ણ કરવાને શક્તિમાન થયો.

**ડૉકટર આર્નલ્ડે** કહ્યું છે કે, એક છોકરાના કરતાં બીજા છોકરામાં જે તફાવત જોવામાં આવેછે, તે બુદ્ધિનો તફાવત છે, એમ સમજવું નહિ; માત્ર અભ્યાસ કરવામાં જેનો દમ અને જુસ્સો વધારે ટકે, તે વધારે આગળ નીકળે; અને બીજો કમદમદાર પાછળ પડે. મોટી ઉમરના માણસોમાં પરસ્પર જે ભેદ જોવામાં આવે-છે, તે પણ એ જ કારણને લીધે છે, એમ જાણવું. જો કોઇ માણસમાં 'આગ્રહ'નો ગુણ હશે, તો આગ્રહના મચાવવાથી જુસ્સાની ટેવ જલદીથી પડી જશે. જો કોઈ ઠોઠ છોકરામાં કામ પાછળ મંડયા રહેવાનો મમત અને ખંત હશે, તો એ લક્ષણ વગરનો છોકરો એના કરતાં હોશિયાર હશે, તોપણ તે મૂર્ખ પેલાના કરતાં આગળ નીકળશે. ભલે ધીમો હો, પણ જો તે દૃઢ હશે, તો તે શરત જીતશે. નિશાળમાં પહેલો નંબર રાખવાવાળો છોકરો સંસારમાં છેલ્લો આવી જાયછે અને નિશાળમાં છેલ્લો રહેનાર સંસારમાં પહેલે નંબરે આવેછે, એમ ઉલટપાલટ થવાનું કારણ 'આગ્રહ' ના ગુણુથી સમજાઈ જશે. જે છોકરાઓ નિશાળમાં ભણુતી વખત હોશિયારમાં ગણાતા હતા, તે સંસાર વ્યવહારમાં છેક સાધારણમાં

ખપી ગયા; અને બીજા એદી ખાતે લેખાતા ઠોઠ નિશાળીઆને સૌ કહેતું કે, એમણે તો જણુતીને ભારે મારી છે; પણ એમની બુદ્ધિ મંદ છતાં ધીમે ધીમે દઢ ડગલે આગળ ચાલવાથી છેવટે જન મંડળના અગ્રેસરને દરજ્જે જઈ પહોંચ્યા છે, એ એક નોંધ કરવા જોગ, અચરજ જેવી વાત છે. આ પુસ્તકનો કર્તા નિશાળમાં ભણતો હતો; તે વખત એના વર્ગમાં એક 'પત્થરના ભમરડા' જેવો, 'ભેજાનો ભૂંજેલો' ઠોઠ છોકરો હતો. જૂદા જૂદા શિક્ષકોએ તેના ઉપર પોતાનો શીખવવાનો હુનર લડાવ્યો, પણ તે બધું નિષ્ફળ ગયું. તેને માર ઠોક કરવામાં પણ કંઇ મણા રાખી નહિ, પણ તેથી કંઈ ફાયદો થયો નહિ; તેને શરમાવવાને તેને માથે કાગળની મૂર્ખની ટોપી (ફૂલ્સ કૅપ) બનાવીને પહેરાવી, તે પણ ફોકટ; તેને સમજાવવા જતાં પણ તે કંઈ સમજ્યો નહિ; અને તેના ઘણા ઘણા કાલાવાલા કરવા છતાં પણ કંઇ વળ્યું નહિ. કોઇ કોઇ વખત તેને વર્ગમાં પહેલે નંબરે બેસાડતા; પણ છેલ્લો નંબર તો જાણે તેના બાપદાદાનો જ હોય નહિ, એમ ગણીને તે પાછો ઝડપબંધ ઉતરતો ઉતરતો છેડે આવી અડતો, એ જોઈને આપણને અચંબો લાગે. એ અજમાએશ પણ મિથ્યા ગઈ. આખરે શિક્ષકોએ જાણ્યું કે, આ તો મૂરખનો સરદાર છે; અને પછી તેમણે તેને ડાબો કરી દીધો. એક શિક્ષક તો તેને 'મોટો હેમક' અથવા 'બૂબક' જ કહેતો. હવે, એ છોકરો અગર જો ધીમો હતો, તોપણ એનામાં એક મંદ ગર્ભિત જુસ્સો હતો; તે જેમ મોટો થતો ગયો, તેમ તે વધતો ગયો; અને આખરે તે જ્યારે સંસારના વ્યવહારોપયોગી કામકાજમાં પડયો, ત્યારે તે તેના સોબતી નિશાળીઆ કરતાં આગળ વધી ગયો અને ઘણાખરાને પોતાનાથી બહુ પાછળ મૂકી દીધા, એ અચરજ થવા જેવી વાત છે. આ ગ્રંથ-કર્તાએ તેની છેલ્લી ખબર એમ સાંભળી કે, તે પોતાની જન્મ-ભૂમિમાં વડા ન્યાયાધીશના દરજ્જા ઉપર હતો.

કાચબાના જેવી ધીમી ચાલનો માણુસ હો, પણ જો તે ખરે માર્ગે ચાલ ચાલ કરતો રહેશે, તો સસલાની પેઠે શરતી દોડનો માણુસ હો, પણ જો તે ખોટે માર્ગે ચાલતો હશે, તો તેના કરતાં પેલો ધીમો માણુસ તેને પાછળ મૂકી દેશે. જો કોઈ છોકરો મંદ હોય, તો તેની ફિકર નહિ; તે ઉદ્યોગી હોય, તો બસ. ગ્રહણ-શક્તિ તેજદાર હોય, તો તે વખતે ફાયદો કરવાને બદલે નુકસાનકારક નીવડેછે; કારણકે, ઘણી વાર એમ બનેછે કે, જે છોકરો ઉતાવળથી ભણી જાયછે, તે તેવી જ ઉતાવળથી ભૂલી જાયછે. વળી, ધીમા છોકરાને પોતાની મંદ બુદ્ધિને લીધે આગ્રહી અને ખંતીલા થવાની જરૂર પડેછે; અને એ ગુણો કેળવવાથી દરેક માણુસની ચાલનું બંધારણ દઢ, મજબૂત અને લાભકારક નીવડેછે; તેવા અમૂલ્ય ગુણો કેળવવાની પેલા તીવ્ર બુદ્ધિના ઉતાવળા છોકરાને અગત્ય પડતી નથી, એ પણ તેને નુકસાનકારક વાત થઈ પડેછે. ડેવી કહેતો કે, 'હું જે હાલ છું, તે મારા આપ-બળથી બન્યો છું.' એ વચનો જગત્માં સૌ માણુસને લાગુ પડે એવાં છે.

આ વિષયને પૂરો કરતાં સારાંશ લેવાનો એટલો જ કે,—નિશાળમાં અથવા

પાઠશાળામાં આપણે ભણીએ છીએ, તે વેળાએ શિક્ષકોથી આપણને ઉંચામાં ઉંચી ''નત–કેળવણી મળતી નથી. પણ આપણે પાકી ઉમરના માણસ થઈએ છીએ, ત્યારે આપણા પંડના આગ્રહવડે સ્વસુધારણાથી આપણે ઉત્કૃષ્ટ કેળવણી મેળવીએ છીએ. આ વિચાર છોકરાંનાં માબાપે નજરમાં રાખવો જોઇએ. પોતાનાં બાળકોની બુદ્ધિને બળાત્કારે ખીલવી દેવાની તેમણે ઉતાવળ કરવી નહિ. તેમણે ધીરજ રાખીને જોયા કરવું; છોકરાંને તેમણે સારી સોબતમાં મૂકવાં; અને તેમને શાંતિથી કેળવણી મળે એમ કરવું; પછી પરિણામ પરમેશ્વરના હાથમાં સોંપી દેવું. પોતાનાં છોકરાંને જોઇએ તેટલી અંગ-કસરત મળે, એવી તેમણે તજવીજ રાખવી; કેમકે તેમ કરવાથી તેમની જોઇએ તેવી તનદુરસ્તી રહેશે. તેઓ પોતાની મેળે ભણતા જાય અને કેળવાતા જાય, એવે રસ્તે આપણે તેમને ચઢાવી આપવા જોઇએ; પૂરતી સંભાળ રાખીને તેમનામાં આગ્રહ અને અખંડ ઉદ્યોગના ગુણ આપણે કેળવવો જોઇએ; અને પછી, જો તેમનામાં માલ હશે તો તેઓ જેમ જેમ મોટા થતા જશે, તેમ તેમ પોતાની મેળે જ ખરેખરા જુસ્સાથી તેઓ જોરબંધ કેળવાતા જશે અને આગળ વધતા જશે.



# પ્રકરણ ૧૨ મું.

## દાખલા અને દૃષ્ટાંતથી કેવી અસર થાયછે? મનમાં કેવો નમુનો રાખીને ચાલવું જોઈએ?

.................................

### દોહરા.

નર-વર પૂર્વે થઇ ગયા, નૃપથી અધિક કૈક,
તેનાં તનુજ આપણે, એક લોહીનું ઐક્ય;
ખાતાં પીતાં, બેસતાં; સૂતાં, ઉઠતાં વાર;
ચારૂ વચન, વદન થકી, આપે શીખ અપાર.—**જૉન સ્ટર્લિંગ.**

બાળકને ટૂંપો દઇને મારી નાંખવાં હોય, તો મારી નખાય; પણ થએલા કામનો કલ્પે નાશ થતો નથી. કૃત્ય અમર પદવી ભોગવેછે. આપણે જાણતાં છતાં અને આપણે ન જાણતાં છતાં, તેઓ સદા અવિનાશી છે.—**જૉર્જ એલિયટ.**

આ સંસારમાં માણસ ચાહે તે કામ કરે; તેમાંથી એક પછી એક અખંડ સાંકળની કડીઓની પેઠે પરિણામો ઉત્તરોત્તર નીપજતાં જ જાયછે. એક કાર્યના આરંભમાંથી બીજું, બીજામાંથી ત્રીજું, ત્રીજામાંથી ચોથું, એમ સાગરના તરંગના અનંત પ્રવાહની પેઠે, પરિણામો પેદા થાયછે; તેનો અંત માણસને દૃષ્ટિગોચર થતો નથી.—**મામ્સબરીનો ટૉમસ.**

---

સોબત એ મૂગા મોઢાનો મહા સમર્થ શિક્ષક છે. માણસ-જાતની એ વ્યવહારોપયોગી શાળા છે. બીજા માણસોનાં કૃત્યોની આપણા મન ઉપર જે અસર થાયછે, તેટલી અસર શબ્દોથી થતી નથી. કહેવા કરતાં કરવાની અસર વધારે થાયછે. પારકાની સલાહ શીખામણથી આપણે કયે રસ્તે ચાલવું, તે સમજાયછે; પણ આપણા મ્હોં આગળ નિરંતર વાસ કરીને જે માણસ રહેતું હોય, તેના કહેવાના કરતાં તેના અબોલ કાર્યથી આપણે આપણા માર્ગ ઉપર વિશેષ આગળ વધતા જઈએ છીએ. નજરો નજર દાખલો જોવાથી આપણામાં તેવી ટેવ પડતી જાયછે; અને પછી તે નિરંતર આપણી સાથે જ નિવાસ કરીને રહેછે. એ વાત ખરી છે કે, સારાં શીખામણ યુક્ત વચનોનું સારૂં વજન પડે જ; પણ એવી સારી શીખામણ દેનારની તેવી રૂડી કરણી જો ન હોય, તો તેના ઉપદેશથી કંઇ વધારે ફાયદો થતો નથી; અને 'હું કહું તેમ કરો; હું કરૂં તેમ ન કરો,' એ સાધારણ બોલ **'પોથીમાંનાં રીંગણાં'**ની પેઠે ગણાઈ જાયછે; અને સંસારમાં માણસોના ઉપર તેના કહેવાનો ઉલટી જ અસર થાયછે.

બધા માણસો કાન કરતાં આંખથી વધારે શીખે છે; કાને સાંભળવા કરતાં નજરે જોવાની વધારે અસર થાયછે; અને જે કંઇ માત્ર વાંચવામાં જ આવેલું હોય

અથવા સાંભળવામાં આવેલું હોય, તેના કરતાં નજરે જોવામાં આવેલું હોય, તેની ઘણી ઉંડી અસર મન ઉપર થાયછે. આ સિદ્ધાંત નાની ઉમરના બાળકોને વળી વિશેષ કરીને લાગુ પડેછે; કારણકે એ અવસ્થામાં જ્ઞાન મેળવવાનું મુખ્ય દ્વાર આંખ જ હોયછે. નાનાં છોકરાં જેવું જુએ, તેવું કરતાં તેઓ સહજે શીખેછે. નાના પ્રકારના કીડાઓ જે રંગનાં પાંદડાં ખાયછે, તેવા રંગના તેઓ બનેછે; તે જ મિસાલે, નાનાં બાળકો જે માણસોના સહવાસમાં હોય, તેમના જેવાં તેઓ અનાયાસે બની જાયછે; અને એ જ કારણથી બાળકોને ઘર આગળ જે કેળવણી મળેછે, તે જીંદગીભર અસરકર્તા અને અગત્યની થઇ પડેછે. આપણી શાળાઓનું બંધારણ અને શિક્ષણ ગમે તેવું સારૂં હોય; પણ આપણા ઘરમાં જેવી રીતભાત અને દાખલા દૃષ્ટાંતો છોકરાંઓના જોવામાં આવે, તેમની અખંડ અને વિશાળ અસર તેઓ સ્ત્રી પુરુષના રૂપમાં આવેછે, ત્યારે પણ કાયમ જ રહેછે; અને તે શાળાઓના શિક્ષણ કરતાં સ્ત્રી પુરુષની ચાલના બંધારણમાં ઝબરદસ્ત અસર કરેછે. જનમંડળની સ્થિતિનું મૂળ સ્વરૂપ–સ્થાન **'ઘર'** છે. આખા દેશની વર્તણુકનું બીજ **'ઘર'**માંથી ફૂટેછે. એ બીજ ચોકખું કે બગડેલું હો, પણ તેને અનુસાર તેમાંથી મનુષ્ય જાતની ટેવો, સિદ્ધાંતો, નિયમો અને નીતિ નીપજેછે; અને તે પછી સંસાર–વ્યવહારમાં અને રાજ્યનીતિમાં પ્રવર્તેછે. **'જેવું પુત્ર–પાલન, તેવું પ્રજા–ઉદ્ધારણ'.** દેશ–હિત સંબંધી પ્રજા–મતનો પાયો બાલ્યાવસ્થામાં ઘેર સાંભળેલા વિચારો ઉપર ઘણેક ભાગે બંધાયછે. પરોપકાર–બુદ્ધિ અને દયા–ભાવના અંકુર ગૃહ-ક્ષેત્રમાંથી ફૂટે તો જ આગળ વધે. **બર્ક** કહેછે કે, જન–મંડળમાં આપણે આપણા કુટુંબ ઉપર હેતભાવ રાખવામાં જ સઘળા લોક–હિતનું બીજ રહેલું છે. આપણા નાના કુટુંબના કેંદ્રમાંથી માણસ–જાતમાં બીજ રૂપે રહેલા સદ્‌ગુણો અનંત વૃદ્ધિ પામતા વર્તુળમાં ચોગરદમ ફેલાતા જાયછે. તેની બાથમાં આખું વિશ્વ આવી જાય, ત્યાંસુધી તે પ્રસાર પામતા જાયછે; કારણકે ખરેખરી પરોપકાર–બુદ્ધિ, સ્નેહ–ભાવ અને દયા–ભાવની પેઠે, ઘેર પારણામાંથી પ્રકટેછે, અને પછી તે વૃદ્ધિ પામતી જાયછે.

ગમે તેવી દેખાઇતી નજીવી બાબતમાં પણ ચાલચલણના દાખલા નજરે જોવામાં આવે, તેની અસર કંઇ ઓછી છે, એમ સમજશો નહિ; કારણકે એવાં દૃષ્ટાંતો આપણી જીંદગીની સાથે જડાઈ જાયછે; અને જેવું જોવામાં આવે અથવા સાંભળવામાં આવે, તેપ્રમાણે આપણો સ્વભાવ સારો અથવા નરસો બનતો જાયછે. એ જ કારણથી માબાપના ગુણ–દોષ અને રીતભાત તેમનાં છોકરાંમાં દીઠામાં આવેછે; અને માબાપે તેમના દેખતાં જે હેતાળ સ્વભાવનાં લક્ષણ બતાવ્યાં હોય, તે તેમના મનમાં ઠસી જાયછે; તેમણે નિયમિતપણે દરરોજ ચાલવાની જે ટેવ દર્શાવી હોય, તેની તેમના ઉપર ઉંડી અસર થાયછે; તેમનો મહેનતમાં મંડ્યા રહેવાનો ગુણ છોકરાંઓના જોવામાં રોજ આવવાથી, તેઓ પણ એવાં બનેછે; અને અનેક પ્રકારની લાલચોની સામાં થઇને, માબાપ પોતાના મનને કેવું વશ રાખેછે, તે નિરંતર જોવાથી, તેઓ પણ એવાં જ રૂડાં થાયછે. એપ્રમાણે

માબાપની હાલચાલ અને ગુણા રોજ દેખવામાં આવવાથી તેઓ છોકરાંમાં અમર વાસ કરીને આવી રહેછે; અને જે માત્ર કાને જ સાંભળવામાં આવેલું હોયછે, તે તો મુદ્દત ગએથી તેઓ ભૂલી જાયછે. એવો વિચાર મનમાં હોવાથી એક ડાહ્યો માણસ કહેતો કે, મારાં છોકરાં એ જ મારો હવે પછીનો અવતાર સમજવો. મા અથવા બાપ પોતાની મેળે મૂગે મોઢે કંઇ પણ કૃત્ય કરતાં હોય, અથવા પોતે ન જાણતાં છતાં કેવી પણ મુખ-મુદ્રા કરે, તે છોકરાંના જોવામાં આવવાથી તેમની ચાલ ઉપર તેથી એવી તો છાપ પડી જાયછે, કે તે કદી ભૂસાતી નથી. જો માબાપ સારાં થઇ ગયાં હોય, તો તેમનો વિચાર તેમની પ્રજાના મનમાં આવવાથી તેમના નામને બટ્ટો ન લાગવા દેવાના હેતુથી તેઓ કેટલાં એ અઘટિત કામો કરતાં અટકેછે; અને કેટલા એ ભૂંડા વિચારોને મનમાં ટકવા દેતાં નથી, તેની કોણ ગણતરી કરી શકે? એપ્રમાણે કેવળ નમાલી વાતોથી માણસોની ચાલચલગત ઉપર ભારે અસર થાયછે. વેસ્ટ કહેછે કે, મારી માએ મને બચ્ચી કરી, તેથી હું ચિત્રકાર બન્યો! જ્યારે માણસો બાલ્યાવસ્થામાં હોયછે, ત્યારે આવી દેખાઇતી નજીવી બાબતોની હિલચાલ ઉપર આગળ જતાં મોટી ઉમરે તેમના સુખ દુઃખ અને જય પરાજયનો વિશેષ કરીને આધાર રહેલો છે. ફ્રૅાવેલ બાફ્રસ્ટન અમલદારીનો એક મોટો ઓદ્દો ભોગવતો હતો, તેવામાં તેણે તેની માને લખ્યું કે, હું બાળક હતો, ત્યારે મારા મનમાં તમે જે સિદ્ધાંતો ઠસાવ્યા હતા, તેની આજ પણ મને અખંડ અસર થયા જ કરેછે; તેમાં વળી, બીજા માણસોને માટે કાંઇ કામ કે મહેનત કરવાની હોય, ત્યારે તેઓ મારા ઉપર ખાસ રીતે સત્તા ચલાવેછે. એબ્રાહેમ પ્લાસ્ટો બાફ્રસ્ટનના બાગ બગીચાનાં અને તેના જંગલનાં જાનવરોનો રખેવાળ હતો. તેની સાથે બાફ્રસ્ટન બાળક હતો, ત્યારે રમતો; ઘોડે બેસીને તેની સાથે ફરવા જતો, અને ભેળો રહીને શિકાર કરતો. એ બિચારો નિરક્ષરી હતો. તેને લખતાં વાંચતાં આવડતું ન હતું; પણ તેનામાં સ્વાભાવિક બુદ્ધિ સારી હતી અને તે હાજરજવાબી હતો. બાફ્રસ્ટન એને સંભારીને એનો વારેવારે અંતઃકરણથી ઉપકાર માનતો. બાફ્રસ્ટન કહેછે કે પોતાની આબરૂ અને પ્રમાણિકપણું જાળવવાને તે સદા ટેકી હતો; અને એના એ અમૂલ્ય ગુણોથી જ તે એવડો બધો વહાલો થઇ પડયો. મારી મા ઉભેલી હોય, તે વેળા તે જેવું બોલતો અને કરતો, તેવું જ તે ન હોય, ત્યારે પણ તે બોલતો અને કરતો. તેના મ્હોમાંથી એવું એક પણ વેણ નીકળતું નહિ, અને તે એવું એક પણ કામ કરતો નહિ કે મારી મા તે સાંભળીને કે જોઇને નાખુશ થાય. સાચવટ અને પ્રમાણિકપણાનું ઊંચામાં ઊંચું ધોરણ તે અમારા આગળ ધરતો. રજેરજ સાચી રીતે ચાલવાનું તે અમને હમેશાં કહેતો; અને સેનેકા તથા સિસરો જેવા મહાન તત્ત્વદર્શીઓના ગ્રંથો જેવા પવિત્ર અને મહાન વિચારોથી ભરેલા છે, તેવા જ નિર્મળ અને ઉમદા વિચારો તે અમારાં ઉછરતાં-ખીલતાં મનમાં ભરતો. મારા પહેલા ગુરુની એ પ્રમાણેની વાત છે; મારે વિશેષ કહેવું જોઇએ કે મારા બધા ગુરુમાં મારા મનથી એ જ ઉત્તમ હતો.

લૉર્ડ લાંગડેલની માએ પોતાના જ દાખલાથી તેના દીકરા ઉપર જે ચમત્કારિક અસર કરી, તે ઉપર મોટી ઉમરે પાછી નજર ફેરવીને તે અમીર કહેછે કે, ત્રાજવાના એક પલ્લામાં આખી દુનિયાને મૂકી હોય, અને બીજામાં મારી માને બેસાડી હોય, તો દુનિયાવાળું ત્રાજવું ઉંચકાઇને દાંડી સાથે અથડાશે. મિસિસ શિમલ પેનિંકની માને જે ચાર લોકમાં જવું આવવું થતું, તેમના ઉપર તે પોતાના સદ્વર્તનની એવી સમર્થ સત્તા ચલાવતી કે તેની દીકરી પોતાની વૃદ્ધાવસ્થામાં તે વાતને વખતોવખત સંભાર્યા કરતી. જે ઘરમાં તે પેસતી, કે ત્યાં લાગલું વાતચીતનું સ્વરૂપ જ બદલાઈ જતું; ઉંચા દરજ્જાની વાતો તરત દાખલ થતી; જાણે તેના આવવાથી નીતિનો વાતાવરણ નિર્મળ થતો હોયની એમ લાગતું. ઘરમાં જેટલાં માણસ હોય, તે બધાં જાણે તેના આવવાથી હોશમાં આવતાં હોય અને તેમને પુનર્જીવન મળતું હોય, એમ જણાતું. તેની દીકરી મિસિસ શિમલ પેનિંક કહેછે કે, તેના આગળ હું ઉભી હોઉં, ત્યારે જાણે મારૂં રૂપ જ બદલાઇ ગયું હોય, એમ મને ભાસતું. રાત્રી દિવસ ઘરમાં બાળક જેવાં નીતિનાં આચરણ દેખેછે, તેવાં તેનામાં દાખલ થાયછે; તે જોતાં માબાપ દરરોજ ઘરમાં જેવી રીતે જીંદગી ગુજારેછે, અને જેવી રીતે હરવડી ચાલેછે, તેની તેવી રીતની અસર તેમનાં છોકરાં ઉપર આબેહુબ થાયછે; અર્થાત્ છોકરાં પણ તેવાં જ ઉઠેછે; અને 'બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા' ની કહેવતને ખરી કરી આપેછે. તે ઉપરથી માબાપ પોતાનાં છોકરાંને જે કેળવણી આપેછે, તેની પદ્ધતિનો સમાવેશ એ બોલમાં જ થઇ શકેછે. 'તમે તમારી મેળે સુધરો' એ વચનો માબાપનું જોઇને આચરતાં થકાં છોકરાંઓ ખરાં કરી આપેછે.

માણસ જે કામ કરે કે બોલ બોલે, તે કદી મિથ્યા જતો નથી. તે કામ અથવા બોલમાંથી અનુક્રમે પરિણામો છૂટતાં જ ચાલ્યાં જાયછે. શોધ ખોળ કરતાં, તેનો છેડો હાથ લાગતો નથી. એ વિચાર કેવો ગંભીર અને ભય ભરેલો છે! ગમે તે કામ કરો, અને ગમે તે બોલ કહો, પણ તે કેટલેક દરજ્જે આપણી જીંદગીને પોતાનો રંગ દેછે; એટલું જ નહિ, પણ આપણી અડખે પડખેના માણસોને પણ બેમાલુમપણે તેની અસર થાયછે. એક રૂડું કૃત્ય કે રૂડો બોલ અખંડ હયાતી ભોગવેછે; તેનાં ફળ ઉતરતા સુધી આપણે કદાચ્ જીવીએ નહિ, તો એ શું થયું? પણ કુકર્મ અને કુવેણ પણ તેવી જ રીતે અમરપણું ભોગવેછે; તેથી કોઇ પણ માણસે પોતાના મનથી કદી પણ એમ ધારવું નહિ કે, હું આ બધામાં એવો અલ્પ જીવ છું કે મારી કરણીની સારી કે માઠી અસર કોઇના ઉપર થશે નહિ. માણસનો આત્મા અમર છે; મૂઆ પછી પણ તેઓ જાણે આપણી સાથે જ રહેછે અને ફરેછે હરેછે. રિચર્ડ કૉબ્ડન મરણ પામ્યો, ત્યારે આમની સભામાં મિ. ડિઝ્રાએલીએ કહ્યું કે, આપણી સભામાંના જે નરો સ્વર્ગવાસી થયા છતાં, હજુ તેઓ સભાના સભાસદ જ ગણાય; રોજ રોજ તેઓ જાણે સભામાં હાજર જ રહેતા હોય; એ પંક્તિમાં રિચર્ડ કૉબ્ડન છે. એ મહાત્માઓ વિદેહી થયા છતાં, ચૈતન્ય રૂપે અત્રે અખંડ રહેલા છે; પરગણાના

લોકો મનના તરંગની લહેરમાં ધસડાઇને આ સભાને માટે ગમે તેને ચૂંટણી કરીને મોકલો, પણ આ વિરલ પુરુષો તરંગોથી વિરક્ત થઇને આ સ્થળમાં સદા અમર પદવી ભોગવેછે; તેમનાં રૂડાં કૃત્યને કાળનો વિનાશકારી ધસારો લાગતો નથી.

દુનિયામાં નામ તેનો નાશ છે; એમ છતાં પણ નાશવંત માણસની જીંદગીમાં અહીં પણ અવિનાશીપણાનો અંશ રહેલો જણાયછે. આખું બ્રહ્માંડ ખોળી વળો; તેમાં કોઇ પદાર્થ નિરાધાર પોતાની મેળે એકાકી રહેલો માલમ પડશે નહિ. વિશ્વની રચના જ એવી છે કે, એક વસ્તુ બીજી ઉપર, અને બીજી વસ્તુ ત્રીજી ઉપર એમ ક્રમે ક્રમે આધાર રાખીને રહેલી છે. માણસ પણ એ વિશ્વની પરસ્પર સાંબંધિક રચનાનો એક ભાગ છે; અને તેથી પ્રત્યેક માણસ પોતાનાં કૃત્યોથી મનુષ્ય–જાતના કલ્યાણમાં કાં તો વધારો યા ઘટાડો કરેછે; અને એ વધઘટ હાલ તેમ જ હમેશને માટે તેના તરફથી તો કાયમ જ રહેછે. વર્તમાન કાળની કૃતિનાં મૂળ ભૂતકાળની ભોંયમાં દટાએલાં છે; અને આપણા વડવાઓની રહેણી કરણીની અને તેમની જીંદગીની આપણા ઉપર આજ પણ ઘણી અસર રહેલી છે; તો તે ઉપરથી ઉઘાડું જ છે કે, જે કામો આપણે દરરોજ કરીએ છીએ, અને જેવાં આચરણ આચરીએ છીએ, તે ઉપરથી આવતા જમાનાના માણસોની ચાલ ચલગત અને હાલત બંધાશે. પૃથ્વી ઉપર જેટલા જમાના વહી ગયા છે, તે બધાંનું મનુષ્ય-જાત એ એક એકંદર પરિપકવ થએલું ફળ છે. હાલનો જમાનો આપણી રહેણી કરણી અને આચાર વિચારનો એક લોહ-ચુંબકનો મોટો પ્રવાહ જેવો જાણવો. તે અતિ પ્રાચીન કાળને દૂર દૂર રહેલા આગામિક કાળ સાથે સાંધનાર સાંકળરૂપ સમજવો. કોઇ પણ માણસનાં કામ કેવળ લય પામતાં નથી; તેનું શરીર પંચ મહાભૂતમાં મળી જાય, તથાપિ તેનાં સારાં નરસાં કૃત્યોને પોત પોતાનાં સજાતીય ફળ આવશે; અને તે પછીના આવનાર સઘળા જમાના ઉપર તે સદા કાળ પોતાની સત્તા ચલાવ્યા જ કરશે. આ મહાભારત શોકોપહત ગંભીર વિષય ઉપર જે માણસ વિચાર કરી જોશે, તેને પોતાને શિર કેટલી જવાબદારી રહી છે, અને કેટલું જોખમ રહેલું છે, તે જણાઇ આવ્યા વિના રહેશે નહિ.

મી. બાબેજે પોતાના એક પુસ્તકના એક ઉમદા ફકરામાં આ ઉપર દર્શાવેલા વિચારને એવા જુસ્સાથી બતાવ્યો છે કે, અમે તેના શબ્દે શબ્દ નીચે ઉતારવાની રજા લઇએ છીએ. તે લખેછે કે, મહાત્માઓએ અને મહર્ષિઓએ દરેક અણુને જેવી ગતિ આપી છે, તેવીને તેવી જ ગતિમાં તે સદા રહેછે; તેમ જ તે ઉપર સારી કિંવા નરસી, જેવી છાપ પાડી હોય, તેવી જ રહી જાયછે; તે કયમે કરી ભૂસાતી નથી. પૃથ્વી ઉપર બીજી અનેક નમાલી અને નીચ વસ્તુઓની સાથે તે અણુ હજારો જૂદી જૂદી રીતે મળી જાયછે. વાતાવરણ એક વિશાળ પુસ્તકાલય છે. દરેક માણસના મ્હોમાંથી જે જે શબ્દો કદી પણ બહાર પડ્યા છે, તે તેનાં પૃષ્ઠો ઉપર સદા કાળને માટે નોંધાઇ ગયા છે. એ પવનરૂપી પાનાં ઉપર માણસના મ્હોમાંથી જે શબ્દો નીકળ્યા છે, અને નીકળતા જાયછે, તેની છાપ એવી રીતે પડી છે, કે ફેરવી

ફરે તેમ નથી અથવા ભૂલવાળી નથી. જે માણસોએ શપથ લઈને ભોળી સ્ત્રીઓ સાથે લગ્ન-સંબંધે બંધાવાનો ભરોસો આપ્યા છતાં વિશ્વાસઘાત કરેલો; અને પ્રતિજ્ઞાઓ તથા આપેલાં વચનો ભ્રષ્ટ કરેલાં: તે સઘળું અને તેની સાથે પૂર્વ કાળથી તે અદ્યાપિ પર્યંત જેમને જેમને બીજાનાં ઉપર જણાવેલાં દુરાચરણથી સોસવું પડયું છે, તેમનાં આંસુ અને નીસાસા તે હવાનાં પૃષ્ઠો ઉપર અનંત કાળને માટે લખાઈ ગયાં છે; અને તે ઉપરથી માણસ-જાતનું મન કેવું અસ્થિર અને ચંચળ છે, તે હવાના દરેક રજકણની એકત્ર થએલી ગતિ એક તરંગથી બીજા તરંગને, અને બીજાથી ત્રીજા તરંગને, મળવાથી અખંડ પુરાવો અનંતકાળ સુધી આપ્યા જ કરેછે. પણ જે હવાનો આપણે દમ લઈએ છીએ, તે આપણે જે જે વિચારો બહાર પાડીએ છીએ, તેની નોંધ લીધા વગર રહેતી નથી; તેમ જ જે જે કામ આપણે કરીએ છીએ, તેના પૃથ્વી, મહાસાગર અને વાતાવરણ અવિનાશી સાક્ષીઓ સમજવા. તેમને પણ આઘાત-પ્રત્યાઘાતનો નિયમ બરાબર રીતે લાગુ પડેછે. સૃષ્ટિજન્ય કારણોથી કિંવા મનુષ્યકૃત કારણોથી તેમને જે ગતિ મળેછે, તે કદી વિસર્જન પામતી નથી. પૃથ્વીમાં પ્રથમ પહેલા ખૂન કરનાર કાઇને પોતાના ભાઈ એબલને મારી નાખ્યો. તેના કપાળ ઉપર સર્વ-શક્તિમાન પરમેશ્વરે જે છાપ મારી, તે કદી ભૂસાય તેવી નહતી, એટલું જ નહિ, પણ તે વખતના આદમનાં બીજાં છોકરાંઓ પણ તે નજરે જોતાં. તે વખત તો વહી ગયો; અને પરમેશ્વર પંડે આવીને હવે દેખા દેતો નથી; તથાપિ હવે તેણે એવાં ધોરણ બાંધી દીધાં છે કે, તેથી દરેક ખૂની પોતાના ગુનાહની સાક્ષી પોતે સાથે લઈને ફરેછે. તે તેની સાથે એવી મડાગાંઠ પાડીને વળગી રહેછે કે, કયમે વછૂટતી નથી; કારણકે, તેની ક્ષણભંગુર કાયાનો દરેક રજકણ છૂટો પડી જઈને ગમે ત્યાં જાય, અને તેમાં ગમે તેવાં રૂપાંતર થાય; તેનો ગમે તેની સાથે સંયોગ થાય; તોપણ ખૂન કરતી વખત તેના શરીરની સ્નાયુઓને જે મહેનત પડી હશે, અને તેથી તેના દેહના દરેક કણને જે આચકો અથવા ગતિ મળી હશે, તે કલ્પે પણ કમી થતી નથી; પણ તે કણ તેનાં સઘળા અવસ્થાંતરમાં તે ગતિને જાળવી રાખેછે.

એ પ્રમાણે જોવા જશો તો, જે કૃત્ય આપણે કરીએ અથવા જે બોલ આપણે બોલીએ, તેમ જ જે કામ થતું આપણે નજરે ભાળીએ, અથવા બોલ બોલાતો સાંભળીએ, તેની સત્તા આપણી બાકીની બધી જીંદગી સુધી પહોંચેછે; અને તેનો આપણને હમેશાં પાસ લાગેલો રહેછે; એટલું જ નહિ, પણ આખા જન-સમૂહની ઘટમાળને તેની અસર અને રંગ લાગેછે. એ સત્તા આપણાં છોકરાંને, આપણા મિત્રોને અને આપણા સોબતીઓને તેમના કારવ્યવહારમાં અનેક પ્રકારે અસર કરેછે; તેનું મૂળ આપણે શોધવા જઈએ તો જડે નહિ; અને માથાકૂટ કરીએ તે મિથ્યા જાય; તોપણ એ સત્તા હમેશાં પોતાનું કામ કર્યા જ કરેછે, એમાં ફેર ન સમજવો; અને તેથી જ આપણે પંડનો સારો દાખલો મૂકવાનું કેટલું માહાત્મ્ય છે, તે હવે સમજાશે. પંડે પોતાનું જ દષ્ટાંત દેખાડી દેવું; એ એક મૂગો

શિક્ષક છે. ગરીબમાં ગરીબ, કેવળ અદના માણસ હોય, તે પણ પોતાનાં રોજનાં રૂડાં આચરણથી અબોલ રહેતા છતાં ઉપદેશ કરી શકે. આવી સાદી પણ અમૂલ્ય કેળવણી બીજાઓને આપવાની ફરજ સૌને માથે રહેલી છે. ગમે તેવી ગરીબી હોય, તે કંઇ પણ રીતે પ્રતિબંધક નથી. એ રીતે છેક હલકી હાલતનું માણસ પણ ઉપયોગી થઇ પડે; કારણકે દીવાને હેઠે મૂકો કે ઉંચે મૂકો; જ્યાં મૂકશો, ત્યાં તે અજવાળું આપ્યા વિના રહેશે નહિ. ખરો નર કંઇ ખાસ જગામાં જ નીપજેછે, એમ નથી. એવા મહા પુરુષો બધે નીપજેછે. બહારથી દુઃખદાયક સ્થિતિ હોય, તો ત્યાં પણ એવા નરની પેદાશ થાયછે. ખડનાં ભોથાં થતાં હોય એવા સૂકા મેદાનમાં, છાજથી છાજેલા નાના ઝુંપડામાં, ગામડાના મટીઓર ઘરોમાં તેમ જ મોટાં શહેરોની સાંકડી ગલીઓમાં, એ સર્વ ઠેકાણે મહા પુરુષોનો પાક ઉતરેછે. જે માણસ જમીનનો એક વેંત જેટલો કડકો ખેડી ખાયછે, તે લાખો રૂપિયાના ધણી જેવું જ સારી રીતે અને સારા ઉદ્દેશથી કામ કરી શકે. એમાં કંઇ પૈસાનો મેળ રહેતો નથી; તેથી એક છેક સાધારણ, મજુરી કરવાની દુકાન હોય, તે ઉદ્યોગ, શાસ્ત્રીય જ્ઞાન અને સુનીતિનું સુંદર સ્થળ બને; અથવા આળસ, મૂર્ખાઇ અને બદીનો અખાડો પણ બની રહે. એ સારા નરસાનો સઘળો આધાર પ્રત્યેક માણસ ઉપર રહેલો છે; તેમ જ રૂડાં કામ કરવાને તેમને જે જે પ્રસંગો મળી આવેછે, તેનો તેઓ કેવો ઉપયોગ કરેછે, તે ઉપર પણ રહેલો છે

જે માણસ પોતાની જીંદગી રૂડી રીતે ગુજારેછે; પોતાની ચાલની પ્રામાણિકતા હમેશાં જાળવી રાખેછે, તે પોતાનાં છોકરાંને અને જગતને કંઇ નાનો સૂનો વારસો મૂકી જાયછે, એમ ધારવું નહિ; કારણકે સદ્ગુણના જિજ્ઞાસુ નરને એવા પુરુષની જીંદગીથી મહા બળવાન અને ઉત્તેજક ધડો મળેછે; અને દુર્ગુણીનું મ્હો કાળું ધબ કરી નાખેછે. વળી, મોટામાં મોટા સુખનું એ હમેશનું સાધન થઇ પડેછે. લૉર્ડ હર્વેએ પોપ કવિને મ્હેણાં માર્યાં; તે વેળાએ તેણે ઉત્તર આપ્યો કે, મારાં માબાપ ગમે તેવાં હશે, પણ તેમણે કંઇ એવું કર્યું નથી, કે મારે નીચું જોઇને ભોંય ખોતરવી પડે; તેમ જ હું તેમનો દીકરો છું; તે ગમે તેવો હોઇશ, પણ મેં કદી એવું કર્યું નથી, કે તેમને દલગીર થઇને આંસું ટપકાવવાં પડે!

સામા ધણીએ શું કરવું, તે માત્ર કહી બતાવવું બસ નથી; પણ કેમ થાય, તે કરી બતાવવું જોઇએ. મિસિસ ચિઝહોમે મિસિસ સ્ટો આગળ પોતાની વિજય વાર્તાનો ભેદ કહી બતાવ્યો, તે સૌને કામનો થઇ પડે એમ છે. તે બાઇએ કહ્યું કે, જો આપણે કંઇ કામ કરી નાખવું હોય, તો આપણે જાતે જઇને તે કરવું; તો જ તે થશે, એમ મને અનુભવથી જણાયું છે. માત્ર મોઢે લવારો કર્યા કરવાથી કંઇ ફળ નથી. લવારામાં અને વાતો કરવામાં કંઇ માલ નથી. જે માણસ વાતો હાંકવામાં હોશિયાર કહેવાયો, તેથી શું રંધાયું? જો મિસિસ ચિઝહોમે જે વાત પકડી હતી, તે ઉપર ફક્ત ભાષણ જ કર્યાં હોત, તો હું તેમાંથી કદી પરવારત જ નહિ, એમ મને લાગેછે, એમ તે કહેતી. પણ તે શું કરતી હતી, તે લોકોના જોવામાં જ્યારે

આવ્યું; અને તે કેટલું તો કરી ચૂકી, એ તેમણે નજરે દીઠું; ત્યારે તેઓ તેના વિચાર સાથે મળી ગયા અને તેને મદદ કરવાને આગળ પડ્યા. તો હવે જે માણસ સુંદર સુભાષિત વાકયો વાપરીને વાતો કરેછે, તેને ખરો કલ્યાણકારી નર ન જાણવો અથવા જે ઘણા ઉચ્ચ પ્રતિના વિચારો બાંધેછે, તે લોકહિતકારક નર છે, એમ ન સમજવું; પણ જે એવાં ઉમદા કામ કરેછે, કે તે જાણે હમણાં બોલું બોલું કરી રહ્યાં હોય; તેવાં કામના કરનારને પરોપકારી પુરુષ માનવો.

છાતીએ હિંમત રાખીને કામ કરવાવાળા માણસો હોયછે, તેમની સાંસારિક હાલત ગમે તેવી નબળી હોય, તોપણ જો તેઓ જોરભેર કામ પાછળ મંડી પડે, તો રૂડાં કામને તેઓ એટલી બધી તો વેગવાળી ગતિ આપી શકેછે કે, તેમની સાંસારિક દુર્બળ સ્થિતિ સાથે તેનો કદી પણ મુકાબલો થઈ શકે નહિ. ગુન્હેગારોને સુધારવા અને તેમને ઠેકાણે પાડવા બાબત ટૉમસ રાઈટે વાતો કર્યા કરી હોત; તેમ જ ચીંથરેહાલ ગરીબ લોકનાં છોકરાંઓને ભણાવવાને નિશાળો સ્થાપવી જોઇએ, એપ્રમાણે જૉન પાઉંડસે વાતોના તડાકા માર્યા હોત તો, બે જણમાંથી એકે જણ તેમનું ધારેલું કામ કદી પણ કરી શકત નહિ. પણ આમ વાતો ન કરતાં, મનમાં માત્ર કામ કરવાનો જ ખ્યાલ રાખીને તેઓ તેમના ઉદ્દેશ પાછળ મંડી પડ્યા; અને આવા છેક મુફલસ માણસના દાખલાથી પણ લોકોના ઉપર કેવી અસર થાયછે, તે બાબત ડૉકટર ગથ્રી કહેછે, તે સાંભળો. એ ગૃહસ્થ ગરીબ છોકરાંને માટે શાળાઓ ઉઘડાવવાની મહેનત કરવામાં અગ્રેસર હતો. જૉન પાઉંડસ જેવા પોર્ટસ્માઉથ બંદરના ગરીબ ખાલપાના દાખલાથી ડૉકટર ગથ્રીના દીલ ઉપર હરહમેશને માટે કેવી અસર થઈ હતી, તે તેના નીચેના બોલ ઉતારી લેવાથી સમજાશે.

'ઘણી જ નજીવી બાબતો ઉપરથી માણસનું નસીબ નક્કી થઈ જાયછે. નદીના પ્રવાહની પેઠે માણસની જીંદગીનો પ્રવાહ પણ સહજ વાંકચૂંક ઉપરથી વાંકો ચૂંકો વહેછે. મારા પોતાના દાખલા ઉપરથી એ વાતને પુષ્ટિ મળશે. આ શાળાઓ સ્થાપન કરવાના કામમાં મેં મારૂં મન પરોવ્યું છે, તે દૈવયોગે જ—સહજ બાબત ઉપરથી. આ વાત મને યાદ કરવી બહુ ગમેછે. કેવી અચરજ જેવી વાત છે કે, એક તસવીર જોવાથી ગરીબ છોકરાંઓ માટે નિશાળો ઉઘડાવવા ખાતે મારૂં મન ઉસ્કેરાયું. ફ્રોર્થ નદીની ખાડીના કિનારા ઉપર એક ગામ હતું. તે ગામ ટૉમસ ચાલ્મર્સની જન્મ–ભૂમિ હતી. તે હાલ તો જીર્ણ અને પાયમાલીની હાલતમાં છે. તે છેક ખૂણામાં એવું આવ્યું છે કે, તેને કોઇ સંભારતું પણ નથી. એ તસવીર મેં એ ગામમાં દીઠી. ઘણાં વરસ ઉપર હું એ ઠેકાણે ગયો હતો; અને જરા નાસ્તો પાણી કરવાને હું ત્યાંની એક વીશીમાં ગયો; તો બધો ઓરડો તસવીરોથી ભરી કાઢેલો મેં દીઠો. તસવીરોમાં રબારેણો હાથમાં નાની નાની ગેડીઓ જેવી લાકડીઓ લઇને ઉભી હતી; અને ખારવાઓ નવાં કડકડતાં લૂગડાં પહેરીને ઉભા હતા. તેની કારીગરી બહુકરીને મનને ખેંચે એવી નહતી. પણ ધૂમાડીઆની ઉપર એક મોટું છાપેલું ચિત્ર હતું. તે બીજી અડખેપડખેની તસવીરો કરતાં વધારે ગંભીર અને આબરૂવાળું દેખાતું હતું.

તેમાં ખાલપાની દુકાન કાઢી હતી. ખાલપો દુકાનમાં બેઠો હતો. તેણે નાકે ચશ્માં ચઢાવ્યાં હતાં. તેના બે પગના ઘૂટણ વચ્ચે એક જૂનો જોડો આવી રહ્યો હતો. તેના મોટા કપાળ અને સપ્પટ મ્હોં ઉપરથી જણાતું હતું કે એ ઘણો દૃઢ સંકલ્પ-વાળો પુરુષ હશે; અને એ ઉદ્યોગી ખાલપાની આગળ પાછળ ગરીબ ચીંથરેહાલ છોકરા તથા છોકરીઓનું ટોળું પોતપોતાનો પાઠ આપવાને ઉભું હતું. તેમના ઉપર તે પોતાનાં જાડા વાળવાળાં ભવાં નીચેથી પરોપકાર–બુદ્ધિની અમીવાળી દૃષ્ટિથી જોતો હતો. એ કોણ છે, તે જાણવાનું મને મન થયું. તે તસવીરની નીચે જે લખેલું હતું, તે મેં વાંચી જોયું; તો મને જણાયું કે, આ જૉન પાઉંડસ નામનો માણસ પોર્ટસમાઉથનો એક ખાલપો હતો. ધર્મોપદેશકોએ, ન્યાયાધીશોએ, અને કુલિન સ્ત્રી પુરુષોએ ગરીબ અને અનાથ બાળકોને રસ્તામાં રખડતાં મૂકી દીધાં હતાં. તેમના ઉપર તેણે દયા આણી; અને એક ભલો ભરવાડ જેમ પોતાનાં ઘેટાંને વાળી લાવેછે; અને ગોવાળ જેમ ગાયોને ભેગી કરીને હાંકી લાવેછે, તેમ એણે જેમનો કોઇ ભાવ પૂછતું નહિ, એવાં બાપડાં નોધારાં છોકરાંને ભેગાં કર્યાં. તેમને ધર્મના અને સંસારના રસ્તા ઉપર ચઢાવ્યાં; અને જાતે તો પરસેવા ઉતાર મહેનત કરીને રોટલો રળી ખાતો; છતાં આવાં પાંચશે છોકરાંને દુઃખદરિદ્રતામાંથી ઉગારીને જન–મંડળમાં આણ્યાં. આ જોઇને હું તો ઝાંખો ઝપ થઈ ગયો. મેં કંઇ એવું રૂડું કામ કર્યું નહતું, તે જાણીને હું મારી જાતને ઠપકો દેવા લાગ્યો. મારા મનની લાગ-ણીઓને રૂંએ રૂંએ અસર થઇને તે જાગ્રતિમાં આવી. આ માણસે જે મોટું કામ કર્યું હતું, તે જોઇને મને આશ્ચર્ય લાગ્યું. તે વેળાએ મારા મનમાં જે ઉત્સાહ અને ઉછરંગ થઇ આવ્યો, તેના જુસ્સામાં મારી જોડે મારો સોબતી હતો, તેને મેં કહ્યું કે, માણસ–જાતમાં આ માણસ એક દીવો છે; અને ગ્રેટ બ્રિટનના ટાપુમાં એને માટે બીજા બધા કરતાં સૌથી ઊંચો કીર્તિ સ્તંભ ચણાવવો ઘટેછે. આજ હું ઠંડો પડ્યો છું અને શાંત થયો છું, તથાપિ એ માણસને માટે મેં ઉપર જે શબ્દો વાપર્યા છે, તે પાછા લઇ લેવા પડે, એમ મને નથી લાગતું. એ વાત મને હજુ સારી પેઠે સાંભરેછે. એ માણસનું સઘળું વૃત્તાંત જાણવાની મેં તજવીજ કરી, તો જે પ્રભુને પ્રાણી માત્ર ઉપર દયા–ભાવ છે, તેના પ્રસાદથી એ પુરુષ વ્યાપ્ત થએલો હોય, એમ મને માલમ પડ્યું. વળી જૉન પાઉંડસ પંડે હોશિયાર હતો; અને ઈસા પેગંબરના શિષ્ય પૉલની પેઠે કોઇ પણ બીજી રીતે તે એકાદ છોકરાને રસ્તા ઉપર આણી ન શકતો, ત્યારે તદબીર વાપરીને તે તેને મેળવી લેતો. કોઇ અનાથ ચીંથરેહાલ બા-ળક હાથમાં ન આવતું હોય, ત્યારે તેની પૂઠે પુરજા ઉપર આમથી તેમ અને તેમ-થી આમ પકડવાને દોડતો. ગામના સિપાઇઓ પાસે તેમના ઉપર જોર જુલમ કરીને તે તેમને નિશાળે મોકલવા પકડાવતો નહિ; પણ ખાવાને માટે ઉનાં ઉનાં બટાટાં દેખાડીને તેમને સમજાવી લલચાવીને તે કામ કરતો. આયર્લંડના વતનીઓને ગાં-ગડી ખાવાનો કેટલો શોખ હોયછે, તે એ જાણતો હતો; અને આઇરીશમૅનની પેઠે એક ઘણું ઉનું બટાટું પેલા છોકરાના મ્હોં આગળ ધરીને તેને પકડવાને દોડતો દે-

ખાતો; તે વખત તેના હાલ પણ પેલા છોકરાના જેવા જ જોઈ લેવા. બંનેના ઠામઠા ફાટા ટૂટા માલમ પડતા. જેને માન ઘટેછે, તેને માન આપવાનો જ્યારે છેલ્લો કેઆમતનો દિવસ આવશે, ત્યારે જે માણુસોની કીર્તિ કવિઓએ પોતાની કવિતામાં ગજાવી મૂકી છે, તેઓ; અને જેમની યાદગીરીને માટે સ્મરણસ્તંભો અને બાવલાં ઉભાં કરવામાં આવ્યાં છે, તે સઘળાઓને, જેમ તેલ રેડવાથી દરિયાનાં મોજાંના વિભાગ થઈ જાયછે, તેમ નોખા થઈ જવું પડશે; અને આ દુનિયામાં જે મોટા માણુસો કહેવાઇ ગયા, તેમની વચ્ચે તથા અમીર ઉમરાવ અને છત્રપતિ તથા ચક્રવર્તિઓના ટોળામાં માગ મૂકાવીને, આ ગરીબ, અપ્રસિદ્ધ બૂઢો નર પ્રભુના મંદિરમાં આગળ આવીને ઉભો રહેશે; અને 'આ માણુસ—જાતમાં જે છેક અનાથના ઉપર ઉપકાર કરશે, તેણે મારા ઉપર ઉપકાર કર્યોછે,' એવાં વચન જે ત્રાતાએ વાપર્યાં છે, તે આ ખાલપાને વિશેષ વહાલથી પોતાની પાસે બોલાવશે.

જે માણુસને ઉંચી ચાલ ચલગત અને સારી વર્તણુકની કેળવણી આપવી હોય, તેને તેવી ઉંચી જાતના નમુના અને દૃષ્ટાંતો માણુસે દેખાડવાં જોઇએ; કારણકે જે માણુસોના સહવાસમાં આપણે રાત દહાડો આવીએ છીએ, તેમની ચાલ ચલગત, રીત ભાત, અને આચાર વિચાર જે પ્રમાણે હોય, તે પ્રમાણે આપણે આપણુને ખબર પણ ન પડે તેમ બની જઈએ છીએ. સારા સારા નિયમો આપવાથી ઘણો ગુણ થાયછે; પણ સારા સારા દાખલાઓ નજરે જોવાથી બેહદ વધારે ફાયદો થાયછે; કારણકે, દૃષ્ટાંતોમાં તો માણુસોએ જે જે કામ કર્યાં છે, તેમાં તેમનું ડહાપણ આપણી નજરે પડતું જાયછે; અને તેમની કરણી આંખે જોવાથી આપણુને શીખામણ મળતી જાયછે. કોઇ એક માણુસ સામા ધણીને સારી શીખામણ દેતો જાય અને ભૂંડી રીતે ચાલતો જાય; એ એક તરફથી ઇમારત ચણવા માંડવી, અને બીજી તરફથી તોડી પાડવી, એના જેવું છે. એ કારણથી જ સોબતીઓ પસંદ કરવામાં અત્યંત સંભાળ રાખવાની છે; તેમાં વળી નાનપણુમાં તો એ મહા અગત્યની વાત સમજવી. ઉછરતા જુવાન માણુસોમાં પરસ્પર લોહચુંબકના જેવી આકર્ષણુ—શક્તિ રહેલી હોયછે; તેથી તેઓ બેમાલુમપણે એક બીજાની સાથે એકરૂપ થઇ જવા જેવાં મળી જાયછે. જુવાન છોકરાઓ જે મંડળામાં જવા આવવાનું અને બેસવા ઉઠવાનું રાખેછે, તેમની સાથે સ્નેહાકર્ષણુને લીધે તેઓ અનાયાસે પોતાના સોબતીઓની નકલ કરવા મંડી જાયછે; અને તેમનો પાસ તેમને બેસી જાયછે. એ બાબત મિ. એજવર્થના મનમાં એવી તો ઉંડી ઠસી ગઇ હતી કે, ઉત્કૃષ્ટ પંક્તિના દાખલા મળે, એવા મિત્રો જુવાન છોકરાઓ જોઈ કાઢે, એવી તેમને કેળવણી આપવી, એ મોટામાં મોટી અગત્યની વાત છે, એમ તે કહેતો. એનો મત એવો હતો કે, કરવી તો સારી સોબત કરવી; નહિ તો સોબત જ કરવી નહિ. લૉર્ડ કૉલિંગવુડે તેના એક નાનકડા મિત્રને લખ્યું કે, મન સાથે એવો દૃઢ સંકલ્પ કરી રાખવો કે નીચ સોબતમાં રહેવા કરતાં એકલા રહેવું, એ વધારે સારૂં છે. સોબત ખોળવી, તે તમારા સરખાની જ; અથવા તમારાથી સારા હોય, તેની ખોળવી;

કારણકે માણસની કીમત સોબત ઉપરથી થાયછે. કહ્યું છે કેઃ—

हीयते हि मतिस्तात, हीनैः सह समागमात् ।
समैश्च समतामोति, विशिष्टैश्च विशिष्टतां ॥ पंचतंत्रम्.

**દોહરો.**

હીણાથી મતિ હીણ ને, સમાનથી જ સમાન,
હે તન ! શ્રેષ્ઠ થકી મળે, મતી શ્રેષ્ઠ મસ સાન.-રણછોડભાઇ.

અર્થઃ-હલકાં માણસની સોબત કરવાથી માણસની બુદ્ધિ અધોગતિને પામેછે; સરખે સરખાની ભાઈબંધીથી બુદ્ધિ સરખી રહેછે, એટલે તેમાં વધઘટ થતી નથી; અને મહા પુરુષોનો સમાગમ રાખવાથી બુદ્ધિ વધેછે.

નામાંકિત ડૉકટર સિડેનહામનો એવો મત હતો કે, જો તમે સારા માણસની સાથે વાત કરશો, તો તમે કોઇક વેળા પણ સારા થશો; પણ જો તમે નઠારા માણસની સાથે કદી બોલ્યા હશો, તો તમે કોઈક વખત પણ નઠારા થશો. સર પીટર લીલીએ એવો નિયમ કરી રાખ્યો હતો કે, મારૂં ચાલે ત્યાં સુધી મારે નઠારી તસવીર સામું જોવું જ નહિ; કારણકે જ્યારે જ્યારે કોઇ નઠારી તસવીર મારા જોવામાં આવતી, ત્યારે ત્યારે જાણે મારી ચીતરવાની પીંછીમાં દૂષણ આવતું હોય, એમ મને લાગતું. તે જ પ્રમાણે માણસ-જાતના અધમ અને પતિત નમુના નિહાળવા જેને ગમેછે, અને એવા માણસોમાં જેને જવું આવવું ગોઠેછે, તે શખ્સ તેવા નમુનારૂપ આબેહુબ થયા વિના રહેતો નથી.

એ કારણસર અમે જુવાન માણસોને સલાહ આપીએ છીએ કે, તેમણે હમેશાં સારા માણસની જ સોબત રાખવી; અને પોતાના કરતાં વધારે ઉમદા નમુનો મન સાથે ધારીને ચાલવું. મોટા દિલના, અકલમંદ માણસોની સાથે ફ્રાન્સિસ હોર્નરને પ્રત્યક્ષ અનુભવ અને સમાગમ રહેવાથી, તેને જે લાભ થયા છે, તે વિષે તે નીચે પ્રમાણે કહેછેઃ-મેં ઘણાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે, પણ તેના કરતાં આવા સજ્જન મહાત્માઓના સહવાસથી મને બુદ્ધિની કેળવણી મળવામાં વધારે લાભ થયો છે, એમ કહેવાને મને જરા પણ આચકો પડતો નથી. લૉર્ડ શેલ્બોર્નને પછવાડેથી માર્કિવસ ઑફ લાન્સડાઉનની અમીર પદવી મળી હતી; તે જ્યારે જુવાન અવસ્થામાં હતો, ત્યારે તે પૂજ્ય માલ્સહેર્બને મળવા ગયો. એ મુલાકાતની એના દિલ ઉપર જે અસર થઇ, તે ઉપરથી તેણે કહ્યું કે, મેં ઘણા દેશોમાં પ્રવાસ કર્યો; પણ મને આજ જે અસર થઈ, તેવી કોઈ પણ માણસને મળવાથી આગળ કદી થઇ નથી; અને જો મારી બધી જીંદગીમાં મારાથી કાંઇ પણ રૂડું કાર્ય થાય, તો મોસ્યુ ડ માલ્સહેર્બ મારા સ્મરણસ્થાનમાં બિરાજીને મારા મનને જાગ્રત કરવાથી થશે, એમ મને ખાત્રી છે. એ જ પ્રમાણે ગર્ની કુટુંબના સમાગમથી અને તેમનાં ઉમદાં આચરણથી મારી નાની ઉમરમાં મારી ચાલચલગતના બંધારણ ઉપર જબરદસ્ત લાભ થયો છે, એમ ફૉવેલ બકસ્ટન હમેશાં ખુશીથી કબૂલ કરતો. વળી તે કહેતો કે,

એમણે તો મારી જીંદગીનું સ્વરૂપ જ બદલી નાખ્યું છે. ડબ્લિનની પાઠશાળામાં તે પરીક્ષા આપીને ફતેહ પામ્યો, ત્યારે તે બોલ્યો કે, અર્લહામ ગર્નીને ઘેર જવર અવર રાખવાથી જ હું પાસ થયો છું. એ વિના બીજું કારણ હું જાણતો નથી. પોતાની જાતને કેળવણી આપવાનો રંગ તેને ગર્ની કુટુંબથી જ લાગ્યો, એમાં શક નથી.

સારાની સોબતથી સારૂં જ થાયછે; કારણકે, કહ્યું છે કેઃ—

काचः कांचन संसर्गात्, धत्ते मारकतीद्युतिः ।
तथा सत्सन्निधोनेन, मूर्खो याति प्रवीणतां ॥ पंचतंत्रम्.

કાચ કનકથી મેળવે, મરકત મણિનું તેજ;
મૂર્ખ રહે સત્સંગમાં, થાય પ્રવીણ જન એજ.—રણછોડભાઇ.

અર્થઃ—કાચને સોનાની સાથે રાખવાથી, કાચ બીલોરની પેઠે ઝગારા મારેછે. તેમ જ મૂર્ખને સારા માણસનો સહવાસ થવાથી, તે હોશિયાર થાયછે.

यथोदय गिरौ द्रव्यं, सान्निकर्षेण दीप्यते ।
तथा सत्सन्निधानेन, हीनवर्णोपि दीप्यते ॥ पंचतंत्रम्.

ઉદય ગિરિ—પર ચીજ જે, સૂર્ય થકી ચળકાય;
તેમ જ સત્સંગત થકી, નીચ વર્ણ દીપાય.—રણછોડભાઈ.

અર્થઃ—પૂર્વ દિશામાં ડુંગરમાંથી ઉગતા સૂર્ય વડે ડુંગરનું દ્રવ્ય ચળકી રહેછે, તેમ જ સત્સમાગમથી હીણો માણસ પણ રૂડો થાયછે.

જેમ પ્રવાસીજન જે ફૂલ—ઝાડોમાં થઇને નીકળ્યા હોય, તેની ખુશબો તેમનાં વસ્ત્ર ઉપર રહી જાયછે, તેમ જ સત્સમાગમ કરવાથી આપણને જે અલભ્ય લાભ થાયછે, તે આપણી સાથે જ રહી જાયછે. જૉન સ્ટર્લિંગ હાલ તો મરી ગયો છે; પણ તે જીવતાં, તેના સંબંધમાં જે જે માણસો આવતાં, તે સર્વેના ઉપર તે ઘણી લાભકારક અસર કરતો; એ વાત જેઓ એ પુરુષને સારી પેઠે ઓળખતા, તેઓએ કહેલી છે. ઘણા માણસો ઉપકારનાં વચનથી કહેછે કે, ઘોર નિદ્રામાંથી જાગીને ઉન્નત સ્થિતિમાં પહોંચવાનું એણે જ અમને ભાન કરાવ્યું. અમે કોણ છીએ, અને અમારે કેવા થવું ઘટેછે, તે ઉપદેશ અમને એના તર્ફથી મળ્યો. એને માટે મિ. ટ્રેંચ કહેછે કે, આ મહાત્માનો દેવાંશિ સમાગમ આપણને થાય, તો તેના ઉમદા મનનું ઉમદાપણું થોડું કે ઘણું આપણામાં આવ્યા વિના રહે જ નહિ; એના સમાગમથી આપણને જાણે કોઇ ગારામાંથી કાઢીને નિર્મળ ઊંચી જગાએ લઇ જતું હોય, એમ લાગતું. માણસ—જાતને હમેશાં સ્વાર્થના પ્રદેશમાં ઘૂમવાનું મન થાયછે; તથાપિ હું જ્યારે એનો સમાગમ થયા પછી ઘેર જતો, ત્યારે જાણે પરમાર્થના અને ઉમદા ઉદ્દેશના ઉંચા સ્થળમાં ફરતો હોઉં, એમ મને જણાતું. દેવાંશિ આત્માઓની વર્તણુક અને કરણી સદા એવી જ હોયછે. એવા

પુરુષના સમાગમથી આપણને જણાય નહિ તેમ આપણે ઉન્નત થતા જઇએ છીએ; અને એમની મનોવૃત્તિના જેવી જ આપણી મનોવૃત્તિ પણ થાયછે; અને જેવી રીતે બાહ્ય પદાર્થોની તે યોગ્ય તુલના કરેછે, તેવી જ રીતે આપણને પણ ખરી કીમત કરવાની ટેવ પડેછે. એપ્રમાણે મનુષ્યજાત એક બીજાના ઉપર અજબ અસર કરેછે; તેમનાં મન પરસ્પર આઘાત-પ્રત્યાઘાતનો જાદુઇ ઇલ્મ ચલાવેછે.

હુનરીઓ અને કળાધરો પણ પોતાનાથી મોટા પંડિતોના સહવાસમાં આવવાથી ઉંચા લાભને પામતા હોય, એમ તેમને લાગેછે. જેમકે ઉદાહરણ, હેઇડન સંગીતશાસ્ત્રીની બુદ્ધિનો પ્રભાવ હાંડલના પ્રતાપથી થયો. હાંડલને બજાવતાં જોઇને, સંગીત-વિષયો લખવાનો હેઇડનને એકદમ ઉત્સાહ થઇ આવ્યો. તે કહેછે કે, આ બનાવ જો ન બન્યો હોત, તો હું 'સૃષ્ટિ-ઉત્પત્તિ' નું મોટું ગાયન કદી કરી શકત નહિ. હાંડલ વિષે વાત કરતાં તેણે કહ્યું કે, જ્યારે એના મનમાં આવેછે, ત્યારે એ તાનસેનની પેઠે ઉપડેછે. વળી એક બીજી વાર તેણે કહ્યું કે, એની પાસે દરેક ચીજ એવી છે કે, આપણે રૂંએરૂંએ પ્રસરીને આપણા હૃદયને ભેદી નાખેછે. સ્કાર્લાટી પણ હાંડલના ઉપર ફિદા ફિદા થઇ ગયો હતો. તે તેની પછવાડે પછવાડે આખું ઈટલિ ભમી વળ્યો; એ મહાપંડિત વિષે જ્યારે જ્યારે સ્કાર્લાટી વાત કરતો, ત્યારે તે ઈસાઇ ધર્મના અતિ પૂજ્યભાવનું લક્ષ્ય ચિન્હ કરીને તેને વિષે બોલતો. જે ખરેખરા કળાનિપુણ પંડિતો છે, તેઓ તો એક બીજામાં જે ખુબી હોય, તે ખુશીની સાથે તરત કબૂલ કરેછે. બેઇટહોવન સંગીતશાસ્ત્રી સંગીતકળાના મહાપંડિત કેઇરૂબીનીને પાદશાહ તુલ્ય માન આપતો, અને શૂબર્ટની શક્તિનાં તે ઉલટથી વખાણ કરતો. તે કહેતો કે, શૂબર્ટમાં ખરેખર અલૌકિક અગ્નિનો જુસ્સો રહેલો છે. જ્યારે નૉર્થકોટ ચીતારો બાળક-અવસ્થામાં હતો, તે વખતે મહાપંડિત રેઇનૉલ્ડઝ ઉપર તે હમેશાં ફિદા રહેતો. ડેવનશિયર પરગણામાં એક વાર જાહેરસભા મળી હતી. ત્યાં રેઇનોલ્ડઝ ગયો; ઘણી ભીડ છતાં, તેમાં થઇને નૉર્થકોટ ઘૂસ્યો, અને એ મહાપુરુષની લગોલગ થઇ ગયો; અને પછી, જ્યારે હું તેના ડગલાની ચાળને અડકયો, ત્યારે મારા મનને મોટો સંતોષ થયો, એમ તે લખેછે. ઇશ્વરદત્ત બુદ્ધિના પ્રકાશમાં ઘૂમનારા પુરુષોની તારીફ કરવામાં બાળ-ઉત્સાહનું નૉર્થકોટે એક ખરેખરૂં, અંતઃકરણના ભાવનું ચિન્હ બતાવ્યું.

વીરપુરુષોનાં દૃષ્ટાંતો બાયલાને બહાદુર બનાવી દેછે; અને એવા પુરુષોનાં દર્શન થવાથી તેમની રગે રગે શૌર્ય વ્યાપી રહેછે; અને એ જ કારણથી શૂરવીરોની સરદારી હેઠળ સાધારણ માણસો પણ શૌર્યનાં ચમત્કારિક કામ કરેછે. જેમ રણક્ષેત્રમાં રણશિંગાના અવાજથી માણસોનાં લોહી તેમની નાડીઓમાં ધમધમ દોડવા માંડેછે; તેમ જ વીરપુરુષોનાં પરાક્રમની વાતો યાદ આવવાથી પણ શરીરમાં

જુસ્સો જાગ્રત થઈ જાયછે. ટસીશ્કાએ મરતી વખતે કહ્યું કે, મારા બોહેમિયન લોકોમાં શૂર લાવવાને માટે હું મારા શરીરનું ચામડું તમને આપતો જાઉંછું. તે ચામડાની પડઘમ બનાવીને રણભૂમિમાં વગાડજો. જયારે ઇપાઇરસનો શાહજાદો સ્કાંડેર બેગ મરણ પામ્યો, ત્યારે તુર્કી લોકોએ એના શરીરનાં હાડકાં કબજે કરવાની મરજી કરી. તે જીવતાં ઘણો હિમ્મતવાળો બહાદુર નર હતો; તે તેમણે લડાઇના રણસંગ્રામમાં ઘણી એ વાર જોયું હતું; અને તેથી જ તેઓ પોતાના મનમાં ધારતા હતા કે, જો એનાં હાડકાંના એક એક કટકાનું માદળીઉં કરીને આપણે ડોકમાં નાખીશું, તો આપણામાં એની બહાદુરીનો કંઇક ભાગ આવશે. આપણામાં જેમ મરનારનાં ફૂલ ( હાડકાં )ને નર્મદા–તીર્થે અથવા ગંગાજીમાં પધરાવવા માટે લઇ જવામાં આવેછે; તેમ જ બહાદુર બ્રૂસનું કાળજું રૂપાની ડાબડીમાં મૂકીને શૂરો ડગ્લસ ડોકમાં ઘાલીને પાલેસ્ટાઇનની પવિત્ર ભૂમિમાં લઈ જતો હતો; તેવામાં ત્યાંના સારાસેન જાતના મુસલમાન લોકોએ તેના એક યોદ્ધાને ઘેરી લીધો; અને તેને બચાવવાનો જયારે બીજો રસ્તો તેને ન સૂઝયો, ત્યારે આખરે પોતાની ડોકમાંથી પેલી ડાબડી કાઢીને જયાં ખરેખરી લડાઇની ધૂમ મચી રહી હતી, તેમાં દુશ્મનોની વચ્ચોવચ્ચ નાખીને તેણે બૂમ મારીને કહ્યું, હે બ્રુસ, જીવતાં તું જેમ સદા મોખરે જ ઉભો રહેતો, તેમ આ વખત પણ તને હું આગળ કરૂંછું. તું માર્ગ મૂકાવીને આગળ ચાલતો જા, અને હું ડગલસ તારી પાછળ ધસમસ્યો ચાલ્યો આવીશ; નહિતો પ્રાણ આપીશ. એમ કહીને, જે ઠેકાણે તેણે એ ડાબડી નાખી હતી, ત્યાં તે જોશથી ધસ્યો, અને ત્યાં જ તે મરણ પામ્યો.

જીવન–ચરિત્રોનો મોટો ફાયદો એટલો જ કે, તેમાં ઉમદા વર્તણુકનાં ઉમદા દૃષ્ટાંતો પુષ્કળ મળી આવેછે. આપણા પૂર્વજો હજુ આપણી સાથે જ રહેછે. તેમનાં જીવન–ચરિત્રોની નોંધવડે અને તેમણે જે કામ કરેલાં છે, તેથી તેઓ સદા હયાતી ભોગવેછે. હજુ તેઓ જમતી વખત, ફરતી વખત અને હરેક કામ કરતી વખત આપણી સાથે જ રહેછે. આપણને ફાયદો થાય, એવાં તેઓ પોતાનાં દૃષ્ટાંત બતાવી દેછે. તેમનાં ચરિત્રો અભ્યાસ કરવા લાયકનાં છે ; તેમનાં જેટલાં વખાણ કરીએ, એટલાં ઓછાં ; અને તેમની નકલ કરવી, આપણને સજાવાર છે. જે પુરુષે આ સંસારમાં રૂડી રીતે રહીને પોતાના જીવન–ચરિત્રની નોંધ દુનિયાને વારસામાં આપી છે, તેણે હવે પછીની પ્રજાના કલ્યાણનું હમેશ ફળે એવું બીજ રોપ્યું છે, એમ જાણવું ; કારણકે, તેના મૂઆ પછી જેટલા જમાના આવશે, તેમાં તેણે સઘળી આલમના આગળ પોતાના ચરિત્રનો નમુનો ખડો રાખ્યો છે; તે ઉપરથી જે ચાહે, તે તેનો લાભ લઇ શકે. એવા નમુનાનું અધ્યયન કરવાથી, આપણામાં નવો જીવ આવેછે; તેના નમુને નમુનો આપણે પંડે બનવું હોય, તો તેમાં તે આપણને મદદ આપેછે; અને બીજે અનેક રૂપે

તેની વર્તણુકને પુનરપિ દેખાડી શકાયછે. તેથી જો એક ખરા નરનું જીવન-ચરિત્ર લખાયલું હોય, તો તે અમૂલ્ય કીમતના બીજરૂપે જાણવું. એવા જીવનચરિત્રનો અમર સૂર અવકાશમાં સદા ઘૂમી રહેછે. તે બુદ્ધિનો પ્રસાદ છે. મહાકવિ મિલ્ટનના બોલ વાપરીએ, તો એવું જન્મચરિત્ર એક મહર્ષિનો ચેતન-અર્ક સમજવો; ઈતર જીંદગીના લાભને અર્થે, તેનો સારોદ્ધાર કરીને તેને સંચકી રાખવામાં આવેછે. એવો ગ્રંથ વાંચવાથી આપણું મન ઉચ્ચ સ્થળે પ્રવેશ કરેછે, અને આપણી બુદ્ધિ વિમળ થઇ જાયછે. પણ સૌને માથે એવું એક પુસ્તક છે; તે ધર્મપુસ્તક છે; તેમાં અનુપમ ઉન્નત દૃષ્ટાંત પણ હાજર છે. તે પ્રમાણે આ સંસારમાં આપણે આપણી જીંદગી ગુજારવી મુનાસબ છે. આપણાં ચિત્ત, મન, અંતઃકરણ અને બુદ્ધિને જે જે પદાર્થોની જરૂર પડે, તે તેમાંથી આપણને મળી આવેછે; એવા ઉમદા નમુનાની નકલ આપણે પામર પ્રાણીને કરવી બહુ કઠણ છે; માત્ર એટલું જ કે, તે મહા અનુપમ ઉપમાનને નજરમાં રાખીને, તેનાં પાછળ પાછળ, છેટે છેટે પણ આપણ ચાલી શકીએ, તો જ ઘણું છે. કહ્યું છે કે,—

**દોહરા.**

સવિતાનાં દર્શન વિના, ઉગે છોડ ને દ્રાક્ષ;<br>
તેઓ તલપે ભેટવા, સૂર્ય-પિતાની આશ.<br>
નજરે જે દીઠું નથી, તેને મળવા ચાય;<br>
ફાંફાં મારે અધિક તે, જેમ તેમ કરી જાય.<br>
એ જ પ્રમાણે માણુસે, મનમાં લહી દૃષ્ટાંત;<br>
એક પ્રભુને પૂજવો, કરીને મન નિર્ભ્રાંત.

વળી, બકસ્ટન અને આર્નલ્ડ જેવા મહાપુરુષોનાં જીવન-ચરિત્રો જે જુવાન માણુસ વાંચે, તેનું હૃદય રસમય થયા વિના રહે જ નહિ; અને તેના વિચાર પણ બુલંદ થયા વિના રહેશે નહિ; વળી, એવાં પુસ્તકોથી વાંચનારના મનના ઠરાવોને પુષ્ટિ તથા દૃઢતા મળેછે. એવાં જીવન-ચરિત્રોથી માણુસને પોતાની જાત ઉપર જ વિશ્વાસ રાખવાની ટેવ પડેછે; કેમકે વાંચવાથી તેને જણાયછે કે, માણસો આપબળે કેવાં કેવાં થઇ શકેછે, અને કેવાં કેવાં કામ કરી શકેછે; તેથી વાંચનારમાં પણ આશા બંધાતી જાયછે; અને વળી ઉંચી જાતના ઉદ્દેશ પાછળ લાગવાનું તેને સૂઝેછે. કેટલીએક વેળાએ કોઇ જુવાન માણુસ જેનું જીવન-ચરિત્ર વાંચતો હોય, તેવો હું પણ છું, એમ તેને વાંચવાથી ભાન થઇ આવેછે. મહાપંડિત માઇકલ આંજેલોનાં ચિત્ર-ગ્રંથોનું કૉરેજીઓ સારી પેઠે મનન કરતો હતો, તેવામાં જ તેની અંતર્શક્તિ ઉઘડતી તેને પોતાને લાગી; અને તે બોલી ઉઠયો કે, તો હું પણ એક ચિત્રકાર જ છું. સર સામ્યુઅલ રૉમિલિએ પોતાનું જીવન-ચરિત્ર લખ્યું છે; તેમાં તે કહેછે કે, ફ્રેંચ પાદશાહનો વડો પ્રધાન ડાગેસો ખરેખરો મોટા મનનો

મહાપુરુષ હતો; તેના જીવન–ચરિત્રથી મારા મન ઉપર બહુ ભારે અસર થઇ હતી. તે લખેછે કે, ટૅામસના ગ્રંથો મારા હાથમાં આવી ચઢયા; તેણે 'ડાગેસોના મૃત્યુ પછીની સ્તુતિ' એ નામનું પુસ્તક લખ્યું હતું; તે વાંચીને હું ઘણો જ રાજી થયો. એ ન્યાયાધીશે—એ નામવર મહાપુરુષે પોતાની બધી જીંદગી કેવા પ્રમાણિકપણાથી પૂરી કરી હતી, તે જાણીને મારૂં મન ઉશ્કેરાયું; મને પણ એવા થવાનો ઘણો લોભ લાગ્યો; અને તેથી સુકીર્તિ મેળવવાના હજાર નવા રસ્તા મને સૂઝી આવ્યા.

ફ્રાંકિલન કહેતો કે, મેં નાનપણમાં એક પુસ્તક વાંચ્યું. તેનું નામ 'રૂડાં કામ કરવાના નિબંધો' હતું. તે કૅાટન મેઇથરનું બનાવેલું હતું. એ ચોપડીમાં સમાવેલા વિચારો મેઇથરની વર્તુણુકમાંથી પેદા થએલા હતા. હું એ પુસ્તકના પ્રતાપે આ ઉંચી પદવીએ ચઢયો છું; અને ઉપયોગી કામ કરી શકયો છું. હવે એ દૃષ્ટાંત ઉપરથી જુઓ કે, એક સારા માણસના દાખલાની પાછળ બીજાં માણસો કેવાં ખેંચાયછે; અને દશદિશ પૃથ્વીમાં હવે પછી સદાકાળને માટે પ્રસરીને તે કેવો બહેકી રહેછે. જુઓ, જેમ ફ્રાંકિલને કૅાટન મેઇથરનો દાખલો લીધો; તેમ સામ્યુઅલ હુએ ફ્રાંકિલનનો દાખલો લીધો. તે કહેછે કે, બેન્જામિન ફ્રાંકિલનના જીવન–ચરિત્રના ગ્રંથમાં તેનો દાખલો જોઇને મેં મારી વર્તણુકની રચના રચી; અને વિશેષ કરીને એની જ ઢબ પ્રમાણે હું મારૂં કામકાજ કરવા લાગ્યો. તેથી એક સારા દૃષ્ટાંતની સીમા બાંધવી મુશ્કેલ છે; એનો કંઇ પણ છેડો જો કદી આવતો હોય, તો તે કયાં આવશે, તે કહી શકાય નહિ. તેથી વિદ્યા સંપાદન કરવામાં તેમ જ આપણી જીંદગી દોરવવાને હમેશાં ઉત્તમ જાતની સોબતમાં રહેવાથી, ઉત્તમ જાતના ગ્રંથો વાંચવાથી અને તેમાંથી જે ઉત્તમ ચીજો હોય, તેની નકલ કરવાથી અને તેના ઉપર ખરેખરો સ્તુતિભાવ રાખવાથી ફાયદો થાય, એ ઉઘાડું જ છે. લૅાર્ડ ડડલી કહેછે કે, વિદ્યા–વિષયના અધ્યયનમાં જે સારામાં સારાં પુસ્તકો હોયછે, તેટલાં જ હું વાંચ્યા કરૂંછું. મારાં જૂનાં ઓળખાણ અને જૂના ભાઇબંધોને મૂકીને હું નવા કરતો નથી; અને તેમનું ફરી ફરી અવલોકન કરવાથી અમારો પરસ્પરનો સંબંધ જોડાઇને વધારે ઘાડો થતો જાયછે; અને એક નવી ચોપડી પહેલવહેલી વાંચવી, તેના કરતાં એક વાર વાંચેલા ગ્રંથને ફરી વાંચવો, એ ગમે ન ગમે એ વાત જૂદી છે, પણ તે વધારે લાભકારક છે, એમ સોએ નવ્વાણું વસા હું માનુંછું.

કોઇ વેળાએ એમ બનેછે કે, ગમતની ખાતર વાંચવાને માટે એકાદ થોથું ગમે ત્યાંથી ઉપાડી લઇએ છીએ. તેમાંથી વખતે જીવન–ચરિત્રનું એવું ઉમદા દૃષ્ટાંત મળી આવેછે કે, આપણામાં કદી કોઇએ ધારી ન હોય, એવી શક્તિ અને જુસ્સો તે વાંચવાથી ઉદ્દીપન થઇને બહાર પડેછે. પ્લુટાર્કે રચેલાં જીવન–ચરિત્રો આલ્ફીએરીએ વાંચ્યાં, તે ઉપરથી એને વિદ્યાના વિષય પાછળ મંડવાનું મન થયું.

પામ્પેલૂનાને જે વખત ઘેરો ઘાલવામાં આવ્યો, તે વેળાએ લૉયૉલા સિપાઇગીરી કરતો હતો. તેવામાં તેના પગને ભયંકર જખમ થવાથી, તેને ખાટલે વશ થઇને પડવું પડ્યું. તેવામાં પોતાના મનમાંથી વેદનાને વિસારે નાખવાને અને જરા ગમત થાય, માટે એકાદું પુસ્તક તેણે વાંચવા માટે માગ્યું. 'સાધુ પુરુષોનાં સદ્વર્તન' નામનો ગ્રંથ તેને કોઇએ આણી આપ્યો. તે વાંચવાથી તેના મન ઉપર એટલી બધી જબરદસ્ત અસર થઈ કે તે વખતથી જ તેણે ધર્મનો એક નવો પંથ સ્થાપન કરવાનો તન મનથી સંકલ્પ કર્યો. તેવી જ રીતે 'જૉન હુસનું જીવન-ચરિત્ર તથા તેના ગ્રંથ' નામનું પુસ્તક લૂથરે વાંચ્યું; તેથી તે પ્રૉટસ્ટંટ ધર્મની સ્થાપનાનું મહાભારત કામ માથે લઇ શક્યો. 'ફ્રાન્સિસ ઝેવીએર્ઈનું જીવન-ચરિત્ર' એ નામનો ગ્રંથ વાંચવાથી ડૉકટર વૂલ્ફને જીંદગીભર ધર્મપ્રચારક થવાનો ઉત્સાહ આવ્યો. એ ચોપડી વાંચવાથી એની જુવાન છાતીમાં એટલી ઉલટ અને હિમ્મત આવી કે તે સાચા દિલથી ઉશ્કેરાઇને પોતાની બધી ઉમર એ કામ પાછળ તન મનથી ગાળવાને તત્પર થયો. એવી જ રીતે વિલિયમ કેરીએ ધર્મોપદેશક તરીકે જે અલૌકિક મહેનત કરી છે, તે ઉપાડી લેવાને પ્રથમ વિચાર કપ્તાન કુકની સફરો વાંચવાથી તેને સૂઝ્યો.

ફ્રાન્સિસ હૉર્નરને જે પુસ્તકો વાંચવાથી ઘણી અસર થઈ અને ઘણો લાભ મળ્યો, તેનાં નામ તે પોતાની રોજ-નીશીમાં અને લખવાના કાગળ પત્રમાં નોંધી રાખતો. કૉંડૉર્સે કૃત હાલરના મૃત્યુ પછી તેની સ્તુતિ, સર જોશુઆ રેનૉલ્ડઝનો સંવાદરૂપ ગ્રંથ, બેઇકનના ગ્રંથો, અને બર્નેટકૃત સર માથ્યુ હેઇલનો હેવાલ, એ એનાં પ્રિય પુસ્તકો હતાં. સર માથ્યુ હેઇલના હેવાલથી જણાયછે કે, તે રાક્ષસી મહેનત કરવાવાળો નર થઇ ગયો; અને તેની હકીકત વાંચવાથી મારૂં મન ઉત્સાહથી ઉભરાઇ ગયું, એમ હૉર્નર કહેછે. કૉંડૉર્સેકૃત હાલરની સ્તુતિ વિષે તે લખેછે કે, આવા આવા મહામુનિઓનાં ચરિત્ર હું જયારે વાંચુંછું, ત્યારે મારા હૃદયમાં લોહી ધમધમ વહેવા માંડેછે; અને મારા આખા શરીરમાં રૂંએ રૂંએ તેની અસર થઇ જાયછે. હું એ મહા પુરુષોની મોહિનીમાં મૂર્છા પામી જાઉંછું, તેથી એપ્રમાણે થાયછે; કે મને તેવા થવાની મહત્વાકાંક્ષા થઇ આવેછે, તેથી એમ થાયછે; કે એ પંડિતોને પહોંચવું અશકય છે, એમ જાણીને હું નિરાશ થઇ જાઉંછું, તેથી એમ થાયછે; એ હું નક્કી કરી શકતો નથી. સર જોશુઆ રેનૉલ્ડઝના સંવાદ વાંચવાથી મારી જાત-કેળવણીનો જે જબરો ફાયદો મને થયો છે, તે વિચારતાં હું એ ગ્રંથને માત્ર બેઇકનના ગ્રંથોથી જ બીજે દરજ્જે મૂકુંછું, એવો સારો એ છે. દુનિયામાં મોટાઇ મેળવવી હોય, તો તે કયે કયે પગથીએ ચઢવાથી મળી શકે, એમ છે, એ ભેદ એ સાગર-બુદ્ધિના પંડિતે કૃપા કરીને પ્રસિદ્ધ કર્યો છે. એ મહાપુરુષ કહેછે કે, 'કાળા માથાનું માનવી

ધારે તે કરી શકે;' તેની મહેનતને સીમા નથી; તેની મહેનતમાં સર્વ-શક્તિમાનપણું રહેલું છે. એપ્રમાણે વાંચનારના મનમાં વારંવાર ઠસવાથી, તેની ખાત્રી થાયછે કે, જ્યારે મહેનતમાં જ બધું રહ્યું છે, ત્યારે ઇશ્વરદત્ત સ્વાભાવિક બુદ્ધિ કંઇ વત્તીઓછી હોય નહિ; એ પણ મહેનતથી મેળવી શકાય ખરી. આવા ઉમદા વિચારોની સાથે હરેક ઉત્કૃષ્ટ વસ્તુની એવી ઉલટભેર પ્રશંસા કરવામાં આવી છે; અને તે ઉપર એવી અનુપમ, ઉચ્ચ કીમત મૂકવામાં આવી છે; વળી, તે એવી સરળતાથી સુંદર શબ્દોમાં કે, સંક્ષેપમાં કહેવા જઇએ તો એના કરતાં વિશેષ ઉત્સાહ આપનાર અને જુસ્સો પેદા કરનાર બીજું પુસ્તક નથી. રેનૉલ્ડઝ પંડે કહેછે કે, ચિત્રકળાનો અભ્યાસ કરવામાં મને પ્રથમ જે જુસ્સાદાર ઉમળકો થઇ આવ્યો, તે રિચર્ડસનકૃત એક મોટા ચીતારાનું ચરિત્ર વાંચવાથી થયો છે, એ પણ એક નજરમાં રાખવા જેવી વાત છે; અને રેનૉલ્ડઝનું જીવન-ચરિત્ર જાણીને એ કળામાં કુશળ થવાને હેઇડનને મન થઇ આવ્યું. એ ઉપરથી જણાયછે કે, એક શૂરા અને મહત્વાકાંક્ષી માણુસની જીંદગી એના જેવી મનશક્તિ અને જુસ્સાવાળા માણુસોના હૃદયમાં એવો જ અગ્નિ પ્રકટાવેછે; અને એવાં સરખી પ્રકૃતિવાળાં માણુસો જો એટલા જ દમથી મહેનત કરવા માંડશે, તો તેમને પણ ઘણુંકરીને એવી જ કીર્તિ, પદવી અને જય મળશે. એપ્રમાણે રૂડાં દૃષ્ટાંતો એક લાંબી સાંકળરૂપ સમજવાં. તે કાળના અથાગ મહાસાગરમાં ઉંડી ઉતરતી જાયછે; અને તેની કડીઓમાં એક પછી એક દૃષ્ટાંતો બીજી કડીઓરૂપે પાર ન આવે એટલાં ક્રમે ક્રમે સંધાતાં જાયછે; કારણકે એક દૃષ્ટાંત વાંચીને વાંચનાર તે ઉપર ફિદા થઇ જાયછે, અને તેના જેવો પોતે બનવાનો યત્ન કરેછે; તેની નકલ કરનાર વળી બીજા ઉભા થાયછે; એપ્રમાણે બુદ્ધિમાન પુરુષોની સાચી ખાનદાની અને અમીરાત, લાવલાદ ન જતાં, હમેશને માટે નભ્યા જ કરેછે.

જુવાન માણુસોને ઉત્સાહથી કામ કરવાની ટેવ પાડવી, એ બહુ જ અગત્યની વાત છે; અને તે હેતુ પાર પાડવાને તેમના આગળ એવો જ એક સુંદર દાખલો મૂકવો જોઇએ. દાખલાની તેમના ઉપર તત્કાળ અસર થાયછે. આનંદ-વૃત્તિથી કામ કરવાની આદત રાખી હોય, તો મન જડ થઈ જતું નથી; ડાકેણ જેવી નાઉમેદી તેના આગળથી નાસી જાયછે; અડચણો દેખીને તેઓ દબાઈ જતા નથી; કેમકે તેમના મનમાં આશા અને ઉત્સાહ રહેલાં હોયછે; અને તેથી આપણા મનની વૃત્તિ એવી સુખદ થાયછે, કે જે તક મળે, તેનો આપણે લાભ લીધા વિના રહેતા નથી; અને તેથી પરિણામે ફતેહ મળેછે. જે સદા ઉત્સાહી છે, તે સદા નીરોગી અને સુખી છે, એમ જાણવું. એવા માણુસ પંડે આનંદભેર કામ કરેછે, અને બીજાઓને કામ કરવાને ઉશ્કેરેછે. એવી ભાવનામય વૃત્તિથી જે કામ કર્યું હોય, તે કામ ગમે તેવું નજીવું અને સાધારણ હોય, તોપણ તે દીપી નીકળેછે. જે કામ

બહુ અસર કરે એવું થયું હોય, તો તે પૂરા દિલથી કરેલું છે, એમ જાણવું. તે માણસે પોતાના અંતઃકરણના ઉલ્લાસથી એ કામ પોતાના હાથનો કે અકલનો ઉપયોગ કરીને કર્યું છે, એમ સમજવું. હ્યૂમ કહેતો કે, મન સદા સૂમ અને શોકાતુર રહેતું હોય, તેને વરસ દહાડે એક લાખ રૂપીઆની પેદાશ હોય; તેના કરતાં મને તો પેદાશ ન હોય તો રહ્યું, પણ આનંદી સ્વભાવવાળા થવું ગમેછે; ફલાણું કામ તો બગડશે; અને આ ઠેકાણે તો નરસું થઇ જશે, એવા અવળા વિચારો કરવા કરતાં મને આશ્ચાભર્યા ખુશકારક સારા વિચાર કરવાનું ઠીક લાગેછે. હરેક વાતની અવળી બાજુ કરતાં સવળી બાજુ જોવી જોઇએ; અને નરસી બાજુ કરતાં સારી બાજુનો મન સાથે વિચાર રાખીને ખુશીમાં રહેવું. ગુલામોની બેડી તોડવાના અપાર પરિશ્રમમાં જે વેળાએ ગ્રાન્વિલ શાર્પ મચેલો હતો, તે વખત સાંજ સાંજનો તે પોતાના ભાઇને ઘેર જઇને મંડળીમાં ગાતો, બજાવતો અને ખુશીમાં રહેતો; વખતે પાવા ઉપર વગાડવા મંડી જતો; વખતે શરણાઇ બજાવતો; વખતે રણશિંગું ફૂંકતો; અને વખતે મોઢેથી ગાતો. વળી રવિવારની સાંજે જ્યારે દેવલમાં પદ ભજન ગવાતાં હોય, અને તેમાં જ્યારે હૅાંડલનાં સંગીત ચાલતાં હોય, ત્યારે પોતે નરઘાં, પડઘમ, અને નગારાં વગાડવા મંડી જતો. વળી, કવચિત્ કવચિત્ કોઈ કોઇનાં હાસ્યજનક, મશ્કરી ભરેલાં ચિત્રો કાઢીને તે ગમત કરતો. ફૉવેલ બકસ્ટન પણ મહા આનંદી માણસ હતો. શિકાર ખેલવામાં, પોતાનાં છોકરાંઓને ઘોડા ઉપર બેસાડીને, અને પોતે પણ બીજા ઘોડા ઉપર સવાર થઇને ગામ બહાર ફરવામાં, અને છોકરાઓની સઘળી જાતની રમત ગમતમાં શામેલ થવામાં, તેને બહુ જ મઝા પડતી.

ડૉકટર આર્નલ્ડ વળી બીજા જ ઉદ્યમમાં ધૂમ્યો રહેતો; તે મોટા મનથી અને ઉત્સાહથી કામ કરતો. ઊછરતા જુવાનોને કેળવવાના તથા ભણાવવાના મોટા કામમાં તે તેના આખા તન અને મનથી મંડયો રહેતો. તેનું જીવન–ચરિત્ર ઘણી સરસ રીતે લખાએલું છે. તેમાં જણાવ્યું છે કે, લેઇલ્હામની શાળાના મંડળમાં ખરેખરી ખુબીદાર વાત જુવો તો, ત્યાં સર્વે જે ઉત્સાહી મનથી મહેનત કરતા, તે જોવા જેવું હતું; એ ઠેકાણે જે કોઇ નવો માણસ આવે, તેને તરત માલમ પડતું કે, અહીંઆં કંઇ મોટું કામ ઉલટભેર કરવાને સૌ મંડી પડયા છે. દરેક વિદ્યાર્થીને લાગતું કે, મારે ફલાણું કામ કરવાનું છે; અને તે કામ સારી રીતે કરવામાં જ મારૂં સુખ અને ફરજ રહેલી છે, એમ તે જાણતો. આ પ્રમાણે થવાથી દરેક માણસને પોતપોતાની જીંદગીને માટે અવર્ણનીય રસ ઉપજતો; દરેક જુવાન નિશાળીઓ તેના મનમાં સમજતો કે, મારે દુનિયામાં ઉપયોગી થઈ પડવાનાં સાધન મારા હાથમાં છે; અને તેથી સુખી થવાનું પણ મારા હાથમાં છે; એ વિચારથી તે વિલક્ષણ આનંદના મોદમાં આવતો; અને જે મહાન ગુરુએ તેમના મનમાં ઠસાવ્યું હતું કે, જીંદગી એ બહુ કીમતી વસાણું છે, અને મનુષ્ય–અવતાર અમૂલ્ય છે, અને તેથી

આપણે આપણા અવતારનું સાર્થક કરવાને કેવા ઉદ્દેશથી કેવાં કામ કરવાં જોઇએ, એ મર્મ જેણે સમજાવ્યો હતો, તે ગુરુને તેઓ પૂજ્ય-ભાવથી વંદન કરતા અને ડૂંટીના ઉમળકાથી તેના ઉપર પ્રેમ રાખતા. આ પ્રમાણે સઘળું થવાનું કારણ એ કે, આર્નલ્ડ મોટા મનની મહા વિશાળ રહેણીનો માણસ હતો; તેની વર્તણુકનું નિખાલસપણું અને સાચવટ જોઈને સૌને અજાએબ લાગતું. વળી, સઘળી જાતના ધંધા રોજગાર તર્ફ તે નિખાલસ પ્યારથી જોતો; કેમકે ગમે તેવો આછો પાતળો ધંધો હોય, પણ તેથી જન-મંડળના એકંદર સમૂહ ઉપર તેની કેટલી અસર થાય છે, તે તે સારી પેઠે સમજતો હતો; તેની સાથે દરેક માણસને માણસાઇમાં લાવવાને અને અનેક તરેહનાં જોખમમાંથી તેનું રક્ષણ કરવાને તે કેટલો કામનો છે, તે એ અચ્છી રીતે જાણતો; અને તેથી જ તે દરેક ધંધા ઉપર પ્રીતિ-ભાવથી જોતો. ઉપર જણાવેલા સઘળા કામમાં કંઇ દોડમદોડા કે હાંફ્લાફાંફ્લાપણું જોવામાં આવતું નહિ. એક કામ ઉપર વધારે ભાવ અને બીજા કામ ઉપર ઓછો ભાવ, એવું કંઇ દેખવામાં આવતું નહિ. એકતર્ફી કામને માટે કોઇ ઉલ્લટ બતાવતું નહિ; પણ સર્વેના મનમાં ધાર્મિક વૃત્તિથી એવું નમ્ર અને ઉંડું ભાન કરવામાં આવ્યું હતું કે, સઘળા સમજી જતા કે પૃથ્વી ઉપર માણસ કામ કરવાને જ સરજાએલો છે; અને એ જ હેતુથી તેને નાના વિધની મનશક્તિઓની ઈનાએત થઇ છે; મહેનતના મહાસાગરમાં મથન કરવાથી જ મનુષ્ય-પ્રકૃતિનું ઉદ્દીપન થાયછે; અને સ્વર્ગ-સુખની પ્રાપ્તિની દિશા પણ એમાંથી જ ફૂટે છે; એ પ્રમાણે સર્વે વિદ્યાર્થીઓને ઠસાવવામાં આવ્યું હતું. આર્નલ્ડે ઘણાં અમૂલ્ય, નામાંકિત માણસોને સરકારી નોકરી અને લોકોપયોગી કામ કરવાને કેળવ્યાં હતાં. તેમાં હૉડ્સન-ઘોડસવારોની પલટણવાળો શૂરો હૉડ્સન તેનો એક વિદ્યાર્થી હતો. તે ભણીગણીને હિંદુસ્તાનમાં આવ્યા પછી ત્રણે વરસે તેણે વિલાયતમાં પોતાને ઘેર કાગળ લખ્યો હતો; તેમાં તે પોતાના પૂજ્ય ગુરુને માટે લખે છે કે, તેના શિક્ષણથી મારા મન ઉપર જે અસર થઇ છે, તેનાં ફળ ઘણી લાંબી મુદ્દતસુધી પહોંચે એવી તે છે. આપણા મનને પોતાના ઉપદેશથી અંકિત કરે, એવી રીતનું તેનું ભણાવવું હતું. હજુ હિંદુસ્તાનમાં પણ તે મારા ઉપર સત્તા ચલાવેછે, એ કરતાં હું શું વધારે કહું!

એક સોજા દિલનો માણસ જુસ્સાથી અને ઉત્સાહથી મહેનત કરે, તો તે પોતાની આસપાસના આડોશીપાડોશી ઉપર અને પોતાનાં તાબાનાં માણસો ઉપર કેટલી બધી ફાયદામંદ અસર કરી શકે છે! અને પોતાના દેશને કેટલો લાભ કરી શકેછે, તે સર જૉન સિંક્લેરની વર્તણુક ઉપરથી જેવું સ્પષ્ટ સમજાશે, તેવું બીજા કશાથી સમજાશે નહિ. આખા યુરોપમાં અથાગ મહેનત કરવાવાળો નર આ છે, એમ ધર્મધુરંધર આબે ગ્રેગૉઇર એને વિષે હમેશાં કહેતો. તોફાની ઉત્તર સમુદ્રને સામે કિનારે જે પ્રદેશ આવેલો છે, તેની જમીન ઝાડપાન કે વનસ્પતિ વિનાની ઉજડ અને બીઆમણી છે. આ ભાગમાં સરસ્વતીનો કે સુધારાનો સુંદર સ્વર કદી સંભળાતો નહિ; એવે સ્થળે જૉન ઑ ગ્રોટ્સ હાઉઝની પાસે મોટી જાગીરોના

ગામડીઆ અમીર અને જાગીરદારને ઘેર એ જન્મ્યો હતો. તે સોળ વરસના વયનો હતો, ત્યારે એનો બાપ મરણ પામ્યો; અને તેથી એટલી નાની ઉમરમાંથી જ વડીલોપાર્જિત જાગીરનો કારભાર ચલાવવાનું કામ એને માથે આવી પડયું. તેણે તેની અઢાર વરસની અવસ્થામાં તો કેઇથ્નેસ પરગણામાં એવાં જબરાં સુધારાનાં કામ કરવા માંડયાં કે તે છેવટે આખા સ્કૉટ્લંડમાં પ્રસરી ગયાં. એ વેળાએ લોકો ખેતીવાડીના કામમાં બહુ પાછળ હતા; ખેતરને કોઇ વાડ તો કરતું જ નહિ; અને વધારાના પાણીને કોઇ કાઢી નાખવામાં સમજતું નહિ; કેઇથ્નેસના નાના પટેલીઆ બાપડા એવા ગરીબ હતા કે, તેમનાથી ખેતી કરવાને એક ઘોડો કે શેટ્લંડનું ટટ્ટુ રાખવાનું પણ બની શકતું નહિ. ખરેખરી મહેનતનું કઠણ કામ બિચારી બાઇડીઓને જ ઘણુંખરૂં કરવું પડતું; અને ભાર બોજો પણ એમને જ ઉંચકી લઇ જવો પડતો. જો કોઇ ઝુંપડાવાસી ખેડુતનો હળનો ઘોડો મરી બરી જાય, તો પછી તેને બીજો તો લેવાનું બની શકે જ નહિ; તેથી એવા માણસો તરત પરણીને ઘરમાં બાઇડીને લાવતા, એટલે તે બિચારી ઘોડાવતીનું કામ કરવામાં ખપ લાગતી. આખા પરગણામાં રસ્તાનું કે પૂલપુસ્તાનું નામ ન હતું; અને જે ગોવાળો પોતાના ઢોરને દખણાદી દિશામાં ચરાવવાને લઇ જતા; તેમને તેમનાં જાનવરોની સાથે નદીઓ તરી તરીને જવું આવવું પડતું. કેઇથ્નેસમાં જવાનો મોટો રસ્તો જુઓ, તો ડુંગરની એક બાજુ ઉધર એક ઉંચી ધાર ઉપર હતો; તે ઉપરથી નીચી નજર કરે, તો દરિયો ગાજતો માલમ પડતો; અને તેના ઉપર સેંકડો ફુટ ઉંચે એ રસ્તો ઉભા સીધા ચઢાણનો હતો. સર જૉન હજુ બાળક હતો; તોપણ તેણે બેન શીલ્ટના ડુંગર ઉપરથી નવો રસ્તો બાંધવાનું નક્કી કર્યું. જે જૂના એકઅકલી જમીનદારો હતા, તેઓ તેના આવા વિચાર સાંભળીને તેની મશ્કરી કરવા લાગ્યા; અને એ કામ બને જ નહિ, એમ બકવા લાગ્યા. પણ તેણે પંડે જ રસ્તાનો નકશો બનાવીને ખોલીઓ તથા ખાંભા ઠોકી દીધા; અને ઉનાળાની મોસમમાં એક દિવસ વહેલા સવારમાં તેણે બારશેં મજુરોને તે કામ ઉપર વળગાડી દીધા. પંડે તેમના કામ ઉપર દેખરેખ રાખવા લાગ્યો; અને પોતે બધે ફરતો રહીને અને મહેનત કરતો જઇને સૌ મજુરોને કામ કરવાની હોંસ ઉપજાવવા મંડયો. એ રસ્તો ત્રણ ગાઉ લાંબો હતો; પહેલાં તો તે ઉપર થઇને ઘેટાં જેવાં કસાએલાં જાનવરોને માટે પણ એ રસ્તો જોખમભરેલો ગણાતો; તે ઉપર થઇને ઘોડાઓને દોરી દોરીને લઇ જવા, એ પણ કઠણ કામ હતું; તે એક રાતમાં જાણે જાદુઇ ઇલમના જોરથી સુધરીને ગાડાં જવા જેવો તેણે બનાવી દીધો. સર જૉને પોતાનો જુસ્સો અને મહેનત સુરસ્તે વાપરીને એક વખાણવાજોગ દાખલો મૂકયો; તેની ઘણી લાભકારક અસર આસપાસના લોકોનાં મન ઉપર થયા વિના રહી જ નહિ. તેણે હવે બીજા રસ્તા બાંધવા માંડયા; ચક્કીઓ ચાલતી કરવા માંડી; પૂલો ઉઠાવવા માંડયા; પડતર જમીનોની આગળ પાછળ વાડો કરીને તેણે તે ખેડાવવા માંડી; ખેતી કરવાની નવી નવી સુધરેલી રીતો તેણે દાખલ કરી; બીજની વાવણી અને પાકનાં પણ તેણે નિયમિત ધોરણ

બાંધી દીધાં; ખેડુતોને મહેનત કરવાની હોંસ વધે, માટે જેનું જેવું કામ, તેને તેપ્રમાણે તે નાનાં નાનાં ઇનામ આપતો; એપ્રમાણે જ્યાં જ્યાં તેનો હાથ પહોંચ્યો, તેટલા ભાગના લોકોમાં તેણે નવો જીવ જ જાણે મૂકી દીધો હોય, એમ થયું; અને જમીન ખેડી ખાનારા સઘળા ખેડુતોને ઉત્સાહનો રસ પાઇને જાગ્રત કરી દીધા. કેઇથ્નેસમાં દાખલ થવું, એ તો આગળ મહા કઠણ કામ હતું. એ સુધારાની સીમાની બહારનો પ્રદેશ ગણાતો હતો. એ અજાણ્યા ભાગમાં કોઇની મગદૂર નહિ કે જઇ શકે. તે પરગણામાં એવા તો રસ્તા બંધાયા; તેની ખેતીવાડી એવી તો સુધારા ઉપર આવી ગઇ; અને તેના સમુદ્રની માછલીનો વેપાર એવો તો વધી ગયો, કે એ પરગણું બીજાં પરગણાંને દાખલો લેવા જોગ થઇ પડયું. **સિંક્લેર** નાનો હતો, તેવામાં ટપાલનો હલકારો અઠવાડીઆમાં એક વાર આવીને ટપાલ દઇ જતો અને લઈ જતો. તે વેળાએ આ જુવાન અમીરજાદાએ જાહેર જણાવ્યું હતું કે, જ્યાંસુધી **થર્સો** ગામમાં રોજ ડાકની ગાડી જશે આવશે નહિ, ત્યાંસુધી હું હાશ કરીને બેસવાનો નથી. આવી વાત ગામના લોકોના માનવામાં બિલકુલ આવી નહિ: તેઓ ઉલટી એની એવી તો ઠેકડી કરવા લાગ્યા કે, એ વાત તો રોજ કહેવતમાં ગવાવા લાગી. જ્યારે કંઇ ન બની શકે એવી, કેવળ અશકય વાતોના કોઇ વિચાર કરે, એટલે લોકો તેને તરત ઠઠ્ઠો કરીને કહેતા કે, હા, હા, **થર્સો** ગામમાં **સર જૉન** ડાકની ગાડી રોજ ચાલતી કરશે, તે દહાડે તું કહે છે, તે કામ પાર પડશે. પણ **સર જૉને** પોતાની ધારણા પાર પાડી, અને **થર્સો**માં રોજની ટપાલ ચાલુ કરી.

તેને હાથે લોક-હિતનાં કામો દહાડે દહાડે વધતાં થતાં જ ગયાં. ઉન એ ગ્રેટ બ્રિટનના વેપારની મોટી જણસ છે. તે ઉન દિવસે દિવસે બગડતું જાય છે, એમ તેના જોવામાં આવ્યું; તેથી, પંડે એક ખાનગી, ખૂણે પડેલો ગૃહસ્થ છતાં, તેમાં સુધારો કરવા પાછળ તે તનમનથી મંડયો. પોતાની જાતમહેનતથી તેણે એ કામને અર્થે-બ્રિટિશ ઉનના સુધારાને માટે સભા સ્થાપી; અને એમાં તરત જ સુધારો કરવાના હેતુથી પોતાને ખર્ચે બધા દેશોમાંથી તેણે ૮૦૦ ઘેટાં મંગાવ્યાં. **ચીવિયટ** પહાડનાં ડુંગરી ઘેટાંની પ્રસિદ્ધ થએલી જાત તેના પરિશ્રમથી **સ્કૉટ્લંડ**માં દાખલ થઇ. ઘેટાંના ભરવાડો પોકાર મારીને હાંસી કરવા લાગ્યા કે દક્ષિણ દેશનાં એટલે ઇંગ્લંડનાં ઘેટાં આપણા **સ્કૉટ્લંડ**ના ઉત્તર દેશમાં ઉછરવાનાં નથી. પણ **સર જૉન** ડગ્યો નહિ; અને થોડાં વરસમાં **ચીવિયટ**નાં ત્રણ લાખ પહાડી ઘેટાં ઉત્તરના ચાર જ પરગણામાં ખપી ગયાં. આમ થવાથી બીડ વગેરે ચરાઉ જમીનની કીમત વધી ગઇ; જેનો આગળ કોઇ ભાવ પણ પૂછતું નહિ, તેવી **સ્કૉટ્લંડ**ની પડતર જાગીરોનાં ભારે ગણો:ત આવવા લાગ્યાં.

કેઇથ્નેસ પરગણાના લોકોએ ઇંગ્લંડની મોટી રાજ-સભામાં પોતાના પ્રતિનિધિ તરીકે એને ચૂંટી કાઢયો. તે **પાર્લમેંટ**માં ત્રીશ વરસ સુધી સભાસદ તરીકે બેઠો તેમાં તે પોતાનો મત સ્વતંત્રપણે આપતો. તે આ દરજ્જે બિરાજવાથી તેને લોકોપયોગી કામ કરવાનાં વધારે વધારે સાધન મળવા લાગ્યાં; તે તે ફોકટ જવા દેતો

નહિ. દરેક સાર્વજનિક અને લોકહિતના કામમાં તે આગ્રહ અને જુસ્સાથી મંડયો રહેતો. તે જોઇને મિ. પિટે ડાઉનીંગ મ્હોલ્લામાં તેના મકાન ઉપર તેને તેડું મોકલ્યું; અને હરકોઇ કામમાં તમારે મારી મદદ જોઇતી હોય, તો સુખેથી માગી લેજો, એમ તેણે સર જાનને પોતાના મનના ઉમળકાથી કહ્યું. એની જગાએ કોઇ બીજો માણસ હોત, તો તે તો આવે ટાંકણે પોતાના સ્વાર્થનો વિચાર કરત, અને કોઇ મોટી પદવી માટે અરજ કરત; પણ સર જૉને તો પોતાની પ્રકૃતિ પ્રમાણે જવાબ દીધો કે, મારે કોઇ વાતની તૃષ્ણા નથી; મારે આપની પાસેથી કંઇ જોઇતું નથી; પણ મારી આજ સુધીની મહેનતનો બદલો વાળવાની આપની ઈચ્છા હોય, તો મારા મનને ઘણો જ સંતોષ ઉપજે એવા એક કામમાં મારે આપની સહાયતાની જરૂર છે. 'કૃષિ-કળા ઉત્તેજક સભા' સ્થાપવામાં આપ મદદ કરશો, તો આપે મારા ઉપર મોટી મહેરબાની કરી, અને આપે મને મોટું ઇનામ આપ્યું, એમ હું સમજીશ. આર્થર યંગે શરત બકીને આ અમીરને કહ્યું કે, ખેતીવાડીની સભાબભા કદી થઈ શકનાર નથી; તમારે આ અવતાર તો એ સભા જોવાની આશા જ ન રાખવી. પણ છાતીતોડ મહેનત કરી કરીને એ વિષય ઉપર તેણે લોકોનું ધ્યાન ખેંચ્યું; પાર્લમેંટના ઘણાખરા સભાસદને પોતાના મતમાં તેણે આણ્યા; અને આખરે તેણે એ સભા સ્થાપન કરી; તેમાં એને પ્રમુખની જગા ઉપર નીમવામાં આવ્યો. એ સભાએ શું શું કર્યું, તેનું વર્ણન કરવાની જરૂર નથી; પણ તેનાથી ખેતીના કામને તથા ઢોરઢાંખરને ઉછેરવાને તથા વધારવાને જે ઉત્તેજન મળ્યું, તે ટુંકા વખતમાં ઈંગ્લંડ, સ્કૉટ્લંડ તથા આયર્લંડના સંયુક્ત રાજ્યમાં પ્રસર્યું; અને એ સભાની મહેનતથી હજારો અને લાખો એકરની જમીન ઉજડ અને પડતર પડી રહી હતી, તેમાં વાવતર થવા લાગ્યું. એવી જ રીતે માછલાં પકડવાનાં સ્થળને અને કામને ઉત્તેજન આપવામાં તે અપાર મહેનત કરવા લાગ્યો; અને એના જ પરિશ્રમના પ્રતાપે એના પરગણાનાં થર્સો તથા વિક ગામોમાં એ ઉદ્યોગની મોટી શાખાઓ ફતેહમંદીથી ઉઘાડવામાં આવી. તેણે વિક ગામ પાસેના દરિયામાંથી માછલાં પકડવાને પાણીને બાંધી લેવરાવવાને ઘણાં વરસ સુધી સરકારમાં માથાકૂટ કરીને તે આખરે ફતેહ પામ્યો. એ ગામ હવે આજને સમે તેની માછલીના વેપારને માટે આખી દુનિયામાં સૌથી મોટું અને આબાદ મથક થઇ પડયું છે.

સર જૉન જે જે કામમાં પડતો, તેમાં પોતાના અંગબળનો સઘળો જુસ્સો તે વાપરતો. જે જડ જેવા માણસો હોય, તેમનામાં તે જીવ મૂકીને તેમને જીવાળ કરતો; આળસુ હોય, તેમને જાગ્રત કરતો; જેઓ આશા ઉમંગથી ભર્યા હોય, તેમને ઉત્તેજન આપીને આગળ ચલાવતો; અને એપ્રમાણે સૌની સાથે તે પંડે કામ કરતો જતો. ઇંગ્લંડ ઉપર ફ્રેંચ લોકોનો હુમલો થશે, એવી દહેશત અંગ્રેજ પ્રજામાં પ્રસરી રહી હતી; તે વખત તેણે મિ. પિટને કહ્યું કે, મારા પોતાના પરગણામાંથી મારે ખર્ચે હું એક હજાર માણસની પલટણ ખડી કરવાને તૈયાર છું. તેણે પોતાનું વેણ પાળ્યું. તે તરત ઉત્તરમાં પોતાના વતન તરફ ગયો; ત્યાં જઇને તેણે ૬૦૦ પાયદળ ઉભું કર્યું; તેમાં પાછળથી વધારો કરીને ૧,૦૦૦ મા-

જુસ કરી દીધાં. પોતાના ઉમદા દેશાભિમાનના જુસ્સાથી એ સર્વેને જાગ્રત કરીને એવા તો લશ્કરી કામને માટે તેણે તૈયાર કરી દીધાં, કે તે એક પહેલા દરજ્જાની પાયદળ પલટણ છે, એમ સૌ કોઇ કહેવા લાગ્યું. તે જેવામાં આબર્ડીન શહેર પાસે પોતાના લશ્કર સાથે પડયો હતો; અને સેનાપતિનો ઓહ્દો બજાવતો હતો; તે જ વેળાએ તે સ્કૉટ્‌લંડની શરાફી દુકાનના મુખીનું કામ કરતો હતો; બ્રિટિશ–ઉન–ઉત્તેજક સભાનો તે સરનશીન હતો; વિક કસ્બાના વડા ન્યાયાધીશનું તે કામ કરતો હતો; બ્રિટિશ–મચ્છી–વેપાર–ઉત્તેજક સભાનો તે વડો હતો; સરકારી તીજોરીની હુંડીઓ કાઢવાના કામમાં તે મુખ્ય અધિકારી હતો; કેઇથ્નેસ પરગણા તર્ફથી પાર્લમેંટમાં પ્રતિનિધિનું તે કામ કરતો હતો; અને કૃષિ–કર્મોત્તેજક સભાનો તે પ્રમુખ હતો. આવાં નાના વિધનાં કામો પોતાની મેળે પોતાને માથે વોરી લીધેલાં, તે કરતા છતાં, તે એવા એવા તો ગ્રંથો લખવાનો અવકાશ મેળવતો કે, તેટલાથી જ માત્ર તેની કીર્તિ ચોમેર પ્રસરી રહે. મિ. રશ જ્યારે અમેરિકાના રાજ્યતર્ફથી એલચી થઇને ઈંગ્લંડમાં આવ્યો, ત્યારે તેણે હોલ્કામ ગામના મિ. કોકને પૂછ્યું કે, આ દેશમાં ખેતીવાડીના વિષય ઉપર ઉત્તમ ગ્રંથ કયો છે? તેનો તેને જવાબ મળ્યો કે, સર જૉન સિંક્લેરનો ગ્રંથ સર્વોપરિ છે. વળી તેણે તીજોરીના મોટા ખજાનચી મિ. વાન્સિટાર્ટને પૂછ્યું કે બ્રિટિશ મહેસૂલ ખાતાનું જ્ઞાન મેળવવાને સૌથી સારૂં પુસ્તક કયું છે, તેનો પણ એમ જ જવાબ મળ્યો કે, સર જૉન સિંક્લેર કૃત 'સરકારી વસુલાતની તવારીખ' વાંચવાથી સઘળી હકીકત સમજાશે. પણ તે ઉપરાંત અપરિમિત મહેનત લઇને અમર પદવી ભોગવે, એવું એક મોટું કામ તેણે કર્યું છે. બીજાં માણસો તો એવા રાક્ષસી કામને હાથમાં લેતાં જ ડરી મરે; પણ એ તો ઉલટો તેના દબાણથી જાગ્રત થઈને વધારે જુસ્સો બતાવવા લાગ્યો; તે કામ જોવા જાઓ, તો તેણે સ્કૉટ્‌લંડ દેશની વસતિ, વેપાર ધંધો, ખેતીવાડી, કેળવણી, લોકોની રીતભાત, હાલત વગેરે તમામ હકીકતના એકવીશ ગ્રંથ બહાર પાડયા છે. કોઇ પણ દેશમાં કોઇ પણ કાળે આવો કીમતી અને લોકોપયોગી સંગ્રહ કવચિત્ જ કોઇએ કર્યો હશે. એ ગ્રંથો સર જૉન સિંક્લેરની કીર્તિનો 'ગરવો' સ્તંભ સમજવો. એને અનેક જાતનાં બીજાં ઘણાં કામોમાં રોકાવું પડતું; તે છતાં આ મહત્કાર્યની સિદ્ધિ સારૂં તેને આઠ વરસ સુધી સખ્ત મહેનત કરવી પડી; તે દરમીઆન, એ વિષયની તપાસના સંબંધમાં એના ઉપર વીશ હજારથી પણ વધારે કાગળ દેશ પરદેશથી આવ્યા. તે જોવા તપાસવા અને તેના જવાબ આપવાનું કામ પણ તેને કરવું પડતું. આવું મહાભારત કામ એણે કેવળ દેશાભિમાનથી દોરવાઇને માથે લીધું હતું; તે કામ પૂરૂં કરવાથી એને જે શોભા કે માન આપણે આપીએ, તે વિના એને કંઇ પણ નફો કે હાંસલ હતું નહિ. એ ગ્રંથોના વેચાણથી જે નફો મળે, તે સ્કૉટ્‌લંડના ધર્મોપદેશકોના છોકરાઓની સભા ખાતે તેણે પ્રથમથી જ અર્પણ કરી દીધો હતો. એ ગ્રંથો છપાઇને બહાર પડવાથી મોટા મોટા લોકોપયોગી સુધારા થવા માંડયા. ગામડામાં લોકોને જે વેઠ કરવી પડતી; અને જુના વખતથી જમીન સંબંધી જુલમી વજે વેરાના હક ચાલ્યા આવતા હતા, તે સંબંધી

એ પુસ્તકમાં વિવેચન કર્યું હતું; તે તમામ તરત કાઢી નાખવામાં આવ્યા. ઘણાં ગામોના મહેતાજીઓના તથા પાદરીઓના પગાર વધારવામાં આવ્યા; અને આખા સ્કૉટ્લંડમાં એક છેડેથી તે બીજા છેડા સુધી સઘળે ઠેકાણે ખેતીવાડીના કામમાં લોકો વધારે જાગ્રત થયા. હવે સર જૉને જાહેર રીતે સૌને જણાવ્યું કે, જો સરકારની મરજી હોય, તો એ જ નમુના પ્રમાણે ઇંગ્લંડની હકીકતના સંગ્રહ-ગ્રંથો રચવાને હું તૈયાર છું; એ દેશ સંબંધી તમામ બાબતોની ખબર મેળવીને છપાવવાને અગર જો મને આગળ કરતાં વિશેષ અને કઠણ મહેનત પડશે, તોપણ સરકાર-મરજી હોય તો હું એ કામ ઉપાડી લેવાને ખુશી છું; પણ તે વેળા કાંટર્બરીના ધર્માધ્યક્ષને એ વાત ગમી નહિ. તેણે ધાર્યું કે, એવી વાતો બહાર પડવાથી પાદરી લોકોને ગામમાંથી જે દશમો ભાગ મળેછે, તેમાં વખતે વાંધો પડશે, માટે તેણે મંજુરી ન આપવાથી એ કામ કમનસીબે અટકી પડયું.

જે પરગણાંમાં મોટાં કારખાનાં ચાલતાં હતાં, ત્યાંના વેપારીઓ અને કારીગરોને જાળવી લેવાને, એક ખરેખરી અણીની વેળાએ, એણે જે તજવીજ કરી, તે ઉપરથી એ કેવો જુસ્સાદાર અને ઝડપવાળો માણસ હતો, તેનો જાણવા જેવો દાખલો નીચેની વાત ઉપરથી મળી આવશે. ઇ. સ. ૧૭૯૩ માં લડાઇ ચાલવાથી વેપાર ધંધો મંદ પડી ગયો; અને તેથી ઘણા શાહુકારો બેસી ગયા; અને ઘણા વેપારીઓને દેવાળાં કાઢવાં પડયાં. માંચેસ્ટર તથા ગ્લાસ્ગો જેવાં શહેરના નગરશેઠ જેવા પહેલા નંબરના વેપારીઓની દુકાનો ધધણવા લાગી. માલની કંઇ ખોટ ન હતી; પણ માલની ખપત જ નહિ; કેમકે વેપાર અને લેવડ દેવડનાં બારાં બંધ થઇ ગયાં હતાં. જૂનો માલ ખપે નહિ, તેથી નવો કોઇ કરાવે નહિ; તેથી કારીગરોની રોજી બંધ પડી; અને ગરીબ બિચારા મહેનતુ લોકોને માથે ખરેખરો મહા સંકટનો સમય આવી પહોંચ્યો. એવે ટાણે પાર્લમેંટમાં સર જૉને આગ્રહ કરીને જણાવ્યું કે, સરકારી તીજોરીમાંથી હાલદમ સાત કરોડ રૂપિયાની નોટો બહાર કાઢવી જોઇએ; અને જે વેપારીઓ જામીન અથવા ખોળાધર આપે, તેને જોઇતી રકમ ધીરવી જોઇએ. આ સૂચના રાજસભાએ મંજૂર રાખી; એ યોજનાનો બરાબર અમલ કરવાનું કામ, બીજા કેટલાએક ચોકસ રાજ્ય-સભાના સભાસદોની મદદથી પોતે કરવાને તત્પર થયો. તેની માગણી પ્રમાણે એ કામ ઉપર પાર્લમેંટે તેને જ નીમ્યો, અને જે જે સભાસદો એણે માગ્યા, તે તે એની મદદમાં આપ્યા. આ ઠરાવ ઘણી મોડી રાતે પાર્લમેંટમાં પાસ થયો; સર જૉને મન સાથે વિચાર્યું કે, રાતી ફીતો બાંધી બાંધીને અધિકારીઓ તુમારનાં થોથેથોથાં રાખી મૂકેછે; તેમના લખવાના ધંધામાંથી તેઓ પરવારવાના નથી; અને તીજોરીનાં તાળાં ઉઘાડીને મને તરત નાણાં ગણી આપવાના નથી; તેથી તે સવારમાં વહેલો જ ઘરમાંથી બહાર નીકળી પડયો; અને લંડન નગરના શરાફોની દુકાનો ઉપર ભમી ભમીને પોતાના પંડ ઉપર જવાબદારી ઓઢી લઇને એકદમ દશ લાખ રૂપિયા ઉપાડયા; અને જે શાહુકારો નાણાની બહુ ભીડમાં હતા, જેઓ છેક અટકીને બેઠા હતા, તેમના તર્ફ એ રકમ તેણે તેને તે જ સાંજે એકદમ રવાના કરી દીધી. પિટ સર જૉનને રાજ્ય-સભાના

મંદિરમાં મળ્યો, ત્યારે પિટે કહ્યું કે, આપણે જાણીએ છીએ કે માંચેસ્ટર તથા ગ્લાસ્ગોના શાહુકારો નાણાના ભારે સંકટમાં છે; તેથી તરતોતરત રૂપિયા મોકલવાની જરૂર હતી; પણ એકદમ નાણું મોકલવાનું બની શકે તેમ નથી; કારણકે સરકારની શાખ ઉપર નાણું અહિંના શાહુકારોમાંથી ભેગું કરતાં કેટલાએક દિવસ હજુ લાગશે. સર જૉને હસતે મોઢે આનંદભેર જવાબ દીધો કે, રૂપિયા રવાને થઈ ગયા; ગઇ રાતની ટપાલમાં લંડન છોડીને નાણું ચાલતું થઇ ગયું ! આ સંવાદ તે પાછળથી જ્યારે કહી બતાવતો, ત્યારે વાત પૂરી કરીને સ્મિત વદને તે બોલતો કે, પિટના પેટમાં મેં જાણે છરો માર્યો હોય ને તે ચમકી ઉઠે, તેટલો તે મારો જવાબ સાંભળીને ચોંકી ઉઠયો. મરતા સુધી આ મહાન સાધુ પુરુષે અંતઃકરણના ઉત્સાહથી લોકહિતનાં કામ કર્યા જ કર્યાં; અને પોતાનું રૂડું દૃષ્ટાંત પોતાના કુટુંબને અને પોતાના દેશને નકલ કરવાને મૂકતો ગયો. મહા મહા મહેનત કરીને તે લોકોનું કલ્યાણ કરતો; અને લોક--કલ્યાણથી તેનું પોતાનું કલ્યાણ થતું, એમ કહીએ, તો ચાલે. તે ધન-લોભી ન હતો; કેમકે તે બહુ સખાવત દિલનો હતો; અને તેથી તેની જાગીરો અને દ્રવ્યને ભારે ધોકો પહોંચી જતો; પણ તે છતાં, તેને સુખ અને આત્મ-સંતોષ મળ્યાં; અને જે સુખ-શાંતિ જ્ઞાન-સાગર પંડિતોને પણ મળતી નથી, તેવી સુખ-શાંતિ તેનાં લોકહિતનાં કાર્યથી તેને મળતી. એ મોટો સ્વદેશાભિમાની હતો. તેનામાં કામ કરવાની અદ્ભુત શક્તિ હતી; અને તેણે સ્વદેશની સેવા ખરેખરા સૌજન્યથી બજાવી. આટલું કરતા છતાં, તે પોતાના ઘરને અને કુટુંબીઓને ભૂલી ગયો નહોતો. એના દીકરા અને દીકરીઓ લોકોને ઉપયોગી થઇ પડે એવા કેળવણી પામીને અને પોતાની આબરૂ ઇજ્જત જાળવીને ચાલે, એવાં ઉછરી પાછરીને મોટાં થયાં. સર જૉન લગભગ એંશી વરસની ઝળકીમાં પેઠો, તે વેળા તે પ્રફુલ્લિત અંતઃકરણથી કહેતો કે, મારા સાત છોકરા ઉછરીને મોટા થએલા જોઇને મારૂં હૈયું ઠરેછે; કેમકે તેમાંથી કોઈ પણ કરજદારના પંઝામાં ફસાઇ પડે એવો ઉઠયો નથી, અથવા મારાથી ટાળી શકાય એવી ગમગીનીની ગિરફતારીમાં નાખે, એવો એકે નીકળ્યો નથી. એ વિચારથી મારી છાતી આટલે આવેછે; અને મારૂં મન મુદિત થાયછે.



# પ્રકરણ ૧૩ મું.

## સદ્વર્તન.

### સજ્જન અથવા ખરો ગૃહસ્થ--ખરો આબરૂદાર કોને કહેવો.?

#### દોહરા.

કોણ સદા ઉદ્યમ કરે ? કીધો પ્રશ્ન કવિરાજ;
તેનો ઉત્તર આપવા, અમે વિચાર્યું આજ;
જે પુરુષ ઉપર પડે, કોટી કામનો બોજ;
તે જ ગૃહસ્થ જીતે વળી, છતે કામની ફોજ;
સુજન સુજનતા દાખવે, અધિક અધિક પ્રતિદિન;
અંતર્બાહ્ય સ્વરૂપ એક, જેવું જળ ને મીન;
જન પ્રતિ ક્ષણ ક્ષણ કામ જે, કરે સુજનતા સાથ;
(કેમકે) લક્ષણ સજ્જન મનતણું; સૌજન્ય જ સાક્ષાત;
એવાં રૂડાં કાર્યનો, રોજ ધ્વનિ સંભળાય;
કર્તા **સજ્જન** તેહનો, કે **ગૃહસ્થ** કહેવાય.—ટેનિસન.
સ્થાનિક શુભ-ઉપયોગનો, બુદ્ધિ-કિર્ણ ચળકાય;
(પણ) સદ્વર્તનના સૂર્યથી, વિશ્વ વિમળ થઇ જાય,—ગેટે

સદ્વર્તન દેશને ઉંચે દરજ્જે ચઢાવેછે. સદ્વર્તન દેશને કૌવતદાર કરેછે. સદ્વર્તન દેશને શોભાવેછે. સદ્વર્તનથી દેશની સત્તા વધેછે. સદ્વર્તનથી દેશમાં નીતિ-બળ ઉત્પન્ન થાય છે. સદ્વર્તનથી સુશોભિત થએલા દેશને પરદેશીઓ માન આપેછે, અને તેને આધીન થાયછે. સદ્વર્તન કરોડો માણસનાં હૃદયને પીગળાવી નાખેછે. સદ્વર્તનથી અલંકૃત થએલા દેશને મગરૂર પ્રજાઓએ આવીને નમવું પડેછે. સદ્વર્તનના સાધનથી સર્વે વસ્તુ વશ થાયછે. સદ્વર્તન એ શ્રેષ્ઠતાનું મૂળ છે. કોઇ પ્રજાનું ખરૂં તખ્ત, ખરો મુગટ અને ખરો રાજ્યદંડ સદ્વર્તનવડે છે, અને સદ્વર્તન પોતે જ છે. આવું ઉમદા, અનુપમ સદ્વર્તન ખાનદાન લોહીમાં કે અમીર વર્ગમાં જ નીપજે એમ કાંઇ નથી. નવનવા ડોળ, દીમાખ અને દંભ સાથે સદ્વર્તનની અમીરાત સંગ કરતી નથી, તેમ જ તે કાંઇ પ્રૌઢ અને વિશાળ બુદ્ધિની સાથે વાસો કરે જ, એમ નથી. ખરી અમીરાત સદ્વર્તનમાં રહેલી છે; અને સદ્વર્તન જ માણસના ઊંચ કુળનું ચિન્હ સમજવું.—ટાઇમ્સ વર્તમાન પત્ર.

સદ્વર્તન મનુષ્ય–જીવનનો મહિમા અને મુગટ છે. માણસની જીંદગીનું સાર્થક સદ્વર્તનથી થાયછે. સદ્વર્તન એ માણસની મોટામાં મોટી જાગીર જાણવી. 'સદ્વર્તનવાળો માણુસ,' એ શબ્દોમાં જ તે માણસનો મોટો દરજ્જો રહેલો છે; અને એવા માણુસ ઉપર સૌ લોકોની પ્રીતિ થાયછે; તે પ્રીતિ જ એની મોટી ઇસ્કામત સમજવી. એવો માણુસ ગમે તેવે ઠેકાણે પડયો હશે, તોપણ તે ઠેકાણાને તે પોતાની સારી ચાલથી શોભાવી મૂકશે; એવા માણુસની સાંસારિક હાલત ગમે તેવી હશે, તોપણ તે પોતાની સ્થિતિને ઉન્નત કર્યાં વિના રહેશે નહિ. દ્રવ્ય કરતાં સદ્વર્તનની સત્તા વધારે ચાલેછે; અને કીર્તિ મેળવવાને માટે અદેખા માણસો તર્ફથી જે દુઃખ વેઠવું પડેછે, તે સારી વર્તણુકવાળા માણસને વેઠવું પડતું નથી; તેમ છતાં ઇર્ષ્યા વિનાની સઘળી આબરૂ તેને મળે જાયછે. સદ્વર્તનના અંગમાં એવી સત્તા રહેલી છે, કે તેની અસર થયા વિના રહેતી નથી; કારણ કે પોતાની ઇજ્જત આબરૂ જાળવવામાં, પોતાનુ પ્રામાણિકપણું અડગ ટકાવી રાખવામાં અને એક રહેણીએ ચાલવામાં, જે માણસ કસોટી ઉપર ચઢીને શુદ્ધ કંચન જેવો ઠર્યો હોય, તેને જ સદ્વર્તનવાળા માણસની ઉપમા આપી શકાય; અને અમુક માણસમાં ઉપર જણાવેલા ટેક, સાચવટ અને એક રહેણીના ગુણો છે, એમ માલમ પડે, એટલે માણસ–જાત તેને સહેજે માન આપે જ અને તેના ઉપર વિશ્વાસ રાખે જ.

સદ્વર્તન એટલે માનવ–પ્રકૃતિનું શ્રેષ્ઠ સ્વરૂપ. જે માણસ સૃષ્ટિના ધોરણ ઉપર અને નીતિ–શાસ્ત્રના નિયમને અનુસરીને ચાલે છે, તે સુચાલનો છે, એમ કહેવાય. અલંકાર વાપરીને બોલીએ, તો જનસમૂહરૂપી કાયામાં સુચાલના માણસો વિવેક—બુદ્ધિરૂપે રહેલા છે. ખરા ખોટાનો વિવેક અને સારા નરસાનો ભેદ સમજાવનાર એ પુરુષો જ છે; એટલું જ નહિ, પણ જે દેશમાં રૂડી રીતે રાજ-કારભાર ચાલેછે, તે એ પુરુષોના પ્રતાપ સમજવા. રાજ્ય–નૌકાને નિર્ભય રસ્તે હાંકી લઇ જવાનું કામ એવા માણસોને માથે જ હમેશાં રહેછે; કારણ કે, દુનિયાને બહુધા નીતિયુક્ત માણસો જ દોરેછે; સદ્ગુણો જ ઉચ્ચ સ્થાને બિરાજીને જગત્ ઉપર ઘણી ખરી સત્તા ચલાવેછે. રણસંગ્રામ જેવી અઘટિત બાબતમાં પણ એ જ નિયમ લાગુ પડેછે. નેપોલિયન જેવો વીર પુરુષ કહેછે કે, લડાઇમાં પણ શારીરિક શક્તિ કરતાં નીતિ–બળ દશગણું પ્રાધાન્ય ભોગવેછે. (જે લશ્કરનાં માણસોમાં કાયાનું જોર ઘણું છે, પણ મનને વશ રાખીને હથિયાર વાપરવાનું કે કવાયતના ધોરણમાં રહીને ચાલવાનું ભાન નથી, તે લશ્કર કમકૌવતવાળા પણ મનોનિગ્રહી, કવાયતી સિપાઇઓ આગળ હાર ખાઇ જશે.) દેશ દેશની પ્રજાઓના બળનો, ઉદ્યોગનો, અને સુધારાનો સઘળો આધાર તે પ્રજાના દરેક માણસ ઉપર રહેલો છે. લોકોના જાન માલની સલામતીનો પાયો પણ એ ઉપર જ રહેલો છે. કાયદાઓ અને ધોરણો પ્રજામાં સદ્વર્તન હોય, તો જ પેદા થાયછે અને ટકેછે; જનમંડળનાં બંધારણ તે સદ્વર્તનના અંકુર સમજવા. કુદરતનાં ત્રાજવાંનો કાંટો અદલ છે. દરેક

માણસને, દરેક પ્રજાને, દરેક જાતને જેટલું વાજબી હશે, તેટલું જ મળશે; વધારે મળનાર નથી. ન્યાયને કાંટે જેવું તેમનું તોલ નીકળશે, તેવું તેમનું મૂલ થશે; અને જેમ દરેક કાર્યને કારણ હોય જ, કેમકે કારણ વિના કાર્ય થતું નથી; તેમ જ જેવી લોકની ચાલ હશે, તેવાં જ તેનાં ફળ થશે, કેમકે 'જેવું વાવે, તેવું લણે,' અને 'જેવું કરે, તેવું પામે,' એ બધા દેશોની અને સઘળા કાળની જૂની અને સાચી કહેવતો છે.

કોઇ માણસને કદાચ્ જૂજ કેળવણી મળી હોય, અથવા તેનામાં કમકાબેલીઅત હોય, અને જૂજ પૈસો હોય કે ન પણ હોય, એમ છતાં પણ જો તેનું ચાલચલણ સોનામોહોર જેવું હશે, તો તે મજુરી કરવાની દુકાનમાં હશે તો ત્યાં, શરાફી દુકાનમાં હશે તો ત્યાં, બજારમાં ધંધો કરતો હશે તો ત્યાં, અથવા રાજસભામાં બરાજતો હશે તો ત્યાં,—જ્યાં હશે, ત્યાં તે હમેશાં અસરકારક સત્તા ચલાવશે જ. ઇ. સ. ૧૮૦૧ માં કાનિંગે બડી દાનાઇથી લખ્યું કે, 'પદવીરૂપ દાદરે ચઢવાને હું સદ્વર્તનની દોરી ઝાલીશ. મારે બીજો કોઇ રસ્તો પકડવો નથી; અને મારા મનમાં તો ખાત્રી છે કે, કદાચ્ એ રસ્તે ઉતાવળે પગલે નહિ ચઢાય, તોપણ એ ખાત્રી આપનારો ચોકસ રસ્તો છે, એમાં શક નથી.' ભલે તમે બુદ્ધિ—બળવાળાં માણસોનાં વખાણ ગાઓ; પણ તમારે તેમના ઉપર ભરોસા મૂકી કંઇ સોંપવાનો વખત આવશે, ત્યારે તમને વિચાર થઇ પડશે; (કેમકે વિશ્વાસ કરવાને લાયકના એનામાં ગુણ છે કે નહિ, તે જાણ્યા વિના તમે તેના ઉપર ઇતબાર રાખી શકનાર નથી). તેથી હવે જુઓ કે લૉર્ડ જૉન રસલે કહ્યું કે, ઈંગ્લંડમાં સામસામી ટોળીવાળા માણસો, ખપ પડેછે ત્યારે *બુદ્ધિમાન્ પુરુષોની* સહાયતા માગેછે, પણ અમુક રસ્તે ચાલવાનું ઠર્યા પછી સુચાલના માણસોની જ સરદારી હેઠળ ડગ ભરેછે. એ કેવાં સત્ય વચન છે! સ્વર્ગવાસી ફ્રાન્સિસ હૉર્નરનું જીવનચરિત્ર જોવાથી ઉપરના વાક્યની સત્યતા સ્પષ્ટ રીતે દેખાઇ આવશે. સિડ્નિ સ્મિથ કહેછે કે, હૉર્નર એવો પુરુષ હતો કે, જાણે ધર્મશાસ્ત્રની દશે આજ્ઞાઓ તેની મુખ—મુદ્રા ઉપર ઊંડી છાપે છપાઇ ગઇ હોયની, એમ લાગતું. લૉર્ડ કૉકબર્ન કહેછે કે, જે જુવાન માણસ ખરા દિલથી હૉર્નરની જીંદગીનો હેવાલ વાંચશે, તેના હૃદયમાં અમૂલ્ય રોશની પેદા થશે, તેનું કારણ આગળ સમજાશે. તે આડત્રીશ વરસની ઉમરે મરણ પામ્યો. એટલી નાની વયમાં એણે સઘળા લોકો ઉપર એટલી બધી ગુપ્ત સત્તા ચલાવી કે, એના જેટલી બીજા કોઇ પણ ખાનગી ગૃહસ્થે ચલાવી નહિ હોય. જીવતાં એના ઉપર સઘળા માણસો ફિદા રહેતા; એની સ્તુતિ ગાતા; એના ઉપર ઇતબાર રાખતા; અને એનો સ્વર્ગવાસ થતાં, આખી પ્રજા કકળી ઉઠી. એના મોતથી નીચ મનના, નિર્દય માણસો જે હશે, તેમને ધા નહિ વાગ્યો હોય, તો જૂદી વાત છે; બાકી એને માટે શોક કરવામાં કોઇએ બાકી રાખી નથી. પાર્લમેંટે એના મૂઆથી જે દલગીરી બતાવીને એને માન આપ્યું છે, તે કરતાં વધારે કોઇ બીજા મૃત સભાસદને આપ્યું નથી. આટલું જાણીને દરેક જુવાન વાંચનારને પૂછવાનું મન થશે કે, એમ થવાનું કારણ શું?

એ મોટા અમીર ઘરનો હશે, તેથી એમ થયું હશે ? તો તેનો જવાબ એટલો કે, તેને કાંઇ પદવી કે દરજ્જો નહતો. એડિનબરાના માત્ર એક વેપારીનો એ દીકરો હતો; ત્યાં દરજ્જો કયાંથી હોય ? ત્યારે શું પૈસાના જોરથી એમ થયું હશે ? ના, ના, તેમ પણ નહિ. તેની પાસે કે તેનાં સગાંસહોદર પાસે ખરચ માટે જોઇએ, તે કરતાં વધારે એક દુકાની પણ હતી નહિ. ત્યારે શું કંઈ સરકારી ઓદ્દાના જોરથી તે આટલો બધો પંકાયો ? તે એક જ જગા ઉપર એક વાર નીમાયો હતો. તે ઉપર તે થોડાં વરસ જ રહ્યો હતો; વળી તે જગા કંઇ અમલ ઓદ્દાની હતી નહિ; અને તે જગાનો પગાર પણ છેક ટાંચો હતો. ત્યારે બુદ્ધિબળથી તે આટલો લોકપ્રિય અને વિશ્વાસુ થઇ પડ્યો ? ના, તેમ પણ નહિ. તેનામાં એવડી બધી તેજસ્વી બુદ્ધિ નહતી. ઇશ્વરદત્ત અસાધારણ બુદ્ધિ તો તેનામાં હતી જ નહિ. તે સદા ધીમો અને સાવચેત હતો; અને માત્ર ખરૂં હોય, તે જ કરવાનો તેને લોભ હતો. ત્યારે વાક્ચાતુર્યની છટાથી તેણે લોકોનાં મન હરી લીધાં ? શ્રોતાઓને ભય ઉત્પન્ન કરાવે અથવા મોહ ઉપજાવે, એવી વક્તૃત્વ-શકિત પણ તેનામાં હતી નહિ. તે જ્યારે બોલતો, ત્યારે શાંતરસનાં સુંદર વાકયો બોલતો. ત્યારે તેની રીતભાત મોહક હતી ? ના, એમ તો કાંઇ નહિ. તે માત્ર સાદી અને પસંદ પડે, એવી તબીઅતનો હતો. ત્યારે હવે આમ થવાનું કારણ શું ? તે સારી સમજણવાળો હતો; ઉદ્યોગી હતો; સુનીતિના સીધા રાહ ઉપર જ તે ચાલવાનું ધોરણ રાખતો; તે ભલા દિલનો હતો. એટલાથી જ માત્ર તેને બધા વશ થઇ ગયા હતા; અને જે માણસનું મન બગડી ગયું ન હોય, તે દરેક માણસ જો ચાહે તો એ ગુણો પંડે મેળવી શકે એવા છે. આ તો આપણને કયાંથી મળે ? એમ નિરાશ થઇને બેસવુ પડે, એવો મોંઘો ગુણ એકે નથી. એ પોતે પોતાની ચાલના બળવડે કરીને જ ચઢ્યો. એવી રૂડી ચાલ કુદરતે એનામાં જન્મથી છાપી દીધી હતી, એમ નહતું; પણ પોતે પોતાની મેળે જ સાધારણ તત્ત્વોમાંથી ઘડીને તે ઉપજાવી કાઢી. એના કરતાં બેહદ વધારે કાબેલ અને ખુબીદાર ભાષણ કરવાવાળા આમની સભામાં ઘણા હતા. પણ એ એકલી કાબેલીઅત અને છટાદાર બોલવાથી શું ફળ ? એ ગુણોની સાથે નીતિના ગુણો જોડાએલા જ રહેવા જોઇએ. એવો સંયોગ જેવો હૉર્નરમાં થયો હતો, તેવો કોઇ પણ સભાસદમાં જણાતો નહિ. જન્મથી સાધારણ શકિત હોય; અને તેમાં માત્ર સુકેળવણી ભળી હોય તથા તેમાં સારાપણું હોય; અને બીજી કોઇ ચીજનો આશ્રય ન હોય; એમ છતાં પણ તેવું માણસ રાજ્યસભામાં પક્ષાપક્ષી, હરીફાઇ અને અદેખાઇનાં તીવ્ર તીર લાગતા છતાં, કેટકેટલું કરી શકેછે, તે દેખાડી આપવાને જાણે હૉર્નર જન્મ્યો હોયની, એમ લાગેછે.

ફ્રાંકિલને જે આટલી બધી નામના મેળવી, તે પોતાની સમર્થ બુદ્ધિને લીધે કે વાણી-બળથી મેળવી એમ નહતું; કારણ કે એ બંને શકિતઓ તેનામાં છેક સાધારણ હતી; પણ, તે કહેછે કે, 'હું પ્રામાણિક રહેણીને વળગી રહું છું', એમ સર્વે જાણતા હતા, તેથી એમ થયું છે; અને તેથી જ મારા શહેરીભાઇઓ હું જે કંઇ કહેતો, કરતો, તે ઉપર એટલું બધું વજન રાખતા. ભાષણકર્તા તરીકે હું છેક

ખરાબ હતો; કોઈ દહાડો છટાબંધ એકધારાથી તો હું બોલી શકતો જ નહિ; બોલવામાં શબ્દો વીણી વીણીને વાપરવામાં હું સદા વહેમી હતો; ખરેખરી, દોષરહિત ભાષા હું ભાગ્યે જ બોલી જાણતો; એટલાં દૂષણ છતાં, જે વાત મેં ઉપાડી હોય, તે પસાર કરાવ્યા વિના હું રહેતો નહિ.' માણસ ઉંચે દરજ્જે હો કે નીચે દરજ્જે હો, પણ તે સુચાલનો હોય, તો તેના ઉપર ભરોસો બેસેછે. રશિયાના પહેલા સહેનશાહ અલેક્ઝાંડર વિષે એમ કહેવાયછે કે, તેની પોતાની વર્તણુક એવી એક વચની અને એક રહેણીની હતી કે, તે નિર્માણ કરેલા, સ્થાપન થએલા કાયદા તુલ્ય દૃઢ અને અડગ ગણાતી હતી. જેવામાં ફ્રાંડનો વિગ્રહ ચાલતો હતો, તેવામાં બધા ફ્રેંચ અમીરો અને ગૃહસ્થોમાં એક મૉંટેઇન જ પોતાના કિલ્લાના દરવાજા દેતો નહિ; કેમકે સૌ લોકો જાણુતા હતા કે, પોતાના કિલ્લાના રક્ષણને માટે એક હજાર ઘોડેસવારો રાખે, અને તેનું રક્ષણ થાય, તેના કરતાં તેની પોતાની વર્તણુક સૌ કોઇમાં વધારે બળવાન અને માન્ય ગણાતી હતી.

જ્ઞાન એ એક શક્તિ છે, એ વાત સૌ જાણેછે; પણ સદ્વર્તન એ એક ખરેખરી ઉમદા શક્તિ છે. બુદ્ધિ હોય પણ હૈયું હેતાળ ન હોય; ચપળતા હોય, પણ રૂડાં આચરણ ન હોય; હોશિયારી હોય પણ ભલપણ ન હોય; તો તે બુદ્ધિ, તે ચપળતા અને તે હોશિયારી એ બધી શક્તિઓ છે ખરી, પણ તે તેની જોડેના બીજા ગુણ વિના નુકસાન કરવામાં જ વપરાયછે. બુદ્ધિની બલિહારી, ચપળતાની ચતુરાઇ, અને હોશિયારીના ખુબી જોઇને આપણને ગમત થાય અને બોધ પણ મળે; પણ ગજવાં-કાતરૂની ખબરદારીનાં અથવા લૂટારૂની ઘોડા ખેલવાની ચતુરાઇનાં વખાણ કરતાં જેમ આપણું કાળજું કોરાઇ જાય, તેમ જ સદ્ગુણ વિનાની શક્તિઓનાં વખાણ કરવાં પણ દોહેલાં છે.

સાચવટ, પ્રામાણિકપણું અને ભલમનસાઇના ગુણો રાજા રજવાડાની મહેરબાનીના એલકાબોની પેઠે કોઈના આપ્યા અપાતા નથી, અને લીધા લેવાતા નથી. એક ખરા મર્દની ચાલનું બંધારણ એ ગુણો ઉપર જ રહેલું હોયછે વળી, આપણો એક જૂનો ગ્રંથકાર લખેછે કે, તેઓ સદ્ગુણના રાજ્યભક્ત સેવકો છે. બીજા અમીરોના નોકરોને ડોળદમામવાળા પોશાક હોયછે, તેમ સાચવટને, પ્રામાણિકપણાને અને ભલમનસાઇને કંઈ ડોળદમામ ખપતા નથી. જે પુરુષમાં એ ગુણો હોય, અને તેની સાથે ધારેલું કામ પાર મૂકવાની દૃઢતા હોય, તો તેની સત્તાને કોઇથી રોકી શકાશે નહિ. તેનામાં રૂડાં કામ કરવાની જેમ તાકત રહેછે; તેમ જ ભૂડાં કામને અટકાવવાની પણ તેનામાં શક્તિ રહેછે; માથે આફત કે દુઃખ આવી પડે, તો તેમાંથી તરી નીકળવાનું પણ તેનામાં કૌવત હોયછે. જ્યારે કોલોનાનો સ્ટીફન તેના નીચ દુસ્મનોના હાથમાં પકડાયો, ત્યારે તેમણે ઠઠ્ઠા મશ્કરીમાં તેને પૂછ્યું કે, કેમ હવે તારો કિલ્લો ક્યાં છે ? તેણે પોતાનો હાથ પોતાના હૃદય ઉપર મૂકીને હિમ્મતથી કહ્યું કે, આ રહ્યો મારો કિલ્લો. ખરા માણસોની ચાલ દુઃખની વખતે જ પૂર્ણ પ્રકાશથી તગી નીકળેછે; અને જ્યારે બધી વાતે તે ઘેરાઇ જાયછે,

અને કોઈ ઠેકાણે તેનું વળતું નથી, ત્યારે તે પોતાની હિમ્મત અને પ્રામાણિકપણા ઉપર ટકાવ કરીને ઉભો રહેછે.

**લૉર્ડ અર્સ્કિન** જેવા ખરી સ્વતંત્રતાથી, એક જ રહેણી ઉપર ચાલનારા અને રજેરજ સાચવટને ચુસ્ત વળગી રહેનારા પુરુષે પોતાનાં આચરણને માટે નિયમો બાંધીને પોતે તે પ્રમાણે વર્ત્યો છે, તે નિયમો દરેક જુવાન માણસે પોતાના હૃદયસ્થાનમાં કોતરી રાખવા ઘટેછે. તે કહેછે કે, હું છેક નાનો હતો, તે વખતથી જ મારા પ્રત્યે મારી પહેલી આજ્ઞા અને ઉપદેશ એ હતાં કે, મારામાં ખરૂં ખોટું સમજવાની જે શક્તિ છે, એટલે વિવેક–બુદ્ધિ મને જે કરવાનું કહે, તે મારે મારી ફરજ જાણીને હમેશાં કરવું જ; અને તેનું પરિણામ જે થાય, તે શ્રી જગદીશને સોંપવું. આ બાલોપદેશ મારાં માબાપે મને આપ્યો છે. તે હું મરતા સુધી ભૂલવાનો નથી, અને તે પ્રમાણે કર્યાં વિના રહેવાનો નથી. હું આજ સુધી તેમનાં વચન પાળતો આવ્યો છું; અને તેથી મને કોઈ પણ રીતનું નુકસાન થયું હોય, એમ હું જાણતો નથી. પણ તેથી મને તો ઉલટો ફાયદો થયો છે. એ ધોરણ ઉપર ચાલવાથી હું સુખ સમૃદ્ધિવાળો થયો છું; અને એ જ રસ્તે ચાલવાને હું મારા છોકરાઓને ઉપદેશ આપીશ.

દરેક માણસે એમ સમજવું જ જોઇએ કે, સારી વર્તણુકથી ચાલવું, એ આપણી જીંદગીનો મોટામાં મોટો ઉદ્દેશ છે. યોગ્ય ઉપાયો વાપરીને સદ્વર્તન સંપાદન કરવાને આપણને જે મહેનત કરવી પડશે, તેથી જ આપણને ઉદ્યોગ થવાનું મન થશે; અને આપણે જેમ જેમ મોટા થતા જઈએ અને પુખ્ત ઉમરમાં આવતા જઇએ, તેમ તેમ જો માણસાઇ વિષેના આપણા વિચાર ઉમદા થતા જાય, તો સદ્વર્તનની સંપત્તિ મેળવવા માટે આપણું મન દૃઢ થતું જશે, અને વધારે જાગૃત થશે. આપણી જીંદગીને રૂડી રહેણીમાં રાખવાને એક ઊંચો નમુનો મન સાથે ધારી મૂકવો, તે સારી વાત છે; કદાચ્ એટલી ઊંચાઇ સુધી આપણાથી પહોંચાય નહિ, તો ચિંતા નહિ; પણ હમેશાં ઊંચી નજર જ રાખવી જોઈએ. **મિ. ડિઝ્રાએલી** કહેછે કે, જે જુવાન ઉમદા નમુના તર્ફ ઊંચી નજર કરીને ચાલતો નથી, તે નીચી નજરે ચાલવાનો; કેમકે જે ચૈતન્ય ઉચ્ચ વિષયમાં આનંદ પામતું નથી, તે નીચ વિષયમાં નિમગ્ન થયા વિના રહેશે નહિ. **જૉર્જ હર્બર્ટ** કેવા ડહાપણથી લખેછે:—

### દોહરા.

ઉચ્ચ વિચારો રાખતાં, ઉચ્ચ થવાએ જેમ;
નમ્ર થવાના હેતુથી, **રહેણી** રાખો તેમ.
રવિ–મંડળમાં પહોંચવા, તીર ફેંકશે જેહ;
તરૂ–ફળ જેનો હેતુ છે, તેથી વધશે તેહ.
માટે નિરાશ થઇશ માં, ઉમદા ધર ઉદ્દેશ;
વાંછિત ફળને પામશે, કદાચ કાંઈક વિશેષ.

સદ્વિચાર અને સદ્વર્તનના ઊંચા ધોરણ ઉપર જે ચાલેછે, તે ધોરણ વિનાના માણસ કરતાં અવશ્ય સારાં કામ જ કરશે. સ્કૉટ્લંડના લોકોમાં કહેવત છે કે, જરી લપ્પાના ઝભ્ભાને બાઝવાથી કાંઇક બાંય પણ તારા હાથમાં આવશે, કેમકે પ્રયત્નનું ફળ કંઇ જાયછે ? જે માણસ મોટાં મોટાં ફળ મેળવવાની મહેનત કરે, તે પોતાની અસલ હાલત કરતાં ઘણો આગળ વધ્યા વિના રહેવાનો નથી; અને તેણે જેટલું ધાર્યું હોય, તેટલું ફળ તેને કદાચ્ ન મળે, તોપણ તેણે ઉન્નતિમાં આવવાને જે પરાકાષ્ટા શ્રમ કર્યો હોય, તેથી તેને હમેશને માટે લાભ થયા વિના રહેતો નથી.

સારી વર્તણુકનું ડોળ ઘાલનારા ઘણા એ નીકળેછે; પણ સાચી વસ્તુ સમજાયા વિના રહેતી નથી. ખરી રહેણીના ડોળથી આપણે પૈસા ભેગા કરી શકીશું, એમ ધારીને કેટલાએક સાચવટનો ઢોંગ કરેછે; અને બીચારા અસાવધને ભોળવીને છેતરેછે. એક માણસ તેની ભલમનસાઇને માટે બધે જાણીતો હતો, તેને કર્નલ ચાર્ટરિસે કહ્યું કે, તમારૂં સારૂં નામ જો મને આવતું હોય, તો હું તમને દશ હજાર રૂપિયા આપું. તેણે પૂછયું કે, કેમ વારૂ? પેલા ઠગે જવાબ દીધો કે, ભલે દશ હજાર જાય, પણ સારા નામના ડોળથી હું લાખ રૂપિયા રળી લઊં તો.

વાણીમાં અને કરણીમાં એક સરખું પ્રામાણિકપણું, એ જ સદ્વર્તનનું મૂળ સમજવું. વળી. એક નિષ્ઠાથી સાચવટને વળગી રહેવું, એ સદ્વર્તનનું એક ખાસ લક્ષણ છે. સર રૉબર્ટ પોલ જેવા મહાન્ રાજ્ય-તંત્રીના મરણ પછી થોડાએક દિવસે અમીરોની સભામાં ડચુક ઑફ વેલિંગ્ટને તેના સદ્વર્તનની જે સ્તુતિ કરી છે, તે અતિ સુંદર છે. તેણે કહ્યું કે, સ્વર્ગવાસી સર રૉબર્ટ પીલની વર્તણુક કેવી ઉમદા અને નેક ટેક વાળી હતી, તે આપ સાહેબોના જાણવામાં હશે જ. સરકારી કામકાજને લીધે મારે તેની સાથે ઘણાં વરસનો સંબંધ હતો. આપણા રાજાની સાથે સલાહ આપવા લેવામાં અને બીજા વિચારો કરવામાં અમે બંને ભેગા જ હતા. વળી, ઘણાં વરસથી તે મારી સાથે ભાઇબંધીનો દાવો રાખતો હતો. એ પ્રમાણે તમે જોશો કે હું તેને ઘણી મુદ્દતથી સારી પેઠે ઓળખુંછું, અને તેથી જ હું તમને કહી શકુંછું કે, એ માણસની સાચવટ ઉપર અને ઇન્સાફી દિલ ઉપર મને સંપૂર્ણ ભરોસો હતો; તેમ જ રાજ્ય-તંત્રને સરળતાથી ચલાવવાને એ નિરંતર આતુર હતો. જે લાંબી મુદ્દતથી મારો તેની સાથે વ્યવહાર જોડાયો હતો, તેમાં તે સાચવટને જબરદસ્ત જોરથી વળગી રહેલો જ મેં તેને જોયો છે. એવો એક પણ દાખલો બન્યો નથી કે, તેમાં એમ નહિ બન્યું હોય; અને જે વાતને તે પૂરી ખાત્રીથી સાચી માનતો હોય, તે જ તે મને કહેતો. હું મારી આખી જીંદગીના અનુભવથી કહી શકુંછું કે, સાચા સિવાયની બીજી કોઇ પણ વાત તેણે મને કહી નથી. આ ઉચ્ચ વૃત્તિની સાચવટવાળા કારભારીએ બીજા માણસો ઉપર જે અસરકારક સત્તા મેળવી, તે તેના ઉમદા સદ્ગુણને લીધે જ.

વાણીમાં તેમ જ કરણીમાં જે સાચવટ રહેલી છે, તે સદ્વર્તનનો સ્તંભ સમ-

જવો. જેવા તમે દેખાઓ અથવા તમને જેવા દેખાવાની મરજી થાય, તેવા જ તમારે ખરેખરા થવું જોઇએ. અમેરિકાના એક ગૃહસ્થે આન્વિલ શાર્પને કાગળ લખ્યો કે, તમારા મોટા સદ્‌ગુણો સાંભળીને હું એટલો મોહ પામી ગયો છું, કે તમારૂં નિરંતર સ્મરણ રહેવાને મેં મારા એક છોકરાનું તમારે નામે નામ પાડ્યું છે. શાર્પે તેને જવાબ લખ્યો કે, જે કુટુંબનું નામ તમે તમારા ચિરંજીવીને આપ્યું છે, તેને અમારા કુટુંબનાં જે વહાલાં વચન છે, તે શીખવજો, એટલી મારી વિનતિ છે 'તમારે બહાર જેવા દેખાવાની ઈચ્છા હોય, તેવા જ ખરેખર અંતરથી પણ થજો.' મારા બાપે મને એક વાર કહ્યું હતું કે, આ વચનોને અનુસરીને તારો દાદો કાળજી રાખીને નમ્ર ભાવે હમેશાં ચાલતો. એક નિખાલસ દિલના ભલા અને સાચા માણુસ તરીકે તે ઘરમાં અને બહાર, ખાનગી તેમજ સરકારી કામમાં ચાલતો. તેની વર્તણુકનું એ એક મુખ્ય લક્ષણ હતું. જે માણુસમાં સ્વમાન અથવા ખરો ટેક રહેલો છે, અને જે બીજા માણુસોના ટેકને માન આપેછે, તે તો ઉપરનાં નીતિવચન પ્રમાણે જ ચાલશે. તેણે જે કામ કરવા ધાર્યું હશે, તે ખરા મનથી તે કરશે. તે પોતાનું કામ કરવામાં ઉંચામાં ઉંચી ચાલ દર્શાવી આપશે. તે કોઇ વાતે શઠાઇ કે ખળાઇ કરતો નથી; પણ તે પોતાની સાચવટ અને એક નિષ્ઠાની રહેણી ઉપર વારી જાયછે. બેર્નાર નામનો એક હોશિયાર વકીલ હતો; પણ તે હમેશાં નીતિના નિયમ ઉપર ચાલતો નહિ. તેને એક વેળા ક્રોમ્વેલે કહ્યું કે, હમણાં હમણાં તમે બહુ જ સાચવી સાચવીને ચાલોછો, એમ મારા જાણુવામાં આવ્યું છે. તે ઉપર બહુ ભરોસો રાખીને બેસી રહેશો નહિ. ઠગવા જતાં ઠગાઇ જશો, અને લુચ્ચાઇ કરતાં પકડાઇ જશો; પણ સાચવટથી કોઇ ઠગાયું કે પકડાયું જાણ્યું નથી. જે માણુસો બોલે કંઇ અને કરે કંઇ, એવા વાણી કરણીમાં વિરુદ્ધપણે વર્તનારા હોયછે, તેમને માન મળતું નથી; અને તેઓ જે કંઈ કહે, તેનું વજન પડતું નથી. તેમના મ્હોંમાંથી સાચી વાત નીકળે, તો તે પણ તેમના મ્હોંના ઝેરી પવનથી ઝાંખી પડી ગએલી બહાર નીકળેછે.

જે સાચવટવાળો માણુસ હશે, તે તો ભોંયરામાં હો કે ભરી બજારમાં હો, માણુસો દેખો યા ન દેખો, પણ તે ખરી રીતે જ વર્તશે. એક છોકરાને કોઇએ પૂછ્યું કે, તેં થોડાંઘણાં જમરૂખ લઇને ગજવામાં કેમ ન મૂક્યાં ? તે ઠેકાણે કોઇ જોવાવાળું તો હતું નહિ. તેણે જવાબ દીધો કે, હા, હા, ત્યાં એક જણ જુએ એમ હતું. હું મારી જાતે જોવાવાળો હતો તે ! અને મારે હાથે ભૂંડું કામ થતું જોવાને મારો વિચાર નથી. આ છોકરો તે ખરો કેળવાએલો જાણુવો. આ એક સાદો પણ જુગતે જુગતો દાખલો છે. તે ઉપરથી સમજવું કે આપણી વર્તણુક ઉપર વિવેક–બુદ્ધિનો અમલ રાખવો; અને તેને જ આપણો ઉમદા રક્ષક જાણુવો. આપણી જીંદગી ઉપર–આપણા કારવ્યવહારમાં તે માત્ર નહિ જેવી, મંદ સત્તા વાપરે એમ ન થવું જોઈએ; પણ તે જ આપણુને દોરવે; અને તેને જ પૂછીને આપણે કામકાજ અને વાતચીત કરવી જોઇએ. જ્યારે વિવેક–બુદ્ધિ

પોતાનો રાજ્યદંડ બરાબર વાપરેછે, ત્યારે આપણી વર્તણુક ઘડીએ ઘડીએ અને ક્ષણે ક્ષણે ઘડાતી જાયછે; અને પછી તેમાં એવું કૌવત આવતું જાયછે કે તેની સારી અસર આપણી ચાલ ઉપર થયા વિના રહેતી નથી. વિવેક—બુદ્ધિને એપ્રમાણે જો સત્તા ન આપીએ, તો આપણી વર્તણુકનું બીજા કોઇથી રક્ષણ થઈ શકતું નથી; અને પછી, ગમે તે લાલચ આવીને ઉભી રહી કે તેને આપણાથી વશ થઇ જવાયછે; અને એપ્રમાણે જેમ જેમ આપણે પરવશ અને પરાધીન થતા જઇએ, તેમ તેમ આપણાથી નીચ અને ભૂંડાં કામ થયા વિના રહેશે નહિ; અને તે થવાની સાથે આપણે આપણી મેળે જ આપણી જાતને અધમ કરીએ છીએ. તે દુષ્ટ કાર્ય પાર પડયું કે નહિ, છાનું રહ્યું કે ચાહન થયું, તેની કાંઇ પરવા નથી; એ ભૂંડા કામનો કરનાર માણસ આગળ જે હતો, તે હવે ન હોય; તે હવે બીજે જ રૂપે દેખાયછે. તેને પોતાને જ હવે તેના ભૂંડા કામને માટે મનમાં બેચેની પેદા થાયછે. તે પોતાની જ જાતને હલકી અને તુચ્છ ગણવા માંડેછે. તેની વિવેક—બુદ્ધિ તેને અંદરથી ચાબખા મારેછે. એવાં દુઃખ દુષ્ટ કામના કરનારને ભોગવવાં જ પડેછે.

અને આ ઠેકાણે હવે અમારે કહેવું જોઈએ કે, સારી ટેવો પાડવાથી આપણી વર્તણુક કૌવતદાર થાયછે, અને તેને પુષ્ટિ મળેછે. ટેવ પડી ગયા પછી માણસને તે પ્રકૃતિરૂપ થઇ જાયછે; અને માણસ—જાત અનેક ટેવોનો સંગ્રહ છે, એમ કહેવાયછે, તે ખરૂં છે. મેટાસ્ટાસીઓ કહે છે કે, જે કામ આપણે એક વાર કર્યું હશે, તે આપણાથી ફરી થશે; અને જે વિચાર આપણા મનમાં એક વાર આવ્યો હશે, તે વળી ફરી આવશે; તેથી મારો તો એવો સિદ્ધાંત છે કે, માણસમાં સઘળું ટેવથી જ આવેછે. સદ્‌ગુણ પણ ટેવે કરીને માણસમાં જડાઈ જાયછે. બટ્‌લરે એનાલૉજી નામનો ગ્રંથ લખ્યો છે. તેમાં તે જણાવેછે કે, મન તથા ઇંદ્રિયોને સંભાળથી કબજામાં રાખવાં, અને લાલચની સામા દઢતાથી ટક્કર લેવી, એ બહુ અગત્યની વાત છે; કેમકે તેમ કરવાથી આપણને સદ્‌ગુણી થવાની ટેવ પડેછે, અને આખરે પાપકર્મ કરવાના કરતાં સારૂં કામ કરવાનું સહેલું થઇ પડેછે. તે કહેછે કે, જેમ બહારનાં કામકાજ હમેશાં કરવાથી શરીરને તથા અવયવોને અમુક જાતની ટેવો પડી જાયછે; તેમ જ તાબેદારી, સાચવટ, વાજબીપણું, અને દાનદયાના નિયમો ઉપર મનને ચાલવાની ટેવ પડી જાયછે; તેનું કારણ કે મનને એવાં કામ કરવાં પડેછે, અથવા એવાં કામને અનુસરીને તેને ચાલવું પડેછે. બાળકોને આપવાની કેળવણીની અને તેમના આગળ રૂડા દાખલા મૂકવાની સંપૂર્ણ આવશ્યકતા છે, તેમ બતાવવા લૉર્ડ બ્રૂઅમ કહેછે કે, સૃષ્ટિમાં જે ચીજો છે, તથા પ્રાણીઓ છે, તે ટેવને અધીન છે. હું પણ ટેવ ઉપર જ ભરોસો રાખુંછું. દેશ—સંરક્ષણના કાયદા બાંધનાર તથા મનુષ્ય—જાતને કેળવણી આપનાર મહેતાજી પણ સઘળા જમાનામાં ટેવ ઉપર મોટો આધાર રાખતા આવ્યા છે. ટેવ એક એવો ગુણ છે કે, તેથી હરેક કામ સહેલું થઇ જાયછે; અને જે રસ્તે રહીને આપણને અમુક કામ કરવાની આદત પડી ગઇ હોય; અને પછી તે રસ્તો છોડીને બીજી રીતે કરવા

જઇશું, તો જે રીતે કામ કરવાની ટેવ પડી હોયછે, તે ટેવ નવી રીતની આડે અડચણો લાવીને નાખેછે; જેમકે આહાર–વિહારમાં નિયમિત રહેવાની તમે જો એક વાર ટેવ પાડશો, તો પછી અકરાંતીઆ થઇને ખાવાને, અથવા છાકટા થઈને પડવા તમને તિરસ્કાર આવશે. દુનિયામાં દીર્ઘદૃષ્ટિથી અને શાણપણથી ચાલવાની તમે ટેવ રાખશો, તો પછી બેપરવાઈ અને લફંગાઇથી ચાલવા જતાં તમને ત્રાસ છૂટશે; અને જે જે નિયમો ઉપર તમે તમારી જીંદગીની ચાલ ચલાવતા હશો, તે સઘળા નિયમોને મોટો આચકો લાગશે. તેથી જ કોઈ પણ બૂરી ખસલતમાં ધસી પડતા પહેલાં અત્યંત સંભાળ અને ચોકશી રાખીને ચાલવાનો જરૂર ઉઘાડી જ છે; કારણકે આપણા સદ્વર્તનરૂપ કિલ્લામાં જો એક પણ ઠેકાણેથી ભગંદર પડ્યું, તો પછી, તે જગા પૂરેપૂરી સંભાળવી જોઈએ; અને એક વાર બાકોરૂં પડયા પછી તમે ભલે પાછું ચણતર ચણીને બંધ કરી લો; તોપણ જે કિલ્લામાંથી એક કાંકરી મૂળથી જ ન ખસી હોય, તેની મજબૂતીની તોલે પેલો સમરાવેલો કિલ્લો આવશે નહિ. (આખા હકબંધ અંગરખામાં અને થીગડાવાળા અંગરખામાં જેટલો ફેર છે, તેટલો મૂળથી જ સદાચરણી અને ફરીથી ઠેકાણે આવેલા માણસ વચ્ચે અંતર છે.) રશિયાનો એક ગ્રંથકર્તા સુંદર શબ્દો વાપરીને લખેછે કે, માણસમાં ટેવનો સંગ્રહ એ મોતીની માળા જેવો છે. જો માળાની ગાંઠ છૂટી જાય, તો બધાં મોતી વેરાઈ જશે; તેમ જ સુટેવરૂપી માળા વિષે સમજવું.

ગમે તે ઠેકાણેથી ટેવ પડી, તે અનાયાસે પોતાની મેળે પોતાનું કામ કરે જાયછે. તેણે તમારા બદનમાં કેટલાં ઊંડાં મૂળ ઘાલ્યાં છે, તે તો તમે તેને તરછોડવા જાઓ ત્યારે જ ખબર પડે. તમે એકાદ વાર એક કામ કર્યું; અને ફરી પાછું તેનું તે કરો, એટલે પછી તે કરવાનું સરળ અને સહેલું થઇ જાયછે; એટલું જ નહિ, પણ તે કામ કરવાની મનની વૃત્તિ પણ તત્પર થઇ રહેછે. નવી પાડેલી ટેવમાં તો એક કરોળીઆના કાગળવા પડ જેટલું પણ જોર હોતું નથી; પણ ટેવ બંધાઇ ગયા પછી, તે આપણને લોઢાની સાંકળની પેઠે સકડી લેછે. જેમ બરફ કટકે કટકે, રૂનાં ગાભલાંની પેઠે હલકા ફૂલ જેવો થોડો થોડો પડેછે; પણ તે એકઠો થતાં થતાં મોટા ડુંગરનું રૂપ ધારણ કરેછે; તેવી જ રીતે આપણી જીંદગીના ઝીણા ઝીણા બનાવોને પૃથક્ પૃથક્ તપાસતાં તે નમાલા લાગેછે; પણ સમગ્ર એકઠા થતાં, તે જબરૂં રૂપ બતાવેછે.

પોતે પોતાની જાતને માનથી ગણવી એટલે ટેક રાખવો; પોતે પોતાની જાત ઉપર જ આધાર રાખવો એટલે સ્વાશ્રય સંપાદન કરવો; ખંત, ઉદ્યોગ અને સાચવટ, એ સઘળા ગુણો ટેવ પાડવાથી આવેછે; કંઇ મનના માન્યા આવી જતા નથી. સદ્‌ગુણના તથા નીતિના નિયમો, આપણે જે નામથી તે ઓળખીએ છીએ, તે બધાં જૂદી જૂદી ટેવોનાં જ નામ જાણવાં; કારણકે સદ્‌ગુણોને જે

સંજ્ઞા આપવામાં આવેછે, અને નીતિના નિયમોનાં જે નામ પાડવામાં આવેછે, તે તો માત્ર શબ્દો જ છે; અને ટેવો તો પંડે વસ્તુઓ છે; જો બદખસલતોના દોરને આપણે તાબે થયા, તો તેઓ આપણા ઉપર જુલમગારની મુખ્ત્યારી ભોગવીને આપણને તેના ગુલામ બનાવેછે; જો નેક ખસલતો આપણે હાંસલ કરી હોય, તો તેઓ આપણને કલ્યાણકારક અને સુખદાયક થઇ પડેછે. આપણે બાલ્યાવસ્થામાંથી જેમ જેમ મોટા થતા જઇએ છીએ, તેમ તેમ આપણી સ્વાભાવિક ચપળતા અને આપણું ભિન્ન સ્વત્વ ટેવમાં શોષાઇ જાયછે. ટેવોનું પ્રાધાન્ય થવાથી આપણાં સઘળાં કૃત્ય, સંચિત કર્મનાં ફળ હોય, તેમ થઈ પડેછે; અને જે જે ટેવો આપણે ગ્રહણ કરી લીધી હોય, તે પછી લોઢાની સાંકળના બળથી આપણને બાંધી લેછે.

નાનાં બાળકોને સુટેવો પાડવાની કેળવણી આપવી, એની જરૂર વિષે જેટલું કહીએ, તેટલું થોડું છે. **'કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે'.** નાનાં છોકરાંને જેવી ટેવ પાડીએ, તે પડતાં વાર લાગતી નથી; અને તેમને એક વાર જે ટેવ પડી, તે બધી જીવત–જાગતની જાણી લેવી. જેમ એક ઉગતા ઝાડ ઉપર આપણે હરફો કોતરીએ, તે ઝાડ મોટું થતું જાય, તેમ તે મોટા થતા જાયછે અને ફેલાતા જાયછે, તેમ જ નાનાં છોકરાંના હૃદય ઉપર ટેવની જે છાપ મારી, તે તેમની ઉમર સાથે મોટી થઇને ફેલાતી જાયછે. કયે રસ્તે ચાલવું, તે બાબત કોઇ છોકરાને નાનપણથી જ ટેવ પાડશો, તો મોટો થયા પછી પણ દીઠેલો રસ્તો મૂકીને તે આડે, અજાણ્યે રસ્તે જનાર નથી. **આરંભ એ અન્તનો સૂચક છે.** જીંદગીરૂપી મુસાફરીમાં તમારી પહેલી કૂચ ઉપરથી જ તમારી મુસાફરીની દિશા અને ઠામ ઠેકાણું જણાઇ આવેછે. પહેલું ડગલું ભરતાની સાથે જ તમે કયે માર્ગે જશો, તે જણાઇ જાયછે. લૉર્ડ કૉલિંગ્વુડ એક જુવાન માણસ ઉપર બહુ મમતા રાખતો હતો; તેને એણે કહ્યું કે, ખૂબ યાદ રાખવું, કે તું પચીશ વરસનો થાય, તે પહેલાં તારે તારૂં સદ્વર્તન જગત્‌માં એવું સિદ્ધ કરી દેવું કે, તે તને જીવે—જાગે ત્યાં સુધી કામ લાગે. જેમ ઉમર થતી જાયછે, તેમ ટેવ મજબૂતી પકડતી જાયછે; અને ચાલ બંધાતી જાયછે; તે પછી કોઈ પણ નવો રસ્તો પકડવા જાય, તો તે કઠણ કામ થઇ પડેછે. જેમ શીખ્યું અણશીખ્યું કરવા કરતાં કેવળ નવું શીખવું સહેલું થઈ પડેછે; તેમ જ પાડેલી ટેવને ટાળવાના કરતાં નવી ટેવ પાડવી એ સહેલી વાત છે. કવિ દલપતરામે કહ્યું છે કે, **'પડી ટેવ, તે તો ટળે કેમ ટાળી.'** એ જ કારણથી જે ઉમેદવારો કાચા ગુરુને મૂકીને પેલા ગ્રીક પાવો વગાડનાર પાસે શીખવાને આવતા, તેમની પાસેથી કેવળ નવા શીખાઉ શાગિર્દોના કરતાં તે બમણી રકમ લેતો, તે ખોટું નહિ કહેવાય. એક સાજાસમા દાંતને મ્હોંમાંથી ખેંચી કઢાવતાં જે વ્યથા થાયછે, તેના કરતાં એક જૂની, ઘણી

મુદ્દતથી પડેલી ટેવને મૂળમાંથી કાઢી નાખતાં કોઇ કોઇ વેળા વધારે દુઃખ થાયછે; અને ઘણી જ મુશ્કેલી પડેછે. આ વાતનો અનુભવ કરવો હોય, તો જે માણસને એદી થઇને પડી રહેવાની આદત પડી હોય, તેને અથવા કોઈ ખરચાળ અને ઉડાઉ માણસને અથવા પીને છાકટો થઇને પડી રહેછે, તેને સુધારીને ઠેકાણે લાવવાની મહેનત કરી જુઓ; એટલે જણાશે કે ઘણી બાબતોમાં તો તમારી માથાકૂટ મિથ્યા જશે; તેનું કારણ એ છે કે, ઉપર જણાવેલા દરેક શખ્સમાં તેની ટેવ તેને રૂંએ રૂંએ પ્રસરી ગઇ છે, અને તેના બધા શરીરમાં વ્યાપ્ત થઇ ગઇ છે. તે ટેવ તેના પંચ મહાભૂતનું એક અંતરંગ બની જવાથી, ઉખાડી ઉખડતી નથી. તેથી મિ. લિંચ કહેછે કે, સઘળી ટેવોમાં સૌથી સારી ટેવ તો તે જ કે, સારી સારી ટેવો પાડતી વખત ખૂબ સંભાળથી વર્તવાની ટેવ પાડવી.

સુખ જેવી વસ્તુ પણ ટેવે કરીને આણી અણાયછે. કેટલાએકને હરેક કામ કે વસ્તુની ચળકતી અને સુખદ બાજુ તર્ફ જોવાની ટેવ હોયછે; અને કેટલાએકને કાળી તથા દુઃખદ બાજુના જ વિચાર આણવાની ટેવ હોયછે. ડૉકટર જૉન્સન જેવા પંડિતે કહ્યું છે કે, દશ હજાર રૂપિયાની વાર્ષિક આમદાની કરતાં, હરેક કામ બાબત ખુશનુમા વિચાર કરવા, અને આશા ઉમંગની જ બાજુ નિહાળ્યા કરવી, એ વધારે સારૂં છે. આપણા ઇચ્છા-બળને આપણે ચાહીએ તે રસ્તે દોરવવાને આપણામાં ઘણે દરજ્જે શક્તિ રહેલી છે; માટે દુઃખદાયક, અને પતિત બનવાના ભૂંડા વિચારો કરવાના કરતાં અને તેવા પદાર્થો ઉપર ચિત્ત ચોંટાડવાના કરતાં જે પદાર્થોમાંથી આપણને સુખ મળે, અને આપણે સુધરીએ, એવા પદાર્થો ઉપર આપણે આપણા મનને વાળવું જોઇએ. આ પ્રમાણે ચાલવાથી, બીજી ટેવો પાડવાની મહેનત કરીએ તો પડેછે, તેવી જ રીતે સુખ ભરેલા વિચારો કરવાની ટેવ પાડી હોય, તો તે પણ પડે. તેથી કરીને સ્ત્રી પુરુષોને ઘણું જ્ઞાન આપીને તેમને વિદ્વાન કરવાં, અને તેમને ચિત્ર, શિલ્પ, સંગીતાદિ કળામાં સંપૂર્ણ કરવાં, તે જેટલું જરૂરનું છે; તેના કરતાં તેઓ સદા સુખ જ ભોગવે, એવી તેમની પ્રકૃતિ ઘડવી, તેમને ખુશ મિઝાજમાં રહેવાની ટેવ પાડવી, અને તેમની મનોવૃત્તિ હમેશાં સુખમય રહે તેવાં તેમને કરવાં, તે ઘણી વાતે વધારે અગત્યની વાત છે.

જેમ ઘરના છાપરાના છિદ્રોમાંથી દિવસ ઉગ્યો છે કે નહિ, તે જણાયછે તેવી જ રીતે નાની નાની ચીજો ઉપરથી માણસનાં ચાલચલણ જણાઇ આવેછે. નાનાં નાનાં કામો સારી રીતે, પ્રામાણિકપણાથી કરવાં, તેનું નામ જ સદ્વર્તન. આપણી જીંદગીનાં રોજેરોજનાં કામકાજ ઉપરથી આપણી વર્તણુક બંધાયછે; અને જે ટેવોના સમુદાયથી વર્તણુક થએલી છે, તે રોજના કામકાજથી કસાયછે, અને મજબૂત થતી જાયછે. આપણે બીજા માણસો સાથે કેવી રીતે ચાલીએ છીએ, તે ઉપરથી આપણી વર્તણુકની મોટામાં મોટી કસોટી થાયછે. આપણાથી

મોટા હોય તેમની સાથે, અથવા આપણા ઉપરીઓની સાથે; તેમ જ આપણાથી નાના હોય કાં આપણા તાબેદાર હોય, તેમની સાથે; અને આપણા ભાઇબંધ અને બરોબરીઆ સાથે રૂડી રીતની સુંદર વર્તણુક સદા સુખનું મૂળ છે. એવી ચાલથી બીજા માણસો પણ ખુશી થાયછે, કારણકે તેઓ જાણે છે કે એવો માણસ અમારૂં કદી માન ખંડન કરનાર નથી; પણ આપણને તો એથી દશ ગણો આનંદ થાયછે. જેમ બીજી બધી બાબતમાં દરેક માણસ પોતાની જાતને કેળવણી આપી શકેછે; તેમ જ સદ્વર્તન અને વિવેકની બાબતમાં પણ તે ઘણે દરજ્જે પોતાની મેળે જ શીખી શકે. આપણા ગજવામાં સમ ખાવાને એક પાઇ પણ ન હોય, તેથી શું થયું? જો આપણે મન કરીએ, તો સૌ સાથે વિવેકી અને માયાળુ થવાય. જેમ દિવસના અજવાળાથી બધી સૃષ્ટિ રંગદાર થઇ રહેછે, તેમ જ નરમાશનો ગુણ આખા જનમંડળને તેજોમય કરી મૂકે છે. બૂમો અને બરાડા પાડીને બળાત્કાર વાપરવાથી જેવું કામ થાયછે, તેના કરતાં નરમાશની સત્તા વધુ ચાલેછે; અને તે વધારે ફળદાયક થઇ પડેછે. વસંત ખીલવા માડેછે, ત્યારે નાનામાં નાના ફૂલનો છોડ ભોંયમાંથી ઉગીને બહાર નીકળવાના સાદા અને આગ્રહી પ્રયત્નથી મટોડાના ઢેફાને ઉથલાવી નાખેછે, તેવી જ રીતે નરમાશ મૂગે મોઢે ખંત રાખીને પોતાની મેળે આગળ ચાલતી જ જાયછે.

આપણો હેતાળ ચહેરો જોવાથી જ સામા માણસોને આનંદ થાયછે, અને તેમને સુખ મળેછે. બ્રાઇટનવાસી રૉબર્ટસનના કાગળો પ્રકટ થયા છે. તેના એક કાગળમાં તેણે લખ્યું છે કે, એક બાઇએ મારા આગળ એવી વાત કરી કે, તમે એક વાર રવિવારને દિવસે દેવલમાંથી ઘેર જતા હશો. તેવામાં ચાલતાં ચાલતાં એક ગરીબ છોકરીના ઉપર તમે વહાલથી જોયું; તેથી તેને બહુ હરખ થયો અને તેની આંખમાંથી ઉપકારનાં આંસુ વહેવા લાગ્યાં, તે મેં મારી નજરે જોયું હતું. મેં વિચાર્યું કે, આ ઉપરથી કેટલી બધી શીખામણ લેવાની છે. સામાને સુખી કરવા, એ કેવું સહેલું છે. ઈશ્વરના દૂત જે રૂડાં કામ કરેછે, તેવાં કામ કરવાને આપણને તકપર તક મળતા છતાં તે જવા દઇએ છીએ! એ બાઇએ મારી વાત મને કહી દેખાડી, તેથી મને સાંભરી આવ્યું કે, હું તે વખત દલગીરી ભરેલા વિચારોમાં લીન થઈ ગયો હતો; અને ચાલતાં ચાલતાં મેં એક છોકરી ઉપર વહાલથી જોયું; પછી તે વાત મારા મનમાંથી તરત નીકળી ગઇ; પણ તેથી એક મનુષ્ય–જીવને એક કલાક સુધી આનંદ રહ્યો અને કેટલાએક વખત સુધી તેના હૃદયમાંથી જીંદગીનો બોજો ઓછો થયો.

રૂડી નીતિ અને રૂડી રીતિ આપણી જીંદગીનું નૂર છે. તેઓ ન્યાયનાં મોટાં પુસ્તકો કરતાં વધારે જરૂરની બાબત છે; કારણકે ન્યાયનું બીજ તેમાંથી જ ફૂટેછે. ન્યાયશાસ્ત્રના નિયમો તો આપણને સહેજસાજ જરાતરા અડે કે ન અડે; પણ

માણસની રીતભાત તો આપણી આસપાસ ચોમેર પ્રસરી રહેછે; અને જેમ હવાથી બધું જગત વ્યાપ્ત છે, તેવી જ રીતે રૂડી નીતિ–રીતિથી પણ આખો જનસમૂહ વ્યાપ્ત થઇ રહેછે. માણસ માણસ પ્રત્યે રૂડી રીતભાત હોવી જોઈએ, એટલે તે સદ્દ્વર્તન જ સમજવું; એમાં કાંઇ ન્યૂનાધિક ન જાણવું. વિવેક અને માયાળુપણાનો તેમાં સમાસ થાયછે. માણસ માણસમાં પરસ્પર હિતકારક અને ખુશકારક અનેક પ્રકારના વ્યવહાર ચાલેછે, તેમાં પરોપકાર–બુદ્ધિનું–એક બીજાનું સારૂં કરવાનું પ્રાધાન્ય હોવું જોઈએ. લેડી મૉંટેઇગ કહેછે કે, વિવેક રાખવાથી આપણને કંઇ બેસતું નથી; અને વિવેકથી જે જોઇએ તે મળી આવેછે. સઘળી ચીજોમાં માયાળુ-પણું સસ્તું છે. સૌ સાથે માયાળુ થઇને ચાલવાથી આપણને જરા પણ મહેનત પડતી નથી અથવા કંઇ પણ ખરચ કરવો પડતો નથી. બર્લેએ રાણી એલિઝા-બેથને કહ્યું કે, સૌનાં મન હરી લો; અને તેથી સૌ માણસોનાં મન તથા તેની સાથે ધન તમારી આગળ આવીને હાજર થશે. જો આપણે આપણી મેળે માયાળુ દિલથી વર્તીએ; તેમાં ઢોંગધતૂર અને ખળકપટને આવવા ન દઇએ, તો સૌ લોકો ખુશ-મિઝાજી અને સુખી જ જોવામાં આવશે; અને એવો ભલો સ્વભાવ રાખવાના ફાયદા ગણવા બેસીએ, તો ગણાય તેમ નથી. વિવેકની ઝીણી ઝીણી બાબતો તપાસવા જઈએ, તો તે પૃથક્ પૃથક્ બહુ માલવાળી માલમ પડશે નહિ; પણ તેવી નાની નાની વિવેકની વાતો વારંવાર આચરવાથી અને તે બધાનો એકંદર સમૂહ થતાં તેઓ અગત્યની થઇ પડેછે. રોજ રોજ જે થોડી થોડી મિનિટો બચે, તે કામમાં લેવાથી વરસ આખરે કે જીંદગી આખરે કેવાં ભારે ફળ મળેછે, તેમ જ રોજ રોજ બબ્બે ત્રણ ત્રણ આના બચાવવામાં આવે, તો તે પણ ઉપર જણાવેલી મુદ્દતે કેવી મોટી રકમ થઇ પડેછે, તે બધે કહેવતરૂપ મશહૂર છે. એવી જ રીતે વિવેકની ઝીણી ઝીણી વાતોનું એકંદર થતાં મહાભારત અસર થાયછે.

વિવેક કામને દીપાવી આપેછે. માયાળુ બોલ બોલીએ અથવા કોઇનું ભલ-પણથી કામ કરીએ, પણ તે બોલ બોલવાની અને કામ કરવાની બરાબર રીત આવડતી હોય, તો તે બોલ તથા કામની કીમત ઘણી વધી જાયછે; કોઇનું કામ કરવું તો હોય જ, પણ મનમાં આંટી, અભાવ કે અદેખાઇ રાખીને કર્યું, અથવા મોટી મહેરબાની કરેછે, એમ દેખાડીને કર્યું, તો તેનું મૂલ ઘટી જાયછે; તેનો કોઇ ગુણ પાડ માનતું નથી. તથાપિ, કેટલાએક માણસો તો એવા હોયછે કે, તેઓ તેમની તુંદાઇમાં જ મોટાઇ માનેછે. તેમનામાં ભલે સદ્દગુણ અને સારી શકિત હશે; પણ તેમની રીતભાત ઘણી વાર એવી અજબ હોયછે કે તે સામા ધણીથી વેઠાય જ નહિ. કદાચ્ કોઇ માણસ તમારૂં મોઢું પકડીને તમને તમાચો નહિ મારે, તેટલાથી જ તે શું સારો કહેવાય? તે તમને દુઃખ લાગે એવું વારે ઘડીએ તમને કહ્યા કરતો હોય; અને તમારા મનને વસમાં લાગે, એવાં તે તમને હરઘડી મેણાં મારતો હોય;

તો તેવા માણસ ઉપર તમને શી રીતે પ્રેમ આવશે? વળી, બીજા કેટલાએક એવા હોયછે કે, તેઓ એવી રીતે આપણા ઉપર પોતાની મહેરબાની બતાવવા જાયછે કે, તે જોઈને આપણને કંટાળો આવે. તેઓ વારે ઘડીએ પોતે મોટા છે, એમ તમને દેખાડ્યા વિના તેમનાથી રહેવાતું નથી. ( એવા એક માણસની વાત અમે નીચે આપીએ છીએ.) લંડનના બાર્થોલોમીઅ–દવાખાનાના વૈદ્યની જગા મેળવવાને આબર્નેથી પોતાના તર્ફ મત મેળવવાની મહેનત કરતો હતો, તેવામાં તે એક એવા માણસની પાસે ગયો. તે એક મોટો પૈસાદાર ગાંધી હતો; અને એ દવાખાનાના એક ઉપરી તરીકે પણ કામ કરતો હતો. તે એક મોટા મેજની પાછળ બેઠો હતો. એ મોટા માણસે પેલા મોટા વૈદને દુકાનમાં પેસતો જોઇને તરત જ અભિમાનનું મોટું ડોળ પકડ્યું; કેમકે તેણે તેના મન સાથે જાણ્યું કે, આ વૈદ મારો મત મેળવવાની અરજ કરવાને આવ્યો છે. તે નરતી બોલ્યો, કેમ વારૂ, તમારી જીંદગીમાં આ એક મોટી અણીનો વખત છે. તેને માટે મારૂં મત મેળવવાને તમે આવ્યા હશો, એમ હું ધારૂંછું. આબર્નેથી દંભને ધિક્કારતો હતો; અને આ પૈસાદાર ઢીંગ-તોળુની બોલવાની દીમાખ ભરેલી ઢબથી તેને ઝાંજ ચઢી; તેથી તે બોલી ઉઠયો કે, ના, ના, મારે તમારો મતબત જોઈતો નથી; મારે તો એક પૈસાનાં સૂકાં અંજીર જોઇએ છે; તે, ચાલો, ઝટ બાંધી આપો. મારે ઉતાવળનું કામ છે.

જે માણસોને બીજા માણસો સાથે વેપાર ધંધાને સંબંધે મળવું હળવું પડેછે, તેમને વિવેકની કેળવણીની બહુ જરૂર પડેછે; પણ જો તે હદ મૂકીને આગળ વધે, તો તે માણસ દાંભિક અને મૂર્ખ દેખાયછે. જે માણસ કોઇ ઊંચા દરજ્જા ઉપર હોય, અને તેને ઘણાં માણસો સાથે કામ પડતું હોય, તો તેનામાં મિલનસાર સ્વભાવ અને વિવેક અવશ્ય કરીને જોઈએ; અને તેથી જ તેની વાહ વાહ થાયછે; પણ જો એવા ઊંચી પદવીના માણસમાં એ ગુણોની ખામી હશે, તો તે તેના કામમાં ઘણો ઉદ્યોગી છતાં, તેને જશ મળવાનો નથી; તે પ્રામાણિક છતાં, તેનાં વખાણ થવાનાં નહિ; અને તેની નિખાલસ રહેણી છતાં, તેને કંઈ લાભ થવાનો નહિ. એ તો ખરી વાત છે કે, કેટલાએક એવા સહનશીલ અને સાધ્ય મનના માણસો હોયછે કે, તેઓ સામા ધણીમાં જે ખરેખર સંગીન સદ્ગુણો હોયછે, તે ઉપર જ તેઓ નજર રાખેછે; અને તેમના વિવેકની ખામી કે તોછડી રીતભાત ઉપર દરગુજર કરેછે; પણ બધી દુનિયા કંઇ એવી ક્ષમાયુકત ગુણવાળી હોતી નથી. તે તો માણસની બહારની રીતભાત જોઇને પોતાનો મત બાંધીને તેના ઉપર ભાવ કે અભાવ બતાવેછે.

બીજા માણસોના વિચારને માન આપવું, એ વળી સભ્યતા બતાવવાની એક બીજી રીત છે. જે મતાભિમાની હોયછે, તેઓ પૂરેપૂરા પતરાજી અને ઢોંગના નમુના છે, એમ કહેવાયછે; અને ખરેખર જયારે મતાભિમાન વધી જાયછે, ત્યારે

તે મમત અને મિથ્યાભિમાનનું રૂપ ધારણ કરેછે. માણસો પોત પોતાના વિચારમાં ભલે એક બીજાથી જૂદા પડે; પણ તેમણે ક્ષમા આપવાના અને ખામોશ ખાવાના ગુણ ગ્રહણ કરવા જોઇએ. પોતપોતાના વિચાર અને સિદ્ધાંતોને સૌ સાથે સંપૂર્ણ મીઠાશ રાખતા છતાં વળગી રહેવું હોય, તો વળગી રહેવાય; તેમાં કઠણ અને આકરાં વેણ કાઢવાની કે તરવારો ઉછાળવાની જરૂર રહેતી નથી; અને એવા પણ પ્રસંગો બનેછે, જેમાં વેણના ઘા તરવારના ઘા જેવા થઇ પડેછે; અને તરવારના ઘા રૂઝાય પણ વેણના ઘા રૂઝાતા નથી. આ વિષયને લાગુ પડે એવું એક નાનું અને સુબોધકારક દૃષ્ટાંત વેલ્સ પ્રાંતના સીમાડા ઉપર 'ધર્મ-પ્રચારક ઐક્ય' નામની મંડળી તર્ફથી એક પ્રવાસી પાદરીએ કેટલીએક મુદ્દત ઉપર કહી સંભળાવ્યું હતું, તેનો અમે નીચે ઉતારો કરી લઇએ છીએ. તે કહેછે કે, હું પેલા સામેના ડુંગર ભણી સવારમાં વહેલો ઉઠીને ધુમર વરસતા છતાં ચાલ્યો જતો હતો; તેવામાં તે પહાડને પડખે મેં કંઈક હાલતું દીઠું. તે એવું અજાએબ જેવું દેખાતું હતું કે મેં જાણ્યું કે એ રાક્ષસ હશે. હું છેટે હતો, તે પાસે જવા લાગ્યો, ત્યારે તો તે માણસ છે, એમ નક્કી થયું. વળી હું તેની છેક પાસે જઇ પહોંચ્યો, ત્યારે તો તે મારો ભાઇ નીકળ્યો.

પ્રેમાળ અંતઃકરણ અને માયાળુ મનોવૃત્તિમાંથી જે સ્વાભાવિક વિવેક નીકળેછે, તે કંઇ અમીર વર્ગનાં કે પદવીવાળાં માણસોની જ પાસેથી નીકળેછે, એમ સમજવું નહિ. જે સૂતાર પાટલી ઘડવાની મજુરી કરેછે, તે તેમ જ પાદરી અને અમીર, સર્વે ચાહે તો એવા વિવેકી થઇ શકેછે. જે માણસો મહેનત મજુરી કરીને પોતાનું પેટ ભરેછે, તેઓ આ વિવેકની બાબતમાં અવશ્ય કરીને ખામીવાળા અને તોછડા હોય જ, એમ કંઈ નથી. યુરોપખંડના ઘણા દેશોમાં બધી કોમના લોકો તેમના વિવેક અને સુઘડતાને માટે પ્રસિદ્ધ છે. એ ગુણો આપણે મેળવવાની મહેનત કરીએ, તો તે આપણને પણ સાંપડે જ; અને બેશક કેળવણી પ્રતિદિવસ વધતી જાયછે, અને દેશ પરદેશના માણસોનો નાતા વ્યવહાર પણ વધતો જાયછે, એટલે સૌજન્ય અને સભ્યતાના ગુણો પણ આપણી બધી કોમમાં પ્રસરશે જ; તેમાં સંભાળવાનું માત્ર એટલું જ છે કે, ખરી મર્દાઇના જે ગુણો આપણામાં ચુસ્ત થઇને રહેલા છે, તે એથી કરીને ડગવા ન જોઇએ. મોટું મન એ કુદરતની મોટામાં મોટી બક્ષીશ છે. ઊંચામાં ઊંચે દરજ્જે બેસનાર અમલદારથી તે હલકામાં હલકી સ્થિતિના માણસ સુધીમાં—ગર્ભશ્રીમંત ગૃહસ્થથી માંડીને તે છેક કંગાલ મુફલસ આદમી સુધીમાં તે પોતાની બક્ષીશ આપવાને કોઇને ના કહેતી નથી; જેની મરજી પડે, તે એ હાંસલ કરી શકે એમ છે. આજ સુધીમાં જે ખરા ગૃહસ્થ કે સજ્જન થઇ ગયા છે, તે બધા જ મોટા મનવાળા હતા. સૌજન્યનો સુંદર ગુણ ઝરીદાર પોશાકવાળા અમીરોમાં હોઈ શકે તેમ જ ધાબળાના અને ડોટીના ડગલાવાળા ગામડીઆમાં પણ હોઇ

શકે. **એડિનબરાના એક જુવાન અમીરની સાથે કવિ રૉબર્ટ બર્ન્સ** ચાલતો હતો, તેવામાં એક ભલા દિલનો પટેલીઓ તેને ઓળખતો હતો, તે એક ખુલ્લા મ્હોલ્લામાં મળ્યો, એટલે તેની સાથે તેને સલામ વ્યવહાર થયો. તે જોઇને પેલો અમીર બર્ન્સ કવિનો વાંક કાઢીને તેને ઠપકો દેવા લાગ્યો, કે એવા હળખેડુ સાથે ઓળખાણ અને સલામ કેવી હોય? કવિએ ઉત્તર આપ્યો કે, વાહ, તું તો અજબ લહેરી દેખાયછે! તે બાપડાનો લાંબો મોટો ઝભ્ભો, માથે મુગટ જેવી ટોપી અને તેની ટૂંકી ઘૂંટણ લગીની સાંકડી ઇજારની સાથે કંઇ મેં વાત કરી નથી; તેણે ગમે તેવાં લૂગડાં પહેર્યાં હતાં, પણ એ માણસ કોણ હતો, તે તું જાણેછે? જયારે કોઇ ખરા ગુણની કદર કરવા નીકળશે, તે વખત તું સંભારી રાખજે કે, તારા અને મારા કરતાં, અને આપણા જેવા બીજા દશ કરતાં એ વધારે ગુણવાન અને મૂલવાન ઠરશે. એક બાજુના પલ્લામાં આપણે બધા એ બેસીએ, અને બીજામાં એ બેસે, તો તેમાં આપણો કંઇ પત્તો લાગે, એમ તું તારા મનમાં સમજતો નહિ. બહારનાં લૂગડાંલત્તાં અને દેખાવમાં કેટલીએક વખતે એવી સાદાઇ જોવામાં આવેછે કે, જે માણસોને તેની અંદર મોટું મન અને ભલું અંતઃકરણ રહેલું છે, તેની પરીક્ષા થતી નથી; તેઓ તો તે સાદાઇને હલકાઇ અને નીચપણું ગણી કાઢેછે; પણ જે ખરા દિલથી જોવાવાળા હોયછે, તેઓ તો સદ્ગર્તનના ચિન્હની સહજ પરીક્ષા કરશે.

ઇન્વરનેસશીઅર પરગણાના એક પટેલને બે દીકરા હતા. તેમનાં નામ* **વિલિયમ ગ્રાંટ** અને **ચાર્લ્સ ગ્રાંટ** હતાં. એકાએક રેલ ચઢી આવવાથી તેમનું સર્વસ્વ તણાઇ ગયું. જે જમીન તે બાપડો ખેડતો હતો, તે પણ ધોવાઇ ગઇ. આખી પૃથ્વી તેમની નજર આગળ હતી; તેમાં હવે કયાં જવું, તે તેમની મરજી ઉપર હતું. પટેલ બાપડો પોતાના બે દીકરાને લઇને ધંધો ખોળતો ખોળતો દક્ષિણમાં **લાંકેશીઅર** પરગણાના બ્યુરી ગામની થડમાં આવી પહોંચ્યો. **વૉલ્મ્ઝલીની** પાસે એક ડુંગરની ટોચે ચઢીને તેમની સામા તેમણે મોટો પ્રદેશ જોયો; અને નીચે ખિંડમાં થઇને **અર્વેલ** નદી સર્પાકારે વહેતી તેમણે દીઠી. આ ભાગમાં તેઓ તદ્દન અજાણ્યા પરદેશી હતા; અને કયો રસ્તો પકડવો, તે તેઓ જાણતા ન હતા. પોતાનું જે તે એક નક્કી કરી નાખવાને તેમણે એક લાકડી લીધી; અને તે ઉભી કર્યાં પછી, જેણી ગમ તે પડે, તેણી ગમ જવું, એમ તેમણે ઠરાવ્યું. એપ્રમાણે નિશ્ચય થઇ જતાં, તેઓએ આગળ ચાલવા માંડયું; અને **રામ્સબોથામ** નામનું ગામ બહુ દૂર નહતું, ત્યાં તેઓ આવી પહોંચ્યા. તેમને એક છાપગરની દુકાનમાં ધંધો કરવા રાખ્યા; તેમાં **વિલિયમ** બંધણી કરી આપીને ઉમેદવારી કરવા લાગ્યો. તેમનો મહેનતુ સ્વભાવ, ખાવા-પીવાનો નિયમ અને રજે રજની ચોખવટ જોઈને તેમના ધણીનું તેમના ઉપર મન ચોંટયું. તેઓ મહેનત મજુરીમાં મંડયા જ રહ્યા; અને તેમને ચઢતા ચઢતી નોકરીની જગા મળવા માંડી. છેવટ જતાં એ બે માણસો, પંડે જ

દુકાન ચલાવનારા ધણી થઈ પડયા; અને ઘણાં વરસ સુધી ઉદ્યોગ, સાહસ અને પરમાર્થનાં કામ કર્યાં પછી તેઓ પૈસાદાર થયા; અને જે જે તેમને ઓળખતા, તે સર્વે તેમનો આદર સત્કાર કરવા લાગ્યા અને તેમને માન પ્રતિષ્ઠા આપવા લાગ્યા. તેમનાં લૂગડાં વણવાનાં અને છાપવાનાં કારખાનાંમાં તે ભાગની ઘણી વસતિને ધંધો જડયો. તેમણે એ ઉદ્યોગ અને વેપાર એવા સારા રસ્તા ઉપર ચલાવ્યો કે, એ બધો પ્રાંત આનંદ અને આરોગ્યની લહેરમાં આવ્યો; અને ઉદ્યોગના અવાજથી તથા દ્રવ્યના ખણખણાટથી ગાજી રહેવા લાગ્યો. તેમની પાસે અનરગળ દોલત થઇ પડી. તેમાંથી દરેક સુકાર્યમાં તેઓ ઉદારતાથી રકમબંધ નાણાં ખરચવા લાગ્યા. તેમણે દેવમંદિરો બંધાવવા માંડ્યાં; નિશાળો ઉઘાડવા માંડી; અને પંડે મજુર-વર્ગમાંથી આ ઉંચી સ્થિતિએ પહોંચ્યા હતા, તે લોકોની હાલત સુધરે અને તેઓ સુખી થાય, તેવે હરેક રસ્તે તેમણે નાણાં ખરચવા માંડ્યાં. તેઓ પ્રથમ વૅામ્‌ઝ્લી ગામની પાસે આવ્યા હતા; અને જે દિશામાં લાકડી પડે, તે દિશામાં જે ગામ આવ્યું હોય, ત્યાં જઇને વસવું, એવો તેમણે સંકલ્પ કર્યો હતો. તે શરૂઆતના બનાવની યાદગીરીને માટે તેમણે તે ગામના ડુંગરની ટોચ ઉપર એક ઉંચો મિનારો બંધાવ્યો. એ ગ્રાંટભાઇ-ઓએ અનેક તરેહનાં પરમાર્થનાં કામ કર્યાં અને ઘણી તરેહની ભલાઇનાં કામ કર્યાં, તેથી તેઓ ચારેમેર પ્રસિદ્ધ થયા; અને એવું કહેવાયછે કે, મિ. ડિકન્સે તેની એક કલ્પિત વાર્તામાં ચીરીબલ ભાઇઓનું બયાન કર્યું, તે વેળાએ આ ગ્રાંટભાઇઓ તેના મનમાં હતા. આવી આવી એમને માટે ઘણી વાતો ચાલી રહી છે; તેથી એમ ન સમજવું કે એમની રહેણી-કરણીની વધારે પડતી સ્તુતિ થઇ છે; તેના પુરાવાને માટે અમે એક વાત નીચે ટાંકીએ છીએ. માંચેસ્ટરના એક વખારીઆએ એ ગ્રાંટભાઇઓની પેઢી વિરુદ્ધ એક ઘણું નિંદાખોર અને ગાળગલીચીથી ભરેલું ચોપાનીઉં છપાવ્યું; તેમાં મોટા ભાઇને 'બિલી બટન'નું મશ્કરી ભરેલું અને તોછડું નામ આપીને ખૂબ બનાવ્યો હતો. એ ચોપાનીઆ વિષે કોઈએ વિલિયમ ગ્રાંટને વાત કરી, ત્યારે તે બોલ્યો કે, એ લખનારને કોઈક વેળા પસ્તાવો થશે. એ નિંદાખોર વખારીઆને કાને વિલિયમના ઉપર જણાવેલા બોલ આવ્યા, ત્યારે તે બોલી ઉઠયો કે, 'ઓહો, મારે પસ્તાવો કરવાનો વખત આવશે! એના મનમાં એ એમ સમજતો હશે કે કોઈક દહાડો મારે એની પાસે કરજે નાણાં કાઢવા જવું પડશે. પણ તે બાબત હું જોઇ તપાસીને ચાલીશ.' વખતે એમ બનેછે કે, વેપાર ધંધાવાળાં માણસોને આગળથી ખબર પડતી નથી કે, મારે કોની પાસેથી રકમ ઉપાડવી પડશે; અને એમ બની ગયું કે ગ્રાંટની નિંદા લખનારને દેવાળું કાઢવું પડ્યું. હવે દેવાળું કાઢયા પછી તેને નવેનામે ધંધો કરવા માંડવો હતો; પણ તે બાબતનું ખાત્રી-પત્ર જોઇએ, તેમાં ગ્રાંટભાઇઓની સહી વિના ચાલે તેમ નહતું; તેઓ સહી કરી આપે, તો જ તેનું ખાત્રી-પત્ર પૂરૂં ગણાય અને તેનાથી ધંધો કરવા મંડાય. એ પેઢીના તર્ફથી કંઇ પણ મહેરબાનીની આશા તો હવે એ રાખે જ શાની? પણ તેના કુટુંબ પરિવારની દબાતી અને દુઃખી દશા જોઇને, તેને એ પેઢીની વિનતિ કરવાની

જરૂર પડી. જે માણસનું 'બિલી બટન' નામ પાડીને એણે એવડી બધી હાંસી કરી હતી, તેના આગળ તેને હાજર થવાની જરૂર પડી. તેણે તેના આગળ પોતાની વાત માંડીને કહી; અને અધૂરૂં સર્ટિફિકેટ બતાવ્યું. મિ. ગ્રાંટે કહ્યું કે, તમે એક વાર અમારી સામા ચોપાનીઉં છપાવ્યું હતું, તે ખરી વાત કે? પેલા અરજદારના મનમાં તરત એમ આવ્યું કે, એ મારૂં સર્ટિફિકેટ પાસેની સગડીમાં નાખીને ફૂંકી મૂકશે; પણ તેમ કરવાને બદલે ગ્રાંટે પેઢીના તર્ફથી સહી કરી દઈને સર્ટિફિકેટ સંપૂર્ણ કરી આપ્યું. સહી કરીને તે પાછું આપીને ગ્રાંટે તેને કહ્યું કે, કોઇ પણ પ્રામાણિક વેપારીના ખાત્રી–પત્રમાં સહી આપવાને ના કહેવી જ નહિ, એવો અમારી દુકાનનો દસ્તૂર છે; અને તમે પણ એક પ્રામાણિક અને ભલા માણસ છો, એમ અમે માનીએ છીએ. આવાં નરમ વચન સાંભળીને પેલા માણસની આંખોમાં ઝળઝળીઆં ભરાઈ આવ્યાં. મિ. ગ્રાંટે કહ્યું વારૂ, હવે જુઓ, મેં તે દિવસે કહ્યું હતું કે તમે એ ચોપાનીઉં લખીને પછી પસ્તાવો કરશો; તે ખરૂં છે કે નહિ? મેં કંઈ તમને ધમકી આપવાને કે ડરાવવાને કહ્યું નહતું. મારા મનમાં તે વેળાએ એમ જ હતું કે, કોઈક દહાડો તમે અમને બરાબર ઓળખશો, અને તેથી અમને નુકસાન કરવાની તજવીજ કર્યા બાબતનો તમને અફસોસ થશે. તેણે કહ્યું કે, ખરેખર, ખરેખર, મને હવે બહુ જ પસ્તાવો થાયછે. મિ. ગ્રાંટે કહ્યું કે એ તો થયું હવે. તમે અમને ઓળખ્યા એટલે બસ છે. પણ હમણાં તમે તમારૂં કામ કેવી રીતે ચલાવોછો? તમે શું કરવા ધાર્યું છે? તે બિચારાએ કહ્યું કે, આ સર્ટિફિકેટ પૂરૂં થયું, એટલે હવે કેટલાએક મારા વેપારી–મિત્રો મને સહાય કરશે. મિ. ગ્રાંટે પૂછ્યું કે, પણ હાલ તમે શી રીતે નભાવોછો? તેણે કહ્યું કે, મેં મારા લેણદારોને દમડીએ દમડી મારી પાસે હતી, તે આપી દીધી છે; અને આ સર્ટિફિકેટ મેળવવાને માટે મારે સરકારમાં ફી ભરવી પડશે, તેટલી રકમ પણ મારી પાસે નથી; તેથી મારા કુટુંબ કબીલાને રોજેરોજ ન જ ચાલે એવી જરૂરની ચીજોને માટે પણ વહેલા વેઠવા પડેછે. મિ. ગ્રાંટે કહ્યું કે, ભલા માણસ, એપ્રમાણે કંઈ ચાલે નહિ; તમારી બાઇડી છોકરાં આમ દુઃખી થાય, એ ઠીક નહિ; આ એક સો રૂપિયાની રકમ તમે મહેરબાની કરીને તમારાં બાળબચ્ચાંને માટે કબૂલ કરો. અરે, હવે, એમાં શું થયું? તમે રડો નહિ. હજુ સૌ સારાં વાના થશે. ગભરાઓ નહિ; હિમ્મત રાખો; એક ખરા મર્દ માણસની માફક કામ પાછળ મંડી પડો; અને હજુ શું વહી ગયું છે? આપણા પહેલા નંબરના વેપારીઓની હારમાં તમે હજુ પણ આવી શકશો. એ બાપડા વખારીઆનું તો હૈયું ભરાઈ આવ્યું; તે ગળચીઆં ખાતાં ખાતાં ઉપકારના બે બોલ બોલવા ગયો, પણ તેની છાતીએ એટલો દૂમો ભરાયો હતો, કે તેનાથી બોલાયું નહિ; અને હાથવતે પોતાના મ્હોંને ઢાંકીને તે મકાનમાંથી એક નાના બાળકની પેઠે રડતો રડતો અને ડુસકાં ખાતો ખાતો તે બિચારો ગયો.

જે માણસ ઉમદામાં ઉમદા નમુના જોઈને પોતાની પ્રકૃતિને તે મુજબ ઘાટમાં લાવેછે, તેને જ **ખરો સજ્જન** જાણવો. સજ્જન કિંવા સદ્પુરુષ એ એક પુરાણું મોટું

નામ છે; અને જનમંડળે બધા જમાનામાં તેને મોટું માન્યું છે. ફૂસીયાંગ ગામમાં સ્કૉટિશ ગૃહસ્થોની પલટણને એક વૃદ્ધ ફ્રેંચ સેનાપતિએ કહ્યું, સજ્જન તે સદા સજ્જન જાણવો; આફત અને ભયના સમયમાં પણ તે પોતાનું સૌજન્ય છોડતો નથી. આવું સદ્વર્તન ગ્રહણ કરવું, એ એક આભૂષણ પહેર્યા જેવું છે. દરેક મોટા દિલનો આદમી ડૂંટીના ઉમળકાથી સજ્જનને નમન કરેછે; અને જેઓ અમારી એલકાબોને તથા ખાનદાનના ખેતાબોને માથું નમાવતા નથી, તેઓ પણ સદ્પુરુષને પ્રણામ કરેછે. સદ્‌ગૃહસ્થના સદ્‌ગુણ ચાલતી રૂઢિ અને રીતભાત તથા ડોળદામાખ સાથે નિસ્બત રાખતા નથી;પણ તેઓ નીતિના ધોરણ ઉપર રચાએલા હોયછે; કંઇ જરજાગારો સાથે જોડાએલા નથી, પણ જાતિ–ગુણ સાથે ગૂંથાએલા હોયછે. ધર્મશાસ્ત્રનાં સ્તોત્ર રચનાર કવિ–રાજા દાઉદ સદ્‌ગૃહસ્થના વખાણમાં લખેછે કે, તે પ્રામાણિકપણે ચાલેછે; પ્રામાણિકપણાનાં કામ કરેછે; અને મનમાં જે સત્ય હોય તે સિવાય બીજો ઉચ્ચાર કરતો નથી.

સ્વમાન અથવા ટેક તો સજ્જનનો સિદ્ધ અને બહાર પડતો ગુણ જાણવો. પોતાની જેટલી વર્તણૂક બહાર, બીજાના દીઠામાં આવે, એટલી જ નહિ પણ જેટલી પોતે પોતાની મેળે જુએ, તેટલી બધાને તે મહા મૂલ્યવાન ગણેછે; કેમકે તે પોતાના અંદર રહેલી જે વિવેકબુદ્ધિ તેની પસંદગી ઉપર બધો આધાર રાખેછે; અને જેમ તે પોતે પોતાને માનથી ગણેછે, તે જ ધોરણ ઉપરથી તે બીજાઓને પણ માનથી ગણેછે. તે બધી માણસ–જાતને ધર્મના પવિત્ર ભાવે દેખેછે; અને તે જ કારણથી તે બીજાઓની સાથે વિવેકથી અને ખામોશથી વર્તેછે; તથા માયાળુપણાથી અને દયાભાવથી ચાલેછે. લૉર્ડ એડવર્ડ ફિટ્‌ઝજેરલ્ડની એક એવી વાત ચાલેછે કે, તે અમેરિકાના કેટલાએક ઈંડિયન લોકો સાથે કાનાડામાં મુસાફરી કરતો હતો; તેવામાં તેણે એક ઈંડિયન સ્ત્રી દીઠી. તેને માથે તેના ધણીનાં લૂગડાંલત્તાં તથા ઘરેણાં ગાંઠાનો ગાંસડો જોઇને તેને ત્રાસ ઉપજ્યો. તે બાઇડીનો ધણી તેની ટોળીનો સરદાર હતો; તે ખુલ્લે પટે, અને ખાલી હાથે ચાલ્યા કરતો હતો. લૉર્ડ એડવર્ડે તરત જ તે બાઇને માથેથી ગાંસડો ઉઠાવી લઇને પોતાના ખભા ઉપર મૂકીને તે બિચારીને હલકી કરી. જેને ફ્રેંચ લોકો અંતઃકરણનું સૌજન્ય કહેછે, તેનું અથવા એક ખરા ગૃહસ્થની સ્વાભાવિક સભ્યતાનું આ એક સુંદર દૃષ્ટાંત છે.

ખરા ગૃહસ્થને આબરૂ બહુ વહાલી હોયછે. તે ઘણી જ સાવચેતી રાખીને હલકાં અને નીચ કામોથી વેગળો ને વેગળો જ રહેવાનો. વાણીકરણીમાં પ્રામાણિક પણાનું તેનું ધોરણ ઉંચું હોયછે. તે ગેંગેં ફેંફેં કરીને બોલતો નથી; કે '**અબી બોલા, અબી ફોક**' એવો બે જબાન કરતો નથી; તેમ હાથ–તાળી આપીને છટકી જતો નથી; અથવા લબાડ કામ કરતો નથી; પણ તે સાચવટ રાખીને, પ્રામાણિકપણાથી સીધે રસ્તે ચાલેછે. પ્રામાણિકપણાથી પાંસરાદોર રહીને કામ કર્યા કરવું, એ જ તેનો નિયમ હોયછે. જ્યારે તે કોઇ વાતની હા પાડે છે, ત્યારે તે કામ થયું, એમ જ જાણવું; અને જ્યારે નન્નો વાસવાનો વખત હોય, ત્યારે સાફ ના કહેવાને પણ તે આંચકો ખાતો નથી. જે ખરો નર છે, તે લાંચ રૂશ્વતને લાત મારેછે; એ તો

જેઓ નીચ નજરા હોયછે અને જેમનામાં કોઇ વાતનો વસો નથી, તેઓ જ માત્ર સ્વાર્થી માણુસોના પૈસા ખાઇને તેમને વેચાય છે. જયારે પેલો પ્રામાણિક પુરુષ જોનાસ હાન્વે લશ્કરી મોદીખાનાના વડા ઉપરિનો ઓહ્દો ભોગવતો હતો, તે વેળાએ કોઇ પણ ઇજારદાર પાસેથી તે કંઇ પણ નજરાણું કબૂલ રાખતો નહિ. તે કહેતો કે, મારા સરકારી કામની ફરજ બજાવવામાં મારે પક્ષાપક્ષી કરવી નથી. એ જ ઉમદા ગુણનું સુંદર ચિન્હ ડયુક ઑફ વેલિંગ્ટનની વર્તણુકમાં પણ જણાતું હતું. આસેનું યુદ્ધ થયા પછી તરત જ એક દિવસ સવારમાં હૈદરાબાદના નિઝામનો દીવાન તેની પાસે મળવાને આવ્યો. મરેઠા રાજ્ય અને નિઝામની વચ્ચે સલાહના જે કોલકરાર કરવામાં આવ્યા હતા, તેમાં નિઝામસરકારને માટે કયો કયો મુલક આપવાનો ઠરાવ્યો હતો, અને બીજી શી શી શરતો તેના લાભમાં થઇ છે, તે ખાનગી મળીને નક્કી કરવાનો તેનો હેતુ હતો. આટલી ખબર જાણુવાને દીવાને આપણા સેનાપતિને પંદર લાખ રૂપિયા કરતાં પણ ઝાઝી રકમ આપવા માંડી. સર આર્થરે તેના સામું થોડીક વાર શાંત નજરથી જોઇ રહીને કહ્યું કે, ત્યારે આ ઉપરથી એમ તો જણાયછે કે આવી વાત તમે ગુપ્ત રાખશો જ? દીવાને જવાબ દીધો કે, હા જ તો, એમાં શક શો? ત્યારે આપણા સેનાપતિએ મ્હોં મલકાવીને કહ્યું કે, જેમ તમે તમારી વાત છાની રાખવાને શક્તિમાન છો, તેમ હું મારી વાત પણ તમારાથી છાની રાખવાને શક્તિમાન છું. એમ કહીને સલામ કરીને તે દીવાનને વિદાય કરી દીધો. વેલિંગ્ટને હિંદુસ્તાનમાં બધી લડાઇઓમાં ફતેહ મેળવી; તેમાં આવી રીતે જો તેણે પૈસો મેળવવા ધાર્યો હોત, તો તે બેસુમાર દોલત મેળવી શકત; એટલું છતાં, તેણે પોતાની મિલ્કતમાં એક પાઇનો પણ વધારો કર્યો નહિ; અને તે ઇંગ્લંડમાં એક ગરીબ માણુસ જેવો જ પાછો આવ્યો; એ વાત તેની કીર્તિમાં મોટો ઉમેરો કરનારી છે.

માર્કિવસ ઑફ વેલ્સ્લી આપણા ડયુક ઑફ વેલિંગ્ટનનો ભાઇ થાય. તે પણ એવી જ રીતે ઉમદા દિલનો અને સૂક્ષ્મ લાગણીવાળો ઉમરાવ હતો. તેણે મહીસૂરનું રાજ્ય જીત્યું; તેના બદલામાં ઇસ્ટ ઈંડિયા કમ્પનીના વડા અધિકારીઓએ તેને પંદર લાખ રૂપિયાનું ઇનામ આપવા માંડયું, તે લેવાની તેણે સાફ ના પાડી. તેણે કહ્યું કે, મારી વર્તણુકની સ્વતંત્રતા જાળવવાને અને જે ઓહ્દા ઉપર હું અહિંયાં છું, તેના માન મરતબાની ખાતર હું કંઇ લઈ શકતો નથી, તેમ જ એ બાબત વધારે બોલવાની પણ મારે જરૂર નથી. આ મહત્વના વિચારો ઉપરાંત બીજાં કેટલાંએક કારણો છે, તેથી આપ મારી કદર કરીને આપોછો, તેની મારે ના પાડવી પડેછે. એ ઇનામ મારે લેવું ઘટતું નથી. આપણા લશ્કરનો જ મને તો વિચાર આવ્યા કરેછે. તે વિના મને બીજું કંઇ સૂઝતું નથી. આ બહાદુર સિપાઈ બચ્ચાઓના હિસ્સામાંથી કંઇ પણ કાપકૂપ થાય, તો તેથી મને બહુ દુઃખ લાગશે. અને એ અમીરે જે ના પાડી તે નાની હા થઇ નહિ. તે પોતાના ઠરાવને દૃઢતાથી વળગી રહ્યો.

સર ચાર્લ્સ નેપિયરે પણ પોતાની હિંદુસ્તાનની કારકિર્દીમાં એવો જ અપૂર્વ

મનોનિગ્રહ બતાવ્યો હતો. ભરતખંડના જંગલી રાજાઓ તેના પગ આગળ જે કીમતી નજરાણાં મૂકવાને તૈયાર હતા, તેમાંથી તેણે એક પણ લીધું નહિ. તેણે લખ્યું કે, સિંધમાં આવ્યા પછી મેં ધાર્યું હોત, તો હું પાંચ લાખ રૂપિયા લઇ શકત; પણ હજુસુધી મેં મારા હાથ કોયલાવાળા કર્યા નથી. મીઆની અને હૈદરાબાદની બંને લડાઇઓમાં મેં આપણા વહાલા બાપની તરવાર કમરે બાંધી હતી, તે હજુ સુધી નિષ્કલંક છે.

દ્રવ્યવાનની પાસે અને કુળવાનની સાથે જ ખરા સૌજન્યના ગુણ હોય, એમ અવશ્ય કરીને નથી. ચાહે તો, એક ગરીબ માણસ પણ અંતરાત્માથી અને પ્રતિદિવસના કામકાજમાં સજ્જનના સદ્ગુણ દર્શાવી શકે. ભલા, સાચા, પ્રામાણિક, વિવેકી, મિતપ્રાશી, હિમ્મતવાન, ટેકી, અને સ્વાશ્રયી થવું એટલે સદ્ગૃહસ્થ થવું, એ તેના હાથમાં છે. દ્રવ્યવાન પુરુષ જો નીચ મનનો હોય, તો તેના કરતાં મોટા મનનો ગરીબ માણસ હરેક વાતે શ્રેષ્ઠ સમજવો. સેંટ પૉલ કહેછે કે, એવા નિર્ધન માણસ પાસે કંઇ ન છતાં, તેની પાસે સઘળું જ છે; અને પેલા ધનવાનને ઘેર સઘળું છતાં, તેની પાસે કાંઇ નથી, એમ જાણવું. પેલો નિર્ધન મોટ–મનો માણસ આશાભર્યો હોયછે; તેને કશી વાતનો ડર નથી; પણ પેલા લક્ષ્મીવાન હલકા મનવાળા માણસને કંઇ આશા ઉમેદ રહેતી નથી; પણ તેને બધાથી ડરી ડરીને ચાલવું પડેછે. જે માણસોનાં મન નિર્મલ હોયછે, તે જ ખરેખરા નિર્મલ, નિર્ધન અને ગરીબ સમજવા. જે માણસ સઘળું ગુમાવીને બેઠો હોય, પણ તે હિંમ્મતવાન, આનંદી, આશાભર્યો, સદ્ગુણી અને ટેકી હોય, તો તે હજુ સધન જ છે, એમ જાણવું. એવા સદ્પુરુષની જામીનગીરી ઉપર જાણે દુનિયા ટકી રહી છે, એમ સમજવું. એવા નરનો આત્મા સંસારની અનેક જંજાળોને ન ગણકારતાં, તે ઉપર હકુમત ચલાવેછે. એવો સજ્જન ગમે તે થાય, તોપણ ઊંચે મોઢે હીંડી શકેછે.

વખતે વખતે તો સજ્જનનાં અને શૂરવીરનાં લક્ષણ ચીંથરેહાલ માણસમાં મળી આવેછે. અમે એક દાખલો આપીએ છીએ. તે જૂનો છે, પણ સરસ છે. એક વેળા આડિજ નદીમાં એકાએક પૂર આવ્યું; અને વેરોનાનો પૂલ તણાઈ ગયો. તેમાંની એક વચલી કમાન માત્ર રહી હતી. તે કમાન ઉપર એક ઘર બાંધેલું હતું. તેમાંનાં માણસો બારીએ આવી આવીને મદદને માટે બૂમો પાડતાં હતાં; કેમકે તેનો પાયો પાણીમાં સાફ દેખાય તેવી રીતે બેસતો જતો હતો. અમીર સ્પૉલ્વેરીની પાસે જ ઉભો હતો; તેણે કહ્યું કે, આ દુઃખી માણસોને જે માણસ આ આફતમાંથી બચાવવાને જાય, તેને હું એક હજાર રૂપિયાનું ઇનામ આપીશ. એક જુવાન ગામડીઆએ ત્યાં માણસોની ભીડ થઇ રહી હતી, તેમાંથી મેદાનમાં આવીને એક હોડીમાં બેસતેકને પૂરમાં ઝંપલાવ્યું. તે કમાન સુધી જઇ પહોંચ્યો; તે ઘરનાં બધાં માણસોને હોડીમાં લઇ લીધાં અને કિનારા તર્ફ હોડી હંકારીને સૌને સહીસલામત ઉતાર્યાં. પેલા અમીરે કહ્યું કે, મારા બહાદુર જુવાન, આ લે તારૂં ઇનામ. તે જુવાને ઉત્તર આપ્યો કે ના, મારે રૂપિયા નહિ જોઇએ; હું મારી જાત વેચવા નથી નીકળ્યો;

આ ગરીબ કુટુંબને હાલ પૂરી તંગાશ છે, માટે તેને એ રૂપિયા આપો. ભલે, જો કે આ માણસ એક ગરીબ ગામડીઓ હતો, તોપણ તેનામાં ખરા સજ્જનના સદ્ગુણ ગાજતા હતા.

થોડીએક મુદ્દત ઉપર ઈંગ્લંડ પાસે ઉત્તર સમુદ્રના ડાઉન્સ નામના ભાગમાં કોલસાથી ભરેલો એક બતેલો હતો. તેમાંના ખલાસીઓને બચાવવાને ડીલ ગામના હોડીવાળાઓએ જે વીરત્વ બતાવ્યું હતું, તે ખરેખર ઉપરના જેવું જ હૃદયને અસર કરે એવું છે. ઇશાન ખૂણામાંથી એકાએક તોફાની પવન ઉપડ્યો; તેથી કેટલાંએક વહાણોનાં લંગર તૂટી ગયાં; અને તેઓ દરિયામાં તણાતાં ચાલ્યાં. તે વખત જુવાળનું પાણી ઉતરી ગયું હતું, તેથી એક વહાણ કિનારેથી ઘણે છેટે જમીનને અથડાયું, અને દરિયાનું પાણી તેને અથડાવાથી તેના એક ભાગના કટકા થઇ ગયા. પવન એટલા જોરથી ફૂંકતો હતો અને મોજા એવા જુસ્સાથી ઉછળતાં હતાં કે વહાણને બચવાની જરા પણ આશા નહતી. કિનારા ઉપરના ખલાસીઓને પોતાનો જીવ જોખમમાં નાખવા જેવી કંઇ લાલચ હતી નહિ. વહાણને કે તેમાંના ખારવાને બચાવવાથી જે દસ્તુરી મળેછે, તે આમાંથી કંઇ પાકે એમ હતું નહિ. પણ આ સંકટના વખતે ડીલના ખારવાઓની જીવ સાટાસાટની હિમ્મતનાં શાં વખાણ કરીએ? કિનારા ઉપર ઘણાં માણસો ભેગાં થયાં હતાં. તેમણે જોયું કે એ બતેલો ભોંયે ચોંટયો; એટલે તે ટોળામાંથી સાઈમન પ્રિચર્ડ નામના માણસે પોતાનો ડગલો કાઢી નાખ્યો અને બૂમ પાડીને તે બોલી ઉઠયો કે, પેલા ખલાસીઓને બચાવવાને મારી સાથે કોણ કોણ આવવાની હામ ભીડેછે? હું આવું છું, હું આવવાને તૈયાર છું, એમ બૂમો પાડતા, તરત જ વીશ માણસો બહાર કૂદી પડ્યા. પણ ખપ માત્ર સાત માણસનો હતો. એક વહાણના હોડકાને દરિયામાં ઝોકાવીને, તેઓ તેમાં કૂદી પડયા; અને ડુંગર જેવાં મોજાંમાં થઇને તેઓ આગળ હંકારતા ગયા. આ જોઇને કિનારા ઉપર ઉભેલાં માણસોએ 'વાહ વાહ' અને 'ધન્ય છે, રંગ છે'ના પોકાર કર્યા. એવા તોફાને ચઢેલા સમુદ્રમાં આવું હોડકું શી રીતે બચ્યું, એ ચમત્કાર જેવું લાગે; પણ થોડી મિનિટમાં આ બહાદુર નરોના બળવાન હાથવડે તે હોડી ઉડતી ચાલી અને ભાગેલા વહાણ પાસે ડુંગરી મોજાંના મથાળા ઉપર દોડતી જઇ પહોંચી. તે હોડી કિનારેથી નીકળ્યાને પા કલાક નહિ થયો હોય, એટલામાં તો તે વહાણના છએ ખલાસીઓને હોડીમાં બેસાડીને વૉમરના કિનારા ઉપર સહીસલામત ઉતારી દીધા. ડીલ ગામના ખલાસીઓ તેમની બહાદુરીને માટે બધે જાણીતા છે; તેમાં વળી, તેમણે આ પ્રસંગે જેટ હિમ્મત અને નિઃસ્વાર્થી શૌર્ય બતાવ્યાં છે, તેના કરતાં બીજો વધારે ઉમદા દાખલો મળવો દુર્લભ છે; અને તેથી એને અમે આ ઠેકાણે ખુશીથી જગા આપી છે. માણસ-જાતને શોભા આપનારો આ ઉપરનો બનાવ સન ૧૮૬૬ ના જાન્યુઆરી માસની તા. ૧૧ મીએ બન્યો હતો.

મિ. ટર્નબુલે ઑસ્ટ્રિયા દેશ વિષે એક ગ્રંથ લખ્યો છે. તેમાં તેણે મરહૂમ પાદશાહ ફ્રાન્સિસની એક વાત લખી છે. તે વાત ઉપરથી જણાશે કે તે દેશના

રાજકુમારોના જાતિ-સદ્‌ગુણને લીધે ત્યાંનું રાજ્ય લોકોના મનને ભાવી ગયું છે, અને તેમણે તેમનાં મન વશ કરી લીધાં છે. વિયેનામાં જે વખત કૉલેરાની દુષ્ટ મહામારી ચાલી રહી હતી, તેવામાં પાદશાહ પોતાના એક ખિદ્‌મતગારને સાથે લઈને શહેર અને પરાના મ્હોલ્લાઓમાં ફરતો હતો; તેવામાં એક મડદાને ચારપાઇમાં નાખીને કોઇ ઘસડીને લઇ જતું હતું; પણ તેની પછવાડે તેનો કોઇ પણ સગો કે વહાલો શોક કરનાર હતો નહિ. આવા અસાધારણ બનાવથી તે ઉપર પાદશાહની નજર ગઇ; અને તપાસ કરતાં, તેને માલમ પડયું કે, મરનાર એક ગરીબ માણસ હતો; તે કોગળીઆથી મરી ગયો હતો; અને તેને સગાં તો હતાં, પણ તે વખત તેને દફનાવવાને તેની ઘોર સુધી જવામાં એ ચેપી રોગની બહુ દહેશત રહેતી, તેથી કોઇ સાથે નહતું. આ વાત જાણીને ફ્રાન્સિસે કહ્યું કે, ત્યારે, ચાલો આપણે તેની પાછળ પાછળ જઇએ; કારણકે મારી રૈયતમાંના દરએક ગરીબ માણસને તેના મરણ પછીના ભૂમિ-દાહના છેલ્લા સંસ્કાર માનપૂર્વક થવા જોઇએ. એમ બોલીને તે કબરસ્તાન જ્યાં હતું, ત્યાંસુધી તે મડદાની પછવાડે ચાલ્યો, અને તે શબના ઉપર ધર્મશાસ્ત્ર પ્રમાણે બધા વિધિ અને સંસ્કાર યથાસ્થિત થઇ રહ્યા, ત્યાંસુધી પોતે માથેથી માનાર્થે ટોપી ઉતારીને ઉભો રહ્યો.

સજ્જનના ગુણ દર્શાવનારૂં ઉપરનું દૃષ્ટાંત બહુ સુંદર છે; પણ એવું જ સરસ એક બીજું દૃષ્ટાંત અમારી પાસે તૈયાર છે; તે થોડાંએક વરસ ઉપર કેટલાંએક રોજીંદાં વર્તમાનપત્રોમાં છપાયું હતું. ફ્લિશી નામના એક સીધા ચઢાણના મ્હોલ્લામાં થઈને એક શબ-વાહન મૉંટમાર્ટરના કબરસ્તાન તરફ જતું હતું. તે ગાડામાં એક લાંબી લાકડાની પેટી હતી તેમાં ટાઢું ગાર જેવું મડદુ નાખ્યું હતું. તેની પાછળ કોઈ હતું નહિ. જો મરનારે બિચારાએ જીવતાં એક કૂતરો પાળ્યો હશે, તો તે પણ આ વખત તો હતો નહિ. વરસાદ વરસતો હતો, અને તે દહાડો કાળો શોકાતુર દેખાતો હતો. ખ્રીસ્તિ દેશોમાં મડદાને જે માન આપવાનો દસ્તૂર છે, તેપ્રમાણે તે ગાડા આગળ થઇને જે કોઇ જતું આવતું, તે માથેથી ટોપી ઉતારીને હાથમાં લઇને ચાલ્યું જતું; પણ તેથી વિશેષ કોઈ કંઈ કરતું નહિ. આખરે એ ગાડી બે અંગ્રેજ મજુરોની પાસે થઈને ચાલી. તેઓ બિચારા સ્પેઇનમાંથી ફરતા ફરતા પારિસ નગર સુધી આવી પહોંચ્યા હતા. તેમણે જાડાં ડોટીનાં કેડીઆં પહેર્યાં હતાં; પણ તેમના બદનમાં મોટું દિલ હતું, તે આ વખતે બહાર પડયું. એકે બીજાને કહ્યું, ગરીબ બાપડો મરનાર! કોઇ પણ એની પાછળ જતું જણાતું નથી; તો ચાલો આપણે જઇએ; અને તે બે જણાઓ માથેથી ટોપી ઉતારીને ઉઘાડે માથે એક અજાણ્યા માણસના મડદા પાછળ મૉંટમાર્ટરના કબરસ્તાન સુધી ગયા.

સૌને માથે જુવો તો સજ્જનમાં સાચવટ તો હોય જ. સત્ય એ આપણી જિંદગીનો શિરોમણિ મુગટ છે; અને મનુષ્યમાં પરસ્પરના કારવ્યવહારમાં સત્ય એ પ્રામાણિકપણાનો પ્રાણાત્મા છે, એમ સદ્‌પુરુષને અંદરથી લાગેછે. લૉર્ડ ચેસ્ટર્ફીલ્ડે કહ્યું છે કે, સત્યમાં જ સજ્જનનો વિજય રહેલો છે. ડ્યૂક ઑફ વેલિંગ્ટને કેલરમાનને

લખ્યું કે, જે નજરકેદીઓને તેમના વચન ઉપરથી ફરવા હરવાને છૂટા મૂકવામાં આવે છે, તેમાં અંગ્રેજ નજર-કેદીઓની બાબતમાં તમારે વહેમ લાવવો જ નહિ; કારણકે ઈંગ્લંડનો દરેક વતની પહેલે દરજ્જે તો પોતાની હિમ્મતને માટે મગરૂર જ રહેશે; અને તેની જ સાથે તે પોતાની સાચવટ અને એકવચનીપણા ઉપર ગુમાન રાખે છે. જ્યારે અંગ્રેજ અમલદારોએ 'નહાસી નહિ જઇએ' એમ તમને વચન આપ્યું, તો પછી ખાત્રીથી માનજો કે તેઓ તે વચન કદી તોડનાર નથી. મારા શબ્દો ઉપર ભરોસો રાખજો અને હું તમને તેમના બોલ ઉપર ભરોસો રાખવાનું કહું છું. ચોકી અને સંત્રીના પહેરાના કરતાં એક અંગ્રેજ અમલદારના બોલ વધારે ખાત્રી ભરેલા સમજવા. દ્વીપકલ્પની લાંબી લડાઇમાં જે વેળા ફ્રેલરમાન તેની સામા પડ્યો હતો, ત્યારે ડ્યૂકે તેને ઉપર પ્રમાણે લખ્યું હતું.

'क्षमान्वितं शौर्यं वरं'—ખરૂં વીરત્વ અને ખામોશ સાથે સાથે જ હોય છે. વીરપુરુષ મોટા મનનો અને ક્ષમાશીલ હોય છે; દ્વેષી અને નિર્દય હોતો નથી. સર જૉન ફ્રાંકિલન વિષે તેના ભાઇબંધ પારીએ જે કહ્યું છે, તે બહુ સરસ છે, 'એ એવો નર હતો કે ભયની વખતે તે કદી પણ પીઠ દેખાડતો નહિ; તથાપિ તેનું હૃદય એવું કોમળ હતું કે એક માંખી જેવા નાના જીવને મારતાં તેનો જીવ ચાલે નહિ.' સદ્વર્તનનું સુંદર લક્ષણ, ખરેખરૂં ક્ષમાશીલપણું અને બેયર્ડ જેવા મહાત્માને શોભે એવું ચૈતન્ય એક ફ્રેંચ સેનાપતિએ સ્પેનમાં એલ્બોડનની રણ-ભૂમ ઉપર ઘોડેસવાર લશ્કરના યુદ્ધમાં બતાવ્યું હતું. તેણે પોતાની તરવાર સર ફેલ્ટન હાર્વેને મારવાને ઉગામી; પણ તે જ વખત તેને માલમ પડ્યું કે, મારા સામાવાળીઆને એક જ હાથ છે, એટલે તે ઘા કરતાં અટકી ગયો; સર ફેલ્ટનના આગળ પોતાની તરવાર લશ્કરી સલામ કરવાની ઢબ પ્રમાણે નીચી નમાવીને તેની પાસે થઇને ઘોડો દોડાવી ગયો. એ જ દ્વીપકાલ્પિક લડાઇમાં નેએ જે મોટું ક્ષમાવાન પરાક્રમ કર્યું હતું, તે જાણવા જેવું છે. કોરન્નાની લડાઇમાં ચાર્લ્સ નેપિયર સખ્ત જખમી થયો અને દુશ્મનોને હાથ કેદ પકડાયો. ઘેર તેનાં સગાં વહાલાંને એના મૂઆ જીવ્યાની કશી ખબર નહતી. એ વાતનું નક્કી કરવાને ઈંગ્લંડથી એક વહાણ એક ખાસ માણસ લઇને ત્યાં આવ્યો. તે અંગ્રેજી વહાણને બારન કલૂએએ અંદર આવવા દીધું, અને સેનાપતિ નેને એ વાતની ખબર કરી. સેનાપતિએ જવાબ દીધો કે, ભલે, કેદીને તેનાં સગાં વહાલાં સાથે મળવાની હું રજા આપું છું. તે અહિ સારી પેઠે છે, અને તેની સારી બરદાસ્ત થાય છે, એમ તેમને કહેજો. કલૂએ તેના સરદાર આગળથી ખસ્યો નહિ, ત્યારે નેએ મ્હોં મલકાવીને પૂછ્યું કે, કેમ તમારે કંઇ વિશેષ પૂછવું છે? તેણે કહ્યું, કેદીને એક ઘરડી મા છે. તે રાંડીરાંડ છે, અને આંખે અપંગ છે. ને બોલ્યો, એમ છે? તો ભલે, હું એને એની મા પાસે જઇ આવવાની રજા આપું છું; એ જીવે છે, એમ એની માના મનમાં ખાત્રી થવી જોઇએ, તે સમયમાં નજરકેદીઓની કંઇ અદલાબદલી થઇ શકતી નહિ; તેથી નેએ જાણ્યું કે, આ જુવાન અંગ્રેજ અમલદારને જવા દેવાથી સહેનશાહની વખતે મારા

ઉપર ઈતરાજી થશે; પણ નેપોલિયને આ સખાવતે દિલના કામને પસંદ કર્યું.

ખરા શૌર્યનો સતયુગ તો વહી ગયો, એવી રીતના શોકકારક શબ્દો આપણે વખ્તાવખ્ત લોકોને બોલતાં સાંભળીએ છીએ; તથાપિ આપણા જ વારામાં શૌર્ય અને કોમળતાનાં એટલે કોમળતાસંયુકત શૌર્યનાં પરાક્રમોના, બહાદુરીથી મનને વશ રાખવાના તથા મર્દાઇને છાજે એવી કોમળતાના એવા દાખલા બન્યા છે કે, ઇતિહાસના ગ્રંથોમાંથી એનાથી ચઢીઆતા બનાવ મળવાના નથી. પાછલાં થોડાંએક વરસ ઉપર જે બનાવો બની ગયા છે, તે ઉપરથી સિદ્ધ થઇ ચૂકયું છે કે, આપણા દેશી ભાઈઓ કંઇ અધમ થઇ ગયા નથી. સેબાસ્ટોપોલના ઉજડ વેરાનમાં, ગળી જાય એવી જોખમ ભરેલી ખાહીઓમાં બાર મહિના સુધી ઘેરો ઘાલવાને જે છાવણી થઇ હતી, તેમાં સઘળી કોમનાં આપણાં માણસોએ બતાવી આપ્યું કે, અમારા પૂર્વજો તરફથી સદ્વર્તનના સુંદર ગુણો અમને વારસામાં પેઢીદરપેઢી મળતા આવ્યાછે, તેને અમે છોડયા નથી. પણ હિંદુસ્તાનમાં જયારે આફતનું મોટું વાદળું આપણા ઉપર ધસી આવ્યું, તે વેળાએ આપણા જાતિ-ભાઇઓના ગુણ પૂર બહારમાં પ્રકાશી નીકળ્યા. નીલે કાનપૂર ઉપર કુચ કરી અને હાવેલૉકે લખનોર ઉપર કુચ કરી, તે વેળાએ અમલદારો તેમ જ સિપાઇઓ, સ્ત્રીઓને તથા છોકરાંઓને બચાવવાની ઉમેદથી ઉશ્કેરાયા હતા. તે સમયના બનાવનો જોટો, શૂરત્વનો બધો ઇતિહાસ ખોળી વળો, પણ મળે એમ નથી. હાવેલૉક ઉટ્રામના હાથ નીચે છતાં, લખનોર ઉપર હુમલો કરવાનો અધિકાર ઉટ્રામે પોતે હાવેલૉકને છોડી આપ્યો, એ વાત કંઈ જેવી તેવી નથી; એવું કૃત્ય સિડ્નિ જેવા મહા પુરુષને પણ શોભા આપે એવું છે; અને એને સૌ કોઈ 'હિંદુસ્તાનનો બેયર્ડ' કરીને કહેછે, તે તેના માત્ર આ એક જ કામથી સંપૂર્ણ રીતે પાત્ર ઠરે છે. પેલા મહાશૂરા છતાં દયાળુ હેન્રિ લૉરેન્સનું મૃત્યુ; તેનું મરતી વખતનું બોલવું કે, મને દફન કરવાને કંઇ ધામધૂમ કરશો નહિ; પણ સિપાઇઓની સાથે મને દાટી દેજો; લખનોરમાં જે અંગ્રેજો ઘેરાઇ ગયા હતા, તેમને બચાવવાને સર કૉલિન કામ્બેલની મહા ચિંતાતુર આતુરતા; સ્ત્રીઓ અને છોકરાંની લાંબી હારનીહારને રતોવાઇ લખનોરથી કાનપૂર પહોંચાડી દેવામાં તેની ફિકર; તેમાં દુશ્મનોના વિનાશકારક હુમલામાંથી સર્વેનું રક્ષણ કરતા જવું અને આગળ ચાલવું; ભયંકર પૂલના ઉપર થઇને અતિ સંભાળથી તેમને લેઈ જવાં; એ સ્ત્રીપુરુષોને અલાહબાદના માર્ગ ઉપર સહી સલામત ચાલતાં કરી દેવાં, અને તેમના અમૂલ્ય જીવને નિર્ભય સ્થાન ઉપર લાવતાં સુધી અખંડ સંભાળ રાખવી; પછી તરત જ ઈંદ્રની મેઘગર્જનાની પેઠે ગ્વાલિયરના બળવાખોર લશ્કર ઉપર તૂટી પડવું; એ બનાવો એવા છે કે, આપણે આપણા દેશી ભાઇઓને માટે અભિમાન પેદા કરે; અને તેથી આપણા મનમાં સંપૂર્ણ ખાત્રી થાયછે કે, શૂરત્વનો અનુપમ સીનો અને વીરત્વનો બળવાન અગ્નિ આપણા લોકોમાંથી લય પામ્યો નથી; પણ અદ્યાપિ પર્યંત તેના પૂર કૌવતમાં રહેલો છે.

સાધારણ સિપાઇઓ પણ સંકટ–સમયે કેવા સજ્જન હતા, તે જણાઇ ગયું.

આગ્રામાં બિચારા ઘણા સિપાઈઓ દુશ્મનોની સાથે લડવામાં ઘાએલ થઈને દાઝી ગયા હતા; તેમને કિલ્લામાં આણીને રાખ્યા હતા; અને ત્યાં અમલદારોની બાનુઓ માયાળુપણાથી તેમની બરદાસ્ત કરતી હતી; તે વખતે એ શૂરા નરો, મૂળ સ્વભાવે તોછડા છતાં, બાળકના જેવા કોમળ થઈને ચાલતા હતા. જેટલા દિવસ સુધી એ જખમી સિપાઇઓ એ બાઈઓની સંભાળ હેઠળ રહ્યા, તેટલી મુદ્દત અતિ સુકુમાર સ્ત્રીના કોમળ કાનને કઠોર લાગે એવો એક પણ શબ્દ તેમના મ્હોંમાંથી નીકળ્યો નહિ. જ્યારે સઘળું કામ પતી ગયું; એટલે જેમને કારી ઘા વાગ્યા હતા, તે મરણ પામ્યા; અને જેઓ બીમાર હતા તથા જેમનાં કોઇ કોઈ અવયવો રણયુદ્ધમાં કપાઇ ગયાં હતાં, તેઓ સાજા થયા; અને પોતાના ઉપર જેમણે આટલો બધો ગુણ કર્યો હતો, તેમનો પાડ માનવા જોગા થયા; ત્યારે તેમણે પોતાની માની પેઠે ચાકરી કરનાર બાઈઓને તથા આગ્રાના મુખ્ય મુખ્ય ગૃહસ્થોને તાજ-મહેલના સુંદર બાગમાં નિમંત્રણ કરીને ભેગાં કર્યાં; અને તે સ્થળે આ જખમી અને કપાઇ ગએલા કઠોર જૂના સિપાહશાલરોએ ગાનતાન અને હાર કલગીના આનંદમાં ઉભા થઇને જે પોતાની સ્વદેશી કોમળ બાનુઓએ તેમને ખવરાવ્યું, પીવરાવ્યું અને લૂગડાંલત્તાં પહેરાવ્યાં; તથા તેમના આ મહા સંકટની વેળાએ તેમની તમામ હાજતો પૂરી પાડીને માવિતરનું કામ કર્યું, તેમના ગુણ ગાયા. સ્કુતારીની રોગ-શાંતિ શાળાઓમાં પણ જે માયાળુ અંગ્રેજ બાઇઓએ ઘણા ઘાએલ અને માંદા માણસોની ચાકરી કરી, તેઓ તેમને અંતઃકરણથી આશીર્વાદ આપતા હતા; અને બિચારા દુઃખમાં રીબાતા દર્દીઓ વેદનાને લીધે ઊંઘી શકતા નહિ, તેઓને જોવાને જાગી રાત્રે ફ્લૉરેન્સ નાઇટીંગેલ પથારીએ પથારીએ વખ્તાવખ્ત ફરી વળતી; તે બાઇનો પડછાયો જોઇને બિચારા બીમાર સિપાઇઓ તેને આશીર્વાદનાં વેણ કહેતા, એ વિચાર જ કેવો સુંદર છે! ગુણજ્ઞતાની કોમળ લાગણી વાળો છે!

ઈ. સ. ૧૮૫૨ ની તા. ૨૭ મી ફેબ્રુઆરીને રોજ આફ્રીકા ખંડના કિનારા ઉપર બર્કનહેડ નામનું વહાણ ભાગ્યું; તે સમયે આ ઓગણીશમી સદીમાં સાધારણ માણસોએ પણ આત્મોત્સર્ગનો જે મહા ઉમદા અને શૂરાતનવાળો દાખલો બતાવ્યો છે, તેવો જે યુગમાં કે જમાનામાં બને, તો તે યુગ કે જમાનાને મગરૂર રહેવા જેવો છે. એ આગબોટમાં ૪૭૨ મરદો હતા અને ૧૬૬ બઇરાં છોકરાં હતાં; અને તે આફ્રિકાને કિનારે કિનારે ચાલી જતી હતી. કેટલીએક પલટણો કેપ ઑફ ગુડ હોપમાં નોકરી કરતી હતી, તેમાંના એ માણસો હતાં; તેઓ નોકરીમાં ટૂંકી મુદ્દતથી જ દાખલ થયાં હતાં. રાતના બે વાગ્યા હતા; સૌ માણસો હેઠે ઊંઘતાં હતાં, તેટલામાં પાણીમાં ઢંકાએલા એક ખડક ઉપર તે આગબોટ એવા જોરથી અથડાઇ કે તેનું તળીઊં ચીરાઈ ગયું; અને તરત જ સૌએ જાણ્યું કે, આગબોટ બચવાની નથી. લશ્કરી વાજું વાગવા માંડ્યું; તે ઉપરથી સઘળા સિપાઇઓ હથિયારબંધ સજ્જ થઈને જાણે કવાયતના મેદાનમાં જતા હોયની, તેમ તુતક ઉપર બધા ભેગા થઇ ગયા. આગબોટના ઉપરિએ તરત હુકમ કર્યો કે, બઇરાં અને છોકરાંઓને પ્રથમ

ઉતારી દો;એટલે તેઓ બિચારાં જેવી હાલતમાં સૂતાં હતાં, તેવાં ને તેવાં જ, ઘણાં-ખરાંએ તો લૂગડાં પણ બરાબર નહિ પહેરેલાં, તેમને આ સિપાઈ બહાદુરોએ મૂગે મોઢે હોડીઓમાં ઉતારી દીધાં. જ્યારે એ કામ પૂરૂં થયું, ત્યારે વહાણના નાખુદાએ એકદમ વગર વિચારથી હુકમ કર્યો કે, જેમને તરતાં આવડતું હોય, તેઓએ આગ-બોટમાંથી કૂદીને હોડીઓમાં જઇ પહોંચવું. સ્કૉટલંડના હાઇલંડર લોકની ૯૧ મી પલટણના કપ્તાન રાઈટે કહ્યું કે, નહિ નહિ, જો તમે હોડીઓમાં ભરાવા જશો, તો તેઓ ઊંધી વળશે, અને બઇરાં તથા છોકરાંઓ ડૂબી મરશે. આ વચનો સાંભળીને સૌ માણસો સ્તબ્ધ થઇને ઉભા રહ્યા. હવે એક પણ હોડી ફાજલ રહી ન હતી; અને બચવાની આશા પણ રહી નહિ; પણ તેમાંનો એક પણ મર્દ ડરી ગયો નહિ; એ મહા વિકટ સમયમાં કોઈ પણ માણસ પોતાની ફરજ બજાવવામાં પાછો હઠયો નહિ. એ આફતમાંથી કેટલાએક ઉગર્યા, તેમાં કપ્તાન રાઇટ પણ બચવામાં હતો. તે કહેછે કે, આગબોટ છેલ્લી વારે સમુદ્રમાં ગગડીને તળીએ બેઠી, ત્યાંસુધી પણ કોઇએ કંઇ બડબડ ફડફડ કે બૂમરાણ કરી નહિ. આગબોટ ગોથું મારીને તળીએ બેઠી, તેની સાથે આપણી બહાદુર ટોળી પણ આનંદની તોપો છોડતી છોડતી દરિયાનાં મોજાંમાં લોપ થઈ ગઇ.ધન્ય છે એવા દયાળુ કોમળ હૃદયના શૂરા નરોને ! હજાર આફરીન છે એમનાં કીર્તિવંત નામને ! આવા મહાત્માઓનાં દષ્ટાંત અવિ-નાશી છે; પણ જેમ તેઓ આપણા સ્મરણ–સ્થાનમાં અમર પદવી ભોગવેછે, તેમ તેમનાં દષ્ટાંતો પણ દુનિયામાં અખંડ 'यावत् चंद्र दिवाकरौ' તપેછે.

સજ્જનને પારખવાની અનેક કસોટી છે; તેમાં એક એવી છે કે, તેથી ખરી પરીક્ષા થયા વિના રહેતી જ નથી. તે પોતાના તાબાનાં માણસો સાથે કેવી રીતે ચાલેછે ? તેમના ઉપર પોતાનો અમલ કેવી રીતે ચલાવેછે ? બઇરાં અને છોકરાં તર્ફ તેની વર્તણુંક કેવી છે ? ઉપરિ અમલદાર તેનાં માણસો સાથે કેવી રીત રાખેછે? કારખાનું ચલાવનાર તેના નોકરો સાથે કેવી ચાલ ચાલેછે? મહેતાજી તેના નિશાળીઆ સાથે કેવી રીતે વર્તેછે ? અને દરેક દરજ્જાદાર માણસ તેનાથી જેઓ ઉતરતા હોયછે, તેમની સાથે કેવી રહેણી રાખેછે ? ઉપર જણાવેલા દાખલાઓમાં જેઓ ડહાપણથી, ખામોશીથી અને માયાળુ દિલથી પોતાની સત્તા વાપરેછે, તેઓ જ ખરા સજ્જન જાણવા; અને ઉપરના ગુણોથી જ તેમની ખરી પરીક્ષા થાયછે. એક દિવસ અંધ બિચારો લામૉટ માણસોની ગીર્દીમાં થઇને ચાલ્યો જતો હતો, તેવામાં એકાએક તેનો પગ એક જુવાન માણસના પગ ઉપર આવી જવાથી, તે જુવાને તેને મ્હોં ઉપર લપાટ મારી. લામૉટે કહ્યું કે, 'અરે, ભાઇ સાહેબ, તમે જાણતા નહિ હો કે હું આંધળો છું. એમાં મારો વાંક નથી તેથી હવે તમને જરૂર પસ્તાવો થશે'. જે માણસો સામી ટક્કર લઇ ન શકે, એવી હાલતમાં હોય, તેમને જે માણસ ધાંધળ કરીને ધમકાવવા જાયછે, તેવાને સદ્પુરુષ ન કહેવો; તે તો દંભી કાપુરુષ જાણવો: જે માણસ નબળા અને અનાથ ઉપર જુલમ વાપરેછે, તેને મર્દ માણસ ન કહેવો પણ તે બાયલો અને હીચકારો જાણવો. એવું કહેવાયછે કે, જુલમગાર શખ્સ પોતે

પોતાનો જ ગુલામ છે; તેની ગુલામી બહારના જુલમથી જાહેર થાયછે. જે સુપથે ચાલવાવાળો પુરુષ છે, તેનામાં જે શક્તિ હોયછે, તે શક્તિથી અને તે શક્તિનું તેને ભાન હોવાથી તેનું સદ્વર્તન ઉમદા થતું જાયછે; પણ તે પોતાની શક્તિ વાપરતી વખ્ત અત્યંત સંભાળ રાખેછે, કારણ કે,

### દોહરો.

સુભાગ્ય જેને સાંપડે, પ્રૌઢ રાક્ષસી જોર;
(પણ) રાક્ષસવત્ જે વાપરે, દૈત્ય, ક્રૂર કે ઢોર.

કોમળતા એ સૌજન્યનું એક ઉત્તમ લક્ષણ છે. બીજા માણસોની લાગણીને માટે વિચાર રાખીને વર્તવું; પોતાનાથી જેઓ ઉતરતા હોય, અથવા જેઓ પોતાના તાબેદાર હોય; તેમ જ જેઓ પોતાના સરખે સરખા હોય, તેમને ફલાણી વાત રૂચશે કે નહિ; આમ કહેવાથી કે કરવાથી તેમને દુઃખ લાગશે કે નહિ, એવી રીતે તેમની મનોવૃત્તિ જાળવવાની દરકાર અને વિચાર રાખવો; તેમના ટેકને માન આપીને ચાલવું; એ સર્વે ગુણો સદ્પુરુષના સદ્વર્તનમાં રૂંએ રૂંએ પ્રસરી રહેછે. સામા ધણીની ચાલચલણનો અઘટિત અર્થ કરીને એક મોટું ખોટું કામ કરવાના જોખમમાં ન પડતાં જે સારો માણસ છે, તે તો પોતે જ સહજસાજ નુકસાન વેઠીને બેસી રહેછે. બુદ્ધિની અને નીતિની કેળવણીના પોતાને જેવા લાભ મળેલા છે, તેવા જ બીજા માણસોને મળેલા ન હોય, તેમનાથી જે ભૂલ ચૂક થઈ જાય, અથવા તેમનામાં જે દૂષણ કે ખોડ ખામી માલમ પડી આવે, તેટલા માટે તેમના ઉપર ગુસ્સો ન કરતાં સજ્જન નર હશે, તે ક્ષમા બતાવશે. તે પોતાનાં ઢોરઢાંખર ઉપર પણ દયાભાવ રાખશે. સદ્પુરુષ પોતાની ધન-સંપત્તિનો કે શરીર-સંપત્તિનો કે બુદ્ધિ સંપત્તિનો અભિમાન રાખતો નથી. તે પોતાના અભ્યુદયથી ફૂલાઇ નહિ જાય; અને આફતમાં અકળાઇ નહિ જાય. તે પોતાના વિચારોનો વચવચાટ કરીને બીજાઓને કંટાળો આપશે નહિ; પણ જ્યારે પ્રસંગ આવતાં જરૂર પડે, ત્યારે ખુલ્લા દિલથી તે પોતાના વિચાર સ્પષ્ટ રીતે જણાવવાને ચૂકતો નથી. સદ્ગૃહસ્થ હોયછે, તે જ્યારે બીજાં માણસોનાં કામ કરી દેછે, ત્યારે મેં તમારા ઉપર મોટી મહેરબાની કરી, એવું ડોળ દીમાખ બતાવીને કરતો નથી. સર વૉલ્ટર સ્કૉટે એક વેળા લૉર્ડ લોથિયન વિષે કહ્યું કે, એ એવો નર છે કે,એની પાસેથી કંઇ લીધું હોય કે એના ગુણ હેઠળ આપણે આવ્યા હોઇએ,તો તેમાં આપણને દિલગીર થવું ન પડે, કેમકે એનું સૌજન્ય એવું સારૂં છે; અને એવો સુંદર ગુણ પણ આજ કાલ બીજા માણસોમાં જવલ્લે જ જોવામાં આવેછે.

લૉર્ડ ચાધમે કહ્યું કે, સંસારના દરરોજના કાર્યવ્યવહારની ઝીણી ઝીણી બાબતોમાં પોતાની જાતે અડચણ વેઠીને બીજાને સુખ આપવું, એ જ સદ્ગૃહસ્થની ખાસિયત જાણવી. પારકાના સુખ દુઃખનો જેના દિલમાં નિરંતર પહેલો જ વિચાર આવતો; એવી ઉમદા સુચાલનો દાખલો આપવાને પેલા ગાજી નર સર રાલ્ફ

આબરક્રૉમ્બીની વાત અમે નીચે ટાંકીએ છીએ. અબૂકરના યુદ્ધમાં સર રાલ્ફને જીવ સાટાસાટનો જખમ થયો. તે વખતે તેને ડોળીમાં ઘાલીને ફૂડ્રોયંટ નામની આગબોટ ઉપર લઇ ગયા. તેની વેદનામાંથી તેને જરા ચેન મળે માટે તેના માથા હેઠે ઓસિકાને ઠેકાણે એક સિપાઇની ધાબળી મૂકી; તેથી તેને કેટલીક સાતા વળી. તેણે પૂછ્યું કે, મારા માથા નીચે શું મૂકયું છે? કોઇએ કહ્યું કે, એ તો કંઇ નથી; એક સિપાઇની ધાબળી મૂકી છે. તે સૂતો હતો, ત્યાંથી અર્ધો બેઠો થઇને બોલ્યો કે, પણ એ કોની છે? કોઇએ જવાબ દીધો કે, કોઇ સિપાઇની છે. સર રાલ્ફે કહ્યું કે, એ જેની છે, તેનું નામ જાણવાની મારી મરજી છે. વળી પેલા માણસે ઉત્તર આપ્યો કે, સર રાલ્ફ, એ તો ૪૨ મી પલટણના સિપાઇ ડંકન રૉયની છે. સર રાલ્ફે પછી કહ્યું કે, એ તો ઠીક, પણ ડંકન રૉય ધાબળી વગરનો રહેવો ન જોઇએ. આજ રાતે જ તેને આ ધાબળી પાછી મળે, એમ કરવાને ભૂલશો નહિ. આ સેનાપતિ કેવો સદ્પુરુષ! કે તે પોતાના અંતકાળની વેદના વખતે જરા ચેન પડવાને માટે એક રાતનાં રાત પણ કોઇ સિપાઇને તેની ધાબળી વિના રાખવાને રાજી ન હતો. ઝૂટ્ફનની લડાઇમાં સિડ્નિ રણભૂમિમાં મરણતોલ થઇને પડયો. તેને ઘણી તરસ લાગવાથી કોઇએ પાણી ભરીને એક પ્યાલો આણી આપ્યો. તે પોતે ન પીતાં એક તરસ્યા સિપાઇને તેણે આપ્યો. એના જ જેવું આ ઊમદા દૃષ્ટાંત છે.

પેલા ચાપચીપીઆ બૂઢા ફુલરે મહાન નૌકા-સેનાપતિ સર ફ્રાન્સિસ ડ્રેકની ચાલચલગતનું વર્ણન કર્યું છે. સંક્ષેપમાં જોવા જઇએ, તો તે ઉપરથી સદ્ગૃહસ્થમાં અને સંસારમાં રૂડી રીતે રહીને કામકાજ કરનાર માણસમાં કેવા કેવા ગુણ જોઇએ, તે જણાઇ આવશે. તે લખેછે કે, (સજ્જન પુરુષ) એક-પત્નીવ્રત પાળેછે; પોતાના કામકાજમાં સદા વાજબી રીતે ચાલેછે; તે એક વચની હોયછે; પોતાના તાબાનાં માણસો ઉપર દયા રાખેછે; તેને આળસ ઉપર અત્યંત તિરસ્કાર હોયછે; બીજાં માણસો ગમે એવાં વિશ્વાસપાત્ર અને હોશિયાર હોય, તોપણ મોટાં વજનદાર કામો બીજા કોઇને ન સોંપતાં તે પોતાની મેળે જ કરેછે; તે કદી ભયથી બીતો નથી; તે મહેનતથી કદી પાછો હઠતો નથી; અને જયાં હિમ્મત, ચતુરાઇ અથવા ઉદ્યોગનો ખપ હોય, ત્યાં તે હરેક વખતે સૌથી મોખરે—બીજે નંબરે ગમે તે હો, પણ પોતે તો પહેલે જ નંબરે આવીને ખડો રહેછે.



**સમાપ્ત.**

## આ પુસ્તકમાં જે વિશેષ નામો આવ્યાં છે, તે કક્કાવારી નીચે આપ્યાં છે. તેને માટે નીચે જે લખવામાં આવ્યું છે, તે વાંચવાથી તેના સંબંધમાં જોઇતી ઓળખ અને જોઇતો ખુલાસો થશે.



### અ.

અગ્નિ-માપક યંત્ર (Pyrometer)-ઉષ્ણતામાપક યંત્ર (થર્મોમીટર) છે, તે ઉપરાંત અગ્નિનું માપ લેવું હોય, ત્યારે આ યંત્ર વપરાયછે. અગ્નિની આંચથી ધાતુ-દંડ વધતો જાયછે, તેના પ્રમાણમાં ગરમી કેટલી વધી, તે તે દંડ ઉપરના આંકાથી જણાયછે.

અપ્સલ (અપ્સાલા)-સ્વીડનનું પ્રાચીન શહેર; સ્વીડનના રાજાઓને એ શહેરના દેવલમાં રાજ્યાભિષેક કરવામાં આવેછે. એ શહેરમાં 'યુનિવર્સિટી' (વિશ્વવિદ્યાલય) છે, વસતિ, ૨૧,૧૦૯.

અબૂકર-આફ્રિકા ખંડમાં મિસરનું એક ગામ. ઇ. સ. ૧૮૦૧ માં સર રાલ્ફ આબરક્રૉમ્બીએ લીધું.

અમેરિકા-યુરોપખંડથી પાંચ ઘણો મોટો છે.ઈ.સ.૧૪૯૨માં.કોલમ્બસેશોધી કાઢ્યો. ઉત્તર અમેરિકાનું ક્ષેત્રફળ,૮૮,૯૨,૦૦૦,ચો.મા. વસતિ,૮,૮૩,૭૦,૨૦૦, દક્ષિણ ,, ,, ૬૮,૦૦,૦૦૦, ચો.મા. વસતિ,૩,૩૩,૪૨,૭૦૦, અને કુલ ક્ષેત્રફળ, ૧,૫૬,૯૨,૦૦૦, ચો.મા.કુ.વ., ૧૨,૧૭,૧૨,૯૦૦.

અર્સ્કિન, લૉર્ડ ટૉમસ-ઇ. સ. ૧૭૫૦-૧૮૨૩, બ્રિટિશ ન્યાયશાસ્ત્રી, વક્તા અને ગ્રંથકર્તા. મોટા મુકદમાઓમાં વકીલાત કરવાથી પ્રખ્યાતિને પામ્યો છે.

અલાહબાદ-ગંગા અને જમનાના સંગમ ઉપર; પ્રયાગના નામથી એ શહેર હિંદુઓમાં મહા પવિત્ર ગણાયછે; દરવર્ષે બે લાખ માણસોનો જાત્રા ઉપર મેળો ભરાયછે. વસતિ, ૧,૭૫,૨૪૬.

અલેક્ઝાંડર, પહેલો-ઈ. સ. ૧૭૭૭-૧૮૨૫, રશિયાનો પાદશાહ. નેપોલિયનની સાથે તેને ઘણી લડાઈઓ થઇ હતી. તે પ્રજાને સુખકર હતો. ઇ. સ. ૧૮૦૧ માં ગાદીએ બેઠો.

અવસાન-કાળની ક્રિયા-ખ્રિસ્તિ ધર્મમાં રોમન કાથોલિક સંપ્રદાય પ્રમાણે માણસનો જ્યારે અંતકાળ પાસે આવેછે, ત્યારે તેના હાથ, પગ અને માથા ઉપર પવિત્ર તેલ નાખવામાં આવેછે, તે ક્રિયા.

અવસાન-કાળનું ભોજન-ઇસુ ખ્રિસ્તને શૂળીએ ચઢાવતા પહેલાં તે પોતાના ચેલાઓ સાથે છેલ્લું વાળુ કરવા બેઠા હતા, તે.

## આ.

આસ્ત્રાખાન-એશિયાઇ રશિયાનો એક પ્રાંત, ક્ષેત્રફળ, ૯૧,૪૨૭ ચોરસ માઇલ, વસતિ ૫,૧૫,૨૦૦. એ જ પ્રાંતનું મુખ્ય શહેર પણ આસ્ત્રાખાન, તેની વસતિ, ૧,૦૪,૮૫૬.

આસે-નીઝામના હેદરાબાદનું ગામ, ઇ. સ. ૧૮૦૩માં અંગ્રેજોએ મરાઠાને હરાવ્યા.

આંજેલો, મિકલ બોનારોટી-ઇ. સ. ૧૪૭૫-૧૫૬૪, પહેલા વર્ગનો ચિત્રકાર, શિલ્પિ અને બાંધકામ જાણનાર; ઇટલીમાં ટસ્કનીના જૂના ખાનદાન કુટુંબનો એ હતો.

આંજેર-ફ્રાન્સનું પ્રાચીન શહેર, વસતિ, ૭૨,૬૬૯. તેમાં ઇતિહાસ--પ્રસિદ્ધ ઇમારતો છે.

આંટિયસ-એશિયાખંડમાં લિબિયાના રણમાં મોટો રાક્ષસ થઇ ગયો છે. એની માતા પૃથ્વી અને પિતા વરૂણ હતાં. તેને બળદેવ સાથે લડાઇ થઇ. તેમાં તે હારતો કે પૃથ્વી ઉપર પડવાથી, તેની માતાના સ્પર્શથી તે પાછો કૌવતમંદ બનતો; આખરે બળદેવે તેને અધર હવામાં રાખીને મારી નાખ્યો. આ કલ્પિત કથાનું રહસ્ય એ છે કે, લિબિયાની ઉજડ રણ-ભૂમિ કળા અને મહેનતથી ફળવાન્ કરવામાં આવી.

આંટિનૂસ-બિથિનિયા પ્રાંતનો એક જુવાન, તેની ખૂબસુરતીને માટે પ્રખ્યાત હતો. રોમના હાડ્રિયન પાદશાહની તેના ઉપર પ્રીતિ હતી. તેણે તેના નામ માટે એક શહેર બંધાવ્યું, ટંકશાળમાં ચાંદ પડાવ્યા, બાવલાં ઘડાવ્યાં, ઓચ્છવ કરાવ્યા અને મેળા ભરાવ્યા. તે નીલ નદીમાં ડૂબી મૂઓ, ઇ. સ. પૂ. ૧૩૨ ?

આંડલે-ફ્રાન્સનું એક ગામ, વસતિ, ૫,૪૦૦.

આઉટ્રામ અથવા ઉટ્રામ, સર જેમ્સ-ઇ.સ. ૧૮૦૩-૧૮૬૩, મોટો સેનાપતિ, તેણે અફગાનીસ્તાનમાં, સિંધમાં અને, બળના બળવા વખતે નોકરી બજાવી હતી. તેને બારોનેટનો ક્તિાબ મળ્યો. વળી હેદરાબાદ, સતારા, અને વડોદરામાં એ રેસિડંટ હતો. ઉચ્ચ નિયમો પાળીને ચાલનારો મહાત્મા હતો.

આગ્રા-જમના નદી ઉપર છે; વસતિ, ૧,૬૮,૬૬૨, હિંદુ ધર્મ પ્રમાણે દશ અવતારમાંથી છઠ્ઠો અવતાર પરશુરામનો અત્રે થવાથી તે તીર્થની જગા ગણાય છે. તાજમહેલ, મોતી-મસ્જીદ, જમના-મસ્જીદ વગેરેને માટે પ્રખ્યાત છે.

**આડજુટંટ મેજર**–લશ્કરી અમલદાર, કર્નલને મદદ કરવાને રાખેલો હોય છે.

**આડિજ**–જર્મની, ટાઇરલ અને ઇટલીમાં એ નદી ૨૨૦ માઇલ વહીને વેનિસના અખાતને મળે છે.

**આડિસન, જોઝફ**–ઇ. સ. ૧૬૭૨–૧૭૧૯; ગાર્ડિયન (રક્ષક), ટાટ્લર (ડાંડિયો), સ્પેક્ટેટર (દ્રષ્ટા) વગેરે પત્રોમાં સુંદર, સાદી, સરળ ઇબારતથી લખનાર, કવિ અને નિબંધકાર.

**આડ્રિયન, છઠ્ઠો**–ઇ.સ. ૧૪૫૯–૧૫૨૩. રોમનો પોપ. તેણે રોમન કાથોલિક સંપ્રદાયમાં ઘણાક સુધારા કર્યા.

**આથેન્સ**–ગ્રીસનું પ્રાચીન જગત્ પ્રસિદ્ધ શહેર, વસતિ, તે સમયમાં ૧૦,૭૮,૨૪૬, હાલ ૫૦,૦૦૦.

**આદમ–હુવા**–જેમ ભરતખંડી આર્યો પુરુષ–પ્રકૃતિને, શિવ–શક્તિને સૃષ્ટિનું આદિ કારણ માનેછે, તેમ યાહુદી, ખ્રિસ્તિ, અને મુસલમાન લોકો આદમ તથા હવાને માણુસ જાતનાં માબાપ માનેછે. ઇ.સ.પૂ. ૪૦૦૪ માં ઈશ્વરે આદમને, અદ્મી (આરબી) એટલે લાલ માટીમાંથી પેદા કર્યો કહેવાયછે.

**આન**–ગ્રેટ બ્રિટનની રાણી, જન્મ ઈ. સ. ૧૬૬૪–૧૭૧૪. રાજ્ય કર્યું ઇ. સ. ૧૭૦૨–૧૭૧૪; એના વખતમાં ગ્રેટ બ્રિટન શૂરવીરો અને વિદ્વાનોથી તેજોમય થયું હતું. એના સમયમાં જ ઈંગ્લંડ સાથે સ્કૉટ્લંડ જોડાયું અને એ બે સંયુક્ત થએલા દેશોનું નામ ગ્રેટ બ્રિટન કહેવાયું. વળી એના જ વખતમાં સાહિત્ય–શાસ્ત્રીઓ અને કુશળ પંડિતો થવાથી તે ઈંગ્લંડનો 'ઑગસ્ટન કાળ' કહેવાય છે. આપણા દેશમાં જેમ પંડિત–પરીક્ષક અને પંડિત–પોષક ભોજ રાજા થઇ ગયો, તેમ ઑગસ્ટસ શહેનશાહ રોમમાં થયો, ત્યારે ઘણા વિદ્વાન્ પુરુષોનો પાક થઇ આવતાં તે 'ઑગસ્ટન કાળ' કહેવાય છે; અને આન રાણીના વખતમાં એપ્રમાણે બનવાથી તે સમય પણ 'ઑગસ્ટન' સમય કહેવાયછે.

**આનાકસાગોરસ**–એશિયા માઇનરમાં જન્મ્યો હતો. ઇ. સ. પૂ. ૫૦૦–૪૨૮. સૉક્રેટીસ અને પેરિક્લીસ જેવા જ્ઞાની અને વક્તા એના શિષ્ય હતા. અર્વાચીન તત્ત્વજ્ઞાનનો બહુધા પિતા ગણાય છે.

**આબર્ડીન**–સ્કૉટલંડનું ઉત્તરમાં આવેલું શહેર; વસતિ, ૧,૨૯,૫૪૩.

**આબર્ક્રૉમ્બી, સર રાલ્ફ**–ઇ. સ. ૧૭૩૪–૧૮૦૧, સ્કૉટલંડનો એક મોટો સેનાપતિ.

**આબરનેથી, જૉન**–ઇ. સ. ૧૭૩૪–૧૮૦૧, એક વિખ્યાત અંગ્રેજ વૈદ્ય.

**આબ્વીલ**–ફ્રાન્સનું કિલ્લેબંધી શહેર, વસતિ, ૧૮,૨૦૮.

**આબ્બે ટેસે**–મઠનો અધિપતિ, મહંત.

**આલ્બિમાર્લ**, ક્રિસ્ટોફર, ડયુક ઑફ્–જૉર્જ મંકનો દિકરો, ઇ. સ. ૧૬૮૮ માં જમેકા ટાપુમાં ગવર્નર હતો, ત્યાં મરણ પામ્યો.

**આલ્બિમાર્લ**, જૉર્જ મંક, ડયુક ઑફ્–ઇ. સ. ૧૬૦૮-૧૬૭૦, પહેલા ચાર્લ્સના વખતમાં રાજાના પક્ષમાં રહી પાર્લમેંટની સામા લડયો હતો. ક્રૉમ્વેલના મરણ પછી બીજો ચાર્લ્સને એણે ગાદી ઉપર બેલાવ્યો. તે અરસામાં તેને ક્રૉમ્વેલના પક્ષમાં રહેવું પડયું હતું.

**આલન**, વિલિયમ-ઇ. સ. ૧૭૭૦–૧૮૪૩, એક અંગ્રેજ રસાયનશાસ્ત્રી.

## ઇ.

ઇઝ્રાએલ–હીબ્રુ ભાષામાં એ શબ્દનો અર્થ ‘પ્રભુનો યોદ્ધો’ એવો થાય છે. યાહુદી લોકોની બાર જાત છે, તેમાંની એક જાત; તેમને મિસર દેશ ફારોહા રાજાના જુલમથી છોડવો પડયો, અને સ્વભૂમિમાં જતા પહેલાં તેમને ચાળીશ વરસ અર્બસ્તાનના રણુમાં રખડવું પડયું.

ઇટલી–યુરોપનો દક્ષિણુ દેશ, ક્ષેત્રફળ ૧,૧૦,૬૨૩ ચોરસ માઇલ; વસતિ, ૩૦,૫૩૫,૮૪૮. એનું મુખ્ય શહેર રોમ છે.

ઇંડિયા બિલ–હિંદુસ્તાનને લગતો કાયદો.

ઇન્વરનેસશિયર–સ્કૉટલંડનું પરગણું, ક્ષેત્રફળ ૪૦૮૮, ચોરસ માઇલ, તેમાં $\frac{2}{3}$ ઉજાડ છે, વસતિ, ૯૦,૧૨૧.

ઇપાઇરસ–યુરોપમાં ગ્રીસનો પ્રાચીન પ્રાંત; હાલ તુર્કસ્તાનને તાબે છે.

ઇલૌ–પ્રશિયાનું એક ગામ, વસતિ, ૩,૦૦૦, એ ઠેકાણે ફ્રેંચ લોકોએ પ્રશિયન અને રશિયન ફોજને હરાવી.

ઇર્વિંગ, વૉશિંગટન–ઇ. સ. ૧૭૮૩–૧૮૫૯; એક મોટો ગ્રંથકર્તા. અમેરિકામાં ન્યૂયૉર્કમાં જન્મ્યો હતો.

ઇર્વેલ-એ નદી ૪૦ માઇલ સુધી વહીને મર્સીને મળે છે.

ઇરાન અથવા પર્શિયા–એશિયાનો એક દેશ, ક્ષેત્રફળ, ૬,૨૮,૦૦૦ ચોરસ માઇલ; વસતિનો અંદાજ ૯૦,૦૦,૦૦૦, મુસલમાની રાજ્ય છે; રાજા ‘શાહ–ઇન--શાહ કહેવાય છે’ એટલે ‘રાજાધિરાજ.’

ઇશ્માએલ–હીબ્રુમાં એ શબ્દનો અર્થ ‘ઇશ્વર સાંભળે છે’ એવો થાય છે. અભરામના ઘરમાં હાગાર નામની દાસી હતી. તેની પરણીઅત સ્ત્રીનું નામ સારા હતું. સારા ઘરડી થઇ, પણ તેને સંતાન ન થવાથી, સારાના કહેવાથી, આગળના યાહુદી લોકોની રીત પ્રમાણે અભરામની પ્રાર્થના ઇશ્વરે સાંભળી અને તેને હાગારથી પુત્ર થયો, તેનું નામ ઇશ્મા-એલ; દૈવયોગે પાછળથી સારાને પણ પુત્ર થયો, તેનું નામ ઇસાક. આમ થવાથી સારાએ હાગારને અને ઇશ્માએલને ઘરમાંથી કાઢી મૂકયાં. એ ઇશ્માએલને આરબ લોક પોતાનો અને આરબી ભાષાનો મૂળ પુરુષ ગણે છે, તે ૧૩૭ વર્ષ જીવ્યો.

ઇશ્વરના દરબારનું અમૃત-યાહુદી લોકોને મિસરમાંથી નીકળવું પડયું, અને પોતાના વતનમાં પહોંચતાં, એમને ચાળીશ વરસ સુધી અર્બસ્તાનના રણમાં રઝળવું પડયું; દરમિયાન તેમની પાસે ખાવાનું રહ્યું નહિ; પણ તેઓ 'દેવના કૃપાપાત્ર લોક' હતા, તેથી આકાશમાંથી રાત્રે મધ જેવો મિષ્ટ પદાર્થ જમીન ઉપર જામતો; તેને સવારમાં તેઓ એકઠો કરી લઇ, તે વડે પોતાનું પોષણ કરતા. એ પદાર્થને 'માના' કહેછે.

ઇસ્ટ ઇંડિયા કંપની-પ્રથમ વિલાયતથી વેપારને માટે એલિઝાબેથ રાણીના પરવાના મેળવીને હિંદુસ્તાનમાં ઇ. સ. ૧૬૦૧માં આવી હતી.

ઇસ્કિલસ-ઇ. સ. પૂ. ૫૨૫-૪૫૬, આથીનિયન નાટકનો પિતા; એણે નેવું નાટક લખ્યાં છે; તેમાંથી માત્ર સાત જ હાલ હયાત છે; કરુણારસનો ચિત્રકાર કવિરાજ.

## ઉ.

ઉઆહીન-સોસાએટી ટાપુઓમાંનો એક, વસતિ ૨૦૦૦.

ઊટ્રામ-જુઓ 'આઉટ્રામ'.

## એ.

એ-થી-ઝેડ-અંગ્રેજી મૂળાક્ષરના છવ્વીશ અક્ષરો બતાવવાને પહેલો તથા છેલ્લો લખેલો છે.

એકિલીસ-ઇલિયડ કાવ્યનો નાયક; બધા ગ્રીક સૈન્યમાં પ્રચંડ શૂરવીર. આખા શરીરમાં માત્ર જમણી પાનીએ ભેદી શકાય એવો વર તેને મળ્યો હતો.

એકેનસાઇડ, માર્ક-ઇ. સ. ૧૭૨૧-૧૭૭૦. કવિ અને વૈદ; એનામાં એક દોષ હતો, તે પોતાના હલકા કુળથી લજવાતો. 'ભવ્ય કલ્પનાથી મળતા આનંદ' ઉપર એણે કવિતા રચી છે.

એગ્ઝેટર--ઇંગ્લંડમાં ડેવનશિયર પરગણાનું બંદરી શહેર; વસતિ, ૩૭,૫૮૦.

એજવર્થ, રિચર્ડ લૉવેલ--ઇ. સ. ૧૭૪૪-૧૮૧૭, આયર્લંડનો એક નામાંકિત ગ્રંથકર્તા; તે પોતાની પ્રસિદ્ધિને પામેલી દીકરી મેરીઆ એજવર્થને સાથે રાખીને લખતો. એ કુમારિકા (ઇ. સ. ૧૭૬૭-૧૮૪૯) એ પણ ઘણા ગ્રંથો લખ્યા છે; તેમાં મીઠી મીઠી વાતોનું જે લઘુ પુસ્તક મેં રચ્યું છે, તે એ બાઇના એક ગ્રંથ ઉપરથી લખ્યું છે.

એજાક્સ--ઇલિયડના કાવ્યમાં ટ્રૉય શહેરનો મહાવિગ્રહ વર્ણવ્યો છે, તેમાં ગ્રીકપક્ષમાં એકિલીસથી બીજે નંબરે સર્વોપરિ શૂરવીર.

એડ્રુરિયા--ઇટલીના ટાઇબર નદીથી વાયવ્ય ખુણામાં આવેલો પ્રાચીન પ્રદેશ.

એટ્રુસ્કન—એટ્રુરિયા, ટિર્હેનિયા અથવા ટાહિયા, પ્રાચીન ઇટલીના પ્રાંતના લોક.

એટી, વિલિયમ—ઇ. સ. ૧૭૮૭–૧૮૪૯, નીતિ–બોધક અને ઇતિહાસવિષયક ચિત્રકાર.

એડવર્ડ પહેલો—ઇ.સ.૧૨૩૯–૧૩૦૭; ઇંગ્લંડની ગાદીએ બેઠો, ઇ.સ. ૧૨૭૨.

એડવર્ડ ત્રીજો—ઇ. સ.૧૩૧૨–૧૩૭૭, ઇંગ્લંડની ગાદી ઉપર ઇ. સ. ૧૩૨૭માં બેઠો. ઇંગ્લંડનો કીર્તિવંત રાજા. તેણે ઘણી લડાઇઓમાં જય મેળવ્યો છે. એના વખતમાં ફોડવાના દારૂની શોધ થઇ અને ફ્લાંડર્સમાંથી લૂગડાં વણવાનો હુનર દાખલ થયો.

એડિનબરો—સ્કૉટલંડનું મુખ્ય શહેર, વસતિ, ૨,૬૭,૬૭૨.

એન્સ—ઑસ્ટ્રિયામાં એન્સ નદી ઉપર છે, વસતિ, ૪,૦૦૦.

એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા-ગ્રેટબ્રિટનનો વિશ્વ-કોષ; જેમાં સર્વ શાસ્ત્ર, વિદ્યા, કળા આદિની હકિકત તથા જીવન ચરિત્રો, ભૂગોળમાં આવેલાં સ્થળ વગેરે, કક્કાવારી કોષ પ્રમાણે અનુક્રમે વર્ણવેલાં હોય છે.

એ-હેન, ફ્રીડ વૉલ્ટર વૉન શીર્ન હાઉસ—ઇ. સ. ૧૬૫૭–૧૭૦૮; એક અમીર વર્ગનો જર્મન ગણિતશાસ્ત્રી.

એરશિયર—સ્કૉટલંડમાં દરિયા કાંઠાનું પરગણું, ક્ષેત્રફળ, ૧,૧૨૮ ચોરસ માઇલ, વસતિ, ૨,૨૬,૩૮૬.

એરોમાંગા—પાસિફિક મહાસાગરનો બેટ, પેપુઅન નામના જંગલી લોકો એમાં રહેછે. તેમણે ઇ. સ. ૧૮૩૯માં જૉન વિલિયમ્સને મારી નાખ્યો.

એલ્ડન, જૉન સ્કૉટ, અર્લ ઑફ—ઇ. સ. ૧૭૫૧–૧૮૩૮, ન્યાયશાસ્ત્રી અને રાજનીતિજ્ઞ.

એલિઝાબેથ-ઇંગ્લંડની ગાદી ઉપર કુમારિકા રાણી, ઇ. સ. ૧૫૫૩–૧૬૦૩; જન્મ, ઇ.સ. ૧૫૩૩.

એલિયટ, જૉર્જ (ખરૂં નામ, મેરિયાન ઇવાન્સ)—ઇ. સ. ૧૮૧૯–૧૮૮૦, હાલના લખનારાઓમાં એ બાઇ પહેલા વર્ગમાં ગણાયછે. કવિ અને નવલ કથાકાર. રાણી વિક્ટોરિયાને એનાં પુસ્તકો ઉપર અત્યંત ભાવ હતો; તેને પોતાના કબાટમાં રાખતાં અને વાંચતાં.

એલેનબરો—એડવર્ડ લૉ, અર્લ ઑફ—ઇ. સ. ૧૭૯૦–૧૮૭૧. હિંદુસ્તાનનો ગવર્નર જનરલ અને રાજનીતિજ્ઞઃ તેણે સિંધપ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો.

એશિયા—પૃથ્વીનો મોટામાં મોટો, સૌથી વધારે વસતિવાળો ખંડ, મનુષ્ય પ્રાણીનું અને સઘળા ધર્મનું મૂળ ઉત્પત્તિસ્થાન, ક્ષેત્રફળ, ૧૭,૨૫૫,૮૯૦, ચોરસ માઇલ, વસતિ, ૮૫૦,૦૦૦,૦૦૦.

એરડૉંગ-ફ્રાન્સનું એક કિલ્લેબંધી ગામ, વસતિ, ૩,૨૦૦.

એસેક્સ-ઈંગ્લંડનું પરગણું, ક્ષેત્રફળ,૧૫૪૨,ચોરસ માઇલ; વસતિ,૭,૮૫,૪૪૫.

## ઓ.

ઑક્સફર્ડ-લંડનથી ઈશાન ખૂણામાં સાડીસત્તાવીશ કોશ ઉપર,એ જ નામના પરગણાનું મુખ્ય શહેર, બે નદીઓના સંગમ ઉપર છે, સરસ્વતીનું આદિ સ્થાન, વસતિ, ૪૫,૭૪૨.

ઑક્સફોર્ડશિયર-ઇંગ્લંડના મધ્ય ભાગનું પરગણું, ક્ષેત્રફળ,૭૫૬ ચોરસ માઇલ; વસતિ, ૧,૮૫,૬૬૯.

ઑગ્રેર-ફ્રાન્સનું જૂનું શહેર, વસતિ, ૧૬,૭૫૪.

ઑગસ્ટસ, કાયસ ઑકટેવિયસ-ઇ. સ. પૂ. ૬૩—ઇ. સ. ૧૪. રોમન સહેનશાહતનો પહેલો સહેનશાહ, ઇ. સ. પૂ. ૨૭ થી.

ઑગસ્ટસ, ફ્રેડરિક પહેલો-ઇ. સ. ૧૫૨૬-૧૫૮૬, સાક્સનીનો શાણો ઠાકોર. તેણે ડ્રેસ્ડનના પુસ્તકાલયની સ્થાપના કરી.

ઓગ્રેરો, પીએર ફ્રાંસ્વો ચાર્લ્સ-ઇ. સ. ૧૭૫૭-૧૮૧૬. નેપોલિયનનો બહાદુર સેનાપતિ. કેટલીક મુદ્દતથી તે એક ઘાથી પીડાતો હતો અને તેને તાવ આવતો હતો, તોપણ પોતે બંધાઇને ઘોડાઉપર બેસીને લડાઇમાં ગયો; તે ડયુક ઑફ કાસ્ટિલિયૉન અને ફ્રાન્સનો માર્શલ થયો.

ઓટેફ્યુયા, ઝિયાં-ઇ. સ. ૧૬૪૭-૧૭૨૪; મોટો ફ્રેંચ યંત્રશાસ્ત્રી.

ઑડૂબૉ, જૉન જેમ્સ-ઇ. સ. ૧૭૮૦-૧૮૫૧; અમેરિકાના પક્ષીઓની શોધમાં એના જેવો બીજો કોઈ થયો નથી.

ઓપી, જૉન,-ઇ.સ.૧૭૬૧-૧૮૦૭, બાઇબલના અને ઇતિહાસના બનાવોનો એક પ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકાર.

ઓલ્ડહામ-લાંકાશિયર પરગણાનું શહેર, માંચેસ્ટરથી ઇશાન ખૂણામાં ત્રણ ગાઉ ઉપર; વસતિ, ૧,૪૬,૭૧૬.

ઑલ્ફ્રેડ, મહાન્-ઇ.સ. ૮૪૯-૯૦૧. ઈંગ્લંડનો પરાક્રમી, શાણો રાજા.

ઑલ્સેસ-ઑલ્સેસ લૉરેઇનનો પ્રાંત હાલ જર્મનીને તાબે છે,વસતિ,૧૬,૦૩,૫૦૬. ઇ. સ. ૧૮૭૧માં એ પ્રાંત જ્યારે ફ્રાન્સના હાથમાંથી ગયો, ત્યારે ૪૫,૦૦૦ રહેવાશીઓ જર્મનીની હદ છોડીને ફ્રાન્સમાં આવી રહ્યા. કેવું દેશાભિમાન!

ઓવન, સર રિચર્ડ-ઇ. સ. ૧૮૦૪-૧૮૯૨, જૉન હંટરના સંગ્રહની સંપૂર્ણ ટીપ કરતાં એને ત્રીશ વર્ષ લાગ્યાં; પણ તેમ કરવાથી તે સર્વથા મોટો શારીર શાસ્ત્રી નીવડયો.

ઓવનફેલ્થામ–એક અંગ્રેજ ગ્રંથકર્તા. આશરે સત્તરમી સદીના મધ્ય ભાગમાં જન્મ્યો હતો અને આશરે ઇ. સ. ૧૬૭૮માં મરણ પામ્યો. તેણે 'ઇશ્વર-સંબંધી, રાજકીય અને નીતિના નિશ્ચયો' નામનું પુસ્તક લખ્યું, તેની ઇ. સ. ૧૭૦૯ સુધીમાં બાર આવૃત્તિઓ થઇ ગઇ.

ઓવરસ્ટેન, સામ્યુઅલ જોન્સ લૉઇડ, લૉર્ડ–એ નામનો પ્રથમ અમીર. ઇ. સ. ૧૭૯૬ માં જન્મ્યો.

ઑવિડ, પબ્લિયસ ઑવિડિયસ નાસો–ઇ. સ. પૂ. ૪૩–ઇ. સ. ૧૯? પ્રસિદ્ધ પ્રાચીન રૂમી કવિ દેશવટામાં જ મરણ પામ્યો.

ઑસ્ટેલ–સૅંટ કૉર્નવૉલનું ગામ, વસતિ, ૩,૮૨૩.

ઑસ્ટ્રિયા–યુરોપખંડના મધ્ય ભાગનો દેશ. ક્ષેત્રફળ, ૩,૨૭,૨૦૦ ચોરસ માઇલ, વસતિ, ૩,૫૯,૦૪,૪૩૫; અપર ઑસ્ટ્રિયા વસતિ, ૭૮૫,૮૩૧; લોઅર ઑસ્ટ્રિયા, વસતિ ૨૬,૬૧,૭૯૯, કુલ વસતિ ૩૪,૪૭,૬૩૦.

## ક

કનિંગામ, આલન–ઇ. સ. ૧૭૮૪–૧૮૪૨, સ્કૉટલંડનો કવિ; વાર્તા લખનાર તરીકે પ્રખ્યાત છે.

કપ્તાન–એક રેજીમેંટના વિભાગને 'કંપની' કહેછે. તેમાં ૬૦ થી૧૦૦ માણસ હોય છે, તેનો ઉપરિ.

કમિશનર–અમુક કામની વ્યવસ્થાપક કમિટી અથવા મંડળીનો સભાસદ.

કર્નલ–એક લશ્કરનો મુખ્ય ઉપરિ; બ્રિગેડિયર જનરલથી બીજે નંબરે.

કર્નિઝ સ્ટાઇન–સાકસનીનું ગામ; આઠસે ફુટ ઊંચું એક ખડક છે, તે ઉપર એ કિલ્લો છે. વસતિ ૨,૮૦૦.

કરન, જૉન ફિલ્પૉટ–ઇ. સ. ૧૭૫૦–૧૮૧૭; બારિસ્ટર, ભાષણ-કર્તા અને આયર્લંડનો રાજકીય પુરુષ. આઇરિશ હાઉઝ ઑફ કૉમન્સનો મેમ્બર, તે મોટી પદવી ઉપર હતો.

કરમાનશાહ–ઈરાનનું શહેર, વસતિ, ૩૨,૦૦૦.

કરારા–ઇટલીનું એક શહેર; એની ખાણોમાંથી બે હજાર વરસથી આરસ નીકળેછે. ગામનાં ઘણાં ઘર આરસનાં બાંધેલાં છે, વસતિ, ૨૫,૫૧૩.

કાઉંટેસ–અમીરજાદી, કાઊંટની નારી જાતિ.

કાઉપર અથવા કૂપર, વિલિયમ–ઇ. સ. ૧૭૩૧–૧૮૦૦; એક સુપ્રસિદ્ધ અંગ્રેજ કવિ.

કાંટરબરી–ઇંગ્લંડમાં પહેલે નંબરે ધર્મની ગાદીનું શહેર. વસતિ, ૨૩,૦૬૨. અહિંના ધર્માધ્યક્ષ ઈંગ્લાંડના રાજારાણીને રાજ્યાભિષેક કરેછે. પાદશાહી કુટુંબથી બીજો અને તમામ અમીર વર્ગથી એનો દરજ્જો પહેલો છે.

કાનપૂર-ગંગા નદી ઉપરનું શહેર; વસ્તિ, ૧,૮૮,૭૧૨, ઇ. સ. ૧૮૫૭ ની તા. ૫ મી જૂનને રોજ નાના સાહેબે ૨૦૫ અંગ્રેજ સ્ત્રીઓ તથા છોકરાંઓને મારી નખાવીને ખુશાલીમાં નાચ કરાવ્યો !

કાનિંગ, રાઇટ ઑનરબલ જૉર્જ-ઇ. સ. ૧૭૭૦-૧૮૨૭, મોટો રાજકીય પુરુષ, સુંદર વક્તા, અધિકાર અને અમલદારીનો લોભી.

કાનિંગ, વિલિયમ એલેરી-ઇ. સ. ૧૭૮૦-૧૮૪૮, અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનનો એક પ્રસિદ્ધ ધર્મોપદેશક.

કાનોવા, આંટોનિયો-ઇ. સ. ૧૭૫૭-૧૮૨૨, ઇટલીનો વિશ્વ વિખ્યાત શિલ્પિ. એને માર્કિવસ ઑફ ઇશિયાનો મોટો અમીરી એલકાબ આપ્યો હતો. તે કદી પણ તેણે વાપર્યો નથી. તેનું દ્રવ્ય કળા અને કારીગરોમાં તે ખરચી નાખતો.

કામડન, જૉન જેફ્રીસ પ્રાટ, માર્કિવસ ઑફ, કે. જી. ઇ. સ.-૧૭૧૪-૧૭૯૪. એક નામાંકિત રાજકીય નર, ન્યાયાધીશ, અમેરિકામાં લૉર્ડનોર્થની રાજનીતિનો સામાવાળીઓ.

કામ્બાસરેઇ, ઝિયાં ઝાક રેજીસ ડ-ઇ. સ. ૧૭૫૩-૧૮૨૪; નેપોલિયનનો કોડ (કાયદો) ઘડનાર તેનો એક વહાલો નોકર અને મોટો રાજકીય અમીર.

કામ્બેલ, રેવરંડ જૉન-ઇ.સ. ૧૭૬૬-૧૮૪૦, સ્કૉટ્લંડનો વતની, ધર્મોપદેશક.

કામ્બેલ, જૉન લૉર્ડ-ઇ. સ. ૧૭૭૯-૧૮૬૧. સ્કૉટલંડનો વતની, મોટોરા જ્યદારી પુરુષ અને ન્યાયશાસ્ત્રી.

કાર્નો, લાઝેર નિકલસ માર્ગેરીટ-ઇ. સ. ૧૭૫૩-૧૮૨૩; એક ફ્રેંચ ઍંજીનિયર, ગણિત શાસ્ત્રી, રાજકીયનર અને લશ્કરી ખાતાનો વડો ઉપરિ.

કારાવેજો, માઇકલ આંઝેલો મેરિધિ ડા-ઇ. સ. ૧૫૬૯-૧૬૦૯, ઇટલીનો ચિત્રકાર, જન્મભૂમિ કારાવેજો ઉપરથી કારાવેજો નામ પડયું હતું.

કારિસિમિ, જોવેની જોકોમો-ઇ. સ. ૧૫૮૨-૧૬૭૨; એક નામાંકિત ઇટાલિયન સંગીત-શાસ્ત્રી.

કાલ્વેડોસ-ફ્રાન્સના સમુદ્ર કાંઠાનો પ્રાંત, ક્ષેત્રફળ. ૨,૧૩૨, ચોરસ માઇલ, વસતિ ૪,૨૮,૯૪૫.

કાલિસ-ફ્રાન્સનું એક બંદર; ઇંગ્લંડના ડોવર બંદરથી તેર કોસ દૂર છે. વસતિ, ૫૬,૮૬૭.

કાવેંડિશ, હેન્રી-ઇ. સ. ૧૭૩૧-૧૮૧૦, મોટો રસાયનશાસ્ત્રી, સદા કુંવારો જ હતો; સ્ત્રીઓ સાથે બોલવું જ ગમતું નહિ, ઘણો એકાંતવાસી હતો, એક ક્રોડ રૂપિયા મૂકીને મરી ગયો. તેણે હવા તથા પાણીની બનાવટ પ્રયોગ કરીને બતાવી.

કીટ્સ, જૉન-ઇ. સ. ૧૭૯૫-૧૮૨૧. એક પ્રસિદ્ધ અંગ્રેજ કવિ.

કુક, કૅપ્ટન જેમ્સ–ઇ. સ. ૧૭૨૮–૧૭૭૯. એ મહાન્ નાવિકે સોસાએટીના ટાપુ શોધી કાઢ્યા. સાંડિવચ બેટના હાવાઇ ટાપુના માણુસોએ એને મારી નાખ્યો.

કૂવિયે, બારન જૉર્જ લિયેપોલ્ડ ક્રિશ્ચિયન ફ્રેડરિક ડેગોબર્ટ—ઇ. સ. ૧૭૬૯–૧૮૩૨, હાલના સમયનો પ્રખ્યાત પ્રાણીગુણ–ધર્મશાસ્ત્ર વેત્તા, રાજ્યદ્વારી નર, તત્ત્વ–દ્દષ્ટા, ગ્રંથકર્તા.

કેંટ–ઇંગ્લંડનું પરગણું, ક્ષેત્રફળ ૧,૫૫૨ ચોરસ માઇલ; વસતિ,૧૧,૪૨,૩૨૪.

કેઇથનેસ–સ્કૉટલંડનું પરગણું, ક્ષેત્રફળ ૭૧૨ ચોરસ માઇલ; વસતિ,૩૭,૧૬૧.

કેઈરૂગીની,લુઇગી કાર્લો ઝેનોબી સાલ્વાડૉર મેરિયા–ઇ. સ. ૧૭૬૦–૧૮૪૨, નામચીન ઇટાલિયન સંગીત–શાસ્ત્રી.

કેનિયન, લૉઇડ, લૉર્ડ–ઇ. સ. ૧૭૩૩–૧૮૦૨, એનામાં ન્યાયનું અતિસૂક્ષ્મ, ઊંડું અને વિશાળ જ્ઞાન હતું. તે કંજૂસ હતો, તેના મૂઆ પછી તેની પાસેથી ત્રીશ લાખ રૂપિયા નીકળ્યા.

કેપ ઑફ ગુડ હોપ અથવા કેપ કૉલૉની અથવા ધી કેપ–આફ્રિકાની દક્ષિણે અંગ્રેજી મુલક, ક્ષેત્રફળ, ૨,૩૧,૨૭૬ ચોરસ માઇલ; વસતિ, ૧૫,૨૭,૨૨૪. આગળ એ રસ્તેથી યૂરપથી હિંદુસ્તાનમાં વહાણો આવતાં જતાં, પણ એક સફરમાં છ મહિના લાગતા.

કેપ્લર, જોહાન–ઇ. સ. ૧૫૭૧–૧૬૩૦, એક પ્રસિદ્ધ જર્મન ખગોળ–શાસ્ત્રી.

કેમ્પ, જૉર્જ મિકલ-ઇ. સ. ૧૭૯૫–૧૮૪૪, પોતાની શિલ્પકળાના કામમાં કેવળ આપ–બળથી તે નિપુણ થયો. તે અંધારી રાતે આવતો હતો એટલે પૂલ ઉપરથી નહેરમાં પડીને તે મરણ પામ્યો અને તેથી તે પોતાની કલ્પનાની કૃતિ ‘સ્કૉટ–કીર્તિસ્તંભ’ પૂરો થએલો જોવા પામ્યો નહિ.

કેમ્બ્રિજ–એ જ નામના પરગણાનું મુખ્ય શહેર, કૅમ નદી ઉપર છે. ઇંગ્લંડમાં જે બે વિશ્વ–વિદ્યાલય પ્રખ્યાત છે, તેમાં એક ઑકસફર્ડ અને બીજું, કેમ્બ્રિજ; વસતિ, ૩૬,૯૮૩.

કેરી, વિલિયમ–ઇ. સ. ૧૭૬૧–૧૮૩૪, એક ગરીબ ખાલપાનો પુત્ર; કલકત્તામાં સંસ્કૃતનો વિદ્યા–ગુરુ અને ભાષાજ્ઞ, તેણે બાઇબલનું ૨૫ ભાષામાં ભાષાન્તર કર્યું.

કેલરમૅન, ફ્રાન્સ્વૉ ક્રિસ્ટૉફ–ઇ. સ. ૧૭૩૫-૧૮૨૦, ફ્રાન્સનો માર્શલ, પ્રસિદ્ધ શૂરવીર.

કૉંડૉર્સે, ઝિયાં આંટોઇન નિકલસ ડ કારિટાટ માર્કિવસ ઑફ–ઇ. સ. ૧૭૪૩–૧૭૯૪, એક ફ્રેંચ ગણિત–શાસ્ત્રી અને તત્ત્વજ્ઞાની; ઝેર ખાઇને મરણ પામ્યો.

કૉવેંટગાર્ડન અથવા કૉન્વેંટ ગાર્ડન–લંડનમાં આગળ એક મઠ હતો, તે ઠેકાણે હવે મેવા અને શાક ભાજીનું બજાર બાંધ્યું છે. કૉન્વેંટ એટલે મઠ અને ગાર્ડન એટલે બાગ.

કલાઇવ, રૉબર્ટ, લૉર્ડ–પ્લાસીવાળો, ઇ. સ. ૧૭૨૫–૧૭૭૪, હિંદમાં બ્રિટિશ સહેનશાહતનો પ્રથમ સ્થાપનાર, આમની સભાએ એના ઉપર હિંદુસ્તાનમાંથી ગેરરીતે પૈસો મેળવ્યાનું તહોમત મૂકયું; તે પછીથી રદ કર્યું; પણ તેનું મન ઉદાસ થતાં અને અફીણ ખાવાની ટેવ હતી, તે હાલતમાં તેણે આપઘાત કર્યો.

કલૉડ, લૉરેઇન–ઇ. સ. ૧૬૦૦–૧૬૮૨, લૉરેઇનનો એક પ્રસિદ્ધ ચિત્રકાર.

કલેબર, ઝિયાં બાપ્ટિસ્ટ–ઈ. સ. ૧૭૫૪–૧૮૦૦, એક માળીનો છોકરો; ફ્રેંચ સેનાપતિ; મીસર દેશમાં કેરો નગરમાં એક તુરકે એને મારી નાખ્યો. નેપોલિયનની પ્રીતિનો માણસ હતો.

કૉલ્ચેસ્ટર–ઇંગ્લંડમાં એસેકસ પરગણાનું મુખ્ય શહેર, વસતિ,૩૪,૫૫૯.

કૉલ્યુમેલા, લ્યૂશિયસ જૂનિયસ મૉડરેટસ–ઇ. સ. ૪૫ માં થયો. કૃષિ ઉપર તેણે બાર ગ્રંથ લખ્યા છે.

કૉલિંગ્વુડ, કથબર્ટ, લૉર્ડ–ઇ. સ. ૧૭૫૦–૧૮૧૦, અંગ્રેજ નૌકાસેના–પતિ, તે અગિયાર વરસની ઉમરે દરિયાઇ ફોજમાં દાખલ થયો. બાગબગીચા બનાવવાનો એને બહુ શોખ હતો. સ્પેઇનમાં ટ્રફાલ્ગરના નૌકા–યુદ્ધમાં તેણે જય મેળવ્યા પછી એનો એક મિત્ર નૌકા–સેનાપતિ તેને મળવાને આવ્યો. તે બધે ખોળી વળ્યો, પણ કૉલિંગ્વુડ જડયો નહિ. આખરે તેની વાડીમાં જોતાં જોતાં એક ઉંડી ખાઇમાં એ અને એનો બુઝુર્ગ માળી ખૂબ ખંતથી જમીન ખોદાવતાં તેણે જોયા.

કૉર્નીલિયસ નીપૉસ–એક રોમન ગ્રંથકર્તા, તે ઈસવી સનના પહેલા સૈકામાં થઇ ગયો. એણે ‘જીવન ચરિત્રો’ નું એક રમુજી પુસ્તક લખ્યું છે.

કૉસ્મો બીજો, મેડિચી–ઇ. સ. ૧૩૮૯–૧૪૬૪, ફ્લૉરેન્સ નગરના મેડિચી નામના પ્રખ્યાત કુટુંબમાં રાજ્ય પદવી ભોગવી ગયો, એમનો મૂળ પુરુષ મોટો વેપારી હતો.

કૉસ્મો, ડ મેડિચી, મહાન્–ઇ. સ. ૧૫૧૯–૧૫૭૪, ટસ્કનીનો ઠાકોર, હુનર કળાનો અને સાહિત્ય શાસ્ત્રનો આશ્રયદાતા.

કોટસવોલ્ડ–ઈંગ્લંડના ગ્લૉસ્ટર પરગણામાં ડુંગરા છે; ૩૦ માઇલ લાંબા, ૨૦ માઇલ પહોળા, અને એનું ઉંચામાં ઉંચું શિખર,૧,૧૩૪ ફુટ છે.

કોક, સર એડવર્ડ–ઇ. સ. ૧૫૫૨–૧૬૩૩, અંગ્રેજ ન્યાયશાસ્ત્રી અને ગ્રંથ–કર્તા.

**ક્રોબર્ન,** હેન્રી ટૉમસ, લૉર્ડ–ઈ. સ. ૧૭૭૯–૧૮૫૪, સ્કૉટલંડનો ન્યાયશાસ્ત્રી અને ગ્રંથ–કર્તા.

**કૅાર્ટોના,** પીએટ્રો બેરેટીની ડ–ઈ. સ. ૧૫૯૬–૧૬૬૯, ઇટલીમાં કૅાર્ટોના ગામનો શિલ્પશાસ્ત્રી અને ચીતારો. રોમન કૅથોલિક ધર્માચાર્ય–પોપનો વૅટિકન મહેલ એ પુરુષે પોતાની કળાથી વિભૂષિત કર્યો છે.

**કોરન્ના**–સ્પેઇનનું કિલ્લેબંધી શહેર. વસતિ ૩૬,૨૦૦.

**કોરૅમ,** કૅપ્ટન ટૉમસ–ઈ. સ. ૧૬૬૮–૧૭૫૧, એક પરગજુ અંગ્રેજ, તેણે લંડનમાં નધણિયાતાં છોકરાંને માટે આશ્રમ સ્થાપ્યો; અને ઉત્તર અમેરિકામાં જંગલી ઇંડિયનોની છોકરીઓને કેળવણી આપવાને તેણે શાળા સ્થાપી. તેણે આવાં પરોપકારી કાર્યોમાં પોતાનો બધો પૈસો ખરચી નાખવાથી તેની પાછલી ઉમરમાં તેને બીજાંઓની મદદથી પોતાનો નિભાવ કરવો પડતો.

**કોલમ્બસ,** ક્રિસ્ટોફર–ઈ. સ. ૧૪૪૦–૧૫૦૬, જન્મભૂમિ જેનોઆ, જગત્–જાણીતો નાવિક, તેણે અસાધારણ હિમ્મત, ખંત અને ધીરજ વડે ઈ. સ. ૧૪૯૨ માં અમેરિકા શોધી કાઢયો.

**કોલોન**–પ્રશિયાનું શહેર, ન્હાઇન નદી ઉપર, વસતિ, ૨,૮૧,૬૮૧.

**ક્રીસસ**–એશિયા ખંડના એશિયા માઇનરના લિડિયા પ્રાંતનો છેલ્લો રાજા. ઇ. સ. પૂ. ૫૫૭ માં તે ગાદીએ બેઠો. તે તેના ધન–સંગ્રહને માટે પ્રસિદ્ધ થયો છે. તેના દરબારમાં ઈસપ અને સોલન જેવા શાણા પુરુષો હતા. ક્રીસસે પોતાના બધા ભંડાર સોલનને બતાવીને પૂછ્યું, કહે, સોલન, હું કેવો સુખી ! સોલને કહ્યું કે, હે ક્રીસસ, માણસ સુખી છે કે દુઃખી, તે તેના મૂઆ પહેલાં કહી શકાય નહિ. એવો બનાવ બન્યો કે થોડી મુદતમાં ઇરાનના રાજા કૈખુશરૂએ તેનો દેશ જીત્યો, તેને કેદ પકડયો અને તેને જીવતો બાળવાનો હુકમ કર્યો; એ ટાણે ક્રીસસને સોલન સાંભર્યો. તેણે ચિતામાંથી પોકાર મારીને કહ્યું, હે સોલન, સોલન ! કૈખુશરૂ પાદશાહે આ પ્રમાણે બૂમ પાડવાનું કારણ પૂછતાં ક્રીસસે બધી વાત માંડીને તેને કહી સંભળાવી; તેથી વિજયી પાદશાહને પણ આ ફાની દુનિયાના સુખ દુઃખની ફરતી છાંયડીનું જ્ઞાન થયું. તેણે ક્રીસસને છૂટો કર્યો, અને બંને રાજાઓ તે વખતથી જીવજાન દોસ્તો તરીકે રહ્યા.

**ક્રૉમ્વેલ,** ઑલિવર–ઈ. સ. ૧૫૯૯–૧૬૫૮, ઈંગ્લંડના પ્રજા–સત્તાક રાજ્યનો મહાન્ રક્ષક; પ્રતાપી શૂરવીર, પહેલા ચાર્લ્સ રાજાનો કટ્ટો દુશ્મન.

ક્રૉસ-ઇસુ ખ્રિસ્તને યાહુદી લોકોએ શૂળીએ † ચઢાવ્યો, ત્યારથી એ † લક્ષ્ય ચિન્હ ખ્રિસ્તિ લોકોના દેવલો ઉપર રાખવામાં આવે છે, અને રોમન કાથોલિક પંથના લોકો તો કંઇ વિશેષ ભાર દઇને ખાત્રીથી વાત કરવી હોય, ત્યારે હાથના આંગળાંથી એવું † ચિન્હ કરીને બોલે છે.

ક્લાઈડ-સ્કૉટલંડની મોટામાં મોટી નદી, ૭૫ માઇલ લાંબી; એના ઉપર ગ્લાસગો શહેર છે.

ક્લાઇડ-કૉલિન કામ્બેલ, લૉર્ડ-ઇ. સ. ૧૭૯૨-૧૮૬૩, એ પેટીઘડા સૂતારને ઘેર અવતર્યો હતો. સ્પેઇનમાં, ક્રીમીઆમાં, અને '૫૭ ના બલવામાં તે બડી બહાદુરીથી લડયો હતો.

ક્લાર્ક, આડમ-ઇ. સ. ૧૭૬૨-૧૮૩૨, એક પ્રસિદ્ધ આઇરિશ ધર્મોપદેશક અને ધર્મ પંડિત.

ક્લાર્કસન, ટૉમસ-ઇ. સ. ૧૭૬૦-૧૮૪૬, એક અંગ્રેજ પરગજુ મહાત્મા અને હબશી ગુલામોનો મિત્ર.

ક્લારેન્સ, જૉર્જ, ડયુક ઑફ-ઇ. સ. ૧૪૪૯-૧૪૭૮, ઇંગ્લંડના ચોથા એડવર્ડ રાજાનો ભાઇ.

ક્લિયોપાટ્રા-ઇ. સ. પૂ. ૬૯-૩૦; મિસર દેશમાં ટૉલેમી વંશની છેલ્લી રાણી, ઇ. સ. પૂ. ૫૧-૩૦; તેની ખૂબસુરતી, તેની મોહક શક્તિ, તેનાં કુકર્મ અને તેનાં દુઃખને માટે તે પ્રખ્યાત છે. તે દેશના રિવાજ પ્રમાણે તે તેના સગા ભાઇ સાથે પરણી હતી. તેની સાથે ન બનવાથી તેણે રોમના પાદશાહરૂપ સીઝરને પોતાના દુસ્તર પ્રેમ-પાશમાં લીધો અને ભાઇ-ધણીને મરાવ્યો; પછી તે પોતાના નાના ભાઇ સાથે પરણીને મીસરની ગાદીએ બેઠી. તે બાળક છોકરાને તેણે ઝેર દઇને માર્યો. પછી સીઝરનું ખૂન થતા સુધી તે રોમમાં રહી. તે પછી આંટની તેની મોહ-જાળમાં ફસાયો;અને તેનાથી તેને છોકરાં થયાં, પણ આંટનીની હાર થવાથી પોતાની છાતીએ ઍસ્પ જાતના સર્પને કરડાવી પોતે મરણ પામી. શેક્સ્પિયરે ઍનટની અને ક્લિયૉપાટ્રાનું કરુણા-રસિક નાટક લખીને તેને અમર કરી છે.

ક્લૂ, સેંટ-પારિસથી અઢી ગાઉ ઉપર સીન નદી ઉપર ગામ. ફ્રાન્સની પાદશાહતનો એમાં રમણીય મહેલ છે. વસતિ, ૨,૪૦૦.

ક્લે, હેન્રી-ઇ. સ. ૧૭૭૭-૧૮૫૨, અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનનો મહાન્ રાજકીય કુશળ પુરુષ.

ક્વિબેક-ઉત્તર અમેરિકાના કાનાડાના ક્વિબેક પ્રાંતનું મુખ્ય શહેર, સેંટ લૉરેન્સ નદી ઉપર, વસતિ, ૬૩,૦૦૦.

ક્વેકર પંથ–ઇ. સ. ૧૬૨૪માં ઇંગ્લંડના લાંકાશિયર પરગણાના જૉર્જ ફૉકસે સ્થાપ્યો; એ પંથને ફ્રેંડ (મિત્ર) પણ કહે છે.' ક્વેકર ' એટલે ધ્રૂજનાર. એના ઉપદેશકો ઝનૂનમાં આવી જઇ ઉપદેશ કરતાં શરીરે ધ્રૂજી જતા, તેથી એ લોકો ' ક્વેકર ' નામથી ઓળખાય છે.

## ગ.

ગથ્રી, ટૉમસ–ઈ. સ. ૧૮૦૩–૧૮૭૩, સ્કૉટલંડનો એક પ્રસિદ્ધ ધર્મોપદેશક, વક્તા, પરોપકારી અને પરગજુ નર, નીતિ રીતિમાં સુધારો કરનાર, અને લેખક.

ગાલ્વાની, લુઇગી–ઇ. સ. ૧૭૩૭–૧૭૯૮, ઇટલીનો એક મોટો પંડિત; પ્રાણીમાત્રમાં વીજળી છે, તેનો શોધ કર્યો અને તે શાસ્ત્ર તેણે હયાતીમાં આણ્યું, તેથી તેને નામે એટલે ગાલ્વાનિઝમના નામથી એ શાસ્ત્ર ઓળખાય છે.

ગાલાશીલ્ઝ–સ્કૉટલંડનું એક ગામ, વસતિ, ૧૭,૨૪૯.

ગાલિલીઓ અથવા ગાલીલેઆઇ–ઇ. સ. ૧૫૬૪–૧૬૪૨, ઇટલીનો નામાંકિત ખગોળ–શાસ્ત્રી અને વિજ્ઞાન–પંડિત, તેણે દૂરબીન શોધી કાઢયું, બૃહસ્પતિના ચાર ચંદ્ર શોધી કાઢયા, શુક્રની કળાઓ શોધી, પૃથ્વીની ગતિનો તથા આકાશ ગંગામાં ઘણા સૂર્ય છે, તેનો શોધ પણ તેણે કર્યો અને કોપર્નિકસની પદ્ધતિને ટેકો આપ્યો. ઘણા અભ્યાસથી તે છેવટ જતાં આંધળો થયો હતો.

ગારકની–ફ્રાન્સના નૈઋત્ય ખુણામાં ફ્રાન્સનો જૂનો પ્રાંત.

ગિફર્ડ, વિલિયમ–ઇ. સ. ૧૭૫૬–૧૮૨૬, કવૉર્ટર્લી રેવ્યુને જન્મ આપનાર, સખ્ત ટીકાકાર.

ગિબન, એડવર્ડ–ઇ. સ. ૧૭૩૭–૧૭૯૪. ' રૂમી સહેનશાહતનાં અસ્ત અને પતન ' નામના ઐતિહાસિક ગ્રંથોનો શિષ્ટ લેખક; તે નાસ્તિક હતો.

ગિબ્સન, જૉન–ઇ. સ. ૧૭૯૦–૧૮૬૬, ઇંગ્લંડના વેલ્સ પ્રાંતનો એક પ્રસિદ્ધ શિલ્પી; આરસની પ્રતિમાઓ બનાવવામાં એણે જ પ્રથમ રંગ વાપરવા માંડયો.

ગિલ્પિન, સૉરી–ઇ. સ. ૧૭૩૩–૧૮૦૭, પ્રાણી વર્ગનો પ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકાર.

ગિલાન–ઇરાનનો એક પ્રાંત, ક્ષેત્રફળ, ૬૦૦૦? ચોરસ માઇલ, વસતિ, ૧,૫૦,૦૦૦?, મુખ્ય શહેર, રેશ્દ; રેશમની પેદાશને માટે જાણીતું છે.

ગીફ્સ, વિલિયમ–ઇ.સ.૧૮૦૬–૧૮૬૦, બેલ્જિયમનો એક નામાંકિત શિલ્પશાસ્ત્રી.

ગુડ્‌વિન સાંડ્સ–ઈંગ્લંડમાં કેંટની પાસે દરિયા કિનારાના ખડક.

ગૂટ્‌ઝલાફ, કાર્લ–ઈ. સ. ૧૮૦૩–૧૮૫૧, જર્મન ઉપદેશક, તેણે બાઇબલની 'નવીન સ્થાપના' નું ચીનાઇ ભાષામાં ભાષાન્તર કર્યું; તે હૉંગકૉંગમાં મરણ પામ્યો.

ગૂડ, જૉન મેસન–ઈ. સ. ૧૭૬૪–૧૮૨૭, અંગ્રેજ વૈદ્ય, કવિ અને પંડિત.

ગેટે, જોહાન વૂલ્ફ્ગૅંગ વૉન–ઈ. સ. ૧૭૪૯–૧૮૩૨, જર્મનીનો મહાન્ કવિ અને તત્ત્વજ્ઞાની.

ગેરાં, બારન–'બારન'ના અમીરી એલ્કાબનો એક ફ્રેંચ ચીતારો.

ગેઇન્સબ્રો, ટૉમસ–ઇ. સ. ૧૭૨૭–૧૭૮૮, આપ બળથી શીખેલો સૃષ્ટિ લીલાનો ચિત્રકાર, તેણે ડેવનશિયરના ડચેસ ( ઠકરાણી ) ની તસ્વીર ચીતરી હતી, તે ઇ. સ. ૧૮૭૬માં એક લાખ ને પાંચ હજાર રૂપિયે વેચાઇ! ચિત્ર કળાની કદર કરનારી કેવી ઉદાર પ્રજા!

ગેજ–ફીતનો પનો બરાબર રહે અને તેમાં વધઘટ ન થાય, એવો એક નાનો સંચો.

ગોઆ–હિંદુસ્તાનમાં વિજાપુર જીલ્લામાં ફિરંગી અથવા પોર્ચુગીઝના તાબાનો મુલક, ક્ષેત્રફળ, ૧,૪૪૭ ચોરસ માઇલ; વસતિ, ૪,૯૪,૮૩૬. તેના મુખ્ય શહેર પંજીમમાં સંત ઝેવિયેની કબર છે. પંજીમની વસતિ, ૪,૦૦૦.

ગોલ્ડસ્મિથ, ઑલિવર–ઈ. સ. ૧૭૨૮–૧૭૭૪, આયર્લંડનો વતની, અંગ્રેજી સાહિત્યમાં ભૂષણરૂપ કવિ, નવલ કથાકાર, નાટક અને ઇતિહાસ લખનાર.

ગ્રાન્થમ–લિંકનશિયર પરગણાનું ગામ, વસતિ, ૧૬,૭૪૬.

ગ્રાંટ, યુલિસિસ સિમ્સન–ઇ.સ. ૧૮૨૨–૧૮૫૫, અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનના લશ્કરનો સેનાપતિ, અને ૧૮ મો પ્રમુખ.

ગ્રીનિજ–લંડનથી બે ગાઉ ઉપર, ટેમ્સ નદી ઉપર, બીમાર ખલાસીઓને રાખવા માટે મોટું દવાખાનું છે અને પાદશાહી વેધશાળા માટે તે પ્રખ્યાત છે. વસતિ, ૭૮,૧૩૧.

ગ્રીસ–યૂરોપની દક્ષિણમાં પ્રાચીન કાળમાં હુનર કળા, તત્ત્વજ્ઞાન, સાહિત્યાદિ વિષયોમાં જગત્ જાણીતો વીરદેશ, ક્ષેત્રફળ. ૨૫,૪૦૧ ચોરસ માઇલ; વસતિ, ૨૨,૧૭,૦૦૦.

ગ્રીસ, પ્રાચીન–જૂનું નામ ગ્રીશિયા અથવા હેલાસ, તેની પૂર્ણ કળા વેળાએ ઈંગ્લંડ તથા વેલ્સની બરાબર, ક્ષેત્રફળ, ૫૮,૦૦૦, ચોરસ. માઇલ; વસતિ, ૩૫,૦૦,૦૦૦.

ગ્રેગરી, જેમ્સ–ઇ. સ. ૧૬૨૮–૧૬૭૫, સ્કૉટલંડનો ગણિત–શાસ્ત્રી, પરાવર્ત્તનીય દૂરબીનનો શોધક; એના વિદ્યાર્થીઓને દૂરબીનમાંથી બૃહસ્પતિના ઉપગ્રહ બતાવતાં તે એકદમ આંધળો થઇ ગયો અને તે પછી એક વરસમાં તે મરણ પામ્યો.

**ગ્રેગરી**, સાતમો–અસલ નામ હિલ્ડેબ્રાંડ, ઇ. સ. ૧૦૨૦?–૧૦૮૫, રોમન કાથોલિક સંપ્રદાયનો પોપ, ઇટલીના ચોથા હેન્રીએ એને પદભ્રષ્ટ કર્યો અને એણે સમય આવતાં ચોથા હેન્રીને પદભ્રષ્ટ કર્યો.

**ગ્રે**, ટૉમસ–ઇ. સ. ૧૭૧૬–૧૭૭૧, એક અંગ્રેજ કવિ.

**ગ્રેવ્ઝેંડ**–ઈંગ્લંડમાં કેંટ પરગણાનું બંદર, લંડનથી બાર ગાઉ, વસતિ, ૨૪,૦૬૭.

**ગ્રેહામ**, સર જેમ્સ રૉબર્ટ જૉર્જ, બારોનેટ–ઇ. સ. ૧૭૯૨–૧૮૬૧, ઈંગ્લંડનો હોમ સેક્રેટરી.

**ગ્રોટ**, જૉર્જ–ઇ. સ. ૧૭૯૪–૧૮૭૧, લંડનનો એક શરાફ, ગ્રીસ દેશનો મોટો ઇતિહાસ લખનાર.

**ગ્લાડસ્ટન**, વિલિયમ ઇવાર્ટ–ઇ. સ. ૧૮૦૯–૧૮૯૮, રાણી વિકટોરિયાનો દીવાન, લિબરલ પક્ષનો સરદાર, મહાન્ વક્તા તેવો જ લેખક, સાહિત્ય પંડિત, સુધારક, ઇત્યાદિ.

**ગ્લાસગો**–સ્કૉટલંડના વેપારનું મથક, કલાઇડ નદીના બંને કાંઠા ઉપર આવેલું છે, વસતિ, ૬,૭૭,૮૮૩.

**ગ્લીગ**, રેવરંડ રૉબર્ટ જૉર્જ–ઇ. સ. ૧૭૯૬– ? ; ધર્મ ખાતામાં, લશ્કરી ખાતામાં અને કેળવણી ખાતામાં તેણે નોકરી બજાવીને ઇતિહાસના ગ્રંથ લખ્યા છે.

**ગ્લૉસ્ટરશિયર**–ઈંગ્લંડનું પશ્ચિમે આવેલું પરગણું, ક્ષેત્રફળ, ૧,૨૨૫ ચોરસ માઇલ; વસતિ, ૫,૯૯,૯૭૪.

**ગ્વાલિયર**–સિંધિયા સરકારની રાજધાનીનું શહેર,વસતિ, ૧,૦૪,૦૮૩; રાજ્યનું ક્ષેત્રફળ, ૨૫,૮૫૫ ચોરસ માઇલ; વસતિ, આશરે ૩,૦૦૦,૦૦૦. આખા હિંદુસ્તાનમાં એ રાજ્યનો 'મોરાર' નો કિલ્લો સૌથી મોટો અને મજબૂત ગણાય છે.

## ચ.

**ચાંટ્રી**, સર ફ્રાન્સિસ–ઇ. સ. ૧૭૮૧–૧૮૪૧, મહાન્ શિલ્પી, વિકટોરિયા રાણીએ તેને 'સર-નાઇટ' નો ખેતાબ આપ્યો. 'ઉંઘતાં બાળકો'ની તેની કૃતિ અનુપમ ગણાય છે.

**ચાટર્ટન**, ટૉમસ–ઇ. સ. ૧૭૫૨–૧૭૭૦, બાળ–કવિ; તેની કદર ન થવાથી તે ઝેર ખાઇને અઢાર વરસની નાની ઉમરમાં મરણ પામ્યો.

**ચાથમ**, વિલિયમ પિટ, અર્લ ઑફ–ઇ. સ. ૧૭૦૮–૧૭૭૮, રાજનીતિ–રત્ન, સંયુક્ત સંસ્થાનો અમેરિકામાં છે, તે ઉપર કર મૂકવાનો ઈંગ્લંડનો હક નથી, એમ જણાવીને તે લૉર્ડ નૉર્થની નીતિ રીતિની સામા થયો. તે સુભાષિત વકતા હતો. તે અમીરોની સભામાં જ માંદો પડી ગયો અને તે પછી એક માસ જીવીને તે મરણ પામ્યો.

**ચાર્લ્સ**, પહેલો–ઇ. સ. ૧૬૦૦–૧૬૪૯; ઇ.સ. ૧૬૨૫ માં ઇંગ્લંડની ગાદીએ બેઠો; પ્રજા વિરુદ્ધ વર્તવાથી છેવટ અંગ્રેજ પ્રજાએ તેના ઉપર ન્યાયની કૉર્ટમાં કામ ચલાવી તેને ફાંસીની શિક્ષા કરી.

**ચાર્લ્સ**, બીજો–ઇ. સ. ૧૬૩૦–૧૬૮૫; ઇ.સ. ૧૬૬૦ માં ઇંગ્લંડની ગાદીએ બેઠો, ઉપરનાનો પુત્ર થાય.

**ચાર્લ્સ**, પાંચમો–ઇ. સ. ૧૫૦૦–૧૫૫૮, જર્મનીનો પાદશાહ અને સ્પેઇનનો રાજા. જે સુખ તેને રાજ્યના વૈભવ વિલાસમાં ન મળ્યું, તે સુખ એકાંત-વાસમાં સાધુઓના મઠમાં સ્થિતિ કરીને શોધવા તેણે ઇ. સ. ૧૫૫૭ માં રાજ્ય ત્યાગ કર્યો. તવારીખનાં પાનાં ઉપર એનું નામ પ્રસિદ્ધ પુરુષોની પંક્તિમાં ગણાય છે. મહાન્ વિઘ્ન વિજયી, અથાગ શ્રમ કરનાર; સૂક્ષ્મ દૃષ્ટિવાળો, શાણો, ન્યાયી અને દૃઢ મનનો હતો.

**ચાર્લ્સ**, નવમો–ઇ. સ. ૧૫૫૦–૧૫૭૪; ઇ.સ. ૧૫૬૦ માં ફ્રાન્સની ગાદીએ બેઠો પણ ખરેખરૂં રાજ્ય તો એની મા ચલાવતી. સેંટ બાર્થોલોમ્યોની રાતે પ્રૉટસ્ટંટ લોકોની કતલ કરવાની એણે મંજૂરી આપ્યા પછી તેને એટલો પરતાવો થયો કે તેથી તે મરણ પામ્યો.

**ચાલ્મર્ઝ**, ટૉમસ, રેવરંડ ડૉકટર–ઇ. સ. ૧૭૮૦–૧૮૪૭, સ્કૉટ્લંડનો એક મહાત્મા, વકતા અને જ્ઞાની પુરુષ.

**ચિઝહોમ**, કારોલાઇન–ઇ. સ. ૧૮૧૦–૧૮૭૭, એ પરગજુ અંગ્રેજ બાઇએ ઇંગ્લંડથી સ્ત્રીઓને ઑસ્ટ્રેલિયામાં વસવાટ માટે મોકલવાની મહેનત કરવાથી તે જાણીતી થઇ છે.

**ચીન**–એશિયાના અગ્નિકોણમાં આવેલું રાજ્ય, ક્ષેત્રફળ,૧૩,૩૬,૮૪૧ ચોરસ માઇલ; વસતિ, ૩૮,૬૮,૫૩,૦૨૯; તેની રાજધાની પેકિંગ છે.

**ચીવિયટ** પર્વત–ઇંગ્લંડ અને સ્કૉટ્લંડની વચ્ચે છે; તેનું સૌથી ઉંચું શિખર ૨,૪૨૨ ફુટ છે.

**ચેમ્બર્સ**, વિલિયમ–ઇ. સ. ૧૮૦૦–૧૮૮૩, સ્કૉટ્લંડનો પ્રસિદ્ધ છાપખાનું ચલાવનાર. તેણે ઇ. સ. ૧૮૩૨ માં ચેમ્બર્સ જર્નલ નામના માસિકને જન્મ આપ્યો, તે હજુ ચાલે છે.

**ચેરિંગ** ક્રૉસ–લંડનનું એક મોટું ચૌટું; અહિં ચાર મોટા રસ્તા ભેગા થાયછે.

**ચેલ્સી**–ટેમ્સ નદી ઉપર મિડ્લસેકસ પરગણાનું શહેર, વસતિ, ૯૬,૨૭૨.

**ચેલિની**, બેન્વેનૂટો–ઇ. સ. ૧૫૦૦–૧૫૭૨, ફ્લૉરેન્સનો પ્રસિદ્ધ કારીગર.

ચેસ્ટર્ફીલ્ડ, ફિલિપ ડૉર્મર સ્ટાન્હોપ, અર્લ ઑફ-ઈ.સ.૧૬૯૪-૧૭૭૩,લેખક, વક્તા અને રાજ પુરુષ. તેના 'પુત્ર પ્રતિના ઉપદેશ' નામના ગ્રંથનું ભાષાન્તર નડિયાદના નામાંકિત દેશાઈ અને જૂનાગઢના પ્રતિષ્ઠા પામેલા દીવાન શ્રી હરિદાસ વિહારિદાસે કર્યું છે, તે વાંચવા લાયક છે. એ અમીર મહા તેજસ્વી વિદ્વાન્ હતો પણ બેવચનીપણાના અને મિથ્યાભિમાનના દોષથી કલંકિત હતો. જે પુત્ર ઉપર તેણે બોધયુક્ત પત્રો લખ્યા છે, તે તેનો અનૌરસ પુત્ર હતો.

ચૉસર, જ્યૉફ્રી-ઇ. સ. ૧૩૪૦-૧૪૦૦, અંગ્રેજી ભાષાનો આદિકવિ, એની કવિતામાં કૌવત સારૂં રહેલું છે, પણ હવે તે ઝાઝી વંચાતી નથી.

ચ્યાર્લી-ઇંગ્લંડમાં લાંકાશિયર પરગણાનું શહેર, વસતિ, ૨૩,૦૮૭; ચેસ્ટર પરગણાનું ગામ, વસતિ, ૨,૨૭૦.

## જ.

જજ-ઑડિટર-ન્યાય ખાતાનો એક વડો ઓહ્દો.

જનરલ-તોપખાનાની, સવારોની કે પાયદળની બે અથવા વધારે બ્રિગેડનો ઉપરિ લશ્કરી અમલદાર હોય, તેને 'જનરલ' કહે છે.

જપાન અથવા નિફૉનનું રાજ્ય-પાસિફિક મહાસાગરમાં એશિયાની પૂર્વમાં, તેમાં ચાર મોટા અને ૪૦૦૦ નાના બેટ આવેલા છે, ચીનથી ઇશાન ખુણામાં, રાજધાની ટોકિયો. ક્ષેત્રફળ, ૧,૪૭,૬૫૫ ચોરસ માઇલ અને વસતિ, ૪,૧૮,૧૦,૨૦૨.

જમેઇકા-વેસ્ટ ઈંડિયા અથવા આંટિલીઝ ટાપુઓમાંનો એક ટાપુ. ઈ. સ. ૧૪૯૪ માં કોલમ્બસે શોધી કાઢયો. એ શબ્દનો અર્થ 'જંગલ તથા પાણીની જમીન' થાય છે. તે પ્રથમ સ્પેઇનના તાબામાં હતો, હાલ અંગ્રેજના તાબામાં છે. ક્ષેત્રફળ, ૪,૪૨૪ ચો.મા., વસતિ, ૬,૪૪,૨૩૫.

જર્મની, લોઅર-હવે એના નાના વિભાગો એકત્ર થઈને ઇ. સ. ૧૮૭૧ માં જર્મન શહેનશાહત ખડી થઇ છે. ફ્રાન્સ અને જર્મની વચ્ચે એ સાલમાં લડાઈ ચાલી, તેમાં છેવટ જર્મની અને પ્રશિયાનું રાજ્ય ભેળું થઇ ગયું; ક્ષેત્રફળ ૨,૦૮,૭૩૮ ચોરસ માઇલ, વસતિ,૪,૯૪,૨૮,૪૭૦. મુખ્ય શહેર, બર્લિન.

જર્માનિકસ, સીઝર-ઇ. સ. પૂ. ૧૪-ઇ. સ. ૧૯. તેણે જર્મનોને ત્રણ લડાઇમાં હરાવ્યા. એને પિસોએ ઝેર દઇને મારી નાખ્યો, ત્યારે તે માત્ર ૩૩ વરસનો હતો.

જળ-સંસ્કાર-બ્રાહ્મણ, ક્ષત્રિય વગેરેમાં જેમ ઉપનયન સંસ્કાર, વૈષ્ણવમાં જેમ બ્રહ્મ સંબંધ, તેમ ખ્રિસ્તિ લોકમાં નાના બાળકને જળ-સંસ્કારથી પોતાના ધર્મનો સંબંધ કરાવે છે, તેને 'બાપ્ટિઝમ' કહે છે.

જાકસન, જૉન–ઇ. સ. ૧૭૭૮–૧૮૩૧; એક નામીચો અંગ્રેજ ચિત્રકાર.

જાકસન, આંડ્રુ–ઇ. સ. ૧૭૬૭–૧૮૪૫; અમેરિકાના લશ્કરનો સેનાપતિ, સ્વતંત્ર સંસ્થાનનો બે વાર પ્રમુખ નીમાયો હતો.

જાકસન, વિલિયમ–ઈ. સ. ૧૭૩૦–૧૮૦૩, અંગ્રેજ સંગીત શાસ્ત્રી અને સંગીત રચનાર.

જાક્સન, સ્ટોનવૉલ–ઇ. સ. ૧૮૨૪–૧૮૬૩; અમેરિકાનો સેનાપતિ, તેનાં જ માણુસોએ ભૂલમાં તેને દુશ્મન સમજીને ગોળી મારી, તેથી તે મરણ પામ્યો.

જાર્ડિની–એક નામાંકિત ઇટાલિયન સંગીત શાસ્ત્રી.

જૂવેનાલ, ડેસિમસ જૂનિયસ–ઇ. સ. ૫૫ ?–૧૨૫ ? પ્રસિદ્ધ પ્રાચીન રૂમી કવિ.

જુસ્યુ, આંટોઇન લારાંટ ડ–ઇ. સ. ૧૭૪૮–૧૮૩૬, પ્રખ્યાત ફ્રેંચ ઉદ્‌ભિજ્જ શાસ્ત્રી; તેણે વનસ્પતિની કુદરતી પદ્ધતિને અનુસરીને વર્ગણી કરી.

જુસ્ટી, ગિસેપ–ઇ. સ. ૧૮૦૯–૧૮૫૦, એક ઈટાલિયન ઉપહાસાત્મક કવિ.

જેડબરે–સ્કૉટ્‌લંડના રૉકસબર પરગણાનું ગામ, વસતિ ૩,૩૯૬.

જેનર, એડવર્ડ–ઇ. સ. ૧૭૪૯–૧૮૨૩, અંગ્રેજ વૈદ્ય, ગાય કે વાછડાની રસી વડે શીળી કઢાવવાના તેના પરોપકારી, પરદુઃખભંજક શોધને માટે આમની સભાએ તેને એક લાખ અને ઇ. સ. ૧૮૦૭ માં તે ઉપરાંત બીજા બે લાખ રૂપિયા ઇનામ આપ્યા.

જેમ્સ, બીજો–ઇ.સ. ૧૬૩૩–૧૭૦૧, ઈંગ્લંડની ગાદીએ બેઠો, ઇ. સ. ૧૬૮૫; પહેલા ચાર્લ્સનો દીકરો; રોમન કાથોલિક ધર્મને માટે તેની ઝનૂનને લીધે, તેની આપ ખુદી ભરેલી ચાલને લીધે અને તેના અપ્રમાણિક-પણાને લીધે તેણે ગાદી ગુમાવી, ઇ. સ. ૧૬૮૮.

જેરોલ્ડ, ડગ્લાસ–ઇ. સ. ૧૮૦૩–૧૮૫૭, એક અંગ્રેજ ગાથા લખનાર, નિબંધ લખનાર અને નાટકકાર.

જૉન્સન, સામ્યુઅલ– ઇ. સ. ૧૭૦૯–૧૭૮૪, અંગ્રેજી ભાષાનો પ્રથમ કોષ કર્તા, ટીકાકાર, તત્ત્વજ્ઞાની, કવિ અને કવિઓનાં ચરિત્ર લખનાર સમર્થ લેખક અને મોટો પંડિત.

જૉન ઑપ્ ગ્રોટસ હાઉઝ–ગ્રેટ બ્રિટનમાં છેક ઉત્તરમાં ડંકન્સ બેહેડ ભૂશિરની પાસે, પંદરમા સૈકામાં જૉન ઑપ્ ગ્રોટ નામના વલંદાએ આ મકાન બંધાવ્યું.

જોટો અથવા આમ્બ્રો જોટો બૉર્ડોન–ઇ. સ. ૧૨૭૬–૧૩૩૬, એક ભરવાડ છતાં ઇટલીનો નામચીન ચિત્રકાર બન્યો, શિલ્પકાર અને ઇમારતના નમુના ઉઠાવનાર નીવડયો. કવિ ડાન્ટેનો મિત્ર.

જોઝફીન, મેરી રોઝ-ઇ. સ. ૧૭૬૩-૧૮૧૪, શહેનશાહ પહેલો નેપોલિયન તેની ખૂબસુરતી અને ચતુરાઇ જોઇને ઇ. સ. ૧૭૯૬ માં તેની સાથે પરણ્યો, તે પહેલાં તે એક અમીરને પરણીને વિધવા થઇ હતી. એ બાઇને છોકરાં ન થવાથી ઇ. સ. ૧૮૦૯ માં નેપોલિયને તેની સાથે ઘણી પ્રીતિ છતાં છુટા છેડા કર્યા અને એક બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યાં.

જૉન્સન, બેન્જામિન-ઇ. સ. ૧૫૭૪-૧૬૩૭, એને કડિયા કામ કરવું પડયું હતું પણ તે મહા બુધ્ધિમાન્ હતો. તે સારો કવિ અને નાટકી નીવડયો. તેના ગ્રંથોમાં વિદ્વત્તા, ચાતુર્ય, અને બળવત્તર વિનોદ વૃત્તિ દેખાય છે. એ રાજ-કવિની કબર ઉપર 'અરે, વિરલ બેન જૉન્સન' એટલું જ લખ્યું છે. અપૂર્વ અને અદ્વિતીય શેક્સ્પિયરનો મિત્ર.

જૉર્જ, ત્રીજો-ઇ. સ. ૧૭૩૮-૧૮૨૦; ૬૦ વર્ષ ઈંગ્લંડની ગાદી ઉપર રહયો, તેમાં તે ચાર વાર ગાંડો થયો હતો.

જોન્સ, ઇનિગો-ઇ. સ. ૧૫૭૩-૧૬૫૩, નામાંકિત અંગ્રેજ બાંધકામ કરનાર અને લેખક.

## ઝ.

ઝૂરિક-યૂરપમાં સ્વિટ્ઝર્લંડનો એક મહાલ, ગામ અને વળી એ જ નામનું સરોવર. ગામની વસતિ, ૧,૦૩,૨૭૧. યૂરપમાં આવેલાં સ્થળોની વિશેષ હકીકત જાણવી હોય, તેણે કર્તાની 'દરિયાપારના દેશોની વાતો' જોવી.

ઝેઇસ્નર, કૉન્રાડ વૉન-ઇ. સ. ૧૫૧૬-૧૫૬૫, સ્વિટ્ઝર્લંડનો વિદ્વાન્ વિજ્ઞાન શાસ્ત્રી અને વૈદ્ય.

ઝાકર્ડ, જોઝફ મેરી-ઇ. સ. ૧૭૫૨-૧૮૩૪, ફ્રેંચ યંત્રશાસ્ત્રી, વણવાની શાળનો શોધક, તેથી એની શોધેલી શાળ 'ઝાકર્ડ-શાળ' ના નામથી ઓળખાય છે.

ઝામ્પીરી, ડૉમેનિકીનો અથવા ડૉમેનિકો-ઇ. સ. ૧૫૮૧-૧૬૪૧, ઇટલીનો ચિત્રકાર, રોમમાં પોપના વૅટિકન રાજમહેલનો બનાવનાર.

ઝાંલી, સ્ટેફાને ફૅલિસિટે, કાઉંટેસ ડ-ઇ. સ. ૧૭૪૬-૧૮૩૦, એક ફ્રેંચ અમીરજાદી, એણે ઘણી તરેહનાં ઘણાં પુસ્તક લખ્યાં છે.

ઝૂકારેલી, ફ્રાન્સિસ-ઇ. સ. ૧૭૧૦-૧૭૮૮, એક નામાંકિત ઇટાલિયન ચિત્રકાર.

ઝૂટફન-નેધર્લૅંડ્ઝનું એક શહેર, વસતિ, ૧૭,૦૦૪. ઇ. સ. ૧૫૮૬ માં એ ઠેકાણે સર ફિલિપ સિડ્નીને લડાઇમાં કારી ઘા વાગવાથી તે ઉમદા વીરરત્ન લય પામ્યું.

ઝુબેર, બાર્ટેલ્મી કાથેરાઇન-ઇ. સ. ૧૭૬૯-૧૭૯૯, ફ્રેંચ સેનાપતિ.

ઝેનોફન-ઇ. સ. પૂ. ૪૪૪-૩૫૯; આથેન્સનો સેનાપતિ, ઇતિહાસ લખનાર, તત્ત્વજ્ઞાની, અને મહર્ષિ સૉક્રેટીઝનો શિષ્ય.

ઝેવિયે, ફ્રાન્સિસ્કો-ઈ. સ. ૧૫૦૬-૧૫૫૨, ઇગ્નેશ્યસ લૉયૉલાની સાથે રહીને તેણે રોમન કાથોલિક સંપ્રદાયમાં 'જેઝ્યુટ' પંથ સ્થાપ્યો; ગોઆ, કુમારિકા, સિંહલદ્વીપ, જાપાન વગેરે સ્થળે પોતાના ઉત્સાહ ભર્યા ઉપદેશને બળે તેણે દશ લાખ માણસોને ખ્રિસ્તિ કર્યાં કહેવાય છે. તે એ જ ઉદ્દેશથી છૂપે વેષે ચીન જતો હતો, તેવામાં મકાઉમાં તે મરણ પામ્યો. પોપે તેને 'સંત પુરુષ' માં ગણ્યો.

## ટ.

ટર્નર, જોઝફ માલર્ડ વિલિયમ-ઈ. સ. ૧૭૭૫-૧૮૫૧, તેણે બાર વરસની ઉમરમાં તસ્વીર ચીતરીને પ્રદર્શનમાં મૂકી; મરતી વખત તેણે બે લાખ રૂપિયા પાદશાહી પાઠશાળામાં બક્ષીશ કર્યાં. અને સો તસ્વીર તથા ઓગણીશ હજાર ચિત્રો અંગ્રેજ પ્રજાને આપ્યાં.

ટસિસ્કા, જૉન-ઈ. સ. ૧૩૬૦ અથવા ૧૩૮૦. બેહીમિયાનો બહાદુર અમીર; જૉન હસના પંથમાં દાખલ થઇને 'હસાઇટ' લોકો તર્ફથી લડાઈ ચલાવનાર પુરુષ.

ટાઇન-ઈંગ્લંડની ઉત્તરમાં આવેલી નદી, તે ઉપર પાંચ પુલ છે. એ નદી જર્મન સાગરને મળે છે.

ટાનાહિલ, રૉબર્ટ-ઇ. સ. ૧૭૭૪-૧૮૧૦. સ્કૉટ્લંડનો ગરબી-ભટ, ઉદાસ બની જઈ પાણીમાં પડીને ડુબી મૂઓ.

ટૅલ્ફોર્ડ, સર ટૉમસ નૂન-ઇ. સ. ૧૭૯૫-૧૮૫૪, નાટકકાર, નિબંધકાર અને ન્યાયાધીશ; અદાલતમાં જ 'પંચ' ને સમજુત આપવા જતાં તે અકસ્માત્ મરણ પામ્યો.

ટાલ્બટ, વિલિયમ હેન્રી ફૉકસ-ઇ. સ. ૧૮૦૦-૧૮૭૭, ગ્રંથ-કર્તા અને કાગળ ઉપર ફોટોગ્રાફ લેવાની કળાનો અંગ્રેજ શોધક.

ટાલાવેરા ડ લા રેઇના-સ્પેઈનનું જૂનું ગામ, વસતિ ૧૦,૪૯૭. ઈ. સ. ૧૮૦૯માં આ ઠેકાણે અંગ્રેજો અને સ્પાનિયર્ડોએ મળીને ફ્રેંચને હરાવ્યા.

ટાલિયોની, મેરી-ઈ. સ. ૧૮૦૪-૧૮૮૪, સ્વિટ્ઝર્લૅંડ દેશની નૃત્ય તથા સંગીત શાસ્ત્રની પ્રસિદ્ધ કળાધર અને પંડિતા.

ટાવર-લંડન નગરની પૂર્વમાં ટેમ્સ નદીની પાસેનો જૂનો, જાણીતો કિલ્લો.

ટાવર હિલ-લંડનના પૂર્વ ભાગમાં, ટેમ્સ નદીની પાસે આવેલો ઉંચો ભાગ.

ટાસ્માનિયા-બીજું નામ વાન-ડી-મન્સલંડ, પાસિફિક મહાસાગરમાં ઑસ્ટ્રેલિયાની દક્ષિણે બેટ છે. ક્ષેત્રફળ, ૨૬,૨૧૫ ચોરસ માઇલ, વસતિ ૧,૪૬,૬૬૭; અંગ્રેજને તાબે છે.

**ટાસિટસ,** કાયસ કૉર્નીલિયસ–ઇ. સ. ૫૫–૧૩૦ આશરે. પ્લિની પંડિતનો મિત્ર; મહા પ્રસિદ્ધ રૂમી ઇતિહાસ લખનાર તથા ભાષણ કર્તા.

**ટાહીટી** અથવા ઑટાહીટ–સોસાઇટી દ્વીપો પાસિફિકમાં છે, તેમાંનો એક, વસતિ, ૧૧,૧૮૧.

**ટિંટોરેટો,** ગાએકોમો રોબસ્ટી–ઇ. સ. ૧૫૧૮–૧૫૯૪, ઇટલીનો વેનીસ્યન ચિત્રકાર. (ટિંટો એટલે રંગ). તે રંગરેજનો ધંધો કરતો તે ઉપરથી તેનું નામ પડયું છે.

**ટિવર્ટન**- ઈંગ્લંડમાં ડેવનશિયર પરગણાનું ગામ, ફીતનાં કારખાનાં માટે જાણીતું છે, વસતિ, ૧૦,૮૯૨.

**ટિશન,** ટિઝિયાનો વેસેલિયો–ઇ. સ. ૧૪૭૭–૧૫૭૬, ઇટલીનો મોટો ચિત્રકાર, પાંચમા ચાર્લ્સ શહેનશાહે તેને 'નાઇટ'નો કિતાબ અને પેન્શન આપ્યાં; તે મહામારીમાં મરણ પામ્યો.

**ટીએરી,** ઝાક નિકલસ ઑગસ્ટાં–ઈ.સ. ૧૭૯૫–૧૮૫૬, ફ્રેંચ ઇતિહાસ કર્તા.

**ટુક,** જૉન હૉર્ન–ઇ. સ. ૧૭૩૬–૧૮૧૨, એનું મૂળ નામ તો 'જૉન હૉર્ન' પણ કાયદા ઘડવામાં તેણે વિલિયમ ટુકની સારી સેવા બજાવવાથી તેણે એને પોતાનો વારસ કરી લીધો, તેથી તે જૉન હૉર્ન ટુક કહેવાય છે.

**ટુલ**–ફ્રાન્સનું એક ગામ, મોસેલ નદી ઉપર, વસતિ, ૧૦,૦૦૦.

**ટેઇલર** જેરેમી–ઇ. સ. ૧૬૧૩–૧૬૬૭, એક મહાન્ ધર્માધિકારી, ધર્મસંબંધી પુસ્તકો લખનાર, તે ઈંગ્લંડના પહેલા ચાર્લ્સ રાજાની અનૌરસ પુત્રી સાથે પરણ્યો હતો.

**ટેઇલર,** બ્રૂક– ઇ. સ. ૧૬૮૫–૧૭૩૧, એક અંગ્રેજ ગણિત શાસ્ત્રી.

**ટેઇલર,** હેન્રી–ઇ. સ. ૧૮૦૦?–૧૮૮૬, અંગ્રેજ કવિ અને નાટકકાર.

**ટેંટર્ડન,** ચાર્લ્સ આબટ લૉર્ડ–ઇ. સ.૧૭૬૨–૧૮૩૨, હજામ છતે અમીર પદે ચઢયો અને વડો ન્યાયાધીશ થયો.

**ટેનિસન,** આલ્ફ્રેડ લૉર્ડ–ઇ. સ. ૧૮૦૯–૧૮૯૨, નામાંકિત અંગ્રેજ રાજકવિ.

**ટેરેન્સ,** પબ્લિયસ ટેરેન્શ્યસ આફ્ર–ઇ. સ. પૂ. ૧૯૫–૧૫૯, હાસ્યરસનો મોટો રૂમી કવિ અને નાટકકાર.

**ટેલ્ફોર્ડ,** ટૉમસ–ઇ. સ. ૧૭૫૭–૧૮૩૪, એ એંજિનિયર ઉમરધર પરણ્યો ન હતો, અને ૭૦ વરસની ઉમર થતા સુધી તેણે કોઇ ભારે મંદવાડ ભોગવ્યો ન હતો.

**ટૉમ્સન,** જેમ્સ–ઇ. સ. ૧૭૦૦–૧૭૪૮, સ્કૉટ્લંડના એક પાદરીનો પુત્ર, 'ઋતુવર્ણન'ના કાવ્યથી એ કવિએ કીર્તિ મેળવી, છતાં આળસુ પ્રકૃતિનો હતો.

ટારેચેલી, ઍવૅંજલિસ્ટા-ઇ. સ. ૧૬૦૮-૧૬૪૭, ઇટાલિયન ગણિત શાસ્ત્રી અને તત્ત્વજ્ઞાની; ગાલિલીઓનો મિત્ર અને વાયુમાપક યંત્રનો શોધક.

ટોકૂવીલ, આલેક્ઝિસ ચાર્લ્સ હેન્રી કલેવલ ડ-ઇ. સ. ૧૮૦૫-૧૮૫૯, એક ફ્રેંચ રાજકીય નર, તત્ત્વજ્ઞાની અને 'અમેરિકામાં પ્રજા તંત્રનું રાજ્ય' નામના કીર્તિકર ગ્રંથનો કર્તા.

ટ્યૂઅલરીસ-પારિસ નગરનો રાજમહેલ, ઇ. સ. ૧૫૬૬ માં બાંધવા માંડયો, તે સત્તરમી સદીમાં પૂરો થયો. એ ઠેકાણે આગળ નળીઆં (ટાઇલ્સ) ની ભઠ્ઠીઓ હતી, તે ઉપરથી એ નામ પડયું છે. ઇ. સ. ૧૭૭૧ માં કૉમ્યૂન (પ્રજાસત્તાક) ના સમયમાં તેનો નાશ કરવામાં આવ્યો અને ઇ. સ. ૧૮૮૩ માં એ ઠેકાણે જાહેર બાગ બગીચા બનાવવામાં આવ્યા.

ટ્યૂટન-પ્રાચીન જર્મનીની પ્રજા; નૉર્મન અને આંગ્લો સાકસન પ્રજાના વડવા.

ટ્યૂરિન-ઇટલીમાં પીડમૉંટ પ્રાંતનું શહેર, વસતિ, ૩,૩૦,૧૮૦.

ટ્રેંચ, રેવરંડ રિચર્ડ શેને વિકસ-ઇ. સ. ૧૮૦૭-૧૮૮૬, ડબ્લિનનો ધર્માધ્યક્ષ અને શબ્દ શાસ્ત્રવેત્તા. 'શબ્દાભ્યાસ' ઉપરનું તેનું પુસ્તક મનન કરવા જેવું છે.

ટ્રેંટ-ઇંગ્લંડમાંની એક નદી, તે મધ્ય ભાગમાં આવી છે. તે હમ્બર નદીને મળે છે.

ટ્વીડ-ઇંગ્લંડ તથા સ્કૉટ્લંડ વચ્ચે એ નદી આવી છે.

ટ્રુરો, ટૉમસ, વાઇલ્ડ બૅરન-ઇ. સ. ૧૭૮૨-૧૮૫૫, ન્યાયશાસ્ત્રી અને વકતા.

ટ્રિનિટિ-ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રમાં પિતા-પુત્ર-પવિત્ર આત્મા એ એક જ છે, તેમ જ જૂદા પણ છે, તે મત. પિતા=ઇશ્વર; પુત્ર=ઇસુ ખ્રિસ્ત.

## ડ.

ડમ્ફ્રીન-સ્કૉટ્લંડનું એક શહેર, વસતિ, ૧૯,૭૪૨.

ડગ્લસ, સર જેમ્સ-ઇ. સ. ૧૨૮૬ ?-૧૩૩૦ ? સ્કૉચ્ચ અમીર, એ રૉબર્ટ બ્રૂસનું હૃદય તેની આજ્ઞાનુસાર તેના મૃત્યુ પછી પાલેસ્ટાઇન લઇ જવા નીકળ્યો, તેવામાં રસ્તામાં ઇ. સ. ૧૩૯૭ માં સારાસન લોકો સાથે લડતાં લડતાં તે માર્યો ગયો.

ડડ્લી, લૉર્ડ જૉન-ઇ. સ. ૧૫૦૨-૧૫૫૩, એક અંગ્રેજ રાજકીય પુરુષ, તે ડયૂક ઑફ નૉર્થમ્બર્લંડની પદવી ઉપર હતો; ત્યાં તેને ગરદન મારવામાં આવ્યો.

ડન્સ્ટબલ-ઇંગ્લંડમાં બેડફોર્ડશિયર પરગણાનું ગામ, વસતિ, ૪,૫૧૩.

નામાંકિત કવિ, ઐતિહાસિક લેખક, અને રાજ્યદ્વારી પુરુષ; શહેનશાહ નેપોલિયન બોનાપાર્ટનો વિશ્વાસુ મિત્ર.

ડાલ્હૂઝી, જેમ્સ આંડ્રુ રામ્સે, માર્કવિસ ઑફ-ઇ. સ. ૧૮૧૨–૧૮૬૦, હિંદુસ્તાનનો ગવર્નર જનરલ, ઇ. સ. ૧૮૪૭–૧૮૫૬.

ડાલાંબેર, જૉન લ રૅાંડ-ઇ. સ. ૧૭૧૭–૧૭૮૩, સમર્થ ફ્રેંચ ગણિત શાસ્ત્રી, અને મોટો ગ્રંથ કર્તા. એના જેવા લખવાવાળા એક સૈકામાં બે ત્રણ માણસો જ થતા હશે, એમ એક વિદ્વાને કહ્યું છે. પ્રસવ થતાં એની માએ એ અનૌરસ હોવાથી એને એક દેવળ આગળ મૂકી દીધો હતો, તે ઉપરથી એનું એ નામ પડયું છે; એના પિતાએ એની બરદાસ્ત કરીને એને ઉછેર્યો. એ બહુ પરગજુ સ્વભાવનો હતો. પથરીના રોગથી અને પોતાની વહાલી માશુકના મરણ-શોકથી તે મરણ પામ્યો. મૅડમ ડ ટાંસી અને મૅાસ્ય ડ સ્ટુશેનો એ અનૌરસ પુત્ર થાય.

ડાવેનંટ, સર વિલિયમ-ઇ. સ. ૧૬૦૫–૧૬૬૮, એક અંગ્રેજ રાજકવિ અને નાટકકાર.

ડિકન્સ, ચાર્લ્સ-ઇ. સ. ૧૮૧૨–૧૮૭૦, એક અંગ્રેજ પ્રખ્યાત નવલ કથાકાર.

ડિઝ્રાએલી, આઈઝાક-ઇ. સ. ૧૭૬૬–૧૮૪૮, એક અંગ્રેજ યાહુદી ગ્રંથકર્તા, દીવાન ડિઝ્રાએલી, જેને પછવાડેથી લૉર્ડ બીકન્સફીલ્ડનું અમીરપદ પ્રાપ્ત થયું, તેનો પિતા.

ડિઝ્રાએલી, બેન્જામિન-ઇ. સ. ૧૮૦૪–૧૮૮૧, ઇ. સ. ૧૮૭૬ માં લૉર્ડ બીકન્સફીલ્ડનું એને અમીરપદ પ્રાપ્ત થયું. રાણી વિક્ટોરિયાનો દીવાન, કવિ, નવલ કથા લખનાર, રાજદ્વારી નર, સુભાષિત વકતા.

ડિમૉક્રિટસ-ઇ. સ. પૂ. ૪૬૦ ?–૩૫૭ ?, યુનાની તત્ત્વજ્ઞાની, ઘણો નીતિવાન્ હતો. પોતાના પિતાનું સઘળું દ્રવ્ય તેણે પ્રવાસ કરીને જ્ઞાન મેળવવામાં ખર્ચ્યું.

ડિવિઝન-એક 'કમ્પની' માં ૬૦ થી ૧૦૦ સિપાઈ હોય, તેવી દશ 'કમ્પની' ની એક 'રેજીમેંટ'; એવી બે 'રેજીમેંટ' ની એક 'બ્રિગેડ' અને એવી બે અથવા વધારે 'બ્રિગેડ' નો એક 'ડિવિઝન' કહેવાય છે.

ડીડરો, ડેનિસ-ઇ. સ. ૧૭૧૩–૧૭૮૪, તત્ત્વજ્ઞ મહા પંડિત, નાસ્તિક મતનો ફ્રેંચ ગ્રંથ કર્તા. એનું પુસ્તકાલય રશિયાની શહેનશાહ બાનુ કાથેરાઇને વેચાતું લઇને ડીડરોને તેનો રક્ષક નીમ્યો.

ડીફો, ડેનાએલ-ઇ. સ. ૧૬૬૧–૧૭૩૧, રૉબિન્સન ક્રૂસોની સાચી જેવી લાગતી સુંદર કથા લખનાર; ચોપાનીઆં અને નવલ કથાઓનો પહેલો અંગ્રેજ લેખક.

ડર્વીસ, એડ્રુઅર્ડ ડ્રુઆંગ–ઇ. સ. ૧૮૦૫, એક ફ્રેંચ રાજકીય પુરુષ, ફ્રાન્સમાં પ્રજા–સત્તાક રાજ્ય સ્થાપન થયા પછી તે જર્સીના ટાપુમાં જઇને રહ્યો. ઘણો કાબેલ હતો.

ડ્રુ, સામ્યુઅલ–ઇ. સ. ૧૭૬૫–૧૮૩૩, અંગ્રેજ મોચી, પ્રથમ ધર્મ સંબંધી સ્વતંત્ર વિચારનો હતો, તે ક્લાર્કના ઉપદેશથી ધર્મ ચુસ્ત થયો. તેણે આત્માના અમરપણા ઉપર લેખ લખ્યો છે.

ડ્રેઇટન–ઇન–હેઇલ્સ અથવા માર્કેટ ડ્રેઇટન–ઈંગ્લંડમાં શ્રૉપશિયર પરગણાનું ગામ, વસતિ, ૪,૦૩૯.

ડ્રેક, સર ફ્રાન્સિસ–ઇ. સ. ૧૫૪૦–૧૫૯૬, પૃથ્વી પ્રદક્ષિણા કરનાર, સ્પેઇનનો ઘણે સ્થળે પરાજ્ય કરનાર, રાણી એલિઝાબેથને પ્રસન્ન કરી 'સર' નો એલ્કાબ મેળવનાર, નામાંકિત નૌકા સેનાપતિ.

ડ્રેઝડન–જર્મનીમાં સાક્સનીનું શહેર, વસતિ, ૨,૮૯,૮૪૪. ચીનાઇ વાસણનાં કારખાનાં છે.

ડ્યુપાં, ફ્રાન્સ્વો, પિયર ચાર્લ્સ, બારન–ઇ. સ. ૧૭૮૪–૧૮૭૩, ફ્રેંચ ભૂમિતિ શાસ્ત્રી, અર્થ શાસ્ત્રી, વિજ્ઞાન શાસ્ત્રી.

## ઢ.

ઢુંઢિયો વાઘ–એ જહાનનો રાજા કહેવાતો; લૂટારાનો સરદાર; યુક્તિ પ્રયુક્તિ અને બહાદુરીથી લડતો ; હિંદુસ્તાનના ઇતિહાસમાં જાણીતો છે.

## ત.

તુર્કસ્તાન–ટર્કી અથવા ઑટોમન શહેનશાહત, યૂરપનો દેશ, ક્ષેત્રફળ,૬૫,૯૦૯ ચોરસ માઇલ, વસતિ ૪,૭૮૬,૫૪૫. એશિયામાં અને આફ્રિકામાં ટર્કીનો મુલક છે,તે તમામ શહેનશાહતનું ક્ષેત્રફળ,૧,૧૪૭,૫૭૮ ચોરસ માઇલ, વસતિ, ૨,૭૬,૯૪,૬૦૦.

તૈમુરલંગ–ઇ. સ. ૧૩૩૬–૧૪૦૫, જંઘીસખાનનો અનુજ, તાતાર જાતનો મહાનિર્દય, શૂરો, વિજયી મોગલ સરદાર, એની રાજધાની સમરકંદમાં હતી.

ત્રાવણકોર–હિંદુસ્તાનના નૈઋત્ય ખૂણામાં એક દેશી રાજ્ય, મુખ્ય શહેર ત્રિવાંદ્રમ. ક્ષેત્રફળ, ૬,૭૩૦ ચોરસ માઇલ; વસતિ, ૨૫,૫૭,૭૩૬.

## થ.

થર્લો, એડવર્ડ લૉર્ડ–ઇ. સ. ૧૭૩૨–૧૮૦૬, અંગ્રેજી રાજ્યનો લૉર્ડ ચાન્સેલર અને ન્યાયશાસ્ત્રી.

## દ.



## ન.

નિર્ભય દીવો–કોયલાની ખાણોમાં એ દીવો રાખવાથી આગ લાગતી નથી, તેથી માણસોના જીવનું ઘણું નુકસાન થતું, તે અટક્યું. એ દીવાનો શોધ સર હમ્ફ્રી ડેવીએ કર્યો હતો.

નીમ્સ–યૂરપ ખંડના ફ્રાન્સ દેશનું એક અતિ પ્રાચીન શહેર,વસતિ, ૫૫,૫૦૦.

નીબર, બાર્થોલ્ડ જૉર્જ–ઇ. સ. ૧૭૭૬–૧૮૩૧, એક ડેનિશ ઐતિહાસિક લેખક, ટીકાકાર અને ભાષાજ્ઞ.

નેકર, મૅડમ–ફ્રેંચ પ્રધાન ઝાક નેકર (ઇ. સ. ૧૭૩૨–૧૮૦૪) ની સ્ત્રી અને નામાંકિત મૅડમ ડ સ્ટાલની મા.

નેપલ્સ–યૂરપમાં ઇટલીનું પ્રસિદ્ધ અને સુંદર સ્થળે આવેલું સુંદર શહેર, જવાળામુખી વીસુવિયસ અને નેપલ્સનો ઉપસાગર એની પ્રખ્યાતિમાં તથા એના સૌંદર્યમાં વધારો કરે છે, વસતિ, ૫,૩૨,૫૦૦.

નેપિયર, સર વિલિયમ ફ્રાન્સિસ પાટ્રિક–ઇ. સ. ૧૭૮૫–૧૮૬૦, એ નામના ત્રણે ભાઇઓ સર જૉન મૂરનું અનુકરણ કરવાવાળા હતા. તેઓ લશ્કરી અમલદારો હતા; અને તેમના દેશની તેમણે સારી સેવા બજાવી છે. દ્વીપકાલ્પિક વિગ્રહમાં એ વેલિંગ્ટનની સાથે હતો. તે ઘણી વાર જખમી થયો હતો. તેણે કેટલાંક ઉપયોગી ઐતિહાસિક પુસ્તકો પણ લખ્યાં છે.

નેપિયર, સર ચાર્લ્સ જેમ્સ–તેણે સ્પેઇન, હિંદુસ્તાન તથા અમેરિકાની રણભૂમિ ઉપર લડાઈઓ કરી છે. તેની પાસે ફકત ૧,૬૦૦ માણસ હતાં, અને શત્રુ ૬૦,૦૦૦ હતાં; તેમનો મીઆની આગળ ઈ. સ. ૧૮૪૫ માં તેણે પરાજ્ય કર્યો; બીજી વેળા ૫,૦૦૦ અને ૨૫,૦૦૦ નું પ્રમાણ હતું.

નેપોલિયન, ત્રીજો, ચાર્લ્સ લૂઇ નેપોલિયન બોનાપાર્ટ–ઇ. સ. ૧૮૦૮–૧૮૭૩, ફ્રાન્સનો છેલ્લો શહેનશાહ અને પહેલા નેપોલિયનનો ભત્રીજો. જર્મની સાથેના યુદ્ધમાં હાર ખાવાથી રાજ્ય છોડીને તેને જવું પડ્યું; અને તે પછીથી ફ્રાન્સમાં પ્રજા સત્તાક રાજ્ય ચાલે છે. તેની ખૂબસુરત શહેનશાહબાનુ યૂજેની હાલ વૃદ્ધાવસ્થામાં વિધવા, રાજપાટ રહિત અને એકના એક શાહજાદાને આફ્રિકામાં ઝૂલુ લોકો હાથે મરાતાં એકલી થઇ રહી, મોતની વાટ જોતી રહી છે.

નેપોલિયન પહેલો, બોનાપાર્ટ–ઇ. સ. ૧૭૬૯–૧૮૨૧, ફ્રેંચ શહેનશાહ ઈ.સ. ૧૮૦૪–૧૮૧૫; પોતાના અદ્વિતીય વીરત્વ, અથાગ શ્રમ, અપૂર્વ સમયસૂચકતા, અગાધ યુદ્ધ–ચાતુર્ય, રાજ્ય–કારભાર કળા આદિ ગુણો માટે અપૂર્વ અને અનુપમ થઇ ગયો છે. વૉટર્લૂની લડાઇમાં હાર ખાતાં તે અંગ્રેજને શરણ થયો. તેને ઇ. સ. ૧૮૧૫–૧૮૨૧ સુધી સેંટ

હેલીનાના વેરાન ટાપુમાં અંગ્રેજ સરકારે કેદ રાખ્યો હતો.આખા યૂરપને ધ્રુજાવનાર એ ઝબરદસ્ત પુરુષ વિષે આવી એક નોટમાં શું લખી શકાય ? !

ને, માઇકલ–ઈ. સ. ૧૭૬૯–૧૮૧૫, પહેલા નેપોલિયને એને ફ્રાન્સનો માર્શલ, મૉસ્કવાનો ઠાકોર અને ડ્યૂક ઑફ એલ્ચિંગન બનાવ્યો. છેવટે, જેણે ફ્રાન્સને માટે ૫૦૦ લડાઈઓ કરી હતી, તેને ફ્રાન્સના નવા રાજ્યે ગોળી મારીને મારી નાખ્યો. વૉટર્લૂની લડાઇમાં એની રાંગ હેઠે પાંચ ઘોડા માર્યા ગયા હતા ! નેપોલિયન એને ‘ વીરરાજ ’ કહેતો.

નેલ્સન, હૉરેશ્યો વાઇકાઉંટ–ઇ. સ. ૧૭૫૮–૧૮૦૫, ઈંગ્લંડનો મોટામાં મોટો વિજયી નૌકા સેનાપતિ. એક નૌકા યુદ્ધમાં તેની જમણી આંખ ગઇ, બીજામાં તેનો જમણો હાથ ગયો અને ટ્રફાલ્ગરના યુદ્ધમાં તેનો જીવ ગયો; છતાં એ દરેક યુદ્ધમાં જય મેળવતો. ‘ ઈંગ્લંડ ઉમેદ રાખે છે કે દરેક માણસ પોતાની ફરજ અદા કરશે જ’ એ નવીન મુદ્રા લેખ તેણે છેલ્લું યુદ્ધ શરૂ થતા પહેલાં સર્વેને નિશાન વડે જાહેર કરી દીધો હતો.

નૉટિંગામ–ઈંગ્લંડનું એક શહેર, વસતિ ૨,૧૩,૮૭૭, ટ્રેંટ નદી ઉપર.

નૉર્થકોટ, જેમ્સ–ઇ. સ.૧૭૪૬–૧૮૩૧, અંગ્રેજ ચિત્રકાર, સદા કુંવારો જ રહ્યો.

નૉર્થ, ફ્રેડરિક લૉર્ડ–ઇ. સ. ૧૭૩૨–૧૭૯૨, અર્લ ઑફ ગિલ્ડફર્ડ, ઈંગ્લંડનો મુખ્ય દીવાન; અમેરિકામાં જે મોટો વિગ્રહ થયો, અને જેમાં ઈંગ્લંડને હરાવીને તે દેશ સ્વતંત્ર થઇ બેઠો, તેને માટે એ જવાબદાર છે.

નૉર્ધમ્બર્લેંડ, ડ્યૂક ઑફ–મૂળ પુરુષ વિલિયમ ડી પર્સી, વિલિયમ વિજયીની સાથે નૉર્મેંડીથી ઈંગ્લંડમાં આવેલો, ઇ. સ. ૧૦૬૬. પર્સી કુટુંબ બહુ જૂનું અને પ્રખ્યાત છે.

નૉર્ધમ્બર્લેંડ–ઈંગ્લંડની ઉત્તરનું પરગણું, ક્ષેત્રફળ ૨,૦૧૫ ચોરસ માઇલ, વસતિ, ૫,૦૬,૦૩૦.

નૉર્ધામ્ટન–ઈંગ્લંડના એ જ નામના પરગણાનું મુખ્ય શહેર, વસતિ,૭૦,૮૭૨.

નૉર્ફોક–ઇંગ્લંડના ઉત્તર સમુદ્રના કાંઠા ઉપરનું પરગણું, ક્ષેત્રફળ, ૨,૦૪૪ ચોરસ માઇલ, વસતિ, ૪,૫૪,૫૧૯.

નૉર્મેંડી–અંગ્રેજી ખાડી ઉપર ફ્રાન્સનો એક જૂનો પ્રાંત; મુખ્ય શહેર, રૂઆં.

નૉર્સમન, નૉર્થમન,–યૂરપના ઉત્તર ભાગના, પ્રાચીન સ્કાંડીનેવિયા ( નૉર્વે તથા સ્વીડન ) ના વતની.

નૉરિજ–ઈંગ્લંડના નૉર્ફોક પરગણાનું એક જૂનું શહેર, વસતિ, ૧,૦૦,૯૬૪.

ન્યૂ ઈંગ્લંડ–અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનના પૂર્વ ભાગના ૭ પ્રાંતો.

ન્યૂ કાસ્ટલ–ઈંગ્લંડમાં નૉર્ધમ્બર્લૅડ પરગણાનું શહેર, ટાઇન નદી ઉપર, વસતિ, ૧,૮૬,૩૪૫.

ન્યૂ કાસ્ટલ, ડ્યૂક ઑફ, ટૉમસ પેલ્હામ હાલેસ–ઈ. સ. ૧૬૯૩–૧૭૬૮, ઈંગ્લંડનો દીવાન છતે ઘણો અજ્ઞાન અને હલકી મન શક્તિનો હતો.

ન્યૂકોમન, ટૉમસ–ઈ. સ. ૧૬૫૦?–૧૭૨૯, અંગ્રેજ શોધક; વાતાવરણીય વરાળયંત્ર બનાવનાર.

ન્યૂપોર્ટ–ઈંગ્લંડના શ્રૉપશિયર પરગણાનું ગામ, વસતિ, ૨,૬૭૫.

ન્યૂ લેનાર્ક–સ્કૉટ્લંડના લેનાર્ક પરગણાનું ગામ, વસતિ, ૨,૦૦૦.

ન્યૂટન, સર ઐઝાક–ઈ. સ. ૧૬૪૨–૧૭૨૭, મહત્તમ અંગ્રેજ ગણિત શાસ્ત્રી અને સિદ્ધ પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રી, અને તત્ત્વ દર્શી. ગુરુત્વાકર્ષણના નિયમનો, દૂરબીનનો, અજવાળાના રંગ વગેરેનો શોધ કરનાર, તે આખી ઉમર પરણ્યો ન હતો. આન રાણીએ તેને ‘નાઇટ’નો કિતાબ આપ્યો હતો.

## પ.

પર્ગિયસ, આપોલોનિયસ–ઈ. સ. પૂ. ૨૫૦, ગણિત શાસ્ત્રી અને ભૂમિતિ તથા ખગોળ વેત્તા.

પર્થ, અર્લ ઑફ,–એ શહેર સ્કૉટ્લંડમાં છે, ટે નદી ઉપર. વસતિ ૩૦,૭૬૮. ‘અર્લ,’ એ નામની અમીર પદવી તે માત્ર ‘ડ્યુક’ અને ‘માર્કિવસ’થી ઉતરતી છે.

પર્સિયસ–યુનાની ઈંદ્રદેવ, ઝિયસ અથવા જુપિટર અને ડાનીનો પુત્ર. એણે દૈત્યોનો નાશ કર્યો.

પવિત્ર સ્ત્રીઓ–ખ્રિસ્તિધર્મ માટે આત્મોત્સર્ગ કરનાર સ્ત્રીઓ.

પાઇથાગોરસ–ઈ. સ. પૂ. ૫૮૦–૫૦૦, યુનાની નામાંકિત તત્ત્વજ્ઞાની, અહિંસા ધર્મનો બોધ કરતો. સૂર્ય મધ્યમાં છે અને પૃથ્વી તેની આસપાસ ફરે છે, એવો પહેલો શોધ એણે કર્યો; વળી તે પુનર્જન્મને માનતો હતો અને ‘તત્ત્વજ્ઞાની’ અથવા ‘તત્ત્વદ્રષ્ટા’ની સંજ્ઞા એણે જ પ્રથમ લીધી.

પામ્પેલૂના અથવા પામ્પ્લોના–સ્પેઇનનું કિલ્લેબંધી શહેર, વસતિ, ૨૨,૮૯૬.

પામર્સ્ટન, હેન્રી જૉન ટેમ્પલ, વાઇકાઉંટ–ઈ. સ. ૧૭૮૪–૧૮૬૫, મહાન્ અંગ્રેજ રાજદ્વારી પુરુષ અને ઈંગ્લંડનો પ્રખ્યાત દીવાન.

પાર્લમેંટ–ઈંગ્લંડ, સ્કૉટ્લંડ તથા આયર્લંડ તર્ફથી અમીરોની તથા આમની સભા, તે ઇંગ્લંડની પ્રજાકીય રાજસભા. અમીરની સભા તે હાઉઝ ઑફ લૉર્ડ્સમાં અમીરો, અને આમની સભા તે હાઉઝ ઑફ કૉમન્સ એટલે લોકોએ ચુંટી કાઢેલા સભાસદોની બનેલી હોય છે, તે બે મળીને પાર્લમેંટ કહેવાય છે.

પીસા-ઇટલીનું આર્નો નદીને બંને કાંઠે વસેલું પ્રાચીન શહેર. તેનો મીનારો ઘણો નમી ગયા છતાં આબાદ રહ્યો છે, તે માટે પ્રખ્યાત છે. વસતિ ૬૧,૫૦૦.

પૂસાં, નિકલસ-ઇ. સ. ૧૫૯૪-૧૬૬૫, ઐતિહાસિક વિષયોનો ફ્રેંચ ચિત્રકાર.

પેંટ્‌લંડ ડુંગર-એ ડુંગર સ્કૉટ્‌લંડમાં છે,તેનું ઉંચામાં ઉંચું શિખર,૧,૮૯૮ ફુટ છે.

પેટન, સર જોઝફ નોએલ-ઇ. સ. ૧૮૨૩- ; ઇ. સ. ૧૮૬૭ માં તે ‘નાઇટ’ થયો, સ્કૉટ્‌લંડનો વતની.

પેઇન, ટૉમસ-ઇ. સ. ૧૭૩૭-૧૮૦૯; ઇંગ્લંડમાં જન્મ અને અમેરિકામાં વસીને રાજ્ય ક્રાન્તિના તર્ફેણમાં લખનાર; તેણે ‘બુદ્ધિનો યુગ’ એ નામનો એક વિચારવા લાયક લેખ લખ્યો છે.

પેઇઝ્‌લી-સ્કૉટ્‌લંડના રેન્‌ફ્રુ પરગણાનું ગામ, શાલ બનાવવાનાં કારખાનાં છે, વસતિ, ૬૬,૪૨૭.

પેટી, સર વિલિયમ-ઇ.સ. ૧૬૨૩-૧૬૮૭, અંગ્રેજ અર્થ શાસ્ત્રી, નવીન શોધક અને રાજકીય પુરુષ.

પેન્સિલ્વેનિયા-અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનનો એક પ્રાંત, તે વિલિયમ પેને વસાવ્યો, તે ઉપરથી એ પ્રાંતનું નામ પડયું છે. ક્ષેત્રફળ, ૪૫,૨૧૫ ચોરસ માઇલ, વસતિ, ૫૨,૫૮,૦૧૪.

પેનિન્સુલર લડાઇ-સ્પેઇન અને પોર્ટુગલ મળીને ‘આઇબીરિયન પેનિન્સુલા’ (દ્વીપકલ્પ) કહેવાય છે, ત્યાં નેપોલિયનના ફ્રેંચ લશ્કર સાથે ઇંગ્લંડને જે વિગ્રહ ચાલ્યો હતો તે.

પેરિયેર, ફ્રાન્સ્વૉ-પૂર્વે થએલો એક ફ્રેંચ ચિત્રકાર, પ્રતિમાઓ ચીતરવામાં અને નકશી કામ કરવામાં તે કુશળ હતો. ઇ.સ. ૧૬૬૦ માં મરણ પામ્યો.

પેલ્હામ-ઇ. સ.૧૮૨૮ માં લૉર્ડ લિટને રચેલી એક ઘણી રમુજી, સુંદર કલ્પિત વાર્ત્તા.

પેસ્ટાલૉટસી, જૉન હીન્રિક-ઈ. સ. ૧૭૪૫-૧૮૨૭, સ્વિટ્‌ઝર્લંડનો વતની, કેળવણીના કાર્યમાં મહાન્ સુધારક.

પોઇટિયર્સ-ફ્રાન્સનું એક શહેર, વસતિ, ૩૭,૪૯૭, ઇ. સ. ૧૩૪૬ માં યુદ્ધ થયું, તેમાં અંગ્રેજ શાહજાદો જીત્યો અને ફ્રાન્સનો રાજા કેદ પકડાયો.

પોઝન-પોલિશ પ્રશિયાનું શહેર, વસતિ, ૬૯,૬૨૭.

પોપ, અલેક્‌ઝાંડર-ઇ. સ. ૧૬૮૮-૧૭૪૪, ઇલિયડ તથા ઑડિસી નામનાં હોમર કૃત ગ્રીક કાવ્યોનું અંગ્રેજીમાં પદ્યાત્મક ભાષાન્તર કરનાર એક નામાંકિત અંગ્રેજ કવિ, તીખા અને ઉતાવળીઆ સ્વભાવનો, કદે નાનો અને વળેલો, સ્વાર્થી અને તરંગી હતો. તેને માથાનું તેમ જ દમનું પણ દર્દ હતું. એનાં મૂળ કાવ્યો પણ ઘણાં છે.

પ્લેટો–ઇ.સ.પૂ. ૪૨૯-૩૪૭, ગ્રીસનો અપૂર્વ તત્ત્વદર્શી, સૉક્રેટીઝ તત્ત્વજ્ઞનો શિષ્ય. મુસલમાનો તેને 'અફ્લાતૂન' કહેછે; તે પછી એ શબ્દ વિશેષણ તરીકે 'શ્રેષ્ઠ'ના અર્થમાં વપરાય છે.

પ્લેફેર, જૉન–ઇ. સ. ૧૭૪૮–૧૮૧૯, સ્કૉટ્‌લંડનો નામાંકિત ગણિતશાસ્ત્રી અને ભૂસ્તર વેત્તા.

પ્યુજિન, ઑગસ્ટસ વેલ્બી નૉર્થમોર–ઇ.સ. ૧૮૧૨–૧૮૫૨, નામચીન અંગ્રેજ ઇમારત બાંધ કામની વિદ્યા જાણનાર અને ગ્રંથકર્તા.

## ફ.

ફર્ગ્યુસન, જેમ્સ–ઇ. સ. ૧૭૧૦–૧૭૭૬, સ્કૉટ્‌લંડનો ખગોળવેત્તા અને યંત્રશાસ્ત્રી.

ફ્લાંડર્સ–હૉલંડ દેશનો એક પ્રાંત, હાલ તે બેલ્જિયમના તાબામાં છે, ક્ષેત્રફળ, ૨૪૦૩, ચોરસ માઇલ; વસતિ, ૧૫,૩૮,૦૦૦.

ફ્લાક્સમૅન, જૉન–ઇ. સ. ૧૭૭૫–૧૮૨૬, અંગ્રેજ શિલ્પ શાસ્ત્રી.

ફ્લૂરી, આંદ્રે હર્ક્યુલ ડ–ઇ. સ. ૧૬૫૩–૧૭૪૩, ફ્રાન્સનો ધર્માધ્યક્ષ અને પંદરમાં લૂઇનો વડો પ્રધાન.

ફાઇફ્શિયર–સ્કૉટ્‌લંડનું પૂર્વ દિશાનું પરગણું, ક્ષેત્રફળ, ૫૧૩ ચોરસ માઇલ, વસતિ, ૧,૮૭,૩૨૦.

ફારાડે, માઇકલ–ઇ. સ. ૧૭૯૧–૧૮૬૭, મોટો રસાયન શાસ્ત્રી અને પદાર્થ વિજ્ઞાન પંડિત. પ્રથમ એ ચોપડીઓ બાંધવાનું કામ કરતો, પણ તેની યાંત્રિક વિષયની બુદ્ધિ સર હમ્ફ્રી ડેવીના જાણવામાં આવતાં તેણે તેને પોતાના આશ્રયમાં લીધો, અને તેને મોટી મોટી લાભકારક જગાઓ આપવા માંડી; પણ શાસ્ત્રીય વિષયોના શોધ પાછળ જ પોતાનું જીવન અર્પણ કરવું, એવો દૃઢ સંકલ્પ કરી તેણે તે લેવાની ના પાડી.

ફિટ્‌ઝજેરલ્ડ, લૉર્ડ એડ્વર્ડ–ઇ. સ. ૧૭૬૩–૧૭૯૮, આયર્લંડનો ઝબરદસ્ત અમીર, કેદખાનામાં મરી ગયો.

ફિલાડેલ્ફિયા–અમેરીકાના સ્વતંત્ર સંસ્થાનના પેન્સલ્વેનિયા પ્રાંતનું શહેર, વસતિ, ૧૦,૪૬,૯૬૪; દુનિયામાં વસતિમાં ચોથા નંબરનું શહેરઃ– ૧. લંડન, ૨. પારિસ, ૩. ન્યૂયૉર્ક અને ચોથું એ.

ફિલિસ્ટાઇન–મૂળ એશિયાના પાલેસ્ટાઇન પ્રાંતના રહેનાર અને તેમના મિથ્યા ધર્માચારને લીધે જે ટોળી દંબી હોય, તેને આપણે અહિં 'શુષ્ક વેદાન્તી'ની પેઠે એ શબ્દ લાગુ પાડવામાં આવે છે.

ફીરંગી–યૂરપમાં પોર્ટુગલ દેશના રહેવાસીને પોર્ટુગીઝ અથવા ફીરંગી કહેછે.

ફીશ્ટ, જોહાન ગૉટ્‌લીબ–ઇ. સ. ૧૭૬૨–૧૮૧૪, એક જર્મન તત્ત્વજ્ઞાની. એનાં પુસ્તકોએ અર્વાચીન તત્ત્વ-તર્ક ઉપર બહુ અસર કરી છે.

ફુલર, આંડ્રુ–ઇ. સ. ૧૭૫૪–૧૮૧૫, પંકાએલો બાપટિસ્ટ પંથનો અંગ્રેજ ઉપદેશક અને ધર્મ–વિષયક લેખક.

ફુલર, ડૉકટર ટૉમસ–ઇ. સ. ૧૬૦૮–૧૬૬૧, એક નામાંકિત અંગ્રેજ ઐતિહાસિક લેખક અને ધર્મ પંડિત, ઘણી યાદદાસ્તવાળો, બુદ્ધિશાળી મશ્કરો લખનાર.

ફૂરિયર, ઝિયાં બાપ્ટિસ્ટ જોઝફ, બૅરન–ઇ. સ. ૧૭૬૮–૧૮૩૦, મોટો ફ્રેંચ વિજ્ઞાન પંડિત, ઇતિહાસ લખનાર, રાજનીતિજ્ઞ અને ગણિતશાસ્ત્રી.

ફ્રેકૅાંગ–ફ્રાન્સનું એક બંદર, વસતિ, ૧૨,૦૭૪.

ફેલો–વિદ્યાલયમાં ઉપશિક્ષક, પ્રોફેસર (વિદ્યાગુરુ) ને મદદ કરવાને નીમાએલો હોય છે.

ફૉક્સ, વિલિયમ જૉન્સન–ઇ. સ. ૧૭૮૬–૧૮૬૪, સુભાષિત અંગ્રેજ વક્તા, ગ્રંથકર્તા અને રાજકીય પુરુષ.

ફૉકલંડ નામની નવલ કથા ઇ.સ. ૧૮૨૭ માં પોતાના નામ વિના એડ્‌વર્ડ બુલ્વર લિટને પ્રકટ કરી.

ફૉસ્ટ, ડૉકટર જોહાન–સોળમા સૈકાના પૂર્વ ભાગમાં એક જર્મન પંડિત થઇ ગયો. તેને પરલોકનાં ચૈતન્ય સાથે વ્યવહાર ચાલતો, એમ કહેવાતું. કીમિયાગર, જ્યોતિષ, જાદુગર, વૈદ્ય વગેરે વગેરે.

ફૉસ્ટર, જૉન–ઇ. સ. ૧૭૭૦–૧૮૪૩, એક વખણાએલો નિબંધ લખનાર અંગ્રેજ.

ફ્રોશેર, મૅાસ્ય લિયાં–ઇ. સ. ૧૮૦૩–૧૮૫૪, એક ફ્રેંચ રાજકીય પુરુષ અને વર્તમાનપત્રોનો અધિપતિ.

ફ્રાંકિલન, બેન્જામિન–ઇ. સ. ૧૭૦૬–૧૭૯૦, અમેરિકન રાજ્યદ્વારી પુરુષ અને એક મોટો તત્ત્વજ્ઞાની, એનું જીવન મનન કરવા યોગ્ય છે. એક સાબુ અને મીણબત્તી બનાવનારનાં સત્તર છોકરાંમાંનો એક એ હતો. પોતાના ખંતભરેલા ઉદ્યોગથી તે ઉચ્ચ પદવીએ ચઢયો. તેણે વીજળી સંબંધી કેટલાએક શોધ કર્યા.

ફ્રાંકિલન, સર જૉન–ઇ. સ. ૧૭૬૮–૧૮૪૭, ઉત્તર ધ્રુવના શોધ માટે બે વાર જળ પર્યટન કરનાર મોટો અંગ્રેજ નાવિક.

ફ્રાન્સ–યૂરપમાં પશ્ચિમ ભાગમાં આવેલો દેશ, ક્ષેત્રફળ ૨,૦૪,૦૯૨ ચોરસ માઇલ, વસતિ, ૩,૮૩,૪૩,૧૯૨, મુખ્ય શહેર પારિસ. એમાં સેંકડે ૯૮ રોમન કાથોલિક છે.

ફ્રાન્સિસ–ઈ. સ. ૧૭૬૮–૧૮૩૫, હોલી રોમન એમ્પાયરનો બીજો શહેનશાહ અને ઑસ્ટ્રિયાનો, પહેલો, ઇ. સ. ૧૮૦૬ માં તેણે જર્મન શહેનશાહત છોડી દીધી.

ફ્રાન્સિસ પહેલો–ઇ. સ. ૧૪૯૪–૧૫૪૭, ફ્રાન્સનો રાજા, સ્પેઇનના પાંચમા ચાર્લ્સ સાથે રાજગાદી માટે એ ઘણું લડયો હતો. તે સાહિત્ય શાસ્ત્રનો પિતા કહેવાય છે. તેણે ઇ. સ. ૧૫૧૫થી રાજ્ય કરવા માંડયું. તે કળા કૌશલ્ય અને વિદ્યાને ઘણો આશ્રય આપતો.

ફ્રી ગ્રામર સ્કૂલ–ભાષાજ્ઞાનની શાળા.

ફ્લેશિયે, એસ્પ્રી–ઇ. સ. ૧૬૩૨–૧૭૧૦, મોટો ધર્માધિકારી, પવિત્ર વર્તનનો, દાનેશ્વરી અને સુંદર વકતા.

ફ્લૉરેન્સ–યૂરપ ખંડના ઇટલી દેશનું, બલ્કે આખા યૂરપનું ફક્કડ શહેર, આર્નો નદી ઉપર, વસતિ, ૧,૯૧,૪૫૩.

## ब.

બકિંગામ પાલેસ–બકિંગામ રાજમહેલ, ઇ. સ. ૧૮૨૫–૩૭ સુધી બાંધકામ ચાલ્યું. રાજા–રાણી લંડનમાં આવે, ત્યારે તેમાં ઉતરે છે, અને સરકારી કામકાજ કરે છે; તે અરસામાં ગાયનના જલસા, જાહેર મેળાવડા, જયાફ્તો વગેરે અહિં થાય છે.

બકિંગામશિયર અથવા બક્સ-ઇંગ્લંડનું એક પરગણું. ક્ષેત્રફળ, ૭૪૩ ચોરસ માઇલ, વસતિ, ૧,૮૫,૨૮૪.

બટ્લર, જોઝફ–ઇ. સ. ૧૬૯૨–૧૭૫૨, એક અંગ્રેજ તત્ત્વદર્શી ગ્રંથકર્તા અને ધર્માધ્યક્ષ. કુંવારો રહ્યા છતાં નિષ્કલંક હતો. ' એનાલૉજી ઑફ રેલિજયન' ( ધર્મનું સૃષ્ટિની સાથે સાદૃશ્ય ) નો કર્તા.

બનિયન, જૉન–ઇ. સ. ૧૬૨૮–૧૬૮૮, એક અંગ્રેજ વાસણ સમારનાર ફેરીઓ, તે આગળ જતાં ગ્રંથકર્તા અને મોટો ધર્મોપદેશક નીવડયો. ' પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ ' તથા 'ગ્રેસ એબાઉંડીંગ' બાર વરસ કેદમાં રહીને રચ્યાં, તેમાં પહેલા નામવાળા ગ્રંથે તો તેનું નામ અમર કર્યું છે.

બર્ક, એડમંડ–ઇ. સ. ૧૭૨૯–૧૭૯૭, આયર્લંડના ડબ્લિન શહેરમાં જન્મ, આખા ઇંગ્લંડમાં એ મહત્તમ પુરુષ હતો, એમ જૉન્સન પંડિત જણાવેછે. ફૉક્સ કહે છે કે, મને જે કંઇ કીર્તિ મળી છે, તે કેવળ એના જ પ્રતાપથી. ગિબન એના વકતૃત્વ ઉપર ફિદા હતો, અને એની રાજનીતિને પસંદ કરતો હતો, અને એની જન–દયાને પૂજતો હતો. તેનું વકતૃત્ત્વ જોશવાળું, અને અલંકાર યુકત હતું અને શ્રોતાઓ ઉપર ચમત્કારિ અસર કરતું. લૉર્ડ મેકૉલે તો એને વકતૃત્વનો મહા પ્રભુ માનતો હતો. પ્રાચીન કે અર્વાચીન સર્વે ભાષણ–કર્તાઓમાં

**બાઇરન**, લૉર્ડ જૉર્જ ગૅાર્ડન નોલ–ઇ. સ. ૧૭૮૮–૧૮૨૪, એક રસિક ભવ્યકવિ અને અંગ્રેજ અમીર, પણ અતિ સ્ત્રી–લંપટ. મન ઉશ્કેરાય એવી વીર રસની કવિતાઓ વડે ગ્રીસને સ્વતંત્રતા મેળવી અપાવનાર, ત્યાં મિસોલૅાંગીમાં જ મરણ પામ્યો.

**બાક્સ્ટર**, રિચર્ડ– ઇ. સ. ૧૬૧૫—૧૬૯૧, એક નામાંકિત ધર્માચાર્ય, મહા સહનશીલ, હિમ્મતવાન્, ઉપદેશક; ઈંગ્લંડમાં ચાલતા પ્રૉટસ્ટંટ સંપ્રદાયથી એના સિદ્ધાન્ત જુદા હતા.

**બૅક**, **જોહાન સેબાશ્ચિયન**–ઇ. સ. ૧૬૮૫–૧૭૫૦, એક પ્રસિદ્ધ જર્મન સંગીત શાસ્ત્રી, એના કુટુંબનાં ૫૯ માણસો તો ગાંધર્વ ( ગવૈયા ) નો જ કસબ કરે છે.

**બૅટ્લ**–ઈંગ્લંડના સસેક્સ પરગણાનું ગામ, એ શબ્દનો અર્થ 'લડાઇ' થાય છે, ઇ. સ. ૧૦૬૬ માં નૉર્મન ઠાકોર વિલિયમના અને ઈંગ્લંડના સૅક્સન રાજા હૅરલ્ડ વચ્ચે એ સ્થળે 'હેસ્ટિંગ્સનું' યુદ્ધ થયું હતું, તેમાં વિલિયમ જીત્યો. વસતિ, ૩,૧૫૩.

**બૅટેલિયન**–પાયદળ પલટણ, એવી અંગ્રેજી એક પલટણમાં આશરે ૮૦૦ માણસો હોય છે. તેનો ઉપરિ 'લેફ્ટેનંટ કર્નલ' હોય છે.

**બાથ**–ઈંલંડમાં સૉમર્સેટશિયર પરગણાનું શહેર, ધાતુવાળા પાણીના ઝરા માટે પ્રસિદ્ધ છે. વસતિ ૫૧,૮૪૪.

**બૅફિન**, વિલિયમ–ઇ. સ. ૧૫૮૪?–૧૬૨૨. ઉત્તર મહાસાગરમાં શોધ ચલાવનાર નાવિક, તેણે જે ઉપસાગર શોધી કાઢયો, તે તેના જ નામથી ઓળખાય છે; ઇરાની અખાતમાં ફીરંગીઓને કાઢતાં તે ઑરમઝના ઘેરામાં મરણ પામ્યો.

**બાબિલન**–એશિયામાં યુફ્રેતીઝ નદી ઉપરનું પુરાતન શહેર, એને ૧૦૦ પીતળના દરવાજા હતા, તેને ૬૦ માઇલનો એટલે ત્રીશ કોશ ફરતો કોટ હતો. તેને ૮૭ ફુટનો ઓસાર હતો, અને તે ૩૫૦ ફુટ ઉંચો હતો.

**બાબેજ**, ચાર્લ્સ–ઇ. સ. ૧૭૯૨–૧૮૭૧, એક મોટો અંગ્રેજ ગણિત શાસ્ત્રી અને ગણતરી કરનાર યંત્રનો બનાવનાર.

**બાર્કલે**, રૉબર્ટ–ઇ. સ. ૧૬૪૮–૧૬૯૦, સ્કૉટ્લંડનો એક વિદ્વાન્ ગ્રંથકર્તા, ધર્માચાર્ય, ક્વેકર પંથી.

**બાર્થોલોમિયો**, સેંટ-ની કતલ–ઇ. સ. ૧૫૭૨ માં ફ્રાન્સમાં કાથારાઇન ડ મેડિચી રાણી હતી, તે વખત રોમન કાથોલિક અને પ્રૉટસ્ટંટ સંપ્રદાયો વચ્ચે લડાઇ ચાલતી; તેમાં રાણીના હુકમથી ઇસુ ખ્રિસ્તના બાર શિષ્યમાંના બાર્થોલોમિયો સંતનો દિવસ હતો, તે જ દહાડે પ્રૉટસ્ટંટ માર્ગના અનુયાયીઓની છાની કતલ કરવામાં આવી.

બેકન, જૉન–ઈ. સ. ૧૭૪૦–૧૭૯૯, અંગ્રેજ શિલ્પકાર, અંગ્રેજી શિલ્પ-કળાની પદ્ધતિ સ્થાપનાર પ્રથમ શિલ્પી.

બેકન, ફ્રાન્સિસ લૉર્ડ બૅરન વેરૂલમ, વાઇકાઉંટ સૅંટ આલ્બન્સ.–ઈ. સ. ૧૫૬૧–૧૬૨૬, ઈંગ્લંડમાં તત્ત્વ જ્ઞાનનો પિતા, મોટો રાજ્યદ્વારી નર, ભિન્ન ભિન્ન વિષયો ઊપર ઘણા ગ્રંથોનો રચનાર, 'નોવમ ઑર્ગેનમ'ના અપૂર્વ ગ્રંથનો કર્તા; તે એવો સર્વદેશી વિદ્વાન્ હતો કે શેક્સ્પિયરનાં નાટકો એણે લખ્યાં છે, એમ ધારવામાં આવે છે; છતાં રાજ્યના મોટા ઓદ્ધા ઉપર રહીને,આવો જ્ઞાની છતાં તે લાંચીઓ હતો, એમ તેની પોતાની જ કબુલાત ઉપરથી સાબીત થયું, એ તેના નામ ઉપર મોટો બટ્ટો છે. મૂએલા મરઘાના ડીલમાં બરફ ભરવાથી તે સડતાં અટકે છે કે નહિ, તે નક્કી કરવા જતાં તેને શરદી થઇ અને થોડા દિવસનો મંદવાડ ભોગવીને તે મરણ પામ્યો.

બેકન, સર નાથેનિયલ–સૃષ્ટિ–સૌંદર્યનો સમર્થ ચિત્રકાર ઈ. સ. ૧૬૧૫ માં મરણ પામ્યો.

બેકારિયા, સીઝર બૅાનેસૅના માર્ક્વિસ–ઈ. સ. ૧૭૩૫–૩૮–૧૭૯૪, ઇટલીનો પ્રસિદ્ધ ન્યાયશાસ્ત્રી અને અર્થશાસ્ત્રી.

બેકુઆનાનો મુલક–ઝામ્બેઝી નદી અને ઑરેંજ નદીની વચ્ચે, કેપ કૉલૉનીની ઉત્તરમાં, ક્ષેત્રફળ, ૭૧,૦૦૦ ચોરસ માઇલ, વસતિ, ૬૦,૩૭૬.

બેટહોવન, લડ્વિગ વૉન–ઈ, સ, ૧૭૭૦–૧૮૨૭, મહા બુદ્ધિમાન્ જર્મન સંગીત–શાસ્ત્રી.

બેડોઝ, ટૉમસ–ઈ. સ. ૧૭૬૦–૧૮૦૮, અંગ્રેજ નામાંકિત વૈદ્ય અને વિજ્ઞાનના વિષયો ઊપર લખનાર.

બેલ્પર–ઈંગ્લંડમાં ડાર્બિશિયર પરગણાનું ગામ, વસતિ ૧૦,૪૨૦.

બેલ, સર ચાર્લ્સ–ઈ. સ. ૧૭૭૪–૧૮૪૨, સ્કૉટિશ વૈદ્ય–શાસ્ત્રી; જ્ઞાન તંતુઓની રચના અને તેના વ્યાપારનો મહાન્ શોધક, સ્કૉટ્લંડના એક ગરીબ પાદરીનો એ પુત્ર હતો. તે આગળ જતાં સ્વપરાક્રમથી 'નાઇટ' થયો.

બેલૂનો–ઇટલીનું એક ગામ, વેનિસથી ૨૫ કોશ ઉત્તરે છે, ત્યાંનો ડયૂક એટલે ઠાકોર, વસતિ, ૫,૧૯૦, પ્રાંતની વસતિ, ૧,૭૫,૯૧૯.

બેસિયેર, ઝિયાં બાપ્ટિસ્ટ–ઈ. સ. ૧૭૬૮–૧૮૧૩, નેપોલિયને તેને ડયૂક ઑફ ઇસ્ટ્રિયા બનાવ્યો અને ફ્રાન્સના માર્શલનો લશ્કરી દરજ્જો બક્ષ્યો; તેને લટ્ઝનની લડાઇમાં છાતીમાં ગોળી વાગવાથી તે મરણ પામ્યો.

**બ્રાંટોમ**, પિયર ડ બૂર્ડેલ્સ, સીનોર ડ–ઇ.સ.૧૫૪૦ ?–૧૬૧૪, ફ્રાન્સના નવમા ચાર્લ્સનો, નવમા હેન્રીનો અને ડયૂક ડ આલેન્સોનો હજૂરી. એ ચિત્તાકર્ષક સમયની તેણે ઘણી જ વિગતવાર તવારીખ લખી છે.

**બ્રાઇટ**, જૉન–ઇ. સ. ૧૮૧૧–૧૮૮૯, એક અંગ્રેજ રાજનીતિજ્ઞ; મહા સુંદર અને સરળ શૈલીનો વકતા; પ્રામાણિક પુરુષ; હિંદુસ્તાનનો નિઃસ્વાર્થી, સમર્થ અને સારો વકીલ. આજને સમે એના જેવો કોઇ સાદો અને અસરકારક વકતા નથી.

**બ્રાઇટન**–ઈંગ્લંડમાં સસેક્સ પરગણાનું શહેર, એનાં સારાં હવા પાણીને માટે જાણીતું છે, વસતિ, ૧,૧૫,૪૦૨.

**બ્રાઉન**, સર સામ્યુઅલ– ઇ. સ. ૧૭૭૬–૧૮૫૨, મોટો અંગ્રેજ નૌકાપતિ.

**બ્રાડ**ફોર્ડ–ઈંગ્લંડમાં યૉર્કશિયર પરગણાનું શહેર, તેમાં આલ્પાકાનાં ઈંગ્લંડમાં સૌથી મોટાં કારખાનાં છે, વસતિ, ૨,૧૬,૩૬૧.

**બ્રિ**જટાઉન–બાર્બેડોઝ ટાપુનું મુખ્ય શહેર, વસતિ, ૨૧,૦૦૦. જુઓ 'બાર્બેડોઝ'.

**બ્રિં**ડલી, જેમ્સ–ઇ. સ. ૧૭૧૬–૧૭૭૭, આપ બળે જ શીખેલો પુરુષ, એ અંગ્રેજ ઍંજિનિયરે ઇ.સ. ૧૭૬૧ માં બ્રિજવૉટર કનાલ (નહેર) બાંધી.

**બ્રિ**ટન, જૉન–ઇ.સ. ૧૭૭૧–૧૮૫૭, પ્રાચીન ઇમારતોનો શોધક અને ગ્રંથ કર્તા. તેણે એ બાબતના ૧૪ ગ્રંથો પ્રકટ કર્યા છે.

**બ્રિ**સ્ટલ–ઈંગ્લંડમાં બ્રિસ્ટલની ખાડી પાસે આવેલું શહેર, વસતિ, ૨,૮૬,૨૩૧.

**બ્રુ**નેલ, સર માર્ક ઈસામ્બર્ડ–ઇ. સ. ૧૭૬૯–૧૮૪૯. ફ્રેંચ એન્જિનિયર, તેણે ટેમ્સ નદીની તળે 'ટેમ્સ ટનલ' બાંધ્યો.

**બ્રૂ**આમ, હેન્રી બારન–ઇ. સ. ૧૭૭૮–૧૮૬૮, બહુ બહુ વિષયોમાં પ્રવેશેલો સાક્ષર પંડિત, રાજનીતિવેત્તા, પદાર્થશાસ્ત્રી, વક્તા અને અમીર વર્ગનો દીપકરૂપ; ન્યાયશાસ્ત્રી, ગ્રંથકર્તા અને પ્રચંડ ઉદ્યોગી વીર.

**બ્રૂ**સ, રૉબર્ટ–ઇ. સ. ૧૨૭૪–૧૩૨૯, સ્કૉટ્લંડનો મહા શૂરો અને શાણો રાજા, તેણે ઈંગ્લંડના બીજા એડ્વર્ડને ઇ.સ. ૧૩૧૪ માં બાનકબર્નના પ્રસિદ્ધ યુદ્ધમાં હરાવ્યો. તે રક્તપિત્તના વ્યાધિથી મરણ પામ્યો. તેના કાળજાને રણવીર ડગ્લસે પાલેસ્ટાઈનની પવિત્ર ભૂમિમાં લઈ જતાં મુસલમાનોના હાથથી મોત વહોરી લીધું.

**બ્રો**ડી, સર બેન્જામિન કૉલિન્સ–ઈ. સ. ૧૭૮૩–૧૮૬૨, નામાંકિત અંગ્રેજ વૈદ્ય; તેને ઈ. સ. ૧૮૩૪ માં 'બારોનેટ' નો કિતાબ મળ્યો.

**બ્લાક**, જોઝફ–ઇ. સ. ૧૭૨૮–૧૭૯૯, સ્કૉટિશ રસાયન શાસ્ત્રી, શરીરમાં રહેલી 'ગુપ્ત ગરમી' ના સિદ્ધાન્તનો ઉત્પાદક.

બ્લાકબર્ન, ઇંગ્લંડમાં લાંકાશિયર પરગણાનું ગામ, વસતિ, ૧,૨૦,૦૬૪.
બ્લાકવૉલ-લંડન નગરનું તેની બહારનું પરૂં, શહેરની પૂર્વમાં, વસતિ,૨૮,૩૮૪.
બ્લાકસ્ટન, સર વિલિયમ-ઇ. સ. ૧૭૨૩-૧૭૮૦, ન્યાયશાસ્ત્રના મોટા શિષ્ટ ગ્રંથોનો લેખક.
બ્લૂકર, ગેબાર્ડ લેબરટ વૉન-ઇ. સ. ૧૭૪૨-૧૮૧૯, પ્રશિયાનો નામાંકિત લશ્કરી નાયક; તેની ચૌદ વર્ષની ઉમરથી તે લશ્કરમાં દાખલ થયો હતો. અગણિત લડાઇઓમાં અનન્ય શૌર્ય બતાવવાથી તેનું નામ 'માર્શલ ફૉર્વર્ડ' (સેનાપતિ યાહોમ) પડયું. તેને માટે પ્રશિયાના પાદશાહે વજ્ર જેવી અચળ હિમ્મત દર્શક ખાસ લોઢાનો ચાંદ બનાવ્યો. જો વેલિંગ્ટને એને વાર્યો ન હોત, તો પારિસ નગરને લૂટીને તેને પાયમાલ કરી નાખત. ઇ. સ. ૧૮૧૫ માં વૉટર્લૂનું જગત્ જાણીતું યુદ્ધ થયું, તેમાં એ અણીની વેળાએ લશ્કર લઇને; વેલિંગ્ટનની કુમકે આવી પહોંચ્યો ન હોત, તો નેપોલિયન હારત નહિ અને વેલિંગ્ટન જીતત નહિ અને આજ દુનિયામાં કાંઇ નવો જ રાજકીય રંગ દેખાતો હોત, તેનો તર્ક કરવો મુશ્કેલ છે.
બ્લૂમફીલ્ડ, રૉબર્ટ-ઇ. સ. ૧૭૬૬-૧૮૨૩, તેણે 'પટેલનો પોર્યો' નામની કવિતા બનાવી. તેની ત્રણ વરસમાં ૨૬,૦૦૦ પ્રત ખપી ગઇ. એ અંગ્રેજ કવિ દરિદ્રાવસ્થામાં મરણ પામ્યો.
બ્લેઇક, વિલિયમ-ઈ. સ. ૧૭૫૭-૧૮૨૭, અંગ્રેજ કવિ અને ચિત્રકાર, અસાધારણ વિલક્ષણ બુદ્ધિનો હતો.

## ભ.

ભૂમધ્ય સમુદ્ર-પૃથ્વીમાં મોટામાં મોટો સમુદ્ર, યૂરપ તથા આફ્રિકાની વચ્ચે છે. અમેરિકા ખંડનો શોધ થતાં તે હવે 'ભૂમધ્ય' એટલે પૃથ્વીની વચ્ચોવચ-મધ્ય ભાગે વાસ્તવિક રીતે ગણાય નહિ; હવે તો 'ભૂમધ્ય' નામ માત્ર રહ્યું છે. ૨૫૦ થી ૩૦૦ માઇલ પહોળો અને ૧,૨૦,૧૦૦ માઇલ લાંબો છે.

## મ.

મંક, જૉર્જ, ડયૂક ઑફ આલ્બિમાર્લ-ઇ. સ. ૧૬૦૮-૧૬૭૦, પહેલા ચાર્લ્સના વખતમાં રાજાના પક્ષમાં રહીને પાર્લમેંટની સામા લડયો હતો; ક્રૉમ્વેલના મરણ પછી બીજા ચાર્લ્સને એણે ગાદી ઉપર બોલાવ્યો; તે પહેલાં વચ્ચેના વખતમાં એને ક્રૉમ્વેલના પક્ષમાં રહેવું પડયું હતું.
મમી-પ્રાચીન કાળમાં મિસર દેશીઓ મડદામાં અનેક પદાર્થો ભરી સૂકવીને તેને સાચવી રાખતા.

મનાર–ટાપુ છે, ગામ છે અને અખાત છે–હિંદુસ્તાન અને સિહલ દ્વીપની વચ્ચે. એ અખાત ૮૦ થી ૨૦૦ માઇલ્સ પહોળો છે.

મર્ચિસન, સર રૉડરિક ઇમ્પે–ઇ. સ. ૧૭૯૨–૧૮૭૧, પ્રસિદ્ધ બ્રિટિશ ભૂસ્તર શાસ્ત્રી. સ્વર્ગવાસી રાણી શ્રી વિક્ટોરિયાએ તેના શોધ અને શ્રમને માટે તેને નાઇટ–બારોનેટનો ક્તાબ આપ્યો.

મર્સી–ઇંગ્લંડની નદી, ૬૦ માઇલના પ્રવાહ પછી લિવર્પૂલ બંદર આગળ દરિયાને મળે છે.

મરે, અલેક્ઝાંડર–ઇ. સ. ૧૭૭૫–૧૮૧૩, પોતાની જ જાત–મહેનતથી ભણેલો સ્કૉટિશ ભાષા–પંડિત.

મરે, વિલિયમ, અર્લ ઑફ માન્સફીલ્ડ–ઇ. સ. ૧૭૦૫–૧૭૯૩, ઇંગ્લંડનો વડો ન્યાયાધીશ, વ્યાપારને લગતા કાયદા ઘડનાર મૂળ પુરુષ, ન્યાયશાસ્ત્રી.

મલ્રેડી, વિલિયમ–ઇ. સ. ૧૭૮૬–૧૮૬૩, આયર્લેંડનો ચિત્રકાર, સાદાં, સુંદર, સાચાં ચિત્રો કાઢવામાં એણે ખ્યાતિ મેળવી છે.

મલાક્કા–મલાયાના દ્વીપકલ્પના નૈઋત્ય ખુણામાં ગ્રેટ બ્રિટનના તાબાનો મુલક, ક્ષેત્રફળ, ૬૬૦ ચો. મા., વસતિ, ૯૨,૧૭૦; શહેરની વસતિ,૨૦,૦૦૦.

મહીસૂર–હિંદુસ્તાનની દક્ષિણનું દેશી ક્ષત્રીય રાજ્ય, ક્ષેત્રફળ,૨૪,૭૦૦ ચો. મા., વસતિ, ૪૯,૪૩,૬૦૪, શહેરની વસતિ, ૭૪,૦૪૮.

માંચુઆ–ઇટલીનું કિલ્લે બંધી શહેર, એ રોમ જેટલું જૂનું છે.વસતિ,૨૯,૫૦૦.

માંચેસ્ટર–ઇંગ્લંડનું રૂનાં કાપડનાં કારખાનાં માટે પ્રખ્યાત શહેર, વસતિ, ૪,૫૪,૫૦૯, દર વર્ષે ૪,૯૪૦ માણસો વધે છે. જુઓ કર્તાની ‘દરિયા પારના દેશોની વાતો.’

માયરબેર, ગાયેકોમો અથવા જેકબ–ઇ. સ. ૧૭૯૧–૧૮૬૪, બર્લિનના એક ધનવાન્ યાહુદી શરાફનો પુત્ર; સંગીત શાસ્ત્રી.

‘માઇકલ શેતાનને જીતે છે’–ખ્રિસ્તિ ધર્મ શાસ્ત્રની પુરાતન સ્થાપનાનું પુસ્તક વાંચવાથી સમજાશે કે, શેતાન એ ખ્રિસ્તિ દેવનો શત્રુ છે. તે લોકોને ભમાવીને અવળે રસ્તે ચઢાવે છે. માઇકલ એ દેવનો મોટો દૂત અથવા ફિરસ્તો છે.

માકલીસ, ડેનિયલ– ઈ. સ. ૧૮૦૬–૧૮૭૦, આયર્લેંડનો ચિત્રકાર. ‘નેલ્સનનું મૃત્યુ’ તેનું વખાણ પામેલું ચિત્ર છે.

મામ્સબરી–ઇંગ્લંડમાં વિલ્ટશિયર પરગણાનું ગામ, વસતિ, ૨,૯૬૪.

માર્ટિન, જૉન–ઇ. સ. ૧૭૮૯–૧૮૫૪, અંગ્રેજ ચિત્રકાર, ભય તથા ગાંભિર્યના વિષયોનો ચિત્રકાર. મિલ્ટનના કાવ્યમાંનાં ચિત્રો ચીતરવા માટે તેને બે લાખ રૂપિયા ઉપરાંત મળ્યા, એમ કહેવાય છે.

માર્શલ-ફ્રેંચ લશ્કરી ખાતામાં સર્વોપરિ અમલદાર, યૂરપના બીજા દેશોમાં એને 'ફીલ્ડ માર્શલ' પણ કહે છે.

માલ્ઝાર્બ, ક્રેટીન ગિલોમ ડ લામોઇનૉ ડ-ઇ. સ. ૧૭૨૧-૧૭૯૪, ફ્રેંચ ન્યાય શાસ્ત્રી અને રાજકીય પુરુષ. સોળમા લૂઇ પ્રતિ તેની રાજભકિતને લીધે ગિલોટીનથી તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો.

માશામ-ઇંગ્લંડના યૉર્કશિયર પરગણાનું ગામ, વસતિ, ૩,૦૦૦.

માસાચ્યુસેટસ-ઉત્તર અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનનો એક ભાગ, ક્ષેત્રફળ, ૮૩૧૫ ચો. મા., વસતિ, ૨૨,૩૮,૯૪૩, મુખ્ય શહેર બૉસ્ટન.

માસેના, આંદ્રે, એસ્લિગનો શાહજાદો અને ડયૂક ઑફ રિવોલી-ઇ. સ. ૧૭૫૮-૧૮૧૭, ફ્રાન્સનો સેનાપતિ. મહાન્ નેપોલિયનના ઉમદા તાબેદારોમાંનો એક, બેહદ કાબેલિયત ધરાવનાર, લશ્કરી કવાયતમાં કુશળ નર, એને નેપોલિયન 'જય દેવીનું કૃપા પાત્ર બાળક' કહેતો, અને એના અતિ લોભથી તે એને 'લૂટારો' પણ કહેતો. એ ઘણા હલકા કુળમાં જન્મ્યો હતો.

મિડહર્સ્ટ-ઇંગ્લંડમાં સસેકસ પરગણાનું ગામડું, અહિં વરસમાં ત્રણ વાર ઢોરનાં પ્રદર્શન ભરાય છે, વસતિ, ૧,૬૭૪.

મિરાબો, ગેબ્રિયલ ઑનોરે રિકેટી, કાઉંટ ડ-ઈ. સ. ૧૭૪૯-૧૭૯૧, ફ્રાન્સમાં પ્રોવાંસનો વતની, અસાધારણ વકતા, રાજનીતિ વેત્તા અને ગ્રંથ કર્તા, પણ પોતાનાં દુરાચરણથી પોતાની બેશુમાર દોલત હતી, તે ઉડાવી દીધી અને તેને દરિદ્રતા તથા કેદખાનું ભોગવવાં પડયાં.

મિલ, જૉન સ્ટુઅર્ટ-ઇ. સ. ૧૮૦૬-૧૮૭૩, અર્થશાસ્ત્રી, તર્કશાસ્ત્રી, રાજનીતિજ્ઞ, સ્ત્રી-સ્વાતંત્ર્ય અને બીજા અનેક તત્ત્વજ્ઞાનના વિષયો ઉપર લખનાર અપૂર્વ સામર્થ્યવાળો પંડિત. જ્યાં બીજાં બાળકો મૂળતત્ત્વના વિષયોમાં અથડાતાં હોય છે, તેવા લઘુ વયમાં ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, શિષ્ટ ગ્રંથકારો, લાટિન અને ગ્રીક ભાષાઓ, અર્થશાસ્ત્રનાં અને બીજાં ઘણાં શાસ્ત્રોનાં મૂળતત્ત્વ તે શીખી ગયો હતો. તેને કદી રમવા દેવામાં આવ્યો ન હતો. તેનો પિતા-હિંદુસ્તાનનો ઇતિહાસ કર્તા-તેને ફરવાને લઇ જતો, ત્યારે પણ તે તેની સાથે ગ્રીક પ્રજાસત્તાક રાજ્યના પ્રાચીન બંધારણ અને બેન્થામના તત્ત્વજ્ઞાનના વિચારો ઉપર ચર્ચા કરતો. તે ચૌદ વર્ષની ઉમરે તો ફ્રાન્સ જઇને ફ્રેંચ સાહિત્યશાસ્ત્ર જોઇ વળ્યો. તેના પોતાના લખેલા જીવન ચરિત્ર ઉપરથી જણાયછે કે, તે જે કંઇ કરવા પામ્યો, તે તેની વિદુષી સ્ત્રીના જ પ્રતાપથી. એ બાઇનો પ્રથમ ધણી જીવતો, ત્યાંસુધી

એ બાઇ સાથે તેને માત્ર ધાટી મિત્રતા હતી, અને તેના તે ધણીના મૂઆ પછી તેણે મિલની સાથે લગ્ન કર્યું, તે મહા સુખ ભર્યું, સ્વર્ગ તુલ્ય સુખ દેવાવાળું નીવડયું.

**મિલ્નેસ**, રિચર્ડ મૅાકટન. બારન હાઉટન–ઇ. સ. ૧૮૦૯–૧૮૮૫, ગદ્ય તથા પદ્ય લેખક, રાજકીય પુરુષ, ઇ. સ. ૧૮૬૩ માં તેને 'બૅરન' ની પદવી મળી.

**મિલ્ટન**, જૉન–ઇ. સ. ૧૬૦૮–૧૬૭૪, ઈંગ્લંડનો મહાન્ કવિ તેમ જ ગદ્ય લેખક તથા રાજનીતિજ્ઞ, તે તેનાં કાવ્ય માટે શિષ્ટ સ્થાને અમર પદ ભોગવે છે. અત્યંત અભ્યાસથી અને આંખની નબળાઇથી તે પાછળથી આંધળો થયો હતો. તે પછી તેણે પોતાનાં અનુપમ કાવ્યો લખ્યાં હતાં. તેના ગદ્ય ગ્રંથો પણ વખાણાય છે. તે ત્રણ વાર પરણ્યો હતો, છતાં સુખી ન હતો.

**મિલ્ફોર્ડ**–વેલ્સમાં પેમ્બ્રોકશિયર પરગણાનું ગામ, વસતિ, ૪,૦૭૦ ; ઈંગ્લંડમાં વિલ્ટશિયર પરગણાનું ગામ, વસતિ, ૩,૯૯૯.

**મિલર**, એડવર્ડ–ઇ. સ. ૧૮૦૭ માં મરણ પામ્યો. ઈંગ્લંડના સંગીત શાસ્ત્રી અને એ વિષયોનો ગ્રંથ કર્તા.

**મિલર**, હ્યૂ–ઇ. સ. ૧૮૦૨–૧૮૫૬, બ્રિટિશ ભૂસ્તર શાસ્ત્રી અને ગ્રંથ કર્તા. મંદવાડથી ગભરાઇ ગોળી ખાઇ મરણ પામ્યો.

**મિલાન**–યૂરપ ખંડમાં ઇટલીનું એક શહેર. વસતિ, ૪,૨૬,૫૦૦.

**મિસર**–બીજું નામ 'ઇજીપ્ત', આફ્રિકાનો પ્રાચીન કાળથી સુધરેલો દેશ. એમાં વરસાદ વરસતો નથી, પણ નાઇલ નદીની વાર્ષિક રેલથી આખો દેશ ફળવાન્ થઇ રહે છે. ટર્કીને ખંડણી આપે છે, પણ હાલ તેમાં અંગ્રેજો રાજકારભાર ચલાવે છે. ત્યાંનો રાજા 'ખેદીવ' કહેવાય છે. ક્ષેત્રફળ, ૪,૦૦,૦૦૦. ચો. મા., વસતિ, ૬૮,૧૭,૨૬૫.

**મિસરની મરકી**–પ્રાચીન કાળમાં મિસરના ફારોઆ રાજા પોતાની યાહુદી પ્રજાને દુઃખ દેતા, તેથી દૈવ કોપથી દેશમાં જૂ, દેડકા વગેરેની વારા ફરતી બેહદ ઉત્પત્તિ એકદમ થતી. એવી એવી સાત મોટી મરકી દેશમાં ચાલી. છેવટ, સૌના જયેષ્ઠ પુત્ર ઉપર મહામારી ચાલવાથી તેઓ મરી ગયા, ત્યારે ફારોઆએ હારીને યાહુદી પ્રજાને તેમના વતનમાં જવા દીધી. આ બનાવ મૂસા અને આરનના જમાનામાં ઇ. સ. પૂ. ૧૬ મા સૈકામાં બન્યો હતો.

**મિયાની**–સિંધના હૈદરાબાદથી ઉત્તરે ત્રણ ગાઉ ઉપર, સિંધુ નદીની એક શાખા ઉપર છે. તા. ૧૭મી ફેબ્રુઆરી ઇ. સ. ૧૮૪૩ માં સિંધના અમીરોને નેપિયરે હરાવ્યા અને સિંધ પ્રાંત લીધો.

મેલ્બોર્ન, વિલિયમ લાંબ વાઇકાઉંટ-ઈ. સ. ૧૭૭૯-૧૮૪૮, આપણાં મહારાણી વિકટોરિયાનો ગુરુ, રાજકીય નર.

મેલ્રોઝ-સ્કૉટ્લંડમાં રૉક્સબર્ગ પરગણાનું ગામ, વસતિ, ૧,૫૫૦; એમાં ગૉથિક બાંધણીના મોટા દેવલનાં હાલ ખંડિયેર છે.

મેલાંકથૉન, ફિલિપ-ઈ. સ. ૧૪૯૭-૧૫૬૦, એક જર્મન ધર્મસુધારક અને મહા વિદ્વાન્ તથા શાણો પંડિત.

મૉટ્એલો, ઝિયાં લૅનેસ, ડ્યૂક ઑફ-ઈ. સ. ૧૭૬૯-૧૮૦૯, ફ્રેંચ માર્શલ, નેપોલિયનનો એક વહાલો સેનાપતિ, તે પ્રથમ રંગવાનું કામ કરતો.

મૉટ્મોરેન્સી, ચાન, ડ્યૂક ડ-ઈ. સ. ૧૪૯૨-૧૫૬૭, ફ્રેંચ માર્શલ, એની બહાદુરી માટે એને ઇ.સ. ૧૫૩૮ માં સિપાઈ બહાદુરની કૉનૂસ્ટબલની તરવાર ભેટ મળી હતી.

મૉટાલાંબેર, ચાર્લ્સ ફૉર્બ્સ રેને ડ-ઈ. સ. ૧૮૧૦-૧૮૭૦, ફ્રેંચ રાજકીય ધીરવીર, ગ્રંથકર્તા, વક્તા અને અમીર.

મૉટેગ્યુ, લેડી મેરી વૉર્ટ્લી-ઈ.સ. ૧૬૯૦-૧૭૬૨, એક અંગ્રેજ વિદુષી અમીરજાદી અને ગ્રંથકર્તા; સેયડ કઢાવવાની એણે જ હિમ્મતથી પહેલ કરી.

મૉટેઇન, માઇકલ એક્વેમ ડ-ઈ. સ. ૧૫૩૩-૧૫૯૨, એક ફ્રેંચ નિબંધ લખનાર અને તત્ત્વજ્ઞાની, દશ વર્ષની ઉમરમાં તેણે એવું જ્ઞાન મેળવ્યું હતું કે તે બોર્ડોની પાઠશાળામાં દાખલ થઈ શકયો !

મૉટેસ્કયુ, ચાર્લ્સ ડ સેગૉડાટ, બૅરન-ઈ. સ. ૧૬૮૯-૧૭૫૫, ફ્રેંચ ગ્રંથકર્તા અને તત્ત્વજ્ઞ, અત્યંત પ્રામાણિક પુરુષ.

મૉટ્રિયલ-અમેરિકાના કાનાડાનું શહેર, નદી ઉપરનું બંદર, વસતિ, ૨,૧૬,૬૫૦.

મૉટ્રોઝ-સ્કૉટ્લંડમાં ફૉર્ફેરશિયર પરગણાનું શહેર, વસતિ, ૧૫,૨૩૮.

મૉટ્રોઝ, જેમ્સ ગ્રેહામ, માર્કિવસ ઑફ-ઈ. સ. ૧૬૧૨-૧૬૫૦, 'મોટા માર્કિવસ' ના નામથી એ મહાન્ નર ઓળખાય છે. રાજ્ય-પક્ષમાં રહેવાથી તેને ફાંસીની સજા થઇ હતી.

'મૉનિકા અને ઑગસ્ટન સંત'-રોમન કાથોલિક ધર્મના સાધુઓ; ઑસ્ટિન અથવા ઑગસ્ટીને ઇંગ્લંડમાં પ્રથમ ખ્રિસ્તિ ધર્મ દાખલ કર્યો, કાંટરબરીનો પહેલો ધર્માધ્યક્ષ, તે ઇ. સ. ૬૦૭ માં મરણ પામ્યો.

મોફાટ, રૉબર્ટ-ઈ. સ. ૧૭૯૫-૧૮૮૩, એના જમાઇ લિવિંગ્સ્ટનની પેઠે એ પણ આફ્રિકાનો પ્રવાસી ઉપદેશક અને ગ્રંથકર્તા હતો.

મૉરિસન, રેવરંડ રૉબર્ટ-ઈ. સ. ૧૭૮૨-૧૮૩૪, અંગ્રેજ ધર્મોપદેશક, તે ચીનમાં ૨૫ વરસ રહ્યો અને કંતાનમાં મરી ગયો. તેણે ચીનાઇ ભાષાનો પ્રથમ કોષ બનાવ્યો. 'બાઇબલ' નું ચીનાઇ ભાષામાં

આઠ વરસ મહેનત કરીને ભાષાંતર કર્યું અને ખ્રિસ્તિ ધર્મનાં ૭,૫૦,૦૦૦ પુસ્તકોનો તેણે એ લોકોમાં પ્રસાર કર્યો.

**મૉરિસ** ઑફ્ નાસો, પ્રિન્સ ઑપ્ ઑરેંજ–ઇ. સ. ૧૫૬૭–૧૬૨૫, હૉલંડ, યુટ્રેકટ અને ઝીલંડનો રાજા.

**મોઝાર્ટ**, જોહાન ક્રિસૉસ્ટમ વૂલ્ફ્ગૅાગ આમેડિયસ–ઇ. સ. ૧૭૫૬–૧૭૯૧, બાળ વયથી જ એ સંગીત-શાસ્ત્રી સિદ્ધ થયો હતો. તેણે એક સંગીતમાં ઉચ્ચતમ કિંમતનું પણ સંગીત કોઇ ગુપ્ત અજાણ્યા પુરુષની આજ્ઞાથી બનાવ્યું હતું. જે સ્ત્રી ઉપર તે આશક થયો હતો, તેનાં માબાપે કરેલો પ્રતિબંધ તેણે પોતાના યશ–ખડ્ગથી તોડયો અને સર્વેના આનંદ–ઉત્સાહની વચ્ચે તે જ સ્ત્રી સાથે તે પરણ્યો. તે ચાર વરસની ઉમરમાં સારાં ગાયન બનાવતો અને આઠ વરસની ઉમરમાં તો ફ્રાન્સ, ઈંગ્લંડ વગેરે દેશોની પાદશાહી દરબારોમાં અપૂર્વ અને અદ્વિતીય કીર્તિ સાથે તે ફરી વળ્યો.

**મોર**, સર ટૉમસ–ઇ. સ. ૧૪૭૮–૧૫૩૫, મહાન્ રાજકીય નર અને લેખક. પોતાના રાજા આઠમા હેન્રીએ તેની રાણી કાથેરાઇન સાથે છૂટા છેડા કર્યા, એ વાત આ મહાત્માને રૂચી નહિ અને એ રાજાએ આન બોલીન સાથે લગ્ન કર્યું, તે કાયદાસરનું લગ્ન છે, એવા શપથ એ નરે લીધા નહિ, તેથી તેને પોતાનું માથું આપવું પડયું, તે તેણે બડી હિમ્મતથી આપ્યું. તેણે 'યૂટોપિયા' નામનો એક ગ્રંથ લાટિન ભાષામાં લખ્યો છે, તેમાં પ્રજા સત્તાક રાજ્ય કેવી રીતનું હોવું જોઇએ, તે એક ટાપુ કલ્પિને તેણે તેમાં વિસ્તારથી દર્શાવ્યું છે. તે રોમન કાથોલિક સંપ્રદાયમાં હતો.

**મોરો**, ઝિયાં વિકટર–ઇ. સ. ૧૭૬૧–૧૮૧૩, ફ્રેંચ પ્રજા સત્તાક રાજ્યનો સેનાપતિ, નેપોલિયનનો હરીફ હોવાથી તેણે તેને દેશનિકાલ કર્યો હતો.

**મોશેલ્સ**, ઇગ્નાઝ–ઇ. સ. ૧૭૯૪–૧૮૭૦, યાહુદી જાતનો જર્મન સંગીત રચનાર, અગીઆર વરસની ઉમરથી તે પિયાનો બજાવવા લાગ્યો.

**મ્યૂરાટ**, જોઆકિમ–ઇ. સ. ૧૭૭૧–૧૮૧૫, એક વીશીવાળાનો છોકરો છતાં તે ઘણો બહાદુર અને સહાસિક નીવડયો. નેપોલિયન પાદશાહે પોતાની બેન એની સાથે પરણાવી. તે ફ્રાન્સનો નામચીન 'માર્શલ' બન્યો અને નેપલ્સનો રાજા થયો.

**મૉટફોર્ટ**, સાઇમન ડી, અર્લ ઑપ્– ઇ. સ. ૧૨૦૦?–૧૨૬૫, ત્રીજા હેન્રીની બેન વેરે પરણ્યો હતો, અંગ્રેજ પ્રજાનું સ્વાતંત્ર્ય સ્થાપવામાં એ અગ્રિણી હતો. આમની સભાનો પાયો એ મહાન્ પુરુષે નાખ્યો.

## ય.

યંગ, ડૉક્ટર ટૉમસ–ઇ. સ. ૧૭૭૩–૧૮૨૯, અંગ્રેજ પંડિત અને તત્ત્વદર્શી, અજવાળાનાં પણ દરિયાની પેઠે તરંગો અથવા મોજાં થાય છે, તે તેણે બતાવ્યું.

યુનિવર્સિટી–અનેક પાઠશાળાઓ, જેમાં વૈદક, ન્યાય, ભાષાજ્ઞાન, સાહિત્ય, વિજ્ઞાનાદિ શાસ્ત્રોનું શિક્ષણ અપાય છે અને તેનું પરીક્ષણ થાય છે. એ પ્રમાણેની યોજનાને આચારમાં મૂકીને પ્રત્યેક વિદ્યાના અભ્યાસમાં ઉત્તીર્ણ થયા મુજબ પદવી આપનાર વિદ્વજ્જન મંડળની સભા–વિશ્વવિદ્યાલય, સર્વ વિદ્યોત્તેજકાલય, શારદાપીઠ.

યુફ્રેતીઝ અથવા અલફ્રાત, તૈગ્રીસ સાથે ભેગી થાય છે. એશિયાઇ તુર્કસ્તાનમાં ૧,૮૦૦ માઇલ વહીને ઇરાની અખાતને મળે છે. એ બે નદીઓ મળીને ૧,૦૮,૦૦૦ માઈલના પ્રદેશને જળમય અને ફળદ્રુપ બનાવે છે.

યૂરી–સ્કૉટ્લંડમાં કિંકર્ડશિયર પરગણાનું ગામ.

યૂરપ–પૃથ્વી ઉપર સૌ ખંડોમાં નાનો પણ વધારે અગત્યનો ખંડ, ક્ષેત્રફળ, ૩૮,૪૪,૦૦૦ ચો. મા., વસતિ, ૩૬,૦૦,૦૦,૦૦૦. કર્તાની 'દરિયા પારના દેશોની વાતો' વાંચવાથી એ ખંડ વિષે ઘણું જાણવામાં આવશે.

યૉર્ક–યૂરપ ખંડમાં ઈંગ્લંડનું એક શહેર, વસતિ, ૬૭,૦૦૪; ઈંગ્લંડમાં ધર્માધ્યક્ષ છે, તેમનાં બે સ્થાન–કાંટરબરી અને યૉર્ક.

યૉર્કશિયર–ઈંગ્લંડનું મોટામાં મોટું પરગણું, વિભાગો સહિત ક્ષેત્રફળનો કુલ સર્વાળો, ૬,૦૬૭ ચો. મા. અને કુલ વસતિ, ૩૨,૦૮,૮૨૮.

## ર.

રમ્ની, જૉર્જ–ઇ. સ. ૧૭૩૪–૧૮૦૨, એક અંગ્રેજ ચિત્રકાર.

રમ્પ રાજ્યસભા–ઇ. સ. ૧૬૫૯, રિચર્ડ ક્રૉમ્વેલના વખતમાં મળી હતી. એ ટુંકી મુદ્દત ચાલી, તે ઉપરથી તે 'રમ્પ' પાર્લમેંટ કહેવાય છે. પહેલા ચાર્લ્સના વખતમાં 'લૉંગ' પાર્લમેંટ મળી હતી. તેનો અર્થ 'લાંબી મુદ્દતની રાજ્ય સભા.'

રશિયા–યૂરપનો સૌથી વિસ્તીર્ણ દેશ, જુઓ કર્તાની 'દરિયા પારના દેશોની વાતો', તેનું ક્ષેત્રફળ, ૨૦,૯૬,૫૦૪ ચો.મા., વસતિ,૯,૯૫,૩૧,૯૨૯. રશિયન શહેનશાહતમાં યુરોપી રશિયા, પોલંડ, ફિન્લંડ અને મધ્ય એશિયા મળીને પૃથ્વીનો ⅙ ભાગ થાય છે, તેનું ક્ષેત્રફળ,૮૬,૬૦,૨૬૨, ચો.મા.અને વસતિ, ૧૧૭,૫૬૧,૮૭૪; મુખ્ય શહેર સેંટ પીટર્સબર્ગ.

રસલ, જૉન અર્લ–ઈ. સ. ૧૭૯૨–૧૮૭૮, અંગ્રેજ રાજ્યદ્વારી પુરુષ, રાણીનો દીવાન, ચારિત્ર્યકાર અને ઐતિહાસિક લેખક.

રસ્કિન, જૉન–ઇ. સ. ૧૮૧૯– કળાકૌશલ્યનો એક અંગ્રેજ ટીકાકાર; બાંધકામ, ચિત્રકામ આદિ વિષયો ઉપર તેણે ઘણા અપૂર્વ ગ્રંથો શિષ્ટ શૈલીમાં લખ્યા છે.

રાજ્યચક્ર–ફ્રેંચ રાજ્યક્રાન્તિ, ઇ. સ. ૧૭૮૯ માં શરૂ થતાં શહેનશાહ લૂઈને ઇ. સ. ૧૭૯૩ માં ફાંસીથી તેની પૂર્ણાહુતિ થઇ.

રાફાએલ, સાંઝીઓ ( રાફેઈલે અથવા રેફાએલ)–ઈ.સ.૧૪૮૩–૧૫૨૦, પ્રસિદ્ધ ઇટાલિયન ચિત્રકાર.

રાબેર, લિયોપોલ્ડ–ઈ. સ. ૧૭૯૭–૧૮૩૫, પ્રસિદ્ધ ફ્રેંચ ચિત્રકાર, આપઘાત કરીને મરણ પામ્યો.

રામસ, પિયર અથવા પીટર–ઇ. સ. ૧૫૧૫–૧૫૭૨, એક ફ્રેંચ તત્ત્વજ્ઞ અને પંડિત.

રારોટૉંગ–દક્ષિણ, પાસિફિક મહાસાગરમાં કુક નાવિકે શોધેલા દ્વીપ સમુદાયમાંનો એક, વસતિ, ૨,૪૦૦.

રાવેયાક, ફ્રાન્સ્વો–ઇ. સ. ૧૫૭૮–૧૮૧૦, પંડે રોમન કાથોલિક હતો, તેણે ઘેલછામાં પ્રૉટસ્ટંટ પંથી ફ્રેંચ શહેનશાહ ચોથા હેન્રીને ગાડીમાં મારી નાખ્યો; તે માટે તેને ઘોડાઓ પાસે ચીરાવીને મારી નાખવાની ક્રૂર શિક્ષા કરવામાં આવી હતી.

રાઇટ, જોઝફ–ઇ. સ. ૧૭૩૪–૧૭૯૭, તે 'ડર્બી ગામવાળો રાઇટ ' ના નામથી ઓળખાય છે, સૃષ્ટિ સૌંદર્યનો પ્રખ્યાત અંગ્રેજ ચિત્રકાર.

રિકાર્ડો, ડેવિડ–ઇ. સ. ૧૭૭૨–૧૮૨૩, યાહુદી કુળનો, ખ્રિસ્તિ થએલો, શ્રીમંત અર્થ શાસ્ત્રી.

રિટન હાઉઝ, ડેવિડ–ઇ. સ. ૧૭૩૨–૧૭૯૬, એક અમેરિકન ખગોળ શાસ્ત્રી.

રિહટર, ઝિયાં પૉલ ફ્રીડ્રિક–ઇ. સ. ૧૭૬૩–૧૮૨૫, એક નામાંકિત જર્મન ગ્રંથકર્તા. તે એક ગામડાની નિશાળના મહેતાજીનો દીકરો હતો, તેની રીતભાત એવી મોહક હતી, તેની બુદ્ધિ એવા સ્નેહાકર્ષણવાળી હતી, તેનો સ્વભાવ એવો આનંદી, કોમળ અને સહૃદ હતો કે એના ઉપર ખૂબસુરત સ્ત્રીઓ મોહી પડતી. એક સ્ત્રી પરણેલી છતાં તેની સાથે લગ્ન કરવાને પોતાના ધણીથી છૂટા છેડા કરવાને તેને કહી ચૂકી અને એક બીજીએ તેના પ્રેમમાં નિરાશ થવાથી આપઘાત કર્યો; પણ એ સર્વ તર્ફ રિહટર મહા પવિત્રતાથી અને સુકુમાર લાગણીથી વર્તતો. તેના મરવા આગમચ એક વર્ષ સુધી તે આંધળો રહ્યો હતો. તેના અપૂર્વ વિચારો, તેની પ્રૌઢ વિદ્વત્તા, તેની ચિત્રમય કલ્પના શક્તિ, તીવ્ર અંતર્દૃષ્ટિ, સુશોભિત તરંગો આદિ લક્ષણો તેના ગ્રંથોમાં ઝળહળી રહ્યાં છે.

રિશિલ્યુ, આર્મોંડ ઝિયાં ડયુ પ્લેસિસ–ઇ. સ. ૧૫૮૫–૧૬૪૨, ફ્રાન્સનો મોટો ધર્માચાર્ય, તેરમા લૂઇનો દીવાન. તેણે અઢાર વરસ સુધી કેવળ આપ અખ્ત્યારીથી જ ફ્રેંચ શહેનશાહત ચલાવી હતી. કાર્ડિનલ રિશિલ્યુ એક મહાન્ રાજકીય નર અને લેખક તરીકે સર્વત્ર જાણીતો છે.

રૂઆં–ફ્રાન્સનું ઉત્તરમાં આવેલું શહેર. આ જગાએ બહાદુર જોન ઑફ આર્કને ધર્મ-નિમિત્તે જીવતી બાળી દીધી ! નૉર્મંડીના ઠાકોરે ઈંગ્લંડ જીત્યું અને ત્યાં રહેવા ગયા, ત્યાં સુધી આ શહેર એમની રાજ્યધાની હતું. વસતિ, ૧,૧૨,૦૦૦.

રૂબિલિયાક, લૂઇ ફ્રાન્સ્વૉ–ઇ. સ. ૧૬૯૫–૧૭૬૨, ઈંગ્લંડમાં જઇ રહેલો ફ્રેંચ શિલ્પી.

રૂસીલ્યૉં–ફ્રાન્સનો જૂના વખતમાં એક પ્રાંત, હાલના પિરીનીઝ ઓરિયન્ટલીઝને લગભગ મળતો. વસતિ, ૨,૧૦,૧૨૫.

રેન્ફ્રુશિયર–સ્કૉટ્લંડનું પરગણું, ક્ષેત્રફળ, ૨૪૫ ચોરસ માઇલ, વસતિ, ૨,૩૦,૮૧૨.

રેઈમ્બાક, એબ્રાહેમ–ઇ. સ. ૧૭૭૬–૧૮૪૩, એનો બાપ સ્વિટ્ઝર્લંડનો વતની હતો. એ જાતે નકશીગર હતો અને સર ડેવિડ વિલ્કીનાં ચિત્રોને એણે નકશીમાં ઉતાર્યાં હતાં.

રેન, સર ક્રિસ્ટફર–ઇ. સ. ૧૬૩૨–૧૭૨૩, અંગ્રેજ શિલ્પી, લંડનના મહાન્ સેંટ પૉલના દેવાલયનો મૂળ નકશો બનાવનાર.

રેનૉલ્ડ્ઝ, સર જોશુઆ–ઇ.સ. ૧૭૨૩–૧૭૯૨, એક અંગ્રેજ શાસ્ત્રીય ચિત્રકાર, તેણે એ ધંધામાં ઘણી કીર્તિ મેળવી, ડૉકટર જૉન્સનના આપ્ત મિત્રોમાંનો એક.

રેવોલ્યુશનરી એપિક–એ નામનું ઐતિહાસિક કાવ્ય ઇ.સ. ૧૮૩૪ માં લખાયું.

રૉક્સ બર્ગશિયર–સ્કૉટ્લંડનું પરગણું, મુખ્ય શહેર, જેડબરો. ક્ષેત્રફળ, ૬૭૦ ચોરસ માઇલ, વસતિ, ૫૩,૭૨૬.

રૉજર્સ, સામ્યુઅલ–ઇ. સ. ૧૭૬૩–૧૮૫૫, એક અંગ્રેજ કવિ. લંડનના એક શરાફને ત્યાં જન્મ્યો હતો.

રૅડૉંગ, ઝાક લૂઇ, કાઉંટ–ઇ. સ. ૧૭૯૫ માં ફ્રાન્સનો જનરલ અને માર્શલ. એ ઘણો બહાદુર નર હતો.

રૉબર્ટ્સ, ડેવિડ–ઇ. સ. ૧૭૯૬–૧૮૫૪, અંગ્રેજ ચિતારા સ્ટાનફીલ્ડનો મિત્ર, સ્કૉટ્લંડનો વતની, ઇમારતી બાંધકામોમાં ચિત્રકામ કરનાર.

રૉબર્ટ્સન, ઑફ બ્રાઇટન, રેવરંડ ફ્રેડરિક વિલિયમ–ઇ. સ. ૧૮૧૬–૧૮૪૩, એક અસરકારક અંગ્રેજ ધર્મોપદેશક.

રૉમ્સી–ઇંગ્લંડમાં સાઉથામ્પ્ટન પરગણાનું ગામ, વસતિ, ૪,૨૭૬.

રૉમિલી, સર સામ્યુઅલ–ઇ. સ. ૧૭૫૭–૧૮૧૮, અંગ્રેજ ન્યાય પંડિત, તેના વખ્તમાં ૩૦૦ જાતના ગુન્હાઓને માટે મોતની સજા હતી, તેથી ફોજદારી ન્યાય તત્ત્વ સુધારવાને તેણે ઘણું લખ્યું છે. એ રાજકીય પુરુષે તેની સ્ત્રીના મૃત્યુના શોકમાં આપઘાત કર્યો.

રૉલિન્સન, સર હેન્રી ક્રૉસ્વિક–ઇ. સ. ૧૮૧૦– ; એશિયાની ભાષાઓનો અભ્યાસી વિદ્વાન્, અને રાજકીય પંડિત.

રૉસ્લિન–સ્કૉટ્લંડનું એસ્ક નદી ઉપરનું ગામ, તે એડિનબરો શહેરથી સાડા ત્રણ કોશ થાય છે.

રૉસ, વિલિયમ પાર્સન્સ, અર્લ ઑફ–ઇ. સ. ૧૮૦૦–૧૮૬૭, તેણે ત્રણ લાખ રૂપિયા ખર્ચીને એક મોટા રાક્ષસી કદનું દૂરબીન બનાવી પોતાના બાગમાં મૂકયું હતું. તેમાં એનો બાળક પુત્ર એક સાંજનો પેસીને જોતાં ચંદ્ર એટલો તો પાસે જણાયો કે તેને પકડવાને તે રડવા મંડયો ! એ ૮૦ ફુટ ઉંચું હતું. મોટો ખગોળ પંડિત.

રૉસિની, ગિયોવાની–ઇ. સ. ૧૭૯૨–૧૮૬૧, ઇટલીનો એક નામાંકિત સંગીત શાસ્ત્રી.

રોઝા, સાલ્વેટૉર–ઇ.સ.૧૬૧૫–૧૬૭૩, ઇટલીનો ચિત્રકાર, ગવૈઓ અને કવિ.

રો, નિકલસ–ઇ.સ. ૧૬૭૪–૧૭૧૮, એક અંગ્રેજ નાટક રચનાર અને રાજકવિ.

રોમ–યૂરપ ખંડમાં ઇટલી દેશની રાજધાનીનું શહેર, ટાઇબર નદી ઉપર છે. પ્રાચીન કાળમાં 'જગન્માતા' કહેવાતું. સંગીત, શિલ્પ, ચિત્રાદિ કળાનું ધામ અને વીરત્વનું સ્થાન, હાલ વસતિ, ૪,૪૦,૦૦૦, 'દરિયા પારના દેશો'માંથી સવિસ્તર હકીકત મળી આવશે. રોમન કાથોલિક સંપ્રદાયનો વડો ધર્માચાર્ય પોપ અહિં રહે છે.

રોમન કાથોલિક–ખ્રિસ્તિ ધર્મના ત્રણ મુખ્ય સંપ્રદાયમાંનો એક. તેમનાં નામ–રોમન કાથોલિક, ગ્રીક અને પ્રૉટસ્ટંટ. તેમાં મૂર્તિ પૂજા સ્વીકારેલી છે.

## લ.

લકનૌ–બ્રિટિશ હિંદુસ્તાનનું શહેર, ગોમતી નદી ઉપર. ૧૮૫૭ના બલવાથી પ્રખ્યાતિને પામેલું છે, વસતિ, ૨,૭૩,૦૨૮.

લાગ્રાંજ, જોઝફ લૂઇ કૉટ–ઇ. સ. ૧૭૩૬–૧૮૧૩, ફ્રેંચ ગણિત શાસ્ત્રી અને નામીચા ડેકાર્ટનો પૌત્ર.

લફબ્રુ–ઈંગ્લંડમાં લીસ્ટરશિયર પરગણાનું ગામ, વસતિ, ૧૮,૧૯૬.

લફેવર, ફ્રાન્સ્વો જોઝફ–ઇ.સ. ૧૭૫૫–૧૮૨૦, નેપોલિયન બોનાપાર્ટનો એક બહાદુર વિખ્યાત સેનાપતિ. ફ્રેંચ માર્શલ અને ડયૂક ઑફ ડાંટઝીગનું અમીરપદ મેળવ્યું. એ લોટ દળવાની ઘંટી ચલાવનારનો છોકરો હતો.

લંડન–ગ્રેટ બ્રિટન અને આયર્લેંડનું મુખ્ય શહેર, ટેમ્સ નદી ઉપર, વસ્તિ, ૫૬,૩૪,૦૧૯. જગતમાં આ સૌથી મોટા અને આબાદ શહેર વિષે સવિસ્તર હકીકત માટે જુઓ 'દરિયા પારના દેશોની વાતો.'

લાંકાસ્ટર, જોઝફ–ઈ. સ. ૧૭૭૮–૧૮૩૮, પોતાની ૧૯ વર્ષની ઉમરથી તે છોકરાઓને ભેગા કરીને મફ્ત કેળવણી આપવા લાગ્યો. તેણે એ કામ માટે ઈંગ્લંડ તથા અમેરિકામાં પરોપકાર વૃત્તિથી બહુ શ્રમ લીધો છે. વિદ્યાર્થિઓથી પરસ્પર શીખવાની પદ્ધતિનો સ્થાપનાર પુરુષ, કેળવણીનો મહા ભક્ત અને સેવક.

લાંકાસ્ટર–ઈંગ્લંડના લાંકાશિયર પરગણાનું બંદર, વસતિ, ૩૨,૦૧૧.

લાંકાશિયર–ઈંગ્લંડનું એક પરગણું, ક્ષેત્રફળ, ૨,૮૮૭ ચોરસ માઈલ, વસતિ, ૩૯,૨૬,૭૬૦.

લાંડસેંડ–ઈંગ્લંડના કૉર્નવૉલ પરગણાનો ભૂશિર, ઈંગ્લંડનું છેક પશ્ચિમ બિંદુ, ૭૦ ફુટ ઉંચો, ગ્રાનિટ પત્થરનો છે.

લાઉડન, જૉન કલૉડિયસ–ઇ. સ. ૧૭૮૩–૧૮૪૩, ખેતીવાડી, બાગાએત અને વનસ્પતિ વિષયોનો સ્કૉટિશ ગ્રંથ કર્તા.

લાટિમર, હ્યુ–ઇ. સ. ૧૪૯૦?–૧૫૫૫, વુર્સ્ટરનો મોટો અંગ્રેજ ધર્માચાર્ય, એને ધર્મનિમિત્તે તે વેળાના ધર્માંધ રોમન કાથોલિક લોકોએ કેદમાં નાખીને પછી જીવતો બાળી દીધો !

લાપ્લાસ, પિયર સાઇમન, માર્કવિસ ડ–ઇ. સ. ૧૭૪૯–૧૮૨૭, નામાંકિત ફ્રેંચ ગણિત શાસ્ત્રી અને ખગોળ વેત્તા. સૂર્ય મંડળની પદ્ધતિને સ્થાપીને તેને પુષ્ટિ આપી.

લામને, હ્યુસ ફેલિસિટે રૉબર્ટ, આબે ડ–ઇ. સ. ૧૭૮૨–૧૮૫૪, ફ્રેંચ ધર્માધિકારી, તત્ત્વજ્ઞ, જાહેર લેખક અને ધર્મ–પંડિત.

લામર્મૂર્સ–સ્કૉટ્લંડમાં ડુંગરની હારની હાર ૧૫–૨૦ કોશ લાંબી ગએલી છે, તેનું ઉંચામાં ઉંચું શિખર ૧,૭૩૩ ફુટ છે.

લામૉટ, આંટોઇન ઉડાર્ટ ડ–ઇ.સ. ૧૬૭૨–૧૭૩૧, ફ્રેંચ કવિ, નાટક રચનાર, લેખક, તે ૪૦ વર્ષની ઉમરે આંધળો થયો હતો.

લાયન્સ–ફ્રાન્સનું મોટું પ્રસિદ્ધ શહેર, ર્‌હોન વિભાગમાં આવેલું છે. વસતિ, ૪,૧૬,૦૨૯.

લાયન્સ, એડમંડ લૉર્ડ–ઇ.સ. ૧૭૯૦–૧૮૫૮, નામાંકિત બ્રિટિશ નૌકા–સેનાપતિ, સાડા દશ વર્ષની ઉમરમાં તે દરિયાઇ ફોજમાં દાખલ થયો હતો.

લિવિયસ, ટાઇટસ–લિવી–ઇ. સ. પૂ. ૫૯–ઇ. સ. ૧૮, તેણે રોમન ઇતિહાસના ૧૪૨ ગ્રંથ લખ્યા છે, તેમાંથી ૩૫ મોજૂદ છે.

લાવાલ–ફ્રાન્સમાં માયાન વિભાગનું શહેર, વસતિ, ૩૦,૩૭૪.

**લિચ્‌ફીલ્ડ**–ઈંગ્લંડમાં સ્ટાફર્ડશિયર પરગણાનું ગામ, પ્રથમ કોષ-કર્તા તરીકે પ્રખ્યાત પંડિત ડૉ. જૉન્સનની જન્મભૂમિ, વસતિ, ૭,૮૬૪.

**લિટન**, એડવર્ડ જૉર્જ અર્લ લિટન, બુલ્વર લૉર્ડ–ઈ. સ. ૧૮૦૩–૧૮૭૩, ચમત્કારિ અને રસિક નવલ કથાઓ લખીને અંગ્રેજ પ્રજા તથા ભાષા ઉપર ઉપકાર કરનાર ગ્રંથ કર્તા, કવિ, નાટક રચનાર અને રાજકીય અમીર.

**લિંડહર્સ્ટ**, જૉન સિંગલ્ટન કોપ્લી, લૉર્ડ–ઈ. સ. ૧૭૭૨–૧૮૬૩, એક અંગ્રેજ રાજ્યદ્વારી નર અને ન્યાય શાસ્ત્રી.

**લિનિયસ અથવા લિને**, ચાર્લ્સ વૉન–ઇ. સ. ૧૭૦૭–૧૭૭૮, સ્વીડન દેશનો નામાંકિત ઉદ્‌ભિજ્જ શાસ્ત્રી.

**લિવર્પૂલ**–ઈંગ્લંડમાં લાંકાશિયર પરગણાનું શહેર, લંડનથી બીજા દરજ્જાનું, ગ્રેટ બ્રિટનનું મુખ્ય બંદર, અને દુનિયામાં બીજા દરજ્જાનું બંદર, મર્સી નદી ઉપર છે. પ્રથમ દરજ્જાનું લંડન, બીજા દરજ્જાનું લિવર્પૂલ, અને ત્રીજા દરજજાનું ન્યૂયૉર્ક, તે અમેરિકાનાં સ્વતંત્ર સંસ્થાનમાં છે, વસતિ, ૫,૧૭,૯૬૧.

**લિવિંગ્સ્ટન**, ડેવિડ–ઇ. સ. ૧૮૧૩–૧૮૭૩, એક નામાંકિત સ્કૉચ્ચ, આફ્રિકા ખંડનો પ્રવાસી શોધક, ખ્રિસ્તિ ઉપદેશક અને નાઇલ નદીનું મૂળ શોધનાર.

**લિસ્બન**–પોર્ટુગલનું મુખ્ય શહેર, ટેગસ નદી ઉપર, વસતિ, ૨,૪૬,૩૪૩. જુઓ 'દરિયા પારના દેશોની વાતો.'

**લિયોનાર્ડો** ડા વીંચી–ઇ. સ. ૧૪૫૨–૧૫૧૯, ઇટલીનો ચિત્રકાર, શિલ્પકાર અને ઇમારતી બાંધકામના નકશા કરનાર.

**લીજન** ઑફ ઑનર–એ માનવંતો ખિતાબ પહેલા નેપોલિયને ઇ.સ.૧૮૦૨માં સ્થાપ્યો. તે મુત્સદ્દી અને લશ્કરી બંને ખાતાના નોકરોને તેમનાં પુરુષાર્થ અને કામ જોઇ આપવામાં આવતો.

**લીડ્‌સ**–ઈંગ્લંડમાં યૉર્કશિયર પરગણાનું શહેર, ઉનનાં કારખાનાં માટે પ્રસિદ્ધ છે, વસતિ, ૩,૬૭,૫૦૫.

**લીથ**–સ્કૉટ્‌લંડમાં એડિન્‌બરો પરગણાનું બંદર, વસતિ, ૬૭,૬૬૦.

**લીલી**, સર પીટર–ઇ. સ. ૧૬૧૭–૧૬૮૦, અસલ નામ પીટર વાંડરફેસ, ઈંગ્લંડના ત્રણ રાજાઓએ પોતાની તસ્વીરો ચીતરાવવા એ જર્મન ચિત્રકારને રોકયો હતો.

**લી**, સામ્યુઅલ–ઈ.સ. ૧૭૮૩–૧૮૫૨, અંગ્રેજ પાદરી, લાટિન, ગ્રીક, ખાલ્દી, સિરિયાક, અરબ્બી, ફારસી, ફ્રેંચ, જર્મન, ઇટાલિયન, હીબ્રુ વગેરે ભાષાઓ જાણનાર અંગ્રેજ પંડિત.

લૂઇ, ૧૮ મો, સ્ટાનિસ્લેયસ ઝેવિયે–ઇ. સ. ૧૭૫૫–૧૮૨૪, ફ્રાન્સનો પાદશાહ.

લૂઈ, ૧૩ મો–ઈ. સ. ૧૬૦૧–૧૬૪૩, તેણે રિશ્લિયુને પોતાનો મુખ્ય દીવાન બનાવ્યો.

લૂઇ, ૧૪ મો–ઈ. સ. ૧૬૩૮–૧૭૧૫, એના સમયમાં સાહિત્ય-રસિક નામચીન પુરુષો થઇ ગયા. એ રાજા 'મહાન્'ના પદથી ઓળખાય છે.

લૂથર, માર્ટિન–ઇ. સ. ૧૪૮૩–૧૫૪૬, જર્મનીમાં ઇસલેબન ગામમાં જન્મ્યો હતો. એ મહાન્ ધર્મ-સુધારક ખાણ ખોદવાની મજુરી કરનારનો છોકરો હતો. એકવીશ વર્ષની ઉમરમાં તો તેને તત્ત્વજ્ઞાનના પંડિતનું પદ મળ્યું. તે તેના ભાઇબંધ સાથે ગામ બહાર ખેતરોમાં ફરતો હતો, તેવામાં તેના સોબતી ઉપર વીજળી પડવાથી તે મરણ પામ્યો. એ બનાવ જોવાથી તેના મન ઉપર એવી તો ભારે અસર થઇ કે તેણે દુનિયા ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો; અને તેથી તે એક મઠમાં જઇને સાધુ વેષે રહ્યો અને ત્યાં તે ધર્મપરાયણ વર્તન રાખીને પુસ્તકોનું અધ્યયન કરવામાં કાળક્ષેપ કરવા લાગ્યો. અત્યાર સુધી બાઇબિલ લાટિન ભાષામાં જ હતું. તેનું લૂથરે પ્રથમ જ જર્મનમાં ભાષાન્તર કરવાથી પોપ તેના ઉપર ગુસ્સે થયો. લૂથર ઉત્સાહી, વેગવાળો, અડગ હિમ્મત અને દૃઢ નિશ્ચયવાળો, સત્યશોધક અને પ્રામાણિક પુરુષ હતો. તેના પ્રતાપી ધર્મ-યુદ્ધથી જ 'રેફ્રૉર્મેશન'નો ઉદ્ભવ થયો.

લૂવર–પારિસ નગરનો રાજ મહેલ; ટ્યૂઇલરીઝ રાજમહેલની પાસે લૂવરનું એક જ દીવાનખાનું, ૪૦૦ ફુટ લાંબું અને ૪૦૦ ફુટ પહોળું છે. મહેલ સમ ચોરસ આકારનો છે.

લેઇ–ઇંગ્લંડમાં લાંકાશિયર પરગણાનું ગામ, વસતિ, ૨,૮૦,૭૦૮; વૂર્સ્ટર પરગણાના એ જ નામના ગામની વસતિ, ૪,૯૪૧.

લેઇડન, જૉન–ઇ. સ. ૧૭૭૪–૧૮૧૧, કલકત્તાના વિદ્યાલયમાં હિંદુસ્તાની ભાષાનો શિક્ષાગુરુ, તેણે બાઇબલની સુવાર્તાનું પાંચ ભાષામાં ભાષાન્તર કર્યું.

લેડયાર્ડ, જૉન–ઇ. સ. ૧૭૫૧–૧૭૮૮, કુકે ત્રીજી વાર પૃથ્વી-પ્રદક્ષિણા કરી, તે સફરમાં આ અમેરિકન પ્રવાસી સાથે હતો.

લેડી–અમીર વર્ગની સ્ત્રીના નામની પહેલાં એ શબ્દ વપરાય છે, 'લૉર્ડ'ની નારી જાતિ, સામાન્ય અર્થ 'બાનુ' કે 'બાઇ' થાય છે.

લેયર્ડ, સર ઑસ્ટેન હેન્રી–ઇ. સ. ૧૮૧૭–૧૮૯૪, નિનેવે નગરનાં પ્રાચીન ખંડિયેરોનો શોધક અને તે ઉપરના લેખ સમજાવનાર અંગ્રેજ મુસાફર.

લેસ્લી, રૉબર્ટ ચાર્લ્સ–ઇ. સ ૧૭૯૪–૧૮૫૯, પ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકાર, તેનાં માબાપ અમેરિકાનાં હતાં અને તેનો જન્મ લંડનમાં થયો હતો.

વૅટિકન–ધર્માધિરાજ પોપનો મહેલ, તે રોમમાં છે, ચોથા સૈકામાં બંધાવા માંડ્યો, તે પંદરમા સૈકામાં પૂરો થયો. તે ૫ા માઇલ લાંબો અને ૨૫૦ વાર પહોળો છે.

વૅરો, માર્કસ ટેરેન્શ્યસ–ઇ. સ. પૂ. ૧૧૬–૨૭, તેના કાળનો સર્વોપરિ વિદ્વાન્ રોમન, તેણે જૂદા જૂદા વિષયો ઉપર ૫૦૦ પુસ્તકો લખ્યાં છે.

વૅસરી, જ્યૉર્જિયો–ઈ. સ. ૧૫૧૨–૧૫૭૪, ઇટલીનો ચિત્રકાર, શિલ્પી અને ચારિત્ર્ય-લેખક.

વિયેના–ઑસ્ટ્રિયન શહેનશાહતની રાજધાની, ડાન્યૂબ નદી ઉપર, વસતિ, ૧૩,૬૪,૫૪૮. 'વીન' નદી ઉપરથી તેનું નામ 'વિયેના' પડયું. વિશેષ હકીકત માટે જુઓ 'દરિયા પારના દેશોની વાતો.'

વિક્ટર, કલૉડ પેરાં, ડયૂક ડ બેલુનો–ઇ. સ. ૧૭૬૪–૧૮૪૧, ફ્રેંચ માર્શલ, નેપોલિયન બોનાપાર્ટનો સેનાપતિ, સિપાઈ તરીકેની એની બહાદુરી અને ચતુરાઇ જોતાં ચાલતા રણસંગ્રામમાં જ એને નેપોલિયને 'માર્શલ'ની ઉંચામાં ઉંચી પદવી બક્ષી.

વિકાર ઑફ વેકફીલ્ડ–ઑલિવર ગોલ્ડસ્મિથ કવિએ રચેલી નવલકથા.

વિગો–આટ્લાંટિક મહાસાગર ઉપર સ્પેઇનનું કિલ્લેબંધી બંદર, વસતિ,૧૫,૦૪૪. હવા ખાવાનું સ્થળ.

વેનિસ–ઇટલીનું એક બંદર, નાના નાના ૭૨ બેટ ઉપર બાંધેલું છે, જા આવને માટે તમામ મ્હોલ્લાઓમાં હોડીઓ ફરે છે. મીઠું પાણી બહારથી વહાણમાં આવે છે. ગામમાં ન મળે ઘોડા કે ન મળે ગાડી; કૂતરા કરતાં મોટું જનાવર જ ન મળે, વસતિ, ૧,૪૯,૫૦૦. જુઓ 'દરિયા પારના દેશોની વાતો'.

વેરોના–ઇટલીનું શહેર, પ્રાચીન દેવલો અને ઇમારતો માટે પ્રખ્યાત છે, વસતિ, ૬૯,૫૦૦.

વૉઇટલૅંડ–સાકસન જર્મનીનો પ્રાચીન વિભાગ.

વૉલ્ટેર, ફ્રાન્સ્વો મેરી આરૂએ ડ–ઇ. સ. ૧૬૯૪–૧૭૭૮, મહા તેજસ્વી ફ્રેંચ કવિ, નાટકરચનાર, તત્ત્વજ્ઞ, ઐતિહાસિક લેખક, નિબંધકાર, ખ્રિસ્તિ ધર્મ વિરોધી–એની કૃતિના ૭૦ ગ્રંથ બહાર પડયા છે.

વિયર, સર હૉરેસ, બૅરન ટિલ્બરી–ઇ.સ. ૧૫૬૫–૧૬૩૫, અંગ્રેજ સેનાપતિ, તેણે તેના ભાઈ સાથે લશ્કરી ખાતામાં નોકરી કરી હતી. પહેલા ચાર્લ્સ રાજાએ પ્રથમ એને જ અમીર પદવી આપી.

## શ.

શવલ, સર કલાઉડેસ્લી–ઇ. સ. ૧૬૫૦–૧૭૦૭, નૌકા–સેનાપતિ, વહાણ ભાગવાથી ડૂબી ગયો.

શ્રૉપશિયર અથવા સાલોપ-ઈંગ્લંડનું પરગણું, ક્ષેત્રફળ, ૧૩૧૯ ચો. મા., વસતિ, ૨,૩૬,૮૩૯.

શ્રીરંગપટ્ટણ, એટલે વિષ્ણુનું શહેર-મહીસૂર શહેરથી ૩ા કોશ ઉપર છે. હૈદર અને ટિપુની રાજધાની. વસતિ, ૧૧,૭૩૪.

શ્રીરામપુર-બંગાળમાં હુગ્લી નદી ઉપર ડેઇન લોકો પાસેથી અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૪૫ માં વેચાતું લીધું. વસતિ, ૨૫,૫૫૯.

શ્લીટ્ઝ-જર્મનીમાં રૂશ-સ્લીટ્ઝની ઠકરાતનું ગામ, વસતિ, ૫,૦૦૦.

શ્વૉર્ટ્ઝ, ક્રિશ્ચિયન ફ્રીડ્રિક-ઇ. સ. ૧૭૨૬-૧૭૯૮, એ જર્મન ધર્મોપદેશકે હિંદુસ્તાનમાં પચાશ વર્ષ સુધી ઉપદેશ આપવાનું કામ કર્યું અને તે ત્યાં જ મરણ પામ્યો.

## स.

સંચિયન ટાપુ-ચીનની દક્ષિણે, મકાઉ બેટની પાસે.

સંડર્લૅડ-ઈંગ્લંડમાં ડર્હોમ પરગણાનું ગામ, વસતિ, ૧,૩૦,૯૨૧.

સડ્બરી-ઈંગ્લંડમાં સફ્‌ક અને એસેક્સ પરગણાનું ગામ, વસતિ, ૭,૦૫૯.

સમર્સ, લૉર્ડ જૉન-ઇ. સ ૧૬૫૦-૧૭૧૬, એક અંગ્રેજ ધારાશાસ્ત્રી અને દેશાભિમાની નર.

સબૉલ્ટર્ન-કૅપ્ટન એટલે કપ્તાનથી ઉતરતા દરજ્જાનો લશ્કરી અમલદાર.

સસેક્સ-ઈંગ્લંડનું દક્ષિણે આવેલું પરગણું, ક્ષેત્રફળ, ૧૪૬૪ ચોરસ માઇલ, વસતિ, ૫,૫૦,૪૪૨.

સાંમ્પ્લૉં-આલ્પ્સ પર્વતમાં વાલેઇ તથા પીડમૉંટની વચ્ચેનો રસ્તો.

સાઉધી, રૉબર્ટ-ઇ. સ. ૧૭૭૪-૧૮૪૩, એક સુપ્રસિદ્ધ અંગ્રેજ રાજ કવિ અને ગદ્ય લેખક.

સાક્સની-મધ્ય જર્મનીનું રાજ્ય, ક્ષેત્રફળ, ૫,૭૮૭ ચોરસ માઇલ, વસતિ, ૩૫,૦૨,૬૮૪.

સાબીન-પ્રાચીન રોમન પ્રજાની એક જાત.

સાર્જંટ-વગર સનંદી લશ્કરી નોકર, 'કૉર્પોરલ' ના ઉપરના દરજ્જાનો, નવા સિપાઇઓને કવાયત શીખવે છે.

સાલ્ફેર્ડ-ઇંગ્લંડમાં લાંકાશિયર પરગણાનું શહેર, અર્વેલ નદીના કાંઠા ઉપર, સામે કાંઠે માંચેસ્ટર છે. વસતિ, ૧,૯૮,૧૩૯.

સાલસ્ટ, કાયસ સાલુસ્ટિયસ ક્રિસ્પસ-ઇ. સ. પૂ. ૮૬-૩૫, રોમનો ઇતિહાસ કર્તા.

સાલામાંકા-સ્પેઇનમાં વિદ્યાલયનું મુખ્ય સ્થળ છે. એ સ્થળે વેલિંગ્ટને ફ્રેંચને ઇ. સ. ૧૮૧૨ માં હરાવ્યા. વસતિ, ૧૭,૧૫૫.

**સીઝર**, કાયસ જૂલિયસ–ઇ. સ. પૂ. ૧૦૦–૪૪, રોમનો એક મહાન્ વક્તા, ગણિતશાસ્ત્રી, શિલ્પશાસ્ત્રી, ઐતિહાસિક લેખક, મહાન્ સેનાપતિ, અને બાર સીઝર ( કાઇસર, કેસરી ) માંનો પહેલો શહેનશાહ. દુનિયામાં જે મહાન્નરો ગણાય છે અને મોટા સેનાપતિઓ લેખાય છે, તેમાં સીઝરનું નામ પણ આવેછે. પ્રજા સત્તાકરાજ્યના ઇષ્ટ મિત્રોએ તેને રાજ સભામાં પ્રવેશ કરતાં મારી નાખ્યો. તેની સતી શિરોમણિ સ્ત્રીએ પાછલી રાતના સ્વપ્ન ઉપરથી અને તેના કુળ ગોરે દેવાજ્ઞાથી તેને એ દિવસે (તા૦ ૧૫ મી માર્ચ ) બહાર જતાં બહુ વાર્યો; પણ તેણે માન્યું નહિ; અને મિત્રનો વેષ ધારણ કરનાર શત્રુઓના આગ્રહથી તે ઘેરથી નીકળીને રાજમંદિર તર્ફ ચાલ્યો. ત્યાં તેના વહાલામાં વહાલા બ્રૂટસે જ તેના ઉપર ઘા કર્યો અને ઘણાં જખમ થતાં તે મરાયો.

**સીર**, લારેટ ગૂવિયાં ડ સેઇંટ–ઇ. સ. ૧૭૬૪–૧૮૩૦, ચામડીઆનો છોકરો, તે સ્વપરાક્રમથી નેપોલિયનનો સેનાપતિ અને ફ્રાન્સનો માર્શલ બન્યો.

**સુલેમાન** ( સૉલૉમાન )–ઇ. સ. પૂ. ૧૦૩૩–૯૭૫, દાઉદનો દીકરો, ઇસ્રાએલ એટલે યાહુદી લોકનો રાજા, તેની કહેવતોનો ગ્રંથ બાઇબલની પુરાતન સ્થાપનામાં જોવો. એના સમયમાં ઇસ્રાએલ રાજ્યનો સૂર્ય મધ્યાન્હે તપતો હતો, તેના મૃત્યુ સાથે તે આથમવા લાગ્યો. એ મહા શાણો રાજા હતો.

**સુવારૉફ**, અલેક્ઝાંડર વાસાલિયેવિચ–ઇ. સ. ૧૭૨૯–૧૮૦૦, રશિયન સેનાપતિ, તેણે ૩૦,૦૦૦ પોલ તથા તેટલા જ તુર્કના પ્રાણ લીધા અને ૧૦,૦૦૦ ને કેદ પકડયા.

**સૂલ્ટ**, નિકલમે ઝિયાં ડ ડિય–ઇ. સ. ૧૭૬૯–૧૮૫૧, ફ્રાન્સનો અને નેપોલિયન બોનાપાર્ટનો કીર્તિવંત સેનાપતિ, ચિઠ્ઠિઓ લખનારનો છોકરો તે ડયૂક ઑફ્ ડાલ્મેશિય અને ફ્રાન્સનો અતિ લોભી માર્શલ થઇ બેઠો.

**સૂલી**, માક્સિમિલિયન ડ બેથ્યૂન, ડયૂક ઑફ્, તથા બૅરન ડ રૉસ્ની–ઇ. સ. ૧૫૬૦–૧૬૪૧, ફ્રેંચ રાજનીતિજ્ઞ અને ગ્રંથ કર્તા.

**સૂશે**, લૂઇ ગેબ્રિયલ–ઇ.સ.૧૭૭૦–૧૮૨૬, નેપોલિયનનો એક ઉત્તમ સેનાપતિ.

**સેંટ** પીટર્સબર્ગ–રશિયન શહેનશાહતની રાજધાની, નીવા નદી ઉપર મહાન્ પીટરે ઇ. સ. ૧૭૦૩ માં બંધાવી; તે પહેલાં મૉસ્કૉ પાયતખ્ત હતું. વસતિ, ૧૦,૩૫,૪૩૯.

**સેંટ લેનર્ડસ**, એડવર્ડ બર્ટન શૉ સગડન–ઇ.સ. ૧૭૮૧–૧૮૭૫, રાજ્ય સભામાં સારો વક્તા નહતો. પણ તેનું ન્યાય શાસ્ત્રનું જ્ઞાન ઉંચી પ્રતિનું હતું.

**સેંટ વિન્સેંટ**, જૉન જર્વિસ, અર્લ–ઇ. સ. ૧૭૩૪–૧૮૨૩, અંગ્રેજ નૌકાસેનાપતિ, દશ વર્ષની ઉમરમાંથી જ દરિયાઇ કાફલામાં દાખલ થયો હતો.

ઇ. સ. ૧૭૯૭ માં સેંટ વિન્સેંટના ભૂશિર આગળ સ્પેઇનની નૌકા-સેનાનો તેણે પરાજય કર્યો, તે સ્થળના નામથી તેને અમીર પદવી બક્ષવામાં આવી.

સેજ્વિક, રેવરંડ આડમ–ઇ. સ. ૧૭૮૫–૧૮૭૩, નામાંકિત ભૂસ્તર શાસ્ત્રી અને ખનીજ વેત્તા. સાઇલ્યૂરિયન થરની નીચે કામ્બ્રિયન થરનો શોધ એણે કર્યો.

સેનેકા, લ્યૂશિયસ આનિયસ–ઇ. સ. પૂ. ૬૫–૩ રોમન તત્ત્વજ્ઞાની અને વકતા. તે નીરો પાદશાહનો ગુરુ હતો. નીરો ગાદીએ આવ્યો, ત્યારે તેની લોભી પ્રકૃતિ જાણીને સેનેકાએ પોતાના બાગ બગીચા અને ઈસ્કામત તેને આપવા માંડયાં, પણ તે નીરોએ લેવાની ના પાડી; પણ છેવટે તેને ફિતુરી ટોળામાં ગણીને નીરોએ તેને કહેવરાવ્યું કે, તમારે ગમે તે રીતે મરવું. સેનેકાએ ઝેર ખાધું, પણ તેની અસર થઈ નહિ, ત્યારે તેણે પોતાની ફસ ખોલાવી; તેમાંથી લોહી જલદીથી ન વહ્યું, ત્યારે તેને ગરમ હમામમાં લઈ ગયા અને ગરમી પહોંચવાથી લોહી વહેતાં વહેતાં તે મૂઓ. તેની સ્ત્રી પણ તેવી જ રીતે મરવાને તૈયાર થઇ, અને તેના અંગમાંથી પણ લોહી વહેવા માંડયું, તે વેળાએ નીરોએ વિચાર્યું કે આવી રીતે બેનાં મોત થવાથી લોકોમાં હું નઠારો કહેવાઇશ, માટે તેને મરતાં અટકાવી.

સેબાસ્ટોપોલ અથવા સેવાસ્ટોપોલ–યૂરપમાં ક્રીમિયાના નૈઋત્ય ખુણામાં રશિયાનું બંદર. ફ્રેંચ તથા અંગ્રેજોએ ઇ. સ. ૧૮૫૪–૫૫ માં ૧૧ માસ ઘેરો ઘાલ્યા પછી તે લીધું.

સેલ્કર્ક–સ્કૉટ્લંડની દક્ષિણનું પરગણું, ક્ષેત્રફળ, ૨૫૭ ચોરસ માઇલ, વસતિ, ૨૭,૭૧૨; સેલ્કર્ક ગામની વસતિ, ૫,૭૮૮.

સેલ્સસ, ઑલસ કૉર્નીલિયસ–ઇ. સ. પૂ. ૨૦ ? માં થઇ ગયો, રૂમી વૈદ્ય, તેના વૈદકગ્રંથની ૮૦ આવૃત્તિ થઇ.

સેવર–ફ્રાન્સનું ગામ, પારિસ નગરથી ત્રણ કોશ ઉપર, વસતિ, ૭,૫૦૬, કુંભાર કામ માટે પ્રખ્યાત છે.

સેવેરસ, અલેક્ઝાંડર–ઇ. સ. ૨૦૫ ?–૨૩૫ રોમન શહેનશાહ અને વિજયી સેનાપતિ.

સેવેરસ, લ્યૂશિયસ સેપ્ટિમિયસ–ઇ. સ. ૧૪૬–૨૧૧. રોમન સેનાપતિ, રોમન શહેનશાહ.

સેવૉય–ફ્રાન્સનો એક પ્રાંત, ક્ષેત્રફળ, ૨,૨૨૩ ચોરસ માઇલ, વસતિ, ૨૬,૭૦,૪૨૮. મુખ્ય ગામ શામ્બેરી.

સૉક્રેટીઝ–ઈ. સ. પૂ. ૪૬૯–૩૯૯, ગ્રીસનો મહાન્ તત્ત્વજ્ઞ, તેણે લડાઈઓમાં ઝેનોફન અને આલ્કિબાએડીસના જીવ બચાવ્યાથી તેમની સાથે તેને ગાઢ સ્નેહ બંધાયો. તેના સ્વાતંત્ર્ય અને વકતૃત્વથી તેને દુશ્મનો થયા. આત્મા અમર છે, એ સિદ્ધાન્તનો પ્રચાર કરવાનું તથા જુવાન આથીનિયનોને ચાલતા ધર્મથી વિરોધી વિચારો ઉપર લઇ જવાનું તેના ઉપર તહોમત મૂકીને તેને દેહાંત દંડની શિક્ષા ફરમાવવામાં આવી. તે તુરંગમાં હતો, ત્યાંથી નાસી જવાને તેના મિત્રોએ તેના ઘણા કાલાવાલા કર્યા, જેલરની પરવાનગી પણ મેળવી, છતાં છાનામાના ભાગવાની વાત તેને ગમી નહિ, અને સરકારે મોકલેલો વિષનો પ્યાલો તે પી ગયો અને આત્મા અવિનાશી છે, એવી વાતો કરતાં કરતાં તે મરણ પામ્યો. ઝેનોફન, પ્લેટો (અફ્લાતૂન) વગેરે તેના શિષ્યો હતા.

સૉલ–યાહુદી પ્રજાનો પહેલો રાજા, તે ઘણો કદાવર અને ખૂબસુરત હતો, તેની હકીકત પુરાતન સ્થાપનામાં છે. તે ઇ.સ. પૂ. ૧૦૪૦ માં મરણ પામ્યો.

સોલન–ઇ. સ. પૂ. ૬૩૮–૫૫૮, આથેન્સના સાત શાણા પુરુષો (સપ્તર્ષિ) માંનો એક, આથેન્સના કાયદા ઘડનાર.

સ્કાંડેર્બેગ, 'ઇસ્કંદર બેગ' નો અપભ્રંશ–ઈ. સ. ૧૪૦૪ ?–૧૪૬૮, મૂળ નામ જૉર્જ કાસ્ટ્રિયટ, ઈપાઇરસના ખ્રિસ્તિ રાજાનો પુત્ર, તુર્કસ્તાનના સુલ્તાનના હાથમાં આવવાથી તેને મુસલમાની ધર્મમાં ઉછેર્યો.

સ્કાંડિનેવિયા–નૉર્વે, સ્વીડન, ડેન્માર્ક તથા આઇસ્લંડનું એક પ્રાચીન નામ, હાલ એ નામ ફકત પહેલા બે દેશ નૉર્વે તથા સ્વીડન માટે વપરાય છે. એ બંને દેશના રાજા પણ હવે જૂદા જૂદા છે.

સ્કાર્લાટી, ડૉમિનિકો–ઇ. સ. ૧૬૮૫–૧૭૫૭, ઇટલીનો એક પ્રસિદ્ધ સંગીત શાસ્ત્રી, હાંડેલનો અનુચર.

સ્કુતારી–કૉન્સ્ટન્ટિનોપલનું પરૂં અને તેની સામા બૉસ્ફરસ ઉપર એશિયા માઇનરનું શહેર, વસતિ, ૩૦,૦૦૦.

સ્કૉટ, ટૉમસ–ઈ. સ. ૧૭૪૭–૧૮૨૧, એક અંગ્રેજ ધર્મશાસ્ત્રી.

સ્કૉટ્લંડ–ઈંગ્લંડની ઉત્તરનો દેશ, ઇંગ્લંડ તથા સ્કૉટ્લંડ મળીને ગ્રેટ બ્રિટન કહેવાય છે. સ્કૉટ્લંડનું ક્ષેત્રફળ ૨૯,૭૮૫ ચોરસ માઇલ, વસતિ, ૪૦,૨૫,૬૪૭, મુખ્ય શહેર એડિનબરો.

સ્કૉટ, સર વૉલ્ટર–ઇ. સ. ૧૭૭૧–૧૮૩૨, સુપ્રસિદ્ધ સ્કૉચ્ચ ગ્રંથકર્તા, કવિ અને નવલકથા લખનાર. તેણે નવલકથાઓની જે સંકળના પ્રકટ કરી, તેમાં પોતાનું નામ તેણે મૂક્યું નહિ; પણ એ જ લખનાર છે, એમ ઘણાઓના સમજવામાં હતું. ચોથા જૉર્જ રાજાની મુલાકાત થતાં રાજાએ તેને પૂછ્યું કે, એ પુસ્તકો તમે લખ્યાં છે ? તેના જવાબમાં

તેણે ના પાડી અને રાજાને આવી ખાનગી બાબતનો સવાલ કરવો ઘટતો ન હતો એમ કહીને પોતાના જુઠાણાનો તે બચાવ કરવા લાગ્યો. તેના શાહુકારોની પેઢી તૂટી પડવાથી, તેને માથે લગભગ સવા બે લાખ રૂપિયા આપવાનો કે તેટલી રકમનું દેવાળુ કાઢવાનો વખત આવ્યો; પણ બેહદ મહેનત કરીને ઉપરા ઉપરિ પુસ્તકો લખીને તેણે પાઈએ પાઈનું દેવું વાળી દીધું, અને એવી હદથી વધારે મહેનત કરવાથી તેનું શરીર ઘસાઈ ગયું, તેને પક્ષઘાત થયો અને તેથી તેનો દેહ પડયો. નવલ કથા લખનારાઓમાં પાત્ર-વર્ણનની અને પાત્ર-નિર્વહનના તેની શક્તિમાં અને સહૃદયતાદિ ભાવોનું ચિત્ર આળેખવામાં તેની બરાબરી કોઇ કરી શકે એમ નથી. પ્રાચીન પુરાણોક્ત વિષયોની તેની માહિતી તથા કથા-કવિ તરીકેની તેની શક્તિ સમીપ આવે, એવા થોડા જ થયા હશે. સજ્જન તરીકે તે ઉદાર વૃત્તિનો, મોટમનો પ્રામાણિક પુરુષ હતો. તેની સાક્ષર-કીર્તિથી તે લેશ પણ ફૂલાતો નહિ, એવું તેનું નમ્ર અને ઉમદા મન હતું.

સ્ટર્લિંગ, જૉન-ઈ. સ. ૧૮૦૬-૧૮૪૪, બ્રિટિશ કવિ અને નિબંધકાર.

સ્ટાનફીલ્ડ, વિલિયમ કલાર્કસન-ઈ.સ. ૧૭૯૪-૧૮૬૭, સમુદ્ર-સૌંદર્ય, સમુદ્ર-ગભીરતા અને સમુદ્ર-લીલાનો ચિત્રકાર.

સ્ટાફર્ડશિયર-ઈંગ્લંડનું પરગણું, ક્ષેત્રફળ,૧,૧૭૧ ચો.મા.,વસતિ,૧૦,૮૩,૪૦૮.

સ્ટાલ, મૅડમ ડ, આન લૂઈ જર્મેઈન નેકર-ઈ. સ. ૧૭૭૬-૧૮૧૭, એક ફ્રેંચ પંડિતા, મોટી રાજ કુશળ સ્ત્રી, પ્રસિદ્ધ કાળની મહા પ્રસિદ્ધ વીરાંગના.

સ્ટીવન્સન, જૉર્જ-ઈ. સ. ૧૭૮૧-૧૮૪૮, પ્રસિદ્ધ યંત્ર-શાસ્ત્રી, વરાળયંત્રનો શોધક-પિતા એ જ છે. ૧૫ મી સેપ્ટેમ્બર સન ૧૮૩૦ ને રોજ લિવર્પૂલ અને માંચેસ્ટર વચ્ચે તેણે પ્રથમ રેલ્વે શરૂ કરી; અને તેના પ્રતાપે તે આજ પૃથ્વીના બંને ગોળાર્દ્ધમાં ચાલે છે, તેથી અકથનીય લાભ થયાછે.

સ્ટુઅર્ટ, જેમ્સ-ઈ. સ. ૧૭૧૩-૧૮૦૪,એ 'આથેન્સ વાળો' સ્ટુઅર્ટ કહેવાય છે, કારણકે એ શહેરની પુરાતન ઇમારત વગેરે શોધીને તેણે તે વિષેનાં પુસ્તકો છપાવ્યાં છે.

સ્ટુઅર્ટ વંશ-ઈ. સ. ૧૦૬૬ માં નૉર્મેંડીમાંથી વિલિયમ વિજયી ઈંગ્લંડમાં આવ્યો, તેની સાથે વૉલ્ટર સ્ટુઅર્ટ નામનો પુરુષ આવ્યો હતો. ઈંગ્લંડમાં એ વંશ ઇ. સ. ૧૬૦૩-૧૬૮૮ સુધી ચાલ્યો.

સ્ટૂર્બ્રિજ-ઈંગ્લંડમાં વૂર્સ્ટર પરગણાનું ગામ, સ્ટૂર નદી ઉપર, વસતિ, ૯,૩૭૬.

સ્ટૉથર્ડ, ટૉમસ-ઈ. સ. ૧૭૫૫-૧૮૩૪, એક અંગ્રેજ ચિત્રકાર.

સ્ટો, જૉન-ઈ. સ. ૧૫૨૫-૧૬૦૫, પ્રાચીન શોધક અને ઇતિહાસ લખનાર. તેના ઘડપણમાં તેને રોટલા માટે ભીખ માગવી પડી હતી.

સ્ટો, હારિયટ બીચર–ઇ. સ. ૧૮૧૨–૧૮૯૬, અમેરિકન લેખક, અધિપતિ અને પરોપકારનાં કામ કરવામાં જીવન ગાળનાર.

સ્પાનિયોલેટો, જોઝેયો–ઇ. સ. ૧૫૮૮–૧૬૫૬., સ્પેઇનનો ચિત્રકાર, કારાવેજોનો શિષ્ય. તે કરુણારસનાં શોકોત્પાદક ચિત્રો અસાધારણ સૌંદર્યથી ચીતરતો.

સ્પાંડૌ–પ્રશિયાનું કિલ્લેબંધ શહેર, કિલ્લો ગામ બહાર બેટમાં છે.વસતિ,૪૪,૬૧૧.

સ્પિટ્હેડ–ઈંગ્લંડમાં 'વાઇટ' ટાપુની પાસે ભૂશિર.

સ્પિનોલા, આમ્બ્રોઝિયો માર્કવિસ ડ–ઇ. સ. ૧૫૭૧–૧૬૩૦, એક ઇટાલિયન સેનાપતિ, તે સ્પેઇનના લશ્કરનો મુખ્ય સેનાધિપતિ હતો.

સ્પિનોઝા, બારૂક અથવા બેનેડિક્ટ–ઇ. સ.૧૬૩૨–૧૬૭૭, હૉલંડની રાજધાની આમ્સ્ટર્ડામમાં યાહુદીને ત્યાં જન્મ; તે લાટિન, જર્મન, ફ્લેમિશ, ઇટાલિયન, સ્પાનિશ અને પોર્ટુગીઝ ભાષાઓ જાણતો હતો. તેણે ધર્મના તત્ત્વનું સંશોધન કરીને નિશ્ચય કર્યો હતો કે માયા એટલે આ સંસાર અનાદિ છે અને જગન્મય બ્રહ્મ છે. યૂરપના અર્વાચીન વેદાન્ત શાસ્ત્રનો સ્થાપનાર તત્ત્વદર્શી, તેને મોટા દરજ્જા આપવા માંડયા છતાં, તે તેણે ન જ લીધા.

સ્પેઇન–યૂરપના નૈઋત્ય ખૂણાનો દેશ, ક્ષેત્રફળ, ૧,૯૭,૬૭૦ ચોરસ માઇલ, વસ્તિ, ૧,૭૫,૬૫,૬૩૨.

સ્પેન્સર, એડમંડ–ઇ. સ. ૧૫૫૨–૧૫૯૯, અંગ્રેજ કવિ, 'ફેરી ક્વીન' (પરી-રાણી) કાવ્યનો કર્તા.

સ્પેલ્મન, સર હેન્રી–ઇ.સ. ૧૫૬૨–૧૬૪૧, એક અંગ્રેજ પ્રાચીન શોધ-કર્તા અને પંડિત.

સ્મિથ, આડમ–ઇ.સ. ૧૭૨૩–૧૭૯૦, હ્યૂમનો પરમ મિત્ર, અને અર્થશાસ્ત્રના વિષય ઉપર પહેલો સ્કૉચ્ચ લેખક, નાસ્તિક મતનો હતો; તેનો ગ્રંથ 'વેલ્થ ઑફ નેશન્સ' (પ્રજાનું દ્રવ્ય) હતો.

સ્મિથ, વિલિયમ–ઇ. સ. ૧૭૬૯–૧૮૩૯, 'અંગ્રેજી ભૂસ્તર શાસ્ત્ર' નો પિતા.

સ્મિથ, ડૉકટર જૉન પાઇ–ઇ. સ. ૧૭૭૪–૧૮૫૧, એક અંગ્રેજ ધર્મોપદેશક અને ભૂસ્તરવેત્તા.

સ્મિથ, રેવરંડ સિડ્ની–ઇ.સ.૧૭૭૧–૧૮૪૫, એક અંગ્રેજ ધર્મવીર, નિબંધકાર, મશ્કરો લેખક, તત્ત્વજ્ઞ અને સૂક્ષ્મ માનસ ચમત્કારોના વિષયોનું વિવરણ કરનાર.

સ્મિથ, સર વિલિયમ–ઇ. સ. ૧૭૬૪–૧૮૪૦, અંગ્રેજ નૌકા-સેનાપતિ, 'એકર' ના યુદ્ધનો નાયક.

સ્મીટન્, જૉન–ઇ. સ. ૧૭૨૪–૧૭૯૨, 'એડિસ્ટોન દીપ-ગૃહ' બાંધનાર અંગ્રેજ એન્જિનિયર.

'સ્વતંત્રતાનો મોટો પટો'–'માગ્ના ચાર્ટા' ઈંગ્લંડમાં જૉન રાજાના વખતમાં પસાર થયો, ઇ. સ. ૧૨૧૬.

સ્વતંત્ર સંસ્થાન–'સંયુક્ત સંસ્થાન,' અથવા 'યુનાઇટેડ સ્ટેટસ,' ઉત્તર અમેરિકાનો એક વિસ્તીર્ણ દેશ. ઈંગ્લંડની પ્રજાએ વસાવ્યો છતાં, તેની સાથે યુદ્ધ કરી, તેની ધૂસરમાંથી નીકળી, સ્વતંત્ર થયો, તેથી તે 'સ્વતંત્ર સંસ્થાન' કહેવાય છે. તેમાં પ્રજા સત્તાક રાજ્ય ચાલે છે. ક્ષેત્રફળ, ૩૫,૯૫,૬૦૦ ચોરસ માઇલ, વસતિ, ૬,૨૯,૭૯,૭૬૬, મુખ્ય શહેર, વૉશિંગ્ટન.

સ્વિટ્ઝર્લંડ–યૂરપનો એક પ્રજા સત્તાક દેશ, ક્ષેત્રફળ, ૧૫,૯૮૧,ચોરસ માઇલ, વસતિ, ૨૯,૩૩,૬૧૨.

સ્વિફ્ટ, જૉનાથન–ઇ. સ. ૧૬૬૭–૧૭૪૫, ધર્માચાર્ય, 'ગુલિવરની મુસાફરી' વગેરે કલ્પિત કથાઓ લખનાર. તે બોલવે લખવે કઠોર અને હલકો છતાં સ્ત્રી જાતિ ઉપર અસાધારણ મોહ અને સત્તા ચલાવતો અને તેમની સાથે નિર્દયપણે વર્તતો.

સ્વીડન–યૂરપની ઉત્તરે આવેલો દેશ, મુખ્ય શહેર સ્ટૉકહોમ, ક્ષેત્રફળ, ૧,૭૦,૬૪૪ ચોરસ માઇલ, વસતિ, ૪૭,૮૪,૬૭૫.

## ह.

હુસ, જૉન–ઈ. સ. ૧૩૭૩–૧૪૧૫, બોહીમિયાનો ધર્મસંશોધક, એના વિચાર પોપને રૂચ્યા નહિ, તેથી તેને જીવતો બાળી નાખવામાં આવ્યો !

હંટર, જૉન–ઇ.સ.૧૭૨૮–૧૭૯૩,મહાન્ અંગ્રેજ શારીરશાસ્ત્રી અને શસ્ત્રવૈદ્ય.

હડર્સફીલ્ડ–ઈંગ્લંડમાં યાર્કશિયર પરગણાનું ગામ, કાપડના વેપારનું મથક, વસતિ, ૯૫,૪૨૨.

હર્ટફોર્ડશિયર–ઈંગ્લંડનું પરગણું, ક્ષેત્રફળ, ૮૩૩ ચોરસ માઇલ, વસતિ, ૧,૧૫,૯૮૬. ગામની વસતિ, ૨૦,૨૬૭.

હર્ક્યુલેનિયમ–ઇટલીમાં નેપલ્સથી ત્રણ કોશ ઉપર વિસુવિયસ જ્વાળા–મુખીની તળેટી પાસે જ. ઇ. સ. ૭૯ માં એ જ્વાળામુખી ફાટવાથી તે ૭૦ ફુટ ઉંડું ગરક ગયું હતું, તે ઇ. સ. ૧૭૧૧ માં પાછું હાથ લાગતાં તેમાં ખોદકામ કરતાં તેમાંથી પ્રાચીન કળાના કીમતી નમુના મળી આવે છે.

હર્બર્ટ, જૉર્જ–ઈ. સ. ૧૫૯૩–૧૬૩૨, એક અંગ્રેજ કવિ અને ધર્મોપદેશક. તે નાની ઉમરમાં તાવથી મરણ પામ્યો.

હંટિંગ્ડન, વિલિયમ–ઇ. સ. ૧૭૪૪–૧૮૧૩, લોકપ્રિય ધર્મોપદેશક.

હર્શલ, સર વિલિયમ–ઇ. સ. ૧૭૩૮–૧૮૨૨, તેણે 'યુરેનસ' અથવા 'હર્શલ' નામનો ગ્રહ અને બીજા ઉપગ્રહો શોધી કાઢ્યા.

હર્વે, લૉર્ડ જૉન–ઈ.સ. ૧૬૯૬–૧૭૪૩, અંગ્રેજ રાજનીતિજ્ઞ અને લેખક. પોપ કવિએ એને ખૂબ બનાવ્યો છે.

હુલ અથવા કિંગ્સ્ટન-અપૉન-હલ-ઈંગ્લંડમાં યૉર્કશિયર પરગણાનું બંદર, વસતિ, ૧,૯૯,૯૯૧.

હાંડલ, જૉન ફ્રેડ્રિક-ઇ. સ. ૧૬૮૫-૧૭૫૯, દેશવિદેશ વિખ્યાત, દ્વીપાન્તર યશનામી લઘુ વયનો જર્મન સંગીતશાસ્ત્રી. યૂરપ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં એનું નામ હજુ પૂજાય છે.'મેસાયા' સંગીત કાવ્યનો રચનાર.

હાયેસિન્થસ-ઍપોલો ( સૂર્ય ) નો પ્રિય જુવાન ; તેને સૂર્ય દેવનો રમતાં રમતાં દડો વાગવાથી તે મરણ પામ્યો અને તેમાંથી તે ' હાયેસિન્થ ' નામનું પુષ્પ બની ગયો.

હાઝ્‌લિટ, વિલિયમ-ઇ.સ. ૧૭૭૮-૧૮૩૦, એક નામીચો અંગ્રેજ નિબંધકાર તથા હુનર અને સાહિત્યનો ટીકાકાર.

હામ્પશિયર અથવા હાંટ્સ-ઈંગ્લંડનું એક પરગણું દક્ષિણમાં, ક્ષેત્રફળ, ૧,૬૨૧ ચોરસ માઈલ, વસતિ, ૬,૯૦,૦૯૭.

હામ્લેટ-શેક્સ્પિયરનું એક કરુણા રસિક નાટક, તેમાં 'હામ્લેટ' નાયક હોવાથી તે નાટકનું એ નામ રાખ્યું છે.

હામ્સ્ટેડ-ઈંગ્લંડમાં લંડનથી બે કોશ ઉપર એક ગામ તેના પરા જેવું છે, વસતિ, ૬૮,૪૧૬.

હામિલ્ટન, સર વિલિયમ-ઈ. સ. ૧૭૮૮-૧૮૫૬, સ્કૉચ્ચ અધ્યાત્મ પંડિત, અને તત્ત્વજ્ઞાનના વિષયો ઉપર મહા કુશાગ્ર બુદ્ધિનો વ્યાખ્યાનકાર અને ગ્રંથકર્તા.

હાર્ડવિક, ફિલિપ યૉર્ક, અર્લ ઑફ-ઇ. સ. ૧૬૯૦-૧૭૬૪, અંગ્રેજ નિષ્પક્ષપાત ન્યાયાધીશ.

હાર્ડિંજ, હેન્રી, વાઇકાઉંટ-ઇ. સ. ૧૭૮૫-૧૮૫૬, અંગ્રેજ સેનાપતિ, હિંદુસ્તાનનો ગવર્નર જનરલ.

હાર્વે, વિલિયમ-ઈ. સ. ૧૫૭૮-૧૬૫૭, લોહી શરીરમાં નિરંતરાય ફર્યા કરે છે, એ શોધ કરી વૈદક શાસ્ત્રમાં અને તે કાળના વૈદ્યમાત્રમાં તેણે મોટી ઉથલ પાથલ કરી નાખી અને તેથી તેના ઘણા આકરા દુશ્મનો ઉભા થયા.તેણે પોતાની જાગીર પાઠશાળાને અર્પણ કરી અને પોતાને ખર્ચે પાઠશાળાને માટે તેણે પુસ્તકાલય તથા સંગ્રહસ્થાન બંધાવ્યાં.

હારિસ, જનરલ લૉર્ડ જૉર્જ-ઇ. સ. ૧૭૪૬-૧૮૨૯, તેની તેર વરસની ઉમર નહોતી થઇ, એટલામાં તો તે તોપખાનામાં દાખલ થયો હતો. નામાંકિત સેનાપતિ.

હારિસન, જૉન-ઇ. સ. ૧૬૯૩-૧૭૭૬, તે મોટો યંત્રશાસ્ત્રી હતો. તેના શોધ માટે તેને બે લાખ રૂપિયાનું ઇનામ મળ્યું. તેનામાં લખીને કે બોલીને સચોટ જ્ઞાન આપવાની કળા ન હતી.

હ્યૂલમશિયર–હાલ યૉર્કશિયર પરગણાના નામથી ઓળખાય છે. જુઓ 'યૉર્કશિયર.'

હ્યુલર, ઍલ્બ્રેટ વૉન–ઇ. સ. ૧૭૦૮–૧૭૭૭, સ્વિટ્ઝર્લૅંડનો ઉદ્ભિજ્જ વેત્તા, વૈદ્ય, પ્રાણી–ગુણ–ધર્મ–વેત્તા અને કવિ.

હ્યુલિફૅક્સ–ઈંગ્લંડમાં યૉર્કશિયર પરગણાનું શહેર, વસતિ, ૮૨,૮૬૩.

હ્યુવેલૉક, સર હેન્રી–ઇ.સ. ૧૭૯૫–૧૮૫૭, '૫૭ ના બલવાનો એક પરાક્રમી વીરનર, તે અતિસારથી લખનૌમાં મરણ પામ્યો. તેને રૂ. ૧૦,૦૦૦ ના પેન્શનનો, બારોનેટના ખિતાબનો અને બીજાં માન અકરામનો હુકમ તેના મૂઆ પછી વિલાયતથી આવ્યો.

હિંદુસ્તાનનાં વાસણો–બધાં ચીનાઈ અને જાપાની વાસણોને 'હિંદુસ્તાનનાં વાસણો' કરીને પૂર્વે કહેતા. તેનું કારણ એમ લાગે છે કે, વાસ્કો ડ ગામાએ કેપ ઑફ ગુડ હોપનો શોધ કર્યા પછી એ વાસણો હિંદુસ્તાનમાંથી પ્રથમ ફિરંગી લોકો યૂરપમાં લાવતા.

હિંદુસ્તાન–બ્રિટિશ ઇંડિયા (અંગ્રેજ સરકારના તાબામાં) ક્ષેત્રફળ,૧૦,૬૮,૩૧૪ ચોરસ માઈલ,વસતિ,૨૨,૧૧,૭૨,૯૫૨. નેટિવ સ્ટેટસ (દેશી રજવાડાનું ઈંડિયા) ક્ષેત્રફળ,૭,૩૧,૯૪૪ ચોરસ માઇલ, વસતિ,૬,૬૦,૫૦,૪૪૯. કુલ ક્ષેત્રફળ, ૧૮,૦૦,૨૫૮ ચોરસ માઇલ,વસતિ,૨૮,૭૨,૨૩,૪૩૧. હાલ તો વસતિ ૩૧ કરોડ ઉપર છે.

હિલ, આરન–ઇ.સ. ૧૬૮૫–૧૭૫૦, એક અંગ્રેજ નાટકકાર અને ઇતિહાસ કર્તા.

હિલ, રોલંડ, વાઇકાઉંટ–ઇ. સ. ૧૭૭૨–૧૮૪૨, બ્રિટિશ સેનાપતિ, તે પંદર વરસની ઉમરથી લશ્કરી નોકરીમાં દાખલ થયો હતો.

હિસ્પાનિયોલા અથવા સાન ડૉમિંગો અથવા હાઇટી–આટલાંટિક મહાસાગરમાં એક બેટ. ક્ષેત્રફળ, ૨૮,૨૪૯ ચો. મા., વસતિ, ૧૫,૭૦,૦૦૦ ?

હીરો અથવા સિકંદરાબાદનો હીરૉન–ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં મોટો ગ્રીક ગણિતશાસ્ત્રી થઇ ગયો.

હ્યૂબેર, ઝિયાં રૉબર્ટ મેરી અથવા જોઝફ એમાબલ–ઇ. સ. ૧૭૫૫ અથવા ૧૭૬૭–૧૮૨૩, ફ્રેંચ રાજ્યક્રાન્તિ–સેનાનો જનરલ.

હ્યૂક, રેવરંડ વૉલ્ટર ફાર્કયુહાર–ઇ. સ. ૧૭૯૮–૧૮૭૩, એક અંગ્રેજ ધર્મ વિષયક લેખક.

હ્યૂગો, વાઇકાઉંટ,વિક્ટર મેરી–ઇ. સ. ૧૮૦૨–૧૮૮૫, પ્રસિદ્ધ ફ્રેંચ કવિ, નવલકાર અને નાટકકાર.

હેઇડન, ફ્રાન્ઝ જોઝફ–ઇ. સ. ૧૭૩૨–૧૮૦૯, પ્રસિદ્ધ જર્મન સંગીતશાસ્ત્રી અને 'ક્રિયેશન' (જગદુત્પત્તિ) કાવ્યનો કર્તા. એ વિયેના નગરમાં રહેતો હતો, તેવામાં નેપોલિયને તે શહેરને ઘેરો ઘાલી તોપથી ઉડાવવા માંડ્યું. તે વેળા તેણે હુકમ આપ્યો હતો કે, હેઇડન જેવા નામાંકિત

સંગીત-પંડિતના મકાનને હરકત થવા દેવી નહિ ; અને તેના મકાન ઉપર પણ તેના રક્ષણને માટે ચોકી પહેરા રાખ્યા હતા ; છતાં તોપના ગોળાના મારાથી તેના શરીરને આંચકો અને મનને ત્રાસ લાગવાથી તે મરણ પામ્યો.

હેલ, સર માથ્યુ-ઇ.સ. ૧૬૦૯-૧૬૭૬, મહા પ્રામાણિક અંગ્રેજ ન્યાયાધીશ, ગણિતશાસ્ત્રી, તત્ત્વજ્ઞ અને ગ્રંથકર્તા.

હૈદરાબાદ-નીઝામનો મુલક, ક્ષેત્રફળ, ૮૨,૬૯૮, ચોરસ માઇલ, વસતિ, ૧,૧૫,૭૩,૦૪૦. શહેરની વસતિ, ૪,૧૫,૦૩૯. તે મુસી નદી ઉપર છે.

હૈદરાબાદ-મુંબાઇ ઇલાકામાં સિંધ પ્રાંતનું મુખ્ય શહેર. સિંધુ નદી ઉપર, વસતિ, ૫૪,૦૪૮.

હેન્રી ત્રીજો-ઇ. સ. ૧૫૫૧-૧૫૮૯, ફ્રાન્સનો રાજા, તે ઈ. સ. ૧૫૭૪ માં ગાદીએ બેઠો ; ઝાક કલેમંટ નામના સાધુએ તેને મારી નાખ્યો.

હેન્રી ચોથો-ઇ. સ. ૧૫૫૩-૧૬૧૦, ફ્રાન્સનો તથા નવારનો રાજા. તે લોકપ્રિય, કાબેલ, અને મોટા મનનો રાજનીતિવાળો હતો, પણ રાખ રાંડો ઉપર બહુ પૈસા ઉડાવતો. એને ફ્રાન્સિસ રાવેઈયાકે ધર્માંધપણાથી મારી નાખ્યો. તે ગુનાહને માટે તેને ઘોડાઓ પાસે ચીરાવીને મારી નાખવાની ઘાતકી શિક્ષા કરવામાં આવી હતી. તે રોમન કાથોલિક હતો અને હેન્રી પ્રૉટસ્ટંટ હતો.

હેન્રી-ઑફ્ લૉરેઇન, ડયૂક ઑફ્ ગ્રીસ, ઇ. સ. ૧૫૫૦-૧૫૮૮, રોમન કાથોલિક સંપ્રદાયનો હીમાએતી, અને પ્રૉટસ્ટંટ સંપ્રદાયનો દુશ્મન, તેણે બાર્થોલોમિયોના દિવસની કતલને ઉત્તેજન આપ્યું. તેમાં તે પણ મરાયો.

હેલ્વેશ્યસ, કલૉડ આડ્રિયન-ઇ. સ. ૧૭૧૫-૧૭૭૧, નાસ્તિક મતનો એક ફ્રેંચ તત્ત્વદર્શી ગ્રંથકાર.

હેલ્પ્સ, સર આર્થર-ઇ. સ. ૧૮૧૩-૧૮૭૫. ઇતિહાસ-લેખક અને નિબંધકાર, ઇ. સ. ૧૮૭૨ માં તેને 'સર' નો ખિતાબ મળ્યો.

હેસ્ટિંગ્સ, વૉરન-ઈ. સ. ૧૭૩૨-૧૮૧૮, હિંદુસ્તાનનો પહેલો ગવર્નર જનરલ.

હૉક્સ્વુડ, સર જૉન-ઇ.સ. ૧૩૨૦-૧૩૯૪, અંગ્રેજ શૂરવીર, પણ લૂટારાનો સરદાર.

હૉગ, જેમ્સ-ઇ. સ. ૧૭૭૨-૧૮૩૫, 'એટ્રિક શેપર્ડ' (એટ્રિક ભરવાડ) ના નામથી એ સ્કૉટ કવિ ઓળખાય છે.

હૉબ્સ, ટૉમસ-ઈ. સ. ૧૫૮૮-૧૬૭૯, એક નામાંકિત અંગ્રેજ તત્ત્વજ્ઞ, એણે ઘણા ગ્રંથ લખ્યા છે. એનો સિદ્ધાન્ત એવો હતો કે, જો હેતુ સારો હોય, તો તે સાધવાને ખરાબ કે ખોટા ઉપાય વાપરવાને હરકત નથી !

હૉફ્લર-ફ્રાન્સનું બંદર, વસતિ, ૮,૪૦૦.

હૉલ્ક્રૉફ્ટ, સર ટૉમસ-ઇ. સ. ૧૭૪૫-૧૮૦૮, નાટકકાર, નવલકથાકાર અને અનેક વિષયો ઉપર લખનાર.

# OPINIONS OF THE PRESS ON THE AUTHOR'S TRANSLATION OF DR. SMILES' SELF-HELP &c.

# કર્તાના 'જાતમહેનત' નામના ગ્રંથ ઉપર માસિક તથા વર્ત્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થએલા અભિપ્રાયો.

*Indian Spectator, 16th June 1889. Bombay.*

Ráo Sàheb Ganpatrám Anuprám Travádi's 'Ját-Mehnat', a translation and adaptation of Dr. Samuel Smiles' *Self-Help*, is a welcome addition to Gujaráti literature. The English work of this famous author has been highly admired for furnishing instruction by citing noble examples of industry and perseverance of living as well as deceased worthies. It has been rendered into many of the Continental languages, and Ráo Sáheb Ganpatrám deserves the hearty thanks of the Gujaráti-speaking community, especially of those who are not familiar with the English language, for placing before them a translation of it in a good readable form. The work of a Gujaráti translator cannot be said to be very easy, considering the undeveloped state of the language and its limited literature. Still, in justice to Mr. Travádi, we can testify that he has stinted no labour to give a correct rendering, keeping up, at the same time, the spirit of the original work. A tendency to largely draw upon the Sanskrit vocabulary is making itself painfully manifest in some of the present day Gujaráti writings. But it pleases us to note that here there is no great effort at affectedness or twisting and torturing of sentences—a feature of the book which ought to commend itself to readers of every class. The selection of materials is no less happy, as we have observed. On the ignorant mind the theory of *Kismat* or *Nasib* has a strong hold. Indeed, men who are averse to work set down their very listlessness to the frowns of fortune, saying " they were not marked out by victory for

her own", and there the thing ends. Belief in luck at once shows that the believers have no correct conception of the principles of self-help. It is a matter of just pride to every Englishman that his best men, who have left their mark on Time, raised themselves to the pinnacle of fame unaided by the advantages of birth, wealth, or favoured position. The lessons of their experience burn like beacon lights for successive generations. Natives of this country have no biographical sketches of their own men of eminence to profit by. It is well, therefore, to make them see what an Arkwright or a Palissy can achieve in this world by dint of rigid diligence and self-abnegation. They can thus be made to know how a man is the architect of his own fortune, and how happiness follows earnest, continued exertion. We congratulate Mr. Travádi on the success of his work, and hope he will be encouraged to draw further upon the same or similar sources for the solid instruction of the Gujaráti reading public.

---

## પ્રિયંવદા. પુસ્તક ૪ થું. અંક ૭. તા. ૧ એપ્રિલ સને ૧૮૮૯. નડિયાદ.

## ગ્રંથાવલોકન.

---

**જાત મેહેનત:**—સ્માઇલ્સ નામે પ્રખ્યાત અંગ્રેજ લેખકના ગ્રંથો પાંચસાતેક છે પણ એવી ઉત્તમ પંક્તિના તથા બોધદાયક છે કે તે ગ્રંથોની અસરથી ઘણા પુરુષો ખરો પુરુષાર્થ કરી શક્યા છે; સંસાર સિદ્ધ કરી તેની પાર તરી મોક્ષ પામ્યા છે. એના લેખની ખુબી એટલામાં જ છે કે ઘણી અસરકારક રીતે, સામાન્ય લોકને પણ સમજાય તેમ પ્રતિ વિષયનું સ્વરૂપ ચર્ચી, તેના સિદ્ધાન્ત દૃઢ કરી, તેનું સમર્થન તાદૃશ દૃષ્ટાન્તોથી આપવું. લખવાની આવી પદ્ધતિ, નીતિ સંબંધી ઉપદેશપરત્વે, બહુ લાભકારી નીવડે છે, ને અસરકારક થઈ, સફલ થાય છે. જાતમેહેનત એ એવો ગ્રંથ છે કે તે વાંચવાથી ખરા પુરુષાર્થનું સ્વરૂપ સહજ સમજાય છે, અને આપણા લોક 'આપ સમાન બલ નહિ' એમ જે બોલવા માત્રમાં જ સમજે છે, તેને કર્તવ્ય રૂપે કેમ પાળી શકાય તેનો

યથાર્થ માર્ગ પ્રેરે છે. પારકાનો આધાર ન કરતાં, સ્વપરાક્રમથી, પુરુષાર્થ કરનારા જ વિશ્વમાન્ય મહાત્માઓ, શોધકો, વિદ્વાનો થઈ ગયા છે; ને મહાન્ કીર્તિમત્તાથી તે છેક પેટ ભરવાના ક્ષુદ્ર આનંદ પર્યંતનું સુખમાત્ર સ્વાશ્રય અથવા જાત મ્હેનત પર જ રહેલું છે એમ સિદ્ધ કરી ગયા છે. આ ગ્રંથનું ભાષાન્તર આપણી ભાષામાં થવું આવશ્યક હતું. ને તે ખોટ આ ભાષાન્તર કર્ત્તાએ પૂરી પાડી છે; અમને લખવાને સંતોષ થાય છે કે જેવું મૂલ પુસ્તક ઉત્તમ પ્રકારનું છે તેવું જ ભાષાન્તર પણ, અર્થ સંગતિ તેમજ ભાષા પરત્વે ઉત્તમ નીવડેલું છે, ને રા૦ ગણપતરામે જે કામ કર્યું છે તેને તેઓ યથાર્થ રીતે યોગ્ય છે એમ અમે સ્વીકાર્યું છે. આવા ગ્રંથોનું ભાષાન્તર કરવામાં મ્હોટી અડચણ એ જ નડે છે કે ઐતિહાસિક દૃષ્ટાન્તો વિદેશીય હોય છે તેથી મૂલમાં તે દૃષ્ટાન્તો જે અસર કરે છે, તે ભાષાંતરમાં કરી શકતાં નથી. પોતાની નજરે જોયેલા સાંભળેલા બનાવોમાંથી જ જ્યારે નીતિમાર્ગ બતાવવામાં આવે ત્યારે લોકોને વધારે અસર થાય છે; પણ પરદેશના તેવા બનાવની વાતમાત્રથી અસર થતી નથી. આ ખામી ભાષાંતરમાંથી તદ્દન દૂર કરવી એ તો અશક્ય જ છે; પણ વિદેશીય ઐતિહાસિક વીરોનાં નામ કેવલ અપરિચિત રહી જવાથી ભાષાંતર કેવલ વ્યર્થ થઈ પડે એ જે મહા ભય છે તેમાંથી રા૦ ગણપતરામે આપણા ગુર્જર વાચક વર્ગને બચાવી લેવા માટે ઘણો સ્તુતિપાત્ર શ્રમ ઉઠાવ્યો છે. પ્રતિપુરુષનાં નામનો થોડો ઇતિહાસ પોતે બહુ શોધ કરી, ટિપ્પણ રૂપે, આપ્યો છે, તેથી વાંચનારને દૃષ્ટાન્તોની સંગતિ સ્પષ્ટ થઈ, વિષયનું રહસ્ય સત્વર પ્રતીત થઈ શકેછે. આ પ્રમાણે ભાષાન્તર કરવાથી રા૦ ગણપતરામે ગુર્જર પ્રજાને આભારી કરી છે, અને અમે એમના પ્રયાસને માટે એમને ધન્યવાદ આપતાં, એમની પાસેથી ઉત્તરોત્તર એવા જ ગ્રંથો થયેલા જોવાની આશા રાખીએ છીએ.

---

## ગુજરાતી તા૦ ૨૧ મી એપ્રીલ ૧૮૮૯. મુંબાઇ.

ગુજરાતી ભાષામાં કોઈ કોઇ સમયે એવા ઉત્તમ ગ્રંથો તૈયાર થાય છે કે તેના પ્રત્યે અમને ઘણો પ્રેમ ભાવ છૂટે છે. હમણાના કાળમાં ભાષાંતરો ઉપરાચાપરી થાય છે, અનુકરણો વધતાં જ જાય છે, અને નવાં નાટકો તથા કાવ્યના તો ઢગલેઢગલા જણાય છે, પણ આ સઘળામાં એટલો બધો તો કચરો આજ કાલ વધી પડેલો છે કે, તેમાંથી સારા નરસાના ગુણની પ્રશંસા–પસંદગી કરતાં, સારા ટીકાકારનો ઘણો વખત ફોકટમાં જ જાય છે. ઘણુંકરીને પારસીભાઈઓ ભાષાંતર અને

અનુકરણોમાં ઘણા મેદાન પડયા છે, પણ અમારે કહેવું પડશે કે તેઓના ભાષાંતરનો ઘણો મોટો ભાગ કંગાળ અને અનુકરણો રેઢીયાળ જ છે. આ પ્રમાણે ભાષાંતર અને અનુકરણોનો કાળ છે તેવામાં ક્વચિત ઘેરાયલા વાદળાંમાંથી તારાનો કંઈક પ્રકાશ જણાય છે, ત્યારે અમને ઘણો મોટો આનંદ થાય છે.

મી૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી એ આખા ગૂજરાતમાં એક જાણીતા લખનારા છે, અને એમના હાથથી જે કોઈ પુસ્તક તૈયાર થાય તે સર્વ પ્રકારે ઉત્તમ હોવુંજ જોઈએ એવો અમારો આધીન મત, ઘણા લાંબા વખતનો બંધાયલો છે, ને તેમાં આ એમના છેલ્લા ગ્રંથે ઘણો વધારો કીધો છે. ગયે વરસે એમની કૃતિનું એક અનુકરણ અમારા હાથમાં આવ્યું હતું. આ ગ્રંથનું નામ "**મીઠી મીઠી વાતો**" છે. મીસ એજવર્થના "માતપિતાને મદદ" એ નામના અંગ્રેજી ગ્રંથપરથી આ "મીઠી મીઠી વાતો"નું પુસ્તક અનુકરણ થયું છે. એમાં જે જાતનો મોટો ફેરફાર કીધો છે તે એવો તો આબાદ અને મનપસંદ છે કે સરકારને એ પુસ્તક ઘણું ગમ્યું છે, ને તેઓએ મી૦ ગણપતરામને મદદ આપીને આ ગ્રંથ પોતાને સ્વાધીન લીધો છે. આ ગ્રંથની સુંદર મોહક ભાષા, સરળતા ને રસ એટલા બધા ગુજરાતી વર્ગને ગમ્યા છે, કે આજને કાલ એ ગ્રંથ બાળકોની રમતનું સ્થાન ને ગમતનું ગાન થઈ પડ્યું છે. દરેક નિશાળમાં, ઘણુંકરીને નિશાળિઆઓના હાથમાં એ ગ્રંથ જોવામાં આવેછે, ને વાર્તાનો રસ ઉંચો ને બોધક હોવાથી "**મીઠી મીઠી વાતો**" બાળકોને મીઠી મીઠી થઈ પડી છે.

એ તેમના અનુકરણના ગ્રંથ કરતાં વધારે ઉપયોગી, વધારે અગત્યનું, અને વધારે મનપસંદ એવું આ 'જાત મહેનતનું' પુસ્તક છે. અંગ્રેજી વાંચનારાઓનો ઘણો મોટો ભાગ જાણીતા લખનારા મી૦ સ્માઇલ્સને પીછાણેછે. તેના ગ્રંથો આજે સર્વત્ર પ્રસિદ્ધ અને લોકપ્રિય છે. તેમાંના "સેલ્ફ હેલ્પ"–સ્વાશ્રય–જાત મહેનતનું આ ભાષાંતર છે. આ ભાષાંતર અમે પહેલેથી તે છેલ્લે સુધી વાંચી ગયા છીએ, ને કહેવાને પરમ સંતોષ થાયછે કે આપણી ભાષામાં સુંદર ભાષાંતરનો આ અપૂર્વ નમુનો છે. મૂળ ગ્રંથમાં ગ્રંથકારે મનુષ્યને ઉપયોગી થઈ પડે તેવા પ્રકારના માનસિક કેટલાક વિચારોના સંબંધમાં વર્તન વિધિ બતાવેલી છે, ને સ્વાશ્રયથી હલકા કુળના, ગરીબ માબાપના, આધાર વગરના, ઉદ્યમી, આગ્રહી, ઉત્સાહી એવા મનુષ્યો કેવી ઉંચી સ્થિતિને કેમ પામ્યા છે તેનાં દૃષ્ટાંતો સાથે એકેક વિષય પૂર્ણ કીધો છે. મી૦ ત્રવાડીએ મૂળ ગ્રંથને અનુસરીને ભાષાંતરની હદ રાખી છે, પણ કેટલેક સ્થળે

વિશેષતા દાખવી છે–એટલે આપણા દેશના એવા જ પુરુષોનાં દૃષ્ટાંતો પણ આપીને ગ્રંથમાં અતિઘણો સુરસ વધારો કર્યો છે. આપણા ઇતિહાસ, પુરાણમાંથી આવાં ઘણાં દૃષ્ટાંતો મળી શકે તેમ છે, પણ એક પરાયા દેશના મૂળ ગ્રંથમાં વધુ દૃષ્ટાંતો શોભા આપે નહિ તેથી કેટલીક જગે હદમાં રહીને ભાષાંતર કર્ત્તાએ આ દેશના પ્રામાણિક, સાચા, ઉદ્યમી, આગ્રહી પુરુષોનાં દૃષ્ટાંતો આપ્યાં છે, ને તેથી આ ગ્રંથનું મહત્ત્વ અતિઘણું વધી પડ્યું છે. સ્માઇલ્સનો મૂળ ગ્રંથ જ ઘણો સારો, અને તેમાં એક અતિ વિદ્વાન ભાષાંતર કર્ત્તા મળ્યો એટલે પછી પૂછવુંજ શું? મૂળ કુંદન, તેને સોની મળ્યો સુઘડ, એટલે પછી તેમાં શી કમી હોય? સ્માઇલ્સના ગ્રંથની ઇંગ્લંડમાં ઉપરાચાપરી હજારો પ્રતો ખપી જાયછે, તેનાં ફ્રેંચ, જર્મનમાં ભાષાંતર થયાં છે, ને ઇટલીમાં મોટું સારૂં અનુકરણ થયું છે, ત્યારે એ ગ્રંથ કેટલો અગત્યનો હોવો જોઇએ, તેનું સહેજ અનુમાન થઇ શકશે.

કોઈ સવાલ કરશે કે "જાત મહેનત" એટલો બધો ઉપયોગી ગ્રંથ કેમ છે? આ બાબતનું નિરાકરણ કરવું મુશ્કેલ નથી. ઇંગ્લંડ અને યૂરપના બીજા દેશોની હાલની સારી સ્થિતિ થવાનું મુખ્ય કારણ તે દેશમાં થયેલા મોટા મોટા પુરુષો છે–ને તે મોટા પુરુષોનાં કર્તવ્યો છે. "જાત મહેનત" એટલે પોતાના શ્રમથી–પોતાની ઉંચી સ્થિતિને પ્રાપ્ત થયેલા એવા પુરુષોનાં ચરિત્રવાળું પુસ્તક. બીજા કોઇના પણ આધાર વગર, દુઃખ વેઠી, સંકટો શોષી, પ્રામાણિકપણે વર્તી, અતિ મોટો ઉદ્યોગ કરીને, મોટો આગ્રહ ધરીને, બીજાના આધારપર નહિ રહીને, વધેલા અનેક પુરુષો યૂરપમાં થયા છે, ને તેઓના દાખલાથી વાંચનારાઓને સમજાવ્યું છે કે હરકોઈ કામ, પોતાના શ્રમથી જેટલું જલદી થાયછે, જેટલું સારૂં થાય છે–અર્થાત્ થાય જ છે, તેટલું પરાયાપર આધાર રાખવાથી થતું નથી, ને તેવાં સુચરિત્રો સહિત ગુંથાયલો આ ગ્રંથ તે "જાત મહેનત" છે. આ તો નક્કી જ છે કે "આપસમાન બળ નહીં, ને મેઘસમાન જળ નહીં." તેમજ

**उद्योगेन हि सिध्यंति कार्याणि न मनोरथैः ।**
**नहि सुप्तस्य सिंहस्य प्रविशंति मुखे मृगाः ॥**

ઉદ્યોગી મનુષ્યનાં કાર્ય થાયછે, પણ મનોરથવાળા મનુષ્યનાં કાર્ય થતાં નથી. અને વળી! **उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः** ઉદ્યોગી સિંહ જેવા પુરુષને લક્ષ્મી આવી મળેછે. એ ઉદ્યોગી મનુષ્યોથી જ દેશની સધનતા થાય છે–ને તે પણ એવા ઉદ્યોગી મનુષ્યો કે જેઓએ જાત

મહેનત કરીને જ કાર્ય કરેલું છે. "જાત મહેનત"માં આવાં પુરુષોનું અતિ ઉત્તમ ચરિત્ર છે. આ ગ્રંથમાં નાહાના મોટા મળીને યૂરપના ૧૦૦૦ મોટા માણસો,–ઉદ્યોગી પુરુષોનાં ચરિત્રોનાં દૃષ્ટાંતો સમાવ્યાં છે. એ દરેક ચરિત્રો બોધક ને શિક્ષણીય છે, ને જ્યારે આપણી દશા, આળસને લીધે અધમતાને પામેલી છે ત્યારે એવા ઉદ્યોગી, પ્રામાણિક ને સાહસિક મનુષ્યોનાં જીવનચરિત્રોથી આપણે કેટલુંક શીખવું જોઇએ. આમાંના કેટલાક પુરુષો રણભૂમિના વિજયી છે, કેટલાક વિદ્યાકળાની શોધ કરનારા, કેટલાક સૃષ્ટિજન્ય પદાર્થોની શોધ પાછળ મંડેલા, કેટલાક કળા-કૌશલ્યવાળા, કેટલાક હિંમત અને હોંસવાળા, કેટલાક સમય જોઈ સંધિ સાચવનારા, કેટલાક વ્યાવહારિક કુશળ પુરુષો, કેટલાક સદાચાર ને સદ્વર્તને વર્તેલા એવા પુરુષોનાં ચરિત્રો છે. આપણા પુરાણ ને ઇતિહાસ-પરથી આવો ગ્રંથ હોય તો તે દુર્લભ થઇ પડે, પણ તેની પાછળ આપણા લોકોની હોંસ ઘણી થોડી છે, ને તેથી જ આપણા દેશમાં આવા ગ્રંથો થઈ શકતા નથી. પણ મી૦ ત્રવાડી અથવા તેના જેવો કોઇ વિદ્વાન પુરુષ એવા કામપર મંડશે તો તે યશને પામશે એમાં થોડો જ સંશય છે.

"જાત મહેનત"નો મૂળ ગ્રંથ અંગ્રેજોને માટે લખાયલો છે, ને તેમાં જે દૃષ્ટાંતો આપ્યાં છે, તે દૃષ્ટાંતો તે દેશનાં હોવાથી ગૂજરાતી વાંચક વર્ગને તે ઘણો ઉપયોગી થઇ પડે નહિ, એવો સંશય સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયા વિના રહે નહિ. આવો સંશય ભાષાંતર કર્ત્તાને પણ આવેલો હોવાથી, વાંચક વર્ગને સવડતા કરી આપવા માટે દરેક નામોના સંબંધમાં, તે નામધણી કોણ હતો તેની ટીપ આપી છે અને તેથી એ ગ્રંથમાં કંઇ પણ સંશય પ્રાપ્ત થાય તેવું થોડું જ છે.

આ ગ્રંથની ભાષાપર તો અમે ઘણા મોહિત થયા છીએ. ભાષા ઘણી સરસ અને મન પસંદ સાથે વાંચવાને નવળ કથા પેરે રસ આપે તેવી છે. અત્રે એક ફકરો એ ગ્રંથમાંથી ઉતારી લેવાને અમે લલચાઇએ છીયે. એમાં ભાષાનો નમુનો છે, તે સાથે ભાષાંતર કર્ત્તાએ કેવી કૃતિથી કામ લીધું છે તે પણ સમજાશે.—

"જે દેશની પ્રજા આળસુ, સ્વાર્થી અને દુરાચરણી હોય છે, તે દેશની પાયમાલી સમજવી; પણ જો તે દેશનો દરેક માણસ ઉદ્યોગી, દમદાર અને સાચવટવાળો હોય, તો તે પ્રજા આબાદ થયા વિના અને આગળ વધ્યા વિના રહેતી નથી. આપણા દેશમાં ફેલાણું મોટું દુઃખ છે, બાળલગ્નની બેડીમાં ઘણાં બાળકોની જીંદગી ધૂળધાણી થઇ જાયછે, વિધવા–પુનર્વિવાહ પ્રતિષેધથી રાંડીરાંડ સ્ત્રીઓને અતોલ કષ્ટ વેઠવું પડેછે, ઊંચી જ્ઞાતિમાં પ્રજા ક્ષીણ થતી જાયછે, કન્યાની અછત થાયછે, અનીતિ અને દુરાચરણ વધેછે, વગેરે અનેક તરેહનાં દુઃખોમાં આપણો દેશ ડૂબ્યો

છે, એવો ઘણો પોકાર આપણે ચોગરદમથી સાંભળીએ છીએ; પણ જો આપણે ઝીણી નજરથી ઊંડો વિચાર કરીશું તો આપણને સ્પષ્ટ જણાશે, કે એ તમામ આફતોના ફણગા આપણી પોતાની જ પતિત જીંદગીમાંથી ફૂટેલા છે. આપણે ભેગા થઇને કદાચ સરકારની સહાયતા માગીશું અને કાયદારૂપી શસ્ત્રવડે એ ફણગા ઘસીને જડમૂળથી વાઢી નાખવાને મહેનત કરીશું, તોપણ તે આપણો પ્રયત્ન ફોકટ જશે. જ્યાંસુધી આપણે આપણી રીતભાત અને હીલચાલ મૂળમાંથી સુધારીશું નહીં, ત્યાંલગી ઉપર ઉપરની વાઢકાપથી એ નાશકારક વેલા જવાના નથી, પણ કોઈ નવનવે રૂપે, કલમ કરેલાં ઝાડ જેમ વધારે જોરથી ફૂટેછે અને ફાલેછે, તેમ તે જુવાનીના જોરથી બીજા આકારમાં ફૂલશે અને ફળશે. જો ઉપરનો વિચાર ખરો હોય તો તે ઉપરથી આપણે એટલો જ સાર ખેંચવાનો છે, કે કોઇ પણ દેશની પ્રજાના પ્રત્યેક માણસને તેને મનગમતી મહેનત કરવા દેવી, તેને સ્વતંત્રતાથી કામ કરવા દેવું, તેમ કરીને તે સુધરતો જાય અને તે ઊંચી સ્થિતિએ ચઢતો જાય, એમ થવામાં તેને સહાય કરવી અને તેને ઉત્તજન આપવું.–એ જ અમે તો મોટામાં મોટું દેશાભિમાન અને એને જ અમે તો ઊંચામાં ઊંચી પરોપકાર બુદ્ધિનું ચિન્હ ગણીએ છીએ; બાકી, કાયદાઓનો ફેરફાર કર્યા કરવાથી જ અને ધારાઓ થાપવા ઉથાપવાથી જ કંઈ ખરેખરો મોટો લાભ થાય, એમ અમે તો માનતા નથી.”

આવી ઉત્તમ કૃતિવાળા ગ્રંથને ગુર્જર પ્રજામંડળમાં દાખલ થવાનો માર્ગ, વગર અવરોધનો અને મોકળો છે. એ ગ્રંથની કીંમત રૂ ૩ ) છે, જે ગ્રંથના પ્રમાણમાં કૃતિ તરફ જોતાં, અમને ઘણી સ્વલ્પ દીસેછે. ગ્રંથનું કદ બૃહત્ કાવ્યદોહન જેટલું છે. કાગળ છપાઈ ઊંચી છે, ને પૂઠાં પાકાં છે. ગુર્જર પ્રજામંડળના વિદ્વાન, કેળવાયલાઓને આવા ગ્રંથ માટે વધારે ભલામણ કરવાની કશી જરૂર નથી. સોનાની ભલામણ શી? સૂર્યને ઓળખાવવો શો?

---

## રાસ્ત ગોફતાર. તા. ૧૭–૩–૮૯. મુંબાઇ.

સોરઠ પ્રાંતના કેળવણી ખાતાના ડેપ્યુટી ઇન્સપેકટર રાવસાહેબ ગણપતરામ અનુપરામ ત્રવાડીને ઉપલાં નામનું મોટા કદનું તથા સાડી છસો સફાનું પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે અમે ઘણી ખુશી સાથ શાબાશી આપીએ છીયે. જો કે ઇંગ્રેજી ઉપરથી કરેલું એ એક ભાષાંતર માત્ર છે, તોપણ ગુજરાતી ભાષાના ભંડોળને ભરપૂર કરવાને તથા ગુજરાતી વાંચનારાઓની ઉપયોગી જ્ઞાનની ખોટ પૂરી પાડવાને જેવું જોઇએ તેમાંનું જ એ પુસ્તક છે. જ્યારે અમે કહીશું કે નામીચા ઇંગ્રેજી ગ્રંથ

કર્ત્તા ડાકટર સામ્યુઅલ સ્માઇલ્સ વેહવાર ઉપયોગી જ્ઞાનની જે કીમતી ગ્રંથમાળા બનાવી ગયા છે, તેમના "સેલ્ફ હેલ્પ" પુસ્તકનો આ ગુજરાતી તરજુમો છે, ત્યારે ઇંગ્રેજીનો એકેએક અભ્યાસી એ ગ્રંથને ગુજરાતી રૂપે પસંદ કીધા વગર રેહેશે નહીં. આ પુસ્તકને ગુજરાતી લેબાસ આપવાનો લાભ સત્તાવાળાઓ પોતે પિછાણતા આવ્યા છે અને તેના ગુજરાતી ભાષાંતરને માટે સરકારી કેળવણી ખાતાએ પહેલવહેલું ઇનામ છપાવ્યું, તેને આજ પચીસ વર્ષ થયાં છે. ત્યારપછી ફાર્બસ સભાએ તથા ગુજરાત વરનાક્યુલર સોસાઇટીએ આ ઇનામોમાં વધારો કરયા છતાં, એ ખોટ આજ સુધી કોઇ યોગ્ય ભાષાંતરથી પૂરાઈ નથી, કારણકે સ્માઇલ્સનું "સેલ્ફ હેલ્પ" એક મોટું પુસ્તક છે, એટલુંજ નહી પણ તેમાંની સુંદર ભાષા અને રચના થકી તે તરજુમો કરવે બહુ કઠણ છે. રાવસાહેબ ગણપતરામે સ્તુતિપાત્ર ઉદ્યોગ ખંતથી આ તરજુમો કીધો છે. તેથી દરેક માણસે જાતી મેહનતથી દુનિયામાં ફાવી જવાને ઉત્તેજન આપનારૂં જે બહોળું જ્ઞાન ડાકટર સ્માઇલ્સિ ઇંગ્રેજી વાંચનાર આગળ મેલી ગયો છે તે જ ઉત્તમ જ્ઞાન હવે ગુજરાતી વાંચનારની સમક્ષ રજુ થયું છે. સ્માઇલ્સિના "સેલ્ફ હેલ્પ" નો હેતુ એવો છે કે જાતી મેહેનતથી માણસ પૈસાની, પદવીની કે બીજી સઘળી મુશ્કેલીઓ ઉપર જીત મેળવીને ઘણો વધી જાય છે. તે દેખાડવા માટે અથાગ અભ્યાસથી આખી પૃથ્વીની તવારીખમાંના અખુટ દાખલાઓ એકઠા કરી આપણી આંખ્યો આગળ ધરયા છે. એ રીતે આ ગ્રંથ સર્વને વાંચવા જોગ છે. માણસની જાત મહેનતની વાર્ત્તાઓ કાહેણીને વિસારનારી છે અને આ પુસ્તક જેટલું ઉપયોગી તેટલું રસીલું અને રમુજી છે. મી૦ ગણપતરામે ગુજરાતીમાં વધારે કઠણ શબ્દો લીધા છે, એ જ તેની એક ખામી છે, પણ તેવા કઠણ શબ્દો અતિ ઘણા નથી. વળી ઇંગ્રેજીનો બોલેબોલ તરજુમો કરવા જતાં શબ્દોના સમ-અર્થ આપવાની કોશેશ કીધી છે, પણ તેમાં કેટલેક ઠેકાણે વાંચનારને નહી સમજાય એવા સમ-અર્થો મુકી દીધા છે. જેમકે "સેફટી લામ્પ" નું નામ "નિર્ભય દીવો" કરી ચલાવ્યું છે, પણ એ સર્વને જાણીતા "સેફટી લામ્પ" નું ગુજરાતી નામ છે એમ ઇંગ્રેજી સમજનારા પણ થોડા જ વાંચનારાઓ કહી શકશે. પણ બીજા હાથ ઉપર ભાષાંતર કર્ત્તાએ સ્થળો અને નામોની સમજણ તથા ખોલાસાની "નોટો" ( કર્ત્તાની ગુજરાતીમાં "પાદ-વિવેચન" ) આપ્યું છે તેથી વાંચનારની મહેનત ઘણે દરજ્જે સવળ થાય છે. ટુંકમાં આ પુસ્તકને પૂર્ણ પ્રશંસા ઘટે છે અને તે અભ્યાસ યોગ્ય છે.

---

## આર્ય ધર્મપ્રકાશ, તા૦ ૨૩-૭-૯૦. મુંબાઇ.

**જાત મહેનત:**--અથવા જેનું નામ "આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ" એવું રાખવામાં આવ્યું છે, તે આ પુસ્તક ઇંગ્રેજી પરથી સુધારા વધારા અને દૃષ્ટાંતો સાથે ભાષાંતર કરનાર રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી સોરઠ પ્રાંતના ડી. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ તરફથી આ ચોપાનિયાને મળ્યું છે, તે ઉપકાર સહિત માન્ય રાખીયે છિયે. આ પુસ્તક અંગ્રેજી ભાષામાં વખણાયેલા સેલ્ફ હેલ્પ નામના પુસ્તકનું ભાષાંતર છે કે જેનો ખરેખર અર્થ સ્વાશ્રય થઇ શકે છે. સ્વાશ્રય અથવા જાતમહેનતથી જે દેશના લોકો ભરેલા હોય છે તે જ દેશ ખરેખરા ઉદયવાળો હોય છે. જે દેશમાં સ્વાશ્રય અથવા જાતમહેનત વગરના લોકો હોય છે, તે દેશનો ખરેખરો ઉદય હોઇ શકતો નથી. પોતાનો મિત્ર પણ પોતે છે અને શત્રુ પણ પોતે છે. જે પોતાના જ આશ્રયથી પોતે પોતાનો ઉદય કરે છે, તે પોતે પોતાનો મિત્ર કહેવાય અને જે પારકાને પરાયણ થયેલો અને આળસને આધીન થયેલો ઉંચું જોઇ કોકની આશા રાખ્યા કરે, તે પોતે પોતાનો શત્રુ ગણાય. જે પોતાનો ઉદય કરે છે, તે જ બીજાની બાંહે પકડે છે. જે પોતે બુડેલો છે તે બીજાને તારતો નથી. આ જાતમહેનતનો ગ્રંથ વ્યાવહારિક વિષયના ઉદ્યમના પ્રસંગનો છે અને તે બહુ ઉપયોગી થઇ પડે તેમ છે. માટે પહેલા મૂળ ઇંગ્રેજીમાં લખનારને અને પછી તેની યોગ્યતા જાણી ભાષાંતર કરનારને ધન્યવાદ આપવો જોઇએ. ગમે તેવો આળસુ પણ એક વાર કાંઈ સાહસ કરવાને ઉભો થઈ જાય એવો સંસ્કાર આ પુસ્તક કરાવી શકે. ત્યારે ઉદ્યમી અને બુદ્ધિમાનને કોઈ કારણથી થયેલી દલગીરી મટાડી સ્વાશ્રયથી ઉદ્યમમાં પ્રવર્તાવે એમાં કાંઇ આશ્ચર્ય નથી. બીજાં માત્ર વખતને ગુમાવનારાં અથવા તો જનસ્વભાવોના ચિતારથી આનંદ અને ઉપદેશ આપનારાં નાટકો કે વાર્ત્તાઓના કરતાં આવા વિષયનાં પુસ્તકો જો લખવામાં આવે અને ભાષાંતર કરવામાં આવે તો તે એટલાં બધાં લાભકારક થઇ પડે કે સીમા. આ પુસ્તક સ્વાશ્રયી લોકોના જીવનચરિત્ર જેવું જ છે. શૂરવીર, વિદ્વાન, દેશાભિમાની, ધાર્મિક, વગેરે મહાન પુરુષોનાં જન્મચરિત્રો પણ એટલા જ માટે લોકને હિતકારક થઇ પડે છે કે જેનાં વાંચનથી લોકોને સ્વાશ્રયથી ઉદ્યમી થઇ આગળ પડવાની ઉત્કંઠા થાય છે; અને એમ થાય તો કોઇ નહિ તો કોઈ પંડ પણ. 'વાંચનથી પરિપૂર્ણતા આવે છે' એમ જો કોઇ અનુભવિયોનો સિદ્ધાંત હોય તો તે આવાં સ્વાશ્રય કે સદ્‌ગુણોનાં

પુસ્તકોનાં વાંચનથી જ આવે છે. જેઓનામાં બોલવા ચાલવાની અને વાંચવાની શક્તિઓ હોય, તેઓને અમે આ પુસ્તક વાંચવાની ભલામણ કરીયે છીયે. પણ એટલું યાદ રાખવું કે જેમ જેમ ઉમર ઓછી તેમ તેમ વાંચનમાં ફાયદો વધારે સમજવો.

આ પુસ્તકમાં ઘણા વિષયોથી ભરેલાં ૧૩ પ્રકરણો છે, તેમાં પહેલા પ્રકરણમાં જાતમહેનત, બીજામાં ઉદ્યોગની રણભૂમિના નાયકો, ત્રીજામાં કુંભાર જાતિના કુળદીપક, ચોથામાં અખંડ ઉદ્યોગ તથા આગ્રહ, પાંચમામાં સૃષ્ટિજન્ય પદાર્થોનાં શાસ્ત્રો પાછળ સતત્ ઉદ્યોગ, છઠ્ઠામાં કળાકૌશલ્યના કારીગરો, સાતમામાં ઉદ્યોગ અને અમીરાત, આઠમામાં હિમ્મત અને હોંસ, નવમામાં કામના સચોટ કરવાવાળા અને સંસાર-વ્યવહારના વીર પુરુષો વિષે, દશમામાં નાણું, અગીયારમામાં જાતકેળ-વણી વિષે અથવા પોતે પોતાના પિંડને સુધારવાવિષે, તથા તેમાં કેવાં સુખદુઃખ આવે છે તે વિષે, બારમામાં દાખલા અને દૃષ્ટાંતથી કેવી અસર થાય છે તે વિષે, અને તેરમામાં સદ્વર્તન વિષે, એ નામના મથાળાવડે ઘણા વિવેચનથી લખવામાં આવ્યું છે. ભાષા સહેલી અને સમજાય તેવી છે અને રચનારની મહેનત પણ કાંઇ થોડી ઘણી નથી. છસો પાનાનાં પુસ્તકની કીંમત રૂ. ૩ ) છે. અસંતોષ માત્ર આ વખતે એટલોજ રહે છે કે આપણા દેશનાં નામ ઠામ કે દૃષ્ટાંતનું આ પુસ્તક નથી કે જેથી વધારે આનંદને આપણે પાત્ર થઇએ. હવે તે પણ કાળ-યોગે આપણે અથવા આપણા પાછળના લોકો જોશે એવો પણ દિવસ આવશે. ( તથાસ્તુ ). આ વિષયનાં પરમાણુંઓ અંતઃકરણમાં રમી રહેલાં હોવાથી આ પુસ્તકના લખનાર જ જો હિંદુસ્થાન અથવા ગુજ-રાતના પ્રાચીન પુરુષોનાં દૃષ્ટાંત આપી આવું એક પુસ્તક બહાર પાડશે તો ગુજરાતી પ્રજા ઉપર દ્વિગુણતર ઉપકાર થશે.

---

## સ્ત્રી સદ્બોધરત્ન, તા ૨૩-૭-૯૦.

“ જાત મહેનત અથવા આપ સમાન બળ નહિ અને
મેઘ સમાન જળ નહિ. ”

આ નામનું અતિ ઉત્તમ પુસ્તક, સદાચરણ, રહેણી અને આગ્રહનાં ઉત્કૃષ્ટ દૃષ્ટાંતો સહિત, અસલ સામ્યુઅલ સ્માઇલ્સનું ગુજરાતી ભાષાંતર સોરઠ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર રાવ સાહેબ ગણપતરામ અનુપરામ ત્રવાડીએ રચી પ્રગટ કર્યું છે. એ ગ્રંથનો અતી

આદર સહિત સ્વીકાર કરતાં જણાવવાનું કે, મૂળ ગ્રંથ એટલો મોટો અને સ્તુતિપાત્ર છે કે તે વિષે અમારાં નાના માસિકમાં યથેચ્છ વિચાર આપવાંને તેમજ તેમાંનો ઘણો ભાગ શબ્દમાં ટાંકી બતાવવાને અશક્ત છીયે, તથાપિ તેની ટુંક નોંધ લેવાથી પછાત પડશું નહિ. "મીઠી મીઠી વાતો" ને નામે જનપ્રિય થઈ પડેલી અને સરકારે કન્યાશાળાઓમાં ઇનામ તરીકે સ્વીકારેલી ચોપડીના કર્ત્તા તે જ આ ભાષાંતરના યોજનાર છે, ને તેઓ એક નિપુણ અને ખરા મર્મજ્ઞ છે, એવું વિના પરિચયે અમો ગ્રંથ જોઇ અમો કહી શકીએ છીએ. એ ગ્રંથ થોડા માસપર મુદ્રાંકિત થતો હતો, ત્યારે જ સ્વર્ગવાસી કુશળ ટીકાકાર નવલરામ લક્ષ્મીરામે એમાંના કાંઇ ભાગનું દર્શન આપણને શાળાપત્રમાં કરાવ્યું હતું. અમારૂં મન ત્યારથી એ ગ્રંથ નિરખવાને અતિ આતુર હતું, જે ધારણા હાલ પાર પડેલી જોઈએ ભાઈનો મોટો આભાર માનિયે છીયે કે તેણે ગુજરાતી સાહિત્યમાં આ ગ્રંથથી સંગીન વધારો કર્યો છે ને ગુજરાતી વાંચક વર્ગને " આત્મોન્નતિ તથા દેશોન્નતિ અર્થે પ્રત્યેક રૂડા કર્મમાં જય વા ક્ષય કિંવા અર્થં સાધયામિ વા દેહં પાતયામિ એવાં ઉદ્યોગ--આગ્રહ--ઉત્સાહનાં રૂડાં નીતિવચનોને અંતઃકરણમાં અંકિત કરવા મોટી આશાએ, શુદ્ધભાવે, શુભ ઇચ્છાથી પ્રેમપૂર્વક અર્પણ કર્યો છે."

શેક્સપીઅરનાં તથા ડબલ્યુ એમ. થાકરેનાં આરંભમાં કર્ત્તાએ જે વચનો ટાંક્યાં છે, તેમાં થાકરેનાં વચનો કીમતી છેઃ—" કોઇ જુવાન માણસને મારે સલાહ આપવી હોય, તો હું તેને એમ કહું કે, તારા કરતાં ચઢીઆતાની સોબતમાં તું બેસવા ઉઠવાનો મહાવરો રાખજે; સંસાર વ્યવહારમાં એવી જ સોબત રાખવી; પુસ્તકો પણ એવાં જ વાંચવાં, જેથી લાભ થશે; સારી વસ્તુની પ્રશંસા કરતાં શીખ, તેથી તું સુખી થશે. મહાન્ પુરુષો શું શું વખાણે છે, તે નજરમાં રાખ; તેઓ મહાન્ વસ્તુની જ સ્તુતિ કરે છે; અને નાના મનનાં માણસ નીચ વસ્તુને વખાણે છે, અને અધમ વસ્તુની આરાધના કરે છે." આ ટુંક વાક્યો પણ જાણે જવાહીરનો જુમખો છે. વળી આ વિશાળ અને સુબોધના સમુદ્ર સરખા ગ્રંથનાં બધાં તેર પ્રકરણો અથવા તરંગો છે, અને તેના પેટામાં જાત મહેનત, ઉદ્યોગની રણભૂમિના નાયકો, કુંભાર જાતિના કુળદીપક, અખંડ ઉદ્યોગ, (તેમાં સાધનો અને સંધિઓ સાચવવા વિષે), કળા કૌશલ્યના કારીગરો, ઉદ્યોગ અને અમીરાત, હિમ્મત અને હોંસ, કામના સચોટ કરવાવાળા અથવા સંસાર વ્યવહારના વીરપુરુષો, નાણું, તે સુમાર્ગે વાપર્યું ક્યારે કહેવાય? અને કુમાર્ગે વાપર્યું ક્યારે કહેવાય?,

જાત કેળવણી અથવા પોતે પોતાના પંડને સુધારવા વિષે તથા તે કાર્યની સિદ્ધિમાં કેવાં કેવાં સુખ દુઃખ આવી પડે છે, તે વિષે, દાખલા દૃષ્ટાંતથી કેવી અસર થાય છે, મનમાં કેવો નમુનો રાખી ચાલવું જોઇએ અને સદ્ વર્તનના પેટામાં સજ્જન કોને કહેવો અને ખરો ગૃહસ્થ કોણ ?—એ મુખ્ય વિષયો છે. વળી પ્રાસાંગિક પુરુષ કઈ સદીમાં કયા સ્થળમાં જન્મ્યો, તેનાં કર્ત્તવ્ય, વર્તણુક આદિ પુષ્કળ ઐતિહાસિક જ્ઞાન નોટમાં અસરકારક રીતે આપ્યું છે ને તેમાં રાવસાહેબ ગણપતરામ ભાઈનો પ્રયાસ સફળ થયો છે. ગદ્યકાવ્યની છાયા પણ બહુ જગોએ જોવામાં આવે છે, પણ પદ્યકાવ્ય તો રસ, અલંકાર, લક્ષણ કે પિંગલ દોષથી રહિત નથી ને તેથી જ તેમણે કાંઇપણ પદ બંધનુ નામ નહિ આપવામાં ચતુરાઇ વાપરી છે. કર્ત્તાના પ્રયાસને અમો અભિનંદન આપતાં આશા રાખિયે છીએ કે એવો પોતાના અવકાશના સમયનો આમ સદુપયોગ કરી વારંવાર ગુર્જગિરાની શોભા વધારશે. નકામાં નિર્માલ્ય નિંદ્ય જોડકણાં વાંચવા કરતાં, આવા જ્ઞાન, ચાતુરી અને બુદ્ધિની વૃદ્ધિ કરનારા ગ્રંથો વાંચવાથી દેશને અને પોતાને બહુ લાભ છે એમ સમજી તે વાંચવાની સર્વ સ્ત્રી પુરુષોને અમે પ્રેમપૂર્વક આગ્રહથી ભલામણ કરીએ છીએ. આ ગ્રંથની કિમત રૂ. ૩ છે, જે કામ અને કદના પ્રમાણમાં કાંઇ જ નથી, એમ કહેવામાં અતિશયોક્તિ સરખું નહિ ગણાય.

---

## સ્વદેશવત્સલ, તા૦ ૨૩–૭–૯૦, વડોદરા.

**જાત મહેનત**—( ભાષાન્તર કર્તા—રાવ સાહેબ ગણપતરામ અનુપરામ ત્રવાડી; ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર, સોરઠ પ્રાન્ત. ) આ પુસ્તક તેના ભાષાન્તર કર્તા તરફથી અમોને ઉપહાર તરીકે આવેલું છે, તેને માનપૂર્વક સ્વીકારતાં ઉપયોગી ભાસતી કેટલીક સૂચના કરવી ઉચિત ધારીએ છીએ.

પ્રસ્તુત પુસ્તક સામ્યુયલ સ્માઇલ્સ, એલ. એલ. ડી.—વિરચિત સેલ્ફહેલ્પ નામના ઇંગ્રેજી પુસ્તકનું ભાષાન્તર છે એ તો તેનાં મુખ પૃષ્ઠ ઉપરથીજ નિવેદન થાય છે. ભાષાન્તર હોવાથી વસ્તુ અથવા વસ્તુ સંકલનાના સંબંધમાં અભિપ્રાય આપવાનો અવકાશ જ નથી; કેમકે સેલ્ફહેલ્પ એ એક જગદ્વિદિત પુસ્તક છે. જોવાનું માત્ર એટલું જ છે કે આ ભાષાન્તર યથાર્થ રીતે થયું છે કે નહીં, ગૂજરાતી ભાષાનાં વિશેષ લક્ષણો જળવાયાં છે કે નહીં અને ભાષાન્તર કર્ત્તાએ કરેલા સુધારા વધારામાં શા શા ગુણદોષ છે? એટલી જ બાબતોના સંબંધમાં સંક્ષેપમાં દિગ્દર્શન કરાવીને અમે સંતોષ પામીશું.

ભાષાન્તરની યથાર્થતા સામાન્ય રીતે ઠીક છે; શૈલીની સમજ સત્તા પણ ઠીક છે. કેટલાક અપરિચિત શબ્દના ઉપયોગથી કોઈ કોઈ સ્થળે વાક્ય અતડાં લાગે છે, પરન્તુ કાર્યની કઠિનતા વગેરેનો વિચાર કરતાં ભાષાન્તર કર્તાનો પરિશ્રમ અફળ ગયો નથી.

ગૂજરાતી ભાષાનાં વિશેષ લક્ષણો જાળવવાને ભાષાન્તર કર્ત્તાએ બનતો યત્ન કર્યો હોય એમ લાગે છે અને તેથી ગુર્જર્ભાષાનાં વાક્ય વિશેષનો ઉપયોગ બહોળો કર્યો છે તેથી ઇંગ્રેજી વાક્ય રચના ઉઘાડી પડી જતી નથી. માટે આ બાબતમાં પણ ભાષાન્તર કર્ત્તા સામાન્ય રીતે કાર્ય સિદ્ધિ કરી શક્યા છે.

હવે ભાષાન્તર કર્તાએ કરેલા સુધારા વધારાના સંબંધમાં વિચાર કરીએ તો કેળવણી ખાતાના માણસમાં સ્વાભાવિક રીતે જે ઉદ્યોગપરતી માલમ પડે છે, તેનો આ ભાષાન્તર કર્તાએ સારી પેઠે ઉપયોગ કર્યો છે. જૂદાં જૂદાં સ્થળ કયા દેશમાં આવ્યાં એ વગેરેની સમજણ પડવા સારૂં અનેક ટીપો આપી છે તેથી વાંચનારને કેટલીક સગવડ થઇ છે. ૪૭૨ મેં પૃષ્ઠે છપ્પા આપ્યો છે તેમાં અને બીજાં કેટલાંક સ્થળે ભાષાન્તર કર્ત્તાએ પોતાનું બુદ્ધિબળ ચલાવવા પ્રયત્ન કર્યો છે તેમાં સ્ખલિત થયા વિના રહ્યા નથી; તોપણ સર્વેને સમજાય એવું ભાષાન્તર થયું છે માટે રાજા પ્રજા તરફથી આશ્રયયોગ્ય એ પુસ્તક છે એમાં કાંઇપણ સંદેહ નથી. વિદેશી જનોનાં સુચરિતનો બોધ આપણા દેશી જનોને મળે તેને માટે આ એક દ્વાર ભાષાન્તર કર્ત્તાએ ઉઘાડ્યું છે તેને માટે પ્રજા તેમની આભારી થઈ છે.

આ સ્થળે એક સૂચના કરવી અમને યોગ્ય જણાય છે. પરદેશી-જનોનાં ચરિત્ર ઉપરથી જે ત્વરાથી બોધ થાય છે તેનાથી દશ ઘણી ત્વરાથી દેશીજનોનાં ચરિત્ર બોધ કરવાને સમર્થ થાયછે. માટે એવાં ચરિત્રનો સંગ્રહ કરીને દેશહિતકર બોધમય ગ્રન્થ લખવામાં આવે તો દેશને અનર્ગલ લાભ થવાનો સંભવ રહેછે. આવો ઉત્તમ ગ્રન્થ લખ-નારને હિંદુસ્તાનનો સ્માઇલ્સ કહેવાને અમે જરીક પણ ખંચકાવાના નહીં. સાક્ષર વર્ગમાં નમાલી કલ્પનાની મહેનત કરનારા ઘણા છે પણ એ દેશની પ્રજાના અંતઃકરણમાં સદ્બોધના પ્રવાહને સબળ રીત્યે રેડે એવા સુચરિત દેશીજનોની ચરિતાવલિ રચનાર કોઈ મહાશય વિદ્વાન્ બહાર પડે એને માટે અમો આતુરતા પૂર્વક રાહ જોઇએ છીએ.

આપણા દેશીમાંથી એવઃ બોધક ચરિતવાળા માણસો થોડા જણાય છે. તેનાં પણ ચરિત્ર લખવાની રીતિ નથી માટે પૂર્વ સૂચિત કાર્ય કઠિન-

તર તો છે પણ કેવળ અશક્ય નથી. કાર્યમાં કઠિનતા એ જ ખરૂં કીર્તિ જનક સત્ય છે. આવું જ કોઈ સ્વતંત્ર પુસ્તક બહાર પડે એ અમો ખરા અંતઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ. પૃષ્ઠ ૬૬૪ છે ને મૂલ રૂ. ૩ છે.

---

## અમદાવાદ, હિતેચ્છુ. તા. ૨૭-૧૨-૮૮.

જાત મહેનતઃ—આ નામના પુસ્તકની પહોંચ અમે આગળ આપી ગયા છીએ. એ ડાકટર સેમ્યુઅલ સ્માઇલ્સ કૃત અંગ્રેજી પુસ્તકનો તરજુમો છે, તોપણ કર્ત્તાએ ઘણી જગોએ આ દેશની કહેવતો તથા વિચાર લાગુ પડે એવી રીતે તેની ગોઠવણ ઘણા જ ઊંચા પ્રકારે કરી છે. આ પુસ્તક ખરેખર પડતીમાં આવેલા દેશની પ્રજાને ઘણું લક્ષ દેઇ વાંચવાની હાલના સમયમાં ઘણી જરૂર છે. આ દેશના લોકો વિદ્યા હુનર અને કળા કૌશલ્યમાં ઘણા જ પછાત છે અને દેશ ઘણો નિર્ધન થઇ ગયો છે. દેશની આબાદીનું માપ દેશની પ્રજાનો ઉદ્યોગ, સ્વતંત્રતા અને જાત મહેનત અથવા પોતાનું કામ પોતે કાળજીથી કરવાની જે ટેવ તે પરથી કરાયછે. આ દેશમાં પ્રજાનો ઘણો ભાગ સ્વાશ્રયી નથી પણ પરાશ્રયીજ છે.

ઉપલા વર્ગમાં જોઇએ તો ઉદ્યમ માટે કાંઈ પણ ઉમંગ નથી, સાધારણ રીતે જમીનની આવતી પેદાશ, રૂપીઆનું વ્યાજ, અથવા શરાફી ધંધામાં અમુકની રકમ લઈ હુંડી લખી આપવામાં પા અથવા અરધો ટકો જે કમીશન મળે તે પર પોતાનો નિર્વાહ કરે છે. વધારામાં બની શકે તો શેરનો, અફીણનો, વરસાદનો અને બીજા પ્રકારથી સટો કરેછે. કેટલાક આ દેશથી પરદેશ માલ મોકલી તે પર હકશાઈ અથવા આની બેઆની નફો ખાઇ પોતાનું કામ ચલાવી લેછે. પરંતુ તે વર્ગ તરફથી કોઇ પણ નવી શોધ, નવો હુનર અને નવી કળાની આશા નથી. એ વર્ગ તરફથી નથી પ્રજાના કલ્યાણ માટે રાજ્યદ્વારી વિચારની ચર્ચા કે નથી પ્રજાના કલ્યાણ માટે નવા હુનર કળાના આશ્રય કે ઉદય માટે કાળજી. પોતાની સાધારણ રીતે થતી આવકમાંથી લાડી, ગાડી અને વાડી આદી શોખ, ખાન પાન, અને ગાનતાનમાં ગુલતાન, ઇશકબાજી, મોજ-મઝા અને એશ આરામથી તે વર્ગે આનંદ માની લીધો છે.

મધ્યમ વર્ગ જરાતરા પોતાનો ઉદ્યોગ કરી પરાણે નિર્વાહ કરેછે. પણ તે ફક્ત પેટપુર મળયું એટલે બસ સમજે છે. પણ તે દુઃખ વેઠીને અથવા ખોટ ખાઇને નવા હુનર પાછળ મન લગાડે એવી તેની આશા જરા પણ નથી. દ્રવ્ય ઉપાર્જનના કારણમાં કેવળ પરાધીનતાના જ દાસ

થઇ પડેલા છે, ઉદર પોષણ માટે નોકરી, કે સાધારણ વેચવા સાટવાનો ધંધો એ જ તેમનું કામ છે. આમાં ઘણો ભાગ નોકરીમાં જ નિમગ્ન જણાશે. ખેડુતવર્ગ ઘણો જ અજ્ઞાન અને આગળથી ચાલી આવેલ પરંપરાની રીતીથી નવું ડગલું ભરવાને અશક્ત અને નિર્ધનતાથી કેવળ પરાધીનતામાં જ આનંદ માની રહેલો છે. હલકો ગરીબ વર્ગ તો કેવળ પશુવત્ સ્થિતિમાં જ પોતાના દિવસો નિર્ગમન કરે છે. આવી આ દેશની સ્થિતિ થઇ પડી છે, તે સમયમાં આવાં પુસ્તકોની આ દેશમાં ઘણી જ અગત્ય છે અને એ અગત્ય મી૦ ગણપતરામ અનોપરામ ત્રવાડીએ પોતાની નોકરીનું કામ કરતાં પૂરી પાડી એ ઘણું જ વખાણવા લાયક કામ કર્યું છે. આમાં જુદા જુદા દેશોન્નતિના કામમાં મંડયા રહેનાર સુજ્ઞ નરોનાં ચરિત્રનું ભાષાંતર ઘણું જ સરસ અને સરળ સુબોધદાયક રીતે વર્ણવવામાં મી૦ ત્રવાડીએ કચાશ રાખી નથી. આ પુસ્તકનાં તેર પ્રકરણમાં હજારો ઉદ્યોગી ચંચળ અને સામાન્ય રીતે સકળ પ્રજાને સુખકારક રત્નોનું વીવેચન સારી ઢબમાં કર્યું છે. ખરૂં છે કે મૂળ કર્ત્તાના વિચાર અને ઢબ છે, પણ તેનું ભાષાંતર રસિક અને વાંચનારને આનંદદાયક થાય તેમ કરવું એ સહેલું કામ નથી. એ ચરિત્ર આપણા દેશના માણસોનાં નથી, પણ પારકા દેશના માણસોનાં છતાં તેનું ભાષાંતર અને બીના આ દેશના માણસોને વાંચતાં અભાવ ન થાય એવી રીતે ભાષાંતરમાં ભાષાની ખૂબી આણી છે એ બેશક ઘણું વખાણવા લાયક છે. ડા૦ સામ્યુઅલે પોતાના દેશનાં જીવતાં અને મરી ગયેલાં રત્નોનાં જીવનચરિત્ર લખવામાં ઘણી કુશળતા વાપરી છે અને તેમાંથી સર્વને એકસરખો સાર ગ્રહણ કરવા લાયક બીના તારવીને તેમાં વર્ણવી છે, તેવા પુસ્તકનું ભાષાંતર કરવામાં મી૦ ત્રવાડીએ પણ ઘણી સંભાળ અને સાવચેતી રાખી છે અને આ દેશના લોકોને નામ સિવાય બીજી બીના પરાઈ ન સમજાય તેમ તે ભાષાંતર કરવામાં તેમની કાળજી ઘણી સારી જણાયછે. તેથી એ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડવા જેવું છે. આ પુસ્તકને શાળામાં અમે કોઇપણ ધોરણમાં દાખલ થએલું જોવા આતુર છીએ અને આશા છે કે બુક કમીટી તે માટે યોગ્ય વિચાર કરશે. વળી આવાં પુસ્તકનો ઘણો ફેલાવો થાય માટે સદ્ ગૃહસ્થોએ અને રાજાઓએ એને આશ્રય આપી જેમ બને તેમ તેનો વધારે ફેલાવો કરવો એવી અમારી ઇચ્છા છે. છેલ્લે એ પુસ્તક બહાર પાડવામાં મી૦ ત્રવાડીએ લીધેલા શ્રમને માટે અમે ધન્યવાદ ભણીએ છીએ, કે તેમણે આ પુસ્તક બહાર પાડીને દેશની સારી સેવા બજાવી છે. એની કીમત ત્રણ રૂપીઆ કદ, કાગળ અને પાકું પૂઠું જોતાં વધારે નથી.

---

## પુ૦ ૩૬. બુધ્ધિપ્રકાશ, માર્ચ સને ૧૮૮૯, અમદાવાદ. અંક ૩.

**જાત મહેનત**—સેમ્યુઅલ સ્માઇલ્સ નામના પ્રસિદ્ધ ઇંગ્રેજી લખનારની કલમથી લખાયેલા Self-Help (સેલ્ફ હેલ્પ) નામના ગ્રંથનું આ ભાષાંતર છે. તે સારૂં છે. ભાષા સરળ છે. આ ગ્રંથનું નામ જાત–મહેનત એવું આપવામાં આવ્યું છે. પરંતુ જો સેલ્ફનો અર્થ જાત કરીએ તોપણ હેલ્પનો અર્થ મહેનત તો ભાગ્યે જ થશે. હેલ્પનો અર્થ આશ્રય અથવા એ શબ્દ ગ્રંથકારને કઠણ પડતો હોય તો મદદ થાયછે. સંસ્કૃત ન વાપરવું એવા કંઈ હેતુથી આશ્રય જેવો રૂડો શબ્દ ન વપરાયો હોય તો ખેદકારક છે. પરંતુ જો તેનું કંઇ અન્ય કારણ હશે તો વાચક વર્ગને જણાવવું જોઇએ ખરૂં.

દૃષ્ટાંતથી ઘણીજ ઉત્તમ નીતિ શીખવાય છે: એ વાત બરાબર ધ્યાનમાં રાખી મૂળ ગ્રંથકર્ત્તાએ અનેક પ્રકારનાં અનેક ઐતિહાસિક દૃષ્ટાંત આપી પોતાની સૂચનાઓને ઘણી જ રૂડી રીતે સિદ્ધ કરી છે. ગરીબ, ભીખારી, આશ્રય રહિત મરણિયાઓએ કેવળ સ્વાશ્રય ઉપર વિશ્વાસ રાખી કલ્પનામાં ન આવે એવાં મહત્ કાર્ય કર્યાં છે, તો સાધન છતાં, આશ્રય છતાં શાસારૂ આપણે બેસી રહેવું જોઇએ ? પરંતુ જો કે બાધ તો આવેછે પણ એવો એક ધારો છે કે શ્રીમાન પ્રમાદી થાયછે, અને ગરીબ ઉદ્યોગી થાયછે. લક્ષ્મીના બીજા સુખને સામા તાજવામાં એશઆરામની ટેવ મૂકવામાં આવેછે ત્યારે શ્રીમંતતા બહુ ઈર્ષ્યાસ્પદ નથી લાગતી. પ્રતિવ્યક્તિમાંથી આખા મુલક ને મુલકોનો વિચાર કરીશું તોપણ જણાશે કે ઉદયમાંથી જ અસ્ત થયેલો અને અસ્તમાંથી જ ઉદય થયેલો, આ નિયમાનુસાર વ્યવહાર ચાલે છે. પરંતુ સ્વાશ્રય ઉપરજ વિશ્વાસ રાખનાર પુરુષોને ઉદય સિવાય બીજું પણ મળેછે અને ઉદય તો મળે ન મળે એ તો ઇશ્વરાધીન છે પણ બીજા તો તેથી ઘણાજ લાભ છે. આપણા નીતિજ્ઞો કહેછે કે **यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः?**

ઉદ્યોગ વિના આ જીંદગી નકામી છે અને સદ્ઉદ્યોગથી અન્ય ફળ ન થાય તો સારી રીતે કાળક્ષેપ થયો એ તેનું મહત્ ફળ છે. આવા જ્ઞાનથી જે યત્ન થાય છે તે સફળ થાય કે ન થાય તોપણ ઇષ્ટાપ્રસિદ્ધ છે. બાકી નર્યા નફાની લાલસાથી યત્ન થાય તે સફળ થાય તો ઠીક પણ અફળ ગયો તો તેમાંથી અતિશય દુઃખ થાયછે.

આ ગ્રંથ દરેક વાંચનારે એક વેળા તો વાંચી જ જવો જોઇએ, તેથી ઐતિહાસિક જ્ઞાન મળેછે. ઉચ્ચ પુરુષોના વર્તનનું અનુકરણ કરવાનું મન

થાયછે અને તેમ પ્રત્યેક જણના અને પછી આખા દેશના બળમાં વૃદ્ધિ થાયછે.

સ્થળ અને પુરૂષની ઓળખ પડાવવા ભાષાંતરકારે શ્રમ લીધો છે તે સ્તુતિપાત્ર છે. વળી કોઈ કોઇ ઠેકાણે ગૂજરાતી કહેવતો પણ અંદર દાખલ કરવામાં આવી છે.

---

## પુ૦ ૨૮ મું. ગુજરાત શાળાપત્ર. માર્ચ ૧૮૮૯. અં૦ ૩.

**જાત મહેનત**—રા૦ સા૦ ગણપતરામ અનુપરામે બનાવી ગૂજરાતી ભાષામાં એક ઉત્તમ ગ્રંથનો વધારો કર્યો છે. એમાં ૬૬૪ પૃષ્ઠ અને પૂઠું પાકું છે. કીમત માત્ર રૂ. ૩ ) છે. આ પુસ્તક સર્વને વાંચવાની ભલામણ કરીએ છીએ.

## ઔદીચ્ય હિતેચ્છુ. [ અમદાવાદ. ]

૧ "જાતમહેનત" એ નામનું પુસ્તક ગુજરાતીમાં બનાવનાર રાવ સાહેબ ગણપતરામ અનુપરામ ડી. એ. ઇનસ્પેકટર સોરઠ પ્રાંત, એમણે સભાને ભેટ દાખલ મોકલ્યું છે તે ઉપકારની સાથે માન્ય કર્યું છે. આ પુસ્તક સ્ત્રી તથા પુરૂષ બંને વર્ગને વાંચી સમજવા જેવું છે. જાતમહેનતથી થએલા ફાયદાનાં દૃષ્ટાંતો સાથે તેનાં ૧૩ પ્રકરણ કરેલાં છે. આઠપેજી ૬૯૨ પૃષ્ટ છે. કીમત રૂ ૩ છે, એ ગ્રંથ કર્ત્તાની મહેનત અને ગ્રંથના વિસ્તારના પ્રમાણમાં ઘણીજ થોડી છે. આ પુસ્તક ઘણા પ્રકારનું જ્ઞાન મેળવવાનું એક મોટું સાધન છે માટે સ્વદેશી નરનારીઓએ તેને આદિથી અંત સુધી વાંચવું અને તેનો સાર ગ્રહણ કરવો જોઇએ. તેમણે ગ્રંથકર્ત્તા પાસેથી રોકડી કીમતે મંગાવી લેવું.

---

## પુ૦ ૨ ગુજરાત દર્પણ. [ સુરત. ] અં૦ ૩.

### જાત મહેનત

અથવા

### આપસમાન બળ નહીં ને મેઘસમાન જળ નહીં.

ડા૦ સ્માઇલ્સ એક અપૂર્વ નીતિબોધક છે અને તેનાં મુખ્ય પુસ્તકો "જાત મહેનત" "સદ્વર્તન" "કરકસર" અને "કર્તવ્ય" છે. એ

ચારે પુસ્તકો બોધના વિષયમાં એક એકથી ચઢીઆતાં છે અને જો એ ચારે પુસ્તકનો અભ્યાસ થયા પછી કોઇ પણ માણસ ખરેખરો માણસ થાય નહીં તો પછી એમ સમજવું કે મનુષ્યોને સુધારવાનો કોઇ પણ બીજા પ્રકારનો મનુષ્ય પ્રયત્ન જરા પણ વધારે સફળ થવાનો નથી. મતલબ કે વિવેક બુદ્ધિવાળું મનુષ્ય પ્રાણી આ ચુંદા પુસ્તકોથી ભાગ્યેજ સુધર્યા વગર રહે. ડા૦ સ્માઇલ્સનાં પુસ્તકો આખા યૂરોપ અને અમેરિકામાં લાખોની સંખ્યામાં વંચાયછે. જો કોઇપણ પ્રકારનાં ભાષાંતરો વાંચવા વંચાવવાની ગુજરાતી પ્રજાને ભલામણ કરવાનું વાસ્તવિકજ હોય તો અમે ખાતરીથી કહીએ છીએ કે આ પુસ્તકોનાં ભાષાંતર કરતાં બીજા કોઈ પણ પુસ્તકોનાં ભાષાંતરો માટે વધારે વાસ્તવિક રીતે ભલામણ થઇ શકશે નહીં. ડા૦ સ્માઇલ્સ એક ખરેખરા નીતિબોધક ફિલસુફ છે. સંસારિક નીતિની ફિલસુફી તેના પુસ્તકોના શબ્દે શબ્દોમાં છે. તે સઘળાની સાથે આ ઉત્તમ બોધ કરવાની પ્રવીણતા સહિત સ્માઇલ્સમાં એવી તો ખૂબીદાર હથોટી આવી ગઇછે કે ગમે એવી મનરંજક અને અદ્દભૂત નવલ વાંચતાં જેટલી મજા ને રસ પડે તેના કરતાં ઘણે દરજ્જે અપૂર્વ સુખદ અને લાભકારક મજે સ્માઇલ્સનાં પુસ્તક વાંચવેથી પડેછે. તમે એક વાર પુસ્તક હાથમાં લીધું કે પૂરૂં કર્યા વિના તમને તે મૂકી દેવાને તો મનજ થવાનું નહીં. ડા૦ સ્માઇલ્સ તેનો નીરાળો બોધ દાખલા અને દૃષ્ટાંતોથી વધારે રસિક કરેછે. કોઈ પણ બોધ ઉપરનું ગમે તેવું દૃષ્ટાંત વાંચતાં આપણને અપૂર્વ આનંદ થાયછે, એટલુંજ નહીં પણ તેજ ક્ષણે તે દૃષ્ટાંતના સઘળા ઉમદા આચરણની આપણા ઉપર છાપ પડી રહેછે ને તરત તો આપણે સદાચાર–સદ્વર્તન–રહેણીના ખુશનુમા ઝરામાં જાણે નાહી ધોઈ ઉઠયા હોઇએની એમજ લાગેછે. આ લહેજત ભરી લાગણી જો વાંચનારમાં કાયમ રહી તો એમજ જાણવું કે તે વાંચનાર મોડો વહેલો પણ દુનિયામાં સારી નામના મેળવ્યા વગર રહેનાર નથી. આવી આવી અસરો કરવે ડા૦ સ્માઇલ્સનાં પુસ્તકો અલૌકિક બળ ધરાવેછે.

* * * *

આવાં તેર પ્રકરણો સમાવવામાં આવ્યાં છે. એકેએક પ્રકરણ અમૂલ્ય છે. દરેક પ્રકરણના વિષયને અનુસરતાં આબેહુબ ઉમદા દૃષ્ટાંતો છે. તે દૃષ્ટાંતો ગપાં કે નકામાં ટાહેલાં નહીં પણ હયાત કે સ્વર્ગવાસી વિરલ મહાનુભાવોનાં ચરિત્રોનાં દોહન માત્ર છે.

આ ટુંક વિચાર તો મૂળ પુસ્તક માટે થયો. પણ આપણે મૂળ પુસ્તક કરતાં ભાષાંતર તપાસી જોવાનું છે. ભાષાંતરનું કામ મૂળ પુસ્તકો લખવા કરતાં વધારે કઠણ અને જંજાળ ભરેલું છે, અને ભાષાંતર કર્તાની ઘડી ઘડીની વીટંબણા—તેના મનની મુંઝવણ, ગુંચવણ, અને સ્વભાષાની ઓછી સમૃદ્ધિને લીધે બીજી સમૃદ્ધિવાન ભાષામાંથી ભાષાંતર કરતાં આબેહુબતા નથી લેવાતી, તે વખતનો કલેશ—એ સઘળાનું ભાન ભાષાંતર કરવા આદર્યું નહીં હોય તેને કોઈ કાળે પણ થવાનું નથી. ભાષાંતર કરનારની પરીક્ષા તેની ભાષામાં તેમજ જેનું ભાષાંતર થયું હોય તેમાં પણ—એમ બંને ભાષામાં થાયછે. મૂળ ગ્રંથકાર કરતાં ભાષાંતર કર્તાને શિર આટલી કસોટી વધારે છે. એક ભાષામાં પ્રગટ થયેલા વિચારો અન્ય ભાષામાં દર્શાવવા મુકાબલે સહેલું કામ છે; પણ તેજ મૂળ વિચારનો જુસ્સો અને રહસ્ય અન્યભાષામાં જાળવી રાખવાનું કામ ઘણું વિકટ અને ઘણું દુર્લભ છે. તેમજ શબ્દ પસંદગી કરવામાં અને ભાષા શૈલી ઉત્તમ કરવામાં પણ ભાષાંતર કર્તાની ખરેખરી પરીક્ષા થાયછે. ભાષાંતરની આટલી કસોટી છે.

અમને લખતાં બહુ આનંદ થાયછે કે ઉપલી સઘળી કસોટીમાંથી આ ભાષાંતર ફતેહમંદ રીતે પસાર થાયછે. રા૦ સા૦ ગણપતરામ આવું સરસ ભાષાંતર કરી શક્યા છે, તેમને, ગુજરાતી પ્રજા એવું ઉત્તમ ભાષાંતર મેળવવાને નસીબવાન થઈ છે તેને, તેમજ મિ૰ સ્માઈલ્સને ગૂજરાતી જેવી હજુ પણ ખૂણે પડેલી ભાષામાં પોતાના એક સૌથી શ્રેષ્ઠ પુસ્તક "જાતમહેનત" નું એક બેનમુન ભાષાંતર કરવાને રા૦ સા૦ ગણપતરામ જેવા મળી આવ્યા તેથી તેમને પણ અમે મુબારકબાદી આપીએ છીએ. ભાષાંતરની ભાષા સંસ્કારી, રૂઢ અને શાસ્ત્રીય ગૂજરાતી છે, સરલતા આણવાનો પ્રયત્ન મજેથી જળવાયો છે, શબ્દપસંદગીમાં રસ અને સમજ છે, શૈલી છટાભરેલી રીતે સરળ, અસરકારક પણ સાદાઈની સુંદરતાથી ભરપૂર છે. આવાં ઉપયોગી પુસ્તકને એથી પણ વધારે ઉપયોગી કરવાને રા૦ સા૦ ગણપતરામે જરા પણ ક્યાશ રાખી નથી. પાને પાને પુષ્કળ પાદ વિવેચન આપવામાં આવ્યાં છે, તે ખરેખર ઉપયોગી થઇ પડશે.

જ્યારે ઑનરેબલ સર જે. બી૰ પીલ કેળવણી ખાતાના ડિરેક્ટર હતા, ત્યારથી આ ભાષાંતરની થયેલી શરૂઆત આજે પાર પડી છે. રા૦ સા૦ ગણપતરામને આટલી મુદ્દત આ ભાષાંતર પાછળ થઇ તે આજે અમે સાર્થક થયેલી જોઇએ છીએ.

ગૂજરાતી પ્રજાના હમણા ખીલી નીકળતા પ્રાતઃકાળમાં અમે આ ભાષાંતરને વધાવી લઈએ છીએ. અમે ખાતરીથી માનીએછીએ કે જો વાંચન કોઇપણ પ્રજાને ફાયદાકારક હોય તો આવું વાંચન અપૂર્વ લાભકારક અને ખસુસ કરી ગૂજરાતી પ્રજાને તો તેમજ થઇ પડવું જોઇએ. દરેક ગૂજરાતી પુસ્તકશાળામાં, દરેક નિશાળ અને દરેક લાયબ્રરીમાં આ ગૂજરાતી પુસ્તક અવશ્ય કરીને હોવું જોઇએ. આ ભાષાંતરથી ગૂજરાતી પ્રજાએ રા૦ સા૦ ગણપતરામનો આભાર માનવો જોઇએ.

જાણીને બહુ ખૂશી થાયછે કે આ લખાણના આગલા ભાગમાં જણાવેલા ડા૦ સ્માઇલ્સના ચાર સમર્થ પુસ્તકોમાંથી "**જાતમહેનત**" નું ભાષાંતર રા૦ સા૦ ગણપતરામે કર્યુંછે જ, "સદ્વર્તનનું" ભાષાંતર ગૂજરાત વર્નાકયુલર સોસાઇટી તરફથી તૈયાર કરવામાં આવેછે, "કરકસર" નું ભાષાંતર થોડા વખતમાં આ પ્રેસમાંથી બહાર પડશે અને "કર્તવ્ય" નું ભાષાંતર થવા માંડયું છે. રા૦ સા૦ ગણપતરામને ઉપલા ભાષાંતર પાછળ કેટલો શ્રમ થયો હશે તે અમે સમજીએ છીએ, કોઇપણ સમજી શકશે અને અમને ખાતરી છે કે આ અમૂલ્ય ભાષાંતરની બુઝ ગૂજરાતી પ્રજા કરશેજ કરશે.

---

## તા૦ ૭ આગસ્ટ સને ૧૮૮૭ ના ગુજરાત મિત્રમાંથી. (સુરત.)

### મી૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી.

જેઓ હાલમાં સોરઠ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેકટરના ઓદ્ધાપર છે અને જેવણ સુરતના રહીશ છે, તેઓએ "સેલ્ફ હેલ્પ" નામના એક મ્હોટા ઇંગ્રેજી પુસ્તકનું ગૂજરાતીમાં ભાષાન્તર કીધું છે, અને તે ટુંક સમયમાં પ્રગટ થનાર છે. એ મહાન પુસ્તક મૂળ તો "સામ્યુઅલ સ્માઇલ્સ" નામના એક છટાદાર લખનાર તરીકે પ્રસિદ્ધ થયલા પુરૂષની પ્રિયકર કલમથી ઇંગ્રેજીમાં લખાયલું છે. પરંતુ તે ગ્રંથ ગૂજરાતી ભાષા જાણનારાઓના વાંચ્યામાં આવે નહિ તેટલા માટે એ શૈલિક પુસ્તકનું જે કોઈ ભાષાન્તર કરી આપે તેને સુરતની ફાર્બ્સ કમિટીએ રૂ. ૨૦૦ નું અને અમદાવાદની ગૂજરાત વર્નાકયુલર

સોસાઇટીએ રૂ. ૫૦૦ નું ઇનામ છપાવ્યું હતું. જે લેવાને મી૦ ગણુપતરામ ફતેહ પામ્યા છે, તે જોઇ તેમને માટે હમને ગુમાન આવેછે. એ પુસ્તકને નવાનગરવાળાં મિસિસ માકલેલાંડે, કચ્છાધિપતિએ, જુનાગઢ, ભાવનગર, અને નવાનગરના રાજા સાહેબોએ તથા પોરબંદરના એડમિનિસ્ટ્રેટર મી૦ લીલી સાહેબ તેમજ દિવાન બહાદુર મણીભાઇ જશભાઈ વિગેરેએ સંખ્યા બંધ નકલો ભરી એ પુસ્તકને અગ્રિમ આશ્રય આપ્યો છે અને તેજ પ્રમાણે બીજા રાજાઓએ તેમજ પ્રતિષ્ઠિત અને ઉત્તેજીક ગૃહસ્થોએ એ ઉપયોગી પુસ્તકને બનતો આશ્રય આપવાને ચુકવું નહિ જોઇએ. કિમ્મત રૂ. ૩ લેવા ઠરાવ્યું છે. આવા એક ઉપયોગી પુસ્તકની આટલી કિમ્મત કાંઇ ઘણી નથી, અને અમને આશા છે કે સર્વ ઉત્તેજીક ભાઇઓ એ પુસ્તકનો લાભ લીધા વિના રહેશે નહીં. મી૦ ગણુપતરામ વિદ્વાન અને એજ્યુકેશનલ ડિપાર્ટમેન્ટના એક કાબેલ ગૃહસ્થ છે, અને તેમની કલમ પણ તેવીજ છે, જેથી અમે ધારીએછીએ કે એ પુસ્તકનું ભાષાંતર પ્રશંસા પાત્ર થઇ પડશે.

---

## તા૦ ૨૦-૧-૮૯. ગુજરાત મિત્ર પુ૦ ૨૭ અં૦ ૩. [સુરત.]

"જાતમહેનત" નામનું પુસ્તક સોરઠ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેકટર રા૦ સા૦ ગણુપતરામ અનુપરામ ત્રવાડી, તે સુરતના વતનીએ અંગ્રેજીપરથી ગૂજરાતીમાં ભાષાંતર કરેલું જે આઠપેજી સાડી છસો કરતાં વધારે પૃષ્ઠનું રૂ. ૩)ની કીમતનું અમને ભેટ દાખલ મળ્યુ છે. એ પુસ્તક બહુ સરસ અને સરળ ભાષાથી લખાયું છે, અને તેમાં નીચેની બાબતો ૧૩ પ્રકરણોમાં સમાવેલી છે. પ્રત્યેક બાબતનું એકેકું પ્રકરણ જુદું પાડયું છે.

*  *  *  *  *

ઉપલી તેર બાબતોમાં ઘણાક મહાન પુરૂષોનાં દૃષ્ટાંતો આપી એ વિષયોને સબળ કીધા છે. ગ્રંથની સમાપ્તિએ એ ગ્રંથમાં આવેલા વિશેષ નામોની ટીપ આપી છે, અને છેવટે એક હજાર ઉપરાંતના એ ગ્રંથના આગમજથી થયેલા સદ્‌ગૃહસ્થોનાં નામની ટીપ પણ આપીછે. આ ગ્રંથને માટે એટલુંજ કહેવું બસ થશે કે પ્રજા માંહેલા કોઇપણ વર્ગને અતિ ઉપયોગી એ ગ્રંથ છે. ખુશીની વાત છે કે એ ગ્રંથને પ્રારંભેજ મનમાનતા ગ્રાહકો એને મળ્યાં છે. આવા ગ્રંથો ગુજરાતીમાં જૂજ છે, પણ તે સર્વ-

માં આ ગ્રંથ સંપૂર્ણતાને પામ્યોછે. કર્તાની મહેનત અને ઉમંગનું એ પરિણામ છે. એને જોઇતો આશરો મળવા માટે અમે રા૦ સા૦ ગણુપતરામને મુબારકબાદી આપીએછીએ.

---

*Kathiawar Times,* [*Rajkot.*]

## *REVIEW.*

The translation of Smiles's Self-Help into Gujarati by Rao Saheb Gunpatram Anupram Trawadi, Deputy Educational Inspector, Sorath Prant, will prove of immense utility to Gujarati readers. The language is simple, elegant and free from bombast. In translating a work of such national importance Mr. Gunpatram has rendered a great service to the Gujarati reading public. Indeed no Parsi and Hindu family should be without this Book. Very few works deserve to be so universally read as Mr. Smiles's works. They are an enduring monument to his genius. Modern history owes him much more than is generally supposed. His works are always interesting, instructive and eminently deserving of being enforced upon all classes. They are translated in various European dialects, and have gone through several editions. " If I had read this book when I was a young man, my life would have been very different ". —Such was the remark made by a gentleman who for the first time read Smiles's Self-Help. Versions of other works of the author, chiefly, Character, Thrift, Duty &c., will undoubtedly meet with warm reception. We trust the version under review will have an enormous circulation. We are glad to see that the Chiefs of Kathiawar have given much support to this undertaking. The price of the Book is Rs. 3 only.

---

## કાઠીઆવાડ ટાઇમ્સ તા૦ ૨૩–૧–૮૯, [રાજકોટ.]

સોરઠ પ્રાંતના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રાવસાહેબ ગણુપતરામ અનુપરામ ત્રવાડી તરફથી સ્માઇલ્સની ' સેલ્ફ હેલ્પ'નું ગુજરાતી ભાષાંતર બહાર પડ્યું છે. તે પુસ્તકનું નામ જાત–મહેનત રાખવામાં

આવ્યું છે. તેની એક પ્રત અમને ભેટ મળી છે તે માન પુર્વક સ્વીકારીએ છીએ. તે પુસ્તક ગુજરાતી વાંચનારાઓ માટે ઘણું અગત્યનુ છે. તેની ભાષા સરલ, સુશોભિત અને સાદી છે. આવા પ્રજાપ્રિય પુસ્તકનું ભાષાંતર કરવામાં રાવસાહેબ ગણપતરામે ગુજરાતી વાંચક વર્ગની મોટી સેવા બજાવી છે. દરેક પારસી અને હીંદુ કુટુંબે આ પુસ્તક ખરીદવા લાયક છે. મી. સ્માઈલ્સનાં પુસ્તકો જેવાં વાંચવા લાયક બીજાં થોડાંજ પુસ્તકો હશે. તેનાં પુસ્તકોથી તેની બુદ્ધિનું સ્મરણ થાય છે. અર્વાચીન ઇતિહાસને તેના ગ્રંથોથી ઘણો લાભ થયો છે. તેના ગ્રંથો હમેશાં ફાયદાકારક, બોધક, અને સઘળા વર્ગોને ઉપયોગી થઇ પડે એવા છે. તેઓનું ભાષાંતર યુરોપની ઘણી ભાષાઓમાં થએલું છે અને ઘણી આવૃત્તિઓ બહાર પડી છે. એક ગૃહસ્થ કે જેણે સ્માઈલ્સની "સેલ્ફ હેલ્પ"ની ચોપડી પ્રથમ વખત વાંચી હતી, તે ગૃહસ્થ એવી ટીકા કરેછેઃ—"જ્યારે હું યુવાવસ્થામાં હતો ત્યારે જો મેં આ પુસ્તક વાંચ્યું હત તો હું તદન જુદીજ તરેહની જીંદગી ભોગવત". ગ્રંથ કર્ત્તાનાં બીજાં પુસ્તકો ચાલ ચલણ, પૈસો વાપરવાની આવડત, ફરજ વગેરે વિષયો ઉપર લખાયાં છે અને તેનું જો ભાષાંતર કરવામાં આવશે, તો ઘણી ખુશીની સાથે સ્વીકારવામાં આવશે. અમને ભરોસો છે કે આ પુસ્તકનો ઘણો ઉઠાવ થશે. અમે જોઈને ઘણા ખુશી થયા છઇએ કે કાઠીઆવાડના રાજ્ય કર્ત્તાઓએ આ ગ્રંથને ઘણો આશ્રય આપ્યો છે. આ પુસ્તની કીંમત ફક્ત ૩ રૂપીયા છે.

---

## વિજ્ઞાન વિલાસ. માહે મે સને ૧૮૮૯. [રાજકોટ.]

જાતમહેનત—અંગ્રેજીમાં સ્માઇલ્સ નામના પ્રખ્યાત ગ્રંથકર્ત્તાએ સેલ્પ હેલ્પ નામનું પુસ્તક છપાવ્યું છે. તેનું ભાષાંતર સોરઠ પ્રાંતના ડી. એ. ઇન્સપેકટર ગણપતરામ અનુપરામે કરીને છપાવ્યું છે. એની કીંમત ત્રણ રૂપિયા છે. એ આઠ પેજી એંસી ફારમનું પુસ્તક પાકા પુંઠાથી બાંધેલું છે. તે તરફ તથા તેના ઉપયોગ તરફ જોતાં એની કીંમત વધારે નથી.

આ પુસ્તક સંબંધી કાંઇ પણ મત આપતાં પહેલાં આ પુસ્તક કેવા પુસ્તકનું ભાષાંતર છે, તે સંબંધી બે બોલ કહેવા જરૂરના છે. ડા૦ સ્માઇલ્સ એક અપૂર્વ નીતિબોધક છે, અને તેનાં મુખ્ય પુસ્તકો જાત મહેનત, સદ્વર્તન, કરકસર, અને કર્તવ્ય છે. આ ચારે પુસ્તકો એક એકથી ચઢીઆતાં બોધદાયક છે. આ ચારે પુસ્તકનો અભ્યાસ કર્યા પછી ગમે તેવો માણસ હોય તોપણ સુધર્યા વગર રહેજ નહીં. આવા અતિ ઉપયોગી અને કીમતી પુસ્તકોમાં એ જાતમહેનતનું પુસ્તક સર્વોત્તમ છે.

એક ગૃહસ્થ કે જેણે જાતમહેનતનું પુસ્તક પ્રથમ વાંચ્યું હતું, તે ગૃહસ્થ એવી ટીકા કરેછે, કે "જ્યારે હું યુવાવસ્થામાં હતો ત્યારે મેં આ પુસ્તક વાંચ્યું હોત, તો હું કેવળ જુદીજ તરેહની જીંદગી ભોગવત." આવા ઉત્તમ ગ્રંથનું ભાષાંતર કરી રાવ સાહેબ ગણપતરામે ગુજરાતી જેવી કંગાળ ભાષામાં એક ઉમદા ગ્રંથનો ઉમેરો કર્યો છે.

હાલના સમયમાં આવાં પુસ્તકોની ગુજરાતી ભાષામાં ઘણીજ ખોટ છે, કેમકે હાલમાં આપણો દેશ નિર્ધન, કળાકૌશલ્યમાં ઘણોજ પાછળ ને તે બાબતમાં પારકાપર આધાર રાખવાવાળો છે. હિંદુસ્તાનનો મુખ્ય આધાર ખેતીપર છે. ખેતી બાબતની અસલની ચાલતી આવેલી રીતમાં કાંઇ પણ સુધારો થયો નથી કેમકે હિંદુ લોક ચીનાલોકની માફક જૂની રશમનેજ વળગી રહેવાવાળા છે. વેપાર સંબંધી બાબતમાં તપાસીશું તો માલમ પડશે કે હિંદુ લોકો મોટા વેપારી નથી. મોટો વેપાર પરદેશીઓના હાથમાં છે, અને આ દેશના લોકો બિચારા હિંદુસ્તાનમાં થતા કાચા માલની માંહોમાંહે આપલે કરી તે વડે પોતાનું ગુજરાન ચલાવવાવાળા છે. કેળવણી સંબંધી તપાસ કરીશું તો જણાશે કે દયાળુ ઇંગ્રેજ સરકારનું રાજ થવાથી તે બાબતમાં દિન પ્રતિદિન સુધારો થવા લાગ્યો છે, એ દેશનું એક સુભાગ્યનું ચિન્હ છે. પણ પશ્ચિમના હુનર આગળ આ દેશ ટકી ન શકવાથી હવે સૌ લોકો નોકરીની આશા રાખેછે. પણ વિચારો કે સૌ લોક "પાલખીએ બેસે તો તેને ઉપાડે કોણ?" તેમ સૌ લોકને તો નોકરી કયાંથી મળે? જે હિંદુસ્તાન અસલ દેશ પરદેશમાં મશહુર હતું, જેની કારીગરી આખી દુનિયામાં વખણાતી, તેની આવી દુખદ અવસ્થામાં— અને જે દેશો પ્રથમ કંઇપણ ગણત્રીમાં નહોતા, તે આજે દુનિયામાં અનુપમ સુખ ભોગવેછે. તેનું કારણ શું? આનો ટુંકામાં જવાબ એટલોજ છે કે તે લોકો સ્વાશ્રયી થયા, ને આપણે પરાશ્રયીજ રહ્યા; માટે હવે ઝાઝો વખત ઉંઘવાનો નથી. ઈશ્વર આળસુને સહાય થતો નથી. ઉદ્યોગીને સહાય થાયછે. જુઓ તમારા પાડોશી જપાનના લોકો.— પાસૈકામાં તેમણે કેટલી સ્થિતિ સુધારી નાંખી. જુઓ અમેરિકાની નવી ભૂમિ. યુરોપમાંથી લોકો ધંધો રોજગાર ન મળવાથી અમેરિકામાં જાયછે. પણ તેમના સ્વાશ્રયીપણાથી આજે નવા શોધોની બાબતમાં અમેરિકા પહેલો નંબર ધરાવેછે; તેમ આપણે પણ હવે સ્વાશ્રયી થવું જોઇએ, તો ઈશ્વર સહાય થશેજ. કોઈ પણ વાત મોંએ કહ્યા કરતાં તે વાતનાં દૃષ્ટાંત આપીએ તો તે વધારે અસર કરેછે. તેજ કારણે રાવસાહેબ ગણપતરામે સ્વાશ્રયથીજ ચઢેલા સેંકડો માણસોનાં ચરિત્રોથી ભરપૂર ગ્રંથ બહાર પાડી દુઃખમાં રીબાતા હિંદુ લોકોપર મોટો ઉપકાર કર્યો છે, માટે દરેક

માણસને તે ગ્રંથ વાંચી મનન કરવાની અમે ભલામણ કરીએછીએ. આટલું બધું લંબાણથી કહેવાની અમારી મતલબ એવી નથી કે તેથી કર્ત્તાને તેમાં લાભ થાય પણ તેમાં વાંચનારનેજ લાભ છે. ગ્રંથકર્ત્તા તો તે પુસ્તકની અસર લોકો સ્વાશ્રયી થાય તો પોતાની મહેનત સાફલ્ય થઇ સમજશે. આજ હેતુથી કર્ત્તાએ પોતે કરેલી મહેનત ને તેનો થયેલો ખર્ચ તેના પ્રમાણમાં તેની કીંમત નહિ જેવી રાખી છે તેજ કહી આપેછે.

ભાષાંતર કરનારને પોતાની ભાષામાં નવો ગ્રંથ લખવો તે કરતાં આ કામ કઠિણ છે. છતાં આ પુસ્તકની ભાષા શુદ્ધ ને સરળ ગુજરાતી છે. એમાં આપેલી બીના એટલી ઉપયોગી છે કે તેનો ઉતારો કરતાં આખા પુસ્તકનો ઉતારો કરવા જેવું થાય, અને તેમ કરવું અમે જગાની સંકોચને લીધે કરી શક્તા નથી, તેથી દીલગીર છીએ. એમાં તેર પ્રકરણમાં તેર જૂદી જૂદી બાબતો ઉપર પુષ્કળ દાખલા દલીલ આપી વિવેચન કર્યું છે અને વાંચનારને ખાત્રી લાયક સિદ્ધ કરી આપ્યું છે. એ તેરે પ્રકરણમાં શું શું છે, એટલું તો બતાવ્યા વિના રહેવાતું નથી.

૧લા પ્રકરણમાં આખા દેશની મહેનત અને તેમાંના દરેક જણની મહેનત વિષે વિચાર બતાવેલા છે. આગ્રહ ને સતત્ ઉદ્યોગવડે નીચ કુટુંબના માણસો કેવા દીપી નીકળેછે, તેના દાખલા આપ્યા છે. વળી ઇંગ્લાંડના ધનવાન પણ આળસુ લોક નથી. ઉદ્યોગવડે એ વર્ગમાંથી પ્રકાશી નીકળેલા પ્રખ્યાત પુરૂષોનાં દૃષ્ટાંત પણ એમાં આપેલાં છે. બીજા પ્રકરણમાં ઉદ્યોગની રણ ભૂમિના નાયકો આપ્યા છે. તેમાં વાટ, આર્કરાઇટ, પીલ, લી, હીથકોટ, ઝાકર્ડ વગેરેનાં દૃષ્ટાંત વાંચવા યોગ્ય છે. ત્રીજા પ્રકરણમાં કુંભાર જાતીના કુળદીપક પાલીસી, બટજર અને વેજવુડના સતત્ ઉદ્યોગ અને આગ્રહનાં દૃષ્ટાંત છે. તેમાં પાલીસીનો દાખલો તો એવા આગ્રહનો નમુનો છે કે એ વાત અમે સદાવરી આ ચોપાનીઆમાં આપીશું, કેમકે આ દેશમાં ઘણા ઘણા પાલીસીઓ થયા વગર આ દેશનો દીવસ વળવાનો નથી. ૪ થા પ્રકરણમાં અખંડ ઉદ્યોગ અને આગ્રહવાળા સ્કૉટ, બીડન, લૌડન, ડ્રુ ને હ્યુમના દાખલા આપ્યા છે. પાંચમા પ્રકરણમાં સૃષ્ટિજન્ય પદાર્થોનાં શાસ્ત્રો પાછળ સતત્ ઉદ્યોગ ને તીક્ષ્ણ નજરથી નિરીક્ષા કરવાની ટેવના ઉત્તમ દાખલા છે. ૬ઠા પ્રકરણમાં કળા કૌશલ્યના કારીગરોની હકીકત છે. તેમાં શિલ્પ, ચિત્ર, ને સંગીત શાસ્ત્રમાં પ્રવીણ માણસોનાં ચરિત્રો આપી સિદ્ધ કર્યું છે કે જેઓ ગરીબ કે નીચ કુળમાં માણસ જન્મ્યાં છે, તેઓ પણ કોઇની સાહ્યતા વગર આપબળથી ધીરજ, આગ્રહ ને હિંમતથી સારા હુનરથી પ્રખ્યાતી મેળવેછે. તે પોતાના રસ્તામાં નડતી ગમે તેવી અડચણો ખસેડી શકેછે. ૭મા પ્રકરણમાં ઉદ્યોગ અને

અમીરાત વિષે છે. તેમાં જે અમીરો હતા તે કાળ ગતિથી હાલ કંગાલ હાલતમાં આવેલાનાં અને સ્વાશ્રયથી નીચમાંથી અમીર બનેલાના દાખલા આપ્યા છે. એમાં રીચર્ડ ફૉલી નામના લુહારની વાત પણ તેના જેવા આગ્રહી અને ઉદ્યોગી થવાની પ્રેરણા વાંચકવર્ગને થવાને અમે ઉતારી લેઇશું. આઠમા પ્રકરણમાં હીંમત અને હોંશ વિષે છે. એકલા છતાં હીંમત અને હોંસથી માણસ કેવું પણ મહાભારત કામ, કેવી પણ અડચણો વચ્ચે કેવી ફતેહમંદીથી કરે છે, તેનાં દૃષ્ટાંત આ પ્રકરણમાં છે. તેમાં ગુલામોની બેડી તોડનાર ગ્રાન્વિલ શાર્પનું દૃષ્ટાંત અમે ઉતારી લેઇશું. નવમા પ્રકરણમાં સંસાર વ્યવહારનાં વીર પુરૂષોનાં વૃત્તાંત છે. તેમાં નેપોલિયન ને વેલીંગ્ટનનાં દૃષ્ટાંત જાણવા જોગ છે. ૧૦મા પ્રકરણમાં નાણું સુમાર્ગે ને કુમાર્ગે વાપર્યું ક્યારે કહેવાય, એ બાબત છે. નાણું કરકસરથી મેળવવું પણ કૃપણતાથી નહિ, અને તેનો સદ્ ઉપયોગ કરવો એ વાત દૃષ્ટાંત સાથે આ ભાગમાં સમજાવી છે. ૧૧મા પ્રકરણમાં જાત કેળવણી અથવા પોતે પોતાના પંડને સુધારવા વિષે છે. જાતી સુધારો કરવામાં કાંઇ ઉમરનો બાધ નથી. નાનપણમાં ઠોઠ અને મોટપણમાં ભણીને પ્રખ્યાત થએલા એના દાખલા આ પ્રકરણમાં છે. બારમા પ્રકરણમાં દાખલા દૃષ્ટાંતથી કેવી અસર થાયછે, એ બાબત છે. છોકરાં ઉપર માબાપની પ્રથમ અને પછી મિત્રોની અસર થાય છે. તેનાં દૃષ્ટાંત આમાં છે. એમાં સર જાન સિંકલેરનું ચરિત્ર વાંચવા યોગ્ય છે. દેખ દેખે ને શીખ શીખે, સોબતે અસર અને તુખમે તાસીર, બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા, એ કહેવતો દાખલા આપી સાબીત કરી છે. ૧૩મા અથવા છેલ્લા પ્રકરણમાં ખરો સજ્જન કોને કહેવો, તેનાં લક્ષણો અને દાખલા આપ્યા છે.

એ પ્રમાણે એ પુસ્તકમાં સમાવેલી બાબતો તરફ જોતાં વાંચનારને એ પુસ્તકની અગત્યતા સમજાઇ જશે. ગુજરાતીમાં આવાં આવાં ઘણાં પુસ્તકો પ્રગટ થવાની જરૂર છે. એ પુસ્તકમાંથી જે ત્રણ પુરૂષોનાં ચરિત્રો વાંચવા યોગ્ય ઉતારી લેવાનું અમે કબુલ કર્યું છે, તે બાદ કરતાં બાકીનાં પણ એવાં એટલાં બધાં દૃષ્ટાંતો છે કે, તે વાંચ્યા વગર વાંચનારે રેહેવુંજ ન જોઇએ. વળી એમાં ઠામ ઠામ મહા પુરૂષોએ આપેલી શીખામણ પણ ઘણી છે, તેમાંની થોડીક આ નીચે ઉતારી લઇએછીએ.

'સ્વતંત્રતાનો સંગીન પાયો પ્રત્યેક મનુષ્યની વર્તણુક ઉપર ચણાવો જોઇએ. તે વિષે જૉન સ્ટુઅર્ટ મિલ કહેછે કે, જ્યાં લગી દરેક પુરૂષમાં ખરૂં પુરૂષત્વ રહેલું છે, પોતે પોતાની ખાસ રહેણી અને રીતભાત યથાસ્થિત જાળવેછે અને પાળેછે, ત્યાં સુધી જુલમગાર રાજાના જુલમી દોરમાં તે કદી પૂરેપૂરો દબાઇ મરવાનો નથી. પણ જે કારણથી તેનું પુરૂષત્વ

લય પામે, જે સબબથી તેની ખાસીઅત નાબૂદ થઇ જાય, તેજ જુલમી રાજા જાણવો, તેજ તેની માણસાઈનો, તેની મર્દાઈનો અને તેની સ્વતંત્રતાનો લૂટનાર જાણવો.' દેશની ચઢતીનો આધાર દરેક માણસના પંડ ઉપરજ રહેલો છે. તે વિષે વિલિયમ ડાર્ગન કહેછે કે, 'ખરેખરૂં કહુંછું કે જ્યારે "સ્વતંત્રતા" એ શબ્દ મારે કાને પડયો હશે ત્યારે ત્યારે હરવખતે મારો દેશ, મારૂં વતન, અને મારા વતની ભાઈઓ મને સાંભર્યા વગર રહ્યા નહિ હોય. આમ કરવાથી અને તેમ કરવાથી આપણને સ્વતંત્રતા મળશે, ફલાણે ઠેકાણેથી અને ઢીંકણે ઠેકાણેથી આપણને સ્વતંત્રતા મળશે, ફલાણા પરદેશીઓ આપણા દેશમાં આવવાના છે, તેમનાથી આપણને સ્વતંત્રતા મળવાની ઉમેદ રહેછે, એવી એવી મેં ઘણી વાતો સાંભળી છે. પરદેશમાં જવા આવવાથી અને પરદેશી માણસોના સમાગમથી ઘણા લાભ થાયછે, તે હું મારા મનમાં સારી પેઠે સમજુંછું. પણ આપણા દેશનાં કળાકૌશલ્ય, કારીગરી અને હુનરનું સ્વાતંત્ર્ય તો આપણા પંડનાજ ઉપર રહેલું છે, એ વાત તમે સંપૂર્ણ ખાત્રીથી માનજો. આપણે જો ખરેખરી મહેનત કરીએ, અને પૂરી કાળજી રાખીને આપણી મહેનતને ખરે માર્ગે વાપરીએ તો સુખી થવાનો, આબાદ થવાનો અને પૈસાદાર થવાનો આજના જેવો બીજો વખત નથી, એમ સમજજો. પ્રદર્શન ઉઘાડીને આપણે એક ડગલું આગળ ભરી ચૂકયા, પણ ખંત રાખીને મંડયા રહેશો તોજ ફતેહનો ડંકો વાગશે અને જો તમે અને આપણે સૌ ઉલટભેર આગળને આગળ ઝોકયા રહીશું, તો થોડી મુદ્દતમાં રિદ્ધિ સિદ્ધિમાં, સુખ ચેનમાં અને સ્વતંત્રતામાં આપણે રમતા ફરીશું, આનંદ માણીશું અને બીજો ગમે તેવો સુખી દેશ હશે, તેની હારે ગણાઈશું, એમ હું ખરા દીલથી માનુંછું.' કામ વગરના કે ઉદ્યોગ વગરના માણસની કેવી દુઃખદ સ્થિતિ થાયછે તે વિષે સર હૉરેસ વિયરનો ભાઈ મરી ગયો ત્યારે તેને કોઈએ પુછ્યું કે તમારા ભાઈ શાથી ગુજરી ગયા, તેના જવાબમાં તેણે કહ્યું કે, 'તેને કાંઈ કામ કરવાનું નહોતું તેથી ગુજરી ગયા.' આ બોલ આળસુ માણસને કેટલા બોધક છે? શરમાળ માણસ ઉંઘતા જેવો નકામો છે. એ વિષે એક પ્રસિદ્ધ ગ્રંથકર્ત્તા વૉશિંગ્ટન ઈર્વિંગ કહેછે કે, 'જે માણસો ગુણવાન છતાં શરમાળ છે તેમનો કોઇ ભાવ પૂછતું નથી એવું કેટલાક બોલેછે, તે મિથ્યા લવારો સમજવો. જેઓ સુસ્ત છે અને જેમના મનનું કાંઇ ઠેકાણું નથી, જેઓ કાચા હૈયાના છે, તેવા માણસો જ્યારે છક્કડ ખાયછે, ત્યારે ખાલી દુનિયાનો વાંક કાઢેછે. જેમને તમે ગુણવાન છતાં શરમાળ કહોછો, તેઓ કુરતાઈ ન રાખે અથવા બેકાળજી બતાવે, અથવા સંસારમાં ઉપયોગી થાય, એવી રીતે પોતાના ગુણને કેળવે નહિં ત્યારે તેમાં જગતનો શો વાંક કાઢવો! જેમણે પોતાની બુદ્ધિને પરિપક્વ

કરીને નિયમમાં આણી હોય, તેનું મૂલ આ જગતરૂપી બજારમાં ઊપજ્યા વિના રહેજ નહિ. માત્ર એટલુંજ કે તેણે મહેનત કરીને આપ બળે પોતાનું નૂર બતાવી આપવું જોઇએ. પણ તે પોતાના ઘરની ઘોચલીમાં ભરાઇ રહે, અને મને કોઈ શોધતું આવે એવી આશા રાખવી એ ફોકટ છે. બહાર પડતા અને બકબકારો કરનારા બેશરમ માણસો ફાવ્યા જ જાયછે, અને શરમને માર્યે ખૂણામાં રહેનાર રત્ન જેવા માણસોની સામું કોઈ પણ જોતું નથી, એવી બહુ વાતો ચાલેછે. પણ તપાસ કરવાથી ઘણી વાર એમ જણાશે કે એ બહાર પડતા માણસો ઘણા ચપળ હોયછે, અને જે તે કામમાં તત્પર થઈ જાયછે. ચપળતાના અને તત્પરતાના એવા કીમતી ગુણો જો પેલા શરમાળ ગુણવાનમાં નહિ હોય તો એના બીજા બધા ગુણ નિષ્ક્રિય અને નિષ્ફળ છે. તેનાથી શો ફાયદો! આપણા ઘરની ચોકી પશ્વધિપતિસિંહ કરતો હોય, પણ તે ઉંઘ્યા કરતો હોય તો તે ચોકી-દાર શા કામનો? એના કરતાં તો જાગતો ને ભસતો કૂતરો વધારે કામનો જાણવો.' માણસને સારી સ્થિતિમાં આવવાનો અને તેમાં ટકી રહેવાનો માર્ગ જૉન બ્રાઇટ બતાવેછે કે, 'જો કોઈ માણસની સ્થિતિ સારી હોય તો તેમાં નભી રહેવાનો એકજ રસ્તો છે, તેમજ ગમે તેટલા માણસ હોય તેમને પણ સારી હાલત હોય તો તેમાં ટકી રહેવાનો એકજ ઊપાય છે ; તેની સાથે વળી એક માણસને અથવા સંખ્યાબંધ માણસને ખરાબ હાલતમાંથી નીકળીને ઉંચે ચડવું હોય તો તેમણે પણ ઉપર જણાવ્યા મુજબ એકજ રાહ પકડવો જોઇએ. તે એ કે તેમણે સર્વેએ ઉદ્યોગી થવું જોઇએ. કરકસર કરવી જોઇએ, સઘળી વાતે મિતાહારી રહેવું જોઇએ, અને નેકી-થી ચાલવું જાઇએ.' દારૂ પીવાના નુકસાન વિષેસર વૉલ્ટર સ્કૉટ કહેછે કે, 'સઘળા દુર્ગુણોમાં દારૂ પીવાનો દુર્ગુણ સહન થઈ શકે તેવો નથી. વડાઇને અને એને તો આદિ વેરજ સમજવું. દારૂના અગ્નિરૂપ પ્રવાહમાં મોટાઈનું ગંગાજળ ઉડી જાયછે એટલુંજ નહિ પણ જ્યાં એ દુર્ગુણનો વાસ થાયછે, ત્યાં કરકસર પગ ટકાવીને રહી શકતી નથી, વિવેક અને સભ્યતાને બીજો વાસ શોધવો પડેછે, આરોગ્ય પોતાનું આસન રોગને આપીને હીંડવા માંડેછે અને ગજા સંપત પ્રમાણે રહેવાની નેક રીત રામરામ કરીને પુંઠ ફેરવેછે.'

એ અને એ વગર કરકસર, સુટેવ, આરોગ્ય, વગેરે બાબતોપર શીખવા જોગ ઘણી શીખામણો આપી છે. જે ઉતારી લેતાં ઘણું લંબાણ થઈ જવાની ધાસ્તી લાગેછે.

પ્રૂફશીટ તપાસવામાં ગ્રંથ કર્ત્તાએ સારી કાળજી રાખી છે. છતાં સરત ચૂકથી કોઇ ઠેકાણે ભૂલ રહી ગઇ છે તે નહિ જેવી છે. આને માટે

સારા ગ્રંથકારનો તો ધર્મ જછે કે છેવટે શુદ્ધિપત્ર આપવું જોઇએ. કેટલેક ઠેકાણે કેટલાક શબ્દો એવા વાપર્યા છે કે ત્યાં તેને બદલે બીજા વાપર્યા હોત તો વધારે સારૂં થાત. ૧૫૩ મેં પાને દેવતા રેડાયો એમ લખ્યું છે પણ તેને બદલે તેલ રેડાયું એમ વપરાય છે. ૧૫૭ મેં પાને ગુમાસ્તગીરી વાપર્યું છે પણ ગુમાસ્તાગીરી વપરાયછે. ૧૬૭ મેં પાને ટીકામાં પીરૂ દેશ એણે શોધી કહાડયો છેત્યાં જીતી લીધો હોત તો ઠીક. ૧૭૦ મેં પાને અધસસ્તા છે ત્યાં અધમુવો હોત તો સારૂં. ૨૨૭ મેં પાને હુદહુદ્દમાં છે. તે શબ્દ સમજાય એવો નથી. ૨૨૯ મેં પાને ઘોંડફોડા આવે છે ત્યાં પથ્થર ફોડીઆ હોત તો સારૂં. ૨૪૯ મેં પાને કણમણતી છે, ત્યાં અણગમતી જોઈએ. ૩૨૬ મેં પાને માઠી અવદશા છે, તેમાં અને ૩૬૭ મેં પાને સંકટ કષ્ટ છે ત્યાં પુનરૂક્તિ થઈ છે. ૨૩૧ મેં પાને શરૂઆતના વાકયમાં ‘નીવડશે’ છે, ત્યાં કાળ દોષ થાયછે માટે ત્યાં નીવડે હોત તો સારૂં.

છેવટે અમે જણાવીએ છીએ કે આ પુસ્તક બહુ ઉપયોગી અને અંગ્રેજીથી અજ્ઞાન દેશીઓને વાંચી શીખામણ લેવા જોગ છે અને તેથી તે આશ્રય પાત્ર છે. સર્વ સજ્જનોની લાઇબ્રેરીઓને આ પુસ્તક શોભા આપશે. એમાં લગારે શક નથી. જે ત્રણ વાતો પાલીસી, ફોલી, અને ગ્રાન્વિલ શાર્પની ઉતારી લેવાનું અમારા વાંચનાર માટે અને આ પુસ્તકની અગત્યતા દર્શાવવાને અમે કબુલ કર્યું છે, તે આવતા અંકોમાં આપી આ ઉપયોગી પુસ્તકની ટીકા અમે બંધ કરીશું.

---

બાપની ચોકસ વખતે મનની ખરાબ સ્થિતિથી બચ્ચાં-ની ઉત્પત્તિપર કેવી ખરાબ અસર કરેછે?—બાપની જુદી જુદી મનશક્તિ ઉશ્કેરાયલી હોય તો તે બચ્ચાંમાં પણ માલમ પડે છે તેના દાખલાઓ:—સુતાર લુહારને ત્યાં વિદ્વાન બાળકો કેમ પેદા થાય છે તેની સમજણ—**પ્રકરણ ૮ મું. હમેલવાળી સ્ત્રીના શરીર અને મનની બચ્ચાંપર અસરો:**—હમેલવાળી સ્ત્રી મરજી પ્રમાણેનું બુધ્ધિમાન બાળક પેદા કરી શકે છે. (દાખલા સાથે):—આપણા મહાન નરો માતાની હમેલની વખતની ઉંચ મનની સ્થિતિથી પેદા થયા હતા:—(દાખલા સાથે):—ગર્ભવાળી સ્ત્રીની મનની અસર બચ્ચાંપર કેમ થાય તેની સમજણ—મનની જ્ઞાનતંતુ વડે કેમ અસર થાય છે? હમેલવાળી સ્ત્રીએ પેટમાંના બચ્ચાંને મરજી પ્રમાણેનું ખુબસુરત, તંદોરસ્ત અને બુદ્ધિમાન બનાવવાની થોડીક અસરકારક રીતો—બચ્ચાંની તંદોરસ્તીને માટે હમેલવાળી સ્ત્રીએ શું કરવું જોઇએ?—બચ્ચાંની ખુબસુરતીને માટે મનપર મજબુત છાપ પાડવાની રીતઃ—શરીરના ભાગો બચ્ચાંમાં કદરૂપા કેમ બને છે?—હમેલવાળી સ્ત્રીએ બુદ્ધિમાન બાળકો કેમ પેદા કરવાં તેની રીતઃ—**પ્રકરણ ૯ મું. બચ્ચાંની ઉત્પત્તિમાં કોણ બળવાન માતા કે પિતા?**—બચ્ચાંની ચોકસ મન અને તનની શક્તિઓ માતાથી અને ચોકસ પિતાથી મળે છે તેની સમજણ:—**પ્રકરણ ૧૦ મું. છોકરો અથવા છોકરી મરજી પ્રમાણે પેદા કરવાની કેટલીક શોધો:**—હઝારો વરસ અગાઉના હીંદુ શાસ્ત્રોમાં તેમજ અગાઉના વિદ્વાનોથી આજ સુધીમાં એ બાબતની જે શોધો થઈ છે તેનો સારાંશ—બચ્ચાંની જાતિ કેમ, ક્યારે અને કોનાથી પેદા થાય છે તેની સમજણ—છોકરો અથવા છોકરી મરજી પ્રમાણે પેદા કરવાના ડાકટરોએ કરેલા ફતેહમંદ પ્રયોગો—અજમાવાની રીતો—હમેલવાળી સ્ત્રીને છોકરો જન્મે કે છોકરી તે અગાઉથો પારખવાની રીત—**પ્રકરણ ૧૧ મું. ભવિષ્યનાં માબાપને છેલ્લા બે બોલ.**

એન. એમ. ત્રિપાઠી એન્ડ કુંપની.

---

# ગૂપ્ત મનશકિતની મહાન શોધો.

જેવડે માણસ દુઃખ, દરદ, મોત અને નસીબ પર

કાબુ રાખી શકે

